**PEOPLE'S EDITION.**

# Jaina Kavya-Dohana.

## Selections from old Gujarati Jain Poets.

## PART FIRST.

COMPILED AND PUBLISHED BY

**MANSOOKHLAL RAVJIBHAI MEHTA,**

FIRST EDITION.

AHMEDABAD:

PRINTED AT THE 'SATYA VIJAYA' PRINTING PRESS, BY

SANKALCHAND HARILAL SHAH.



*BOMBAY-1913.*

**Price Rs. 2-0-0.**

ख्याति गमयति सुजनः सुकविर्विदधाति केवलं काव्यम् ॥
पुष्णाति कमलमम्भो लक्ष्म्या तु रविर्नियोजयति ॥

—भोजप्रबन्धः

સામાજીક આવૃત્તિ.

# જૈનકાવ્યદોહન.

## પ્રાચીન ગુજરાતીજૈનકાવ્યસાહિત્યનો સંગ્રહ.

### ભાગ ૧ લો.

સંગ્રહ કરી પ્રગટ કરનાર,
મનસુખલાલ રવજીભાઇ મેહતા.

પહેલી આવૃત્તિ.

અમદાવાદ,
'સત્યવિજય' પ્રીન્ટીંગ પ્રેસમાં સાકલચંદ હરીલાલ શાહે છાપ્યું.



ઇ૦ સ૦ ૧૯૧૩. પ્રત-૫૦૦    સંવત્ ૧૯૭૦.

કિંમત રૂપિયા બે.

"સારો કવિ તો માત્ર કાવ્યનેજ રચે છે, પણ તેને પ્રખ્યાતિ પમાડનાર તો સુજન જ છે. જળ કમળનું પોષણ કરે છે, પણ તે કમળને પ્રફુલ્લિત કરવું એ સૂર્યનું કામ છે."

—ભોજપ્રબન્ધ.

# સ્વર્ગસ્થ શ્રી ઇચ્છારામ સૂર્યરામ દેશાઇ,

## આદ્યતંત્રી, "ગુજરાતી."

---

ગુર્જર સાહિત્ય સૃષ્ટિમાં આપનાથી ઘણા વિદ્વાનો ભિન્ન ભિન્ન અભિપ્રાયો ધરાવે છે. છતાં આપનાથી વિમુખદૃષ્ટિધારકોને પણ નિર્વિવાદ રીતે પોતાના અંતઃકરણને વિષે સ્વીકારવુંજ પડે છે કે, ગુર્જરસાહિત્યક્ષેત્રના ખેડાણમાં આપનો હિસ્સો અગ્રપદ ધરાવે છે.—તે સાહિત્યના પ્રચાર વિભાગમાં તો આપનો ફાળો કદાચ્ સૌ કરતાં વધી જાય તેમ છે.

આપના સામાજીક વિચારોની જે નીતિ આપના પત્રમાં રહી હતી તે મને સર્વ દેશે સમ્મત નહોતી: વળી આપના પત્રની અને આપની સાહીત્ય નીતિ ( Policy )મને, બીજાઓની પેઠે લાંબા વખત સુધી એમ લાગેલી કે તે જૈનથી પ્રતિકૂળ છે. આપના અને મારા જાતપરિચયમાં સામાજીક નીતિ વિષે ઉહાપોહ થયો નહોતો એટલે આપની તે વિષયક નીતિ માટે મારો અભિપ્રાય બીજી રીતે ફેરવવા યોગ્ય છે કે કેમ એનો નિર્ણય ન થઇ શક્યો; પરંતુ જૈનસાહિત્યની આપની અને આપના પત્રની પ્રતિકૂળ નીતિના સંબંધીની માનીનતા મને આપના જાતપરિચય પછી ફેરવવા યોગ્ય લાગી; એટલે સુધી ફેરવવાયોગ્ય લાગી કે, આપ જૈન સાહિત્ય વિરૂદ્ધ તો નથીજ પરંતુ જૈન ગુર્જર સાહિત્યને ગુર્જર સાહિત્યના બળવાન અંગ તરીકે માનનારાઓમાંના આપ એક છો. ગુર્જર જૈનસાહિત્યના પ્રકાશનની સાથે જૈનેતર સાહિત્ય ઉપાસકોના નામ જોડવામાં મને એ કારણથી પ્રેમ ઉપજે છે કે, જૈનેતર સાહિત્યના ઉપાસકોએ જૈન સંતાનોને તેના બહોળા સાહિત્યનું ભાન કરાવ્યું છે. આમ હોઇ મારા તરફથી પ્રગટ થયેલ પ્રાચીનગુર્જર જૈનકાવ્યના સંગ્રહરૂપ 'રાયચંદ્ર જૈન કાવ્યમાળા' ગુચ્છક ૧ લાની સાથે સદ્‌ગત ગોવર્ધનરામભાઇનું નામ જોડયું હતું. તેનાજ રજા ગુચ્છકની જોડે સાક્ષરશ્રી કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીનું નામ જોડયું છે. આ ત્રીજા પ્રયત્નરૂપ " જૈન કાવ્યદોહન " ની સાથે આપનું નામ જોડું છું—ખાસ કરીને એટલા માટે કે આપના બૃહત કાવ્યદોહને આ જૈન કાવ્યદોહનની પ્રકલ્પના ઉત્પન્ન કરવા મને લલચાવેલ છે.

મનસુખલાલ.

# પ્રસ્તાવના.

---

નામદાર સરકારના કેળવણી ખાતા તરફથી પ્રાચીન ગુર્જર કવિઓના કાવ્યોને એકત્ર કરી ' કાવ્યદોહન ' ના નામથી બહાર પાડવામાં આવેલાં.

આ દિશામાં ત્યાર પછી બળવાન્ પ્રયત્ન ' ગુજરાતી ' પત્રના આદ્ય તંત્રી રા. ઇચ્છારામ સૂર્યરામ દેશાઈએ કર્યો; અને તેઓએ ઘણો ભાગ બહાર પાડયાં.

આ શિવાય પણ ઘણાં વર્ષો અગાઉ પ્રાચીન કાવ્યો બહાર પાડવાનાં જૂદા જૂદા સ્થળોએથી પ્રયત્નો થયાં હતાં.

આ સઘળાં પ્રયત્નો છતાં તેમાં ગુર્જર જૈન કવિઓની કૃતિઓનો સમાવેશ બહુજ નિર્જીવ હતો; શા માટે નિર્જીવ હતો તેનાં કારણોનો વિચાર કરતાં મને ઘણાં કારણો લાગે છે. મુખ્યમાં મુખ્ય કારણ હું પહેલેથી એમ માનતો આવ્યો છું કે, વાદવિવાદના જમાનાથી જૈન વિરૂદ્ધ જે ભાવના જૈનેતર સૃષ્ટિમાં કરાવવામાં આવી હતી તેનો વારસો હજુ સુધી વિશેષ અંશે ચાલ્યો આવ્યો છે તે છે. બીજું કારણ જૈનસાહિત્યસેવકોનું અલ્પત્વ અને અલ્પત્વ છતાં તેની પોતાનીજ ઉપેક્ષા બુદ્ધિ. જૈનેતર છતાં મધ્યસ્થ દૃષ્ટિના સાહિત્ય ઉપાસકોને જૈન સાહિત્ય મેળવવાની મુશ્કેલી એ ત્રીજું કારણ છે.

પરંપરાથી જૈનવિરૂદ્ધ જે ભાવના જૈનેતર સૃષ્ટિમાં ચાલી આવે છે તેને સૌથી પહેલાં સદ્ગત ગોવર્ધનરામભાઇએ ખંડિત કરી. તેઓએજ જૈન સાહિત્ય ગુર્જર સાહિત્યમાં કદાચ્ સૌથી અગ્રપદ ધરાવનારો હિસ્સો આપે તેમ છે તે જગતને જણાવ્યું. ત્યારબાદ ગુજરાતના એક સમર્થ પુત્ર અને ગુર્જર ભાષાના સૌથી વિશેષ અભ્યાસી શ્રીયુત કેશવલાલ હર્ષદરાય ધ્રુવે જૈનગુર્જર સાહિત્યની ખરી ખુબી જગતને બતાવી; એટલે સુધી બતાવી કે, ગોવર્ધનરામભાઇના કરતાં પણ ઘણી પ્રબળ રીતે વધી જાય. આ સંગ્રહ જેને હું અર્પણ કરૂં છું તે સદ્ગત ઇચ્છારામભાઈ અને શ્રીયુત કેશવલાલભાઈ પરસ્પર પ્રતિકૂળ વિચારો ધરાવનાર તરીકે અત્યારે સમાજને દેખાય છે, અને મને પણ લાગે છે કે, રા. ઇચ્છારામભાઈ શ્રીયુત કેશવલાલભાઇની વિદ્વતાના ભંડોળની જે કદર કરવી જોઇએ તે કરી શકયા નથી. હું ઇચ્છુંછું કે, સ્વ૦ ગોવર્ધનરામભાઇએ શ્રીયુત કેશવલાલભાઈની જે પ્રશંસા ભરી કદર કરી હતી તેવીજ રા. ઇચ્છારામભાઇને કરવાની

બુદ્ધિ આવી હોત. તે ગમે તેમ હો, પણ અમો જૈન સંતાનોને સદ્ગત ગોવર્ધનરામભાઇએ અને શ્રીયુત કેશવલાલભાઇએ અમારા સાહિત્ય ભંડોળનું જે ભાન કરાવ્યું, તેથી અમારા ગુર્જર સાહિત્યને જોવાની મને લાગણી થઇ. ગુર્જરકાવ્યોને 'બૃહત્ કાવ્યદોહન' ના આકારે પ્રકટ કરવાના રા. ઇચ્છારામભાઇના પ્રયત્ને મને તેઓની શૈલી પ્રમાણે જૈનકાવ્યો પ્રકટ કરવાની લાગણી ઉત્પન્ન કરી; અને તેના ફળરૂપે આ 'જૈન કાવ્યદોહન' જગત્ આગળ આવે છે.

મારા તરફથી પ્રકટ થયેલ ગુર્જર જૈન કાવ્યોના સંગ્રહરૂપ "રાયચંદ્ર જૈન કાવ્યમાલા" ના ગુચ્છક ૧ લાની અંદર ગુજરાતી ભાષાના જન્મ સાથે જૈનિયોનો સર્વથી પ્રથમ સંબંધ છે એવી મારી માનીનતા મેં ચર્ચી હતી. મારી આ માનીનતા રાજકોટ ખાતે મળેલી ત્રીજી ગુર્જર સાહિત્ય પરિષદ્માં અને જાહેર વર્તમાનપત્રોમાં ચર્ચાઇ હતી. મારી આ માનીનતા હજુ કાયમ છે; એટલુંજ નહીં પણ મારી તે માનીનતા દૃઢ કરાવનારાં કેટલાંક કારણો મને ત્યાર પછી મળ્યાં છે.—જો કે એ ખરૂં છું કે મેં જેમ પ્રથમ ગુચ્છકમાં કહ્યું હતું કે "ગુર્જર ભાષાનો જન્મ જૈનિયોથી હોવા યોગ્ય છે," એમ મારે કહેવું જોઇતું નહોતું. મારે એમ કહેવું જોઇતું હતું કે તેની ખીલવણીમાં જૈનિયોએ સૌથી પ્રથમ અને મુખ્ય ભાગ ભજવ્યો છે.

સદ્ગત ગોવર્ધનરામભાઇ તથા શ્રીયુત કેશવલાલભાઇએ જે દૃષ્ટિએ જૈન ગુર્જર સાહિત્ય અવલોકયું છે તે દૃષ્ટિએ જો અવલોકવામાં આવે તો મારી આ માનીનતા સત્ય જણાયા વિના નહીં રહે એમ હું અત્યાર સુધી માનું છું. મારે મારી આ માનીનતા સંબંધમાં આ પ્રકાશનની સાથેજ વિશેષ ઉહાપોહ કરવાની ઇચ્છા હતી. પરંતુ મારી તે ઇચ્છા અત્યારે તો ઇચ્છારૂપેજ રહી છે—અમલ રૂપે બહાર આવી નથી.

આ જૈન કાવ્યદોહનને લોકપ્રિય ( popular ) કરવા માટે કઠિન અને જૈન પારિભાષિક સબ્દોનો કોષ આપવાની જરૂર હતી, એ હું સારી પેઠે જાણું છું, પણ મારી શરીર પ્રકૃતિએ તેમાંનું કાંઇ કરવા આપ્યું નથી તેથી લાચાર છું.

**મુમ્બઇ, ઝવેરીબજાર.** } **મનસુખલાલ રવજીભાઇ મેહતા.**

તા. ૧-૧૧-૧૯૧૪

# અનુક્રમ.

# જૈનકવિતા.

---

શ્રીયુત મનસુખલાલ રવજીભાઈ મહેતાની જૈનસાહિત્યસેવા સાક્ષર વર્ગને સુવિદિત છે, "સનાતન જૈન" ના તંત્રી તરીકે સમગ્ર જૈનકોમને હિતકર થઇ પડે એવા લેખો લખી સમગ્ર જૈનકોમની સેવા બજાવવાને વ્યાજબી રસ્તો બીજાં જૈનપત્રોને તેમણે બતાવ્યો છે. માગધી ભાષાના અભ્યાસની અને યુનિવર્સિટીમાં જૈનસાહિત્ય દાખલ કરાવાની ચર્ચા પ્રથમ તેમણે ઉપાડી હતી. જૈન કાવ્યદોહન પ્રગટ કરવાની પહેલ પણ તેમણેજ કરી છે. શરીર આરોગ્ય નહિ હોવા છતાં તેઓ જૈનસાહિત્યની બની શકતી સેવા બજાવ્યે જાય છે એ નજરે જોયા પછીજ આટલું લખવાનું મન થયું છે. તેમના તરફથી પ્રગટ થતા જૈન કાવ્યદોહન માટે જૈનકવિતા વિષેના મારા આગલા વિચારો કે જે વિચારોમાં હજી ફેરફાર થયો નથી તે આ નીચે દર્શાવું છું.

જૈનસાહિત્ય વિષે ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ના પ્રમુખ સ્થાનપરથી સાક્ષરમંડનમણિ ગોવર્ધનરામભાઈએ તેમજ સાક્ષર શિરોમણિ કેશવલાલ ભાઇ ધ્રુવે યોગ્ય વિવેચન કર્યું છે. એવા નિષ્પક્ષપાત ત્રાહિત વિદ્વાનોના અભિપ્રાયને લીધે જૈનેતર વિદ્વાનો જૈન સાહિત્યપ્રતિ સહાનુભૂતિ બતાવવા લાગ્યા છે અને એ સાહિત્ય તરફ જરા જરા ડોકીઉં કરવા લાગ્યા છે એ માટે જૈનો ઉક્ત બંને વિદ્વાનોના આભારી છે.

કવિ દલપતરામે કાવ્યદોહનની પ્રસ્તાવનામાં જુદા જુદા કવિઓના સંબંધમાં કંઇક કહ્યું છે. તેમનાં નામ માત્ર પણ સંભાર્યા છે. ત્યારે જૈન કવિઓ સંબંધી એક અક્ષર પણ લખ્યો નથી. કાવ્યદોહનના ૧ લા ભાગમાં જ્યારે ત્રીશ કવિની કવિતાઓ લીધી છે ત્યારે તેમાં માત્ર એકજ જૈન કવિતા દાખલ થવાને ભાગ્યશાળી થઈ છે. તેજ પ્રમાણે કાવ્યદોહનના બીજા ભાગોનું સમજી લેવું. આપણે એમ માનીએ કે જૈન કવિની કવિતાઓ કે ગ્રંથોની કોઇ પણ વિશેષ હસ્તલિખિત પ્રતો તેમના હાથમાં આવી નહિ હોય; પરંતુ તેમ નથી. તેઓશ્રી કાવ્યદોહનના પૃ. ૧૫૭ મે જણાવે છે કે "બીજા હિંદુઓ કરતાં જૈનના જતિઓએ રચેલા ગુજરાતી ભાષાના

ગ્રંથો ઘણા છે પણ તેમાં માગધી ભાષાના તેમ બીજા તરેહવાર શબ્દો આવે છે માટે અમે ઝાઝી કવિતા તેઓની લીધી નથી, " આ લખાણ એમ બતાવે છે કે જૈન કવિની કવિતા સમજવા તે વખતે વિશેષ પ્રયત્ન થયો નથી.

જૈન કવિઓ સિવાય બીજા કવિઓનાં કાવ્યોમાં અન્ય દૃષ્ટિએ તરેહવાર શબ્દો હોવા છતાં તે કાવ્યોના સંશોધકોએ એ કાવ્યોને પ્રસિદ્ધિ આપી એનું કારણ એ હોઇ શકે કે એ કાવ્યો તેમના ધર્મને લગતાં અગર પરિચિત હતાં. એ સંશોધકોમાંથી કોઈ જૈન નહોતા. વળી એ પણ બનવા જોગ છે કે "જૈન" પોતાનો કુળધર્મ ન હોવાથી પોતાના સ્વાભાવિક ધર્મ સંસ્કારોને લીધે ઝટ લઇને ન સમજી શકાય એવાં જૈન કાવ્યોની એ સંશોધકોએ કદાચ્ ઉપેક્ષા પણ કરી હોય.

સાહિત્યના ઉપાસકોએ ધ્યાનમાં રાખવાનું છે કે પ્રાચીન કાવ્યમાળા અને અન્ય કાવ્યદોહનાદિમાં જૈન સિવાય બીજા જે જે કવિઓનાં કાવ્યો પ્રગટ થયાં છે તેમાં શબ્દાદિ પરત્વે સમયોચિત ફેરફાર સંશોધકોએ કર્યો છે; તેવોજ ઉચિત ફેરફાર સંશોધકો ધારત તો જૈન વિદ્વાનોને આમંત્રી તેઓની સહાયતા વડે કરી શકત.

કવિશ્વર દલપતરામ એમ પણ એક ઠેકાણે લખે છે કે " ચારસેં વરસ ઉપરના અને આ વખતના (સને ૧૮૭૨ ના) ગુજરાતના કવિઓની ભાષામાં કંઈ વધારે ફેરફાર થયલો નથી, પરંતુ સ્વ. સાક્ષર નવલરામભાઇ લખે છે કે " ઘણાના ધારવામાં એમ છે કે ગુજરાતી ભાષા હાલ જેમ બોલાય છે તેમ નરસિંહ મહેતાના વખતથી બોલાતી આવે છે. પણ એ દેખીતીજ ભૂલ છે. એટલાં વર્ષ સુધી ભાષા વિકાર ન પામે એ જનસ્વભાવ અને સઘળા દેશની ભાષાઓના ઇતિહાસથી ઉલટું છે. " સંશોધકોએ નરસિંહ મહેતાનાં કાવ્યો સુધારીને પ્રગટ કર્યાં જણાય છે.

રાણકદેવી અને રાખેંગારના બોલાતા દુહાઓમાં મૂળ કરતાં કેટલો બધો ફેરફાર થઈ ગયો છે તે નીચેના દુહાઓ પરથી જણાશે. જો કે મૂળ દુહા પણ સં૦ ૧૩૪૭ માં રચાયેલા એક ગ્રંથમાંથી લીધા છે. તેથી ઈ૦ સ૦ ના ૧૧ મા શતકમાં બોલાતા ખરેખર દુહા તો તેથી પણ જૂની ભાષામાં બોલાતા હશે.

રાણા સવ્વે વાણિયા, જે સહુ વડ્ડહ સેઠિ;
કાંહુ વણિજડુ માણ્ડિઉં, અમ્મીણા ગઢ હેઠિ
તઇં ગડુઆ ગિરનાર, કાંહુ મણિ મત્સર ધરિઉ;
મારીતાં રાખેંગાર, એક્ક સિંહરૂ ન ઢાલિઉ.

હાલ બોલાય છે તે–અમારા ગઢ હેઠ, કોણે તંબુ તાણિયા;
સધરો મોટો શેઠ, બીજા વર્તાકે વાણિયા.
ગોઝારા ગિરનાર, વળામણ વેરીને કિયો;
મરતાં રાખેંગાર, ખરેડી ખાંગો નવ થયો.

આચાર્યશ્રી શ્રીહેમચંદ્રાચાર્યના અપભ્રંશ ભાષાના વ્યાકરણમાંથી ઉદાહરણ લઇએ.

ઢેલ્લા મઇં તુહુ વારિયા, મા કુર દીહમાણુ;
નિદ્દએ ગમિહિ રત્તડી, દડવડ હોહિ વિહાણુ.
પભણે મુંજ મૃણાલવઇ, જુવ્વણ ગિઉ મઝુ‍ાર;
જઇ સક્કર સયખંડ થિય, તોય સમિટ્ઠી ભૂરિ.

સંશોધકે એ દોહા સમજાય તેવી ભાષામાં નીચે મુજબ લખ્યા છે.

ઢોલા મેં તને વારિયો, મા કર લાંબું માન;
નિદ્રાએ રાત્રી જશે, ઉતાવળું થશે વહાણું.
મુંજ ભણે હે મૃણાલવતિ, જોબન ગયું ઝુરેમાં;
જદિ સાકર શતખંડ થઇ, તોય ઘણી મીઠી.

અનભ્યાસ, જિવ્હાદોષ, સરળતા તરફ વલણ ઇત્યાદિ કારણોથી ભાષા વિકાર પામતી જાય છે અને વિશેષ વિકારે જ્યારે જૂનું લખાણ કે કવિતા સમજી શકાય નહિ ત્યારે તેમાં સંશોધકો કે વાચકો દેશ કાળ મુજબ યોગ્ય સુધારો કે ફેરફાર કરે એમાં નવાઇ નથી. એવો ફેરફાર ઉપર આપેલા દુહાઓમાં આપણે જોયો. તો જો કોઇ વિદ્વાને જૈન કવિતા હાથમાં લીધી હોત ને જૈનોને તેનું સશોધન કરવાને બોલાવ્યા હોત તો શું આજે ગુજરાતી સાહિત્યનું એક અંગ જે જુદું પડી ગયું જણાય છે તે શું એકત્ર સાહિત્યમાં ભળી ગયા વગરનું રહેત કે ?

ગુજરાતમાં જ્યારે કાવ્યદોહનાદિ પુસ્તકો રચાયાં ત્યારે જૈન કવિઓએ ગુજરાતી ભાષાની બજાવેલી સેવા સંબંધે કદાચ અજાણપણે ઉપેક્ષા દાખવ્યા છતાં આપણે સારી રીતે જોઇ શકયા છીએ કે ગુજરાતી સાહિત્ય

પરિષદ્‌ની બંને બેઠકોમાં માનવંત પ્રમુખ સાહેબો તરફથી જૈનોની યોગ્ય કદર થઇ છેજ.

સ્વ. સાક્ષરશ્રી ગોવર્દ્ધનરામભાઇના ભાષણમાંથી ઉતારો કરિયે.

" શતક ૧૪ મું–ગુજરાતમાં તેજસિંહના એક ગ્રંથ વિનાના સર્વ ગ્રંથો માત્ર જૈન સાધુઓના રચેલા છે. એ ગ્રંથો પણ મોટા ભાગે ધર્મ-સાહિત્યના અને સંસ્કૃત સાથે પ્રાકૃતમાં પણ છે. એ સાધુઓએ તેમના ગચ્છોનો આશ્રય પામી આટલો સાહિત્યવૃક્ષ ઉગવા દીધો છે " ઇત્યાદિ.

" ગુજરાતી સાહિત્યનું મૂળ પ્રથમ રોપાયું તે વેળા દિલ્હીના બાદશાહો, ગુજરાતના સુબાઓ અને નાના સરદારોનો વિગ્રહ આ યુગના આરંભથી ૧૩૫૦ સુધી ચાલ્યો અને તેનો ક્ષોભ ઝાલાવાડ, જુનાગઢ, ગોંડળ વગેરે કાઠિયાવાડના ગામોમાં અને બાકીના ગુજરાતમાં ચાલી રહ્યો હતો. તેવામાં જૈન ગચ્છોના ચાર પાંચ સાધુઓ ઉક્ત ગુજરાતી સાહિત્યના એકલા આધારભૂત હતા. તે પછીના પચીશેક વર્ષમાં.........પણ બીજા પાંચેક જૈન સાધુઓ એવા આધારભૂત હતા. "

" જૈન સાધુઓ જેટલી સાહિત્યધારા ટકાવી શકયા તેનો કાંઇ અંશ પણ અન્ય વિદ્વાનોમાં કેમ ન દેખાયો ? તેઓ કયાં ભરાઈ બેઠા હતા. "

" જૈન ગ્રંથકારોની ભાષા તેમના અસંગ જીવનના બળે શુદ્ધ અને સરળ રૂપે તેમના સાહિત્યમાં સ્ફૂરે છે, ત્યારે આખા દેશના પ્રાચીન ભીલ આદિ અનાર્ય જાતિઓ અને રાજકર્ત્તા મુસલમાન વર્ગ એ ઉભયના સંસર્ગથી બ્રાહ્મણ વાણિયાઓની નવી ભાષા કેવી રીતે જૂદું ધાવણ ધાવી બંધાઇ એ પણ તેમના આ ભ્રમણના ઇતિહાસથી સમજાશે. એ સાધુઓની અને આ સંસારીઓની ઉભયની ગુજરાતી ભાષા જુદે જુદે રૂપે બંધાવા પામી. "

" શતક ૧૫ મું (ઉત્તરાર્ધ). પાટણ નગરમાં જૈન સાધુઓ પ્રથમની પેઠે પાછા સંસ્કૃત–પ્રાકૃતમાં સાહિત્યને રચાવા લાગ્યા હતા અને રાજકીય સ્થાન મટી એ પણ તે કાળે તીર્થ નહિ તો તીર્થ જેવુંજ આ સાધુઓએ કરેલું જણાય છે. "

**Imperial Gazetteer of India** ની ૧૯૦૭ ની આવૃત્તિમાં **Jainism** વિષે નીચે પ્રમાણે લખે છે:—

" જૈન ધર્મ સંબંધી સાહિત્ય વિશાળ તેમજ ગહન છે. તેની શોધ બહુ થોડી થયેલી છે અને તે પણ થોડુંક થયાં એટલે તે ધર્મ સંબંધી ઇતિહાસ યોજવા પૂર્વે ભાષાંતર અને શોધખોળ રૂપે હજુ ઘણું કરવાનું છે. એ સાહિત્ય એક તો વિશાળ રહ્યું, બીજું ગહન રહ્યું અને એ અંગે જોઇતી શોધખોળો અધુરી એથી એમાં તત્ત્વોનું વાસ્તવિક સ્વરૂપ શું છે એ સંબંધી અજ્ઞાનતા રહે એ સ્વાભાવિક છે. તેથી પાશ્ચાત્ય વિદ્વાનોની શુભ લાગણી જૈન સાહિત્ય જીતી શક્યું ન હોય તો તેમાં આ અજ્ઞાનતા કદાચ્ એક કારણ ગણી શકાય.

બીજી સાહિત્ય પરિષદ્‌ના વિચારવંત અને વિદ્વાન્ પ્રમુખશ્રી કેશવલાલ હર્ષદરાય ધ્રુવેશ્રી હેમચંદ્રાચાર્ય વગેરે જૈન પંડિતોના સાહિત્ય વિષે જે યોગ્ય ઇસારા કર્યા છે તે તો હજી તાજા છે. તેથી વિસ્તારભયથી અહીં નહિ ઉતારતાં સર્વ સામાન્ય તેઓનાં થોડાંક શબ્દો આપીશું તે બસ થશે.

" વાસ્તવિક રીતે ગુજરાતી ભાષાના ત્રણ યુગ છે. ઇસ્વીસનના ૧૦ મા ૧૧ મા શતકથી ૧૪ મા શતક સુધીનો પહેલો યુગ; ૧૫ મા શતકથી ૧૭ મા શતક સુધીનો બીજો અને તે પછીનાં શતકોનો ત્રીજો. પહેલા યુગની ભાષાને અપભ્રંશ કે પ્રાચીન ગુજરાતી નામ આપવું ઘટે છે. બીજા યુગની ગુજરાતી...ને મધ્યકાલીન ગુજરાતી કહેવી યોગ્ય છે. ત્રીજા યુગની ગુજરાતીને અર્વાચીન ગુજરાતી સંજ્ઞા આપવામાં મતભેદ હોયજ નહિ. પહેલાં પાંચ શતકોની ભાષા ગુજરાતી છે તેની પ્રતીતિ સારૂ કાલક્ષેપનો ઉપાલંભ વ્હોરીને પણ શતકવાર ઉદાહરણ આપવાની જરૂર છે. એ પાંચ શતકના સાહિત્યને ગેરઇનસાફ થયો છે. કેમકે મધ્યકાલીન ગુજરાતીનેજ પ્રાચીન કાવ્ય ત્રિમાસિક અને પ્રાચીન કાવ્યમાલાના અભિમત તંત્રી ગુજરાતી ગણવા ના પાડે છે, ત્યાં પ્રાચીન ગુજરાતીનો તો ધડોજ થવો કેવો ? માતપિતા મોટાં છોકરાંને ઇનકાર કરી નાવારસ ઠરવે ને ન્હાના બાળકનેજ કબુલ રાખે તેના જેવું આ તો થાય છે. અવમાનિત સાહિત્યની શોધખોળ થતી નથી. અભ્યાસ થતો નથી, ચર્ચા થતી નથી ને ગુજરાતી અગુજરાતીની યોગ્યતા તપાસાયા વગર અવળું વેતરાયાં જાય છે. વગર ઓળખ્યે અથવા ભૂલમાં ભુટકાઇ અજ્ઞાનના અંધારામાં પ્રકાશની રાહ જોયા વગર આપણે આપણા સાહિત્યવડની જમીનમાં ઉંડી ઉતરેલી વડવાયો વાઢી નાંખવા પ્રવૃત્ત થઇએ છીએ. "

જૈન કવિઓએ ઘણે ભાગે રાસ, સજ્ઝાય, સ્તવનો લખ્યાં છે. આશરે સાડા ત્રણસેં રાસ તો હાથ આવ્યા છે. એથી વિશેષ જે હજી ભંડારમાં પડ્યા હોય ને પ્રસિદ્ધિમાં ન આવ્યા હોય તે તો જૂદા. આ બધા રાસ વડે કેટલાં કાવ્યદોહનનાં પુસ્તકો ભરાય તેનો વિચાર કરવા યોગ્ય છે. અત્યાર સુધી ગુજરાતી ભાષા જાણનારાઓ એમ માનતા હતા કે ગુજરાતી ભાષામાં પ્રથમ કવિતા લખનાર નરસિંહ મહેતો એકલાજ હતા. પરંતુ બંને પરિષદ્‌ના માનવંત પ્રમુખ સાહેબોના ભાષણો ઉપરથી સર્વેના જાણવામાં આવ્યું હશે કે નરસિંહ મહેતા પહેલાં પણ અમુક શતક સુધીની ભાષાને ગુજરાતી ભાષા કહી શકાય છે અને તે શતકોમાં બીજા કવિઓ તથા લેખકો થઇ ગયા છે.

થોડી મહેનતે સમજી શકાય એવી જૈન સાધુની જૂનામાં જૂની જે કવિતા અત્યારે મળે છે તે મુનિશ્રી વિજયભદ્રની છે. કદાચ વિજયભદ્ર એ સંજ્ઞિત અથવા પર્યાયવાચક નામ પણ હોય. વિજયભદ્ર પહેલાંની કેટલાક શતકની ગુજરાતી કવિતાનાં થોડાં ઉદાહરણો શ્રીયુત કેશવલાલભાઈ તરફથી આપવામાં આવ્યાં હતાં. સં. ૧૩૨૭ માં રચાયેલા "સમક્ષેત્રી રાસ" કે સં. ૧૩૪૭ માં રચાયેલા " પ્રબંધચિંતામણિ " ગ્રંથ કે તેજ અરસામાં રચાયેલા રત્નસિંહસૂરિના "ઉપદેશમાળા" નામે ગ્રંથમાંથી કંઇ ઉદાહરણો આપી શકાય. અહીં વિજયભદ્ર મુનિથી જૈન રાસોની શરૂઆત ગણી વિશેષ ભાગે રાસો વિષે કંઈક કહેવા ઇચ્છું છું, વિજયભદ્ર કે ઉદયવંત મુનિ નરસિંહ મહેતા પહેલાં આશરે સોએક વર્ષ ઉપર થયા હતા. નરસિંહ મહેતો જ્યારે સં. ૧૫૦૦ માં હતા એમ કવિ નર્મદાશંકર કહે છે ત્યારે વિજયભદ્ર મુનિ સં. ૧૪૧૨ માં હતા એમ **ગૌતમરાસ** કહે છે.

કવિતાઓના જે જે ગ્રંથો છેલ્લાં પાંચ સાત શતકોમાં જૈન કવિઓએ લખ્યા છે તેમાંના ઘણાખરાને તેમણે " રાસ " નામ આપ્યું છે. 'રાસ' શબ્દ પ્રથમ શ્રીમદ્ ભાગવતમાં જોઇ શકાય છે. રાસમાં જૂદી જૂદી નીતિની અને ધર્મની વાતો સમજાવવા માટે મહા પુરૂષોનાં ચરિત્રો કથારૂપે આપ્યાં છે; પરંતુ પોતાની કવિતાના ગ્રંથોને રાસ કહેવાનું શું ખાસ કારણ હશે તે વિચારવા જેવું છે. હાલના પુષ્ટિમાર્ગ વૈષ્ણવ ધર્મમાં 'રાસ,

શબ્દ પરિચિત છે. રાસ શબ્દના પરિચય વાળો એ **પુષ્ટિમાર્ગ** તો ગુજરાતમાં ઉત્તર હિંદમાંથી ૧૬ મા સૈકાની આખરે આવેલો જણાય છે. નરસિંહ મહેતા જે વૈષ્ણવ ધર્મ પાળતા હતા તે તો વિષ્ણુસ્વામિવાળો વૈષ્ણવ પંથ હતો એમ કવિ નર્મદાશંકર કહે છે. ત્યારે જૈન કવિઓએ કવિતામાં કરેલાં મહા પુરૂષોનાં વર્ણનોને રાસ નામ શા વાસ્તે આપ્યું હશે તે વિચારવા જેવું છે.

જૈન કવિઓના રાસામાં જૂદે જૂદે સ્થળે નજર કરતાં નવરસયુક્ત વર્ણનો જોવામાં આવે છે. કોઇ કોઇ સ્થળનાં વર્ણનો રસ અને અલંકારથી, છલકાઈ જાય છે. રસનાં આલંબન, ઉદ્દીપન, વિભાવ, વગેરે સાધનોનો જ્યાં જેવો ઘટે તેવો ઉપયોગ કરી એ વર્ણનો વાંચવામાં આનંદ આવે એવાં રસભરિત કર્યા છે. આવાં રસવાળાં રસિક વર્ણનોને તેમણે રાસ નામ આપવાનું યોગ્ય ધાર્યું હોય તેમ અનુમાન થઇ શકે છે. કાવ્યનો આત્મા રસ છે અને તેથી રસિક કાવ્યને રાસ નામ આપવું એ યોગ્ય પણ છે. સાહિત્ય શબ્દનો ખરો અર્થ આપતી વેળા ઉદાહરણ તરીકે એક કોષમાં રસાલંકાર વગેરે એવી મતલબે લખવામાં આવ્યું છે. તો તે અર્થ લક્ષમાં રાખવાથી સ્પષ્ટ જણાશે કે જૈન કવિતાઓને ગુજરાતી ભાષાનું સાહિત્ય કહેવું એ એક આવશ્યક બાબત છે. સાહિત્યનો ખરો અર્થ એમાં સાર્થક થાય છે.

પ્રેમાનંદ વગેરે અન્ય કવિઓએ જૂદાં જૂદાં આખ્યાન કે કથાવર્ણનો લખ્યાં છે. તેવાં વર્ણનોથી ભરપુર તેના પહેલાં સામાન્ય રીતે લખાયેલા આ રાસાઓ પણ છે. મૂળ એક વાતને લઇ વિસ્તારથી તેનું વર્ણન કરી અનેક ભવ્ય તથા ચમત્કારિક પ્રસંગોનાં વર્ણનો આપી, અંતે નીતિધર્મનો વિજય સ્થાપી, પાત્રોનું પરમ મંગળ સમાપ્તિમાં દાખવી રાસ પૂરો કરવામાં આવે છે.

જૈન રાસોની કવિતા વૃત્ત કે છંદમાં લખવામાં આવી નથી, પણ અમૂક મેળમાં તાલ સહિત ગવાય અને તેમાં કોઇ રાગ રાગિણીની છાયા આવે એવી દેશીઓમાં રચાયેલી હોય છે. પ્રેમાનંદે જ્યારે કડવાં અને દયારામે જ્યારે મીઠાં એમ લખ્યું છે ત્યારે જૈન કવિઓએ પ્રથમથી તે આજ સુધી ઢાળ એ એક શબ્દ વાપર્યો છે. કડવાં પછી જેમ વલણ

આવે છે તેમ ઢાળ પૂરી થતાં કેટલાક રાસમાં દોહરા કે સોરઠી દોહરા આવેલા હોય છે.

મંગળાચરણમાં પ્રથમ દરેક રાસમાં જિનેંદ્રદેવની, પછી સરસ્વતી દેવીની તથા ગુરૂની સ્તુતિ કરી કોનો રાસ લખાય છે ને ધર્મનીતિની કઇ બાબતનો મહિમા બતાવવા લખાય છે તે જણાવ્યું હોય છે. ઘણું કરીને દરેક ઢાળમાં છેડે કવિનું નામ આવે છે. રાસ પૂરો થતાં કેટલાક રાસમાં તો તે રાસ કવિએ કઈ સાલમાં કઇ તિથિએ કયે વારે કયા ગામમાં રહી રચ્યો તે તથા કવિના ગુરૂઓનું પેઢીનામું પણ આપવામાં આવ્યું હોય છે.

ગુજરાતમાં મુસલમાની રાજના આરંભનો કાળ તદ્દન અંધાધુંધીનો ને જુલમ ત્રાસનો હતો. એ કાળમાં લોકો સંસ્કૃતાદિ ભાષાઓ ભણે કે ઉંચું તત્વજ્ઞાન મેળવવામાં વખત ગાળે એવી કશી જોગવાઇ કે શાંતિ નહોતી. ધર્મ પુસ્તકો ભંડારામાં ભરી સંતાડી મૂકવામાં આવ્યાં હતાં. એવા વખતમાં સામાન્ય જીવોના હિતને માટે રાસ રચવામાં આવ્યા હોય એમ જણાય છે. અંધાધુંધીના વખતમાં પણ જૈન સાધુઓ જાગ્રત રહ્યા હતા એવું એ રાસો આદિની રચનાથી જણાય છે. એ રાસોમાંના ઘણા મોટા ભાગનું વસ્તુ ( plot ) મૂળ સંસ્કૃત કાવ્યો કે આગમ સૂત્રો કે એ સૂત્રોની ટીકા ઉપરથી લીધેલું એ તો નિઃસંદેહ લાગે છે. અંધાધુંધીના વખતમાં જૈન લોકોએ જોયું કે સામાન્ય જીવો મૂળ માગધી કે સંસ્કૃતનો અભ્યાસ કરી તે ઉપરથી ધર્મબોધ લઇ શકે તેમ નથી. માટે તેઓ સમજે અને સરળતાથી શીઘ્ર બોધ પામે તો સારૂં. એવી સ્વપર હિતબુદ્ધિએ, ઘર-બાર તજી ત્યાગી થયેલા એ સંયમીઓએ સંસ્કૃત કાવ્યો તથા સૂત્ર ટીકા-માંની–આખ્યયિકાઓને રાસ રૂપે દેશ ભાષામાં ઉતારી.

જૈન ઉપાશ્રયોમાં આજે પણ ચોમાસાના દિવસોમાં તેમજ ઉનાળાના લાંબા દિવસોમાં બપોરે ઘણે સ્થળે સાધુ, આર્યા કે શ્રાવકો રાસ લલકારીને વાંચે છે અને શ્રોતાઓ ધ્યાન દઇને સાંભળે છે. સામાન્ય જીવોના લાભ માટે ધર્મનીતિનું શિક્ષણ આપનારા આવા રાસો દેશ ભાષામાં રચનાર સાધુ મુનિઓએ છેલ્લાં પાંચ શતકનો સમય જોતાં શ્રાવકસમૂહ ઉપર બહુ ઉપકાર કર્યો છે.

કવિતા જેવી ચીજ સારા રાગથી ને હલકથી ગવાતાં ઘણાને પ્રિય

થઈ પડે છે. ગાયન એ પાંચમો વેદ ગણાય છે. ગાયનથી ચિત્ત લય પામે છે. તો કવિતા તરફ રૂચી કરાવી નીતિને રસ્તે દોરવાનું કામ રાસો વડે કરવાને જૈન લેખકો લલચાય તેમાં નવાઈ નથી. કેટલાક રાસમાં કવિઓએ તર્ક અને કલ્પના શક્તિને સારી રીતે સરાણે ચડાવી હોય એમ જણાય છે. કોઈ કોઇ રાસમાં એવું પણ જોઈ લેવાય છે કે વાર્તા કથનમાં ચમત્કારિક અને મંત્રતંત્રની કે દેવતાઈ વાતોનાં વર્ણન કરવા જતાં પાનાં ને પાનાં ભરી દીધાં હોય છે અને તેમાં રાસનો વિશેષ ભાગ રોકાઇ જવાથી સુબોધક ભાગ કાં તો દબાઇ જાય છે ને કાંતો અલ્પ ભાગમાં આવે છે. દરેક રાસમાં મુખ્ય પાત્ર સંસાર છોડી સાધુપણું અંગીકાર કર્યાની વાત આવે છે; અને છેલ્લે તેણે સ્વર્ગ મોક્ષના સુખની પ્રાપ્તિ કર્યાનું રાસ ઉપરથી જોઈ લેવાય છે. મોક્ષના મોતી જેવા મહાપાત્રનેજ કવિ મૂળ ગ્રંથોમાંથી મુખ્ય પાત્ર તરીકે રાસમાં પસંદ કરે છે. ખરેખરા સદ્‌વર્તનશાળી ચિત્રોનેજ જનસમૂહ આગળ ખડા કરી તેના દૃષ્ટાંતથી શ્રોતાઓને સદ્‌ગુણી બનાવવાનો એ કવિઓનો શ્રમ સ્તુતિપાત્ર છે.

ગુર્જરી કવિતાના પવિત્ર પ્રદેશમાં જૈન કવિઓ સારી રીતે દીપી ઉઠ્યા છે. તેમની કવિતાઓએ અનેક દાખલા દૃષ્ટાંતો આપી દાન, શીલ, તપ, ભાવના, અહિંસા, સત્ય, બ્રહ્મચર્ય વગેરે બાબતોનો મહિમા વધારવા સારો શ્રમ લીધો છે. એકલું અમુક દેવનું વર્ણન કે અમુક ધામનું વર્ણન કે અમુક અવતારનું વર્ણન લઈ માત્ર તે માટેજ રાસો રચાયા હોય એવું જણાતું નથી, પણ ધર્મનીતિના સિદ્ધાંતો તરફ જનસમૂહને વાળી શકાય તેવાં પાત્રો પસંદ કરી તે તરફ શ્રોતાઓને વાળવાની તજવીજ કરવામાં આવી છે. રાસાનું સામાન્ય સ્વરૂપ એ પ્રમાણે છે. બાકી તેમાં કોઈ કોઈ અપવાદ પણ છે.

વિમળ મંત્રીનો રાસ, કુમારપાળનો રાસ વગેરે રાસો વાંચવાથી કેટલુંક ઐતિહાસિક જ્ઞાન પણ થાય છે. વલ્લભીપુરના રાજા શિલાદીત્યના દરબારમાં પણ જૈન પંડિતો વાદવિવાદ કરતા. વનરાજ ચાવડાથી માંડીને ઠેઠ વિશળદેવ વાઘેલા સુધીનો ઇતિહાસ તપાસીએ તો તેમાં પણ જૈન સાધુઓ અને જૈન મંત્રીઓ થોડે થોડે કાળે દર્શન દેતા જણાય છે. પોતાના પ્રબળ સમયમાં તેમણે સાહિત્યની અભિવૃદ્ધિ માટે ને ધર્મનીતિના સિદ્ધાંતોના પ્રસાર માટે શ્રમ લીધો સ્પષ્ટ થાય છે.

અસલનાં બધાં લખાણો સળંગ લીટીમાં ને બાળબોધ જૈન લિપિમાં લખાયેલાં છે. દેવનાગરી કે બાળબોધ અક્ષરો અને જૈન (માગધી) અક્ષરોમાંના થોડાક અક્ષરો વચ્ચે કેટલોક તફાવત છે. આશરે અક્ષરોની ૩૪ સંખ્યા તદ્દન મળતી છે. જોડાક્ષરોમાં પણ કોઇ કોઇ સ્થળે તફાવત જણાય છે. તેથી જૈનના રાસ તથા શાસ્ત્રો વગેરે જે લિપિમાં લખાયેલા છે તે લિપિને જૈન લિપિ કહેવી એ વધારે ઠીક લાગે છે.

લોલ, હાં, હો રાજ, લલના, સલુણાં, રેલાલ, આ છે લાલ વગેરે પાદપૂર્ણાર્થ શબ્દોનો જૈનોએ દેશીમાં જરૂર પડતાં બહુ છુટથી ઉપયોગ કર્યો છે. રાસો સિવાય જૂદા જૂદા ધાર્મિક ને નૈતિક વિષય ઉપર સઝાય, સ્તવન, લાવણી ઇત્યાદિની રચના પણ જૈનોએ કરી છે. કવિતા તરફ તેમનું વલણ વિશેષ છે. એક વિદ્વાન કહે છે કે "એકલા કાવ્યમાં સાહિત્યનો સમાવેશ થતો નથી છતાં કાવ્ય એ એક સાહિત્યની સુંદર કલા છે. તેનો પ્રદેશ અતિ વિસ્તીર્ણ છે. કવિઓનાં જીવન કવિતામય હોઇ, કવિતામાં આસક્ત હોઇ, રસમાં ઝબકોળાયેલાં હોય છે. કવિઓના હૃદયભાવોના ઝરણોનું વહન સાહિત્યના પ્રદેશને ફળદ્રુપ કરે છે...મધ્યકાળના ગુર્જર કવિઓએ આપણી પ્રજાનાં જીવન રચવામાં તેમજ પ્રારબ્ધ ઘડવામાં કેટલી બધી અસર કરી છે ?" કાવ્યના આવા માહાત્મ્યને લીધે જૈન કવિઓએ રાસોને પ્રથમ પસંદગી આપી જણાય છે.

એમ૦ એ૦ ની પરીક્ષામાં "ગુજરાતી" લઇ પાસ થનારા વિદ્વાનોને માટે જે જે ગુજરાતી પુસ્તકો પસંદ કરવામાં આવ્યાં હતાં તેમાં જૈન કવિ નેમવિજયનો રચેલો " શીલવતીનો રાસ " પણ હતો. તે રાસ યોગ્ય પ્રસ્તાવના સહિત રા. બા. હરગોવિંદદાસ કાંટાવાળાએ પ્રાચીન કાવ્યમાળાના એક અંક તરિકે પ્રસિદ્ધ કર્યો છે. તેવા વિશેષ અંકો નીકળ્યા હોત તો અથવા ઐતિહાસિક ગદ્ય ગ્રંથો જે રાસાને નામે ઓળખાય છે તેનો સંગ્રહ કરવામાં ફૉરબસ સાહેબ જેવા ઉત્સાહી યુરોપિયન ગૃહસ્થનો જોગ મળી ગયો હતો તેવો જૈન રાસોની પ્રસિદ્ધિમાં તેવો કોઇ જોગ મળ્યો હોત તો આજે જૈન સાહિત્ય તરફ ગુજરાતના તથા બીજા દેશના સાક્ષરો કાંઈ જુદીજ ખુબીથી જોતા હોત.

" સનાતન જૈન " માસિકમાં જૈનોનાં જૂનાં ગદ્ય લખાણોના

એ ચાર નમુનાઓ પ્રગટ થયા છે. તે સિવાય તે પત્રના વિદ્વાન્ તંત્રી અને આ સંગ્રહના પ્રસિદ્ધ કર્ત્તા રા૦ મનસુખભાઈ તરફથી શ્રી " રાયચંદ્ર જૈનકાવ્યમાળા " નો પ્રથમ ગુચ્છક બૃહત્ કાવ્ય દોહનની શૈલીએ પ્રગટ થયો છે. આ સિવાય કોઈ કોઈ ગ્રહસ્થો તથા જૈન સંસ્થાઓ તરફથી જૈન સાહિત્ય પ્રગટ થતું રહે છે. શ્રાવક ભીમશી માણેક મુંબઈવાળા તરફથી એ દિશામાં સ્તુતિપાત્ર પ્રયત્ન થયો છે. તથાપિ કહેવું જોઈશે કે જૈનોનો પ્રયત્ન બીજી કોમના પ્રમાણમાં કંઈજ નથી ને તેથી જૈન સાહિત્ય તરફ બીજાઓનું લક્ષ ન ગયું હોય તો તેમાં જૈનોનો કાંઇ ઓછો વાંક નથી. જૈનો પણ ઠપકાપાત્ર છેજ. ઉધઈને ભંડારો ભળાવી દઈ પુસ્તકો છુપાવવાનો આ કાળ નથી.

સ્થાનકવાસી જૈનોના મુનિ ધર્મસિંહજી, જેઠમલજી. ખોડીદાસજી, તિલકચંદજી ઉમેદચંદજી વગેરે કેટલાક મુનિઓએ રાસ તથા કવિતા લખ્યાનું જણાય છે. પરંતુ સ્થાનકવાસી શ્રાવકોનો શાસ્ત્રો, ગ્રંથ કે તેવાં લખાણો પ્રકાશમાં લાવવાનો કશો ઉત્સાહ જોવામાં આવતો નથી. સાહિત્યવિષયમાં તેઓએ પોતાની શક્તિ દેખાડી આપવી જોઇએ.

શાસ્ત્રી વ્રજલાલ કાળીદાસ લખે છે કે " હમણાં જૈન લોકો જૂની ગુજરાતી ભાષા પ્રમાણે બોલતા નથી, પણ એમનાં ધર્મપુસ્તકોમાં તો જૂની ગુજરાતી ભાષા પ્રમાણે લખાય છે, કારણ કે તેઓ જૂનાં પુસ્તકોનો ઉતારો કરતાં નવાં પુસ્તકોમાં ભાષા બદલતા નથી...જૂની ગુજરાતીના લેખમાં જૈન અને વેદધર્મી લોકોએ એક ધારા પ્રમાણે પુસ્તકોમાં દેવનાગરી લિપિ લખી છે; પણ નવી ગુજરાતીમાં વેદધર્મી લોકોએ લેખમાં ભેદ પાડ્યો છે, જૈન લોકો તો અદ્યાપિ પ્રાચીન ધારા પ્રમાણે લખે છે " શાસ્ત્રીજીના લખવા મુજબ રાસનું લખાણ લખાયેલું જોઈ લેવાય છે.

હાલ આપણે જેને ગુજરાત દેશ કહીએ છીએ તે અસલનો ગુજરાત દેશ નથી. સાક્ષર શ્રી દેવદત્ત ભાંડારકર કનોજ એ અસલ ગુજરાતની રાજધાની હતું એમ કહે છે. ઉત્તરમાં ગુજરાતનો વિસ્તાર વિશેષ હતો. અમદાવાદથી તે ઉત્તરમાં ઠેઠ વિકાનેર સુધી ચાતુર્માસ કરનારા તે કાળના જૈન સાધુઓએ રાસોનો વિશેષ ભાગ રચ્યો જણાય છે. વિકાનેર, સોજત પાલી, મારવાડ, મેડતા, સાદડી, નાગોર, પાલણપુર, અણહિલપુરપાટણ, અ-

મદાવાડ, ખંભાત વગેરે ગામોમાં રહી રાસ રચ્યાનું અમુક અમુક રાસમાં કવિઓ જણાવે છે. બિકાનેર સુધી ગુજરાતી ભાષા તે કાળે સારી રીતે સમજાતી એમ તે ઉપરથી જણાય છે.

મેજર ઉપેંદ્રથાથ બાસુ પોતાના નિબંધમાં જણાવે છે કે "ઉત્તર હિંદમાં બોલાતી ભાષાઓમાં ગુજરાતી જેટલી કોઇ પણ હિંદુસ્તાનની બીજી ભાષા તેટલાજ જુદી જુદી જાતના લોકો તથા જુદો જુદો ધર્મ પાળનારા માણસોમાં બોલાતી નથી······હિંદુ, પારસી, મુસલમાન અને જૈન એ ચાર સંપ્રદાય પાળનારા લોકો ગુજરાતીનો ઉપયોગ કરે છે. માત્ર સંસારી વિષય નહિ પણ તેમનાં ધાર્મિક પુસ્તકો સુદ્ધાં એ ભાષામાં લખાયેલાં છે તેથી જુદા જુદા લોકોને હાથે ગુજરાતી ભાષાની જુદી જુદી રીતની મૂર્ત્તિ ઘડાઇ છે."

કેટલાકો વિદ્વાનો એમ કહે છે કે જૈન ગદ્યપદ્ય તો માત્ર તેમના ધર્મનેજ લગતું હોવાથી તેમના તરફ ભાષાના અભ્યાસીઓનું લક્ષ ખેંચાયું નહિ. મેજર ઉપેંદ્રનાથ બાસુ લખે છે કે "ગુજરાતમાં ઘણા જૈનો વસે છે······એક વખત એવો હતો કે જ્યારે જૈન સંપ્રદાયીઓને સંસ્કૃત ભાષાનું બહુ સારૂં જ્ઞાન હતું. તેમનાં બનાવેલાં સંસ્કૃત પુસ્તકો હજુ સુધી પ્રચલિત છે. તેમાંના ઘણાઓ ગુજરાતીમાં કવિતાઓ બનાવી અ-મર થઇ ગયા છે. પરંતુ તેમની બધી કવિતા તેમના ધર્મને લગતી હો-વાથી તેના નમુના અત્રે આપવાની જરૂર નથી," હું નમ્રતાપૂર્વક પૂછવાની રજા લઉં છું કે શું નરસિંહ મહેતાની, દયારામની કે ભાલણની કવિતા-ઓ ધર્મવિષયક નથી? મેજર સાહેબ પોતાના ઉપલા લખાણના વિરોધા ભાસ જેવું એક લખાણ તેજ નિબંધમાં આપે છે " ઘણું ખરૂં સંસ્કૃત કવિઓનું અનુકરણ કરી અસલના ગુજરાતી કવિઓ પોતાની કવિતા રચી ગયા છે અને તેમાં ઘણો ભાગ **ધર્મ સંબંધી** છે. આપણા દેશમાં ધર્મ-ભાવનું પ્રબળ હોવાથી જેઓ ધર્મ સંબંધી કવિતા લખે છે તે બધાને પ્રિય તથા પૂજ્ય થઈ પડે છે. એટલુંજ નહિ પણ તેથી તેઓ અમર થઇ જાય છે." આ લખાણ વાંચ્યા પછી સ્પષ્ટ જણાશે કે ધર્મવિષયે લખાયેલી જૈન કવિતાઓને કોઈ પણ રીતે ગુજરાતી ભાષાના સાહિત્યમાં-થી બાતલ કરી શકાય તેમ નથી.

કોઇ પણ સંમાન્ય વિદ્વાને જૈન ગુજરાતી સાહિત્યને અત્યાર સુધી પૂરતો ઇનસાફ આપ્યો નહિ તેથી તે બાબત જનસમૂહનું લક્ષ ખેંચાયુંજ નહિ, સર્વને બદલે સવિ, નગરીને બદલે નયરી વગેરે શબ્દપ્રયોગો જોઇ જૈન સાહિત્યનો ગુજરાતી ભાષાના સાહિત્યમાંથી બહિષ્કાર કરવો એ કોઈ પણ રીતે ન્યાયી ગણાશે નહિ. આજે થોડું ભણેલાઓ અથવા તો ગુજરાતી પાંચ ચોપડી ભણી ઘેર ને નિશાળે કે કૉલેજોમાં બધો વખત ઇંગ્રેજીજ શીખેલા મોટી ઉપાધિ ધારણ કરનારામાંના કેટલાક, હાલના લેખકોનાં અઘરાં લખાણો સમજી શકતા નથી, તેથી શું આપણે એ લખાણની ભાષાનો ગુજરાતી સાહિત્યમાં બહિષ્કાર કરીશું? બેશક, આપણે તેને સંસ્કૃતમય ગુજરાતી કહીશું; પણ તે ગુજરાતી નથી અને તેને હાથ પણ અડાડવો નહિ એમ તો કહીશું નહિ. સંસ્કૃતમય ગુજરાતી કરતાં તો જૈન ગુજરાતી ઝટ સમજાય તેવી છે, તો તેનો મારા મત મુજબ સાહિત્યમાંથી બહિષ્કાર થઈ શકે નહિ.

પંડિત વિલ્યમ જોન્સન સંસ્કૃતમાં શેક્સપીયર જેવાં નાટકો હોય એમ પ્રથમ માની શકતોજ નહોતો, પણ પ્રયત્નથી જ્યારે તેના જાણવામાં આવ્યું ત્યારે તે છકજ થઈ ગયો. તેમ 'જૈનોની કવિતા તો સમજાય તેવી નથી, તેમાં પ્રેમાનંદ કે દયારામ જેવી ખુબી ક્યાંથી હોય' એવી ભ્રમજનક વિચાર પદ્ધતિને જો સાક્ષરોના શિરોભાગમાં સ્થાન નહિ મળે તો તેઓને જૈન સાહિત્યમાંથી ઘણું જાણવાનું મળશે.

આજથી આશરે સવા છશેં વર્ષ ઉપર ૫૪૦ ગાથાનો ઉપદેશમાળા નામે ગ્રંથ છપ્પય છંદને ઢાળે રચાયો છે. તે વખતની ભાષા કેવી હતી? જૂની ગુજરાતી કેવી હતી તે બતાવવા અને રાસોમાંની ભાષા તેવી નથી પણ આજની ગુજરાતી જાણનારા સહેલાઇથી સમજી શકે કેવી છે (ને ઘણા ખરા રાસોની તો સાધારણ ગુજરાતી ભાષા) એવું કહેવા માટે એ ગ્રંથનો પહેલો ને છેલ્લો છપ્પો આ નીચે આપેલ છે.

વિજય નરિંદ જિણિંદ, વીર હત્થિંહિં વય લેવિણુ.
ધમ્મદાસ ગણિ નામિ ગામિ નયરિહિં વિહરઈ પુણું.
નિય પુત્તહ રણસીહરાય પડિબોહણ સારિહિં,
કરઈ એસ ઉવએસ માલ જિણ વયણ વિયારિહિ,

સય પંચ ચ્યાલ ગાહારયણુ મણિકરંડ મહિયલિ મુણઉ.
સુહભાવિ સુદ્ધ સિદ્ધંત સમ સવિસુસાહુ સાવય ગુણઉ. ॥૧॥

બેશક આવા કવિતા સમજવી મુસ્કેલ પડે એ ખરી વાત, પણ રાસોનો જે સંગ્રહ હાથ લાગ્યો છે તેમાંના ઘણા ખદા ૧૬ મા ૧૭ મા કે–૧૮મા સૈકામાં લખાયેલા હોઇ તે સૈકાની ગુજરાતી ભાષામાં સરળતાથી લખાયા છે.

ઉપલા છપ્પાનો અર્થ એવો થાય છે કે વિજય નામના નરેંદ્રે વીર-જિનેંદ્રના હાથથી વ્રત લીધું (દીક્ષા લીધી). ત્યાર પછી તેમનું નામ ધર્મદાસ ગણિ પડયું. તેઓ ગામ, નગર સર્વ ઠેકાણે વિહાર કરવા લાગ્યા. પોતાના પુત્ર રણસિંહને પ્રતિબોધવા (સમજાવવા) સારૂ તેમણે જિનવચન વિચાર મુજબ આ ઉપદેશમાળા રચી. મણિરત્નના કરંડીઆ જેવી ૫૪૦ ગાથા રચી તેનું સર્વે સાધુ તથા શ્રાવક શુદ્ધ સિદ્ધાંત સમ તેને જાણી વિશુદ્ધ ભાવથી શ્રવણ કરો. હવે છેલ્લી ગાથા તપાસિયે.

ઇણિ પરિ સિરિ ઉવએસ માલ કહાય,
તવ સંજમ સંતોષ વિણય વિજ્જાઇ પહાણય.
સાવય સંભરણત્થ અથ્થ પય છપય છંદિહિં,
રયણસિંહ સૂરીસ સીસ પભણઇ આણંદિહિં,
અરિહંતઆણુ એણુ દિણુ ઉદય ધમ્મ મૂલ મથ્થઇ હઉં.
ભો ભિવિય ભત્તિ સત્તિહિં સહલ સહય લચ્છી લીલા લહાઉં,

આનો અર્થ એવો થાય છે કે આ પ્રમાણે શ્રી ઉપદેશ માળા કથાનકમાં તપ, સંજમ, વિનય, વિદ્યા પ્રધાનક વાતો શ્રાવકો સાંભળે માટે અર્થ પદ છપ્પય છંદમાં રત્નસિંહ સૂરિના શિષ્યે આનંદથી કહ્યું ઇત્યાદિ.

જૂની ગુજરાતીનું મૂળ સ્વરૂપ બતાવનારો આ ગ્રંથ છે. તેની સાથે તથા આજની ગુજરાતી સાથે વિજયભદ્ર મુનિના ગૌતમ રાસને સરખાવતાં ગૌતમ રાસને ગુજરાતી ભાષાના પહેલા રાસ તરીકે ગણવો એ વધારે ઠીક થઇ પડશે. ગૌત્તમ રાસની ભાષા બતાવવા અર્થે થોડીક કડીઓ અહીં લઇએઃ–

તાણુ પુત્ત સિરિ ઇંદ્રભૂઇ ભૂવલય પસિદ્ધો,
ચઉદહ વિજ્જા વિવિહ રૂપ નારિ રસ વિદ્ધો;

વિનય વિવેક વિચારસાર ગુણગણુહ મનોહર,
સાત હાથ સુ પ્રમાણુ દેહરૂપે રામાપર.

*　　*　　*　　*

દેવે સમવસરણુ તિહાં કીજે, જીણ દીઠે મિથ્યા મતિ ખીજે;
ત્રિભુવન ગુરૂ સિંધાસણે બેઠા, તતખિણ મોહદિગંતે પઈઠા.
ક્રોધમાન માયા મદપુરા, જાએ નાઠા જીમ દીને ચોરા;
દેવ દુદુંભી આકાશે વાજે, ધર્મ નરેસર આવીઓ ગાજે.
કુસુમ વૃષ્ટિ વિર ચે તિહાં દેવા, ચઉસઠ ઇંદ્રજ માગે સેવા;
ચામર છત્ર શિરો વરિ સોહે, રૂપે જીનવર જગ સંમોહે.
ઉપસમ રસ ભરભરિ વરસંતો, યોજનપાણિ વખાણુ કરતા;
જાણિએ વર્ધમાન જીન પાયા. સુરનર કિનર આવે રાયા.

*　　*　　*　　*

તવ ચડિઓ ઘણુમાણુ ગજે, ઇંદ્રભુઈ ભૂદેવતો;
હુંકારો કરી સંચરિઅ, કવણસુ જીનવર દેવતો.
યોજન ભુમિ સમોસરણુ, પેખે પ્રથમા રંભતો;
દહ દિસે દેખે વિવિધ વધુ, આવતી સુર રંભતો.
મણિમય તોરણુ દંડધજ, કોસીસે નવ ઘાટનો;
વયર વિવર્જીત જંતુ ગણુ, પ્રાતિહારજ આઠતો.
સુરનર કિંનર અસુરવર, ઇંદ્રિ ઇંદ્રાણી રાયતો;
ચિતે ચમક્કિય ચિંતવે એ, સેવંતા પ્રભુ પાયતો.
સહસકિરણુ સમવીર જીણુ, પેખવે રૂપ વિશાલતો;
એહ અસંભવ સંભવે, સાચો એ ઇંદ્ર જાળતો.
તવ બોલાવે ત્રિજગગુરૂ; ઇંદભૂઇ નામેણતો;
શ્રીમુખે સંશય સામિસવે, ફેડે વેદ પયેણુતો.
માન મેલ્હી મદ ઠેલી કરી, ભક્તિએ નામે શીસતો;
પંચ સયાં શું વ્રત લીઓએ, ગોયમ પહેલો સીસતો.

*　　*　　*　　*

જીમ સહકારે કોયલ ટહુકે, જીમ કુસુમહવને પરિમળ મહકે,
જીમ ચંદન સોગંધ નિધિ;

જીમ ગંગાજળ લહેરે લહકે, જીમ કણયાચલ તેજે ઝળકે,
તીમ ગોયમ સોભાગ નિધિ.
જીમ માનસ સર નિવસે હંસા, જીમ સુરવર શિરે કણયતવતંસા,
જીમ મહુયર રાજીવ વને;
જીમ રયણાયર રયણે વિલસે, જીમ અંબર તારાગણ વિકસે,
તીમ ગોયમ ગુણ કેલિવનિ.
પુનિમ દિન જીમ સસિહર સોહે, સુરતરૂ મહિમા જીમ જગમોહે,
પૂરવ દિસિ જીમ સહસકરો;
પંચાનને જીમ ગીરીવર રાજે, નરવઈ ઘરજીમ મયગલ ગાજે,
તીમ જીન સાસન મુનિપવરો.
જીમ સુર તરૂવર સોહે સાખા, જમ ઉત્તમ મુખે મધુરી ભાષા,
જીમ વન કેતુકી મહ મહેએ;
જીમ ભૂમિપાત ભૂય બળ ચમકે, જીમ જીણ મંદિર ઘાટે રણકે,
ગોયમ લબ્ધી ગહગહેએ.
ચિંતામણિ કરે ચડિયું આજ, સુરતરૂ સારે વંછિત કાજ,
કામ કુંભ સો વસિ હુવો એ;
કાખ ગવિ પૂરે મન કામી, એ અષ્ટ મહાસિદ્ધિ આવે ધામી,
સામી ગોયમ અણુસરૂએ.

*    *    *    *

ચઉદ હસય બારોત્તર વરિસે, ગોયમ ગણધર કેવળ દિવસે,
કિયો કવિત ઉપગાર કરો;
આદિહી મંગળ એહ ભણીજે, પરવ મહોત્સવ પહિલો દીજે,
રિદ્ધિ વૃદ્ધિ કલ્યાણ કરો.
ધન માતા જેણે ઉઅરે ધરિયા, ધનપિતા જીણ કુળે અવતારિયા,
ધન સહસગુરૂ જીણે દીખિયા એ;
વિનયવંત વિદ્યાભંડાર જસુગુણ પુહવી ન લભે પાર,
વડ જીમ શાખા વિસ્તરોએ.

વિક્રમના ૧૫ મા તથા ૧૬ મા સૈકામાં લખાયેલા કેટલાક જૈન રાસોની ટીપ આ નીચે આપી છે:—

| | | | |
|---|---|---|---|
| ૧ | ક્ષેમ પ્રકાશ | સં૦ ૧૪૧૦ આસપાસ | કર્ત્તા જયાનંદસૂરિ. |
| ૨ | ભરત બાહુબલિ રાસ | ,, | ,, ગુણરત્નસૂરિ. |
| ૩ | શીલરાસ | સં૦ ૧૪૧૧ | ,, વિજયભદ્ર(ઉદયવંત) |
| ૪ | હંસરાજવચ્છરાજરાસ | સં૦ ૧૪૧૧ | ,, ,, ,, |
| ૫ | ગૌતમ રાસ | સં૦ ૧૪૧૨ | ,, ,, ,, |
| ૬ | શાંત રાસ | સં૦ ૧૪૬૦ આસપાસ | ,, મુનિસુંદર. |
| ૭ | ભરત બાહુબલિ રાસ | વિ૦ ૧૫ મો સૈકો | ,, સોજવર્ધન. |
| ૮ | સુદર્શન શેઠ | ૧૫૦૧ | ,, મુનિસુંદર. |
| ૯ | ગુણાવલી | ૧૫૧૪ | ,, ગજકુશળ. |
| ૧૦ | ધન્નાચરિત્ર | ૧૫૧૪ | ,, મતિશેખર. |
| ૧૧ | સિદ્ધચક્ર રાસ | ૧૫૨૧ | ,, જ્ઞાનસાગર. |
| ૧૨ | ચિત્રસેનપદ્માવતી | ૧૫૨૨ | ,, ભક્તિવિજય. |
| ૧૩ | શ્રીપાળ રાસ | ૧૫૩૧ | ,, જ્ઞાનસાગર. |
| ૧૪ | સિંહાસન બત્રીસી | ૧૫૩૬ | ,, હીરકળશ. |
| ૧૫ | કુરગડુ | ૧૫૩૭ | ,, મતિશેખર. |
| ૧૬ | મદનરેખા | ૧૫૩૭ | ,, |
| ૧૭ | સાર શીખામણ | ૧૫૪૮ | ,, જયસુંદરશિષ્ય. |
| ૧૮ | વસુદેવ | ૧૫૫૭ | ,, હર્ષકુશળ. |
| ૧૯ | શ્રીપાળ | ૧૫૫૭ | ,, લબ્ધિસાગર. |
| ૨૦ | બોહાનો રાસ | ૧૫૬૦ આસપાસ | ,, લાવણ્યસમય. |
| ૨૧ | વજ્રસ્વામી | ૧૫૬૩ | ,, ધર્મદેવગણિ. |
| ૨૨ | ઋષિદત્તા | ૧૫૬૯ | ,, દેવકુલસિંહ. |
| ૨૩ | ગૌતમ સ્વામીનો રાસ | ૧૫૭૦ આસપાસ | ,, લાવણ્યસમય. |
| ૨૪ | ગૌતમ પૃચ્છા રાસ | ,, | ,, ,, |
| ૨૫ | પ્રદેશી રાજા | ૧૫૮૦ | ,, મહજસુંદર. |
| ૨૬ | સુડા સાહેલી | ૧૫૮૫ | ,, ,, |
| ૨૭ | ચંદરાજા | ૧૫૮૬(?) | ,, મોહનવિજય(?) |
| ૩૮ | વસ્તુપાળ તેજપાળ | ૧૫૯૭ | ,, પાર્શ્વચંદ્ર. |

સં૦ ૧૬૩૮ ની આસો વદ ૬ ના રોજ રચાયેલા શાલિભદ્રના રાસ-માંથી થોડી લીટીઓ આ નીચે આપી છે.

સંવત્ ૧૬૩૮ ના આશો વદ ૬ ના રોજ રચાયેલા **શાલિભદ્રના** રાસની એક જૂની હસ્ત લિખિત પ્રત મારા હાથમાં આવતાં પહેલી તથા છેલ્લી ઢાળ નમુના તરિકે આપું છું, તેમાં વપરાયેલા જે શબ્દો આ જે સમજવા જરા મુસ્કેલ પડે તેવા જણાયા તે નીચે ફુટનોટમાં સમજાવાનો મેં યથામતિ યત્ન કર્યો છે. લખાણ સઘળું સળંગ લીટીબંધ જૂની ઢબ પ્રમાણેનું હોવા છતાં આજની રીતે લખી મોકલ્યું છે, જો કે તેમ કરતાં છતાં શબ્દોની જોડણીમાં મેં જરાપણ ફેરફાર કર્યો નથી,

આજથી આશરે અઢી હજાર વર્ષપર મગધ દેશમાં રાજગૃહી નગરીમાં શ્રેણિક નામનો રાજા રાજ કરતો હતો. તે વખતે તે નગરીમાં અત્યંત સમૃદ્ધિવંત શાળિભદ્ર નામે શેઠ વસતો હતો. તેના આગલા જન્મથી માંડીને ઠેઠ તે દીક્ષા લઈ સાધુવ્રત પાળી સ્વર્ગે ગયા ત્યાં સુધીનું વર્ણન આ રાસમાં આપવામાં આવ્યું છે.

જે પ્રત મને મળી છે તે ઉતાર્યાની મિતિ સંવત ૧૭૯૨ ના ભાદરવા વદ ૧૦ની છે એમ તેના છેલ્લા પૃષ્ટની છેલ્લી લીટીઓ ઉપરથી જણાય છે.

## જૂની ગુજરાતી.*

સાસન નાયક [1]સમરિયઇ, વર્દ્ધમાન જિનચંદ;
[2]અલિય વિઘન [3]દૂરઇ [4]હરઇ, [5]આપઇ પરમાણંદ. ૧
સહુકો જિનવર સારિખા, [6]પણિ [7]તીરથધણી વિશેષ;
[8]પરણી જઈ [9]તેહ [10]ગાઇયઇ, લોક નીતિ [11]સંપેખ. ૨
દાન સીલ તપ ભાવના, [12]શિવપુર [13]મારિગ [14]ચ્યાર;
સરિખા છઇ [15]તઉ પિણ ઇહાં, દાન [16]તણઉ અધિકાર. ૩

---

* યતિવર્ગ પાસે જૂની ગુજરાતીનાં ઘણાં લખાણો મળી આવે છે. પરંતુ તે તેઓ પ્રગટ કરતા નથી તેમ બીજાને આપતા પણ નથી. જૂનું પડીમાત્રાનું લખાણ એકદમ સરળતાથી વાંચી પણ શકાતું નથી તથાપિ ભાષાશાસ્ત્રીઓને એ લખાણો ઉપયોગી થાય એવા હેતુથી કેટલાંક પાનાં ઉતારી લીધાં છે. મગધ દેશમાં આશરે અઢી હજાર વર્ષપર થઈ ગયેલા જૈન સાધુ શાલિભદ્ર મુનિની હકીકત આ કવિતારૂપ લઘુ ગ્રંથ (રાસ)માં છે.

૧ સમરીએ ૨ દોષ ૩ દૂરે ૪ હરે ૫ આપે ૬ પણ ૭ તીર્થનાયક એટલે શાસનનાયક શ્રી મહાવીર જીનેશ્વર. ૮-૯-૧૦ જે પરણે તેને ગાઇયે ૧૧ સંપેખ–જુઓ. ૧૨ મોક્ષનગર ૧૩ માર્ગ ૧૪ ચાર ૧૫ છે તોપણ ૧૬ તણો.

સાલિભદ્ર સુખ સંપદા, [17]પામઇ દાન [18]પસાય;
[19]તાસુ ચરિત [20]વિખાંણુતાં, [21]પાતિક દૂરિ [22]પલાય. ૪
તાસ [23]પ્રસંગઇ જે થઈ, [24]ધનાની [25]પિણુ વાત;
સાવધાન થઈ [26]સાંભલઉ મત [27]કરિજ્યો વ્યાઘાત. ૫

**ઢાલ [28]ચઉપઈની.**

મગધદેસ શ્રેણિક ભૂપાળ, [29]પોતઇ ન્યાય [30]કરઇ [31]ચઉસાલ;
ભાવભેદ [32]સુધા [33]સરદહઈ, જિનવર આણુ અખંડિત [34]વહઇ. ૧
[35]નિતુ નવલી કરતી [36]ખેલણુા, માનીતી રાણી [37]ચેલણુા;
કોઈ ન લોપઇ જેહની [38]કાર, [39]મંત્રીસર [40]છઇ [41]અભયકુમાર. ૨

આ જૂની ગુજરાતીના નમુનાઓ મેં એટલા માટે આપ્યા છે કે, જૈનકવિઓદ્વારા ગુર્જર કાવ્યની ખીલવણી કેવા પ્રકારે થવા પામી હતી.

જો શ્રીયુત મનસુખભાઇની આ શ્રેણીદ્વારાએ ગુર્જર જૈનસાહિત્ય પ્રકટ થતું રહેશે, તો જૈનનો કાવ્યભંડાળ કેટલો મોટો છે તે ગુર્જરસાહિત્ય સૃષ્ટિ જોઇને આશ્ચર્ય પામ્યા વિના નહીં રહો. મને સંપૂર્ણ ભરૂસો છે કે શ્રીયુત મનસુખભાઇનો આ પ્રયત્ન જૈન અને જૈનેતર સાહિત્ય સૃષ્ટિમાં અવશ્ય સત્કાર પામ્યા વિના નહીં રહે. અમદાવાદ તા. ૨૪–૧૧–૧૯૧૩.

**પોપટલાલ કેવળચંદ શાહ.**

---

૧૭ પામે ૧૮ પ્રસાદ. કૃપા–દાન વડે સુખસંપદા પામે. ૧૯ તેનું ૨૦ વખાંણુતાં. આમાં ખા માથે અનુસ્વાર છે તે રહેવા દીધું છે. મળેલી પ્રત મુજબ લખ્યું છે મળેલી પ્રતમાં સળંગ લખાણુ છે પણુ શબ્દો તથા કવિતાનાં ચરણો છુટાં પાડીને લખવાનું મને યોગ્ય લાગ્યાથી મેં તેમ કર્યું છે. ૨૧ પાપ ૨૨ જાય ૨૩ તે પ્રસંગે ૨૪ ધનો એ શાલિભદ્ર શેઠનો બનેવી થતો હતો. તે બંનેએ સંસાર સાથે છોડી જૈન સાધુની દીક્ષા લીધી હતી. ૨૫ પણ ૨૬ સાંભળો ૨૭ કરશો નહિ. ૨૮ ચોપાઈ ૨૯ પોતે ૩૦ કરે ૩૧ સારી રીતે ૩૨ શુદ્ધ–સારાં ૩૩ શ્રદ્ધા રાખે ૩૪ ધારણુ કરે ૩૫ નિત્ય ૩૬ રમત ૩૭ શ્રેણિકની માનીતી રાણીનું નામ ચેલણા હતું. ૩૮ આજ્ઞાર ૩૯ મંત્રીશ્વર ૪૦ છે ૪૧ અભયકુમાર તે શ્રેણિકનો પુત્ર હોઈ પ્રધાન પણ હતો.

# આનંદઘન.

સત્તરમા શતકમાં જે વિદ્વાનો થયા તેમાં એક આત્મજ્ઞાની મહાત્મા તરીકે કોઇએ સર્વથી વિશેષ ખ્યાતિ, શ્વેતામ્બર સંપ્રદાયમાં મેળવી હોય તો આનંદઘનજી મહારાજે મેળવી છે. આ ગ્રંથમાં આનંદઘનજી મહારાજના લખેલા બે લેખો પ્રકટ થાય છે. એક તેઓની રચેલી 'સ્તવનાવલિ' અને બીજી તેઓની રચેલી 'બહોતેરી.' આ બે કૃતિઓ શિવાય કોઈ વિશેષ કૃતિ આ મહાત્માની હજી સુધી મળી શકી નથી; અને હવે પછી મળવાનો સંભવ પણ ઓછો છે. ઘણાખરા લખનારાઓની, અને તેમાં પણ ખાસ જૈન લખનારાઓની એક એવી શૈલી જોવામાં આવે છે કે, ગ્રંથપૂર્ણતાએ, ગ્રંથકાર પોતે કયા સંપ્રદાયમાં થયા છે, પોતે કયા ગુરૂના શિષ્ય છે, કયા સ્થળમાં અને કયા વર્ષમાં ગ્રંથ લખ્યો એ વગેરે હકીકત આપે છે. જે મહાત્માનું ચરિત્ર અહીં લખવા પ્રયાસ થાય છે તે મહાત્માએ આ શૈલીનું અનુકરણ કર્યું જણાતું નથી; એટલે આપણે તેઓ સંબંધી આ પ્રકારની ઐતિહાસિક હકીકત મેળવવા નસીબવંત નથી.[1]

આનંદઘને આ શૈલીનું અનુકરણ શા માટે નહીં કર્યું હોય એવી શંકા થવા યોગ્ય છે. પરંતુ તે શંકાનુ સમાધાન બહુ સરળ છે. આનંદઘનજીની દશા એવી આત્મરસજ્ઞ થઇ ગઇ હતી કે, તેઓને તે શિવાયનાં બધાં કાર્ય જંજાળરૂપ લાગતાં. કેટલોક સમય થયાં મને એવી અભિલાષા

---

૧. આનંદઘનજી મહારાજની બે કૃતિઓમાં 'બહોતેરી' ના અંતમાં આ ક્રમ લીધેલો જોવામાં આવતો નથી. 'સ્તવનાવલિ' માં લીધો હતો કે નહીં તે કહી શકાય એમ નથી; કારણ કે, તેઓએ લખેલી સ્તવનાવલિમાં ૨૨ તીર્થંકરની સ્તવનાઓ મળે છે. બાકીના બે તીર્થંકરોની મળતી નથી. બાકીની જે બે મળતી નથી છેમાં છેલ્લા મહાવીરસ્વામીના સ્તવનને અંતે આ ક્રમ આપ્યો હોય તો કહી શકાતું નથી. વડોદરાવાળા ભાઇ માણેકલાલ ઘેલાભાઇ ઝવેરીને હાલમાં બે સ્તવનાઓ મળી છે. તેઓને જેના તરફથી આ બે સ્તવનાઓ મળી છે તેનું કહેવું એમ છે કે, એ આનંદઘનજી મહારાજની રચેલી છે. આ વાતનો નિર્ણય થવાની જરૂર છે. ભાઇ માણેકલાલને મળેલી સ્તવનાઓમાં પણ આ ઐતિહાસિક ક્રમ નથી.

વર્ત્તતી હતી કે, બની શકે તેટલો પુરૂષાર્થ કરી, આ મહાત્માનું ઐતિહાસિક ચરિત્ર મેળવી સમાજસન્મુખ રજુ કરવું. જૂદા જૂદા આકારે ઘણો શ્રમ કરવા છતાં, હું દિલગિર છું કે, હજી સુધી કાંઇ પણ દૃઢ ઐતિહાસિક વૃત્તાંત હું મેળવી શકયો નથી.[1]

આનંદઘનજી મહારાજનો જન્મ કયા પ્રદેશમાં થયો હતો, તેઓએ

---

[1]. મેં જૂદા જૂદા સ્થળોએ પૂછપરછ કરી હતી; તે ઉપરાંત નીચેનું પ્રશ્નપત્ર પ્રકટ કર્યું હતું; પણ દિલગિર છું કે, એકે પ્રશ્નનો ઉત્તર મળી શકયો નહોતોઃ-

મને નીચેની હકીકત શ્રીમાન આનંદઘનજી મહારાજ સંબંધી પુરી પડશો તો ઘણો આભાર થશે. નીચે પૂછેલી હકીકતમાંથી જેટલી જાણવામાં હોય તેટલી પણ મોકલવા વિનંતિ છે.

૧. શ્રીમાન્ આનંદઘનજી મહારાજનો જન્મ કયારે અને કયા સ્થળે થયો હતો !

૨. તેઓશ્રી જ્ઞાતે કેવા હતા ? તેઓના પિતા તથા માનું નામ શું હતું ? તેઓના માબાપનો મૂળ પ્રદેશ કયો ?

૩. તેઓના વંશ અથવા કુલ સંબંધી કંઇ હકીકત જોવામાં છે ?

૪. તેઓને દીક્ષા લેવાનું નિમિત્ત શું મળ્યું હતું ? દીક્ષા કોની પાસે લીધી હતી ? કેટલા વર્ષની વયે, અને કઈ સાલમાં તથા કયા ગુરૂ પાસે લીધી હતી ?

૫. તેઓનું સંસાર દશામાં શું નામ હતું ? અને દીક્ષા લીધા પછી શું નામ રાખવામાં આવ્યું હતું ? તેઓનું " લાભાનંદજી " નામ કઈ અવસ્થાનું હતું ? અજ્ઞાન લોકો તેઓશ્રીને " ભંગડભુતા " કહી ભાંડતાં હતાં તે સંબંધી જાણવામાં કંઇ હકીકત છે ?

૬. તેઓએ કયા કયા પ્રદેશોમાં વિચારવાનું રાખ્યું હતું ? .મારવાડ, ગુજરાત, કાઠિયાવાડ (ઝાલાવાડ) કચ્છના ભાગમાં તેઓએ વિહાર કર્યો હતો ?

૭. આનંદઘનજી મહારાજ મૂળ કાશી તરફના વતની હોવાનો સંભવ છે ? કાશી તરફથી તેઓ મારવાડ .અથવા ગુજરાતના પ્રદેશમાં આવ્યાનો સંભવ તે ?

૮. તેઓએ રચેલાં " આનંદઘન ચોવીશી " તથા " આનંદઘન બહોતેરી " " કયારે રચાયા હોવાનો સંભવ છે ? પ્રથમ " ચોવીશી " લખાઇ હશે કે " બહોતેરી ? "

૯. એમ જે કહેવામાં આવે છે કે તેઓ અને ઉપાધ્યાય યશોવિજયજી મહારાજનું મળવું થયું હતું તે કઈ શાલમાં તથા કયા સ્થળે ? યશોવિજયજી મહારાજે આનંદઘનજી મહારાજની સ્તુતિ કયા ઉપકાર માટે કરી હશે ?

સંસારત્યાગ ક્યારે કર્યો, કયા ગુરૂ સમીપે કયાં દીક્ષિત થયા, એ સંબંધી કિંચિત્ માત્ર પણ હકીકત મળતી નથી. આવી હકીકતના અભાવે તેઓ કયા પ્રદેશમાં વિશેષ રહ્યા હોવા જોઇએ એટલું શોધી કાઢવાની હું તજવીજ કરવા ચાહું છું. આ શોધવું, તે પણ કોઇ ઐતિહાસિક સાધનદ્વારા નથી. તેઓ સંબંધી આ હકીકત હું 'ભાષાવિવેકશાસ્ત્ર' (Philology)ની સહાયતા વડે શોધવા પ્રયત્ન કરીશ. 'ભાષાવિવેકશાસ્ત્ર' એ એક એવી ચીજ છે કે જે પુરૂષનું વૃતાંત ચિતરવું હોય તે પુરૂષના લખેલા લેખો મળી આવે, તો તે લેખોની ભાષાની જાતિ–પ્રકાર ઉપરથી કેટલીક હકીકત મેળવી આપે છે. આનંદઘનજીની ઉપર કહ્યા પ્રમાણે, 'સ્તવનાવલિ' અને 'બહોતેરી' એ બે કૃતિઓ મળી આવે છે. આ કૃતિની ભાષાના પ્રકાર ઉપરથી, તેઓ કયા પ્રદેશમાં વિશેષ રહ્યા હોવા જોઇએ એટલું શોધવાનો હું પ્રયત્ન કરીશ. આ પ્રયત્ન કરતાં હું જે અનુમાન ઉપર આવું તે અનુમાન સત્યજ હોય એવું કાંઇ નથી. મારૂં અનુમાન યોગ્ય અથવા પણ સત્ય ન હોય.

'સ્તવનાવલિ' અર્થાત્ ચોવીશ જિનેશ્વરની સ્તુતિ સ્તવનારૂપ કૃતિ. આ સ્તવનાવલિ જેને શુદ્ધ સંસ્કારી ગુજરાતી કહીએ (જુઓ, પ્રથમ ગુચ્છકની શરૂઆતમાં આપેલ મી૦ અંજારીઆનો અભિપ્રાય) તેમાં લખાએલ છે. જો કે કેટલાક જૈન પારિભાષિક પ્રાકૃત શબ્દોનો પ્રયોગ અવાર નવાર થયો છે ખરો.

---

**૧૦. " આનંદઘન ચોવીશી " અને " આનંદઘન બહોતેરી " ના શિવાય બીજા કોઇ તેઓના બનાવેલા ગ્રંથો છે કે ?**

**૧૧. આનંદઘન ચોવીશીની ભાષા વધારે કયા પ્રદેશને લગતી છે ? ગુજરાત, મારવાડ કે કાઠિયાવાડને લગતી છે ? મારવાડી, કાઠિયાવાડી કે ગુજરાતી શબ્દો કયા કયા સ્થળે ચોવીશીમાં જોવામાં આવે છે ?**

**૧૨. તેઓનો દેહોત્સર્ગ ક્યારે અને કયા સ્થળે થયો ?**

**૧૩. તેઓ કયા ગચ્છમાં થયા છે ? અને તેઓના ગુરૂભાઇ અથવા કોઇ શિષ્યનાં નામ જાણવામાં છે !**

**ઉપલી હકીકત મારા તરફથી પ્રકટ થનારા "જૈન કાવ્યમાળા" માટે આનંદઘનજી મહારાજનું ઐતિહાસિક ચરિત્ર લખવું છે, તેટલા માટે જોઈએ છે. કૃપા કરી જેનાથી જેટલી હકીકત મોકલી શકાય તેટલી મોકલાવશો, તો ઘણો આભાર થશે.**

'બહોતેરી'એ હીંદિભાષામાં લખાએલ પદોનો સંગ્રહ છે. 'બહોતેરી' સંજ્ઞા ઉપરથી સામાન્ય રીતે એમ માની શકાય કે, તેમાં બહોતેર પદ હશે; પરંતુ આમાં તેમ નથી. આ કૃતિમાં એકસો ઉપરાંત પદ છે. 'બહોતેરી' સંજ્ઞા શા કારણે અપાઇ તે કહી શકાતું નથી. જો 'સ્તવનાવલિ'નું ગુજરાતી, ગુજરાતી ભાષા જે જૂદા જૂદા ભાગમાં બોલાય છે તેમાં કયા ભાગનું છે તે નકી કરી શકાય, તેમજ 'બહોતેરી' કયા પ્રદેશની હિંદુસ્થાની ભાષામાં લખાએલ છે તે ધારી શકાય, તો આનંદઘનજી મહારાજ કયા પ્રદેશમાં વિશેષે વિચર્યા હતા, અથવા કયા પ્રદેશનો તેમને વિશેષ પરિચય રહ્યો હતો તે સંબંધી વિચાર બાંધી શકાય. કેટલાકનું એમ માનવું છે કે, આનંદઘનજી મહારાજ મારવાડમાં વિશેષ રહેતા હતા. કેટલાયનું તો વળી એમ પણ માનવું છે કે, તેઓ મારવાડના મૂળ વતની હોઇ તે તરફમાં વિશેષ કાળ રહ્યા હતા. કેટલાક તેઓની ભાષાને મારવાડી સંસ્કારવાળી પણ ગણે છે. વળી, કોઇ કોઇ ગુજરાતને પણ તેઓનો વિચારવાનો પ્રદેશ માને છે. જ્યારે મેં આનંદઘનજી મહારાજ સંબંધી ઐતિહાસિક હકીકત મેળવવાની તજવીજ શરૂ કરી ત્યારે મને જો કે એટલી હકીકત મળી કે, મારવાડના ચોકસ નાના ગામમાં આનંદઘનજી મહારાજનો ઉપાશ્રય છે; પરંતું એ ઉપરથી હું હજુ સુધી એમ માનવાને દોરાયો નથી કે, તેઓ વિશેષે મારવાડમાં વિચર્યા હતા. 'બહોતેરી'ની ભાષાનું પૃથક્કરણ કરવાનું હવે પછીને માટે રાખી હું પ્રથમ 'સ્તવનાવલિ'ની ભાષાનું પૃથક્કરણ કરવા એટલા માટે તજવીજ કરીશ કે, આનંદઘનજી મહારાજની ગુજરાતી ભાષા, ગુજરાતી બોલતા કયા પ્રદેશને વિશેષ બંધબેસ્તી થાય છે.

પ્રાચીનશોધખોળદર્શક વસ્તુની કેટલી કિમ્મત છે તેનો ખ્યાલ હજુ સુધી આપણા લોકોમાં જોઇએ તેવો નહીં હોવાથી તેઓ પ્રાચીન વસ્તુમાં ફેરફાર કરી નાંખે છે; અને ઘણી વખતે એટલો મોટો ફેરફાર કરી નાંખે છે કે, મૂળ વસ્તુનો સહેજ પણ ખ્યાલ આવી શકવો મુશ્કેલ. કેવો મોટો ફેરફાર કરી નાંખે છે તેનો એકજ દાખલો અહીં આપવો બસ થશે. શ્રી શેત્રુંજય ઉપર જૈનરાજ્યકર્ત્તા શ્રી સંપ્રતિરાજાનું દેવાલય છે. આ દે[illegible] [illegible]ય જીર્ણ થતાં તેના ઉપર થોડી ઘણી ન ચાલી શકે તેવી મરામત કરાવવી [illegible] [illegible]ાસ જરૂરનું છે, પરંતુ અત્યારે એ દેવાલયના સંબંધમાં એવો મોટો

ફેરફાર કરી નાંખવામાં આવ્યો છે કે, શ્રી સંપ્રતિ રાજાના વખતનું તે કરાવેલું છે એવો સહેજ પણ ખ્યાલ આવવો મુસ્કેલ; એટલુંજ નહીં, પણ અત્યારના પ્રવાહ પ્રમાણે રંગ, ચિત્રો, કાચ, વગેરે પદાર્થોનો એટલો અને એવા પ્રકારનો ઉપયોગ કર્યો છે કે, અત્યારના માણસો તો એમ સમજે કે, સુધારણા કરી છે, પણ બસો વર્ષ પછીના માણસોને સંપ્રતિ રાજાના વખતનું તે દેવાલય છે એમ કહેવામાં આવે, તો તે અવશ્ય શંકાની નજરથી જોયા વિના ન રહે. પ્રતિમાવિષયક તકરારના સંબધમાં સંપ્રતિ રાજાના વખતની પ્રતિમાઓનો દાખલો આપવામાં આવે છે, પરંતુ મારૂં તો પ્રમાણિક એમ માનવું છે કે, સો બસો વર્ષ પછીના માણસો ઘણું કરીને, કરેલા ફેરફારના કારણે એ દાખલો બનાવટી છે એમ કહેવાને પણ તૈયાર થાય તો ના નહીં.

આજ રીતે બીજો ફેરફાર એવો કરવામાં આવે છે કે, જે વિશેષ આશંકા કરતાં શીખવે. ખંભાતના બિંબને બિહારમાં સ્થાપવામાં આવે. એ બિંબ ઉપર સંવત્ આદિ સમયસૂચક ચિન્હો પ્રાચીન હોય, અન્ય ભૂમિદર્શક હોય છતાં તે બિહારમાં સ્થાપવામાં આવે, તો ભવિષ્યના પ્રાચીન શોધખોળ કરનારાઓની શોધને આડે આવવા જેવું થાય કે નહીં ?

જેમ પ્રાચીન શોધખોળ વસ્તુઓના સંબંધમાં આવો ફેરફાર કરી નાંખવામાં આવે છે તેમ પ્રાચીન ભાષામાં પણ ફેરફાર કરવામાં આવે છે. આથી જે નુકસાન સમાજને થાય છે તેનો ખ્યાલ માત્ર શોધકોનેજ આવી શકે. વડોદરા સરકાર તરફથી છપાએલ 'શીલવતીના રાસા'માં ભાષા સંબંધનો ફેરફાર કરી નાંખવામાં આવ્યો છે. જો કે હું પૂરવાર કરવાની સ્થિતિમાં નથી પરંતુ મારૂં તો એમ માનવું છે કે નરસિંહ મહેતાના મૂળ ગુજરાતીમાં પણ પાછળથી ફેરફાર થયો હોય એ સંભવિત છે આજના ચરિત્રનાયકની આ અવલોકન હેઠળની 'સ્તવનાવલિ' ની આવૃત્તિઓ જૂદા જૂદા અનેક સ્થળેથી છપાએલ છે: અને દરેક જૂદા જૂદા છપાવનારાએ પોતાની મતિ પ્રમાણે ફેરફાર કર્યા છે. હું દિલગિર છું કે, આ સંગ્રહમાંજ મારા તરફથી પણ આજ જાતની ભૂલ શરૂઆતમાં થઇ ગયેલ છે. હું પણ ભાષાને શુદ્ધ કરવાના ખ્યાલમાં પ્રથમ ખેંચાઇ ગયો હતો, અને તેથી તે ભૂલ શરૂઆતમાં કરી છે. દાખલા તરીકે, કેટલીક આવૃત્તિઓવાળાએ આનંદઘનજી મહારાજની જૂની ભાષામાં '**ઇમ**' શબ્દ હોવો જોઇએ તેને બદલે '**એમ**' કરી નાંખેલ છે.

'**ક્રિમ**' ને બદલે '**કેમ**' કરી નાંખેલ છે. '**ક્રિરિયા**' ને બદલે '**ક્રિયા**' કરી નાંખેલ છે. અત્યારના શુદ્ધ ગુજરાતીની નજર આગળ જૂની ભાષા અશુદ્ધ લાગશે અથવા ઉત્તમ પ્રકારની નહીં લાગે; પરંતુ 'ભાષાવિવેકશાસ્ત્ર' (Philology) દૃષ્ટિએ આવા ફેરફારો પણ જૂની શોધખોળને કેટલું ગંભીર નુકસાન કરે છે તે તો જાણનારાજ જાણી શકે.

આનંદઘનજી મહારાજની ભાષા ઉપરથી તે સમયની સ્થિતિ વગેરે શોધવામાં, છપાવનારાઓએ કરેલા ફેરફારો, ઘણા વિઘ્નકર્ત્તા થાય તેમ છે. એટલે નિરૂપાયતાથી અત્યારે મળતી પ્રતો ઉપરથી ભાષાવિવેકશાસ્ત્રની દૃષ્ટિએ તે વખતની જે સ્થિતિ અનુમાનાય તેટલી અનુમાનવી પડે છે.

આપણામાં એક કહેવત છે કે, " બાર ગાઉએ બોલી બદલાય. " આ કહેવત પ્રમાણે જો કે મૂળ ભાષા એકજ હોય છે, છતાં તેમાં સ્થાનિક ફેરફાર હોય છે. ગુજરાતી ભાષા મુખ્ય કરી ત્રણ પ્રદેશમાં બોલાય છે. ગુજરાત, કચ્છ અને કાઠિયાવાડ. ગુજરાતની અંદર અમદાવાદના ગુજરાતીમાં અને સુરતના ગુજરાતીમાં સ્થાનિક ફેરફાર નાનો નથી, આજ રીતે અમદાવાદ જીલ્લાના ગુજરાતીમાં અને તળ અમદાવાદના ગુજરાતીમાં પણ ફેરફાર જોવામાં આવે છે. જો એક તાલુકા અને બીજા તાલુકાની ભાષા વચ્ચે ફેર પડતો હોય, જો એક જીલ્લા ને બીજા જીલ્લાની વચ્ચે પણ તફાવત રહેતો હોય, તો એ સ્પષ્ટ છે કે એક પ્રાંત અને બીજા પ્રાંત વચ્ચે તફાવત રહેવો જ જોઇએ. આ રીતે ગુજરાત, કાઠિયાવાડ અને કચ્છના ગુજરાતીમાં ઘણો ફેરફાર માલમ પડે છે તેમ હોવો જ જોઇએ.

ગુજરાત, કચ્છ અને કાઠિયાવાડના ગુજરાતીમાં જે તફાવત નજરે પડે છે ને પ્રથમ કેવા પ્રકારનો છે તે જોઈએ. આ ત્રણે પ્રદેશના ગુજરાતીમાં મુખ્ય ફેર કેટલાક અક્ષરોના ઉચ્ચારણમાં, કેટલાક સ્થાનિક પદ્ધતિએ અક્ષરો વાપરવામાં અને કેટલાક સ્થાનિક શબ્દો વાપરવામાં પડે છે, આ ઉપરાંત જાતિ અથવા વિભક્તિના પ્રત્યયો વાપરવામાં પણ ફેરફાર પડે છે. ગુજરાતમાં **એલ્યા** કહેવામાં આવે છે તો કાઠિયાવાડમાં **ઓલ્યા** કહેવામાં આવે છે. ગુજરાતમાં **કહાડવું** કહેવાય છે તો કચ્છ કાઠિયાવાડમાં **કાઢવું** કહેવાય છે. ગુજરાતમાં ત્હાડ બોલાય છે તો કચ્છ કાઠિયાવાડમાં **તાઢ** બોલાય છે. ગુજરાતમાં કેટલાક સ્થળે '**શ**' જ્યાં વપરાય છે ત્યાં

કચ્છ કાઠિયાવાડમાં ' **સ** ' વપરાય છે. ગુજરાતમાં ' **મલશું** ' બોલાય તો કચ્છ કાઠિયાવાડમાં ' **મળશું** ' માંનો **શું** તાલવ્ય કરતાં દન્ત્યના આકારમાં વધારે વપરાય છે એટલે લગભગ 'મળસું' ના આકારે વધારે બોલાતો જોવામાં આવે છે. જાતિમાં પણ આવા પ્રકારનો ફેરફાર હૈયાતિ ધરાવે છે. ' ચા' ગુજરાતમાં **નારિજાતિમાં** વપરાય છે, તો કાઠિયાવાડમાં **નરજાતિમાં** વપરાય છે. કચ્છમાં મુંબઇના પરિચયે **નારિજાતિમાં** વપરાય છે. આ રીતે ગુજરાત કચ્છ કાઠિયાવાડની બોલીમાં ફેરફાર જોવામાં આવે છે, ઉપર કહ્યું તેમ તાલુકા અથવા પેટા પ્રાંતોમાં પણ પાછો તફાવત પડે છે. કાઠિયાવાડજ લઇએ. કાઠિયાવાડના હાલાર પ્રાંતમાં ' **કેમ** ' વપરાય છે તો ઝાલાવાડ પ્રાંતમાં **કિમ** વપરાય છે, ગોહીલવાડમાં **સોપારી નરજાતિ**માં વપરાય છે, તો બીજા ભાગમાં **નારિજાતિમાં** વપરાય છે.

આવા પ્રકારના જે ભાષાના તફાવતો છે તે ઉપરથી કોઈ લખનાર કે બોલનારના પ્રદેશનો ખ્યાલ બાંધવો હોય તો ઘણુંકરી કેટલીક ફતેહમંદીથી બાંધી શકાય. આનંદઘનજી મહારાજની આ સ્તવનાવલિ ઉપરથી આપણે આવો ખ્યાલ બાંધવાનો છે.

શ્રીઆનંદઘનજીની સ્તવનાવલિની ભાષા જોતાં હું **પ્રથમથીજ** કહી દઇશ કે તે ગુજરાત કરતાં કાઠિયાવાડને વધારે અનુકૂલ છે.* આનંદઘનજીની ભાષામાં કાઠિયાવાડી ભાષાવલણનું તત્ત્વ વધારે દૃષ્ટિગોચર થાય છે. પ્રથમમાં, જેમ ઉપર કહ્યું તેમ કાઠિયાવાડની પેઠે આનંદઘનજીની ભાષામા **તાલવ્ય 'શ'** ને બદલે **દન્ત્ય 'સ'** નો પ્રયોગ વિશેષે થયેલો જણાય છે. ઋષભ જિનની સ્તવનામાં ત્રીજા પદમાં બીજા ચરણમાં કહ્યું છે કે,

*** હું કાઠિયાવાડી છું એટલે આનંદઘનજીની સ્તવનાવલિની ભાષા કાઠિયાવાડને વધારે અનુકૂળ છે એમ કહેવાને પ્રેરાયેલો મને માની ન લેવા વિનંતિ છે. આગળ જતાં જોવામાં આવશે કે, કાઠિયાવાડી ભાષા કહેવા છતાં હું આ સ્તવનાવલિની ભાષાને ઝાલાવાડી–કાઠિયાવાડી કહું છું. કાઠિયાવાડના દશ પ્રાંતો છે, જેમાં ઝાલાવાડ, ગોહીલવાડ, સોરઠ, હાલાર, મચ્છુકાંઠો આદિ પ્રાંતો આવે છે. હું મચ્છુકાંઠા પ્રાંતનો છું. ઝાલાવાડ પ્રાંતનો નથી. ઝાલાવાડ અને મચ્છુકાંઠાની ભાષામાં પ્રાંતિક ભેદ ઘણો મોટો છે. મચ્છુકાંઠા અને હાલાર પ્રાંતોની ભાષા મળતી આવે છે, પણ ઝાલાવાડની બહુ જૂદી પડે છે. મચ્છુકાંઠા અને હાલારના વતનીઓને ઝાલાવાડી ભાષા ગ્રામ્ય જેવી લાગે છે. મ૦ ર૦ મે૦**

**મળસું** કંત ( થ )ને ધાય.

જો ગુજરાતની ભાષામાં અને ખાસ કરી લખવાની ભાષામાં કવચિતજ ‘ સું ’ વપરાશે, જ્યારે કાઠિયાવાડમાં ‘સું’ વપરાવો એ રોજનો વિષય છે. આજ રીતે ‘ દર્શન ’ શબ્દના સંબંધમાં છે. ‘ દર્શનનનું ’ અપભ્રંશ ‘દરસણ’ કરીનાખ્યું છે. એ ગુજરાતમાં અપભ્રંશ થયું હોત તો દરશણ થાત. જ્યારે કાઠિયાવાડમાં ‘ દરસણુ થવું જોઇએ. ’

મલ્લિનાથ સ્તવનામાં ચોથાપદમાં બીજા ચરણુમાં

—સપરિવારસું **ગાઢી**

એમ કહ્યું છે, અને ચોથા ચરણુમાં

—ઘરથી બાહિર **કાઢી** હો.

એમ કહ્યું છે. ગુજરાતીમાં ‘ગાહાડી’ ને બદલે,‘ ગાઢી ’ કહાડી‘કાઢી’ ને બદલે ઘણુંકરી વપરાય છે. મતલબ કે કાઠીયાવાડમાં ‘ ઢ ’ નો ઉપયોગ આવા સ્થાનકે ગુજરાત કરતાં વધારે થાય છે. ગુજરાતમાં શબ્દને છેડે કેટલેક સ્થળે ઇ વપરાય છે અને કાહિયાવડમાં ‘ **ણી** ’ વપરાય છે. દાખલા તરીકે ગુજરાતમાં રીસાઇ વપરાય છે તો કાહિયાડમાં ‘ રીસા**ણી** ’ વપરાય છે. આનંદઘનજી મહારાજે મલ્લિનાથ સ્વિમિના સ્તવનમાં ત્રીજા પદમાં ત્રીજા ચરણુમાં જે કહ્યું છે કે.

—નિદ્રાસુપન દશા **રીસાણી** તેમાં ‘ રીસાણી ’ કાહિયાવાડના ગુજરાતીનો ભાસ આપે છે.

આજરીતે શબ્દોમાં પણ જે સ્થાનિકપણું જોવામાં આવે છે તે ગુજરાત કરતાં કાહિયાવાડને વધારે અનુકૂળ છે, કાહિયાવાડી સ્થાનિક શબ્દોનો ઘણો મોટો જથો જોવામાં આવે છે. ‘**સગાઇ**’ શબ્દ જો કે ગુજરાતી ભાષાનો છે. ચતાં તેનો ઉપયોગ વધારે કચ્છ કાહિયાવાડમાં થાય છે. **સગાઇ** એટલે ‘વેશવાળ’ ગુજરાતમાં ‘વેશવાળ’ શબ્દ વધારે વપરાય છે; જ્યારે કાહિયાવાડમાં **સગાઇ** શબ્દ વધારે વપરાશમાં લેવામાં આવે છે. આનંદઘનજી મહારાજે ‘ સગાઈ ’ શબ્દનો પ્રયોગ સારી રીતે કરેલો છે. ઋષભજિનનાજ પહેલા સ્તવનમાં બીજા ચરણુમાં બીજા, ત્રીજા અને ચોથા પદમાં ‘**સગાઇ**’ શબ્દ વપરાયો છે.

પ્રીત **સગાઈ** જગમાં સહુ કરે,
પ્રીત **સગાઇ** ન કોય,
પ્રીત **સગાઇ** રે જગમાં સહુ કરે—

વળી મલ્લિનાથસ્તવનાના પહેલા ચરણ
—સમકેત સાથે **સગાઈ** કીધી.

માં 'સગાઈ' શબ્દ વાપરેલ છે, 'મેળો' શબ્દ એ કે ગુજરાતની **અંદર** વપરાશમાં લેવાય છે, પણ કાઠિયાવાડમાં તેનો ઉપયોગ ઘણો વધારે **છે.** ઋષભસ્તવનામાં ત્રીજાપદમાં 'મેળો' શબ્દ બે વાર વપરાયેલ છે. કાઠિયાવાડમાં **કાણુ માંડવી** એ વાક્ય બહુ બોલાય છે. 'કાણુ' શબ્દનો જોકે **કથા** એવો અર્થ થાય છે, પરંતુ લાંબી લાંબી વાત ટર્યા કરવી તેને 'કાણુ માંડી બેસવું' કાઠિયાવાડમાં કહેવાય **છે.** આનંદઘનજીએ મલ્લિનાથના સ્તવનામાં 'કાણુ' શબ્દનો પ્રયોગ કર્યો છે. **ધોથું** શબ્દ કુંથુંજિનની સ્તવનામાં વપરાયેલો છે. 'સોહલી દોહલી' કેટલીક પ્રતોમાં જોવામાં આવે છે. **પણ** કેટલાક વર્ષ અગાઉ મારા હાથમાં એક પ્રત જોવામાં આવી હતી તેમાં 'સોયલી દોયલી' જોવામાં આવેલ, અનંતનાથજીના સ્તવનમાં પહેલાં ચરણુમાં જ કહ્યું છે કે.

ધાર તરવારની સોયલી દોવલી.

આ પ્રમાણે દરેક સ્તવનામાં કાઠિયાવાડમાં વિશેષ વપરાશમાં લેવામાં આવતા શબ્દોના પ્રયોગો થયેવા જોવામાં આવે છે. 'બાપડા', 'તંત' 'રણુરોઝ' 'દોયલો' આ શબ્દો હું નમુનાની ખાતર મૂકું છું. આખી કૃતિ જો જોવામાં આવે, તો કાઠિયાવાડી ખ્યાલ વધારે આવશે. ગુજરાત અને સુરતના ભાગમાં 'સાલો' શબ્દ જોકે ઘણો વપરાય છે; પરંતુ કાઠીયાવાડમાં '**મારો સાલો**' વધારે વપરાતો જણાય છે. કુંથુજિનની સ્તવનામાં મન પ્રત્યે આક્ષેપ કરતાં કહ્યું છે કે

—સમજે ન **મારો સાલો** હો.

કાઠિયાવાડમાં કેટલીકવાતને પ્રસંગે 'હેઠ મારા સાળા' એમ બોલવામાં આવે છે; અથવા કોઈ પ્રત્યે આક્ષેપ કરતાં એમ કહેવામાં આવે છે કે 'મારો સાળો લુચ્ચોને'

આનંદઘનની ભાષામાં સર્વત્ર કાઠીયાવાડી બોલીનું તત્ત્વજ રહ્યું છે

એમ મારૂં કહેવું નથી. ગુજરાતની ગુજરાતીનો શબ્દો પણ જો કે કોઇ કોઈ સ્થળે જોવામાં આવે છે. દાખલા તરીકે ' સેગુ કોઇ ન સાથ, દીઠા નહીં **દીદાર,** કાઠિયાવાડમાં **દેદાર** બોલાત. જેમ ગુજરાતમાં બોલાતી ગુજરાતી બોલીનો અંશ આનંદઘનજીની ભાષામાં જોવામાં આવે છે તેમ કોઈ કોઈ સ્થળે કચ્છ અને મારવાડનો અંશ પણ જોઈ શકાય છે, કાઠિયાવાડમાં'**કરી**' ને બદલે '**કીધી**' શબ્દ જવલ્લેજ વપરાય છે. ગુજરાતમાં ક્વચિત્ વપરાતો હોય તો ભલે. 'કરી' ને બદલે 'કીધી' કર્યું ને બદલે 'કીધું, એવા પ્રકારની શૈલી કચ્છ જેટલી કોઇ ઠેકાણે પ્રચલિત નથી. તેમાં પણ ખાસ કરીને 'સગાઇ કરી' એવી જે ખાસ કાઠિયાવાડ બોલી તે કચ્છમાં 'સગાઇ કીધી' એ આકારમાં હમેશાં બોલાય છે, મલ્લિનાથજીની સ્તવનામાં જે એમ કહ્યું છે કે.

—સમકેત સાથે **સગાઈ કીધી.**

તેનો પ્રયોગ અત્યારે પણ કચ્છમાં સતત પ્રચલિત છે. હવે મારવાડી આભાસ ક્યાંય આવે છે કે નહિં તે જોઇએ; શાંતિનાથની સ્તવનામાં સાતમા પદના ચોથા ચરણમાં

—**ઇસ્યો** આગમે બોધ રે.

એમ કહ્યું છે. તેમજ અજિત સ્તવનામાં પહેલા પદમાં ચોથા ચરણમા કહ્યું છે કે,

—પુરુષ **કિશ્યું** મુજ નામ.
—**સેગુ** કોઇ ન સાથ.
( અભિનંદન સ્તવના. )

તેમજ

—**મનરાવાલા** ( નેમીશ્વર સ્તવના. )

આ શૈલી મારવાડને વધારે અનુકૂળ ગણાય કે નહિં તે મારવાડી ભાષાના જાણકાર પાસેથી જાણવા વિનંતિ છે.

આ પ્રસંગે મારો ઉદ્દેશ આનંદઘનની સંપૂર્ણ ભાષાનું ખુદ પૃથક્કરણ કરવાનો નથી; કેમકે તો તો એક મોટો નિબન્ધ લખાય તેમ છે; પરંતુ મારો ઉદ્દેશ સહજ ખ્યાલ આપવાનો છે કે આનંદઘનજીની ભાષા ગુજરાતી ભાષાના કયા પ્રદેશને વિશેષ બંધબેસ્તી થાય છે. આ ઉપરથી વાચક જોઈ શકશે કે, મારો અભિપ્રાય આનંદઘનજીની ભાષા કાઠિયાવાડીને વિશેષ

સાનુકૂળ આવવા સંબંધમાં છે. આ સ્તવનાવલિ મેં રા૦ હીમતલાલ ગણેશજી અંજારિયા એમ૦ એ૦ ને અવલોકન અર્થે તેઓનો કયા પ્રદેશને લગતી ગુજરાતી ભાષા હોવા વિષેનો અભિપ્રાય માગ્યો હતો; અને તેનો અભિપ્રાય પણ મારી પેઠે કાઠિયાવાડીને લગતો વિશેષે થયો હતો.

આનંદઘનની ગુજરાતી ભાષા મુખ્યતાએ કાઠિયાવાડી-ગુજરાતી હોવાનું અહિં નિર્ણીત કરી અટકવાનું નથી. કાઠિયાવાડી છતાં કાઠિયાવાડના કયા પ્રાંતની તે છે તે પણ નકી કરવાનું છે, કેમકે તેમ કર્યાથીજ આનંદઘનજી મહારાજને કયા પ્રદેશનો વિશેષ પરિચય હતો એ સંબંધીની વિચારણા થઇ શકે.

કાઠિયાવાડના હાલારને લગતા પ્રાંતો, અને ઝાલાવાડને લગતા પ્રાંતોની ભાષામાં પણ જેને provincial difference of languages "ભાષાના પ્રાંતિક તફાવત" કહેવામાં આવે છે તેવો તફાવત નજરે પડે છે. હાલારને લગતા પ્રદેશમાં 'કેમ' વપરાય છે, ત્યારે ઝાલાવાડને લગતા પ્રદેશમાં 'કિમ' વપરાય છે; આજ રીતે 'એમ'ને બદલે 'ઇમ' આવો ફેર જોવામાં આવે છે. આવો પ્રકાર આનંદઘનજીની સ્તવનાવલિમાં પણ છે. સ્તવનાવલિમાં કોઇ પણ ઠેકાણે 'એમ' કે 'કેમ' એવો પ્રયોગ જોવામાં આવતો નથી. વળી ઝાલાવાડમાં 'કોણ'ને બદલે 'કુણ' વપરાય છે તેમ આનંદઘનજીના પદમાં 'કુણ ગંજે નરખેટ' એ ચરણમાં કુણ શબ્દ વપરાયો છે. **ખેટ** શબ્દ પણ ઝાલાવાડને મળતો છે. ઘણા ખરા જૈન કવિઓના કાવ્યમાં **ઈમ** આદિ શબ્દો વપરાયેલા જોવામાં આવે છે એટલે એમજ નિશ્ચિતપણે ન કહી શકાય કે એવા **ઇમ** આદિનો ઉપયોગ કરનારા ઝાલાવાડને લગતા હતા. પરંતુ જો એમ અનુમાન કરીએ કે હાલારના કરતાં ઝાલાવાડીને મળતી આવતી ગુજરાતીભાષાના પ્રદેશને લગતી આનંદઘનજીની ભાષા વધારે હોવાનો સંભવ છે તો તે તદ્દનજ ખોટું નહીં ગણાય.

હવે સ્તનાવલિ મૂકીએ. બહોતેરી લઇએ, અને છેવટે આનંદઘનજી મહારાજનો વિશેષ પરિચયનો પ્રદેશ નિર્ણીત કરીએ. 'બહોતેરી' ગ્રંથ ઉપર કહી ગયા કે હિંદુસ્થાની ભાષામાં છે. મને હિંદુસ્તાનની ભાષાનો નિયમસર અભ્યાસ નથી એટલે આનંદઘનજીની હિંદુસ્થાની ભાષાના ગુણદોષમાં ઉતરી શકું નહીં. તથાપિ સામાન્ય પરિચયના કારણે એટલું તો કહી શકું છું કે જેવી હિંદુસ્થાની ખુદ ઉત્તર હિંદુસ્થાનમાં વપરાય છે તેવી શુદ્ધ હીંદિ, તો

આ નથી. આ હીંદિમાં ગુજરાતી ભાષાનું મિશ્રણ ઘણું જોવામાં આવે છે. દાખલા તરીકે, આપણે પદ્યરત્ન ૬ ઠાનુ રામગ્રીવાળું પદ લઈએ:

માહરો બાલૂડો સંન્યાસી, દેહ દેવલ મઠવાસી: (આંકણી)
ઈડ પિંગલા મારગ તજ યોગી, સુખમના ઘરવાસી.
બ્રહ્મરંધ્રમધિ આશન પૂરી બાબુ, અનતદ તાન બજાસી. માહરો૦
યમ નિયમ આસન જયકારી, પ્રાણાયામ અભ્યાસી;
પ્રત્યાહાર ધારણા ધારી, ધ્યાન સમાધિ સમાસી. માહરો૦
મૂલ ઉત્તર ગુણ મુદ્રા ધારી. પર્યંકાસનવાસી;
રેચક, પૂરક, કુંભ સારી, મન ઇંદ્રિય જયકાસી. માહરો૦
થિરતા, જોગ યુગતિ અનુકારી, આપોઆપ વિલાસી;
આતમ પરમાતમઅનુસારી, સીઝે કાજ સમાસી. માહરો૦

નમુના દાખલ હું આ એકજ પદ અહીં મૂકું છે: જો આવી રચના જોવામાં આવશે, તો મારો અભિપ્રાય કાંઇક વ્યાજબીપણાના તત્ત્વસમેત જણાશે. ગુજરાતી ભાષાના મિશ્રણવાળી હીંદિ ભાષા છતાં મારે કહેવું જોઇએ કે આનંદઘનજીની હિંદી ભાષા એવા પ્રકારની નથી કે, તે માત્ર પરિચયથીજ આવડેલી હોય. ગુજરાતના રહેનારને હિંદનો પરિચય હોય અને હીંદિ પરિચિત થતાં આવડી ગયેલું તેઓનું હીંદિ નથી. આ ચરિત્રમાં જૂદે જૂદે ઠેકાણે હીંદિ પદો મૂકવામાં આવ્યા છે એ પરથી જણાશે કે તેઓની હીંદિ ભાષા ઉત્તરહિંદમાં બોલાતી ભાષાને કેટલીક રીતે મળતી આવે છે. ફેર માત્ર એટલોજ છે કે, ગુજરાતીભાષાના ઘણા પરિચયના કારણે તે લખતાં ગુજરાતી ભાષાનો શબ્દસમૂહ વધારે વપરાઇ ગયો છે.

કબીરજીની હીંદિભાષાને મળતી હીંદિભાષા આનંદઘનજી મહારાજની જણાય છે; તેમ વિચારો પરથી એવો આભાસ પણ આવી શકે કે કબીરજીને મળતા ઉપદેશ વિચારો જણાવવાનો તેમનો પ્રકાર હતો, ઉપદેશવિચારો અને સિદ્ધાંતવિચાર એ બન્ને ભિન્ન વસ્તુ છે, ઉપદેશવિચાર આત્માને વૈરાગ્યાદિ જાગૃતિમાં લાવવા તે છે; જ્યારે સિદ્ધાંતવિચાર, આત્માનું સ્વરૂપ, તેની સ્થિતિ, વિશ્વરચના આદિને લગતાં છે. આનંદઘનજીના સિદ્ધાંતવિચાર પરમ જૈનિ છે; જ્યારે કબીરજીના વિચારોમાં સિદ્ધાંતજ્ઞાન જોવામાં આવતું નથી. કહેવાનો હેતુ એટલોજ છે કે વૈરાગ્યાદિ વિચારણાની ભાષાશૈલી બન્નેની મળતાપણાવાળી છે.

આનંદઘનની આ બે કૃતિઓની ભાષારચનાદ્વારાએ તેઓને કયા પ્રદેશની સાથે વિશેષ પરિચય થયો હતો તેનું અનુમાન બાંધવા માટે જેટલાં સાધનો એકઠાં થયાં તે હમણાં એક બાજુ ઉપર રાખીએ; અને તેઓના સંબંધમાં મળતી હકીકત હવે અહીં મૂકીએ. એ મૂકાઇ ગયા બાદ આપણે અનુમાનનિર્ણય ઉપર આવીશું.

આનંદઘનજીના સંબંધમાં જે હકીકત અત્યાર સુધીમાં મેળવવા હું ભાગ્યશાળી થયો છું તે સંક્ષેપે આ પ્રમાણે છે; તેઓનું મૂળ નામ લાભાનંદજી હતું. તેઓ શ્વેતામ્બર સંપ્રદાયને વિષે થયા છે. આનંદઘનજી મહારાજ અને યશોવિજયજી મહારાજનો સમાગમ થયો હતો. યશોવિજયજી મહારાજ આનંદઘનજી પ્રત્યે એક વખત એવી વિનંતિ કરવા આવેલા કે શાસનની સ્થિતિના ઉપકાર માટે આપ જેવા સમર્થ પુરૂષે પુરૂષાર્થ કરવો જોઇએ છે. આ વખત આનંદઘનજી મહારાજે ઉપાધ્યાયજીને એમ કહેલું કે તમે સ્વહિત કરશો તો પરહિત કરી શકશો; અર્થાત્ જગતમાં ધર્મ પ્રવર્ત્તાવવાની એકાંત બુદ્ધિ ન રાખતાં સ્વાત્માકલ્યાણ કરવાની પ્રથમ આવશ્યકતા છે. મહારાજ સાહેબના વચનથી ઉપાધ્યાયજી અંતરજ્ઞાન તરફ વધારે આકર્ષાયા; અને દિવસે દિવસે તેઓની આત્મદશા વિશેષ ઉન્નત થઇ. કાશીમાં ઉપાધ્યાયજીને મહારાજશ્રીના સમાગમનો લાભ મળ્યો હતો. સંપ્રદાયમોહને આધીન થયેલા જીવો બાહ્ય માર્ગમાં રાચી રહેલા હોવાથી આનંદઘનજી મહારાજની તેઓ અદ્‌ભુત આત્મદશા જોઇ શકતા નહીં; અને તેથી તેઓ પ્રત્યે પરિતાપ આપતા હતા. મહારાજ સાહેબે લોકપરિચય છોડવાના કારણે જૈન વેષ બદલી એક કફની તથા તંબુરો લઇ પરમ જૈન દશાના ધ્યાનમાં રહેવાનું કર્યું હતું. મારવાડમાં મહારાજ સાહેબના નામથી ઓળખાતો એક ઉપાશ્રય એક નાના ગામમાં છે. શ્રીમદ્ વિજ્યાનંદસૂરિ ( આત્મારામજી મહારાજ ) પોતાના 'જૈનતત્ત્વાદર્શ'માં લખે છે કે, "શ્રી સત્યવિજય ગણિજી ક્રિયા ઉદ્ધાર કરી શ્રી આનંદઘનજીની સાથે બહુ વર્ષ સુધી વનવાસમાં રહ્યા." આ ઉપરથી, તેમજ તેઓએ દ્રવ્ય પૂજાના જે વિધિ સ્તવનાવલિમાં બતાવી છે તે ઉપરથી લાગે છે કે તેઓ તપગચ્છમાં થયા હોવા જોઇએ.

આટલી હકીકત મેળવવા ઉપરાંત બીજી વિશેષ હકીકત મળી શકતી

નથી. પ્રથમ આ હકીકતનું અવલોકન કરીએ; જો જેમ હકીકત મળી છે તેમ આનંદઘનજીનું મૂળ એટલે સંસારદશાને વિષે અને નહીં કે દીક્ષિત અવસ્થાને વિષેનું નામ લાભાનંદજી હોય; તો તે નામ ગુજરાત કે કોઇ બીજા પ્રદેશના કરતાં ઉત્તરહિંદને લગતું વધારે ગણાય; તેમ ઉપાધ્યાયજીની સાથેનો સમાગમ જો કાશીમાં થયો હોય તો તેઓ હિંદુસ્થાનમાં પણ વિચરતા હતા એમ માની શકાય.

જો આનંદઘનજી મહારાજનું સંસારી નામ ઉત્તરહિંદને અનુકૂળ લાભાનંદજી હોય, અને તેઓના 'બહોતેરી' ગ્રંથનું હીંદિ ગુજરાતી ભાષાના મિશ્રણવાળું હોવા છતાં પરિચિત નહિં, પણ મૂળ વતનીના જેવા સંસ્કારોવાળું હોય, તો આપણે પહેલું જે અનુમાન કરી શકીએ તે એજ કે તેઓનો જન્મ ઉત્તરહિંદની તરફમાં થયો હોવો જોઇએ. તેઓનો 'સ્તવનાવલિગ્રંથ' શુદ્ધ પ્રકારના ગુજરાતીનો હોવાથી એમ અનુમાન કરી શકીએ કે, તેઓના જીવનનો વિશેષ ભાગ ગુજરાતના પ્રદેશમાં વ્યતીત થયો હોવો જોઇએ. ગુજરાતમાં પણ કાઠિયાવાડ અને તેમાં કદાચ ઝાલાવાડને વિષે વિશેષ વિચરવું થયું હોવું જોઇએ; કેમકે ભાષા તે પ્રદેશને લગતી વિશેષ છે. કચ્છનો પણ પ્રદેશ તેઓની ભાષામાં કચ્છી–ગુજરાતીનું તત્ત્વ આવવા પામે તેટલો સમય વિહારમાં આવ્યો હોવો જોઇએ; કેમકે આપણે ઉપર જોઈ ગયા કે તેમની ભાષામાં કચ્છી–ગુજરાતી પણ જોઇ શકાય છે. મારવાડમાં તેઓનો ઉપાશ્રય છે તેથી તેમજ તેઓના ગુજરાતીમાં મારવાડી તત્ત્વ પણ સમાયેલું છે એટલે મારવાડમાં પણ તેઓનું વિચરવું થયું હોવું જોઇએ.

તેઓના સંબંધમાં છેવટના અનુમાન ઉપર આવતાં પહેલાં એક **વધારે** વાત ધ્યાનમાં લેવાયોગ્ય છે. આ વાત એ છે કે 'સ્તવનાવલિગ્રંથ' જોતાં જણાય છે કે, આનંદઘનજી મહારાજના સમયમાં શ્વેતામ્બર સંપ્રદાયને વિષે ગચ્છના ભેદો ઘણા વર્ત્તતા હતા; અને ક્રિયાજડત્વપ્રત્યે સમાજ દોરાયેલી હતી. ઉપર કહેવામાં આવ્યું કે, તેઓને લોકપરિષહના કારણે કફની તંબુરો લઈ જૈન વેષ બદલાવવો પડયો હતો; એક તો શ્વેતામ્બર સંપ્રદાયનું વિશેષ પ્રબળ ગુજરાતમાં છે. અને બીજું જૈન ઇતિહાસના સાધનો જોતાં જણાય છે કે, ગચ્છભેદાદિની તકરારો વિશેષે ગુજરાતમાં હતી એટલે ગુજરાતના

લોકોએ સંપ્રદાયમોહના કારણે તેઓ પ્રત્યે પરિષહ આપ્યા હોય; અને આ પરિષહના કારણે તેઓએ કફની આદિનું અંગીકરણ કરી ગુજરાતના પ્રદેશમાંથી ચાલ્યું જવાનું કર્યું હોય; મારવાડમાં જો તેઓના નામનો ઉપાશ્રય હોય તો ગુજરાતમાંથી નીકળી મારવાડમાં કેટલોક વખત કાઢ્યો હોય; અને છેવટના ભાગમાં જ્યારે ઉપાધ્યાયજીનો કાશીને વિષે સમાગમ થયો હોય તે વેળાએ હિંદના એ પ્રદેશમાં વિચરવું કર્યું હોય.

આ સઘળી બાબતોનો એકંદર સરવાળો કરતાં હું એવાં અનુમાન પર આવી શકું. લાભાનંદજી એ સંસારીનામ હોય, અને તેઓનું હીંદિ ગુજરાતીના મિશ્રણ છતાં ઉત્તરહિંદના મૂળવતનીને મળતું હોય, તો તેઓનો જન્મ ઉત્તરહિંદના કોઈ ભાગમાં થયો હોય. નાનીવયમાં ઉત્તરહિંદના પ્રદેશમાંથી નીકળી ગુજરાતી ભાષા બોલાતા એવા પ્રદેશમાં આવ્યા હોવા જોઇએ. ગુજરાત કરતાં કાઠિયાવાડ અને તેમાં કદાચ્ ઝાલાવાડમાં જીંદગીનો મોટો ભાગ વ્યતીત કર્યો હોવો જોઈએ. અવાર નવાર કચ્છમાં જવું થયું હોય, ગુજરાતમાં ગચ્છના કલેશોથી કંટાળી મારવાડમાં જઈ સ્થિતિ કરી હોય; ગુજરાતમાં વિચરતી વખતે અથવા મારવાડની સ્થિતિ દરમ્યાન ' સ્તવનાવલિ ' ગ્રંથ લખ્યો હોય; અને મારવાડથી નીકળી જીવનનો છેલ્લો ભાગ કાશી જેવા પ્રદેશમાં પૂર્ણ કર્યો હોય; અને એ સમયમાં 'બહોતેરી' ગ્રંથ કદાચ્ લખ્યો હોય.

મને ચોકસ સ્મૃતિ રહી નથી, પણ એવો ખ્યાલ રહ્યો છે કે, એક વખત એક દિગમ્બરહીંદિ વિદ્વાને મારી પાસે એવી ફરિયાદ કરી હતી કે, આનંદઘનજીની 'બહોતેરી' ગ્રંથ, દિગમ્બર વિદ્વાનના ચોકસ ગ્રંથનો આકારફેર છે. મેં આ દિગમ્બર ગૃહસ્થને એવો સવાલ કર્યો હતો કે, તમે કહો છો, તે દિગમ્બર વિદ્વાન ક્યારે થયા છે ? ત્યારે તેણે તે દિગમ્બર વિદ્વાનનો જે સમય બતાવેલો તે આનંદઘનજી પછીનો હતો, આથી તેના મનનું સમાધાન થયેલું; અને કદાચ્ તેના મનને એવી પણ આશંકા થઇ હશે કે, તે દિગમ્બર વિદ્વાનની કૃતિ આનંદઘનજીની બહોતેરીનો આકારફેર કેમ નહિં હોય ? આ પ્રસંગ અહીં દોરવાનો હેતુ એ છે કે, એવા કોઇ સાધનોદ્વારા ' બહોતેરી ' ગ્રંથ ગુજરાતમાં કાશી તરફથી આવ્યો હોય. આ વાત ઉપર હું બહુ ભાર મૂકતો નથી, આનંદઘનજી મહારાજ પ્રત્યે ઉપાધ્યાયજી શ્રી

યશોવિજયજી મહારાજનો બહુ ભક્તિભાવ થયેલો; અને આ કારણથી એમ પણ બન્યું હોય કે, જ્યારે કાશી તરફ સમાગમ થયેલો ત્યારે ઉપાધ્યાયજીને આ બહોંતેરી ગ્રંથ પ્રાપ્ત થયો હોય, અને ત્યાંથી ગુજરાતમાં આવ્યો હોય. આ ગ્રંથ ક્યાં લખાયો અથવા ક્યાંથી ક્યાં આવ્યો, એ સંબંધીનું આ અનુમાન ઘણુંજ પામર છે.

આ રીતે મેં શ્રી આનંદઘનના સંબંધમાં અનેક અનુમાન કર્યાં. આ સઘળાં અનુમાનોમાં વિશેષ દૃઢ અનુમાન મારૂં એ છે કે, તેઓએ કાઠિયાવાડના પ્રદેશમાં વિશેષ સ્થિરતા કરી હોવી જોઈએ; અને તે કારણે તેઓને એ પ્રદેશ વિશેષ પરિચયવાળો હોવો જોઇએ. અનુમાન એ એવી ચીજ છે કે જે નિર્ણય ન કહી શકાય. અનુમાન સત્ય રૂપ તો કદાચ નીકળી આવે; બાકી અસત્ય રૂપ તો ઘણીવાર નીકળે છે. 'ભાષાવિવેકશાસ્ત્ર' દ્વારાએ કેટલી માહીતિ, પાશ્ચાત્ય વિદ્વાનો મેળવે છે એ હજુ હિંદમાં અને ખાસ કરી જૈનસમાજમાં બહુ ઓછું જાણવામાં છે. 'ભાષાવિવેકશાસ્ત્ર' દ્વારાએ કેટલી વખત બહુ મોટી શોધખોળ થઇ શકે છે. મહાન્ દેશભક્ત શ્રીયુત બાળગંગાધર તીલકે, વેદનો ઘણો જૂનો સમય છે એવો નિર્ણય કરી વિદ્વાનો પાસે તેનો સ્વીકાર કરાવ્યો તે આ ભાષાવિવેકશાસ્ત્રને આભારી છે. બૌધની જૈન શાખા નથી એવું પ્રતિપાદન પ્રોફેસર હર્મન જેકોબીએ કર્યું; અને તે આપણને પ્રિય થઈ પડયું તે પણ કેટલેક અંશે આ ભાષાવિવેકશાસ્ત્રને આભારી છે. કદાચ કોઇ અનુભવી આનંદઘનજી મહારાજના સંબંધમાં ઐતિહાસિક હકીકત જાણતાં હોય, અને તેની સરખામણીએ મારાં ઉપરનાં અનુમાનો અસત્ય નીકળે, તો મારા પ્રત્યે આક્ષેપ નહીં કરતાં મારા પ્રયત્નને જોઈ ક્ષમા આપશો. તેમજ હું પણ એટલું કરવાને બંધાઉં છું કે, જો કોઈ અનુભવી શ્રી આનંદઘનજીના સંબંધમાં ઐતિહાસિક હકીકત બહાર મૂકશે, અથવા મારાં અનુમાન કરતાં બીજું વધારે દૃઢ અનુમાન બાંધી દેખાડશે, તો હું ઉપકાર સમેત સ્વીકારી લઇશ. મારે આ પ્રસંગે જણાવવું જોઇએ કે શ્રી આનંદઘનના સંબંધમાં ઐતિહાસિક હકીકત મેળવવા માટે જાહેર વર્ત્તમાનપત્રદ્વારાએ માંગણી કરી હતી; પણ કોઈ પણ તરફથી કાંઇ પણ ઐતિહાસિક હકીકત મને પૂરી પાડવામાં આવી નહોતી. એકાદ સ્થળેથી દંતકથા જેવી હકીકત આવી હતી, પરંતુ તે બહાર મૂકતાં કલ્પિત લાગે તેવી હોવાથી મેં મૂકી નથી.

## આનંદઘનનું જ્ઞાનસામર્થ્ય:

શ્રી આનંદઘનના જ્ઞાનસામર્થ્ય વિષે અભિપ્રાય બાંધવાનો વિચાર કરવો એ પણ મારા જેવા પામર જીવની શક્તિની બહારનું કામ છે, તો પછી તેઓના જ્ઞાનસામર્થ્યનો નિર્ણય કરવા બેસવું એ મહાસમુદ્ર તરવા જેવું અશક્ય કાર્ય કરવાના પ્રયત્ન જેવું દેખીતું છે. આમ છતાં પણ હું પૂર્વ-પુરૂષોએ તેઓના સામર્થ્ય વિષે કરેલા વિચાર અનુસાર અહીં થોડાક શબ્દો લખ્યા વિના રહી શકાતો નથી. શ્રીમાન્ રાજચંદ્રે એક સ્થળે કહ્યું છે કે, "આનંદઘનજીને સિદ્ધાંત સંબંધી તીવ્ર જ્ઞાન હતું." ઘણા ગ્રંથો લખવા એ જો કે મહા પાંડિત્યનું કામ છે; પરંતુ ઘણા ગ્રંથો ન લખતાં એકાદ બે કૃતિ પણ તત્ત્વભરપુર લખાઇ હોય, તો તેથી જ્ઞાનસામર્થ્ય કાંઈ ઓછું હોય એમ કહેવાય નહી. એકજ કૃતિ હોય પરંતુ તે તત્ત્વોનો સંક્ષેપ હોય, તો તેના કર્ત્તાના જ્ઞાનસામર્થ્યનો ખ્યાલ આવી શકે છે. આનંદઘન મહા-રાજની બે કૃતિઓ શિવાય, ઉપર કહ્યું તેમ, બીજી કોઈ કૃતિ હજુ સુધી મળવામાં નથી. પરંતુ આ બે કૃતિઓજ તેઓના જ્ઞાનસામર્થ્યનો ખ્યાલ આપવાને બસ છે. 'આનંદઘનસ્તવનાવલિ,' અને 'આનંદઘન બહો-તેરી' એ બે ગ્રંથો પૈકી 'સ્તવનાવલિ' તેઓના જ્ઞાનસામર્થ્યનો ખ્યાલ આપે છે; જ્યારે 'બહોતેરી' તેઓની અદ્દભુત આત્મદશાનું ભાન કરાવે છે. 'સ્તવનાવલિ' જો કે ચોવીશ જિનેશ્વરોની સ્તુતિઓરૂપ છે; છતાં તેમાં આખા જિનાગમનો અથવા સિદ્ધાંતનો સાર આવી જાય છે. 'સ્તવનાવલિ' એ એવો ગ્રંથ છે કે, મારા અવલોકન પ્રમાણે અત્યારે હું જૈનસમાજમાં એક પણ પુરૂષ જોઇ શકતો નથી કે, જે તેનામાં રહેલ અદ્દભુતતાને ખરી રીતે ચીતરી શકે. આનંદઘનજી મહારાજની આ 'સ્તવનાવલિ' ઉપર જે પુરૂષે પ્રથમ અર્થ ભર્યા છે તેઓએ ગ્રંથનું માહાત્મ્ય દર્શાવતાં જે કહ્યું છે કે.

**બાળક બાંહ પસારીને, કરી ઉદધિ વિસ્તાર:**
**આશય આનંદઘન તણો, અતિ ગંભીર ઉદાર.**

તેજ વાક્ય આ ગ્રંથની અસાધારણતા બતાવવા માટે બસ છે. આ નાના પણ અતિ ગંભીર ગ્રંથના અવલોકન પરથી સહજમાં જણાઇ શકે તેમ છે કે, શ્રી આનંદઘનનું જૈનદર્શનનું સૂક્ષ્મમાં સૂક્ષ્મ જ્ઞાન સમ્યગ્દર્શનની અપે-

ક્ષાએ તે દશાના પ્રમાણુમાં અનુભવ સમેત હતું. શ્રી જૈનદર્શનનું સૂક્ષ્મમાં સૂક્ષ્મ જ્ઞાન હતું એ તો સ્વાભાવિક છે; પરંતુ ષડ્દર્શનનું તેઓનું જ્ઞાન તેટલુંજ સામર્થ્યવાન્ હોવું જોઇએ તેમ હતું. એકવીશમી સ્તવના શ્રીનમિજિનની છે. આ સ્તવના કરતાં ષડ્દર્શન પ્રત્યે સમદષ્ટિ રાખતાં તેઓએ સાંખ્યાદિ દર્શનોનો જે સાર ગાઇ બતાવ્યો છે તે, તેઓના ષડ્દર્શનના સૂક્ષ્મજ્ઞાનની ઝાંખી કરાવે છે.

ઉપર કહી જવામાં આવ્યું છે કે, ઉપાધ્યાયજી મહારાજે શાસનજાગૃતિ કરેવા અર્થે આનંદઘનજી મહારાજને વિનંતિ કરી હતી. શાસનજાગૃતિ કરવામાં એકલી આધ્યાત્મિક દશા બસ થતી નથી; પરંતુ ષટ્દર્શનનું સમર્થ જ્ઞાન પણ આવશ્યક છે. ઉપાધ્યાયજી મહાપંડિત તરીકે સત્તરમા શતકથી તે આજ સુધીમાં ગણાય છે, અને કેટલાક તેઓને સત્તરમા શતકના હેમચંદ્રાચાર્યની ઉપમા આપે છે. આવા ઉપાધ્યાયજી જેવા સમર્થ પુરૂષે જ્યારે મહારાજ સાહેબને શાસનજાગૃતિ માટે અરજ કરી હશે ત્યારે તેઓ કરયાં પાંડિત્યના સંબંધમાં આનંદઘનજી મહારાજ કેટલા વિશેષ પ્રબળ હશે એ સહેજે સમજી શકાય તેમ છે, શાસનજાગૃતિ એકલાં જૈનદર્શનના જ્ઞાનથી થતી નથી, પરંતુ ષટ્દર્શનનું પણ સંપૂર્ણ જ્ઞાન હોય છે ત્યારે થાય છે. શ્રીમાન્ રાજચંદ્રે પોતાના 'આત્મસિદ્ધિ' ગ્રંથમાં સદ્ગુરૂના લક્ષણો બતાવતાં કહ્યું છે કે,

**આત્મજ્ઞાન, સમદર્શિતા, વિચરે ઉદય પ્રયોગ;**
**અપૂર્વ વાણી, પરમશ્રુત, સદ્ગુરૂ લક્ષણયોગ્ય.**

**અર્થ:—આત્મજ્ઞાનને વિષે જેમની સ્થિતિ છે; એટલે પરભાવની ઇચ્છાથી જે રહિત થયા છે, તથા શત્રુ, મિત્ર, હર્ષ, શોક, નમસ્કાર તિરસ્કારાદિ ભાવ પ્રત્યે જેને સમતા વર્ત્તે છે; માત્ર પૂર્વે ઉત્પન્ન થયેલાં એવાં કર્મોના ઉદયને લીધે જેમની વિચરવા આદિ ક્રિયા છે; અજ્ઞાની કરતાં જેની વાણી પ્રત્યક્ષ જૂદી પડે છે; અને ષડ્દર્શનના તાત્પર્યને જાણે છે, તે સદ્ગુરૂનાં ઉત્તમ લક્ષણો છે.**

અન્ય વિદ્વાનોની સાક્ષીનો આપવા કરતાં સ્તવનાવલિની કૃતિનોજ સંપૂર્ણ અભ્યાસ તેઓના જ્ઞાનસામર્થ્યનો ખ્યાલ આપશે. જો આ કૃતિનો અભ્યાસ થશે તો તેનો બેવડો લાભ થશે. એકતો મહારાજ સાહેબના જ્ઞાન સામર્થ્યનો ખ્યાલ આવશે, અને બીજું અભ્યાસીની દશા જાગૃત થશે.

## આનંદઘનની અદ્‌ભુત દશા.

આનંદઘનજી મહારાજ આત્માનુભવી પુરૂષ હતા એ, તો તેઓ સાહેબની કૃતિનો સહજ અભ્યાસજ પ્રતીત કરાવે છે; તથાપિ તેઓ કેવા અદ્‌ભુત આત્માનુભવી પુરૂષ હતા તે સંબંધી થોડુંક બોલીએ.

એક એવો ખ્યાલ રહ્યો છે કે, એક વેળા શ્રીમાન્ રાજચંદ્ર પ્રત્યે એવો પ્રશ્ન કરવામાં આવ્યો હતો કે, "શ્રીમાન્ હેમચંદ્રચાર્યની દશા વધે કે આનંદઘનની?" તેનો ઉત્તર એમ મળ્યો હતો કે, હેમચંદ્રાચાર્યે શાસન રક્ષણ માટે જે પરમ પુરૂષાર્થ કર્યો હતો તે તેઓને 'તીર્થંકરગોત્ર' બંધાવવાને પાત્ર છે; પરંતુ વર્તમાન દેહે આત્મદશા જો વિશેષ તીવ્ર રાખવા પ્રયત્નવંત રહ્યા હોય તો તે આનંદઘન રહ્યા જણાય છે. આવા પુરૂષની સરખામણી કરતાં શ્રીમાન્ રાજચંદ્રે બતાવેલું સ્વરૂપ ખરા આકારમાં મૂકાયું છે કે નહીં તે, મને શક છે, તથાપિ આવો કાંઇક આભાસ રહ્યો છે. હું આ સંબંધમાં વિશેષ નથી લખતો, કેમકે બેમાંથી એક મહાત્માપ્રત્યે વખતે અજ્ઞાનતાને લઇને અવિનય થઈ જાય. આનંદઘનજીએ પોતાને આત્માનુભવ થયા સંબંધમાં પોતાની આ બન્ને કૃતિઓમાં વારંવાર કહ્યું છે;

> **અવધૂ અનુભવકલિકા જાગી, મતિ મેરી આતમ સમરન લાગી;**
> **જાયે ન કહું ઉર ઢિગ નેરી, તેરી વિનતાવેરી.**
> **માયા ચેરી કુટુંબ કરી હાથે, એક ડેઢ દિન ઘેરી. અવધૂ૦**
> **જરા જનમ મરન વશ સારી, અસરન દુનિયાં જેતી;**
> **દેઢવ કાંઇ ન બાગમેં મીયાં, કીસ પર મમતા એતી. અવધૂ૦**
> **અનુભવરસમેં રોગ ન સોગા, લોકવાદ સબ મેટા;**
> **કેવલ અચલ અનાદિ અબાધિત, શિવશંકરકા ભેટા. અવધૂ૦**
> **વર્ષા બુંદ સમુદ્ર સમાની, ખબર ન પાવેં કોઇ;**
> **આનંદઘન વ્હે જ્યોતિ સમાવે, અલખ કહાવે સોઇ. અવધૂ૦**

## આનંદઘનના આત્મત્વ પ્રાપ્તિનાં ઉદ્‌ગારો.

જે જે મહાત્માઓ થયા, તે તે મહાત્માઓને જ્યારે પોતાની દશા સંબંધમાં કોઈ અનુભવ થયેલો ત્યારે તેઓએ તે નિડરપણે લખેલ છે. આનંદઘનજી મહારાજના અંતર્ આત્માપણું પામ્યાના ઉદ્‌ગારો તેઓની કૃતિમાં નજરે પડે છેઃ

> **અહો અહો હું મુજને કહું, નમો મુજ નમો મુજરે;**
> **અમિત ફળ દાન દાતારની, જેહની ભેટ થઈ તુજરે.**
>
> —શાંતિ સ્તવના, સ્તવનાવલિ.

આ ઉપરથી જોઈ શકાશે કે, આનંદઘનજી મહારાજે આત્મત્વ પ્રાપ્તિના ઉદ્ગારો વિલક્ષણ રચનામાં લખ્યા છે. આ પ્રસંગે એક વાત લખવાનું મને નિમિત્ત મળે છે. "શ્રીમદ્ રાજચંદ્ર" નામનો જે બૃહત્ ગ્રંથ બહાર પડયો છે તેની અંદર શ્રીમાન્ રાજચંદ્રના કેટલાક લેખોમાં આનંદઘનજી મહારાજની શૈલીને મળતી શૈલી વપરાયેલી જોઈ કવિઓની ભાષા શૈલીથી અજ્ઞાન એવો વર્ગ અનેક પ્રકારના કુતર્કો કરે છે. દાખલા તરીકે, "શ્રીમદ્રાજચંદ્ર" ગ્રંથની પ્રથમાવૃત્તિનાં ૨૧૫ પૃષ્ટપર ૨૪૫ વાળા આંકના લેખના અંતમાં જે લખ્યું છે કે, "અવિષમપણે જ્યાં આત્મધ્યાન વર્ત્તે છે, એવા જે "**શ્રી રાયચંદ્ર**" તે પ્રત્યે ફરી ફરી નમસ્કાર કરી આ પત્ર અત્યારે પુરૂં કરીએ છીએ." તે ઉપરથી કેટલાક એવા કુતર્ક ઉપર જાય છે કે, આ શબ્દો માનાર્થે લખ્યા હશે. હવે જ્યારે આનંદઘનજી મહારાજની ઉપર ટાંકેલ પદમાં શૈલી જોઈએ છીએ ત્યારે તેની તેજ જોવામાં આવેછે; કેમકે—

> અહો અહો હું મુજને કહું,
> નમો મુજ નમો મુજ રે;
> અમિત ફળ દાન દાતારની,
> જેહની ભેટ થઈ તુજ રે.

એની અંદર અને શ્રીમાન્ રાજચંદ્રની શૈલીની અંદર કાંઈ પણ તફાવત જોવામાં આવતો નથી. 'સમયસાર નાટક' મા હીંદિ ભાષામાં પદ્યાનુવાદ કર્તા કવિવર બનારસીદાસજીએ પોતાનું જીવનચરિત્ર (Autobiography) લખેલ છે તેમાં પણ આ પ્રકારની શૈલી જોવામાં આવે છે.

## આનંદઘનની લોકોત્તર માર્ગપ્રત્યે દૃષ્ટિ.

આત્માનુભવી પુરૂષની દૃષ્ટિ લૌકિક હોતી નથી; પરંતુ લોકોત્તર હોય છે. તેઓની દૃષ્ટિ ધર્માંધ હોતી નથી; પરંતુ ધર્માંધતારહિત હોયછે. તેઓની દૃષ્ટિ બાહ્ય નથી હોતી, પરંતુ આંતર્ હોય છે. આ કારણથી આનંદઘનજીની લોકોત્તર દૃષ્ટિ બતાવવાનું કાંઈ પ્રયોજન નથી, છતાં તેઓએ ગાયેલી લોકોત્તર દૃષ્ટિ આપણને પરમોપકારક હોવાથી લક્ષ્ય ખેંચવા અર્થે એક બે નમુના તેઓની 'બહોતેરી' ઉપરથી અહીં ટાંકું છું;

> તેરી હું તેરી હું એતી કહુંરી, તેરી૦
> ઇન બાતમેં દગો તું જાને, તો કરવત કાશી જાય ગહુંરી;
> વેદ પુરાણ કિતાબ કુરાનમેં આગમ, નિગમ કછું ન લહુરી. તેરી૦

બાચા ફેર સિખાઈ સેવનકી, મેં તેરે રસ રંગ રહુંરી. તેરી૦
મેરે તો તું રાજી ચાહિયેં, ઔરકે બોલમેં લાખ સહુરી;
આનંદઘન પિય વેગ મીલો પ્યારે, નહી તો ગંગતરંગ વહુરી તેરી૦
—પદ્મરત્ન ૪૪ મું.

વળી,
અવધૂ રામ રામ જગ ગાવે, વિરલા અલખ લખાવે. અવધૂ૦
મતવાલા તો મતમેં માતા, મઠવાલા મઠરાતા;
જટાજટાધર પટાપટાધર, છતા છતાધર તાતા;
આગમ પડી આગમ ધર થાકે, માયા ધારી છાકે,–
દુનિયાદાર દુનીસેં લાગે, દાસા સબ આશાકે, અવધૂ૦
બહિરાતમ મૂઢા જગજેના, માયાકે ફંદ રહેતા;
ઘટ અંતરપરમાતમ ભાવે, દુર્લભ પ્રાણી તેરા. અવધૂ૦
ખગપદ ગગન મીન પદજલમેં જો ખોજે સો બોરા; –
ચિત પંકજ ખોજે સો ચિન્હે, રમતા આનંદ ભોરા. અવધૂ૦
—પદ્મરત્ન ૨૭ મું.

આ તો મેં અહીં બેજ નમુના ટાંકયા છે. પરંતુ આખી કૃતિ તેવાજ લોકોત્તર રસથી ભરપૂર છે. ભાષારચના એવા પ્રકારની છે કે, સર્વ કોઈ દર્શનના અનુયાયીને તે તીવ્ર અસર કર્યા વિના રહે નહીં. આવા આત્મ-જાગૃતિકારક વચનો કોના આત્માને ન પલાળે ?

## આનંદઘનની સર્વદર્શનો પ્રતિ સમદર્શિતા.

આ, ઉપર બે ટાંકયા તે નમુનાઓ આનંદઘનની સર્વ દર્શનો પ્રતિ સમદર્શિતા પણ ઉત્તમ રીતે બતાવે છે. 'આગમનિગમ' જૈન માનનારા છે. વેદપુરાણ વેદને માનનાઓના છે. કીતાબ કુરાન મુસલમાન માને છે. આ અને શીખાઈ મતવાળાએ તથા બીજા મતવાળા બધા પ્રત્યે સરખી દૃષ્ટિએ આ ૪૪ પદ્યરત્નમાં ટીકા કરી છે. પદ્યરત્ન ૨૭ માં આગમધર કહેતાં જૈનિયો, જટાધારીઓ અને માત્ર મુખેથી રામરામ બોલનારા એ સઘળા પ્રત્યે લૌકિકમાર્ગને લઇને મતાંધતા થઈ જોઈ જાગૃતિ કરાવેલ છે. આનંદઘનજીએ 'સ્તવનાવલિ'માં જૈનદર્શનને બીજાં દર્શનોના વિરોધી ગણી કલેશકર્ત્તા વાદ વિવાદને ઉત્તેજન આપવાને બદલે, જૂદાં જૂદાં દર્શનોને જૈનના અંગ કહી વર્ણવેલ છે, અભિપ્રાય સ્થાપવા અર્થે બે પ્રકારની શૈલી શાસ્ત્રકારોએ યોજી છે. એક, નિષેધક, અને બીજી પ્રતિપાદક. નિષેધકશૈલી એ છે કે, અસત્ય

અભિપ્રાયનો જે નિષેધ કરી બતાવે તે અને પ્રતિપાદકશૈલી એ છે કે સત્ય વસ્તુનું પ્રતિપાદન કરી બતાવે તે ઘણું કરી નિષેધકશૈલી ઉપકાર થોડો કરી શકે છે; અને ક્લેશરૂપ હાનિ વધારે કરી શકે છે. પ્રતિપાદનશૈલી હાનિ કરી શકતી નથી; પરંતુ લાભ કરી શકે છે. હિંદુસ્થાનના તમામ સંપ્રદાયોમાં નિષેધકશૈલીને અનુસરનારાઓનું વિશેષ પરિમાણ જોવામાં આવે છે; જ્યારે પ્રતિપાદકશૈલીના અનુયાયીઓ બહુ થોડા જોવામાં આવે છે. નિષેધકશૈલીએજ હિંદુસ્થાનમાં આટલા ધર્મસંબંધીના ઝગડાઓ ઉત્પન્ન કર્યા છે એમ મારૂં માનવું છે. આનંદઘનજીની શૈલી, સ્તવતાવલિમાં, પ્રતિપાદક જોવામાં આવે છે. શ્રી નમિનાથસ્તવનામાં ષડ્દર્શનને જૈનના જૂદા જૂદા અંગ ગણી જે પ્રતિપાદક શૈલી ગ્રહણ કરી, આનંદઘનજી મહારાજે સર્વ દર્શનો પ્રત્યે સમાનદૃષ્ટિ બતાવી છે તે જોઇએ.

> ષડ્ દર્શન જિન અંગ ભણીજે, ન્યાસ ષડંગ જો સાધે રે;
> નમિ જિનવરના ચરણ ઉપાસક, ષડ દરશન આરાધે રે. ષ૦

"છએ દર્શનો શ્રીજિનના અંગ કહેવાય છે. શી રીતે? તો કે જિન ભગવાનની આકૃતિમાં છ અંગોને વિષે છ દર્શનનોની સ્થાપના સાધવામાં આવે આ છ પદ કોણ આરાધે, તો કે એકવીશમા નમિનાથ જિનેશ્વરના ચરણ ઉપાસક અર્થાત્ ખરા જૈનો. હવે છ ન્યાસની રીત બતાવતાં કહે છે કે,

> જિન સુરપાદપ પાય વખાણો, સાંખ્ય જોગ દોય ભેદે રે,
> આતમસત્તા વિવરણ કરતા, લહો દુગ અંગ અખેદે રે.

એટલે કે, જિનેશ્વર ભગવાનરૂપ કલ્પતરૂ તેના પાય ( મૂળીઆં ) રૂપે બે પગો વખાણો. હવે જિનેશ્વરના તે બે કયા અંગો ? સાંખ્ય અને યોગ. આ બન્ને દર્શનો આત્માની સત્તા માને છે. આ અપેક્ષા શ્રી જૈનની પણ હોવાથી તે અપેક્ષાએ સાંખ્ય અને યોગને બે પગરૂપ કહ્યા છે. ગ્રંથકાર પોતાની તો મતાંતરરહિતતા દર્શાવે છે, પરંતુ વાચકને પણ ભલામણ કરે છે કે, આ વાત ખેદરહિતપણાએ લહો.

ભેદવાદી, અને અભેદવાદી અથવા સુગતબુદ્ધપ્રણીત બૌદ્ધ દર્શન અને જૈમિનિમુનિપ્રણીત પૂર્વમીમાંસા તથા વ્યાસમુનિપ્રણીત વેદાંતરૂપ ઉત્તરમીમાંસા મળી મીમાંસક દર્શનને જૈનના બે હાથ કહેતાં કહ્યું છે કે,

> ભેદ અભેદ સુગત મીમાંસક, જિનવર દોય કર ભારી રે,
> લોકાલોક અવલંબન ભજિયે, ગુરૂગમથી અવધારી રે. ષડ૦

શ્રીજિનદર્શનમાં સ્વભાવમાં જૂદા જૂદા જ્ઞેયના જ્ઞાનરૂપ અને વિભાવમાં કર્મને આશ્રિત પુદ્ગલથી પ્રાપ્ત થએલ દેહોમાં પર્યાયને ક્ષણે ક્ષણે બદલાતા માન્યા છે; એટલે બૌદ્ધ દર્શને પર્યાયનો ફેરફાર મૂળના ફેરફારરૂપ માન્યો છે. આ રીતે પર્યાયાર્થિક નય પ્રમાણે બૌદ્ધદર્શન ખરૂં છે; અને જિનેશ્વરના અંગરૂપ છે. પર્યાયથી આત્મા ક્ષણે ક્ષણે બદલાય છે; એમ કહેવું અસત્ય નથી; પણ કેટલેક અંશે સત્ય છે. વ્યવહાર નયથી પર્યાયાંતર કાળથી આત્માને જોતાં બૌદ્ધદર્શન યથાતથ્ય છે.—( ભાઈ માણેકલાલ ઘેલાભાઇએ લખેલ 'સ્તવનાવલિ'ના અર્થ ઉપરથી ) મીમાંસકો આત્મા એકજ છે, નિત્ય છે, અબંધ છે; ત્રિગુણ બાધક નથી એમ માને છે. જૈનદર્શનના નિશ્ચયનયની અપેક્ષાએ આ વાત યોગ્ય કહેવાય છે; કેમકે તે કહે છે કે, સર્વ આત્માઓ સત્તાએ એક સરખા હોવાથી આત્મા એકજ ગણી શકાય. તેમજ શ્રી જૈનદર્શન પ્રમાણે આત્માને બંધ નથી. આ અપેક્ષાએ મીમાંસક જૈનનું એક અંગ કહેલ છે. બૌદ્ધદર્શન વ્યવહારનયપૂર્વક સિદ્ધ છે એટલે તેને ડાબો હાથ કહેલ છે; અને મીમાંસક નિશ્ચયનયની અપેક્ષાએ યોગ્ય છે એટલે તેને જમણો હાથ કહેલ છે.

જૂદાં જૂદાં ધર્મદર્શનો પ્રત્યે આવી ઉત્તમદૃષ્ટિ રાખી, શ્રીઆનંદઘને વિચારણા બાંધી પોતાનું અદ્ભુત મતાંતરરહિતપણું દર્શાવ્યું છે; પરંતુ એથીએ વિશેષ વાત તો એ છે કે, ચાર્વાક અથવા નાસ્તિક મતનું તેઓએ ખંડન નહીં કરતાં જૈનદર્શન ભણી વાળવાને પરમગંભીર શૈલી ગ્રહી છે. તેઓએ કહ્યું છે કે,

> લોકાયતિક કૂખ જિનવરની, અંશ વિચાર જો કીજે;
> તત્ત્વવિચાર સુધારસ ધારા, ગુરૂગમ વિણ કિમ પીજે. ષડ૦

આ પદમાં ચાર્વાકમતને જિનેશ્વરની કુખ ( પેટ ) કહેલ છે; એવા હેતુથી કે, ચાર્વાકો જે એમ માને છે કે, જગતનો કોઇ કર્તા નથી; પણ વસ્તુસ્વભાવાનુસાર અનાદિકાળથી જગતમાં, ઉત્પત્તિ સ્થિતિ અને લય પામ્યા કરે છે, તે વાત જૈન પણ માને છે.

જૈન દર્શનને ઉત્તમાંગ કહેતાં મસ્તકરૂપ કહેલ છે.

> જૈન જિનેશ્વર ઉત્તમ, અંગ રંગ બહિરંગે રે;
> અક્ષર ન્યાસ ધરા આરાધક, આરાધે ધરી સંગે રે, ષડ૦

આવા પ્રકારની શૈલીએ જો અન્યદર્શનોનું સ્વરૂપ બતાવી સ્વદર્શનનું

સ્વરૂપ પ્રતિપાદન કરવામાં આવતું હોય તો કેટલું ઉપકારક થાય એ સહજ સમજી શકાય તેવી વાત છે. આનંદઘનજી મહારાજ જેવી શૈલી ઘણાજ થોડા લખનારાઓએ ગ્રહેલી જણાય છે. જે લેખમાં સ્વમતસ્તુતિ અને પરમતનિંદા હોય તેવા લેખો ઉપયોગી ન થાય એ વાતને આ દાખલો સિદ્ધ કરે છે. નમસ્કાર છે, મહાત્મા તમારી પરમોપકારક શૈલીને !

## ભક્તિરસ અને ગુરૂમાહાત્મ્ય.

આનંદઘનજી મહારાજની 'સ્તવનાવલિ' અદ્ભુત ભક્તિરસથી ભરપુર છે. એકેએક સ્તવનામાં ભક્તિરસ શ્રેષ્ટ પ્રકારનો દષ્ટિગોચર થાય છે. ગુજરાતી સાહિત્યમાં એમ કહેવાય છે કે, નરસિંહ મહેતાની ભક્તિ અત્યુત્તમ હતી. જૈનને વિષે ભક્તિમય કોઇ પુરૂષનું જીવન જોવું હોય, તો આ આનંદઘનજી મહારાજનું છે.

(૧) ઋષભ જિનેશ્વર પ્રીતમ માહરો, ઓર ન ચાહું કંત;
રીઝયો સાહિબ સંગ ન પરિહરે રે, ભાંગે સાદિ અનંત ઋષભ. ૧
પ્રીત સગાઈ રે જગમાં સહુ કરે, પ્રીત સગાઈ ન કોઈ,
પ્રીત સગાઈ રે નિરૂપાધિક કહી, સોપાધિક ધન ખોય, ઋષભ.

(૨) દુઃખ દોહગ દુરે ટળ્યાં રે, સુખ સંપદસું ભેટ;
ધીંગ ધણી માથે કિયો રે, કુંણ ગંજે નર ખેટ. વિમલ જિન૦ ૨
દીઠા લોયણ આજ, મારા સીધા વાંછિત કાજ,
મુજ મન તુજ પદપંકજે, લીણો ગુણ મકરંદ;
રંકગણે મંદિર ધરા, ઇંદ્ર ચંદ્ર નાગેંદ્ર. વિ૦ દી૦ ૩
સાહેબ સમરથ તું ધણી રે, પામ્યો પરમ ઉદાર;
મન વિસરામી વાલહો રે, આતમચો આધાર. વિ૦ દી૦ ૪
અમિયભરી મૂરતી રચી રે, ઓપમ ન ઘટે કોય;
શાંતસુધારસ ઝીલતી રે, નિરખત તૃપ્તિ ન હોય. વિ૦ દી૦ ૫
એક અરજ સેવક તણી રે, અવધારો જિન દેવ;
કૃપા કરી મુજ દીજિયે રે, આનંદઘન પદ સેવ. વિ૦ દી૦ ૬

(૩) દરસણ દરસણ રટતો જો ફરૂં, તો રણરોઝ સમાન;
જેહને પીપાસા હો અમૃતપાનની, કિમ ભાંજે વિષપાન. અભિનંદન૦
તરસ ન આવે હો, મરણ જીવનતણો, સીઝે જો દરિસણ કાજ;

દરિસણ દુર્લભ સુલભ કૃપા થકી, આનંદઘન મહારાજ. અભિનંદન૦

(૪) તુજ મુજ અંતર અંતર ભાંજસે રે, વાજસે મંગળ તૂર;
જીવ સરોવર અતિશય વાધસે રે, આનંદઘન રસપૂર. પદ્મ.

(૫) દેખણ દે રે, સખી મુને દેખણ દે, ચંદ્રપ્રભ મુખચંદ. સખી૦
ઉપશમ રસનો કંદ, સખી૦ ગત કલિમલ દુઃખદંદ. સખી૦

(૬) તે માટે ઉભો કર જોડી, જિનવર આગળ કહિયે રે;
સમય ચરણ સેવા શુદ્ધ દેજો, જિમ આનંદઘન લહિયે રે.

તેઓની ભક્તિનો સહેજ ખ્યાલ આપવા સાથે આ છ ભિન્ન ભિન્ન કાવ્ય મૂકું છું, નરસિંહ મેહતાના પદ એક વખત વાંચીએ, અને બીજી વખત આનંદઘનજી મહારાજના પદ વાંચીએ, તો ભક્તિરસના સંબંધમાં તે બન્નેમાં સમાન રસ આવે; જોકે ફેર એટલો પડે કે, બન્નેની કહેણીની શૈલી જુદા પ્રકારની છે.

આનંદઘનજીએ ગુરૂમાહાત્મ્ય પણ ઉત્તમરીતિએ ગાયેલું દૃષ્ટિગોચર થાયછે:-

(૧) નિર્મળ સાધુ ભગતિ લહી, સખી મુને દેખણદે.
યોગ અવંચક હોય. સખી૦ ક્રિયા અવંચક તિમ સહી. સખી૦
ફળ અવંચક જોય. સખી૦ મુને દેખણ દે, ચંદ્રપ્રભ મુખચંદ.

(૨) દેવ ગુરૂધર્મની શુદ્ધિ કહો કેમ રહે,
કેમ રહે શુદ્ધ શ્રદ્ધા ન આણો;
શુદ્ધ શ્રદ્ધાન વિણ સર્વ ક્રિયા કરે,
છારપર લીંપણું તેહ જાણો. ધાર૦

(૩) આગમધર ગુરૂ સમકિતિ,
કિરિયા સંવર સાર રે;
સંપ્રદાયી અવંચક સદા,
સુચી અનુભવા ધાર રે. શાંતિ૦

(૪) દુષ્ટ જન સંગતિ પરિહરી,
ભજે સુગુરૂ સંતાન રે;
જોગ સામર્થ્ય ચિત્ત ભાવ જે,
ધરે મુગતિ નિદાન રે.

આ પદો પોતાની મેળે આનંદઘનજી મહારાજે વર્ણવેલી ભક્તિ તથા

ગુરૂમાહાત્મ્ય બોલે છે એટલે એ સંબંધમાં વિશેષ વિવેચન કરવું જરૂરનું છે એમ હું માનતો નથી. જેઓ એમ કહે છે કે, જૈનમાં ભક્તિ તથા ગુરૂ માહાત્મ્ય બહુ વર્ણવેલ નથી તેઓ આ વિચારો જોઈ પોતાની ભૂલ જોઇ શકશે ખરા કે ?

**આનંદઘનની કાવ્યચમત્કૃતિ અને નિષ્પક્ષપાતતા.**

આનંદઘનજી મહારાજની હીંદિ તેમજ ગુજરાતીમાં ચમત્કૃતિ દૃષ્ટિગોચર થાય છે તેની નોંધ લીધા વિના આ લેખ રહે એ મને યોગ્ય નહીં લાગવાથી અહીં બે એક નમુના બન્ને ભાષાના મૂકવા પડે છે;

અવધૂ એસો જ્ઞાન બિચારી વામે કોણ પુરૂષ કોણ નારી. અવધૂ૦
બમ્મનકે ઘર ન્હાતી ધોતી, જોગીકે ઘર ચેલી,
કલમા પઢપઢ ભઈ રે તુરકડી તો, આપહી આપ અકેલી; અવધૂ૦
સસરો હમારો બાલો ભોલો, સાસુ બાલ કુમારી;
પીયુજી હમારો ન્હાઢે પારનીએ તો, મેં હું ઝુલાવનહારી. અવધૂ૦
નહીં હું પરણી નહીં હું કુંવારી, પુત્ર જણાવન હારી;
કાલી દાઢીકો મેં કોઇ નહીં છોડયો, તો હજુએ બાલ કુંવારી. અવધૂ૦
અઢી દ્વીપમેં ખાટ ખટૂલી, ગગન ઓશીકું તલાઇ;
ધરતીકો છેડો આભકી પીછોડી, તોય ન સોડ ભરાઇ. અવધૂ૦
ગગનમંડલમેં ગાય વીઆણી, વસુધા દૂધ જમાઈ;
સઉ રે સુનો ભાઇ વલોણું વલોવે તો, તત્ત્વ અમૃત કોઇ પાઇ. અવધૂ૦
નહીં જાઉં સાસરીયે ને નહીં જાઉં પીયરીયે, પીયુજીકી સેજ બીસાઈ;
આનંદઘન કહે સુનો ભાઈ સાધુ તો, જ્યોતસેં જ્યોત મિલાઈ. અવધૂ૦
—પદ્યરત્ન ૯૯ મું.

આ ઉપરથી કાવ્યની ચમત્કૃતિનો ખ્યાલ વાચકને એની મેળે આવે એવું છે એટલે વિશેષ વિવેચન અનાવશ્યક છે. રા. હીમતલાલ અંજારીઆએ આ પદજ વાંચતાં એવો શેરો કર્યો છે કે " આમાં જૈન જેવું કાંઈ નથી " ( Nothing Jain-like in this ) તેમજ એજ ગૃહસ્થ આ રચનાને **ધીરાભક્તની** રચના જેવી કહે છે. બીજો નમુનો આ પ્રમાણેનીજ ચમત્કૃતિ દર્શક મૂકું છું;

અવધૂ નામ હમારા રાખે, સો પરમ મહારસ ચાખે, અવધૂ૦
નહીં હમ પુરૂષા નહીં હમ નારી, વરન ન ભાત હમારી;
જાતિ ન પાંતિ ન સાધન સાધક, નહીં મહ લઘુ નહીં ભારી. અવધૂ૦

નહીં હમ તાતે નહીં હમ સીરે, નહીં દીર્ઘ નહીં છોટા,
નહીં હમ ભાઈ નહીં હમ ભગિની, નહીં હમ બાપ ન બેટા. અવધૂ૦
નહીં હમ મનસા નહીં હમ શબ્દા, નહીં હમ તરણુકી ધરણી;
નહીં હમ ભેખા ભેખ ધર નાંહી, નહીં હમ કરતા કરણી. અવધૂ૦
નહીં હમ દરસન નહીં હમ પરસન, રસ ન ગંધ કછુ નાંહી;
આનંદઘન ચેતનમય મૂરતિ, સેવક જન બલિ જાહીં. અવધૂ૦

હવે એકાદ ગુજરાતી કાવ્ય મૂકવું યોગ્ય ગણું છું;

—પદ્યરત્ન ૨૯ મું.

ધાર તરવારની સોહલી દોહલી, ચૌદમા જિનતણી ચરણુસેવા;
ધારપર નાચતા દેખ બાજીગરા, સેવના ધારપર રહે ન દેવા. ધાર૦
એક કહે સેવિયે વિવિધ કિરિયા કરી, ફળ અનેકાંત લોચન ન દેખે;
ફળ અનેકાંત કિરિયા કરી બાપડા, રડવડે ચાર ગતિ માંહે લેખે. ધાર૦
ગચ્છના ભેદ બહુ નયણુ નીહાળતા, તત્ત્વની વાત કરતાં ન લાજે;
ઉદરભરણાદિ નિજકાજ કરતા થકા, મોહ નડિયા કળિકાળ રાજે. ધાર૦
વચન નિરપેક્ષ વ્યવહાર જૂઠો કહ્યો, વચન સાપેક્ષ વ્યવહાર સાચો;
વચન નિરપેક્ષ વ્યવહાર સંસાર ફળ, સાંભળી આદરી કાંઈ રાચો. ધાર૦
દેવ ગુરૂ ધર્મની શુદ્ધિ કહો કિમ રહે, કિમ રહે શુદ્ધ શ્રદ્ધા ન આણો,
શુદ્ધ શ્રદ્ધાન વિણુ સર્વ ક્રિયા કરે, છારપર લીંપણું તેહ જાણો. ધાર૦
પાપ નહીં કોઇ ઉત્સૂત્ર ભાષણ જીસો, ધર્મ નહીં કોઇ જગસૂત્ર સરીખો;
સૂત્ર અનુસાર જે ભવિક ક્રિયા કરે, તેહનું શુદ્ધ ચારિત્ર પરીખો. ધાર૦
એહ ઉપદેશનો સાર સંક્ષેપથી, જેનરા ચિત્તમાં નિત્ય ધ્યાવે;
તે નરા દિવ્ય બહુ કાળ સુખ અનુભવી, નિયત આનંદઘન રાજ પાવે. ધાર૦

હીંદિ કાવ્યોની અંદર કેવી ચમત્કૃતિ મૂકી છે તેમજ તેમાં તત્ત્વ કેવું ઉત્તમ સમાયેલું છે એ જેમ જોઈ શકાય છે તેમ ગુજરાતી કાવ્યમાં ઝમઝમાટ અથવા ભાષાની તીક્ષ્ણતા જોઇ શકાય છે. કોઇ પણ સંસ્કારી ગુજરાતીને ટોડે મૂકાય તેવી આનંદઘનજી મહારાજની ગુજરાતી ભાષા છે. સત્તરમા શતકની ગુજરાતી ભાષાનો ખ્યાલ બહુ સારી રીતે આનંદઘનજીની ભાષા આપી શકે છે, હીંદિકાવ્યમાં ગુજરાતી મિશ્રણુ જોઈ શકાય છે એ તો પહેલેથી કહેવાઇ ગયું છે.

## આનંદઘનને લોકોએ આપેલ પરિષહો.

શ્રીમાન્ રાજચંદ્ર કહેતા કે, જ્ઞાનીઓની હૈયાતિમાં તેઓના ઉપર પથરા પડે છે; અને તેઓની હૈયાતિ પછી તેઓના પથરા (પ્રતિમા) પૂજાય

છે. મતલબ કે, જ્યારે સત્પુરૂષ પ્રત્યક્ષપણે બિરાજતા હોય છે ત્યારે જગતને તેનું ઓળખાણ નથી થતું. સત્પુરૂષનો ઉપદેશ લોકોત્તર માર્ગનો હોય છે, અને જગતનો લૌકિક માર્ગ છે; એટલે જ્ઞાનીનું કથન જગતને અનુકૂળ પડતું નથી; અને અનુકૂળ પડતું ન જાણી તેઓ તેના પ્રત્યે પરિષહો આપવા તત્પર થાય છે. જ્યારે જ્ઞાની અવિદ્યમાન થાય છે ત્યારે, જેમ જેમ તેના સામર્થ્યની ખબર પડતી જાય છે તેમ તેમ પછી તેની પ્રશંસા કરતાં શીખે છે; અને તેનું પરિણામ એ આવે છે કે, પછી તેની પ્રતિમા પૂજવાને તૈયાર થાય છે. શ્રીઆનંદઘનજીના સમયમાં આવુંજ બન્યું કહેવાય છે. આનંદઘનજીના સમયમાં લોકોનો લક્ષ્ય આત્મજ્ઞાન અધ્યાત્મ–ભણી લગભગ ઉપેક્ષિત થઇ ગયેલો. ક્રિયામાર્ગ માત્ર હેતુ સમજ્યા વિના અનુસરાતો હતો. ગચ્છના ભેદોની જંજાળ વધી પડેલી. આવી સ્થિતિ જોઇ આનંદઘનજી મહારાજે તે સંબંધી વિચારો જણાવવાનું કર્યું એટલે લોકો તેઓને 'પડવાઇ'–ધર્મથી પતીત–થઇ ગયેલા માનવા લાગ્યા. કેટલાકો તો તેઓને 'ભંગડભૂતા' નું અનઇચ્છવા યોગ્ય વિશેષણ પણ આપતા. આનંદઘનજી મહારાજના સંબંધમાં ઉપર કહી જવામાં આવ્યું તેમ કહેવાય છે કે, તેઓએ જૈનવેષ ત્યાગી કફની અને તંબુરો લીધાં હતાં. આ જો કે દંતકથા છે, પરંતુ તે દંતકથા પ્રમાણે થયું હોય એ અસંભવિત નથી. જેઓ અંતરૂથી પરમ જૈની હતા તેઓએ જૈની વેષ ત્યારેજ ત્યાગ્યો હશે કે, જ્યારે ગચ્છના કલેશોમાં રાચી રહેલા જીવો તેઓના પ્રત્યે ઘણા આત્મઘાતક પરિષહો આપતા હશે. હજુ વીશ વર્ષ પહેલાં સુધી કેટલાક તેઓને અનઇચ્છવા યોગ્ય આશયમાં અધ્યાત્મી કહી તેઓનું સ્વરૂપ વિચારી શકતા નહોતા. હવે તેઓનું ખરૂં ઓળખ થવું શરૂ થયું છે.

## પ્રતિમા સંબંધે આનંદઘનનું વલણ.

સત્તરમા શતકમાં જૈન શ્વેતામ્બર સંપ્રદાયને લગતી એક ઐતિહાસિક હકીકત સંબંધી આનંદઘનના લેખ ઉપરથી શું અજવાળું પડી શકે છે તે સંબંધી વિચાર કરવાનો પ્રસંગ અહીં લીધેલો નિરર્થક નહીં ગણાય. આ ઐતિહાસિક હકીકત પ્રતિમાને લગતી છે. સોળમા શતકમાં જૈનશ્વેતામ્બર સંપ્રદાયને વિષે બે મુખ્ય ભેદ પડયા. સોળમા શતક પહેલાં જિનપ્રતિમા સંબંધમાં જૈનમાં બે ભેદ નહોતા; એટલે જિનપ્રતિમાનું

અવલંબન સ્વીકારનાર આખો શ્વેતામ્બર સંપ્રદાય પણ હતો. સોળમા શતકમાં આ સંબંધે શ્વેતામ્બરમાં નવો ભેદ પડયો; એ નવો ભેદ જે પડયો તે પ્રતિમાનું અવલંબન સ્વીકારતો નથી. પ્રતિમાનું અવલંબન લેનાર વર્ગ પોતાના મતના આગ્રહે ગમે તેવી રીતે પ્રતિમાનિષેધકને ચિતરે, પરંતુ હું તેને તે આકારે ચીતરી શકતો નથી. મારી માનીનતા એવી છે કે, જે સમયે પ્રતિમાનો નિષેધ થયો તે સમયે તેમ થવાનું કારણ પ્રતિમા માનનાર વર્ગેજ ઉત્પન્ન કર્યું હતું. આ વાત તો ઐતિહાસિક છે કે, શાસનરક્ષક ધર્મગુરૂઓ તરીકે પ્રથમ યતિવર્ગ શ્રીપાટે ચાલ્યો આવતો હતો. શ્વેતામ્બર-વૃત્તિએ લીધેલ સકારણ તેમજ ઉપકારક છૂટનો દુરૂપયોગ કરવાથી યતિવર્ગ ધીમે ધીમે શિથિલાચાર ભણી વળ્યો; અને તે એટલે સુધી શિથિલાચારની ટોચે પહોંચેલો કે, પુષ્ટિમાર્ગના નિંદાયેલા ગુરૂઓ કરતાં કોઈ રીતે ન્યૂન નહોતો. 'સંઘપટ્ટક' નામનો ગ્રંથ વાંચતાં આ વાતની પ્રતીતિ થાય છે. આ શિથિલાચારને આધીન થયેલ યતિવર્ગે જિનમંદિરને પોતાના પ્રપંચ-કાર્યો કરવાનું સ્થળ કરી મૂકેલું. સ્થિતિ આવી થઈ જવાથી લોંકાશાહ નામના ગૃહસ્થે તેવા પ્રપંચસ્થાનથી દૂર કરવાના હેતુએ પ્રયત્ન કરેલો. લોંકાશાહના સંબંધમાં અત્યાર સુધી કાંઇ ખાસ હકીકત મળતી નથી; તેમ તેઓની કોઈ ગ્રંથરચના પણ મળી શકતી નથી; એટલે તેની વિદ્વતાના સંબંધમાં અભિપ્રાય બાંધવાનાં સાધનોની ગેરહાજરીમાં પ્રતિમાવલંબની જૈનિયો તરફથી જે હકીકત આપવામાં આવે છે તે હકીકતને પ્રતિમાનિ-ષેધક વર્ગ ખોટી પાડે નહીં ત્યાંસુધી જો કે સત્ય માની લેવામાં દોષ ગણાય નહીં, પરંતુ હું તો તેવા સાહસમાં પણ ઉતર્યા વિના એટલાજ અભિપ્રાય ઉપર આવું છું કે, લોંકાશાહ વિદ્વાન હો અથવા ન હો, પરંતુ તેને તે સમયના શ્વેતામ્બર સંપ્રદાયનો ઘણો સારી રીતે પરિચય હતો; અને એ પરિચયના કારણે તેને શ્વેતામ્બર સંપ્રદાયની તે વખતની સ્થિતિના અનુભવી તરીકે ગણવા જોઇએ. યતિવર્ગે શ્રી જિનમંદિરને પ્રપંચસ્થાનના આકારમાં ફેરવી નાંખેલ જોઇને કદાચ્ લોંકાશાહને લાગણી થઇ આવી હોય અને તેથી તેણે લોકોને એ પ્રપંચસ્થાનથી દૂર કરવાના હેતુએ તેનો નિષેધ કર્યો હોય, એમ મારૂં માનવું છે.

મારા આ અભિપ્રાયને એક ઐતિહાસિક બનાવ પુષ્ટિ આપે છે. આ ઐતિહાસિક બનાવ સંવેગી ગચ્છની ઉત્પત્તિ સંબંધીનો છે. સંવેગી ગચ્છ

ઉત્પન્ન થવાનું કારણ પણ યતિવર્ગના શિથિલાચારને દૂર કરવા સંબંધીનું છે. સંવેગી ગચ્છસ્થાપકે સંવેગી ગચ્છ ચલાવીને યતિઓને પરાસ્ત કર્યા. અને ત્યારબાદજ શ્વેતામ્બર સંપ્રદાય પાછો જાગૃતિમાં આવ્યો.

લોંકાશાહનો યતિવર્ગને પરાસ્ત કરવાનો પ્રયત્ન દેખીતી રીતે ઉપકારક હતો; તથાપિ મારૂં સાથે સાથે એમ પણ નિર્દોષબુદ્ધિએ સ્વતંત્ર માનવું છે કે, લોંકાશાહ પ્રપંચસ્થાનનો નિષેધ કરતાં, જિનાલયની મૂળ વસ્તુસ્થિતિનો કેટલો ઉપકાર છે તે જોઈ શક્યા નહોતા; કેમકે તેઓ માત્ર યતિવર્ગના શિથિલાચારની સ્થિતિના અનુભવી હતા. જો જેમ સંવેગી ગચ્છસ્થાપકે યતિવર્ગને પરાસ્ત કરી, જિનાલયને પ્રપંચસ્થાનપરથી મૂળ સ્થિતિએ લાવવા માટે પ્રયત્ન કર્યો હતો તેવા પ્રકારની કોઈ પદ્ધતિએ પ્રયત્ન કર્યો હોત, તો તેથી જિનમુદ્રાનો પરમ ઉપકાર સ્થાયી રહેત.

હું અનુમાન કરૂં છું તે કારણથી લોંકાશાહથી પ્રતિમાનો નિષેધ થયો, અથવા કોઈ બીજા કારણથી થયો તે જ્ઞાની મહારાજ જાણે; પરંતુ આટલું તો નિર્વિવાદ સિદ્ધ છે કે, સોળમા સૈકાથી શ્વેતામ્બર સંપ્રદાયમાં બે ભેદ પડયા; એક પ્રતિમા માનનાર; અને બીજો પ્રતિમા નહીં માનનાર. સંવેગી સંપ્રદાયની ઉત્પત્તિ થયાથી યતિવર્ગનું પ્રતિમા પ્રતિપાદન સંબંધીનું મૂળ કાર્ય (mission) તેણે હાથ ધર્યું. એક તરફથી લોંકાશાહના અનુયાયીઓ પ્રતિમાનો નિષેધ કરતા અને બીજી તરફથી સંવેગી સંપ્રદાયના અનુયાયીઓ પોતાના કાર્યાનુસાર તેની સામે થતા. આમ થતાં થતાં બન્ને વચ્ચે કજીઆનું વૃક્ષ રોપાયું. લોંકાશાહની પછી જે જે પ્રતિમા અવલંબન લેનારા ધર્મગુરૂઓ થયા તેઓ ઘણા ઝનૂન પૂર્વક લોંકાશાહના પ્રયત્નસામે થયા લાગ્યા. લોંકાશાહથી શરૂ થયેલી પ્રવૃત્તિની સામે તે સમયે કોઇએ પણ વિશેષ પુરૂષાર્થ કર્યો હોય, તો તે ઉપાધ્યાયજી શ્રી યશોવિજયજી મહારાજે કર્યો જણાય છે. ઉપાધ્યાયજી મહારાજે તે સંબંધી અનેક લેખો પણ લખ્યા છે.

પ્રતિમાની તકરારના સંબંધમાં જૂદા જૂદા વિદ્વાનોએ ગ્રહણ કરેલી પદ્ધતિમાં મુખ્યપણે બે પ્રકાર જોવામાં આવે છે. એક નિષેધક, અને બીજી પ્રતિપાદક. યશોવિજયજી મહારાજની પદ્ધતિ નિષેધક હતી, જ્યારે આનંદ-

ઘનજી મહારાજની પ્રતિપાદક હતી. યશોવિજયજી મહારાજે પ્રતિમાનો નિષેધ કરનારાઓનો નિષેધ કરવાની શૈલી પકડી છે; જ્યારે આનંદઘનજી મહારાજે પ્રતિમાનો નિષેધ કરવાને બદલે પ્રતિમાનાં ઉપકારનું પ્રતિપાદન કરેલું છે. પ્રતિમા સંબંધમાં યશોવિજયજી મહારાજના લેખો વાંચતાં જણાય છે કે, તે સમયમાં આ તકરાર ગંભીરરૂપમાં આવી પહોંચેલી હતી. આવી ગંભીરરૂપમાં આ તકરાર હતી ત્યારે સ્વાભાવિક છે કે, બન્નેમાંથી કોઈ પણ પક્ષનું માથું ધડ ઉપર હોય નહીં. આવી સ્થિતિ ચાલતી હતી ત્યારે આનંદઘનજી મહારાજે પોતાના આત્મબળે વિશેષ ઉપકારક માર્ગે કામ લીધું. તેઓએ પ્રતિમાપૂજનની રીતિ તથા તેનો ગંભીર ભાવ સ્તવનાવલિમાં સ્થિર કર્યો છે. શ્રી સુવિધિનાથના સ્તવનના પહેલાપદમાં કેવા ઉલ્હાસપૂર્વક, પ્રભાતે ઉઠી પૂજા કરવી તે બતાવ્યું છે. બીજા પદમાં દ્રવ્યશુચિ અને ભાવશુચિ ધરીને જિનાલયને વિષે હર્ષપૂર્વક જઈ ત્રીકો સાચવી મનને એકાગ્ર સાધવાનું કહ્યું છે. પછીના પદોમાં જૂદી જૂદી પૂજાઓના ભેદ અને વિધિ દર્શાવી છે: અને છેવટે ભાવપૂજા અને પડિવત્તી (પ્રાતપત્તી) પૂજાનું સ્વરૂપ બતાવ્યું છે. આનંદઘનજીની પ્રતિમા પ્રતિપાદક શૈલી કેવી હતી તે નીચેના શબ્દોથી જણાશે:—

> **ઈમ પૂજા બહુ ભેદ સુણીને,**
> **સુખદાયક શુભ કરણી રે;**
> **ભવિક જીવ કરશે તે લેશે,**
> **આનંદઘનપદ ધરણી રે.** સુવિધિ૦

આ ઉપરથી જોઈ શકાશે કે, આનંદઘનજી મહારાજનું વલણ પ્રતિમાની સ્થાપના પરત્વેનું હતું; એટલુંજ નહીં પણ તેઓ પ્રતિમાના પરમ અનુયાયી હતા. આટલું છતાં તેઓની વૃત્તિઓ એવી શાંતિ પામી ગઈ હતી કે, તેઓએ પ્રતિમાનો બોધ કરવા માટે ગંભીર પ્રતિપાદક શૈલી પકડી છે. શ્રી યશોવિજયજીએ નિષેધક શૈલી ગ્રહી હોય કે આનંદઘનજીએ પ્રતિપાદક શૈલી પકડી હોય, પણ આટલું તો ચોક્કસ છે કે, સત્તરમા શતકમાં આ તકરારે ગંભીરરૂપ ગ્રહણ કરી લીધું હતું; કેમકે જો તેમ ન હોત, તો પૂર્વના આચાર્યોએ તત્ત્વના ગ્રંથોમાં આ વિષયને ઘણું કરી વિસ્તારપૂર્વક ચર્ચ્યો નથી તેમ મહારાજ સાહેબ પણ ચર્ચત નહિં.

આ સ્થળે લક્ષ્યમાં રહેવું જોઇએ કે, ઉપાધ્યાયજી શ્રી યશોવિજયજી મહારાજના પ્રતિમા સંબંધીના પુરૂપાર્થને ઉતારી પાડવાનો હેતુ રાખ્યો નથી. યશોવિજયજી મહારાજના સમયમાં નિષેધકનો નિષેધ કરવાની શૈલી ઉપકારનું કારણ હોય ને તે કારણે તેઓએ તે શૈલીનું અનુકરણ કર્યું હોય એ સંભવિત છે. દેશકાળને અનુકૂળ વિચાર બતાવવાની શૈલી હોય છે. તેઓશ્રીના સમયમાં તે શૈલી અનુકૂળ નહીં હોય એમ આપણે શી રીતે કહી શકીએ ?

## સતરમા શતકની જૈનસમાજની ધર્મસંબંધી સ્થિતિ.

આનંદઘન સંબંધમાં હમણાં સુધી અંગિત વિચારો કર્યા. અર્થાત્ આનંદઘનજીના જ્ઞાનસામર્થ્ય, દશા આદિ સંબંધમાં અત્યાર સુધી કહેવાયું. હવે તેઓના લેખ ઉપરથી સત્તરમા શતકની જૈનસમાજની ધર્મ સંબંધી સ્થિતિપરથી જે પ્રકાશ પડવાયોગ્ય છે તે સંબંધે થોડુંક લખીએ.

આનંદઘનસ્તવનાવલિ જોતાં પ્રથમ આટલી વાત ધ્યાનમાં તરત આવી જાય છે. સત્તરમા શતકમાં જૈનધર્મની અંદર ગચ્છભેદના કલેશો ઘણા ચાલ્યા કરતા હોવા જોઇએ. એ ગચ્છભેદના કલેશોને મૂળ જળસીંચન સાધુવર્ગ તરફથી મળતું હોવું જોઇએ. સાધુવર્ગની સ્થિતિ અવન્નતિના માર્ગભણી હોવી જોઇએ. ઉત્તમ ગુરૂઓનું અલ્પત્વ હોવું જોઇએ. જ્ઞાનમાર્ગ ભૂલાઇ જવાથી ક્રિયાજડત્વ સમાજને વિષે બહુ વર્ત્તતું હોવું જોઈએ. આત્મજ્ઞાન ભણીનો લક્ષ્યાર્થ રહ્યો હોવો ન જોઈએ. એકાંત વ્યવહાર માર્ગ ભણી સમાજની વૃત્તિ દોરાયેલી હોવી જોઇએ. નિશ્ચય માર્ગ તરફ લોકદષ્ટિ ઉદાસીન હોવી જોઈએ. સામાન્યતઃ આ પ્રકારની સ્થિતિ સતરમા સતકની હતી એમ જોઈ શકાય છે. આ પ્રત્યેક અભિપ્રાયની વૃદ્ધિ અર્થે હું આનંદઘનનાં વચનો મૂકીશ.

### પ્રથમ, ગચ્છભેદના કલેશો વિષે.

અનંતનાથ ભગવાનની સ્તવનામાં ત્રીજા પદમાં કહ્યું છે કે,

> **ગચ્છના ભેદ બહુ નયણ નિહાળતાં,**
> **તત્ત્વની વાત કરતાં ન લાજે;**
> **ઉદર ભરણાદિ નિજકાજ કરતાં થકાં,**
> **મોહ નડિયા કળિકાળ રાજે.**

* ભાઈ માણેકલાલ ઘેલાભાઇએ આ પદનો પરમાર્થ નીચે પ્રમાણે ભર્યો છે:—

"એક તરફ મત અથવા વચ્ચનો મમત્વ, અને બીજી તરફ નિર્મળ આત્મતત્વની વાત કરવી એ બનતું નથી. જ્યાં મતનો મમત્વ હોય ત્યાં આત્મતત્વનું જાણપણું હોતું નથી; છતાં સમુદાય અથવા તપાલોંકાદિ ગચ્છના ભેદોમાં ગુંથાયેલા એવા તેઓ તત્ત્વની વાતો કરતાં શરમાતાં નથી.

વૃક્ષના મૂળમાં અગ્નિ બળતો છતાં વૃક્ષ લીલું રહે તે સંભવિત નથી; તેમ મમત્વ અને તત્ત્વની વાત તેને વિસંવાદ છે એટલે મમત્વીઓ યથાર્થ તત્ત્વ જાણે, અને કહે તે ઉપર કહેલા વૃક્ષના દૃષ્ટાંત જેવું છે.

આ ગચ્છ અને પ્રતિભેદોમાં ગુંથાએલા મમત્વીઓ શું કરે છે ? અને તેમની એવી સ્થિતિ કેમ છે ? તે કહે છે.

" આવા મમત્વીઓને કળીકાળરૂપી રાજાએ, અથવા કળિકાળના રાજમાં મોહરાજાએ નડતર કરી છે; અર્થાત્ મોહરાજાએ તેઓને પોતાના તાબામાં લીધેલા છે; અને તેથી કષાયપૂર્વક તેમની કરણી હોય છે; અને તેથી તેઓ ઉદરપોષણ વિગેરે કામ કરે છે; અને પરમાર્થથી વેગળા છે. સામાન્ય મનુષ્યોને મોહે કોઇને કેડ સુધી તો કોઈને ગરદન સુધી ગ્રહેલા છે; એટલે સામાન્ય મનુષ્યમાં કષાય જેને કે ઓછા જોવામાં આવે છે; પણ આ વેષધારી મતવાદિઓને તો મોહરાજાએ પગથી તે માથા સુધી ગ્રહણ

---

* ભાઇ માણેકલાલ ઘેલાભાઇ ઝવેરીએ આનંદઘનચોવીશી (સ્તવનાવલિ) ના અર્થ લખી છપાવી રાખ્યા છે; પરંતુ તે હજુ બહાર પાડેલ નથી. તેઓએ છપાવેલા "સ્વાનુભવ દર્પણ' ના સંબંધમાં એક લેખકના હક્ક ઉપર ત્રાપ મારનાર પગલું શ્રી શ્વેતામ્બર જૈન પરિષદની અમદાવાદની બેઠક વેળાએ લેવાનું કરેલું જોઇ તેઓને આ 'ચોવીશી' ના અર્થ બહાર પાડતાં તેઓના સ્વજનો અટકાવે છે. મારા અભિપ્રાય પ્રમાણે ભાઈ માણેકલાલે આ અર્થ સારા ભર્યા છે. કેટલેક સ્થળે ખરી વાત કહેતાં તીક્ષ્ણતા વાપરવી પડી હોય તેથી સમુદાય કલેશ કરશે એવો ભય રાખી ભાઇ માણેકલાલ આ અર્થ બહાર ન પડે એ વાત એક લેખકની નૈતિક હિમ્મતને પાત્ર ન ગણાય. બહાર નહીં પાડેલા એવા એક ગ્રંથ અથવા તેમાંના કોઇ પ્રસંગ ઉપર વિવેચન કરવાનો અન્યનો હક્ક ન હોવા છતાં મેં આ ચરિત્રમાં અનેક સ્થળે તેમ કર્યું છે તે માટે ભાઈ માણેકલાલ પાસે ક્ષમાની યાચના છે.—

કરેલા છે; એટલે તેમનામાં કષાયની પ્રબળતા જણાય છે. તેઓ બાપડા દયાપાત્ર છે. કહ્યુ છે કે,—

ભાખે નિરપેક્ષક વચન, ક્રિયા દેખાવે ક્રૂર;
વાકો તપ સંયમ સરવ, કર્યો કરાવો ધૂર.

" માટે જે એકાંત પક્ષી, ગમે તો દયા પક્ષી હોય, વા ભક્તિ પક્ષી હોય, કે "ગુરૂ ગુરૂ જપના, ઓર સબ સુપના" એમ કહેનાર ગુરૂ પક્ષી હોય, તો પણ નિરપેક્ષ વચન બોલનાર કષાયવાન્ ચારે ગતિઓમાં ભ્રમણ કરશે.

આ તીવ્ર વચનો ઉપદેશક અથવા સાધુવર્ગ તરફ કહ્યા છે. જૈનના ધર્મગુરૂઓને આહારાદિ શરીરપોષણના સાધનો શ્રાવક સમુદાયમાંથી પ્રાપ્ત કરવાના હોય છે. જૈનસાધુને અર્થે કાંઈ પણ આહારાદિ પદાર્થ તૈયાર કરાવી શકાતો નથી. તેને તો શ્રાવકવર્ગમાં ગાયની પેઠે ફરી ફરીને " ગોચરી " જેવો અલ્પ અલ્પ આહાર લઈ પોતાનું શરીરપોષણ કરવું પડે છે, આવી રીતે કોઈને પણ પણ કિંચિત્ માત્ર બોજારૂપ ન થનાર એવા જૈનધર્મગુરૂઓ પ્રત્યે આનંદઘનજી જેવી શાંતમૂર્ત્તિ એવી તીક્ષ્ણતા બતાવે છે કે તમો કળિકાળના પ્રતાપે મોહપૂર્વક પેટ ભરવાનું કાર્ય કરો છો. આ શું બતાવે છે ? આ કથન એમ બતાવે છે કે તે સમયે ગચ્છના મમત્વમાં ધર્મગુરૂઓ રાચ્યા માચ્યા રહેતા હોવા જોઈએ. એક તરફ ગચ્છના મમત્વમાં રાચ્યા રહેવું અને બીજી તરફથી તત્ત્વની વાતો કરવી એ અસંભવિત જેવું ગણી આનંદઘનજી તેઓને કહે છે કે, તમને શરમ આવતી નથી કે તત્ત્વની વાતો કરો છો. આનંદઘનજી મહારાજનો કહેવાનો હેતુ એવો છે કે, ધર્મગુરૂઓ પરમાર્થથી વેગળા છે; કેમકે જેઓ પરમાર્થને જાણનાર હોય તેઓને તો કોઈ પણ પ્રકારે મન મમત્વ હોય જ નહીં. ધર્મગુરૂઓ પ્રત્યે આટલો સખત કટાક્ષ જ્યારે મહારાજ સાહેબે કર્યા છે ત્યારે આપણે જે સાર ઉપર આવી શકીએ તે એજ કે, આ વખતે ધર્મગુરૂઓ સંપ્રદાયમોહને ઘણા આધીન થઈ ગયેલા હશે. જો ધર્મગુરૂઓની સ્થિતિ આવી થઇ ગઇ હોય, તો શ્રાવક સમૂહાયની એટલે સામાન્યતઃ જૈનસમાજની સ્થિતિ કેવી પામર થઇ ગઈ હોવી જોઇએ એ સહેજે વિચારી શકાય તેવું છે.

જૂદા જૂદા અનેક પ્રસંગોએ મેં મારા તરફથી પ્રકટ થતા "સનાતન જૈન" પત્રમાં સિદ્ધ કરવા પ્રયત્ન કર્યો છે કે, શ્વેતામ્બરો, દિગમ્બર જેવી

આકરી દશાની વિશેષતા પોતાની દૃષ્ટિ સમીપ ન રાખતાં, દેશકાળને યોગ્ય સ્થિતિ રહેવી જોઇએ. એવી કોઈ અપેક્ષાએ ઉપકારક વિચારણાનેજ એકાંત વળગી રહ્યા તેથી ક્રમે ક્રમે તેમાં શિથિલતા દાખલ થતી ગયેલ; તેમજ દિગમ્બરોએ, એકાંત દિગમ્બર વૃત્તિનોજ આગ્રહ રાખી, શ્વેતામ્બર દશાનું ઉપયોગીપણું ન જોયું તેથી શાસનરક્ષક એવા ધર્મ ગુરૂઓનો તેમાંથી લોપ થયો. શ્વેતામ્બરોએ જ્ઞાનીપુરૂષોએ સહેતુ રાખેલ અવકાશનો વિશેષ ઉપયોગ કરવા માંડ્યો તેનું પરિણામ એ આવ્યું કે. એક વખત એવો આવી ગયો હતો કે, વીતરાગ યતિની દશા ગંભીર અધમપણાને પામી ગયેલી (જુઓ, **સંઘપટ્ટક**), મતલબ કે, શ્વેતામ્બર દશામાં કોઇ ઉપકારક કારણે રાખેલ અવકાશને વિશેષ લંબાવતાં જતાં પરિણામ એ આવતું ગયેલું કે, સાધુદશામાં શિથિલત્વ આવતું ગયું. આ શિથિલત્વના કારણેજ જૂદા જૂદા અનેક ગચ્છભેદો જન્મ પામેલા; અને એ ગચ્છભેદોના જૂદાં જૂદા વાડા બંધાઈ એક જાતનો તેના સેવનકર્તાઓમાં સંસારના જેવો મોહ ઉત્પન્ન થયેલો. જ્યાં આવો મોહ હોય ત્યાં તત્ત્વની વાત ક્યાં સંભવે ? અને જો ધર્મગુરૂઓની દશા આવી હોય, તો પછી આખા સમાજની સ્થિતિ કેવી અવનત હોય તે કહેવા કરતાં કલ્પી શકાય તેમ છે. આ ઉપરથી જોઇ શકાય છે કે, આનંદ-ઘનજી મહારાજના સમયમાં અનેક ગચ્છભેદોની જંજાળ થઇ રહેલી; એ જંજાળની વૃદ્ધિ અર્થે જળસીંચન ધર્મગુરૂઓથી થયેલું; અને સામાન્યતઃ જન સમાજની સ્થિતિ ધર્મ ઝગડાઓવાળી થઇ રહેલી આ ઉપરથી તેમજ શ્રી નમિનાથજી સ્તવના ઉપરથી જોઇ શકાય છે કે, સુગરૂનો યોગ આ કાળમાં બહુ ઓછો થઇ ગયેલો; એટલે કે ઉપદેશકવર્ગની સ્થિતિ અવનતિના માર્ગ પ્રત્યે હતી. આ સ્તવનામાં કહ્યું છે કે,—

**શ્રુત અનુસાર વિચારી બોલું, સુગુરૂ તથાવિધ ન મલે રે;**
**કિરિયા કરિ નવિ સાધી શકીયે, એ વિષવાદ ચિત્ત સઘળે રે.**

આ સ્થળે શ્રુત એટલે જૈનસિદ્ધાંતો, તેમાં કહેલાં વચનોને આધારે વિચારીને જો બોલું છું, તો જેવાં આગમોમાં ગુરૂનાં લક્ષણો કહ્યાં છે તેવા ગુરૂઓ મળી શકતા નથી; તેમજ સાધુપણાની ક્રિયા કરીને હું મોક્ષ સાધી શકતો નથી; તેથી એ પૂર્વોક્ત ખેદ સઘળાના મનમાં વ્યાપ્ત રહેલો છે.

ભાઇ માણેકલાલે આ પદનો જે પરમાર્થ ભર્યો છે તેમાં નીચેની વાત

આપણું ખાસ ધ્યાન ખેંચનારી છે:—

"શ્રી આનંદઘનજી મહારાજની અનુમોદના કરનારા તે વખતમાં કેટલાક બીજા સાધુમુનિરાજો પણ હતા; અને કેટલીક દંતકથાને આધારે શ્રીમદ્ યશોવિજયજી અને નયવિજયજી મહારાજ આનંદઘનજીના સમકાલીન થયા છે; કે જેમના જેટલી વિદ્વતા અને ક્રિયાપરાયણપણું તેમજ આત્મલક્ષ હાલ તો જોવામાં આવતાં નથી તેવા વખતમાં પણ આ મહાત્માને કહેવું પડયું છે કે, શાસ્ત્રપ્રમાણે જોતાં શ્રી શાંતિનાથ ભગવાનની સ્તવનામાં કહ્યું છે તેવા આગમધર સમકીતી અને જેમની સંવરરૂપ ક્રિયા છે ઇત્યાદિ ગુણો વાળા ગુરૂ મને જણાતા નથી,"

ભાઈ માણેકલાલના આ વચનો બહુ કાળજીપૂર્વક લખાએલાં છે. તેઓના હૃદયમાં જે વાત હોવાનો સંભવ છે તે વાત તેઓએ જો કે કહી છે; પણ તે એવી સ્પષ્ટતાપૂર્વક કહી નથી કે, જેથી એકાએક તેનો ખ્યાલ આવી જાય; અને તેઓએ તેમ સંકારણ કર્યું જણાય છે. ભાઇ માણેકલાલનો કહેવાનો હેતુ હું જો બરાબર સમજી શકતો હોઉં, તો મને લાગે છે કે, તેઓ એમ કહેવા માંગે છે કે, ઉપાધ્યાયજી શ્રી યશોવિજયજીમહારાજ અને નયવિજયજી મહારાજને વિષે પણ જે આશયમાં આનંદઘનજી મહારાજે જિનાગમમાં સુગુરૂની દશા જોઈ છે તે પ્રકારની દશામાં કોઈ અંશે ન્યૂન રહેલા આનદઘનજી મહારાજની દૃષ્ટિમાં આવેલા હોવા જોઇએ, કેમકે નહીં તો તેઓ ( આનંદઘનજી ) "સુગુરૂ તથાવિધ ન મિલે રે" એવા ભારવાળા શબ્દો બોલત નહીં.

આ જાતનો અભિપ્રાય, ભાઇ માણેકલાલના વચનોપરથી મારો થાય છે. જો ભાઇ માણેકલાલનો કહેવાનો અભિપ્રાય એવો હોય, તો મને લાગે છે કે, તેઓએ તે સ્પષ્ટ ભાષામાં નથી બતાવ્યો તેનો હેતુ એમ જણાય છે કે, ઉપાધ્યાયજી શ્રી યશોવિજયજી મહારાજનું જૈનસમાજમાં એટલું બધું વાસ્તવિક માહાત્મ્ય છે કે, જો તેઓ ( શ્રી યશોવિજયજી ) ના સંબંધમાં કિંચિત્ માત્ર તીવ્રપણે બોલાય, તો સમાજ સહન કરી શકે નહીં. આ કારણે ભાઈ માણેકલાલે ભાષારચના કાળજીવાળી કરી જણાય છે. તે ગમે તેમ હો, પરંતુ એટલું તો લાગે છે કે, ભાઈ માણેકલાલના વિચારોપરથી જેમ કંઇક અસ્પષ્ટપણે જણાય છે તેમ, આવા પ્રકારની આશંકા આનંદઘનજી મહારાજે

રચેલા આ પદ પરથી ઉદ્દભવે, તો તે કેવળ અયોગ્ય છે એમ લાગતું નથી. આપણે જેમ જાણીએ છીએ કે, યશોવિજયજી મહારાજ એક અસાધારણ સિદ્ધાંતવેત્તા હતા, એટલુંજ નહીં પણ જો એમ કહીએ કે, સિદ્ધાંતજ્ઞાન પ્રકાશવામાં કળિકાળ સર્વજ્ઞ શ્રીહેમચંદ્રાચાર્ય પછી શ્રીયશોવિજયજી મહારાજ જેવા સમર્થ બીજા કોઇ થયા નથી તો તે ખોટું નથી; તેમ આપણે આ વાત પણ સાંભળીએ છીએ કે, ઉપાધ્યાયજી મહારાજ આનંદઘનજી મહારાજ-પ્રત્યે પૂજ્ય બુદ્ધિથી જોતા હતા, એટલુંજ નહી પણ આનંદઘનજી મહારાજે શ્રી ઉપાધ્યાયજીને ચોકસ વિદ્યાઓ પ્રાપ્ત કરાવવાનું ધાર્યું હતું. આ ઉપરથી આપણે જે અભિપ્રાય ઉપર આવી શકીએ તે એજ કે, આનંદઘનજી મહા-રાજની દશા વિશેષ તીવ્ર હોવાથી તેઓએ પોતાને યોગ્ય વિશેષ સામર્થ્યવાન્ ગુરુની આવશ્યકતા વિચારી હોય. આવા સમયે ઉપયુક્ત પદમાં આનંદઘનજી મહારાજે 'સુગુરૂ તથાવિધ ન મિલે રે' એવા શબ્દો કહ્યા હોય એ સંભવિત છે. શ્રીયશોવિજયજીની ગ્રંથરચનાઓ જોતાં જણાય છે કે, પ્રથમ તેઓનું પાંડિત્યશક્તિનું ઘણું મહાન્ સ્ફુરણ હતું; અને પછીથી પાંડિત્યશક્તિની સાથે અધ્યાત્મ લક્ષ્યની વિશેષ જાગૃતિ થવા પૂર્વે આનંદઘનજી મહારાજે ઉપયુક્ત પદની રચના કરી હોય. આમ છતાં એમ ન કહી શકાય કે, ઉપા-ધ્યાજીની દશા આનંદઘનજી મહારાજને પાત્ર ગુરૂ થવાની હતી, કેમકે આ-નંદઘનજીની દશા તો ઓરજ હતી અથવા આનંદઘનજી મહારાજના ધોરણ (Standard) પ્રમાણેની આત્મજાગૃતિ ઉપાધ્યાજી મહારાજની હતી એવી તેઓને ખાત્રી ન પણ થઈ હોય. ભાઈ માણેકલાલના લેખપરથી આ કારણે ઉદ્દભવતી આ શંકાનું આ જો કે એક પ્રકારનું સમાધાન છે; પરંતુ આવા પ્રકારની આશંકામાં જવા કરતાં જો આપણે આટલું વિચારી સ્વસ્થ રહીએ કે, આનંદઘનજી મહારાજે 'સુગુરૂ તથાવિધ ન મિલે રે' એવા જે શબ્દો વાપર્યાં છે તે ઉત્સર્ગપણે વાપર્યાં છે તો તે વધારે યોગ્ય છે. જ્ઞાની-ઓ કોઈ વાત એકાંત કહેતા નથી; તેમ આનંદઘનજી મહારાજે આ વાત એકાંત નહીં કહેતાં ઉત્સર્ગપણે કહેલી છે એટલે અપવાદરૂપ વ્યક્તિઓ રહી જાય કે જેઓ જિનાગમને વિષે કહેલા સુગુરૂ લક્ષણો સહિત હોય આવા અપવાદરૂપ પુરૂષોમાં કાં શ્રીયશોવિજયજી આદિ પુરૂષો ન હોય? આ સ્થળે એમ આશંકા કરવામાં આવે કે, આનંદઘનજી મહારાજે એ સ્તવનામાં જે પ્રકારનો ભાષાપ્રયોગ કર્યો છે તે પરથી એમ લાગે છે કે, કેમ જાણે આ-

નંદઘનજી મહારાજને પોતાને તથાપ્રકારના ગુરૂનો યોગ ન મળતાં ખેદ પૂર્વક એ વચનો કાઢયાં ન હોય? આ શંકાનું સમાધાન એટલુંજ છે કે, આનંદઘનજી મહારાજની દશા ઘણી વર્ધમાન થતી ગયેલી હોવી જોઇએ. તે છતાં તેઓ પોતાને યોગ્ય એવા સુગુરૂનાં અવલંબનની જરૂર ધારતા હોઇ તેવા સુગુરૂનો યોગ તેઓએ ન જોઈ આ વચનો કાઢયાં છે. હું આટલું લખું છું, પણ તે ઘણા ડરપૂર્વક લખું છું, કેમકે વખતે યશોવિજયજી મહારાજ જેવા અસાધારણ મહાત્માનો મારાથી અવિનય થઈ જાય, તો મારે કેટલા ભવભ્રમણ કરવાં પડે તેનો મને બહુ ખ્યાલ રહે છે.

સતરમા ચત્તકમાં જૈનસમાજની ધર્મસંબંધી સ્થિતિ જ્ઞાન સંબંધમાં બહુ નિર્બળ થઈ ગયેલી; અને ક્રિયાજડત્વ ઘણું વધી ગયેલું; એમ આનંદ-ઘનજી મહારાજના નીચેના વચનોથી જણાય છેઃ—

એક કહે સેવિયે વિવિધ ક્રિયા કરી;
ફળ અનેકાંત લોચન ન દેખે
ફળ અનેકાંત કિરિયા કરી બાપડા; ધા૦
રડવડે ચાર ગતિમાંહે લેખે.

આ પદમાં મહારાજ સાહેબે ક્રિયાનો નિષેધ કર્યો નથી; પરંતુ જેઓ સમજ્યા વગરની માત્ર કાયક્લેશરૂપ ક્રિયાઓમાં ધર્મ માની પ્રવર્તે છે તેની દયા ખાઈ, જ્ઞાનમાર્ગ તરફ લક્ષ્ય કરાવ્યો છે. આ પદ ઉપરથી સ્પષ્ટ થાય છે કે, આ સમયમાં શુષ્ક-જ્ઞાનરહિત-ક્રિયાકાંડમાં શ્વેતામ્બર સંપ્રદાય વિશેષ રાચી રહ્યો હોવો જોઇએ. જો જ્ઞાનસહિત ક્રિયાકાંડ અનુસરાતો હોત, તો મહારાજજીને આવા લાગણી ભરેલાં વચનો કહેવાનો પ્રસંગ મળ્યો ન હોત. જ્ઞાનમાર્ગ ઘણો પામર સ્થિતિમાં આ સમયે આવી ગયેલો હોવો જોઇએ, તે શ્રી ધર્મનાથના સ્તવન ઉપરથી નીચેનો ભાગ લઇએ છીએ તે પરથી જણાશેઃ-

પરણ નિધાન પ્રગટ મુખ આગળે,
જગત ઉલંઘી હો જાય; જિનેશ્વર૦
જ્યોતિવિના જુઓ જગદીશની
અંધોઅંધ પુલાય. જિનેશ્વર૦

અર્થાત્, ઉત્કૃષ્ટ એવું જે ગુપ્ત ધન તે મોઢા આગળ પ્રકટ છે, પણ તેને જગતના પ્રાણીઓ ઓળંગીને ચાલ્યા જાય છે, ભગવાનની જ્યોતિ અર્થાત્ જ્ઞાનપ્રકાશ વિના આંધળાની પાછળ આંધળો ચાલ્યો જાય છે. અહીં 'જ્યોતિ,

શબ્દથી જ્ઞાન કહેવાનો ઉદ્દેશ છે. જગત્ ધર્મ માની એકાંત જડક્રિયા જ્ઞાનવિના કરતાં જોઇ આ વચનો કહ્યાં છે. સ્તવનાવલિ અને 'બહોતેરી'ના અવલોકન પરથી જણાશે કે, મહારાજ સાહેબે ક્રિયાજડત્વને માટે જગત્ જીવોની ઘણી દયા ખાધી છે; અને જ્ઞાન માટે આવશ્યકતા ગાઇ છે.

કેટલીક વખત એવું બને છે કે, બે યુગપદ્ ઉપકારક વાત હોય છે; તેમાં એક વાત ઉપર ઘણોજ ઓછો લક્ષ્ય થઇ ગયો હોય છે, અને બીજી વાત ઉપર ઘણોજ વિશેષ ભાર મૂકાઇ ગયો હોય છે. હવે આ બન્ને વાત જો યુગપદ્ ન હોય, તો સમતોલપણું જતું રહી આવશ્યક ફળ થતું નથી. આવા પ્રસંગે જ્ઞાનીપુરૂષો જે વાત ઘણી ગૌણ થઇ ગઇ હોય છે તેના ઉપર ઘણો ભાર મૂકે છે: અને જેના ઉપર વિશેષ ભાર મૂકાઇ ગયો હોયછે તેના સંબંધમાં કાંઇક નરમાશ લાવવા જેવું કરે છે, જ્ઞાનીપુરૂષોની આ પ્રવૃત્તિનો ઉદ્દેશ લોકસમૂહ જોઇ શકતો નથી; એટલે ગૌણ થયેલ વાતપર ભાર મૂકવાનો હેતુ ન સમજતાં એમ માની બેસે છે કે, પ્રતિપાદક પુરૂષ એકાંત તે વસ્તુનોજ ઉપદેશ કરે છે; અને જે વાત માટે નરમાશ લાવવા જ્ઞાનીપુરૂષ ઉપદેશ દે છે. તે વાતનો નિષેધ કરે છે એમ સમજે છે. જ્ઞાન અને ક્રિયા એ બન્ને યુગપદ્ જેવી રિ તિ ધરાવતાં પદાર્થો છે. જ્ઞાન હોય, અને ક્રિયા ન હોય તો જ્ઞાન શુષ્કપણામાં પડ્યું રહે છે; અને જો ક્રિયા હોય અને જ્ઞાન ન હોય તો શુષ્કક્રિયા અથવા ક્રિયાજડત્વ આવે છે. આ કારણોથી બન્ને સાથે જોઇએ. આનંદઘનજી મહારાજના સમયમાં જ્ઞાનમાર્ગ પ્રત્યે, ઉપર જોઇ ગયા તેમ. ઉપેક્ષા થઇ ગયેલી એટલે તેઓએ જ્ઞાનમાર્ગ ઉપર બહુ ભાર દઇ ઉપદેશ કર્યો; અને ક્રિયાકાંડ જ્ઞાનરહિતતાએ હદબહાર થતો જોઇ તેને નરમાશ આપવા માટે મહારાજ સાહેબે વિચારો દર્શાવ્યા. આનું પરિણામ એ આવ્યું કે, ક્રિયાજડ થઇ ગયેલા જીવોએ એમ માની લીધું કે, આનંદઘનજી મહારાજ ક્રિયાને ઉત્થાપે છે; અને એકલા જ્ઞાનને સ્થાપે છે. આવી માનતાના કારણે તેઓને 'અધ્યાત્મી' કહી ગાળો ભાંડતાં; અને આજ કારણે તેઓને 'ભંગડભૂતા' એવું નહીં ઇચ્છવા યોગ્ય વિશેષણ પણ આપેલું. આ સૈકાના પ્રથમ ભાગ સુધી ક્રિયાજડત્વનું પ્રબળ વધારે ચાલેલું: એટલે ત્યાંસુધી આનંદઘનજી મહારાજના સંબંધમાં આવી ભૂલ ભરેલી માનીનતા ચાલી આવેલી. છેલ્લા બે દશકા થયાંજ, અર્થાત્ શ્રીમાન્ રાજચંદ્રના સમયપછી લોકોની તે માનીનતા

ફરવા લાગી છે. વાસ્તવિક રીતે જોતાં, આનંદઘનજી મહારાજે ક્રિયાનો નિષેધ કર્યો જ નથી; પરંતુ સૂત્રાનુસાર ક્રિયા સાધવાનો ઉપદેશ આપ્યો છે. શ્રી અનંતનાથની સ્તવના ૬ ઠા પદમાં કહ્યું છે કે,

પાપ નહીં કોઇ ઉત્સૂત્ર ભાષણ જીસો;
ધર્મ નહીં કોઇ જગ સૂત્ર સરીખો,
સૂત્ર અનુસાર જે ભવિક કિરિયા કરે,
તેહનું શુદ્ધ ચરિત્ર પરીખો. ધા૦

જેમ નિજસ્વરૂપ અર્થે ક્રિયા કરવામાં આવે તે અધ્યાત્મ ગ્રહણ કરવા-યોગ્ય છે તેમજ જે ક્રિયા કરતાં અધ્યાત્મ પ્રાપ્ત ન થાય તે ક્રિયા પણ નથી.

નિજસ્વરૂપ જે કિરિયા સાધે,
તેહ અધ્યાત્મ લહિયે રે;
જે કિરિયા કરી ચઉગતિ સાધે,
તે ન અધ્યાત્મ કહિયે રે. શ્રી શ્રેયાંસ૦

વળી, ક્રિયાસ્થાપકવચન શ્રી સુવિધિનાથના સ્તવનમાં આ પ્રમાણે કહેલ છેઃ-

સુવિધિ જિણેસર પાય નમીને,
શુભ કરણી એમ કીજે રે;
અતિ ઘણો ઉલટ અંગ ધરીને,
પ્રહ ઉઠી પૂજીજે રે. સુવિધિ૦

સુવિધિજિનનું આખું સ્તવન પૂજાની વિધિથી ભરેલું છે. એ વાંચવાથી જણાય તેમ છે કે, તેઓએ પૂજા આદિ વિધિઓનું અખંડ પ્રતિપાદન કર્યું છે; અને જો પૂજાદિ વિધિઓનું જેણે પ્રતિપાદન કર્યું હોય તે તપશ્ચર્યાદિ ઉત્તમ સાધનોનો નિષેધ કેમ કરે? મને આશ્ચર્ય થાય છે કે. આવા મહાત્મા પ્રત્યે લોકો કેમ એવો આક્ષેપ કરવા નીકળેલા કે, તેઓ ક્રિયાના નિષેધક હતા. આમાં આશ્ચર્ય પામવા જેવું જોકે કાંઈ નથી; જ્યાં સુધી સમ્યગ્દૃષ્ટિ નથી થઈ ત્યાંસુધી જીવો એમજ માની બેસે છે. આપણી નજરોનજરનો તાજોજ દાખલો છે. શ્રીમાન્ રાજચંદ્ર, કે જેઓએ ક્રિયાદિ સાધનનું આ પ્રમાણે

**નિશ્ચયવાણી સાંભળી, સાધન તજવાં નોય,**
**નિશ્ચય રાખી લક્ષમાં, સાધન કરવાં સોય,**

—શ્રી આત્મસિદ્ધિશાસ્ત્ર.

શબ્દોમાં ઉત્તમ પ્રતિપાદન કર્યું છે તેઓ પ્રત્યે, હમણાંના જેવા વિદ્યાવિલાસી કાળમાં પણ આક્ષેપ કરવામાં આવતો હતો, તો પછી જે સમયે વિદ્યાવિલાસનો અભાવ હતો તે સમયે આનંદઘનજી મહારાજ પ્રત્યે આક્ષેપ થાય એમાં કાંઈ આશ્ચર્ય જેવું ન ગણાવું જોઈએ.

આનંદઘનજી મહારાજના સમયમાં આત્મજ્ઞાન ભણી સમાજની ઉદાસીનતા થઇ ગયેલી હોવાનાં પ્રમાણો નીચે પ્રમાણે છે:—

આતમજ્ઞાની શ્રમણ કહાવે,
બીજા તો દ્રવ્યલિંગીરે;
વસ્તુગતે જે વસ્તુ પ્રકાશે,
આનંદઘન મત સંગી રે. વાસુ૦

વળી,

અધ્યાતમ જે વસ્તુ વિચારી,
બીજા જાણ લબાસી રે;
વસ્તુ ગતે જે વસ્તુ પ્રકાશે,
આનંદઘન મતવાસી રે. શ્રી શ્રેયાંસ૦

પ્રત્યે પ્રત્યેક વિચારમાં મહારાજસાહેબે આત્મજ્ઞાનભણી જાગૃતિકરાવવા અર્થે પ્રયત્ન કર્યો છે; અને એકાંત ક્રિયાજડત્વનો નિષેધ વારંવાર કર્યો છે એ વાત એમ બતાવવા માટે પૂરતી છે કે, સતરમા શતકમાં જૈનસમાજમાં આત્મજ્ઞાન ભણી ઘણી ઉપેક્ષા થઇ ગયેલી. ઉપાધ્યાયજી શ્રીયશોવિજયજી મહારાજ આ વાતની સાક્ષી પૂરે છે, કેમકે તેઓ મહારાજસાહેબ સમકાલિન હતા. જે શબ્દોમાં તેઓ સાક્ષી પૂરે છે તે શબ્દો આ પ્રમાણે છે:-

વિષયરસમાં ગ્રહી માચીઆ,
નાચીઆ કુગુરૂ મદ પૂર રે;
ધામધુમ ધમાધમ ચલી,
જ્ઞાનમાર્ગ રહ્યો દૂર રે.

આત્મજ્ઞાન પ્રત્યે ઉપેક્ષા ધરાવનારાઓ પ્રત્યે મહારાજશ્રીએ કહ્યું છે, અને શુષ્ક અધ્યાત્મીઓને ભૂલી ગયા છે એવું નથી. શુષ્ક અથવા શબ્દઅધ્યાત્મીઓને ઉદ્દેશીને કહે છે કે,

નામ અધ્યાતમ, ઠવણ અધ્યાતમ,
દ્રવ્ય અધ્યાતમ છંડો રે,
ભાવ અધ્યાતમ નિજગુણ સાધે;
તો તેહ શું રઢ મંડો રે. શ્રી શ્રેયાંસ૦

શબ્દ અધ્યાત્મ અર્થ સુણીને,
નિરવિકલ્પ આદરજો રે,
શબ્દ અધ્યાતમ ભજના જાણી;
હાન ગ્રહણ મતિ ધરજો રે; શ્રી શ્રેયાંસ૦

સત્તરમાં શતકમાં અથવા આનંદઘનજી મહારાજના સમયમાં શબ્દ-અધ્યાત્મીઓ પણ હોવા જોઇએ. મહારાજ સાહેબે, આ સમયમાં એકાંત વ્યવહારમાર્ગનું સેવન અને નિશ્ચય માર્ગનું વિસ્મરણ જોઇ કહ્યું છે કે,

પરમારથ પંથ જે કહે, રંજે એકતંત રે,
વ્યવહારે લખ જે રહે; તેહના ભેદ અનંત રે. ધરમ૦
વ્યવહારે લખે દોહિલો, કાંઇ ન આવે હાથ રે,
શુદ્ધ નય થાપના સેવતાં, નવી રહે દુવિધા સાથ રે. ધરમ૦

આ પ્રમાણે આ વ્યવહાર અને નિશ્ચય અથવા પરમાર્થમાર્ગ પરત્વે વિચારણા બતાવી છે,

ટુંકામાં સત્તરમાં સૈકાની સ્થિતિ, ત્યારે, આ પ્રમાણે જૈનસમાજની ધર્મ સંબંધે આનંદઘનજી મહારાજના વિચારો પરથી જણાય છે. જૈનસમાજનાં અંદર અનેક ધર્મના મતભેદો પ્રવર્ત્તતા હતા; આ મતભેદને લઇને અનેક ધર્મક્લેશો હોવા જાઇએ. આ ધર્મક્લેશોને વૃદ્ધિ અર્થે જળસીંચન ગુરૂઓ તરફથી થતું હતું. ધર્મગુરૂઓ પણ તે કારણે બહુ ઉન્નત સ્થિતિમાં નહોવા જોઇએ. ઉત્તમ ગુરૂઓનું ઘણું અલ્પત્વ હતું, અને ધર્મગુરૂઓની જો ઉન્નત દશા નહોતી તો પછી શ્રાવક સમૂહની તો નહોવી જોઇએ એ દેખીતું છે. સમાજનો લક્ષ્ય એકાંત ક્રિયાકાંડ ઉપર રહ્યો હતો. આત્મજ્ઞાન ભણી લોકોની ઉદાસીનતા હતા. એકાંત વ્યવહારમાર્ગનું સેવન બહુધા થતું હતું. શુષ્ક અધ્યામીઓ પણ સમાજમાં હોવાનો સંભવ છે. પ્રતિમા સંબંધી ક્લેશે ગંભીરરૂપ પકડયું હતું; જ્ઞાનમાર્ગ અજાગૃત હતો. એકંદરે શ્વેતામ્બર સંપ્રદાયની સ્થિતિ સત્તરમા શતકમાં સંતોષકારક નહીં હોય.

આ પ્રમાણે આનઘનજી મહારાજની કૃતિના આધારે જેટલું વિવેચન થઈ શકયું તેટલું કરવા મેં પ્રયત્ન કર્યો છે. મારા લખવામાં અથવા વિચારમાં જે કાંઈ દોષ હોય તે માટે ક્ષમા ચાહું છું. આ લેખ પૂર્ણ કરતાં એક

વાત ખાસ જણાવવાની રહે છે કે, આનંદઘનજી મહારાજના સમયની જૈનસમાજની સ્થિતિનું અવલોકન કરવાનું તો જ ફળ છે કે, જો આપણે

## સતરમા શતકની સ્થિતિની સાથે ચાલુ શતકની સરખામણી.

કરી આપણે કેટલું જાગૃત થવાનું છે તે વિચારી વર્ત્તન કરીએ. સતરમા શતકમાં જૈનસમાજમાં ધર્મમતભેદો હતા, અત્યારે જૈનમાં ધર્મમતભેદો ઘણા છે, તથાપિ હવે તે દૂર કરવા જોઇએ એવી વૃત્તિનો કિંચિત્ જન્મ થયો છે ખરો. સતરમા શતકમાં ધર્મકલેશો ઘણા હતા અત્યાર સુધીમાં આ શતકમાં પણ કાંઇ ઓછા નહોતા. પરંતુ હવે તે વાત ઠીક નથી. એમ સમજવાની શરૂઆત થઇ છે. સતરમા શતકમાં ધર્મકલેશોને ધર્મગુરૂઓનું જળસીંચન હતું. ચાલુ શતકમાં પણ તેવું જળસીંચન થોડા વર્ષ પહેલાં સુધી હતું; તથાપિ હવે તેઓ એ બાબતમાં કાંઇક મોળા પડયા છે. સત્તરમા શતકમાં ઉત્તમ ગુરૂઓનું જો કે આનંદઘનજી મહારાજની દૃષ્ટિએ અલ્પત્વ હતું, પરંતુ ચાલુ જમાનાની સરખામણીએ તે કાળ અત્યારના કરતાં ઘણો ઉત્તમ હતો, કારણ કે તે સમયમાં આનંદઘનજી મહારાજ પોતેજ તેમજ નયવિજયજી મહારાજ, ઉપાધ્યાયજી શ્રી યશોવિજયજી મહારાજ અને બીજા બસેંક પંડિતો વિદ્યમાન હતા. આ સતક, શતરમા શતકની સરખામણીએ આ બાબતમાં અવર્ણનીય રીતે પછાત છે. સતરમા શતકમાં શ્રાવક દશાની સ્થિતિ નિર્બળ હતી, પરંતુ આ શતકમાં તો તેથી ઘણાજ ગુણી નિર્બળ છે. સતરમા શતક કરતાં અત્યારે વધારે પરિમાણમાં સમાજ ક્રિયાજડત્વમાં રહ્યો છે. સતરમા શતકમાં અધ્યાત્મ હતું તેના કરતાં આ શતકમા ઘણું ઘણું ઓછું છે. શુષ્ક અધ્યાત્મીઓ આ કાળમાં વધારે હશે કે ક્રિયાજડવાન્ તે એક તપાસ કરવા જેવી બાબત છે. પ્રતિમા સંબંધી કલેશ ઓછો કરવાની વૃત્તિ સમાજમાં હમણાંજ શરૂ થાય છે.

આશો શુદ ૨, ૧૯૬૪ **મનસુખલાલ.**

શ્રીમાન્ આનંદઘનજીના જીવન સંબંધમાં મારા આ વિચારો મેં આજથી પાંચ વર્ષો ઉપર બહાર પાડયા હતા. ત્યાર પછી તેઓના સંબંધમાં આટલું સાહિત્ય બહાર આવ્યું છે:-

૧. મર્હુમ ભાઇ ગોવીંદજી મેપાણીની સુચનાથી ભાઈ મોહનલાલ દલીચંદ દેશાઇએ આનંદઘનજી મહારાજની સ્તુતિરૂપે જે કાવ્યો કરેલાં છે તે બહાર મૂકયાં હતાં ૨. વળી, ભાઈ મોહનલાલે અંગ્રેજીમાં યશોવિજયજી મહારાજનું સંક્ષિપ્ત ચરિત્ર લખ્યું છે તેમાં પણ આનંદઘનજી મહારાજના સંબંધમાં વિચારો બતાવવામાં આવ્યા છે. ૩. ત્યાર પછી, જે સ્તવનાવલિ માટે પ્રથમ મેં ચર્ચા કરી છે તે ભાઈ માણેકલાલ ઘેલાભાઇએ આનંદઘનજીની સ્તવનાવલિ નવા અર્થ ભરી બહાર પાડી છે. ૪ અને સૌથી છેલ્લાં, મુનિરાજ શ્રી બુદ્ધિસાગરજીએ આનંદઘન 'બહોતેરી' તેના વિવેચનપૂર્વક બહાર પાડી છે.

આનંદઘનજી મહારાજની સ્તુતિરૂપે યશોવિજયજી મહારાજે જે કાવ્યો લખ્યાં છે તે આનદઘનજીના સંબંધમાં અદ્ભુત પ્રકાશ પાડનાર છે. ભાઈ મોહનલાલે યશોવિજયજી મહારાજનું જે ચરિત્ર લખ્યું છે તેને માટે તેઓ પ્રશંસાને પાત્ર છે. ખાસ કરીને એટલા માટે છે કે તે નૂતન ઢબે અને તે પણ વળી અંગ્રેજીમાં લખ્યું છે. ભાઇ માણેકલાલે સ્તવનાવલિના જે અર્થો ભર્યા છે તે અત્યારસુધી ભરાયેલા અર્થો કરતાં નવીન પદ્ધતિએ લખાયાં છે અને તે જ પદ્ધતિ અત્યારના જમાનાને અનુકૂળ છે. આમ છતાં કહેવું જોઈએ કે, કોઈ કોઈ સ્થળોમાં ભાઈ માણેકલાલ જોઈએ તેવું વસ્તુસ્વરૂપ સમજ્યા નથી. અત્યાર સુધીમાં આનંદઘનજીની આ સ્તવનાવલિના ૨૨ તીર્થંકરોનાં સ્તવનો મળે છે. ભાઈ માણેકલાલને સુરતવાળા ઝવેરી મગન ભાઇ પ્રતાપચંદ દ્વારા છેલ્લાં બે સ્તવનો મળ્યાં છે. મેં આ પદો જોયાં છે. આ પદોની કૃતિ, અલબત, હમણાંની તો નથી જણાતી. ઓગણીશમા સૈકાની પૂર્વની જણાય છે; આમ જણાતાં છતાં ભાષાવિવેકશાસ્ત્ર ( Philology ) ની દૃષ્ટિએ જોવામાં આવે તો, મારૂં માનવું છે કે, તે બે પદો આનદઘનજી મહારાજની કૃતિ છે એમ કહેવાવાનો સંભવ નથી; અર્થાત્ હું તે કૃતિ આનંદઘનજીની હોય એવા અભિપ્રાય ઉપર આવી શકતો નથી.

મુનિશ્રી બુદ્ધિસાગરજીએ આનંદઘન બહોતેરીમાં આવેલા ગૂઢ પદોના અર્થ લખવામાં સારી મેહેનત કરેલી જણાય છે, તેમજ તેઓના જીવન-ચરિત્ર સંબંધી વિચારો દોરવવામાં પણ સ્તુતિપાત્ર મેહેનત લીધેલી દૃષ્ટિ-ગોચર થાય છે.

આવી રીતે ચાર જૂદી જૂદી દિશાઓમાં જે પ્રયત્નો થયાં છે તે તેઓના પરિશ્રમની અપેક્ષાએ અવશ્ય પ્રશંસનીય છે. આ સઘળું છતાં મારે કહેવું જોઇએ કે, આનંદઘનજી મહારાજની સ્તુતિરૂપે કરેલાં યશોવિજયજી મહારાજના પદો શિવાય બાકીના પરિશ્રમો આનંદઘનજી મહારાજના સંબંધમાં શોધખોળની અપેક્ષાએ થોડાંજ અંશોએ પ્રકાશ પાડનારાં છે. શોધખોળની દૃષ્ટિએ તપાસ કરવાનું પરિણામ કાંઇક નૂતન પ્રકાશ પાડનારૂં આવવુંજ જોઇએ. જેવું પરિણામ આવેલું મને એ પરિશ્રમોમાં થોડાજ અંશે જોવામાં આવે છે.

મને ખેદ થાય છે કે, આપણા વિદ્વાનોમાં શોધખોળરૂપે પ્રયાસ બહુજ પામર છે. ભાઈ માણેકલાલે શોધખોળરૂપે આપણને આનંદઘનજી મહારાજના સંબંધમાં કાંઈ સંગીન કહ્યું નથી. તેઓએ છેલાં બે પદો વિશેષપણે કોના હોવા યોગ્ય છે તેની પણ ખીત્રીપૂર્વક શોધ કરયા મેહેનત કરીનથી; શ્રી બુદ્ધિસાગરજી મહારાજે ઉપર કહ્યું તેમ મેહેનત તો ઘણીયે કરી છે. આપણને વાતરૂપે ઘણુંય કહ્યું છે—પણ તેમાં માત્ર વિચારોને લંબાવ્યા ઉપરાંત નવીન શોધ ખોળ રૂપ કાંઇ કહ્યું મને દૃષ્ટિગોચર નથી થયું.

મહારાજશ્રી શોધખોળની દૃષ્ટિ પર ચઢયા હોત તો તેઓ કાંઇક સારૂં અજવાળું પાડી શકત. હું અહીં વિસ્તારથી લખી શકતો નથી, પણ મેં જે તપાસો કરી છે તે પરથી કહી શકું છું કે, બહોતેરીમાં કોઇ કોઈ પદ બીજાં પુરૂષોનાં હોઇ આવી ગયાં છે. કોઇ કોઇ પદ એક દિગમ્બર વિદ્વાનનાં છે; અને કોઇ કોઈ પદ કબીર સાહેબના પણ છે.

હું શરૂઆતમાં કહી ગયો છું તેમ મારી શરીરપ્રકૃતિ અનુકૂળ ન હોઇ આનંદઘન બહોતેરીમાં બહારના કયાં કયાં પદો આવી ગયાં છે તેની તપાસ લઇ શકું તેમ નથી; એટલે આટલું માત્ર સૂચનરૂપે કહું છું.

આપણી સમાજને જાહેર જીંદગી અને ખાનગી જીંદગીના બે ભાગો પાડવાનું હજુ હવે શીખવાનું છે; એટલે કે, બે પરિચયીઓ જાહેર જીંદગીમાં

જૂદા જૂદા વિચારો ધરાવનારા હોય, એટલે સુધી હોય કે એક ઉતર દિશાના છેડે જનાર હોય અને બીજો દક્ષિણ દિશાને છેડે જનાર હોય; જ્યારે ખાનગી જીવનમાં તેજ બે વ્યક્તિઓ પરિચયીઓ તરીકેજ નહીં પણ ખાસ મિત્રો તરીકે રહી શકે છે. આવું શિક્ષણ આપણા લોકોને વિષે હજુ સુધી નથી એટલે જાહેર વિચારોના સંબંધમાં જૂદાં પડવાનું થતાં અંગત પરિચય અને મિત્રતા હોય તો તેનો નાશ થાય છે, એટલુંજ નહીં પણ કેટલીક વખતે વિપરીતતા ઉભી થાય છે.

આમ હું જાણું છું. આવો મારો મારી સમાજનો અનુભવ છે, છતાં મારી સમાજ જાહેર વિચારો ભિન્ન ભિન્ન દિશાના હોય છતાં અંગત સંબંધમાં મિત્રો તરીકે રહી શકાય એવું શીખે તેટલા માટે આ સ્થળે મેં ઉપલા પરિશ્રમોના સંબંધમાં મારા વિચારો નિખાલસ દીલે બતાવ્યા છે.

આ સ્થળે મારે 'આનંદઘન બહોતેરી' ના સંબંધમાં જરાક વિશેષ કહેવું છે. મુનિશ્રી બુદ્ધિસાગરજીએ બહોતેરીના શબ્દાર્થ અને ભાવાર્થ લખવાને બદલે જો માત્ર અંગ્રેજી કવિઓના કાવ્યોપર જેમ ટુંક નોંધો ( Notes ) લખાય છે તેમ લખ્યા હોત તો આનંદઘનજી મહારાજની બહોતેરી જે અધ્યાત્મરસથી રસબસે છે તે અખંડ રહેત. મેં સાંભળ્યું છે કે, ભાઈ મોતીચંદ ગી૦ કાપડયા, સૉલીસીટર બહોતેરીના અર્થ લખે છે. તેઓ કેવા આકારે અર્થ લખે છે તે હું જાણતો નથી; પણ જો તેઓ કોઈ પ્રકારના અર્થ ભરવાના પરિશ્રમમાં પડ્યા હોય તો તેઓને હું ભલામણ કરૂં છું કે, તેવા પરિશ્રમમાં ન પડતાં માત્ર ટુંક નોંધો (Notes) લખવાનું કરવું. જો અર્થ ભરવામાં આવશે તો તે અદ્‌ભુત કૃતિની ખાસ ખુબી (special beauty) જે અધ્યાત્મરસ છે તે ઢોળી નાંખવા જેવું થશે. છેવટે, એટલુંજ કહું છું કે, પાંચ વર્ષોમાં આનંદઘનજી મહારાજના સંબંધમાં જે કાંઈ લખાયું છે તેની અંદર આનંદઘનજી મહારાજનું સ્વત્વ (personality) જણાવનારૂં ખાસ નૂતન તત્ત્વ તો મને જોવામાં આવ્યું નથી.

માગશર શુદ ૨, ૧૯૭૦ ભ૦ ૨૦ મે૦

# દેવચંદ્ર.

## ૧. જન્મ, દીક્ષા આદિ સંબંધી વિગતોનો અભાવ.

ઉક્ત મહાત્મા ક્યાં, ક્યારે જન્મ્યા, માત પિતા કોણ હતા તથા દીક્ષા ક્યારે લીધી હતી, સમાધિસ્થ ક્યારે થયા, તે સંબંધી બીલકુલ વિગતો મળતી નથી. તેઓ અધ્યાત્મરસિક અને મહાન્ અદ્દ્ભુત જ્ઞાનશાળી હતા તે વિષે બીલકુલ સંદેહ નથી તેની ખાત્રી તેમની વિદ્યમાન કૃતિઓ છે કે જે દરેકનું સૂક્ષ્મ પરિશીલન કરવાથી તુરતજ જણાઈ આવે છે.

## ૨. ગચ્છ અને ગુરૂપરંપરા.

તેઓ ખરતરગચ્છને વિભુષિત કરતા હતા. તેમની ગુરૂપરંપરા નીચે પ્રમાણે છે.

કોટિક—ખરતરગચ્છ*જિનચંદ્રસુરિ.
|
પુણ્યપ્રધાનોપાધ્યાય
|
સુમતિસાગરોપાધ્યાય
|
સાધુરંગ
|
રાજસાગરવાચક
|
જ્ઞાનધર્મપાઠક
|
દીપચંદ્રપાઠક
|
દેવચંદ્રજી

## ૩ સમયનિર્ણય.

ક્યારે દીક્ષા લીધી, ક્યારે સમાધિસ્થ થયા વગેરે હકીકત હમણાં જે જે સાધનો ઉપલબ્ધ છે તેપરથી બીલકુલ મળી શકતી નથી જે મળે છે તે પરથી એટલુંજ કહી શકાય કે અમુક સમયમાં વિદ્યમાન હતા.

---

*ખરતગચ્છના ૬૧ મી પાટે આવેલા છઠ્ઠા કે ૬૫ મી પાટે આવેલા સાતમા જિનચંદ્ર તે તપાસવાનું રહેછે.

**આગમસારોદ્ધાર** નામનો ગ્રંથ તેમણે સં. ૧૭૭૬ ફાગણ શુદ ૩ ને મંગળવારે પૂરો કર્યો છે એમ તેમણે છેલ્લે પ્રશસ્તિ કરીને કથેલ છે. અને શ્રી **પદ્મવિજયજી**એ પોતાનો ગુરૂ શ્રી**ઉત્તમવિજય** નિર્વાણ સંબંધી લખેલા ઢાળબંધમાં એવું દર્શાવ્યું છે કે:—

**ભાવનગર** આદેશે રહ્યા, ભવિહિત કરે, મ્હારા લાલ.
તેડાવ્યા **દેવચંદ્રજી**ને હવે આદરે, મ્હારા લાલ.
વાંચે શ્રી **દેવચંદ્રજી** પાસે **ભગવતી**, મ્હારા લાલ.
**પન્નવણા અનુયોગદ્વાર** વળી શુભમતિ, મ્હારા લાલ.
સર્વ આગમની આજ્ઞા દીધી કરે **દેવચંદ્રજી**, મ્હારા લાલ.
જાણી યોગ્ય તથા ગુણ-ગણના વૃંદજી. મ્હારા લાલ.

આ પ્રસંગ શ્રી ઉત્તમવિજયજીએ સંવત્ ૧૭૯૧ ના વૈશાખ શુદ ૬ ને દિને લીધેલી દીક્ષા પછીનો છે, અને તે સવંત્ ૧૭૯૯ માં છે. શ્રી **ઉત્તમવિજયજી ભાવનગર** આવી દેવચંદ્રજીને બોલાવે છે, અને તેમની પાસે શ્રી **ભગવતી** સૂત્ર, **પન્નવણા** (પ્રજ્ઞાપના) સૂત્ર, **અનુયોગદ્વારસૂત્ર** પોતે ભણે છે. તે ભણી રહ્યા પછી શ્રી **દેવચંદ્રજી** ઉત્તમવિજયજીને યોગ્ય અને ગુણથી ભરપૂર જાણી સર્વ આગમની આજ્ઞા આપે છે.

આ ઉપરથી જણાય છે કે શ્રી દેવચંદ્રજી સંવત્ ૧૭૭૬થી તે સંવત્ ૧૭૯૯ સુધી વિદ્યમાન હતા.

## તેમની કૃતિઓ.

### ૧ સંસ્કૃત.

**નયચક્રસાર**—આ ગ્રંથ મલ્લવાદિસૂરિના નયચક્ર કે જેમાં સત્તાશી નયોનું વર્ણન છે. તે સામાન્ય પુરૂષને સમજી શકાય તેમ નથી, તેથી તેમાંથી ઉદ્દૃત કરીને લખેલ છે. આ ઉધ્ધૃત અથવા સારરૂપે નયના ગ્રંથમાંથી નયનું બહુ સારૂં સ્વરૂપ સમજી શકાય છે.

**જ્ઞાનસારપર જ્ઞાનમંજરી નામની ટીકા**—રચી સંવત્ ૧૭૯૬ કાર્તિક માસ શુદિ ૫ નવાનગર. મૂળ ગ્રંથ શ્રીમદ્ યશોવિજયજી કૃત અષ્ટક જૂદા જૂદા વિષયોનું સારભૂત રહસ્ય બતાવનાર છે, તે પર શ્રી દેવચંદ્રજીએ ટીકા લખી છે. આ પરથી જણાય છે કે શ્રીમદ્ યશોવિજયજી (તપાગચ્છ) ના ઉપર તેમનો બહુ પ્રેમભાવ હતો, કારણ કે તેજ ટીકા-

માં તેમના સંબંધે મહાન્ વિશેષણો આપેલ છે. આ અપ્રગટ છે તે પ્રગટ થવાની બહુ જરૂર છે.

૨ ગુજરાતી.

**આગમસારોદ્ધાર. (આગમસાર)**—રચ્યો સંવત ૧૭૭૬ ફાગણ શુદ ૩ ભોમવાર અને તે દુર્ગાદાસ માટે મોટા કોટામાં ચોમાસું રહીને કર્યો. અને શ્રીમદ્ ઉમાસ્વાતિકૃત તત્ત્વાર્થાધિગમ સૂત્રના અનુપમ સંક્ષિપ્ત સાર—ઉપસંહારરૂપે—સહાયરૂપે છે, અને તેમાં ઉત્તમ રીતે જૈન દર્શનનો સાર સ્પષ્ટતાપૂર્વક સમજી શકાય છે. આ ગ્રંથ ગદ્યાત્મક છે.

**મુનિની પંચભાવના**—શ્રુતભાવના, તપભાવના, એકતત્વભાવના, અને સત્ત્વભાવના એ પાંચ મુનિની ભાવના ઢાળ અને દુહારૂપે પદ્યમાં સુરમણીય રીતે રીતે પ્રતિપાદિત કરી છે. આ પણ ઉક્ત ગ્રંથમાં સામેલ છે. આ જેસલમેરમાં વર્ધમાન શેઠના આગ્રહથી બનાવેલ છે. અને બૃહત્કલ્પસૂત્રમાંથી યોજેલ છે.

**અધ્યાત્મગીતા**—આમાં અધ્યાત્મ શું છે, આત્માનું શું છે, આત્માનું શુદ્ધ સ્વરૂપ કંઇ રીતે પ્રાપ્ત કરી શકાય વગેરે ઉત્તમ રીતે વિવેચન કર્યું છે. આ ઉક્ત ગુકામાં અર્થ સાથે જોડેલ છે. આને લીંબડી ગામમાં રચેલ છે.

**અષ્ટપ્રવચન માતાની સજ્ઝાયો**—પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિ મળી આઠને સિદ્ધાંતની માતા કહેલ છે, અને તે દરેક મુનિએ શુદ્ધ રીતે પાલવાની છે, આનું સ્વરૂપ ઘણા ધાર્મિક અને રહસ્યભૂત વચનોમાં સજ્ઝાયોમાં સમાવેલું છે અર્થસહિત રા. મનસુખલાલ હરિલાલ કૃત ' નવપૂજાદિ સંગ્રહ'માં પ્રગટ થયેલ છે. આ નવાનગરમાં રચાયેલ છે.

**પ્રભંજનાની સજ્ઝાય**—આમાં પહેલાં રૂપક આપી વસુદેવ હુંડી નામના અતિ પ્રાચીન જૈન ગ્રંથને આધારે મુનિની ગુણભાવના ભાવી છે. રચના લીંબડીમાં કરી છે. આ પણ ઉક્ત ' નવપૂજાદિ સંગ્રહ'માં અર્થ વગરની પ્રકટ થયેલ છે.

**વર્તમાન ચોવીસી**—શ્રી ઋષભાદિ વર્તમાન ચોવીશ તીર્થંકરોમાંના દરેક ઉપર એક એક સ્તવન એમ ચોવીશ સ્તવન છે. આનો બાળાવબોધ

પણ શ્રીમદ્ દેવચંદ્રે સ્વોપજ્ઞ રચેલ છે એમ કહેવાય છે. આ સ્વર્ગસ્થ શેઠ ભીમશી માણેકે છપાવેલ છે, તેમાં નય, નિક્ષેપ આદિ અનેક સૂક્ષ્મ બાબતો દરેક સ્તવનમાં બતાવેલ છે, તેથી તત્ત્વના ગ્રાહક દરેક જૈને તે વાંચવાનીસાથે બહુ મનન કરવા યોગ્ય છે.

**અતીત જિન સ્તવન ચોવીશી:**—આ ચોવીશ સ્તવનો પણ તત્ત્વના રહસ્યથી પૂર્ણ છે. આને વિશેષ સ્પષ્ટતાથી મનન કરી શકાય. તેને માટે તેના અર્થ કરી રા. મનસુખલાલ હરિલાલે પોતાના 'સુમતિ પ્રકાશ' નામના હમણાંજ બહાર પાડવાના ગ્રંથમાં પ્રકટ કરેલ છે.

**વીશ વિહમાન જિન સ્તવન:**—શ્રી સીમંધર આદિ મહાવિદેહાદિ ક્ષેત્રમાં વિચરતા વીશજિન ભગવાનોપર વીશ સ્તવન કરેલ છે, આ પણ અર્થ સાથે ઉક્ત ગ્રંથમાં બહાર પડવાના છે.

**ધ્યાનમાળા:**—આમાં ધ્યાનનો વિષય તેના પ્રકાર સાથે સારી રીતે ચર્ચ્યો છે.

**સ્નાત્ર પૂજા:**—આ પૂજા પ્રચલિત છે, અને પ્રભુનું સ્નાત્ર કરવામાં જે ઉચ્ચભાવના પ્રકટ થવી જોઇએ તે દ્રવ્ય અને ભાવથી આમાં જણાવેલ છે.

**નવપદ પૂજા:**—આ પૂજા હમણાં જે સ્વરૂપમાં છે તેનું સૂક્ષ્મ નિરીક્ષણ કરતાં તેમાં ત્રણની કૃતિઓનું સંમિલન છે. ૧ શ્રીમદ્ યશોવિજયજી ૨. શ્રી જ્ઞાન વિમલસૂરિ ૩, શ્રી દેવચંદ્રજી પ્રથમના બે સમકાલીન હતા એ નિર્વિવાદ છે, શ્રી દેવચંદ્રજી તે વખતે હતા કે નહિ તે તેમનું ચરિત્ર યોગ્ય ઉપલબ્ધ થતું ન હોવાથી કહી શકાતું નથી.

**છુટક સ્તવન સજ્ઝાય**—ઘણાં હશે પણ હાલમાં ત્રણ ઉપલબ્ધ છે, ૧ શ્રી વીરપ્રભુનું દિવાલીનું સ્તવન તેમાં વીરવિરહ બહુ કરૂણાર્દ્ર રીતે વર્ણવેલ છે. ૨ 'સમકિત નવિ લહ્યુંરે'—એ સજ્ઝાય છે તેમાં પ્રથમ સમકિત અને પછી ક્રિયા એમ પ્રતિપાદન કરેલ છે. ૩ 'આજતો લાહો લીજીએ, કાલ કોણે રે દીઠી' એ નામની વૈરાગ્યોત્પાદક સજ્ઝાય છે.

આવી રીતે જે કૃતિઓ ઉપલબ્ધ થઈ શકી છે તે અહીં રેખારૂપે નોંધેલ છે, બીજું જો કંઇ હોય તો તે તુરત પ્રકટ થવાની જરૂર છે.

## ૫ કવિ અને જ્ઞાની.

ઉપરની દર્શાવેલી સર્વ કૃતિઓ વિચારતાં જે છાપ હૃદયને પડે છે, તે એ છે કે તેઓશ્રી શુદ્ધ અંતરાત્માના સ્વરૂપે હતા. જે જે વાણીરૂપે હૃદયને આવિર્ભાવ નીકળેલો જોઇએ છીએ, તે વિચારતાં સ્પષ્ટ જણાય છે કે તેઓશ્રી અદ્ભુત, વિર, અધ્યાત્મજ્ઞાની હતા. પોતાના સમયમાં ગચ્છભેદ, ગચ્છના ઝઘડા ઘણા હતા તે તેમના ચંદ્રાનન જિનના સ્તવનમાં આબેહુબ જણાવે છે, છતાં તે પર પોતાને કરૂણા આવતાં પોતાને શુદ્ધ સ્વરૂપના શોધકને કયો માર્ગ ઇષ્ટ છે તેના ઉત્તરમાં તટસ્થતા, અકષાયતા, શુદ્ધ આત્મધર્મમાં રમણતા એ માર્ગ સ્વીકાર્યો છે. જ્ઞાનની ઉત્તમ કોટિ તો દરેક સ્થલે જાજવલ્યમાનજ રહે છે. પોતાના સમયની સ્થિતિ અને પોતાની આંતિરિક ભાવસ્થિતિ તો તેમના કાવ્યના રહસ્યને ખોજનારને તુરતજ માલૂમ પડી આવે છે, અને તેપર લખવા ધારે તો ઘણું જણાવી શકે તેમ છે.

## ૬ તેમના ગુરૂ શ્રી દીપચંદ્ર.

ગુરૂ પ્રત્યે ચરિત્રનાયક બહુ પ્રેમ, ભક્તિ, બહુમાન, આજ્ઞાધારકતા રાખતા, અને તેમની સાથે રહી પોતે ઘણે સ્થળે વિહાર કરેલ છે, અને ગુરૂએ સંવત્ ૧૭૮૮ માં શત્રુંજય પર શ્રી કુંથુનાથ ભગવાનની પ્રતિષ્ઠા અને સમોવસરણની પ્રતિષ્ઠા કરી છે. તેમજ અમદાવાદમાં સહસ્રકૂટની પ્રતિષ્ઠા કરી છે. શ્રી દેવચંદ્રજીએ પોતે સંવત ૧૭૯૪ માં શત્રુંજયપર પ્રતિષ્ઠા કરી છે એવું શિલાલેખ પરથી જણાય છે.

## ૭ વિહાર.

શ્રી દેવચંદ્રજી પોતાના ગુરૂ શ્રી દીપચંદ્ર પાઠક સાથે શત્રુંજય, અમદાવાદ, ઘણે સ્થળે વિહાર કરેલ છે; તેમની કૃતિઓપરથી જણાય છે કે જેસલમીર, મોટા કોટા, અમદાવાદ, નવાનગર, પાલીતાણા, લીંબડી ભાવનગર વગેરે વગેરે સ્થળે ચોમાસાં તથા વિહાર કરેલ છે. તેમાં પણ લીંબડી એક શાંતિસ્થાન પોતાનું હોય નહિ તેમ ત્યાં ઘણા વખત સુધી રહી ચોમાસાં કરી શાંતિના ફલરૂપે પોતાની કૃતિઓ કરી છે. લીંબડીમાં

પોતાનો પુસ્તકભંડાર હતો એમ કહેવાય છે, તેથી ત્યાં ખોજ કરતાં તેમની કૃતિઓ અને તેમણે સંગ્રહેલ વિરલ પુસ્તકો મળી આવે તેમ છે.

## ૮ સમકાલીન જૈન વિદ્વાનો.

શ્રી સત્યવિજય પન્યાસના શિષ્ય પરંપરાના જિનવિજય, તેના શિષ્ય ઉત્તમવિજય ગણી, આ વખતે વિદ્યમાન હતા, એટલુંજ નહિ પણ ઉત્તમવિજય શ્રી દેવચંદ્રજી પાસે ભણ્યા હતા. નયવિજય ગણિ (અધ્યાત્મ કલ્પદ્રુમ ચોપાઇ રચનાર, ) પ્રખ્યાત કવિ ચંદરાસાના કર્તા મોહનવિજય, અને રાસાપ્રબંધકર્તા શ્રી ઉદયરત્ન પણ સમકાલીન હતા. આ દરેકની સાથે શ્રી દેવચંદ્રજીને સરખાવતાં તે તદ્દન ભિન્નજ પડે છે. કારણ કે જેવી જ્ઞાનની નિર્મલતા, અને અધ્યાત્મની રસિકતા દેવચંદ્રજીમાં ઝળકાટ મારે છે તેવી અન્યમાં નથી.

## ૯ ઉપસંહાર.

ઉપરોક્ત જેટલું મળી શક્યું તેટલું લખવાનો પ્રયત્ન કર્યો છે, તેથી શ્રીમદ્ દેવચંદ્રજીના આંતરિક જીવનને બીલકુલ ન્યાય આપી ન શકતાં બાહ્યથી જેટલું જાણી શકાય તેટલું અત્ર નાંખ્યું છે. દોષ, સ્ખલન આદિ સંબંધે મિચ્છામિદુક્કડ લઉંછું, તેમાં સુધારો કરનારનો તથા આ ચારિત્રમાં વિશેષ વધારો કરનારનો આ લેખક અંતઃકરણ પૂર્વક આભાર માનશે.

પ્રિન્સેસ સ્ટ્રીટ. વીર સં- ૨૪૩૭
વૈશાખ શુદિ પંચમી

ગુરૂચરણોપાસક
મોહનલાલ દલીચંદ દેશાઇ.
બી. એ. એલ્એલ્, બી,

# જૈન કાવ્યદોહન.

## ગ્રંથ ૧ લો.

## શ્રીમાન્ આનંદઘન.

શ્રીમાન્ આનંદઘનજી શ્રી શ્વેતામ્બર સંપ્રદાયને વિષે વિ૦ સં૦ ૧૭૦૦ ની સમીપમાં વિદ્યમાન હતા. તેઓ શ્રીનું અપર નામ લાભાનંદજી હતું. શ્રીમાન્ યશોવિજયજીના તેઓ શ્રી સમકાલિન હતા.

### સ્તવનાવલિ.

#### સ્તવના ૧ લી.—રાગ મારૂ.

કરમ પરીક્ષા કરણ કુમર ચલ્યો રે.—એ દેશી.

ઋષભ જિનેશ્વર પ્રીતમ મહારો રે, ઓર ન ચાહું કંથ;
રીઝ્યો સાહેબ સંગ ન પરિહરે રે, ભાંગે સાદિ અનંત. ઋષભ૦ ૧.
પ્રીત સગાઇ રે જગમાં સહુ કરે રે, પ્રીત સગાઇ ન કોય;
પ્રીત સગાઇ રે નિરૂપાધિક કહી રે, સોપાધિક ધન ખોય. ઋષભ૦ ૨.
કોઇ કંથ કારણ કાષ્ટ ભક્ષણ કરે રે, મલશું કંથને ધાય;
એ મેલો નવિ કહિયે સંભવે રે, મેલો ઠામ ન ઠાય. ઋષભ૦ ૩.
કોઇ પતિ રંજન અતિ ઘણું તપ કરે રે, પતિ રંજન તન તાપ;
એ પતિ રંજનમેં નવિ ચિત્ત ધર્યું રે, રંજન ધાતુ મિલાપ. ઋષભ૦ ૪.
કોઇ કહે લીલા રે અલખ લલખતણી રે, લખ પૂરે મન આશ.
દોષ રહિતને લીલા નવિ ઘટે રે, લીલા દોષ વિલાસ. ઋષભ૦ ૫.
ચિત્ત પ્રસન્ને રે પૂજન ફલ કહ્યું રે, પૂજા અખંડિત એહ;
કપટ રહિત થઇ આતમ અરપણા રે, આનંદઘન પદ રેહ. ઋષભ૦ ૬

## સ્તવના ૨ જી.—રાગ આશાવરી.

મારૂં મન મોહ્યું રે શ્રી વિમલાચલે રે—એ દેશી.

પંથડો નિહાળું રે બીજા જિનતણો રે, અજિત અજિત ગુણધામ;
જે તેં જીત્યા રે તેણે હું જીતિયો રે, પુરૂષ કિશ્યું મુજ નામ. પંથડો૦ ૧.
ચરમ નયણ કરી મારગ જોવતો રે, ભુલો સયલ સંસાર;
જેણે નયણે કરી મારગ જોઇએ રે, નયણ તે દિવ્ય વિચાર. પંથડો૦ ૨.
પુરૂષ પરંપર અનુભવ જોવતાં રે, અંધો અંધ પુલાય;
વસ્તુ વિચારે રે જો આગમે કરી રે, ચરણ ધરણ નહીં ઠાય. પંથડો૦ ૩.
તર્ક વિચારે રે વાદ પરંપરા રે, પાર ન પહોંચે કોય;
અભિમતે વસ્તુ વસ્તુગતે કહે રે, તે વિરલા જગ જોય. પંથડો૦ ૪.
વસ્તુ વિચારે રે દિવ્ય નયણ તણો રે, વિરહ પડ્યો નિરધાર;
તરતમ જોગે રે તરતમ વાસના રે, વાસિત બોધ આધાર. પંથડો૦ ૫.
કાલ લબ્ધિ લહી પંથ નિહાલશું રે, એ આશા અવિલંબ;
એ જન જીવે રે જિનજી જાણજો રે, આનંદઘન મત અંબ. પંથડો૦ ૬.

## સ્તવના ૩ જી.—રાગ રામગ્રી.

રાતડી રમીને કિહાંથી આવિયા રે.—એ દેશી.

સંભવદેવ તે ધુર સેવો સવે રે, લહિ પ્રભુ સેવન ભેદ;
સેવન કારણ પહેલી ભૂમિકા રે, અભય અદ્વેષ અખેદ. સંભવ૦ ૧.
ભય ચંચલતા હો જે પરિણામની રે, દ્વેષ અરોચક ભાવ;
ખેદ પ્રવૃત્તિ હો કરતાં થાકિયે રે, દોષ અબોધ લખાવ. સંભવ૦ ૨.
ચરમાવર્ત્ત હો ચરમ કરણ તથા રે, ભવ પરિણતિ પરિપાક;
દોષ ટલે વલી દૃષ્ટિ ખુલે ભલી રે, પ્રાપ્તિ પ્રવચન વાક. સંભવ૦ ૩.
પરિચય પાતિક ઘાતિક સાધુશું રે, અકુશલ અપચય ચેત;
ગ્રંથ અધ્યાતમ શ્રવણ મનન કરી રે, પરિશીલન નય હેત. સંભવ૦ ૪.
કારણ જોગે હો કારજ નીપજે રે, એમાં કોઇ ન વાદ;
પણ કારણ વિણ કારજ સાધિયે રે, એ નિજ મત ઉનમાદ. સંભવ૦ ૫.
મુગ્ધ સુગમ કરી સેવન આદરે રે, સેવન અગમ અનૂપ;
દેજો કદાચિત સેવક યાચના રે, આનંદઘન રસ રૂપ. સંભવ૦ ૬.

## સ્તવના ૪ થી.—રાગ ધન્યાશ્રી, સિંધુઓ.

આજ નિહેજો રે દીસે નાહલો.—એ દેશી.

અભિનંદન જિન દરિસણ તરસિયે દરિસણ દુર્લભ દેવ;
મત મત ભેદે રે જો જઇ પૂછીએ, સહુ થાપે અહમેવ. અભિનંદન૦ ૧.
સામાન્યે કરી દરિસણ દોહલું, નિર્ણય સકલ વિશેષ;
મદમેં ઘેર્યો રે આંધો કેમ કરે, રવિશશિ રૂપ વિલેખ. અભિનંદન૦ ૨.
હેતુ વિવાદે હો ચિત્ત ધરી જોઇએ, અતિ દુર્ગમ નયવાદ;
આગમવાદે હો ગુરૂગમ કો નહીં, એ સબલો વિપવાદ. અભિનંદન૦ ૩.
ઘાતિ ડુંગર આડા અતિ ઘણા, તુજ દરિસણ જગનાથ;
ધીઠાઇ કરી મારગ સંચરૂં, સેંગૂ કોઇ ન સાથ. અભિનંદન૦ ૪.
દરિસણ દરિસણ રટતો જો ફરૂં, તો રણ રોઝ સમાન;
જેહને પીપાસા હો અમૃત પાનની, કિમ ભાંજે વિપપાન. અભિનંદન૦ ૫.
તરસ ન આવે હો મરણ જીવન તણો, સીઝે જો દરિસણ કાજ;
દરિસણ દુર્લભ સુલભ કૃપા થકી, આનંદઘન મહારાજ. અભિનંદન૦ ૬.

## સ્તવના ૫ મી.—રાગ વસંત તથા કેદારો.

સુમતિ ચરણ કજ આતમ અરપણા, દરપણ જિમ અવિકાર; સુગ્યાની.
મતિ તરપણ બહુ સમ્મત જાણિયે, પરિસર પણ સુવિચાર; સુગ્યાની. સુમતિ૦ ૧.
ત્રિવિધ સકલ તનુધર ગત આતમા, બહિરાતમ ધુરી ભેદ; સુગ્યાની.
બીજો અંતર આતમ તીસરો, પરમાતમ અવિચ્છેદ; સુગ્યાની. સુમતિ૦ ૨.
આતમ બુદ્ધે કાયાદિક ગ્રહ્યો, બહિરાતમ અઘરૂપ; સુગ્યાની.
કાયાદિકનો હો સાખીધર રહ્યો, અંતર આતમ રૂપ; સુગ્યાની. સુમતિ૦ ૩.
જ્ઞાનાનંદે હો પૂરણ પાવનો, વર્જિત સકલ ઉપાધિ; સુગ્યાની.
અતીંદ્રિય ગુણ ગણ મણિ આગરૂ, એમ પરમાતમ સાધ; સુગ્યાની. સુમતિ૦ ૪.
બહિરાતમ તજી અંતર આતમા; રૂપ થઇ થિર ભાવ; સુગ્યાની.
પરમાતમનું હો આતમ ભાવવું, આતમ અર્પણ દાવ; સુગ્યાની. સુમતિ૦ ૫.
આતમ અર્પણ વસ્તુ વિચારતાં, ભરમ ટળે મતિ દોપ; સુગ્યાની.
પરમ પદારથ સંપતિ સંપજે, આનંદઘન રસ પોપ; સુગ્યાની. સુમતિ૦ ૬.

## સ્તવના ૬ ઠ્ઠી.—રાગ મારૂ તથા સિંધુઓ.

ચાંદલિયા સંદેશો કહેજે મારા કંથને રે.—એ દેશી.

પદ્મપ્રભ જિન તુજ મુજ આંતરૂં રે, કિમ ભાંજે ભગવંત;
કર્મ વિપાકે કારણ જોઇને રે, કોઇ કહે મતિમંદ. પદ્મપ્રભ૦ ૧.
પયઇ, ઠિઇ, અણુભાગ, પ્રદેશથી રે, મૂલ, ઉત્તર બહુ ભેદ;
ઘાતી, અઘાતી હો બંધૂદય, ઉદીરણા રે, સત્તા, કર્મ વિચ્છેદ. પદ્મપ્રભ૦ ૨.
કનકોપલવત્ પયડિ પુરૂષ તણી રે, જોડી અનાદિ સ્વભાવ;
અન્ય સંજોગી. જિહાં લગે આતમા રે, સંસારી કહેવાય. પદ્મપ્રભ૦ ૩.
કારણ જોગે હો બંધે બંધને રે, કારણ મુગતિ મૂકાય;
આશ્રવ સંવર નામ અનુક્રમે રે, હેય ઉપાદેય સુણાય. પદ્મપ્રભ૦ ૪.
યુંજનકરણે હો અંતર તુઝ પડ્યો રે, ગુણ કરણે કરી ભંગ;
ગ્રંથ ઉકતે કરી પંડિતજન કહ્યો રે, અંતર ભંગ સુઅંગ. પદ્મપ્રભ૦ ૫.
તુજ મુઝ અંતર અંતર ભાંજશે રે, વાજશે મંગલ તૂર;
જીવ સરોવર અતિશય વાધશે રે, આનંદઘન રસપૂર. પદ્મપ્રભ૦ ૬.

## સ્તવના ૭ મી.—રાગ સારંગ તથા મલ્હાર.

લલનાની દેશી.

શ્રી સુપાસ જિન વંદિયે, સુખ સંપતિને હેતુ; લલના.
શાંત સુધારસ જલનિધિ, ભવસાગર માંહિ સેતુ; લલના. શ્રી સુપાસ૦ ૧.
સાત મહા ભય ટાલતો, સપ્તમ જિનવર દેવ; લલના.
સાવધાન મનસા કરી, ધારો જિનપદ સેવ; લલના. શ્રી સુપાસ૦ ૨.
શિવશંકર જગદીશ્વરૂ, ચિદાનંદ ભગવાન; લલના.
જિન અરિહા તીર્થંકરૂ, જ્યોતિ સરૂપ અસમાન; લલના. શ્રી સુપાસ૦ ૩.
અલખ નિરંજન વચ્છલૂ, સકલ જંતુ વિશરામ; લલના.
અભયદાન દાતા સદા, પૂરણ આતમરામ; લલના. શ્રી સુપાસ૦ ૪.
વીત રાગમદ કલ્પના, રતિ અરતિ ભય સોગ, લલના.
નિદ્રા તંદ્રા દુરદશા, રહિત અબાધિત યોગ; લલના. શ્રી સુપાસ૦ ૫.
પરમ પુરૂષ પરમાતમા, પરમેશ્વર પરધાન; લલના.
પરમ પદારથ પરમિષ્ટિ, પરમદેવ પરમાન; લલના. શ્રી સુપાસ૦ ૬.

વિધિ વિરંચિ વિશ્વંભર, ઋષિકેશ જગનાથ; લલના.
અઘહર અઘમોચન ધણી, મુક્તિ પરમપદ સાથ; લલના. શ્રી સુપાસ૦ ૭.
એમ અનેક અભિધા ધરે, અનુભવ ગમ્ય વિચાર; લલના.
જેહ જાણે તેહને કરે, આનંદઘન અવતાર; લલના. શ્રી સુપાસ૦ ૮.

## સ્તવના ૮ મી.—રાગ કેદારો તથા ગોડી.

કુમરી રોવે આક્રંદ કરે, મુને કોઇ મુકાવે.—દેશી.

દેખણને દે રે, સખિ૦ મુને દેખણ દે,
ચંદ્રપ્રભ મુખ ચંદ, સખિ૦ ઉપશમ રસનો કંદ; સખિ૦
સેવે સુરનર ઇંદ્ર, સખિ૦ ગત કલિમલ દુઃખ દંદ. સખિ૦ ૧.
સુહમ, નિગોદ, ન દેખિયો, સખિ૦ બાદર, અતિહિ વિશેષ; સખિ૦
પુઢવી, આઉ, ન લેખિયો, સખિ૦ તેઉ, વાઉ, ન લેશ. સખિ૦ ૨.
વનસપતિ અતિ ઘણ દિહા, સખિ૦ દીઠો નહીં દીદાર; સખિ૦
બિતિ, ચઉરિંદી, જલ લિહા, સખિ૦ ગતિ સન્નિ પણ ધાર. સખિ૦ ૩.
સુર, તિરિ, નિરય, નિવાસમાં, સખિ૦ મનુજ, અનારજ, સાથ; સખિ૦
અપજ્જતા પ્રતિભાસમાં, સખિ૦ ચતુર ન ચઢિયો હાથ. સખિ૦ ૪.
એમ અનેક થલ જાણિયે, સખિ૦ દરિસણ વિણ જિન દેવ; સખિ૦
આગમથી મત જાણિયે, સખિ૦ કીજે નિર્મલ સેવ. સખિ૦ ૫.
નિર્મલ સાધુ ભગતિ લહી, સખિ૦ યોગ અવંચક હોય; સખિ૦
કિરિયા અવંચક તિમ સહી, સખિ૦ ફલ અવંચક જોય. સખિ૦ ૬.
પ્રેરક અવસર જિનવરૂ, સખિ૦ મોહનીય ક્ષય જાય; સખિ૦
કામિત પૂરણ સુરતરૂ, સખિ૦ આનંદઘન પ્રભુ પાય. સખિ૦ ૭.

## સ્તવના ૯ મી.—રાગ કેદારો.

એમ ધન્નો ધણને પરચાવે.—એ દેશી.

સુવિધિ જિણેસર પાય નમિને, શુભ કરણી એમ કીજે રે;
અતિ ઘણો ઉલટ અંગ ધરીને, પ્રહ ઉઠી પૂજીજે રે. સુવિધિ૦ ૧.
દ્રવ્યભાવ શુચિભાવ ધરીને, હરખે દેહરે જઇયે રે;
દહ તિગ પણ અહિગમ સાચવતાં, એકમના ધુરિ થઇયે રે. સુવિધિ૦ ૨.
કુસુમ અક્ષત વર વાસ સુગંધા, ધૂપ દીપ મન સાખી રે;
અંગ પૂજા પણ ભેદ સુણી એમ, ગુરૂ મુખ આગમ ભાખી રે. સુવિધિ૦ ૩.

એહનું ફલ દોય ભેદ સુણીજે, અનંતર ને પરંપર રે;
આણા પાલણ ચિત્ત પ્રસન્ની, મુગતિ સુગતિ સુર મંદિર રે. સુવિધિ૦ ૪.
ફુલ, અક્ષત, વર, ધૂપ, પઇવો, ગંધ નૈવેદ્ય ફલજલ ભરી રે;
અંગ અગ્ર પૂજા મળી અડવિધ, ભાવે ભવિક શુભગતિ વરી રે. સુવિધિ૦ ૫.
સત્તર ભેદ એકવીસ પ્રકારે, અઠોત્તર શત ભેદે રે;
ભાવ પૂજા બહુ વિધ નિરધારિ, દોહગ દુર્ગતિ છેદે રે. સુવિધિ૦ ૬.
તુરિય ભેદ પડિવત્તી પૂજા, ઉપશમ ખીણ સયોગી રે;
ચઉહા પૂજા ઇમ ઉત્તરઝયણે, ભાખી કેવલ ભોગી રે. સુવિધિ૦ ૭.
એમ પૂજા બહુ ભેદ સુણીને, સુખદાયક શુભ કરણી રે;
ભવિક જીવ કરશે તે લહેશે, આનંદઘન પદ ધરણી રે. સુવિધિ૦ ૮.

## સ્તવના ૧૦ મી.

મંગલિક માલા ગુણહ વિશાલા.—એ દેશી.

શીતલ જિનપતિ લલિત ત્રીભંગી, વિવિધ ભંગી મન મોહે રે;
કરૂણા કોમલતા તીક્ષણતા, ઉદાસીનતા સોહે રે. શીતલ૦ ૧.
સર્વ જંતુ હિત કરણી કરૂણા, કર્મ વિદારણ તીક્ષણ રે;
હાનાદાન રહિત પરિણામી, ઉદાસીનતા બીક્ષણ રે. શીતલ૦ ૨.
પરદુઃખ છેદન ઇચ્છા કરૂણા, તીક્ષણ પરદુઃખ રીઝે રે;
ઉદાસીનતા ઉભય વિલક્ષણ, એક ઠામે કેમ સીઝે રે. શીતલ૦ ૩.
અભયદાન તે મલક્ષય કરૂણા, તિક્ષણતા ગુણ ભાવે રે;
પ્રેરણ વિણકૃત ઉદાસીનતા, ઇમ વિરોધ મતિ નાવે રે. શીતલ૦ ૪.
શક્તિ વ્યક્તિ ત્રિભુવન પ્રભુતા, નિર્ગ્રંથતા સંયોગે રે;
યોગી ભોગી વકતા મૌની, અનુપયોગી ઉપયોગે રે. શીતલ૦ ૫.
ઇત્યાદિક બહુ ભંગ ત્રિભંગી, ચમતકાર ચિત્ત દેતી રે;
અચરિજકારી ચિત્ર વિચિત્રા, આનંદઘન પદ લેતી રે. શીતલ૦ ૬.

## સ્તવના ૧૧ મી.—રાગ ગોડી.

આઘો મતવાલે સાજના.—એ દેશી

શ્રી શ્રેયાંસ જિન અંતરજામી, આતમરામી નામી રે;
અધ્યાતમ મત પૂરણ પામી, સહજ મુગતિ ગતિ ગામી રે. શ્રી શ્રેયાંસ૦ ૧.

સયલ સંસારી ઇંદ્રયરામી, મુનિ ગુણ આતમરામી રે;
મુખ્યપણે જે આતમરામી, તે કેવળ નિઃકામી રે. શ્રી શ્રેયાંસ૦ ૨.
નિજ સ્વરૂપ જે કિરિયા સાધે, તેહ અધ્યાતમ લહિયે રે;
જે કિરિયા કરી ચઉગતિ સાધે, તે ન અધ્યાતમ કહિયે રે. શ્રી શ્રેયાંસ૦ ૩.
નામઅધ્યાતમ, ઠવણઅધ્યાતમ, દ્રવ્યઅધ્યાતમ છંડો રે;
ભાવઅધ્યાતમ નિજગુણ સાધે, તો તેહશું રઢ મંડો રે. શ્રી શ્રેયાંસ૦ ૪.
શબ્દ અધ્યાતમ અરથ સુણીને, નિર્વિકલ્પ આદરજો રે;
શબ્દઅધ્યાતમ ભજના જાણી, હાન ગ્રહણ મતી ધરજો રે. શ્રી શ્રેયાંસ૦ ૫.
અધ્યાતમ જે વસ્તુ વિચારી, બીજા જાણ લબાસી રે;
વસ્તુગતે જે વસ્તુ પ્રકાશે, આનંદઘન મતવાસી રે. શ્રી શ્રેયાંસ૦ ૬.

## સ્તવના ૧૨ મી.—રાગ ગોડી તથા પરજિયો.

તુંગિયાગિરિ શિખર સોહે.—એ દેશી.

વાસુપૂજ્ય જિન ત્રિભુવન સ્વામી, ઘનનામી પરનામી રે;
નિરાકાર સાકાર સચેતન, કરમ કરમ ફલ કામી રે. વાસુપૂજ્ય૦ ૧.
નિરાકાર અભેદ સંગ્રાહક, ભેદ ગ્રાહક સાકારો રે;
દર્શન જ્ઞાન દુભેદ ચેતના, વસ્તુ ગ્રહણ વ્યાપારો રે. વાસુપૂજ્ય૦ ૨.
કર્ત્તા પરિણામી પરિણામો, કર્મ જે જીવે કરિયે રે;
એક અનેક રૂપ નય વાદે, નિયતે નર અનુસરિયે રે. વાસુપૂજ્ય૦ ૩.
દુઃખ સુખ રૂપ કરમ ફલ જાણો, નિશ્ચય એક આનંદો રે;
ચેતનતા પરિણામ ન ચુકે, ચેતન કહે જિન ચંદો રે. વાસુપૂજ્ય૦ ૪.
પરિણામી ચેતન પરિણામો, જ્ઞાન કરમ ફલ ભાવી રે;
જ્ઞાન કરમ ફલ ચેતન કહિયે, લેજો તેહ મનાવી રે. વાસુપૂજ્ય૦ ૫.
આતમજ્ઞાની શ્રમણ કહાવે, બીજા તો દ્રવ્યલિંગી રે;
વસ્તુગતે જે વસ્તુ પ્રકાશે, આનંદઘન મતિ સંગી રે. વાસુપૂજ્ય૦ ૬.

## સ્તવના ૧૩ મી.—રાગ મલ્હાર.

ઇડર આંબા આંબલી રે.—એ દેશી.

દુઃખ દોહગ દુરે ટલ્યાં રે, સુખ સંપદ શું ભેટ;
ધીંગ ધણી માથે કિયા રે, કુણ ગંજે નર ખેટ.

*વિમલ જિન, દીઠાં લોયણ આજ, મ્હારાં સિધ્યાં વંછિત કાજ;*
વિમલ જિન, દીઠાં લોયણ આજ, મ્હારાં સિધ્યાં વંછિત કાજ. ૧.
ચરણ કમલ કમલા વસે રે, નિર્મલ થિર પદ દેખ;
સમલ અથિર પદ પરિહરી રે, પંકજ પામર પેખ;
વિમલ જિન, દીઠાં લોયણ આજ, મ્હારાં સિધ્યાં વંછિત કાજ. ૨.
મુઝ મન તુઝ પદ પંકજે રે, લીનો ગુણ મકરંદ;
રંક ગણે મંદિર ધરા રે, ઈંદ ચંદ નાગિંદ;
વિમલ જિન, દીઠાં લોયણ આજ, મ્હારાં સિધ્યાં વંચિત કાજ. ૩.
સાહિબ સમરથ તું ધણી રે, પામ્યો પરમ ઉદાર;
મન વિશરામી વાલહો રે, આતમચો આધાર;
વિલમ જિન, દીઠાં લોયણ આજ, મ્હારાં સિધ્યાં વંછિત કાજ. ૪.
દરિસણ દીઠે જિનતણું રે, સંશય ન રહે વેધ;
દિનકર કરભર પસરંતા રે, અંધકાર પ્રતિષેધ;
વિલમ જિન, દીઠાં લોયણ આજ, મ્હારાં સિધ્યાં વંછિત કાજ. ૫.
અમિય ભરી મૂરતિ રચી રે, ઉપમ ન ઘટે કોય;
શાંત સુધારસ ઝીલતી રે, નિરખત તૃપ્તિ ન હોય;
વિમલ જિન, દીઠાં લોયણ આજ, મ્હારાં સિધ્યાં વંછિત કાજ. ૬.
એક અરજ સેવક તણી રે, અવધારો જિનદેવ;
કૃપા કરી મુઝ દીજીએ રે, આનંદઘન પદ સેવ;
વિમલ જિન, દીઠાં લોયણ આજ, મ્હારાં સિધ્યાં વંછિત કાજ. ૭.

## સ્તવના ૧૪ મી.

ધાર તરવારની સોહલી દોહલી, ચઉદમા જિનતણી ચરણ સેવા;
ધારપર નાચતાં દેખ બાજીગરા, સેવના ધારપર રહે ન દેવા. ધાર૦ ૧.
એ આંકણી.
એક કહે સેવિયે વિવિધ કિરિયા કરી, ફલ અનેકાંત લોચન ન દેખે;
ફલ અનેકાંત કિરિયા કરી બાપડા, રડવડે ચાર ગતિ માંહે લેખે. ધાર૦ ૨.
ગચ્છના ભેદ બહુ નયણ નીહાલતાં, તત્ત્વની વાત કરતાં ન લાજે;
ઉદર ભરણાદિ નિજ કાજ કરતાં થકાં, મોહ નડિયા કલિકાલ રાજે. ધાર૦ ૩.
વચન નિરપેક્ષ વ્યવહાર જૂઠો કહ્યો, વચન સાપેક્ષ વ્યવહાર સાચો;

વચન નિરપેક્ષ વ્યવહાર સંસાર ફલ, સાંભળી આદરી કાંઈ રાચો. ધાર૦ ૪.
દેવ ગુરૂ ધર્મની શુદ્ધિ કહો કેમ રહે, કેમ રહે શુદ્ધ શ્રદ્ધા ન આણો;
શુદ્ધ શ્રદ્ધાન વિણુ સર્વ કિરિયા કરી, છાર પર લીપણું તેહ જાણો. ધાર૦ ૫.
પાપ નહીં કોઇ ઉત્સૂત્ર ભાષણ જિસ્યો, ધર્મ નહીં કોઈ જગ સૂત્ર સરિખો;
સૂત્ર અનુસાર જે ભવિક કિરિયા કરે, તેહનું શુદ્ધ ચારિત્ર પરિખો. ધાર૦ ૬.
એહ ઉપદેશનો સાર સંક્ષેપથી. જે નરા ચિત્તમેં નિત્ય ધ્યાવે;
તે નરા દિવ્ય બહુ કાલ સુખ અનુભવી, નિત્ય આનંદઘન રાજ પાવે. ધાર૦ ૭.

## સ્તવના ૧૫ મી. રાગ ગોડી સારંગ.

દેશી રશીઆની.

ધર્મજિનેશ્વર ગાઉં રંગશું, ભંગ મ પડશો હો પ્રીત: જિનેશ્વર.
બીજો મન મંદિર આણું નહીં, એ અમ કુલવટ રીત: જિનેશ્વર. ધર્મ૦ ૧.
ધરમ ધરમ કરતો જગ સહુ ફિરે, ધરમ ન જાણે હો મર્મ: જિનેશ્વર.
ધરમ જિનેસર ચરણ ગ્રહ્યા પછી, કોઈ ન બાંધે હો કર્મ: જિનેશ્વર. ધર્મ૦ ૨.
પ્રવચન અંજન જો સદ્ગુરૂ કરે, દેખે પરમ નિધાન: જિનેશ્વર.
હૃદય નયન નિહાલે જગ ધણી, મહિમા મેરૂ સમાન; જિનેશ્વર. ધર્મ૦ ૩.
દોડત દોડત દોડત દોડિયો, જેતી મનની રે દોડ: જિનેશ્વર.
પ્રેમ પ્રતીત વિચારો ઢુંકડી, ગુરૂગમ લેજો રે જોડ; જિનેશ્વર. ધર્મ૦ ૪.
એક પખી કેમ પ્રીતિ વરે પડે, ઉભય મિલ્યા હુએ સંધિ: જિનેશ્વર.
હું રાગી હું મોહે ફંદિયો, તું નીરાગી નિરબંધ: જિનેશ્વર. ધર્મ૦ ૫
પરમ નિધાન પ્રગટ મુખ આગલે, જગત ઉલંઘી હો જાય: જિનેશ્વર.
જ્યોતિ વિના જુઓ જગદીશની, અંધો અંધ પુલાય: જિનેશ્વર. ધર્મ૦ ૬.
નિર્મલ ગુણ મણિ રોહણ ભૂધરા મુનિજન માનસ હંસ: જિનેશ્વર.
ધન્ય તે નગરી ધન્ય વેલા ઘડી, માતા પિતા કુલ વંશ: જિનેશ્વર. ધર્મ૦ ૭.
મન મધુકર વર કર જોડી કહે, પદકજ નિકટ નિવાસ; જિનેશ્વર.
ધનનામી આનંદઘન સાંભલો, એ સેવક અરદાસ: જિનેશ્વર. ધર્મ૦ ૮.

## સ્તવના ૧૬ મી.—રાગ મલ્હાર.

ચતુર ચોમાસું પડિક્કમી.—એ દેશી.

શાંતિ જિન એક મુજ વિનંતિ, સુણો ત્રિભુવન રાય રે;
શાંતિ સરૂપ કિમ જાણિયે, કહો મન કિમ પરખાય રે. શાંતિ૦ ૧.

ધન્ય તું આતમા જેહને, એહવો પ્રશ્ન અવકાશ રે:
ધીરજ મન ધરી સાંભળો, કહું શાંતિ પ્રતિભાસ રે. શાંતિ૦ ૨.
ભાવ અવિશુદ્ધ સુવિશુદ્ધ જે, કહ્યા જિનવર દેવ રે;
તે તેમ અવિતથ સદ્દહે, પ્રથમ એ શાંતિપદ સેવ રે; શાંતિ૦ ૩.
આગમધર ગુરૂ સમકિતી, કિરિયા સંવર સાર રે:
સંપ્રદાયી અવંચક સદા, શુચિ અનુભવાધાર રે. શાંતિ૦ ૪.
શુદ્ધ આલંબન આદરે, તજી અવર જંજાલ રે:
તામસી વૃત્તિ સવિ પરિહરિ, ભજે સાત્વિકી શાલ રે. શાંતિ૦ ૫.
ફલ વિસંવાદ જેહમાં નહીં, શબ્દ તે અર્થ સંબંધિ રે:
સકલ નય વાદ વ્યાપી રહ્યો, તે શિવ સાધન સંધિ રે. શાંતિ૦ ૬.
વિધિ પ્રતિષેધ કરિ આતમા, પદારથ અવિરોધ રે:
ગ્રહણ વિધિ મહાજને પરિગ્રહ્યો, ઇસ્યો આગમે બોધ રે. શાંતિ૦ ૭.
દુષ્ટ જન સંગતિ પરિહરી, ભજે સુગુરૂ સંતાન રે;
જોગ સામર્થ્ય ચિત્ત ભાવજે, ધરે મુગતિ નિદાન રે. શાંતિ૦ ૮.
માન અપમાન ચિત્ત સમગણે, સમગણે કનક પાષાણ રે:
વંદક નિંદક સમ ગણે, ઇસ્યો હોય તું જાણ રે; શાંતિ૦ ૯.
સર્વ જગજંતુને સમ ગણે, સમગણે તૃણ મણિ ભાવ રે:
મુક્તિ સંસાર બેઉ સમ ગણે, મુણે ભવજલ નિધિ નાવ રે. શાંતિ૦ ૧૦.
આપણો આતમભાવ જે, એક ચેતના ધાર રે:
અવર સવિ સાથ સંયોગથી, એહ નિજ પરિકર સાર રે. શાંતિ૦ ૧૧.
પ્રભુ મુખથી એમ સાંભલી, કહે આતમરામ રે;
તાહરે દરિશણે નિસ્તર્યો. મુજ સીધ્યાં સવિ કામ રે. શાંતિ૦ ૧૨.
અહો અહો હું મુઝને કહું, નમો મુઝ નમો મુઝ રે;
અમિત ફલ દાન દાતારની, જેહની ભેટ થઇ તુઝ રે. શાંતિ૦ ૧૩.
શાંતિ સરૂપ સંક્ષેપથી, કહ્યો નિજ પર રૂપ રે:
આગમમાંહે વિસ્તર ઘણો, કહ્યો શાંતિ જિન ભુપ રે. શાંતિ૦ ૧૪.
શાંતિ સરૂપ એમ ભાવશે, ધરી શુદ્ધ પ્રણિધાન રે:
આનંદઘન પદ પામશે, તે લહેશે બહુ માન રે. શાંતિ૦ ૧૫.

## સ્તવના ૧૭ મી.—રાગ ગુર્જરી.

અંબર દેહો મોરારી હમારો.—એ દેશી.

કુંથુજિન મનડું કિમહી ન બાજે હો, કુંથુજિન૦
જિમ જિમ જતન કરીને રાખું, તિમ તિમ અલગું ભાજે હો. કુંથુ૦ ૧.
રજની, વાસર, વસતી, ઉજડ, ગયણ, પાયાલે જાય,
સાપ ખાય ને મુખડું થોથું, એહ ઉખાણો ન્યાય હો. કુંથુ૦ ૨.
મુગતિ તણા અભિલાષી તપિયા, જ્ઞાન ને ધ્યાન અભ્યાસે;
વયરીડું કાંઇ એહવું ચિંતે, નાખે અવલે પાસે હો. કુંથુ૦ ૩.
આગમ આગમધરને હાથે, નાવે કિણવિધ આંકુ;
કિહાં કણે જો હઠ કરી હટકું, તો વ્યાલતણી પરે વાંકું હો. કુંથુ૦ ૪.
જો ઠગ કહું તો ઠગતો ન દેખું, શાહુકાર પણ નાંહી;
સર્વ માંહે ને સહુથી અલગું, એ અચરિજ મન માંહી હો. કુંથુ૦ ૫.
જે જે કહું તે કાન ન ધારે, આપ મતે રહે કાલો;
સુર નર પંડિતજન સમજાવે; સમજે ન માહરો સાલો હો. કુંથુ૦ ૬.
મેં જાણ્યું એ લિંગ નપુંસક, સકલ મરદને ઠેલે;
બીજી વાતે સમરથ છે નર, એહને કોઇ ન જેલે હો. કુંથુ૦ ૭.
મન સાધ્યું તેણે સઘલું સાધ્યું, એહ વાત નહીં ખોટી;
એમ કહે સાધ્યું તે નવિ માનું, એ કહિ વાત છે મોટી હો. કુંથુ૦ ૮.
મનડું દુરારાધ્ય તેં વશ આણ્યું, તે આગમથી મતિ આણું;
આનંદઘન પ્રભુ માહરું આણો, તો સાચું કરી જાણું હો. કુંથુ૦ ૯.

## સ્તવના ૧૮ મી.—રાગ પરજ.

ઋષભનો વંશ રયણાયર. એ દેશી.

ધરમ પરમ અરનાથનો, કેમ જાણું ભગવંત રે;
સ્વપર સમય સમજાવિયે, મહિમાવંત મહંત રે. (આંકણી.) ધરમ૦ ૧.
શુદ્ધાતમ અનુભવ સદા, સ્વસમય એહ વિલાસ રે;
પરબડી છાંહડી જેહ પડે, પરસમય નિવાસ રે. ધરમ૦ ૨.
તારા નક્ષત્ર ગ્રહ ચંદની, જ્યોતિ દિનેશ મઝાર રે;
દર્શન જ્ઞાન ચરણથકી, શક્તિ નિજાતમ ધાર રે. ધરમ૦ ૩.
ભારી પીળો ચીકણો, કનક અનેક તરંગ રે;

પર્યાય દૃષ્ટિ ન દીજિયે, એકજ કનક અભંગ રે. ધરમ૦ ૪.
દરશન જ્ઞાન ચરણ થકી, અલખ સરૂપ અનેક રે:
નિર્વિકલ્પ રસ પીજિયે, શુદ્ધ નિરંજન એક રે. ધરમ૦ ૫.
પરમારથ પંથ જે કહે, તે રંજે એક તંત રે:
વ્યવહારે લખ જે રહે, તેહના ભેદ અનંત રે. ધરમ૦ ૬.
વ્યવહારે લખે દોહિલા, કાંઈ ન આવે હાથ રે;
શુદ્ધનય થાપના સેવતાં, નવિ રહે દુવિધા સાથ રે. ધરમ૦ ૭.
એકપખી લખી પ્રીતિની, તુમ સાથે જગનાથ રે;
કૃપા કરીને રાખજો, ચરણ તળે ગ્રહી હાથ રે. ધરમ૦ ૮.
ચક્રી ધરમ તીરથ તણો, તીરથ ફલ તતસાર રે;
તીરથ સેવે તે લહે, આનંદઘન નિરધાર રે. ધરમ૦ ૯.

## સ્તવના ૧૯ મી.—રાગ કાફી.

સેવક કિમ અવગણિયે હો, મલ્લિજિન; એહ અબ શોભા સારી;
અવર જેહને આદર અતિ દીએ, તેહને મૂલ નિવારી હો. મલ્લિજિન૦ ૧.
જ્ઞાન સ્વરૂપ અનાદિ તમારૂં, તે લીધું તુમે તાણી;
જુઓ અજ્ઞાન દશા રીસાવી, જાતાં કાણ ન આણી હો. મલ્લિજિન૦ ૨.
નિદ્રા સુપન જાગર ઉજાગરતા, તુરિય અવસ્થા આવી;
નિદ્રા સુપન દશા રીસાણી, જાણી ન નાથ મનાવી હો. મલ્લિજિન૦ ૩.
સમકિત સાથે સગાઈ કીધી, સપરિવારશું ગાઢી,
મિથ્યા મતિ અપરાધણ જાણી, ઘરથી બાહિર કાઢી હો. મલ્લિજિન૦ ૪.
હાસ્ય અરતિ રતિ શોક દુગંછા, ભય પામર કરસાલી;
નોકષાય શ્રેણી ગજ ચઢતાં, શ્વાન તણી ગતિ ઝાલી હો. મલ્લિજિન૦ ૫.
રાગ દ્વેષ અવિરતિની પરિણતિ, એ ચરણ મોહના યોદ્ધા;
વીતરાગ પરિણતિ પરિણમતાં, ઉઠી નાઠા બોદ્ધા હો. મલ્લિજિન૦ ૬.
વેદોદય કામા પરિણામા, કામ્ય કરમ સહુ ત્યાગી;
નિઃકામી કરૂણારસ સાગર, અનંત ચતુષ્ક પદ પાગી હો. મલ્લિજિન૦ ૭.
દાન વિઘન વારી સહુ જનને, અભય દાન પદ દાતા;
લાભ વિઘન જગ વિઘન નિવારક, પરમ લાભ રસ માતા હો. મલ્લિજિન૦ ૮.

વીર્ય વિઘન પંડિત વીર્યે હણી, પૂરણ પદવી યોગી;
ભોગોપભોગ દોય વિઘન નિવારી, પૂરણ ભોગ સુભાગી હો. મલ્લિજિન૦ ૯.
એ અઢાર દૂષણ વર્જિત તનુ, મુનિજન વૃંદે ગાયા;
અવિરતિ રૂપક દોષ નિરૂપણ, નિર્દૂષણ મન ભાયા હો. મલ્લિજિન૦ ૧૦.
ઇણ વિધ પરખી મન વિશરામી, જિનવર ગુણ જે ગાવે;
દીનબંધુની મેહેર નજરથી, આનંદઘન પદ પાવે હો. મલ્લિજિન૦ ૧૧.

## સ્તવના ૨૦ મી.--રાગ કાફી.

આઘા આમ પધારો પૂજ્ય —એ દેશી.

મુનિસુવ્રત જિનરાય, એક મુઝ વિનતિ નિસુણો. મુનિ૦
આતમ તત્ત્વ કયું જાણ્યું જગત ગુરૂ, એહ વિચાર મુઝ કહિયો;
આતમ તત્ત્વ જાણ્યાવિણ નિર્મલ, ચિત્ત સમાધિ નવિ લહિયો. આંકણી. મુનિ૦ ૧.
કોઇ અબંધ આતમ તત માને, કિરિયા કરતો દિસે;
ક્રિયાતણું ફલ કહો કુણ ભોગવે, ઇમ પૂછ્યું ચિત રીસે. મુનિ૦ ૨.
જડચેતન એ આતમ એકજ, સ્થાવર જંગમ સરિખો;
દુઃખ સુખ સંકર દૂષણ આવે, ચિત્ત વિચારી જો પરિખો. મુનિ૦ ૩.
એક કહે નિત્યજ આતમ તત, આતમ દરિસણ લીનો;
કૃત વિનાશ અકૃતાગમ દૂષણ, નવિ દેખે મતિહીણો. મુનિ૦ ૪.
સૌગત મતિ રાગી કહે વાદી, ક્ષણિક એ આતમ જાણો;
બંધ મોખ સુખ દુઃખ ન ઘટે, એહ વિચાર મન આણો. મુનિ૦ ૫.
ભૂત ચતુષ્ક વર્જિત આતમ તત, સત્તા અલગી ન ઘટે;
અંધ શકટ જો નજર ન દેખે, તો શું કીજે શકટે. મુનિ૦ ૬.
એમ અનેક વાદિમત વિભ્રમ, સંકટ પડિયો ન લહે;
ચિત્ત સમાધ તે માટે પૂછું, તુમ વિણ તત કોઇ ન કહે. મુનિ૦ ૭.
વલતું જગગુરૂ ઇણિપરે ભાખે, પક્ષપાત સબ છંડી;
રાગ દ્વેષ મોહ પખ વર્જિત, આતમશું રઢ મંડી. મુનિ૦ ૮.
આતમ ધ્યાન કરે જો કોઉ, સો ફિર ઇણમેં નાવે;
વાગ જાલ બીજું સહુ જાણે, એહ તત્ત્વ ચિત્ત ચાવે. મુનિ૦ ૯.
જિણે વિવેક ધરિયે પખ ગ્રહિયે, તે તત જ્ઞાની કહિયે;
શ્રીમુનિસુવ્રત કૃપા કરો તો, આનંદઘન પદ લહિયે. મુનિ૦ ૧૦.

## સ્તવના ૨૧ મી.—રાગ આશાવરી.

ધન ધન સંપતિ સાચો રાજા.—એ દેશી.

ષટ દરિસણ જિનઅંગ ભણીજે, ન્યાસ ષડંગ જો સાધે રે;
નમિ જિનવરના ચરણ ઉપાસક, ષટ દરિસણ આરાધે રે. (આંકણી.) ષટ૦ ૧.
જિન સુર પાદપ પાય વખાણું, સાંખ્ય જોગ દોય ભેદે રે;
આતમ સત્તા વિવરણ કરતાં, લહો દુગ અંગ અખેદે રે. ષટ૦ ૨.
ભેદ અભેદ સૌગત મીમાંસક, જિનવર દોય કર ભારી રે;
લોકાલોક અવલંબન ભજિયે, ગુરૂ ગમથી અવધારી રે. ષટ૦ ૩.
લોકાયતિક કુખ જિનવરની, અંશ વિચારી જો કીજે રે;
તત્વ વિચાર સુધારસ ધારા, ગુરૂગમ વિણ કેમ પીજે રે. ષટ૦ ૪.
જૈન જિનેશ્વર વર ઉત્તમ અંગ, અંતરંગ બહિરંગે રે;
અક્ષર ન્યાસ ધરા આધારક, આરાધે ધરી સંગે રે. ષટ૦ ૫.
જિનવરમાં સઘળાં દરિસણ છે, દર્શને જિનવર ભજના રે;
સાગરમાં સઘળી તટિની સહી, તટિનીમાં સાગર ભજના રે. ષટ૦ ૬.
જિનસ્વરૂપ થઇ જિન આરાધે, તે સહી જિનવર હોવે રે;
ભૃંગી ઇલિકાને ચટકાવે, તે ભૃંગી જગ જોવે રે. ષટ૦ ૭.
ચૂર્ણી ભાષ્ય સૂત્ર નિર્યુક્તિ, વૃત્તિ પરંપર અનુભવ રે;
સમય પુરૂષનાં અંગ કહ્યાં એ, જે છેદે તે દુર્ભવ રે. ષટ૦ ૮.
મુદ્રા બીજ ધારણા અક્ષર, ન્યાસ અરથ વિનિયોગે રે;
જે ધ્યાવે તે નવિ વંચિજે, ક્રિયા અવંચક ભોગે રે. ષટ૦ ૯.
શ્રુત અનુસાર વિચારી બોલું, સુગુરૂ તથા વિધિ ન મિલે રે;
કિરિયા કરી નવિ સાધી શકીએ, એ વિખવાદ ચિત્ત સઘળે રે. ષટ૦ ૧૦.
તે માટે ઉભા કરજોડી. જિનવર આગલ કહિયે રે;
સમય ચરણ સેવા શુદ્ધ દેજો, જેમ આનંદઘન લહિયે રે. ષટ૦ ૧૧.

## સ્તવના ૨૨ મી.—રાગ મારૂણી.

ધરણા ઢોલા.—એ દેશી.

અષ્ટભવંતર વાલહીરે, તું મુજ આતમરામ; મનરાવાલા.
મુગતિ સ્ત્રીશું આપણે રે, સગપણ કોઇ ન કામ; મનરાવાલા. ૧.

ઘર આવો હો વાલમ ઘર આવો, મ્હારી આશાના વિશરામ; મનરાવાલા.
રથ ફેરો હો સાજન રથ ફેરો, સાજન મ્હારા મનોરથ સાથ; મનરાવાલા. ૨.
નારી પખો શો નેહલો રે, સાચ કહે જગનાથ; મનરાવાલા.
ઇશ્વર અરધંગે ધરી રે, તું મુઝ ઝાલે ન હાથ; મનરાવાલા. ૩.
પશુ જનની કરૂણા કરી રે, આણી હ્રદય વિચાર; મનરાવાલા.
માણુસની કરૂણા નહીં રે, એ કુણ ઘર આચાર; મનરાવાલા. ૪.
પ્રેમ કલપતરૂ છેદિયો રે, ધરિયો જોગ ધતૂર; મનરાવાલા.
ચતુરાઇરો કુણ કહો રે, ગુરૂ મિલિયો જગ સૂર; મનરાવાલા. ૫.
મારૂં તો એમાં ક્યુંહી નહીં રે, આપ વિચારે રાજ; મનરાવાલા.
રાજસભામાં બેસતાં રે, કિસડી બધસી લાજ; મનરાવાલા. ૬.
પ્રેમ કરે જગ જન સહુ રે, નિર્વાહે તે ઓર; મનરાવાલા.
પ્રીત કરીને છોડી દે રે, તેહ શું ન ચાલે જોર; મનરાવાલા. ૭.
જો મનમાં એહવું હતું રે, નિસપત કરત ન જાણ; મનરાવાલા.
નિસપત કરીને છાંડતાં રે, માણુસ હુવે નુકશાન; મનરાવાલા. ૮.

## સ્તવના ૨૩ મી.—રાગ સારંગ.

રસીઆની દેશી.

ધ્રુવ પદ રામી હો સ્વામી માહરા, નિકામી રાય, સુગ્યાની;
નિજ ગુણ કામી હો પામી તું ધણી, ધ્રુવ આરામી હો થાય. સુગ્યાની; ધ્રુવ૦ ૧.
સર્વ વ્યાપી કહો સર્વ જાણગપણે, પર પરિણમન સ્વરૂપ; સુગ્યાની;
પર રૂપે કરી તત્ત્વપણું નહીં, સ્વસત્તા ચિદ્રૂપ. સુગ્યાની; ધ્રુવ૦ ૨.
જ્ઞેય અનેક હો જ્ઞાન અનેકતા, જલ ભાજન રવિ જેમ; સુગ્યાની;
દ્રવ્ય એકત્વપણે ગુણ એકતા, નિજપદ રમતા હો ખેમ. સુગ્યાની; ધ્રુવ૦ ૩.
પર ક્ષેત્રે ગત જ્ઞેયને જાણવે, પરક્ષેત્રે થયું જ્ઞાન; સુગ્યાની;
અસ્તિપણું નિજક્ષેત્રે તુમે કહ્યો, નિર્મલતા ગુણમાન. સુગ્યાની; ધ્રુવ૦ ૪.
જ્ઞેય વિનાશે હો જ્ઞાન વિનિશ્વરૂ, કાલ પ્રમાણે રે થાય; સુગ્યાની;
સ્વકાલે કરી સ્વસત્તા, તે પર રીતે ન જાય. સુગ્યાની; ધ્રુવ૦ ૫.
પરભાવે કરી પરતા પામતા, સ્વસત્તા થિર ઠાણ; સુગ્યાની;
આત્મચતુષ્કમયી પરમાં નહીં, તો કિમ સહુનો રે જાણ. સુગ્યાની; ધ્રુવ૦ ૬.
અગુરૂ લઘુ નિજ ગુણને દેખતાં, દ્રવ્ય સકલ દેખંત; સુગ્યાની;

સાધારણ ગુણની સાધર્મ્યતા, દર્પણ જલને દૃષ્ટાંત; સુગ્યાની; ધ્રુવ૦ ૭.
શ્રી પારસજિન પારસ રસ સમો, પણ ઇહા પારસ નાંહિ; સુગ્યાની.
પુરણ રસીઓ હો નિજગુણ પરસનો, આનંદઘન મુજ માંહિ; સુગ્યાની; ધ્રુવ૦ ૮.

## સ્તવના ૨૪ મી.—રાગ ધન્યાશ્રી.

વીરજિને ચરણે લાગું, વીરપણું તે માગું રે;
મિથ્યા મોહ તિમિર ભય ભાગ્યું, જિત નગારૂં વાગ્યું રે. વીર૦ ૧.
છ ઉમથ્થ વીરય લેશ્યા સંગે, અભિસંધિજ મતિ અંગે રે;
સૂક્ષ્મ થૂલ ક્રિયાને સંગે, યોગી થયો ઉમંગે રે. વીર૦ ૨.
અસંખ્ય પ્રદેશે વીર્ય અસંખે, યોગ અસંખિત કંખે રે;
પુર્ગલ ગણ તેણે લેસુ વિશેષે, યથાશક્તિ મતિ લેખે રે. વીર૦ ૩.
ઉત્કૃષ્ટે વીર્યને વેસે, યોગ ક્રિયા નવી પેસે રે;
યોગતણી ધ્રુવતાને લેશે, આતમ શક્તિ ન ખેસે રે; વીર૦ ૪.
કામ વીર્યવશે જેમ ભોગી, તેમ આતમ થયો ભોગી રે;
સૂરપણે આતમ ઉપયોગી, થાય તેહને અયોગી રે. વીર૦ ૫.
વીરપણું તે આતમઠાણે, જાણ્યું તુમચી વાણે રે;
ધ્યાન વિનાણે શક્તિ પ્રમાણે, નિજ ધ્રુવ પદ પહિચાણે રે. વીર૦ ૬.
આલંબન સાધન જે ત્યાગે, પર પરિણતિને ભાગે રે;
અક્ષય દર્શન જ્ઞાન વૈરાગે; આનંદઘન પ્રભુ જાગે રે. વીર૦ ૭.

## સ્તવનાવલિ સંપૂર્ણ.

# પદ્યરત્નાવલિ[1].

## પદ્યરત્ન ૧ લું. રાગ-વેલાવલ.

ક્યા સોવે ઉઠ જાગ બાઉરે, ક્યા૦ એ આંકણી.

અંજલિ જલ જ્યું આયુ ઘટત હૈ, દેત પહોરીયાં ઘરિય ઘાઉ રે; ક્યા૦ ૧.
ઇંદ્ર ચંદ્ર નાગિંદ્ર મુનિંદ્ર ચલે, કોણ રાજા પતિ શાહ રાઉ રે;
ભમત ભમત ભવજલધિ પાયકેં, ભગવંત ભજનવિન ભાઉ નાઉ રે. ક્યા૦ ૨.
કહા વિલંબ કરે અબ બાઉ રે, તરી ભવજલનિધિ પાર પાઉ રે;
આનંદઘન ચેતનમય મૂરતિ, શુદ્ધ નિરંજન દેવ ધ્યાઉ રે. ક્યા૦ ૩.

## પદ્યરત્ન ૨ જું. રાગ-વેલાવલ-એકતાલી.

રે ઘરિયા રે બાઉરે, મત ઘરીય બજાવે;

નર શિર બાંધત પાઘરી, તું ક્યા ઘરીય બજાવે. રે ઘરિયા૦ ૧.
કેવલ કાલ કલા કલે, પૈ તું અકલ ન પાવે;
અકલ કલા ઘટમેં ધરી, મુજ સો ઘરી ભાવે. રે ઘરિયા૦ ૨.
આતમ અનુભવ રસ ભરી, યામેં ઔર ન માવે;
આનંદઘન અવિચલ કલા, વિરલા કોઇ પાવે. રે ઘરિયા૦ ૩.

## પદ્યરત્ન ૩ જું. રાગ-વેલાવલ.

જીય જાને મેરી સફલ ઘરી રી. જીય૦ એ આંકણી.

સુત વનિતા ધન યૌવન માતો, ગર્ભતણી વેદન વિસરી રી. જીય૦ ૧.
સુપનકો રાજ સાચ કરી માચત, રાચત છાંહ ગગન બદરી રી;
આઇ અચાનક કાલ તોપચી, ગહેગો જ્યું નાહર બકરી રી. જીય૦ ૨.
અતિહી અચેત કછુ ચેતત નાંહિ, પકરી ટેક હારિલ લકરી રી;
આનંદઘન હીરો જન છાંડી, નર મોહ્યો માયા કકરી રી. જીય૦ ૩.

---

૧. આ કાવ્યો " આનંદઘન બહોત્તેરી " નામથી પ્રસિદ્ધ છે.-સંગ્રહકર્ત્તા.

## પદ્યરત્ન ૪ થું. રાગ—વેલાવલ.

સુહાગણ જાગી અનુભવ પ્રીત; સુહાગણ. એ આંકણી.

નિંદ અજ્ઞાન અનાદિકી, મિટ ગઇ નિજ રીત. સુહાગણ૦ ૧.
ઘટ મંદિર દીપક કિયો, સહજ સુજ્યોતિ સરૂપ;
આપ પરાઈ આપહી, ઠાનત વસ્તુ અનૂપ. સુહાગણ૦ ૨.
કહા દિખાવું ઔરકૂં, કહા સમજાઉં ભોર;
તીર અચૂક હૈ પ્રેમકા, લાગે સો રહે ઠોર. સુહાગણ૦ ૩.
નાદ વિલુધ્ધો પ્રાણકૂં, ગિને ન તૃણ મૃગલોય;
આનંદઘન પ્રભુ પ્રેમકા, અકથ કહાની કોય. સુહાગણ૦ ૪.

## પદ્યરત્ન ૫ મું. રાગ—આશાવરી.

અવધૂ નટ નાગરકી બાજી, જાણે ન બાંભણ કાજી; અવધૂ૦ આંકણી.

થિરતા એક સમયમેં ઠાને, ઉપજે વિણસે તબહી;
ઉલટ પલટ ધ્રુવસત્તા રાખે, યા હમ સુની ન કબહી. અવધૂ૦ ૧.
એક અનેક અનેક એક ફુની, કુંડલ કનક સુભાવે;
જલતરંગ ઘટમાટી રવિકર, અગનિત તાહિ સમાવે. અવધૂ૦ ૨.
હૈ નાંહી હૈ વચન અગોચર, નય પ્રમાણ સત્તભંગી;
નિરપખ હોય લખે કોઇ વિરલા, કયા દેખે મત જંગી. અવધૂ૦ ૩.
સર્વમયી સરવંગી માને, ન્યારી સત્તા ભાવે;
આનંદઘન પ્રભુ વચનસુધારસ, પરમારથ સો પાવે. અવધૂ૦ ૪.

## પદ્યરત્ન ૬ ઠું. સાખી.

આતમ અનુભવ રસિકકો, અજબ સુન્યો વિરતંત;
નિર્વેદી વેદન કરે, વેદન કરે અનંત. ૧.

### રાગ—સામગ્રી.

માહરો બાલુડો સંન્યાસી, દેહ દેવલ મઠવાસી; માહારો૦ ૧
એ આંકણી.

ઇડા પિંગલા મારગ તજ યોગી, સુખમના ઘર વાસી.
બ્રહ્મરંધ્ર મધિ આસન પૂરી બાબુ, અનહદ તાન બજાસી. માહારો૦ ૨.

યમ નિયમ આસન જયકારી, પ્રાણાયામ અભ્યાસી;
પ્રત્યાહાર ધારણાધારી, ધ્યાન સમાધિ સમાસી. માહારો૦ ૩.
મૂલઉત્તરગુણ મુદ્રાધારી, પર્યંકાસન વાસી;
રેચક પૂરક કુંભક સારી, મન ઇંદ્રિય જયકાસી. માહારો૦ ૪.
થિરતા જોગ યુગતિ અનુકારી, આપો આપ વિમાસી;
આતમ પરમાતમ અનુસારી, સીઝે કાજ સમાસી. માહારો૦ ૫.

## પદ્યરત્ન ૭ મું. સાખી.

જગ આશા જંજીરકી, ગતિ ઉલટી કુલ મોર;
ઝકર્યો ધાવત જગતમેં, રહે છૂટો ઇક ઠોર. ૧.

## રાગ–આશાવરી.

અવધૂ ક્યા સોવે તન મઠમેં, જાગ વિલોક ન ઘટમેં. અવધૂ૦
એ આંકણી.

તન મઠકી પરતીત ન કીજે, ઢહિ પરે એક પલમેં;
હલ ચલ મેટ ખબર લે ઘટકી, ચિન્હે રમતા જલમેં. અવધૂ૦ ૧.
મઠમેં પંચભૂતકા વાસા, સાસાધૂત ખવીસા;
છિન છિન તોહી છલનકું ચાહે, સમજે ન બૌરા સીસા. અવધૂ૦ ૨.
શિરપર પંચ વસે પરમેશ્વર, ઘટમેં સૂછમ બારી;
આપ અભ્યાસ લખે કોઇ વિરલા, નિરખે ધ્રુકી તારી. અવધૂ૦ ૩.
આશામારી આસન ધર ઘટમેં, અજપા જાપ જપાવે;
આનંદઘન ચેતનમયમૂરતિ, નાથ નિરંજન પાવે. અવધૂ૦ ૪.

## પદ્યરત્ન ૮ મું. સાખી.

આતમ અનુભવ ફૂલકી, નવલી કોઉ રીત;
નાક ન પકરે વાસના, કાન ગ્રહે ન પ્રતીત. ૧.

## રાગ ધન્યાશ્રી વા સારંગ.

અનુભવ નાથકું ક્યું ન જગાવે.
મમતા સંગ સો પાય અજાગલ, થનતેં દૂધ દુહાવે. અનુભવ૦ ૧.
મેરે કહેતેં ખીજ ન કીજે, તું ઐસાહી સીખાવે;
બહોત કહેતેં લાગત ઐસી, અંગુલી સરપ દિખાવે. અનુભવ૦ ૨.

ઔરનકે સંગ રાતે ચેતન, ચેતન આપ બતાવે;
આનંદઘનકી સુમતિ આનંદા, સિદ્ધ સરૂપ કહાવે. અનુભવ૦ ૩.

## પદ્યરત્ન ૯ મું. રાગ–સારંગ.

નાથ નિહારો આપમતાસી, વંચક શઠ સંચક શી રીતેં,
ખોટો ખાતો ખતાશી. નાથ૦ ૧.
આપ વિગૂચણ જગકી હાંસી, સિયાનપ કૌન બતાસી;
નિજજન સુરિજન મેલા ઐસા, જૈસા દૂધપતાસી. નાથ૦ ૨.
મમતા દાસી અહિત કરિ હર વિધિ, વિવિધ ભાંતિ સંતાસી;
આનંદઘન પ્રભુ વિનતિ માનો, ઔર નહિં તુ સમતાસી. નાથ૦ ૩.

## પદ્યરત્ન ૧૦ મું. રાગ–ટોડી.

પરમ નરમમતિ ઔર ન આવે. પરમ૦
મોહન ગુન રોહન ગતિ સોહન, મેરી વૈરન ઐસેં નિઠુર લિખાવે. પરમ૦ ૧.
ચેતન ગાત મનાતન એતેં, મૂલ વસાત જગાત બઢાવે;
કોઉ ન દૂતી દલાલ વિસીઠી, પારખી પ્રેમ ખરીદ બનાવે. પરમ૦ ૨.
જાંઘ ઉઘારી અપની કહા એતે, વિરહજાર નિસ મોહી સંતાવે;
એતી સુની આનંદઘન નાવત, ઔર કહા કોઉ ડુંડ બજાવે. પરમ૦ ૩.

## પદ્યરત્ન ૧૧ મું. રાગ–માલકોશ, વેલાવલ, ટોડી.

આતમ અનુભવ રીતિ વરી રી. આતમ૦ એ આંકણી.
મોર બનાએ નિજરૂપ નિરૂપમ, તિચ્છન રૂચિકર તેગ ધરી રી. આતમ૦ ૧.
ટોપ સન્નાહ શુરેકો બાનો, એકતારી ચોરી પહિરી રી;
સત્તા થલમેં મોહ વિદારત, ઐ ઐ સુરિજન મુહ નિસરી રી. આતમ૦ ૨.
કેવલ કમલા અપચ્છર સુંદર, ગાન કરે રસ રંગ ભરી રી;
જીત નિશાન બજાઇ વિરાજે, આનંદઘન સર્વંગ ધરી રી. આતમ૦ ૩.

## પદ્યરત્ન ૧૨ મું. સાખી.

કુબુદ્ધિ કુબજા કુટિલ ગતિ, સુબુદ્ધિ રાધિકા નારી;
ચોપર ખેલે રાધિકા, જીતે કુબજા હારી. ૧.

## રાગ–રામગ્રી.

ખેલે ચતુર્ગતિ ચૌપર, પ્રાની મેરા ખેલે ચતુર્ગતિ ચૌપર. એ આંકણી.

નરદ ગંજીફા કૌંન ગિનત હૈ, માને ન લેખે બુદ્ધિવર. પ્રાની૦ ૧.
રાગ દોષ મોહકે પાસે, આપ બનાએ હિતકર;
જેસા દાવ પરે પાસેકા, સારી ચલાવે ખિલકર. પ્રાની૦ ૨.
પાંચ તલે હૈ દૂઆ ભાઇ, છકા તલે હૈ એકા;
સબ મિલ હોત બરાબર લેખા, યહ વિવેક ગિનવેકા. પ્રાની૦ ૩.
ચઉરાસી માચે ફિરે નીલી, સ્યાહ ન તોરી જોરી;
લાલ જરદ ફિર આવે ઘરમેં, કબહુંક જોરી વિછોરી. પ્રાની૦ ૪.
ભાવ વિવેકકે પાઉ ન આવત, તબ લગ કાચી બાજી;
આનંદઘન પ્રભુ પાઉ દેખાવત, તો જીતે જીય ગાજી. પ્રાની૦ ૫.

## પદ્યરત્ન ૧૩ મું. રાગ–સારંગ.

અનુભવ હમ તો રાવરી દાસી. એ આંકણી.

આઇ કહાં તેં માયા મમતા, જાનું ન કહાંકી વાસી. અનુભવ૦ ૧.
રીજ પરે વાકે સંગ ચેતન, તુમ કયું રહત ઉદાસી;
વરન્યો ન જાય એકાંત કંથકો, લોકમેં હોવત હાંસી. અનુભવ૦ ૨.
સમજત નાંહી નિતુર પતિ એતી, પલ એક જાત છમાસી;
આનંદઘન પ્રભુ ઘરકી સમતા, અટકલી ઔર લબાસી. અનુભવ૦ ૩.

## પદ્યરત્ન ૧૪ મું. રાગ–સારંગ.

અનુભવ તૂં હૈ હેતુ હમારો; અનુભવ૦ એ આંકણી.

આય ઉપાય કરો ચતુરાઇ, ઔરકો સંગ નિવારો. અનુભવ૦ ૧.
તૃષ્ણા રાંડ ભાંડકી જાઇ, કહા ઘર કરે સવારો;
શઠ ઠગ કપટ કુટુંબહી પોખે, મનમેં કયું ન વિચારો.[1] અનુભવ૦ ૨.
કુલટા કુટિલ કુબુદ્ધિસંગ ખેલકેં, અપની પત કયું હારો;
આનંદઘન સમતા ઘર આવે, વાજે જીત નગારો. અનુભવ૦ ૩.

---

૧. " ઉનકી સંગતિ વારો. " એવો પાઠાંતર છે.–સંગ્રહકર્ત્તા.

## પદ્યરત્ન ૧૫ મું. રાગ-સારંગ.

મેરે ઘટ ગ્યાન ભાનુ ભયો ભોર. મેરે૦

ચેતન ચકવા ચેતન ચકવી, ભાગો વિહરકો શોર. મેરે૦ ૧.
ફેલી ચિહુંદિસ ચતુરા ભાવ રૂચિ, મિટયો ભરમ તમ જોર;
આપકી ચોરી આપહી જાનત, આૈર કહત ન ચોર. મેરે૦ ૨.
અમલ કમલ વિકચ ભયે ભૂતલ, મંદવિષય શશિકોર;
આનંદઘન એક વલ્લભ લાગત, આૈર ન લાખ કિરોર. મેરે૦ ૩.

## પદ્યરત્ન ૧૬ મું. રાગ-મારૂ.

નિશદિન જોઉં તારી વાટડી, ઘરે આવો રે ઢોલા; નિશદિન૦
મુજ સરિખા તુજ લાખ હૈ, મેરે તૂહી મમોલા. નિશદિન૦ ૧.
જવહરી મોલ કરે લાલકા, મેરા લાલ અમોલા;
જ્યાંકે પટંતર કો નહીં, ઉસકા કયા મોલા. નિશદિન૦ ૨.
પંથ નિહારત લોયણે, દ્રગ લાગી અડોલા;
જોગી સુરત સમાધિમેં, મુનિ ધ્યાન ઝકોલા. નિશદિન૦ ૩.
કાૈન સુને કિનકું કહું, કિમ માંડું મેં ખોલા;
તેરે મુખ દીઠે ટલે, મેરે મનકા ચોલા. નિશદિન૦ ૪.
મિત્ત વિવેક વાતેં કહે, સુમતા સુનિ બોલા;
આનંદઘન પ્રભુ આવશે, સેજડી રંગ રોલા. નિશદિન૦ ૫.

## પદ્યરત્ન ૧૭ મું. રાગ-સોરઠ.

છોરાને કયું મારે છે રે, જાયે કાડ્યા ડેણ;
છોરો છે મ્હારો બાલો ભોલો, બોલે છે અમૃત વયણ. છોરાને૦ ૧.
લેય લકુટિયાં ચાલણ લાગો, અબ કાંઈ ફૂટા છે નેણ;
તૂતો મરણ સિરાણે સૂતો, રોટી દેશે કોણ. છોરાને૦ ૨.
પાંચ પચીશ પચાસાં ઉપર, બોલે છે સૂધાં વેણ;
આનંદઘન પ્રભુ દાસ તિહારો, જનમ જનમકે સેણ. છોરાને૦ ૩.

## પદ્યરત્ન ૧૮ મું. રાગ-માલકોશ, રાગણી-ગોડી.

રીસાની આપ મનાવો રે, વિચ્ચ વસીઠ ન ફેર; રીસાની૦

સૌદા અગમ હૈ પ્રેમકા રે, પરખ ન બૂઝે કોય;
લે દેવાહી ગમ પડે પ્યારે, ઔર દલાલ ન હોય. રીસાની૦ ૧.
દો બાતાં જીયકી કરો રે, મેટો મનકિ આંટ;
તનકી તપત બૂઝાઇયેં પ્યારે, વચન સુધારસ છાંટ. રીસાની૦ ૨.
નેક નજર નિહારીયેં રે, ઉજરન કીજે નાથ;
તનક નજર મુજરે મલે પ્યારે, અજર અમર સુખ સાથ. રીસાની૦ ૩.
નિસિ અંધિયારી ઘનઘટા રે, પાઉં ન વાટકે ફંદ;
કરૂણા કરો તો વહું પ્યારે, દેખું તુમ મુખ ચંદ. રીસાની૦ ૪.
પ્રેમ જહાં દુવિધા નહીં રે, મેટ કુરાહિત રાજ;
આનંદઘન પ્રભુ આય બિરાજે, આપહી સમતા સેજ. રીસાની૦ ૫.

## પદ્યરત્ન ૧૯ મું. રાગ–વેલાવલ.

દુલહ નારી તું બડી બાવરી, પિયા જાગે તું સોવે;
પિયા ચતુર હમ નિપટ અયાની, ન જાનુ કયા હોવે. દુલહ. ૧.
આનંદઘન પિયા દરસ પિયાસેં, ખોલ ઘૂંઘટ મુખ જોવે. દુલહ. ૨.

## પદ્યરત્ન ૨૦ મું. રાગ–ગોડી,–આશાવરી.

આજ સુહાગન નારી, અવધૂ આજ૦ એ આંકણી.
મેરે નાથ આપ સુધ લીની, કીની નિજ અંગચારી. અવધૂ૦ ૧.
પ્રેમ પ્રતીત રાગ રૂચિ રંગત, પહિરે જીની સારી;
મહિંદી ભક્તિ રંકકી રાચી, ભાવ અંજન સુખકારી. અવધૂ૦ ૨.
સહિત સુભાવ ચૂરી મેં પેની, થિરતા કંકન ભારી;
ધ્યાન ઉરવસી ઉરમેં રાખી, પિય ગુનમાલ આધારી. અવધૂ૦ ૩.
સુરત સિંદુર માંગ રંગ રાતી, નિરતેં વેની સમારી;
ઉપજી જ્યોત ઉદ્યોત ઘટ ત્રિભુવન, આરસી કેવલ કારી. અવધૂ૦ ૪.
ઉપજી ધુનિ અજપાકી અનહદ, જીત નગારે વારી;
ઝડી સદા આનંદઘન બરખત, બિન મોર એકન તારી. અવધૂ૦ ૫.

## પદ્યરત્ન ૨૧ મું. રાગ–ગોડી.

નિસાની કહા બતાવું રે, તેરો અગમ અગોચર રૂપ: એ આંકણી.
રૂપી કહું તો કછુ નહીં રે, બંધે કૈસે અરૂપ;

રૂપારૂપી જો કહું પ્યારે, એસે ન સિદ્ધ અનૂપ. નિસાની૦ ૧.
શુદ્ધ સનાતન જો કહું રે, બંધન મોક્ષ વિચાર:
ન ઘટે સંસારી દિસા પ્યારે, પુણ્ય પાપ અવતાર. નિસાની૦ ૨.
સિદ્ધ સનાતન જો કહું રે, ઉપજે વિનસે કૌન;
ઉપજે વિનસે જો કહું પ્યારે, નિત્ય અબાધિત ગૌન. નિસાની૦ ૩.
સર્વાંગી સબ નયધની રે, માને સબ પરમાન;
નયવાદી પલ્લો ગ્રહી પ્યારે, કરે લરાઇ ઠાન. નિસાની૦ ૪.
અનુભવ અગોચર વસ્તુ હે રે, જાંનબો એહી રે લાજ;
કહન સુનનકો કછુ નહી પ્યારે, આનંદઘન મહારાજ. નિસાની૦ ૫.

## પદ્યરત્ન ૨૨ મું. રાગ–ગોડી.

વિચારી કહા વિચારે રે, તેરો આગમ અગમ અથાહ. વિચારી૦ આંકણી.

બિનુ આધે આધા નહીં રે, બિન આધેય આધાર;
મુરગી બિન ઇંડા નહીં પ્યારે, યા બિન મુરગકી નાર. વિચારી૦ ૧.
ભુરટા બીજ વિના નહીં રે, બીજ ન ભુરટા ટાર;
નિસિ બિન દિવસ ઘટે નહીં પ્યારે, દિન બિન નિસિ નિરધાર. વિચારી૦ ૨.
સિદ્ધ સંસારી બિન નહીં રે, સિદ્ધ બિના સંસાર;
કરતા બિન કરની નહીં પ્યારે, બિન કરની કરતાર. વિચારી૦ ૩.
જનમ મરણ બિના નહીં રે, મરણ ન જનમ વિનાશ;
દીપક બિન પરકાશતા પ્યારે, બિન દીપક પરકાશ. વિચારી૦ ૪.
આનંદઘન પ્રભુ બચનકી રે, પરિણતિ ધરો રૂચિવંત;
શાશ્વત ભાવ વિચારકે પ્યારે, ખેલો અનાદિ અનંત. વિચારી૦ ૫.

## પદ્યરત્ન ૨૩ મું. રાગ આશાવરી.

અવધૂ અનુભવ કલિકા જાગી, મતિ મેરી આતમ સમરન લાગી; અવધૂ૦
એ આંકણી.

જાયે ન કહું ઉરઢિગ નેરી, તેરી વિનતા વેરી;
માયા ચેરી કુટુંબ કરી હાથે, એક ડેઢ દિન ઘેરી. અવધૂ૦ ૧.
જરા જનમ મરન વસ સારી, અસરન દુનિયાં જેતી;
દેઢવ કાંઇન બાગમેં મીયાં, કિસપર મમતા એતી. અવધૂ૦ ૨.

અનુભવ રસમેં રોગ ન સોગા, લોક વાદ સબ મેટા;
કેવળ અચલ અનાદિ અબાધિત, શિવશંકરકા ભેટા. અવધૂ૦ ૩.
વર્ષા બુંદ સમુદ્ર સમાની, ખબર ન પાવે કોઇ;
આનંદઘન વ્હૈ જ્યોતિ સમાવે, અલખ કહાવે સોઇ. અવધૂ૦ ૪.

## પદ્યરત્ન ૨૪ મું. રાગ-રામશ્રી.

મુને મ્હારો કબ મિલસે મનમેલુ; મુને૦

મનમેં લુવિણુ કેલિ ન કલિયેં, વાલે કવલ કોઇ વેલુ. ૧.
આપ મિલ્યાથી અંતર રાખે, સુમનુષ્ય નહી તે લેલુ;
આનંદઘન પ્રભુ મન મળિયા વિણુ, કોનવિ વિલગેચેલુ. ૨.

## પદ્યરત્ન ૨૫ મું. રાગ-રામશ્રી.

ક્યારેં મુને મિલશે માહારો સંત સનેહી; ક્યારે૦ ટેક.

સંત સનેહી સુરિજન પાખે, રાખે ન ધીરજ દેહી; ક્યારે૦ ૧.
જન જન આગલ અંતરગતની, વાતડલી કહું કેહી;
આનંદઘન પ્રભુ વૈદ્ય વિયોગેં, કિમ જીવે મધુમેહી. ક્યારે૦ ૨.

## પદ્યરત્ન ૨૬ મું. રાગ આશાવરી.

અવધૂ ક્યા માગું ગુનહીના, વે ગુન ગનિ ન પ્રવીના. અવધૂ૦ આંકણી.

ગાય ન જાનું બજાય ન જાનું, ન જાનું સુર ભેવા;
રીજ ન જાનું રીઝાય ન જાનું, ન જાનું પદસેવા. અવધૂ૦ ૧.
વેદ ન જાનું કિતાબ ન જાનું, જાનું ન લચ્છન છંદા;
તરકવાદ વિવાદ ન જાનું, ન જાનું કવિ ફંદા. અવધૂ૦ ૨.
જાપ ન જાનું જુવાબ ન જાનું, ન જાનું કવિવાતા;
ભાવ ન જાનું ભગતિ ન જાનું, જાનું ન સીરા તાતા. અવધૂ૦ ૩.
ગ્યાન ન જાનું વિગ્યાન ન જાનું, ન જાનું ભજનામાં[1];
આનંદ ઘન પ્રભુ કે ઘરદ્વારે, રટન કરૂં ગુણધામા. અવધૂ૦ ૪.

---

૧. " ન જાનું પદ નામા" એ પ્રમાણે પાઠાંતર છે.-સંગ્રહકર્ત્તા.

## પદ્યરત્ન ૨૭ મું. રાગ—આશાવરી.

અવધૂ રામ રામ જગ ગાવે, વિરલા અલખ લખાવે. અવધૂ૦

મતવાલા તો મતમેં માતા, મઠવાલા મઠરાતા;
જટા જટાધર પટા પટાધર, છતા છતા ધર તાતા. અવધૂ૦ ૧.
આગમ પઢિ આગમધર થાકે, માયાધારી છાકે;
દુનિયાંદાર દુનીસેં લાગેં, દાસા સબ આશાકે. અવધૂ૦ ૨.
બહિરાતમ મૂઢા જગજેતા, માયાકે ફંદ રહેતા;
ઘટ અંતર પરમાતમ ભાવે, દુર્લભ પ્રાણી તેતા. અવધૂ૦ ૩.
ખગપદ ગગન મીનપદ જલમેં, જો ખોજે સો બોરા;
ચિત પંકજ ખોજે સો ચિન્હે, રમતા આનંદ ભોરા. અવધૂ૦ ૪.

## પદ્યરત્ન ૨૮ મું. રાગ—આશાવરી.

આશા ઔરનકી ક્યા કીજે, ગ્યાન સુધારસ પીજે; આશા૦ આંકણી.

ભટકે દ્વાર દ્વાર લોકન કે, કૂકર આશાધારી;
આતમ અનુભવ રસકે રસીયા, ઉત્તરે ન કબહું ખુમારી. આશા૦ ૧.
આશા દાસીકે જે જાયે; તે જન જગકે દાસા;
આશા દાસી કરે જે નાયક, લાયક અનુભવ પ્યાસા. આશા૦ ૨.
મનસા પ્યાલા પ્રેમ મસાલા, બ્રહ્મ અગ્નિ પરજાલી;
તન ભાઠી અવટાઇ પિયે કસ, જાગે અનુભવ લાલી. આશા૦ ૩.
અગમ પીયાલા પીયોમતવાલા, ચિન્હી અધ્યાતમવાસા;
આનંદઘન ચેતન વ્હૈ ખેલે, દેખે લોક તમાસા. આશા૦ ૪.

## પદ્યરત્ન ૨૯ મું. રાગ—આશાવરી.

અવધૂ નામ હમારા રાખે, સો પરમ મહારસ ચાખે. અવધૂ૦ આંકણી.

નહીં હમ પુરૂષા નહીં હમ નારી, વરન ન ભાત હમારી;
જાતિ ન પાંતિ ન સાધન સાધક, નહીં મહ લઘુ નહીં ભારી. અવધૂ૦ ૧.
નહીં હમ તાતે નહીં હમ સીરે, નહીં દીર્ઘ નહીં છોટા;
નહીં હમ ભાઇ નહીં હમ ભગિની, નહીં હમ બાપ ન બેટા. અવધૂ૦ ૨.
નહીં હમ મનસા નહીં હમ શબ્દા, નહીં હમ તનકી ધરણી;

નહીં હમ ભેખ, ભેખધર નાંહી, નહીં હમ કરતા કરણી. અવધૂ૦ ૩.
નહીં હમ દરસન નહીં હમ પરસન, રસન ગંધ કછુ નાંહી;
આનંદઘન ચેતનમય મૂરતિ, સેવકજન બલિ જાહીં. અવધૂ૦ ૪.

## પદ્યરત્ન ૩૦ મું રાગ-આશાવરી.

સાધો ભાઇ સમતા રંગ રમીજે, અવધૂ મમતા સંગ ન કીજે; સાધો૦
એ આંકણી.

સંપતિ નાંહિ નાંહિ મમતા મેં, મમતામાં મિસ મેટે;
ખાટ પાટ તજી લાખ ખટાઉ, અંત ખાખમેં લેટે. સાધો૦ ૧.
ધન ધરતી મેં ગાડે બોરે, ધૂર આપ મુખ લ્યાવે;
મુષક સાપ હોવેગો આખર, તાતેં અલછિ કહાવે. સાધો૦ ૨.
સમતા રતનાગરકી જાઇ, અનુભવ ચંદ સુભાઇ;
કાલકૂટ તજી ભાવમેં શ્રેણી, આપ અમૃત લે આઇ. સાધો૦ ૩.
લોચન ચરન સહસ ચતુરાનત, ઇનતેં બહુત ભરાઇ;
આનંદઘન પુરશોત્તમ નાયક, હિત કરી કંઠ લધાઇ. સાધો૦ ૪.

## પદ્યરત્ન ૩૧ મું. શ્રીરાગ.

કિત જાનમતેં હો પ્રાનનાથ, ઇત આય નિહારો ઘરકો સાથ. કિત૦ ૧.
ઉત માયા કાયા કબ ન જાત, યહુ જડ તુમ ચેતન જગ વિખ્યાત;
ઉત કરમ ભરમ વિષ વેલિ સંગ, ઇત પરમ નરમ મતિ મેલિ રંગ. કિત૦ ૨.
ઉત કામ કપટ મદ મોહ માન, ઇત કેવળ અનુભવ અમૃત પાન;
અલિ કહે સમતા ઉત દુઃખ અનંત, ઇત ખેલે આનંદઘન વસંત. કિત૦ ૩.

## પદ્યરત્ન ૩૨ મું. રાગ-સામેરી.

નિઠુર ભયે ક્યું એસેં; પીયા તુમ. નિઠુર૦ એ આંકણી.
મેંતો મન વચ ક્રમ કરી રાઉરી, રાઉરી રીત અનસેં. નિઠુર૦ ૧.
ફૂલે ફૂલે ભમર કૈસી ભાંઉરી ભરત હું, નિવહે પ્રીત ક્યું એસેં;
મેંતો પીયુતેં એસી મલિઆલી, કુસુમ વાસ સંગ જૈસેં. નિઠુર૦ ૨.
ઓઠી જાન કહા પરે એતી, નીર નિવહિયેં ભૈસેં;
ગુન અવગુન ન વિચારો આનંદઘન, કિજિયે તુમ તૈસેં. નિઠુર૦ ૩.

## પદ્યરત્ન ૩૩ મું. રાગ–ગોડી.

મિલાપી આન મિલાવો રે, મેરે અનુભવ મીઠડે મિત્ત; મિલાપી૦
ચાતક પીઉ પીઉ રટે રે, પીઉ મિલાવ ન આન;
જીવ પીવન પીઉ પીઉ કરે પ્યારે, જીઉ નીઉ આન એ આંન. મિલાપી૦ ૧.

દુ:ખીયારી નિસદિન રહું રે, ફિરૂ સબ સુધબુદ્ધ ખોય;
તન મનકી કબહું લહુ પ્યારે, કિસે દિખાઉં રોય. મિલાપી૦ ૨.

નિસિ અંધારી મુહિ હસે રે, તારે દાંત દિખાય;
ભાદો કાદો મેં કીયો પ્યારે, અસુઅન ધાર વહાય. મિલાપી૦ ૩.

ચિત્ત ચાતક પીઉ પીઉ કરે રે, પ્રણમે દોકર પીસ;
અબલા શું જોરાવરી પ્યારે, એતી ન કીજે રીસ. મિલાપી૦ ૪.

આતુર ચાતુરતા નહી રે, સુનિ સમતા ટુક વાત;
આનંદઘન પ્રભુ આય મિલે પ્યારે, આજ ધરે હર ભાંત. મિલાપી૦ ૫.

## પદ્યરત્ન ૩૪ મું. રાગ–ગોડી.

દેખો આલી નટ નાગરકો સાંગ; દેખો૦

ઓરહી ઓર રંગ ખેલતિ તાતેં, ફીકા લાગત અંગ. દેખો૦ ૧.
ઓરહ તો કહા દીજે બહુત કર, જીવિત હૈ ઈહિ ઢંગ;
મેરોઓર વિચ અંતર એતો, જેતો રૂપે રંગ. દેખો૦ ૨.
તનુ સુધ ખોય ઘુમત મન એસે, માનું કછુક ખાઇ ભંગ;
એતે પર આનંદઘન નાવત, ઓર કહા કોઉ દીજે સંગ. દેખો૦ ૩.

## પદ્યરત્ન ૩૫ મું. રાગ–દીપક, કાન્હરો.

કરે જારે જારે જારે જા. કરે૦

સજી સણગાર બનાયે ભૂખન, ગઇ તબ સૂની સેજા. કરે૦ ૧.
વિરહવ્યથા કછુ એસી વ્યાપતિ, માનું કોઇ મારતિ બેજા;
અંતક અંત કહાલૂ લેગો પ્યારે, ચાહે જીવ તૂં લેજા. કરે૦ ૨.
કોકિલ કામ ચંદ્ર ચૂતાદિક, ચેતન મત હૈ જેજા;
નવલ નાગર આનંદઘન પ્યારે, આઇ અમિત સુખ દેજા. કરે૦ ૩.

## પદ્યરત્ન ૩૬ મું. રાગ-માલસિરિ.

વારે નાહ સંગ મેરો, યુંહી જોબન જાય.
એ દિન હસન ખેલનકે સજની, રોતે રેન વિહાય. વારે૦ ૧.
નગ ભુપણુસેં જરી જાતરી, મોતન કછુ ન સુહાય;
ઇક બુદ્ધ જીયમેં એસી આવત હૈ, લીજેરી વિષ ખાય. વારે૦ ૨.
ના સોવત હે, લેત ઉસાસ ન, મનહીમેં પિછતાય;
યોગિની હુયકેં નિકસૂં ઘરનેં, આનંદઘન સમજાય. વારે૦ ૩.

## પદ્યરત્ન ૩૭ મું. રાગ-વેલાવલ.

તા જોગે ચિત્ત લ્યાઉરે વાહાલા; તા૦
સમકિત દોરી શીલ લંગોટી, ઘુલ ઘુલ ગાંઠ ઘુલાઉં;
તત્ત્વ ગુફામેં દીપક જોઉં, ચેતન રતન જગાઉરે. વહાલા. તા૦ ૧.
અષ્ટ કરમ કંડેકી ધૂની, ધ્યાના અગન જલાઉં;
ઉપશમ છનને ભસમ છણાઉં,મલીમલી અંગ લગાઉંરે, વહાલા. તા૦ ૨.
આદિ ગુરૂકા ચેલા હો કર, મોહકે કાન ફરાઉં;
ધરમ શુકલ દોય મુદ્રા સોહે, કરૂણા નાદ બજાઉં રે, વહાલા. તા૦ ૩.
ઇહ વિધ યોગ સિંહાસન બૈઠા, મુગતિ પુરીકું ધ્યાઉં;
આનંદઘન દેવેંદ્રસેં જોગી, બહુર ન કલિમેં આઉંરે, વહાલા. તા૦ ૪.

## પદ્યરત્ન ૩૮ મું. રાગ-મારૂ.

મનસા નટનાગરસૂં જોરી હો; મનસા૦
નટનાગરસૂં જોરી સખી હમ, ઔર સબનસોં તોરી હો. મનસા૦ ૧.
લોક લાજસૂં નાંહી ન કાજ, કુલ મર્યાદા છોરી હો;
લોક બટાઉ હસો બિરાનો, અપનો કહત ન કોરી હો. મનસા૦ ૨.
માત તાત અરૂ સજ્જન જાતિ, વાત કરત હૈ ભોરી હો;
ચાખે રસકી કયુ કરી છૂટે, સુરિજન સુરિજન ટોરી હો. મનસા૦ ૩.
ઔરહનો કહા કહાવત ઔરપેં, નાંહિ ન કીની ચોરી હો;
કાછ કછયો સો નાચત નિવહે, ઔર ચાચર ચરં ફોરી હો. મનસા૦ ૪.
જ્ઞાનસિંધૂ મથિત પાઈ, પ્રેમ પીયુષ કટોરી હો;
મોહન આનંદઘન પ્રભુ શશિધર, દેખત દૃષ્ટિ ચકોરી હો. મનસા૦ ૫.

## પદ્યરત્ન ૩૯ મું. રાગ—જયજયવંતી.

તરસકી જઈ દઈકો દઈકી સવારી રી,
તીક્ષણ કટાક્ષ છટા લાગત કટારી રી. તરસકી. ૧.
સાયક લાયક નાયક પ્રાનકોપહારી રી,
કાજર કાજ ન લાજ બાજ ન કહું વારી રી. તરસકી. ૨.
મોહની મોહન ઠગ્યો જગત ઠગારી રી,
દીજીયેં આનંદઘન દાહ હમારી રી. તરસકી. ૩.

## પદ્યરત્ન ૪૦ મું. રાગ—આશાવરી.

મીઠડા લાગે કંતડા ને, ખાટો લાગે લોક;
કંતવિહુણી ગોઠડી, તે રણ માંહે પોક. મીઠડા. ૧.
કંતડામેં કામણ, લોકડામેં શોક;
એક ઠામે કેમ રહે, દૂધ કાંજી થોક. મીઠડા. ૨.
કંતવિણુ ચઉગતિ, આણું માનું ફોક;
ઉઘરાણી સિરડ ફિરડ, નાણું તેજેં રોક. મીઠડા. ૩.
કંત વિના મતિ મારી, અહવાડાની બોક;
ધોક ઘું આનંદઘન, અવરને ટોક. મીઠડા. ૪.

## પદ્યરત્ન ૪૧ મું. રાગ—વેલાવળ.

પીયા બિનુ શુદ્ધ બુદ્ધ ભૂલી હો;
આંખ લગાઈ દુઃખ મહેલકે, જરૂખે ઝુલી હો. પીયા૦ ૧.
હસતી તબહુ બિરાનીયા, દેખી તન મન છીજ્યો હો;
સમજી તબ એતી કહી, કોઈ નેહ ન કીજ્યો હો. પીયા૦ ૨.
પ્રીતમ પ્રાણપતિ વિના, પ્રિયા કૈસેં જીવે હો;
પ્રાન પવન વિરહા દસા, ભુયંગમ પીવે હો. પીયા૦ ૩.
શીતલ પંખા કુમ કુમા, ચંદન કહા લાવે હો;
અનલ ન વિરહાનલ યે હૈ, તન તાપ બઢાવે હો. પીયા૦ ૪.
ફાગુન ચાચર ઇક નિસા, હોરી સિરગાની હો;
મેરે મન સબ દિન જરે, તન ખાખ ઉડાની હો. પીયા૦ ૫.

સમતા મહેલ બિરાજ હૈ, વાણી રસ રેજા હો;
બલિ જાઉં આનંદઘન પ્રભુ, ઐસેં નિઠુર ન વ્હેજા હો. પીયા૦ ૬.

## પદ્યરત્ન ૪૨ મું. રાગ-સારંગ, વા આશાવરી.

અબ હમ અમર ભયે ન મરેંગે, અબ૦
યા કારન મિથ્યાત દીયો તજ, ક્યું કર દેહ ધરેંગે. અબ૦ ૧.
રાગ દોસ જગ બંધ કરત હૈ, ઇનકો નાસ કરેંગે;
મર્યો અનંત કાલતેં પ્રાની, સો હમ કાલ હરેંગે. અબ૦ ૨.
દેહ વિનાશી, હું અવિનાશી, અપની ગતિ પકરેંગે,
નાસી જાસી હમ થિર વાસી, ચોખે હૈ નિખરેંગે, અબ૦ ૩.
મર્યો અનંત વાર બિન સમજ્યો, અબ સુખદુઃખ વિસરેંગે;
આનંદઘન નિપટ નિકટ અક્ષર દો, નહીં સમરે સો મરેંગે. અબ૦ ૪.

## પદ્યરત્ન ૪૩ મું. રાગ-ટોડી.

મેરી તું મેરી તું કાહીં ડરે રી, મેરી.
કહે ચેતન સમતા સુનિ આખર, ઔર ડેઢ દિન જૂઠ લરેરી. મેરી૦ ૧.
એતીતો હું જાનું નિહચેં, રીરી પર ન જરાઉ જરેરી;
જબ અપનો પદ આપ સંભારત, તબ તેરે પરસંગ પરેરી. મેરી૦ ૨.
ઔરસ પાઇ અધ્યાતમ સૈલી, પરમાતમ નિજયોગ ધરેરી;
સક્તિ જગાવે નિરૂપમ રૂપકી, આનંદઘન મિલિ કેલિ કરેરી. મેરી૦ ૩.

## પદ્યરત્ન ૪૪ મું. રાગ-ટોડી.

તેરી હું તેરી હું એતી કહું રી, તેરી૦
ઇન બાતમેં દગો તું જાને, તો કરવત કાસી જાય ગહું રી. તેરી૦ ૧.
વેદ પુરાણ કિતાબ કુરાનમેં, આગમ નિગમ કછુ ન લહું રી;
વાચા ફોર સિખાઇ સેવનકી, મેં તેરે રસ રંગ રહું રી. તેરી૦ ૨.
મેરે તો તું રાજી ચહિયેં, ઔરકે બોલ મેં લાખ સહું રી;
આનંદઘન પિયા વેગ મિલો પ્યારે, નહીં તો ગંગ તરંગ વહું રી. તેરી૦ ૩.

## પદ્યરત્ન ૪૫ મું. રાગ-ટોડી.

દગોરી ભગોરી લગોરી જગોરી, એ આંકણી.
મમતા માયા આતમ લે મતિ, અનુભવ મેરી ઔર દગોરી. દગો૦ ૧.

ભ્રાત ન તાત ન માત ન જાત ન, ગાત ન વાત ન લાગત ગોરી;
મેરે સબ દિન દરસન પરસન, તાન સુધારસ પાન પગોરી. ઠગે૦ ૨.
પ્રાણનાથ વિછરેકી વેદન, પાર ન પાવું અથાગ થગોરી;
આનંદઘન પ્રભુ દર્શન આઘટ, ઘાટ ઉતાર ન નાવ મગોરી. ઠગે૦ ૩.

## પદ્યરત્ન ૪૬ મું. રાગ–ટોડી.

ચેતન ચતુર ચોગાન લરી રી; ચેતન૦

જીત લૈ મોહરાયકો લસકર, મિસકર છાંડ અનાદ ધરી રી. ચેતન૦ ૧.
નાંગી કાઢ લે તાડ લે દુસમન, લાગે કાચો દોય ધરી રી;
અચલ અબાધિત કેવલ મનસુફ, પાવે શિવ દરગાહ ભરી રી. ચેતન૦ ૨.
ઔર લરાઈ લરે સો બાવરા, સુર પછાડે નાંઉ અરી રી;
ધરમ મરમ કહા બૂઝે ન ઔરેં, રહે આનંદઘન પદ પકરી રી. ચેતન૦ ૩.

## પદ્યરત્ન ૪૭ મું. રાગ–ટોડી.

પિય બિન નિસ દિન ઝૂરૂં ખરી રી; પિય૦ એ આંકણી.

લહુડી વડીકી કહાની મિટાઇ, દ્વારતેં આંખે કવન ટરી રી. પિય૦ ૧.
પટ ભૂખન તન ભૌકન ઔઢે, ભાવે ન ચોંકી જરાઉ જરી રી;
શિવકમલા આલી સુખ નઉ પાવત, કૌન ગિનત નારી અમરી રી. પિય૦ ૨.
સાસ ઉસાસ વિસાસ ન રાખે, નિણદ નિગોરી ભોર લરી રી;
ઔર તબીબ ન તપત બુઝાવત, આનંદઘન પીયુષઝરી રી. પિય૦ ૩.

## પદ્યરત્ન ૪૮ મું. રાગ–મારૂ, જંગલો.

માયડી મુને નિરપખ કિણહી ન મૂકી, નિરપખ૦ માયડી૦
નિરપખ રહેવા ઘણુંહી ઝૂરી, ધીમેં નિજમતિ ફૂકી. માયડી૦ ૧.
યોગીયેં મલીને યોગણ કીની, યતિયેં કીની યતણી;
ભગતેં પકડી ભગતાણી કીની, મતવાલે કીની મતણી. માયડી૦ ૨.
કેણે મૂકી કેણે લૂંચી, કેણે કેસેં લપેટી;
એકપખો મેં કોઈ ન દેખ્યો, વેદના કિણહી ન મેટી. માયડી૦ ૩.
રામ ભણી રહીમાન ભણાઈ, અરિહંત પાઠ પઢાઈ;
ઘરઘરને હું ધંધે વળગી, અલગી જીવ સગાઈ. માયડી૦ ૪.

કેણે તે થાપી કેણે ઉથાપી, કેણે ચલાવી કિણ રાખી;
કેણે જગાડી કેણે સૂઆડી, કોઈનું કોઇ નથી સાખી. માયડી૦ ૫.
ધીંગ દુર્બળને ઠેલીજે, ઢીંગે ઢીંગો વાજે;
અબળા તે કેમ બોલી શકિયેં, બડ યોદ્ધાને રાજે. માયડી૦ ૬.
જે જે કીધું જે જે કરાવ્યું, તેહ કહેતી હું લાજું;
થોડે કહે ઘણું પ્રીછી લેજો, ઘરશું તીરથ નહીં બીજું. માયડી૦ ૭.
આપ વીતી કહેતાં રીસાવે, તેથી જોર ન ચાલે;
આનંદઘન વાહાલા બાંહડી જાલે, તો બીજું સઘળું પાલે. માયડી૦ ૮.

## પદ્યરત્ન ૪૯ મું. રાગ—સોરઠ.

કંચન વરણો નાહ રે, મુને કોય મિલાવો; કંચન૦
અંજન રેખ ન આંખ ન ભાવે, મંજન શિર પડો દાહ રે. મુને૦ ૧.
કૌન સેન જાને પર મનકી, વેદન વિરહ અથાહ;
થરથર ધ્રૂજે દેહડી મારી, જિમ વાનર ભરમાહ રે. મુને૦ ૨.
દેહ ન ગેહ ન નેહ ન રેહ ન, ભાવે ન દૂહા ગાહા;
આનંદઘન વાલો બાંહડી ઝાલે, નિશદિન ધરૂં ઉમાહા રે. મુને૦ ૩.

## પદ્યરત્ન ૫૦ મું. રાગ—ધન્યાશ્રી.

અનુભવ પ્રીતમ કૈસે મનાસી; અનુભવ૦
છિન નિર્ધન સધન છિન નિર્મલ, સમલ રૂપ બતાસી. અનુભવ૦ ૧.
છિનમેં શક્ર તક્ર પુનિ છિનમેં, દેખું કહત અનાસી;
વિરજ ન વિચ્ચ આપા હિતકારી, નિર્ધન જૂઠ ખતાસી. અનુભવ૦ ૨.
તોહિ તૂં મેરો મૈહિ તું તેરી, અંતર કાહે જનાસી;
આનંદઘન પ્રભુ આન મિલાવો, નહિતર કરો ધનાસી. અનુભવ૦ ૩.

## પદ્યરત્ન ૫૧ મું. રાગ—ધમાલ.

ભાદુંકી રાતિ કાતીસી વહે, છાતીય છિન છિન છીના. ભાદું૦ ૧.
પ્રીતમ સબ છબી નિરખકે હો, પીઉ પીઉ પીઉ કીના;
વાહી બિચ ચાતક કરે હો પ્રાનહરે પરવીના. ભાદું૦ ૨.
એક નિસિ પ્રીતમ નાંઉંકી હો, વિસર ગઇ સુધ નાઉ;
ચાતક ચતુર વિના રહી હો, પીઉ પીઉ પીઉ પીઉ પીઉ. ભાદું૦ ૩.

એક સમે આલાપકે હો, કાને અડાને ગાન;
સુઘર બપીહા સુર ધરે હો, દેત હૈ પીઉ પીઉ તાન. ભાદું૦ ૪.
રાત વિભાવ વિલાત હૈ હો, ઉદિત સુભાવ સુભાન;
સુમતા સાચ મતે મિલે હો, આએ આનંદઘન માન. ભાદું૦ ૫.

## પદ્યરત્ન પર મું. રાગ–જયજયવંતી.

મેરે પ્રાન આનંદઘન, તાન આનંદઘન. એ આંકણી.
માત આનંદઘન, તાત આનંદઘન, ગાત આનંદઘન, જાત આનંદઘન. મેરે૦ ૧.
લાજ આનંદઘન, કાજ આનંદઘન, સાજ આનંદઘન, લાજ આનંદઘન. મેરે૦ ૨.
આભ આનંદઘન, ગાભ આનંદઘન, નાભ આનંદઘન, લાભ આનંદઘન. મેરે૦ ૩.

## પદ્યરત્ન પ૩ મું. રાગ–સોરઠ મુલતાની.

## નટરાગિણી. સહેલી.

સારા દિલ લગા હૈ, બંસીવારેસું; બંસીવારેસું પ્રાન પ્યારેસું. સારા૦
મોર મુકુટ મકરાકૃતકુંડલ, પીતાંબર પટવારેસું. સારા૦ ૧.
ચંદ ચકોર ભયે પ્રાન પપઇયા, નાગરનંદ દુલારેસું; સારા૦
ઇન સખીકે ગુન ગંદ્રપ ગાવે, આનંદઘન ઉજીયારેસું. સારા૦ ૨.

## પદ્યરત્ન પ૪ મું. રાગ–પ્રભાતી આશાવરી.

રાતડી રમીને કિહાંથી આવિયા. એ દેશી.

મૂલડો થોડો ભાઇ વ્યાજડો ઘણો રે, કેમ કરી દીધો રે જાય;
તલપદ પૂંજી મેં આપી સઘલીરે, તોહે વ્યાજ પૂરૂં નવિ થાય. મૂલડો૦ ૧.
વ્યાપાર ભાગો જલવટ થલ વટે રે, ધીરે નહીં નીસાની માય;
વ્યાજ છોડાવી કોઇ ખંદા પરઠવે રે, તો મૂલ આપું સમ ખાય. મૂલડો૦ ૨.
હાટડું માંડું રૂડા માણક ચોકમાં રે, સાજનીયાંનુ મનડું મનાય;
આનંદઘન પ્રભુશેઠ શિરોમણિ રે, બાંહડી ઝાલજો રે આય. મૂલડો૦ ૩.

## પદ્યરત્ન પપ મું. રાગ–ધન્યાશ્રી.

ચેતન આપા કૈસેં લહોઇ, ચેતન૦
સત્તા એક અખંડ અબાધિત, ઇહ સિદ્ધાંત પખ જોઇ. ચેતન૦ ૧.
અન્વય અરૂ વ્યતિરેક હેતુકો, સમજ રૂપ ભ્રમ ખોઇ;
આરોપિત સર્વ ધર્મ ઔર હૈ, આનંદઘન તત સોઇ. ચેતન૦ ૨.

## પદ્યરત્ન ૫૬ મું. રાગ-ધન્યાશ્રી.

બાલુડી અબલા જોર કિસ્યું કરે, પીઉડો પરઘર જાય;
પૂરવદિસિ પચ્છિમદિસિ રાતડો, રવિ અસ્તંગત થાય. બાલુડી૦ ૧.

પૂનમ સસી સમ ચેતન જાણીયેં, ચંદ્રાતપ સમ ભાણ;
વાદલ ભર જિમ દલથિતિ આણીયેં, પ્રકૃતિ અનાવૃતજાણ. બાલુડી૦ ૨.

પરઘર ભમતાં સ્વાદ કિયો લહે, તન ધન યૌવન હાણ;
દિન દિન દીસે અપયશ વાધતો, નિજ જન ન માને કાંણ. બાલુડી૦ ૩.

કુલવટ છાંડી અવટ ઔવટ પડે, મન મેહવાને ધાટ;
આંધો આંધે મિલે એ જણુ, કોણ દેખાડે વાટ. બાલુડી૦ ૪.

બંધુ વિવેકે પીઉડો બૂઝવ્યો, વાર્યો પરઘર સંગ;
આનંદઘન સમતાઘર આણે, વાધે નવ નવ રંગ. બાલુડી૦ ૫.

## પદ્યરત્ન ૫૭ મું. રાગ-આશાવરી.

દેખો એક અપૂરવ ખેલા, આપહી બાજી આપહી બાજીગર;
આપ ગુરૂ આપ ચેલા. દેખો૦ ૧.

લોક અલોક બિચ આપ બિરાજિત, ગ્યાન પ્રકાશ અકેલા;
બાજી છાંડ તહાં ચઢ બૈઠે, જિહાં સિંધુકા મેલા. દેખો૦ ૨.

વાગવાદ ખટનાદ સહુમેં, કિસંકે કિસંકે બોલા;
પાહાણુકો ભાર કાંહી ઉઠાવત; એક તારેકા ચોલા. દેખો૦ ૩.

ષટ્પદ પદકે જોગસિરિખસ, ક્યોંકર ગજપદ તોલા;
આનંદઘન પ્રભુ આય મિલ્યો તુમ, મિટ જાય મનકા ડોલા. દેખો૦ ૪.

## પદ્યરત્ન ૫૮ મું. રાગ-વસંત.

પ્યારે આય મિલો કહાયેંતે જાત, મેરો વિરહ વ્યથા અકુલાત ધાત. પ્યારે૦ ૧.
એક પૈસાભર ન ભાવે નાજ, ન ભૂપણ નહી પટ સમાજ. પ્યારે૦ ૨.
મોહન રાસ ન દુસત તેરી આસી, મદનો ભય હૈ ઘરકી દાસી. પ્યારે૦ ૩.
અનુભવ જાહકે કરો વિચાર, કદ દેખે હૂં વાકા તનમેં સાર. પ્યારે૦ ૪.
જાય અનુભવ જઇ સમજાયે કંત, ઘર આયે આનંદઘન ભયે વસંત. પ્યારે૦ ૪.

## પદ્યરત્ન ૫૯ મું. રાગ—કલ્યાણ.

મોકૂં કોઉ કૈસી હુતંકો, મેરે કામ એક પ્રાન જીવનસું;
ઔર ભાવે સો બકો. મોકૂં૦ ૧.
મેં આયો પ્રભુ સરન તુમારી, લાગત નાહીં ધકો;
ભુજ ન ઉઠાય કહું ઔરનસું, કરહું જ કરહી સકો. મોકૂં૦ ૨.
અપરાધિ ચિત્ત ઠાન જગત જન, કોરિક ભાંત ચકો;
આનંદઘન પ્રભુ નિહચે માનો, ઇહ જન રાવરો થકો. મોકૂં૦ ૩.

## પદ્યરત્ન ૬૦ મું. રાગ—સારંગ.

અબ મેરે પતિ ગતિ દેવનિરંજન; અબ૦
ભટકૂં કહા કહા સિર પટકૂં, કહા કરૂં જન રંજન. અબ૦ ૧.
ખંજન દગન દગન લગાવું, ચાહૂ ન ચિતવન અંજન;
સંજન ઘટ અંતર પરમાતમ, સકલ દુરિત ભય ભંજન. અબ૦ ૨.
એહ કામ ગવિ એહ કામઘટ, એહી સુધારસ મંજન;
આનંદઘન પ્રભુ ઘટવનકે હરિ, કામ મતંગ ગજ ગંજન. અબ૦ ૩.

## પદ્યરત્ન ૬૧ મું. રાગ—જયજયવંતી.

મેરી સું તુમતેં જુ કહા, દૂરીકે હોનં સમેરી રી; મેરી૦ ૧.
દેહસેં દેખ મેરી, મનસા દુઃખ ઘેરી રી;
જનકે સંગ ખેલા આતો, જગતકી ચેરી રી. મેરી૦ ૨.
શિરછેદી આગેં ધરે, ઔર નહીં તેરી રી;
આનંદઘન કોસો, જો કહું હું અનેરી રી. મેરી૦ ૩.

## પદ્યરત્ન ૬૨ મું. રાગ—મારૂ.

પીયા બિન સુધબુદ્ધ ખૂંદી હો,
વિરહ ભુયંગ નિસા સમે, મેરી સેજડી ખૂંદી હો; પીયાબિન૦ ૧.
ભોયણ પાન કથા મિટી, કિસકું કહું સૂધી હો;
આજ કાલ ઘર આનકી, જીવ આસ વિલુદ્ધી હો. પીયાબિન૦ ૨.
વેદન વિરહે અથાહ હૈ, પાણી નવ નેજા હો;
કૌન હબીબ તબીબ હૈ, ટારે કર કરેજા હો. પીયાબિન૦ ૩.

ગાલ હથેલી લગાયકે, સુરસિંધુ સમેલી હો;
અસુઅન નીર વહાયકે, સિંચૂં કર વેલી હો. પીયાબિન૦ ૪.
શ્રાવણ ભાદું ઘનઘટા, વિચ વીજ ઝબૂકા હો;
સરિતા સરવર સબ ભરે, મેરા ઘટસર સબ સૂકા હો. પીયાબિન૦ ૫.
અનુભવ બાત બનાયકે, કહે જૈસી ભાવે હો;
સમતા ટુક ધીરજ ધરે, આનંદઘન આવે હો. પીયાબિન૦ ૬.

## પદ્યરત્ન ૬૩ મું.—રાગ-મારૂ.

વ્રજનાથસેં સુનાથ વિણ, હાથો હાથ વિકાયો;
વિચકો કોઉ જનકૃપાલ, સરન નજર નાયો. વ્રજનાથસેં૦ ૧.
જનની કહું જનક કહું, સુત સુતા કહાયો;
ભાઇ કહું ભગિની કહું, મિત્ર શત્રુ ભાયો. વ્રજનાથસેં૦ ૨.
રમણી કહું, રમણ કહું, રાઉ રંજ ઉતાયો;
દેવકપતિ ઇંદ ચંદ, કીટ ભૃંગ ગાયો. વ્રજનાથસેં૦ ૩.
કામી કહું નામી કહું, રોગ ભોગ માયો;
નિશપતિધર દેહ ગેહધરિ વિવિધ વિધ ધરાયો. વ્રજનાથસેં૦ ૪.
વિધિ નિષેધ નાટક ધરી, ભેખ આઠ છાયો;
ભાષા પટ વેદ ચાર, સાંગ શુદ્ધ પઢાયો. વ્રજનાથસેં૦ ૫
તુમસેં ગજ રાજ પાય, ગર્દભ ચઢી ધાયો;
પાયસ સુગ્રહકા વિસારી, ભીખ નાજ ખાયો. વ્રજનાથસેં૦ ૬.
લીલાબું હટુક ન ચાય, કહાજુ દાસ આયો;
રોમરોમ પુલકિત હું, પરમ લાભ પાયો. વ્રજનાથસેં૦ ૭.
એરિ પતિતકે ઉધારન તુમ, કહિસો પીવત મામી;
મોસું તુમ કબ ઉધારો, ક્રૂર કુટિલ કામી. વ્રજનાથસેં૦ ૮.
ઔર પતિત કેઇ ઉધારે, કરણી બિનું કરતા;
એક કાહી નાઉં લેઉં, જૂઠે બિરદ ધરતા. વ્રજનાથસેં૦ ૯.
કરની કરી પાર ભએ, બહોત નિગમ સાખી,
શોભા દઇ તુમકૂં નાથ, અપની પત રાખી. વ્રજનાથસેં૦ ૧૦.
નિપટ અજ્ઞાની પાપકારી, દાસ હૈ અપરાધી;

જાનુ જો સુધાર હો, અબ નાથ લાજ સાધી. વ્રજનાથસેં૦ ૧૧.
ઔરકો ઉપાસક હું, કૈસેં કોઇ ઉધારૂં;
દુવિધા યહ રાખો મત, યા વરી વિચારૂં. વ્રજનાથસેં૦ ૧૨.
ગઇ સો તો ગઇ નાથ, ફેર નહિં કીજે;
દ્વારે રહ્યો ઢીંગ દાસ, અપનો કરી લીજે. વ્રજનાથસેં૦ ૧૩.
દાસકો સુધારી લેહુ, બહુત કહા કહિયે;
આનંદઘન પરમ રીત, નાઉંકી નિવહિયે. વ્રજનાથસેં૦ ૧૪.

## પદ્યરત્ન ૬૪ મું. રાગ–વસંત.

અબ જાગો પરમગુરૂ પરમદેવ પ્યારે, મેટહું હમ તુમ બિચ ભેદ. અબ૦ ૧.
આલી લાજ નિગોરી ગમારી જાત, મુહિ આન મનાવત વિવિધ ભાત. અબ૦ ૨.
અલિ પર નિર્મૂલી કુલટી કાન, મુનિ તુહિ મિલન બિચ દેત હાન. અબ૦ ૩.
પતિ મતવારે ઔર રંગ, રમે મમતા ગણિકાકે પ્રસંગ. અબ૦ ૪.
જબ જડ તો જડ વાસ અંત, ચિત્ત ફુલે આનંદઘન ભય વસંત. અબ૦ ૫.

## પદ્યરત્ન ૬૫ મું. રાગ–સાખી.

રાસ સસી તારા કલા, જોસી જોઇને જોસ;
રમતા સુમતા કબ મિલે,[1] ભાંગે વિરહા સોસ. ૧.

## ગોડી રાગમાં.

પીયા બિન કૌન મિટાવે રે, વિરહવ્યથા અસરાલ. પીયા૦ ૧.
નિંદ નીમાણી આંખ તેરે, નાઠી મુજ દુઃખ દેખ;
દીપક શિર ડોલે ખરો પ્યારે, તન થિર ધરે ન નિમેષ. પીયા૦ ૨.
સસિ સરિણુ તારા જગી રે, વિનગી દામિની તેગ;
રયણી દયણુ મતે દગો પ્યારે, મયણુ સયણુ વિનુ વેગ. પીયા૦ ૩.
તનપિંજર ઝૂરે પર્યો રે, ઊડી ન સકે જીવ હંસ;
વિરહાનલ જાલા જલી પ્યારે, પંખ મૂલ નિરવંસ. પીયા૦ ૪.
ઊસાસાસેં વઢાઊકો રે, વાદ વદે નિશિ રાંડ;
ન મને ઊસાસા મની પ્યારે, હટકે ન રયણી માંડ. પીયા૦ ૫.

---

૧. અહીં " આતમમિલા કિમ મળે " એવો પાઠાંતર છે.–સંગ્રહકર્ત્તા.

ઇહ વિધિ છે જે ઘરધણી રે, ઉસસું રહે ઉદાસ;
હર વિધ આઇ પૂરી કરે પ્યારે, આનંદઘન પ્રભુ આસ. પીયા૦ ૬.

### પદ્યરત્ન ૬૬ મું. રાગ-આશાવરી.

સાધુ ભાઇ અપના રૂપ જબ દેખા; સાધુ૦
કરતા કૌન કૌન પુની કરની, કૌન માગેગો લેખા; સાધુ૦ ૧.
સાધુસંગતિ અરૂ ગુરૂકી કૃપાતેં, મિટ ગઇ કુલકી રેખા;
આનંદઘન પ્રભુ પરચો પાયો, ઊતર ગયો દિલ ભેખા. સાધુ૦ ૨.

### પદ્યરત્ન ૬૭ મું. રાગ-આશાવરી.

રામ કહો રહેમાન કહો કોઉ, કાન કહો મહાદેવરી;
પારસનાથ કહો કોઉ બ્રહ્મા, સકલ બ્રહ્મ સ્વયંમેવરી. રામ૦ ૧.
ભાજન ભેદ કહાવત નાના, એક મૃત્તિકા રૂપરી;
તૈસેં ખંડ કલ્પના રોપિત, આપ અખંડ સરૂપરી; રામ૦ ૨.
નિજપદ રમે રામ સો કહિયેં, રહિમ કરે રહેમાનરી;
કરશે કરમ કાન સો કહિયેં, મહાદેવ નિર્વાણરી. રામ૦ ૩.
પરસે રૂપ પારસ સો કહિયેં, બ્રહ્મ ચિન્હે સો બ્રહ્મરી;
ઇહ વિધ સાધો આપ આનંદઘન, ચેતનમય નિઃકર્મરી. રામ૦ ૪.

### પદ્યરત્ન ૬૮ મું. રાગ-આશાવરી.

સાધુસંગતિ બિનુ કૈસેં પૈયેં, પરમ મહારસ ધામરી; એ આંકણી.
કોટિ ઉપાય કરે જો બૌરો, અનુભવકથા વિશ્રામરી. સાધુ૦ ૧.
શીતલ સફલ સંત સુરપાદપ, સેવૈ સદા સુછાંઇ રી;
વંછિત ફલે ટલે અનવંછિત, ભવસંતાપ બૂઝાઇરી. સાધુ૦ ૨.
ચતુરવિરંચી વિરંજન ચાહે, ચરણકમલ મકરંદ રી;
કો હરિ ભરમ વિહાર દિખાવે, શુદ્ધ નિરંજન ચંદ રી. સાધુ૦ ૩.
દેવ અસુર ઇંદ્ર પદ ચાહુન, રાજ ન કાજ સમાજ રી;
સંગતિ સાધુ નિરંતર પાવું, આનંદઘન મહારાજ રી. સાધુ૦ ૪.

### પદ્યરત્ન ૬૯ મું. રાગ-અલહિયો, વેલાવલ.

પ્રીતકી રીત નહી હો પ્રીતમ; પ્રીતકી૦
મૈં તો અપનો સરવ શૃંગારો, પ્યારેકી ન લઇ હો. પ્રીતકી૦ ૧.

મેં વસ પિયકે પિય સંગ ઓરકે, યા ગતિ કિન સીખઇ;
ઉપગારી જન જાય મનાવો, જો કછુ ભઇ સો ભઇ હો. પ્રીતકી૦ ૨.
વિરહાનલજાલા અતિહિ કઠિન હૈ, મોસેં સહી ન ગઇ;
આનંદઘન યું સઘન ધારા, તબહી દે પઠઇ હો. પ્રીતકી૦ ૩.

## પદ્યરત્ન ૭૦ મું.

### સાખી.

આતમ અનુભવ રસ કથા, પ્યાલા પિયા ન જાય;
મતવાલા તો ઢહિ પરે, નિમતા પરે પચાય. ૧.

### રાગ-વસંત ધમાલ.

છબિલે લાલન નરમ કહે, આલી ગરમ કરત કહા બાત; ટેક.
માંકે આગે મામુકી કોઇ, વરનન કરય ગિવાર;
અજહૂ કપટકે કોથરી હો, કહા કરે સરધા નાર. છબિલે૦ ૧.
ચઉગતિ મહેલ ન છારિહી હો, કૈસેં આત ભરતાર;
ખાનો ન પીનો ઇન બાતમેં હો, હસત ભાનન કહા હાડ. છબિલે૦ ૨.
મમતા ખાટ પરે રમે હો, ઔર નિંદે દિન રાત;
લેનો ન દેનો ઇન કથા હો, ભોરહી આવત જાત. છબિલે૦ ૩.
કહે સરધા સુનિ સામિની હો, એતો ન કીજે ખેદ;
હેરે હેરે પ્રભુ આવહી હો, વદે આનંદઘન મેદ. છબિલે૦ ૪.

## પદ્યરત્ન ૭૧ મું. રાગ-મારૂ.

અનંત અરૂપી અવિગત સાસતો હો, વાસતો વસ્તુ વિચાર;
સહજ વિલાસી હાસી નવી કરે હો, અવિનાશી અવિકાર. અનંત૦ ૧.
જ્ઞાનાવરણી પંચ પ્રકારનો હો, દરશનના નવ ભેદ;
વેદની મોહની દોય દોય જાણીયેં હો, આયુખું ચાર વિચ્છેદ. અનંત૦ ૨.
શુભ અશુભ દોય નામ વખાણીયેં હો, નીચ ઉંચ દોય ગોત;
વિઘ્ન પંચક નિવારી આપથી હો, પંચમ ગતિ પતિ હોત. અનંત૦ ૩.
યુગપદભાવિ ગુણ ભગવંતના હો, એકત્રીશ મન આણ;
અવર અનંતા પરમાગમથકી હો, અવિરોધી ગુણ જાણ. અનંત૦ ૪.

સુંદર સરૂપી સુભગ શિરોમણિ હો, સુણ મુજ આતમરામ;
તન્મય તલ્લય તસુ ભક્તેં કરી હો, આનંદઘન પદ ઠામ. અનંત૦ ૫.

## પદ્યરત્ન ૭૨ મું. રાગ-કેદારો.

મેરે માજી મજીઠી સુણુ એક વાત, મીઠડે લાલન વિન ન રહુ રલીયાત. મેરે૦ ૧.
રંગીત ચૂનડી લડી ચોડા, કાથા સોપારી અરૂ પાનકા બીડા;
માંગ સિંદૂર સદલ કરે પીડા, તન કઠા ડાકોરે વિરહા કીડા. મેરે૦ ૨.
જહાં તહાં ઢુંઢું ઢોલ ન મિત્તા, પણ ભોગી નર વિણ સબ યુગ રીતા;
રયણી વિહાણી દહાડા થીતા, અજહૂ ન આવે મોહિ છેહા દીતા. મેરે૦ ૩.
તનરંગ ફૂંદ ભરમલી ખાટ, ચુન ચુન કલીયાં વિછું ઘાટ;
રંગ રંગીલી ફુલી પહેરૂંગી નાટ, આવે આનંદઘન રહે ઘર ઘાટ. મેરે૦ ૪.

## પદ્યરત્ન ૭૩ મું. રાગ-કેદારો.

ભોલે લોગા હું રહું તુમ ભલા હાંસા, સલૂણે સાજન વિણ કૈસા ઘરવાસા. ભોલે૦ ૧.
સેજ સુંહાલી ચાંદણી રાત, ફુલડી વાડી ઉર સીતલ વાત;
સઘલી સહેલી કરે સુખ સાતા, મેરા તન તાતા મૂઆ વિરહા માતા. ભોલે૦ ૨.
ફિર ફિર જોઉં ધરણી આગાસા, તેરા છિપણા પ્યારે લોક તમાસા;
ન વલે તનતેં લોહી માંસા, સાંઇડાની બે ધરણી છોડી નિરાસા. ભોલે૦ ૩.
વિરહ કુભાવસેં મુજ કીયા, ખબર ન પાવે તો ધિગ મેરા જીયા;
દહી વાયદો જો બતાવે મેરા કોઇ પીયા, આવે આનંદઘન કરૂં દીયા. ભોલે૦ ૪.

## પદ્યરત્ન ૭૪ મું. રાગ-વસંત.

યાકુબુદ્ધિ કુંમરી કોન જાત, જહાં રીઝે ચેતન ગ્યાન ગાત. યા૦ ૧.
કુત્સિત સાખ વિશેષ પાય, પરમ સુધારસ વારિ જાય. યા૦ ૨.
જીયા ગુન જાનો ઔર નાંહી, ગલે પડેંગી પલક માંહિ. યા૦ ૩.
રેખા છેદે વાહી તામ, પદીગેં મીઠી સુગુણ ધામ. યા૦ ૪.
તે આગેં અધિકેરી તાહી, આનંદઘન અધિકેરી ચાહી. યા૦ ૫.

## પદ્યરત્ન ૭૫ મું. રાગ-વસંત.

લાલન બિન મેરો કુન હવાલ, સમજે ન ઘટકી નિઠુર લાલ. લાલન૦ ૧.
વીર વિવેકજું માંજિ માંયિ, કહા પેટ દઇ આગેં છિપાઇ. લાલન૦ ૨.

તુમ ભાવે જો સો કીજેં વીર, સોઈ આન મિલાવો લાલન ધીર. લાલન૦ ૩.
અમરે કરે ન જાત આધ, મન ચંચલતા મિટે સમાધ. લાલન૦ ૪.
જાય વિવેક વિચાર કીન, આનંદઘન કીને અધીન. લાલન૦ ૫.

### પદ્યરત્ન ૭૬ મું. રાગ–વસંત.

પ્યારે પ્રાન જીવન એ સાચ જાન, ઉત બરકત નાંહી ન તિલસમાન. પ્યારે૦ ૧.
ઉનસેં ન માંગુ દિન નાંહિ એક, ઇતિ પકરિ લાલ છરિ કરિ વિવેક. પ્યારે૦ ૨.
ઉત શઠતા માયા માન ડુંબ, ઇત રૂજુતા મૃદુતા જાનો કુટુંબ. પ્યારે૦ ૩.
ઉત આસા તૃષ્ણા લોભ કોહ, ઇત શાંત દાંત સંતોષ સોહ. પ્યારે૦ ૪.
ઉત કલા કલંકી પાપ વ્યાપ, ઇત ખેલે આનંદઘન ભૂપ આપ. પ્યારે૦ ૫.

### પદ્યરત્ન ૭૭ મું. રાગ–રામગ્રી.

હમારી લય લાગી પ્રભુ નામ; હમારી૦
અંબ ખાસ અરૂ ગોસલ ખાને, દર અદાલત નહીં કામ. હમારી૦ ૧.
પંચ પચીશ પચ્ચાસ હજારી, લાખ કિરોરી દામ;
ખાય ખરચે દીયે વિનુ જાત હૈ, આનન કર કર સ્યામ. હમારી૦ ૨.
ઇનકે ઉનકે શિવકે નજીઉકે, ઉરજ રહે વિનું ઠામ;
સંત સયાને કોય બતાવે, આનંદઘન ગુનધામ. હમારી૦ ૩.

### પદ્યરત્ન ૭૮ મું. રાગ–રામગ્રી.

જગત ગુરૂ મેરા મેં જગતકાં ચેરા, મિટ ગયા વાદ વિવાદકા ઘેરા. જગત૦ ૧.
ગુરૂ કે ઘરમેં નવનિધિ સારા, ચેલેકે ઘરમેં નિપટ અંધારા; જગત૦
ગુરૂકે ઘર સબ જરિત જરાયા, ચેલેકી મઢીયાંમેં છપર છાયા. જગત૦ ૨.
ગુરૂ મોહી મારે શબ્દકી લાઠી, ચેલેકી મતિ અપરાધની કાઠી; જગત;
ગુરૂકે ઘરકા મરમ ન પાયાં, અકથ કહાંની આનંદઘન ભાયા. જગત૦ ૩.

### પદ્યરત્ન ૭૯ મું. રાગ–જય જયવંતી.

એસી કૈસી ઘરવસી, જિનસ અનેસી રી;
યાહી ઘર રહિસેં જગવાહી, આપદ હૈ ઇસી રી. એસી૦ ૧.
પરમ સરમ દેસી, ઘરમેંઉ પેસી રી;
યાહી તેં મોહની મૈસી, જગત સગૈસી રી. એસી૦ ૨.

કોરીસી ગરજ નેસી, ગરજ ન ચખેસી રી;
આનંદઘન સુનો સાંબંદી, અરજ કહેસી રી. એસી૦ ૩.

### પદ્યરત્ન ૮૦ મું. રાગ–સારંગ.

ચેતન શુદ્ધાતમકૂં ધ્યાવો, પરપરચે ધામધૂમ સદાઇ;
નિજ પરચે સુખ પાવો. ચેતન૦ ૧.
નિજ ઘરમેં પ્રભુતા હૈ તેરી, પરસંગ નીચ કહાવે;
પ્રત્યક્ષ રીત લખી તુમ એસી, ગહિયેં આપ ગુહાવે. ચેતન૦ ૨.
યાવત તૃષ્ણા મોહ હૈ તુમકો, તાવત્ મિથ્યા ભાવ;
સ્વસંવેદ ગ્યાન લહી કરિવો, છંદો ભ્રમક વિભાવો. ચેતન૦ ૩.
સુમતા ચેતન પતિકૂં ઇણવિધ, કહે નિજ ઘરમેં આવો;
આતમ ઉદ સુધારસ પીયે, સુખ આનંદ પદ પાવો. ચેતન૦ ૪.

### પદ્યરત્ન ૮૧ મું. રાગ–સારંગ.

ચેતન એસા ગ્યાન વિચારો, સોહં સોહં સોહં સોહં;
સોહં અણુનબીયા સારો. ચેતન૦ ૧.
નિશ્ચય સ્વલક્ષણ અવલંબી, પ્રજ્ઞા છૈની નિહારો;
ઇહ છૈની મધ્ય પાતી દુવિધા, કરે જડ ચેતન ફારો. ચેતન૦ ૨.
તસ છૈની કર ગ્રહીયેં જો ધન, સો તુમ સોહં ધારો;
સોહં જાનિ દટો તુમ મોહં, વ્હૈ હૈ સમકો વારો. ચેતન૦ ૩.
કુલટા કુટિલ કુબુદ્ધિ કુમતા, છંડો વ્હૈ નિજ ચારો;
સુખ આનંદ પદે તુમ બેસી, સ્વપરકૂં નિસ્તારો. ચેતન૦ ૪.

### પદ્યરત્ન ૮૨ મું. રાગ–સૂરતિ ટોડી.

પ્રભુ તોસમ અવર ન કોઇ ખલકમેં, હરિહર બ્રહ્મા વિગૂતે સોતો;
મદન જીત્યો તેં પલકમેં. પ્રભુ૦ ૧.
જ્યોં જલ જગમેં અગન બુઝાવત, વડવાનલસો પીયે પલકમેં;
આનંદઘન પ્રભુ વામા રે નંદન, તેરી હામ ન હોત હલકમેં. પ્રભુ૦ ૨.

### પદ્યરત્ન ૮૩ મું. રાગ–મારૂ.

નિઃસ્પૃહ દેશ સોહામણો, નિર્ભય નગર ઉદારહો. વસે અંતરજામી;

નિર્મલ મન મંત્રી વડો, રાજા વસ્તુવિચાર હો. વસે૦ ૧.
કેવલ કમલા ગાર હો, સુણ સુણ શિવગામી;
કેવલ કમલાનાથ હો, સુણ સુણ નિઃકામી;
કેવલ કમલાવાસ હો, સુણ સુણ શુભગામી;

આતમા તું ચૂકીશમાં, સાહેબા તું ચૂકીશમાં,
રાજિંદા તું ચૂકીશમાં, અવસર લહી જી. એ આંકણી.

દૃઢ સંતોપકામામોદસા, સાધુ સંગત દૃઢ પોલ હો. વસે૦
પોલિયો વિવેક સુજાગતો, આગમ પાયક તોલ હો. વસે૦ ૨.
દૃઢ વિશવાસ વિતા ગરો, સુવિનોદી વ્યવહાર હો. વસે૦
મિત્ર વૈરાગ વિહડે નહી, ક્રીડા સુરતિ અપાર હો. વસે૦ ૩.
ભાવના બાર નદી વહે, સમતા નીર ગંભીર હો. વસે૦
ધ્યાન ચહિવચ્ચો ભર્યો રહે, સમપન ભાવ સમીર હો. વસે૦ ૪.
ઉચાલો નગરી નહીં, દુષ્ટદુઃકાલ ન યોગ હો. વસે૦
ઇતિ અનીતિ વ્યાપે નહી, આનંદઘન પદ ભોગ હો. વસે૦ ૫.

## પદ્યરત્ન ૮૪ મું. રાગ-ઇમન.

લાગી લગન હમારી, જિન રાજ સુજસ સુન્યો મેં; લાગી. ટેક.
કાહુકે કહે કબહુ નહિ છૂટે, લોક લાજ સબ ડારી;
જૈસેં અમલિ અમલ કરત સમે, લાગ રહી જ્યું ખુમારી. જિન૦ ૧.
જૈસેં યોગી યોગધ્યાનમેં, સુરત ટરત નહીં ટારી,
તૈસેં આનંદઘન અનુહારી, પ્રભુકે હું બલિહારી. જિન૦ ૨.

## પદ્યરત્ન ૮૫ મું. રાગ-કાફી.

વારી હું બોલડે મીઠડે, તુજવિન મુજ નહિ સરેરે સુરિજન,
લાગત ઓર અનીઠડે; વારી૦ ૧.
મેરે મનકુ જક ન પરત હૈ, બિનુ તેરે મુખ દીઠડે;
પ્રેમ પીયાલા પીવત પીવત, લાલન સબદિન નીઠડે; વારી૦ ૨.
પૂછ્છુ કૌન કહાંસું હુંઢું, કિસકૂં ભેજું ચીઠડે;
આનંદઘન પ્રભુ સેજડી પાઉંતો, ભાગે આનવસીઠડે. વારી૦ ૩.

## પદ્યરત્ન ૮૬ મું. રાગ-ધમાલ.

સલૂણે સાહેબ આવેંગે મેરે, આલીરી વીરવિવેક કહો સાચ; સલુણે૦
મોસું સાચ કહો મેરીસું, સુખ પાયો કે નહિં;
કહાંની કહા હું કહાંકી, હિંડારે ચતુરગતિ માંહિ. સલુણે૦ ૧.
ભલી ભઇ ઇત આવહી હો, પંચમ ગતિકી પ્રીત,
સિદ્ધ સિદ્ધંત રસ પાકકી હો, દેખે અપૂરવ રીત. સલુણે૦ ૨.
વીર કહે એતી કહું હો, આએ આએ તુમ પાસ;
કહે સમતા પરિવારસું હો, હમ હે અનુભવ દાસ. સલુણે૦ ૩.
સરધા સુમતા ચેતના હો, ચેતન અનુભવ આંહિ;
સગતિ ફેરવે નિજ રૂપકી હો, લીને આનંદઘન માંહિ. સલુણે૦ ૪.

## પદ્યરત્ન ૮૭ મું. રાગ-ધમાલ.

વિવેકી વીરા સહ્યા ન પરે, વરજે ક્યું ન આપકે મિત્ત. વિવેકી૦ ટેક.
કહા નિગોડી મોહની હો, મોહત લાલ ગમાર;
વાંકે પર મિથ્યા સુતા હો, રીજ પડે કહાયાર. વિવેકી૦ ૧.
ક્રોધ માન બેટા ભયે હો, દેત ચપેટા લોક;
લોભ જમાઇ માયા સુતા હો. એક ચઢયો પર મોક. વિવેકી૦ ૨.
ગઇ તિથિકૂં કહા બંભણા હો, પૂછે સુમતા ભાવ;
ઘરકે સુત તેરે મતેં હો, કહાલાં કરત બઢાવ. વિવેકી૦ ૩.
તવ સમત ઉદ્યમ કીયો હો, મેટયો પૂરવ સાજ;
પ્રીત પરમસુંજોરિકેં હો, દીનો આનંદઘન રાજ. વિવેકી૦ ૪.

## પદ્યરત્ન ૮૮ મું. રાગ-ધમાલ.

પૂછીયેં આલી ખબર નહીં, આયે વિવેક વધાય પૂછીયેં. એ આંકણી.
મહાનંદ સુખકી વરનીકા, તુમ આવત હમ ગાત;
પ્રાનજીવન આધારકી હો, ખેમકુશલ કહો બાત. પૂછીયેં૦ ૧.
અચલ અબાધિત દેવકું હો, ખેમ શરીર લખંત;
વ્યવહારિ ઘટવધ કથા હો, નિહચેં સરમ અનંત. પૂછીયેં૦ ૨.

બંધમોખ નિહચેં નહીં હો, વિવહારે લખ દોય;
કુશલ ખેમ અનાદિહી હો, નિત્ય અબાધિત હોત. પૂછીયેં૦ ૩.
સુન વિવેક મુખતેં નહીં હો, બાની અમૃત સમાન;
સરધા સમતા દો મિલી હો, લ્યાઇ આનંદઘન તાન. પૂછીયેં૦ ૪.

## પદ્યરત્ન ૮૯ મું. રાગ–ધન્યાશ્રી.

ચેતન સકલ વિયાપક હોઈ, સકલ૦ ચેતન૦
સત અસત ગુંન પરજ્ય પરનતિ, ભાવ સુભાવ ગતિ દોઈ; ચેતન૦ ૧.
સ્વ પર રૂપ વસ્તુકી સત્તા, સીઝેં એક ન દોય;
સત્તા એક અખંડ અબાધિત, યહ સિદ્ધાંત પખ હોઇ, ચેતન૦ ૨.
અનવય વ્યતિરેક હેતુકો, સમઝ રૂપ ભ્રમ ખોઇ;
આરોપિત સબ ધર્મ ઓર હૈ, આનંદઘન તત સોઇ; ચેતન૦ ૩.

## પદ્યરત્ન ૯૦ મું રાગ–સોરઠ.

( સાખી સોરઠા. )

અણ જોવતાં લાખ, તો એકે નહીં;
લાધી જોવાન સાખ, વાહાલા વિણ એલેં ગઇ.
મ્હોટી વહુયેં મન ગમતું કીધું; મ્હોટી૦ એ આંકણી.
પેટમાં પેસી મસ્તક રહેસી, વેરી સાહી સ્વામીજીને દીધું. મ્હોટી૦ ૧.
ખોળે બેસી મીઠું બોલે, કાંઇ અનુભવ અમૃત જલ પીધું;
છાની છાની છરકડા કરતી, છરતી આંખે મનડું વીંધ્યું. મ્હોટી૦ ૨.
લોકાલોક પ્રકાશક છૈયું, જણતા કારજ સીધું;
અંગો અંગેં રંગભર રમતાં, આનંદઘન પદ લીધું. મ્હોટી૦ ૩.

## પદ્યરત્ન ૯૧ મું. રાગ–મારૂ.

વારો રે કોઈ પરઘર રમવાનો ઢાલ, ન્હાની વહુને પરઘર રમવાનો ઢાલ. આંકણી.
પરઘર રમતાં થઇ જૂઠા બોલી, દેશે ધણીજીને આલ. વારો૦ ૧.
અલવે ચાલા કરતી હીંડે, લોકડાં કહે છે છીનાલ;
ઉલંભડા જણ જણના લાવે, હૈડે ઉપાસે શાલ. વારો૦ ૨.

બાહિરે પડોસણુ જુઉને લગારેક, ફોકટ ખાશો ગાલ;
આનંદઘન પ્રભુ રંગે રમતાં, ગોરે ગાલ ઝબૂકે ઝાલ. વારો૦ ૩.

## પદ્યરત્ન ૯૨ મું. રાગ-કાનડો.

દરિસન પ્રાનજીવન મોહે દીજે, બિન દરિસન મોહિ કલ ન પરંતુ હે;
તલફ તલફ તન છીજે. દરિસન૦ ૧.
કહા કહું કછુ કહત ન આવત, બિન સેજા કયું જીજે,
સોહું ખાઇ સખી કાહુ મનાવો, આપહી આપ પતીજે. દરિસન૦ ૨.
દેઉર દેરાની સાસુ જેઠાની, યુંહીં સબ મિલ ખીજે;
આનંદઘન વિન પ્રાન ન રહે છિન, છોડી જતન જો કીજે. દરિસન૦ ૩.

## પદ્યરત્ન ૯૩ મું. રાગ-સોરઠ.

મુને મહારા માધવીયાને મળવાનો કોડ. એ દેશી.

મુને મહારા નાહલીયાને મળવાનો કોડ;
હું રાખું માડી કોઇ મુને બીજો વલગો જોડ. મુને૦ ૧.
મોહનીયા નાહલીયા પાંખે મહારે, જગ સવિ ઉજડ જોડ;
મીઠા બોલા મન ગમતા નાહજી વિણુ, તન મન થાયે ચોડ. મુને૦ ૨.
કાંઇ ઢોલીયો ખાટ પછેડી તલાઇ, ભાવે ન રેસમ સોડ;
અવર સબે મહારે ભલારે ભલેરા, મહારે આનંદઘન શરમોડ. મુને૦ ૩.

## પદ્યરત્ન ૯૪ મું. રાગ-સોરઠ.

નિરાધાર કેમ મૂકી, શ્યામ મુને નિરાધાર કેમ મૂકી;
કોઇ નહી હું કોણુશું બોલું, સહુ આલંબન ટૂકી. શ્યામ૦ ૧.
પ્રાણુનાથ તુમેં દુર પધાર્યા, મૂકી નેહ નિરાશી;
જણુજણુના નિત્ય પ્રતિગુણગાતાં, જનમારો કિમ જાસી. શ્યામ૦ ૨.
જેહનો પક્ષ મૂકીને બોલું, તે જનમાં સુખ આણે;
જેહનો પક્ષ મૂકીને બોલું, તે જનમ લગે ચિત્ત તાણે. શ્યામ૦ ૩.
વાત તમારી મનમાં આવે, કોણુ આગલ જઇ બોલું;
લલિત ખલિત ખલ જો તે દેખું;આમ માલ ધન ખોલું. શ્યામ૦ ૪.

ઘટે ઘટે છો અંતર્ જામી, મુજમાં કાં નવિ દેખું;
જે દેખું તે નજર ન આવે, ગુણકર વસ્તુ વિશેખું. સ્યામ૦ ૫.
અવધેં કેહની વાટડી જોઉં, વિણ અવધેં અતિ જુરૂં;
આનંદઘન પ્રભુ વેગે પધારો, જિમ મન આશા પૂરૂં. સ્યામ૦ ૬.

## પદ્યરત્ન ૯૫ મું. રાગ–અલઈયા વેલાવલ.

એસે જિનચરને ચિત્ત લ્યાઉં રે મના, એસે અરિહંતકે ગુન ગાઉં રે મના.
એસે જિનચરને ચિત્ત લ્યાઉં રે મના૦ એ આંકણી.
ઉદર ભરનકે કારણે રે, ગૌઆં વનમેં જાય;
ચાર ચરે ચિહું દિન ફિરે, વાકી, સુરતિ વછરૂઆમાંહે રે. એસે જિન૦ ૧.
સાત પાંચ સાહેલીયાં રે, હિલ મિલ પાણી જાય;
તાલી દીયે ખડખડ હસે રે, વાકી સુરતિ ગગરૂઆમાંહે રે. એસે જિન૦ ૨.
નટુઆ નાચે ચોકમેં રે, લોક કરે લખસોર;
વાંસ ગ્રહી વરતેં ચઢે, વાકો ચિત્ત ન ચલે કહું ઠોર રે. એસે જિન૦ ૩.
જૂઆરી મનમેં જૂઆ રે, કામીકે મન કામ;
આનંદઘન પ્રભુ યું કહે, તુમે લ્યો ભગવંતકો નામ રે. એસે જિન૦ ૪.

## પદ્યરત્ન ૯૬ મું. રાગ–ધન્યાશ્રી.

અરી મેરો નાહેરી અતિવારો, મૈં લે જોબન કિત જાઉં;
કુમતિ પિતા બંભના અપરાધી, નઉવાહિવ જમારો. અરી૦ ૧.
ભલો જાનીકે સગાઇ કીની, કૌન પાપ ઉપજારો;
કહા કહિયેં ઇન ઘરકે કુટુંબતે, જિન મેરો કામ બિગારો. અરી૦ ૨.

## પદ્યરત્ન ૯૭ મું. રાગ–કલ્યાણ.

યા પુદ્ગલકા ક્યા વિસવાસા, હે સુપને કા વાસારે. યા૦ આંકણી.
ચમતકાર વિજલી દે જૈસા, પાની બિચ પતાસા;
યા દેહીકા ગર્વ ન કરનાં, જંગલ હોયગા વાસા. યા૦ ૧.
જૂઠે તન ધન જૂઠે જોબન, જૂઠે હૈ ઘર વાસા;
આનંદઘન કહે સબહી જૂઠે, સાચા શિવપુર વાસા. યા૦ ૨.

## પદ્યરત્ન ૯૮ મું. રાગ-આશાવરી.

અવધૂ સો જોગી ગુરૂ મેરા, ઇન પદકા કરે રે નિવેડા; અવધૂ૦ આંકણી.
તરૂવર એક મૂલ બિન છાયા, બિન ફૂલેં ફલ લાગા;
શાખા પત્ર નહીં કછુ ઉનકું, અમૃત ગગનેં લાગા; અવધૂ૦ ૧.
તરૂવર એક પંછી દોઉ બેઠે, એક ગુરૂ એક ચેલા;
ચેલેને જુગ ચુણ ચુણ ખાયા, ગુરૂ નિરંતર ખેલા. અવધૂ૦ ૨.
ગગન મંડલકે અધબિચ કૂવા, ઉહાં હે અમીકા વાસા;
સગુરા હોવે સો ભર ભર પીવે, નગુરા જાવે પ્યાસા. અવધૂ૦ ૩.
ગગન મંડલમેં ગઉઆં બિહાની, ધરતી દૂધ જમાયા;
માખન થા સો વિરલા પાયા, છાસેં જગત ભરમાયા. અવધૂ૦ ૪.
થડ બિનું પત્ર પત્ર બિનું તુંબા, બિન જીભ્યા ગુણ ગાયા;
ગાવન વાલેકા રૂપ ન રેખા, સુગુરૂ સોહી બતાયા. અવધૂ૦ ૫.
આતમ અનુભવ બિન નહીં જાને, અંતર જ્યોતિ જગાવે;
ઘટ અંતર પરખે સોહી મૂરતિ, આનંદઘન પદ પાવે. અવધૂ૦ ૬.

## પદ્યરત્ન ૯૯ મું. રાગ-આશાવરી.

અવધૂ એસો જ્ઞાન બિચારી, વામેં કોણ પુરૂષ કોણ નારી, અવધૂ૦ એ આંકણી.
બમ્મનકે ઘર ન્હાતી ધોતી, જોગીકે ઘર ચેલી;
કલમા પઢ પઢ ભઇ રે તુરકડી તો, આપહી આપ અકેલી. અવધૂ૦ ૧.
સસરો હમારો બાલો ભોલો, સાસુ બાલ કુંવારી;
પીયુજી હમારે પોઢે પારણીએ તો, મેં હું ઝુલાવન હારી. અવધૂ૦ ૨.
નહીં હું પરણી નહીં હું કુંવારી, પુત્ર જણાવન હારી;
કાલી દાઢીકો મે કોઇ નહીં છોડયોતો, હજુએ હું બાલકુંવારી. અવધૂ૦ ૩.
અઢી દ્વીપમે ખાટ ખટૂલી, ગગન ઓશીકું તલાઇ;
ધરતીકો છેડો આભકી પીછોડી, તોય ન સોડ ભરાઇ. અવધૂ૦ ૪.
ગગનમંડલમેં ગાય વીઆણી, વસુધા દૂધ જમાઇ;
સઉરે સુનો ભાઇ વલોણું વલોવે તો, તત્ત્વ અમૃત કોઇ પાઇ. અવધૂ૦ ૫.
નહીં જાઉં સાસરીયે ને નહીં જાઉં પીયરીયે, પીયુજીકી સેજબિછાઇ;
આનંદઘન કહે સુનો ભાઇ સાધુ તો, જ્યોતસેં જ્યોત મિલાઇ. અવધૂ૦ ૬.

## પદ્યરત્ન ૧૦૦ મું. રાગ—આશાવરી.

એહેર એહેર નહી આવે, અવસર એહેર એહેર નહી આવે;
જ્યું જાણે ત્યું કર લે ભલાઇ, જનમ જનમ સુખ પાવે. અવસર૦ ૧.
તન ધન જોબન સબહી જૂઠો, પ્રાણ પલકમેં જાવે; અવસર૦ ૨.
તન છૂટે ધન કૌન કામકો, કાયકું કૃપણ કહાવે. અવસર૦ ૩.
જાકે દિલમેં સાચ બસત હે, તાકું જૂઠ ન ભાવે; અવસર૦ ૪.
આનંદઘન પ્રભુ ચલત પંથમેં, સમરી સમરી ગુણ ગાવે. અવસર૦ ૫.

## પદ્યરત્ન ૧૦૧ મું. રાગ—આશાવરી.

મનુપ્યારા મનુપ્યારા, રિખભ દેવ મનુપ્યારા: એ આંકણી.
પ્રથમ તીર્થંકર પ્રથમ નરેસર, પ્રથમ યતિવ્રતધારા: રિખભ૦ ૧.
નાભિરાયા મરૂદેવીકો નંદન, જુગલા ધર્મ નિવારા. રિખભ૦ ૨.
કેવલ લઈ પ્રભુ મુગતેં પોહોતા, આવાગમન નિવારા: રિખભ૦ ૩.
આનંદઘન પ્રભુ ઇતની વિનતી, આ ભવપાર ઉતારા. રિખભ૦ ૪.

## પદ્યરત્ન ૧૦૨ મું. રાગ—કાફી.

એ જિનકે પાય લાગા રે, તુંને કહીયેં કેતો: એ જિનકે૦ એ આંકણી.
આઠોઇ જામ ફિરે મદમાતો, મોહનિંદરીયાસું જાગ રે. તુંને૦ ૧.
પ્રભુજી પ્રીતમ વિન નહી કોઇ પ્રીતમ, પ્રભુજીની પૂજા ઘણી માગ રે: તુંને૦ ૨.
ભવકા ફેરા વારી કરો જિનચંદા, આનંદઘન પાય લાગ રે. તુંને૦ ૩.

## પદ્યરત્ન ૧૦૩ મું. રાગ—કેરબો.

પ્રભુ ભજ લે મેરા દીલ રાજી રે. પ્રભુ૦ એ આંકણી.
આઠ પોહોરકી ચોશઠ ઘડીયાં, દો ઘડીયાં જિન સાજી રે. પ્રભુ૦ ૧.
દાન પુણ્ય કછુ ધર્મ કર લે, મોહ માયાકું ત્યાજી રે; પ્રભુ૦ ૨.
આનંદઘન કહે સમજ સમજ લે, આખર ખોવેગા બાજી રે. પ્રભુ૦ ૩.

## પદ્યરત્ન ૧૦૪ મું રાગ—આશાવરી.

હઠિલી આંખ્યાં ટેક ન મેટે, ફિર ફિર દેખણ જાઉં; હઠિલી૦ આંકણી.
છયલ છબીલી પ્રિય છબિ, નિરખિત તૃપતિ ન હોઇ;
નટ કરિંડક હટકું કલી, દેત નગોરી રોઇ. હઠિલી૦ ૧.

માંગર જ્યોં ટમાકે રહી, પીપ સબીકે ધાર;
લાજ ડાંગ મનમે નહી, કાને પછેરા ડાર. હઠિલી૦ ૨.
અટક તનક નહી કાહૂકા, હટક ન ઇક તિલ કોર;
હાથી આપ મને અરે, પાવે ન મહાવત જોર. હઠિલી૦ ૩.
સુન અનુભવ પ્રીતમ બિના, પ્રાણ જાત ઇહ ઠાંહિ;
હે જન આતુર ચાતુરી, ઉર આનંદઘન નાંહિ. હઠિલી૦ ૪.

## પદ્યરત્ન ૧૦૫ મું. રાગ–આશાવરી.

અવધૂ વૈરાગ બેટા જાયા, વાને ખોજ કુટુંબ સબ ખાયા; અવધૂ૦
જેણે મમતા માયા ખાઇ, સુખ દુઃખ દોનોં ભાઇ;
કામ ક્રોધ દોનોકું ખાઇ, ખાઇ તૃષ્ણા બાઈ. અવધૂ૦ ૧.
ઉર્મતિ દાદી મત્સર દાદા, મુખ દેખતહી મૂઆ;
મંગલરૂપી બધાઇ વાંચી, એ જબ બેટા હૂવા. અવધૂ૦ ૨.
પુણ્ય પાપ પાડોશી ખાયે, માન કામ દોઉ મામા;
મોહ નગરકા રાજા ખાયા, પીછેહી પ્રેમ તે ગામા. અવધૂ૦ ૩.
ભાવ નામ ધર્યો બેટાકો, મહિમા વરણ્યો ન જાઇ;
આનંદઘન પ્રભુ ભાવ પ્રગટ કરો, ઘટ ઘટ રહ્યો સમાઇ. અવધૂ૦ ૪.

## પદ્યરત્ન ૧૦૬ મું. રાગ–નટ્ટ.

કિનગુન ભયા રે ઉદાસી, ભમરા; કિન૦
પંખ તેરી કારી મુખ તેરા પીરા, સબ ફુલનકો વાસી; ભમરા. કિન૦ ૧.
સબ કલિયનકો રસ તુમ લીનો, સો ક્યું જાય નિરાસી; ભમરા. કિન૦ ૨.
આનંદઘન પ્રભુ તુમારે મિલનકું, જાય કરવત લ્યૂં કાસી; ભમરા. કિન૦ ૩.

## પદ્યરત્ન ૧૦૭ મું. રાગ–વસંત.

તુમ જ્ઞાન વિભો ફૂલી બસંત, મન મધુકરહી સુખસેં રસંત; તુમ૦ ૧.
દિન બડે ભયે વૈરાગભાવ, મિથ્યામતિ રજનીકો ઘટાવ. તુમ૦ ૨.
બહુ ફૂલી ફૈલી સુરૂચિ વેલ, જ્ઞાતાજન સમતા સંગકેલ; તુમ૦ ૩.
જ્ઞાનત બાની પિક મધુરરૂપ, સુર નર પશુ આનંદઘન સરૂપ. તુમ૦ ૪.

## પદ્યરત્નાવલિ સંપૂર્ણ.

---

# પંડિત શ્રી નેમવિજયજી.

પંડિત શ્રી નેમવિજયજી વિ૦ સં૦ ૧૭૦૦ માં તપગચ્છને વિષે થયા છે.
આ સમયે ગચ્છપતિ શ્રી વિજયસેનસૂરિ હતા.

## શીલવતી રાસ.

### ખંડ ૧ લો.

#### દોહરા.

ઓંકાર અક્ષર અધિક, જપતાં પાતિક જાંત;
એથી અધિકો કો નહિ, શિવપદ આપે સંત. ૧.
અધ્યાપક આઠે પ્રહર, આપે આગમ છંદ;
જ્યોતિરૂપ જગદીશ જે, માલે સમતા સંત. ૨.
ઇચ્છા રાખે અતિ ઘણી, લય આણે ગુણલીણ;
અંતરધર અગુરૂગુરૂ, છયલે કીધાં છીણ. ૩.
પાતિકહરય પય કમળ, વિમળ કમળાવંશ;
અવિનાશી અલવેસર, પ્રણમીજે પરશંસ. ૪.
સુખદાયક વર સરસ્વતી, દાયક સમકિતદાન;
તત્વાતત્વ વિચારણા, અક્ષર આપે જ્ઞાન. ૫.
કહે કવિજન સદગુરૂતણા, ચરણકમળ નમી વાય;
સાન્નિધ્યકારી શિવપુરા, માગી તાસ પસાય. ૬.
શીલ સમો સંસારમાં, શિખર ન કોઇ થોક;
શીલવંત સતિયોતણા, (તે) સુંદર કથા શલોક. ૭.
શિયલવતી મોટી સતી, સહુ સતિયાં સિરદાર;
રાખે અવસર શીલને, તે પામે ભવપાર. ૮.

#### ઢાળ ૧ લી.

( દેશી બિંદલીની. )

શીલ સંસારે સાર, સહી ભાખ્યો શ્રી કિરતાર હો ભાવે ભવિ સુણો;
ચોવીશે જિનરાજ, લીલા શીલતણી વહેલાજ હો ભાવે ભવિ સુણો. ૧.

જળને જંગલ વસતિ, અગ્નિ અંબુ સમ શમતી હો ભવિ સુણો;
સુર તે શીલને પ્રણમે, સફલ વિહાણો તસ જનમે હો ભાવે ભવિ સુણો. ૨.
દાન અંતરાયને બાંધે, ભોગવિયાથી શિવ સાધે હો ભવિ સુણો;
મુક્તિ મારગ છે શીલ, સહી ટાળે ભવદધિ કાલ હો ભાવે ભવિ સુણો. ૩.
કુષ્ટાદિક જે અઢાર, જાણે તેહનો ટાલણહાર હો ભવિ સુણો;
ભૂરિ ભગંદર શ્વાસ, હરેઅર્શ અને વલી ખાંસ હો ભાવે ભવિ સુણો. ૪.
દારિદ્ર શોક ને દૂંદ, શીલ ટાળે ભવભયફંદ હો ભવિ સુણો;
સોભાગી નર ને નારી, જિન ભાખે મત સંસારી હો ભાવે ભવિ સુણો. ૫.
કમળા વિમળા ગેહે, તસ નાહ બોલાવે નેહે હો ભવિ સુણો;
હરિ કરી અજને જાણો, વ્યાલ દાદુરને છે સમાણો હો ભાવે ભવિ સુણો. ૬.
વૈરી અર્ચક તીહ, વહે શીલતણી જે લીહ હો ભવિ સુણો;
સાચો શીલ સનાથ, અવસાને આપે જે હાથ હો ભાવે ભવિ સુણો. ૭.
શીલ સમો ન સખાઇ, જે નિશ્ચય શિવને મિલાઇ હો ભવિ સુણો;
શીલતણી સસનેહ, સરસ કથા ગુણગેહ હો ભાવે ભવિ સુણો. ૮.
ચરિત્ર કથા એ વારૂ, તમે સાંભળો શુભમતિ ચારૂ હો ભવિ સુણો;
જંબૂ બહુલો માન, એ તો વરતુલ થાળ સમાન હો ભાવે ભવિ સુણો. ૯.
જળધિ દક્ષિણ દિશમેં, અછે ભરતક્ષેત્ર તેની વિચમેં; હો ભવિ૦
પાંચસેં જોજન તેહ, છવિશ ખટ કળાને લેહ. હો ભાવે૦ ૧૦.
દશ સહસ્ર બત્રીશ, ખટ ખંડના વીશવાવીશ; હો ભવિ૦
વૈતાઢ્ય જે ગિરિવર રૂડો, નહિ ભરત વિચાલે કુડો. હો ભાવે૦ ૧૧.
ખંડ ત્રણ તેણે કીધા, જિન મારગમેં પ્રસિદ્ધા; હો ભવિ૦
દક્ષિણ દેશ જે તીન, આરય તિણમેં પ્રવીણ. હો ભાવે૦ ૧૨.
મગધાદિક પચવીશ, આધો આરય કેકય કહીશ; હો ભવિ૦
શ્રાવક ને વળી શ્રાવિકા, વસે ભવિ બહુ પેર ભાવિકા. હો ભાવે૦ ૧૩.
અંગ દેશ દક્ષિણ ખંડ, વાસો કાળ તણો નવ મંડ; હો ભવિ૦
કલતિ નાઠી છે જ્યાંથી, ભાગી જડત્તામતિ જે ત્યાંથી. હો ભાવે૦ ૧૪.
દુઃખિયા લોક ન કોઇ, જે આગલાં પુણ્યે કરી હોઇ; હો ભવિ૦
ત્યાંકિણ છે ચંપા નગરી, તે ભાગ્યભંડારે છે અગરી. હો ભાવે૦ ૧૫.
ગઢ મઢ પોળ પગારા, શોભા અવરી ઘણું મનોહરા; હો ભવિ૦

સુરરાણી જે પ્રવરી, માનું આવી વશી જ્યહાં અમરી. હો ભાવે૦ ૧૬.
છએ ઋતુઓ જેથી વિરાજે, શોભા અધિક જ્યહાં છાજે; હો ભવિ૦
નેમ કહે પહેલી ઢાળે, શ્રોતા સુણજો રંગ રસાળે. હો ભાવે ભવિ૦ ૧૭.

## દોહરા.

અંગ દેશ ચંપાપુરી, દીપે જેહ કૈલાસ;
સુંદર શોભા શોભતી, સ્વર્ગ લોક સમ ભાસ. ૧.
વાડી વન આરામના, ઠામ અનુપમ અપાર;
નંદન વનના સારખો, ઉત્તમ રમણ અપાર. ૨.
વાડી મહેલે મલપતિ, નૃપતણાં મંડાણ;
લખતાં એ લેખું નહિ, કેતાં કરૂં વખાણ. ૩.
દ્વિશ સમાન જે ભૂપતિ, રહિયા જેથી હાર.
સિંહસેન ત્યહાં ભૂપતિ, ન્યાયી છે નિરધાર. ૪.
સૌભાગ્ય સુંદરી તેહને, ગોરીગણગુણવંત;
પટરાણી પ્રેમે ભરી, જેથી પિયુ ઉલસંત. ૫.

## ઢાળ ૨ જી.

( રહો રહો રહો રહો વાલહા—એ દેશી )

વિલસે તે ભોગ રાજવી, સૌભાગ્ય સુંદરી સાથ લાલ રે;
શોભે સલુણી સુંદરી, રાય ગણે મન આથ લાલ રે. ૧.
ભૂપતિ મન બહુ ભાવશું, ભામનીને મન ભાવ લાલ રે;
રતિપતિ યોગ બન્યો ભલો, લલના લાલ ચહાવ લાલ રે. ભૂપતિ૦ ૨.
પ્રેમરસ રંગે રમે, રાય ભણી કહે નાર લાલ રે;
પુત્ર નહી કુળ આપણે, તેણે એ ધિક અવતાર લાલ રે. ભૂપતિ૦ ૩.
પુત્ર વિના પ્રભુતા કશી, પુત્ર વિના કશી લાજ લાલ રે;
પુત્ર વીના ધન કંચના, પુત્ર વિના કશું રાજ લાલ રે. ભૂપતિ૦ ૪.
પરાધીન પરાહુંઇ, પુત્ર વિના પરિવાર લાલ રે;
પરધન (ને) પ્રભુતા હુઇ, આખે સકળ સંસાર લાલ રે. ભૂપતિ૦ ૫.
શિશુ મંદિર નવ સંચરે, સૂનાં મંદિર તેહ લાલ રે;
નારી સુની જે અપુત્રિણી, સુની હોય તસ દેહ લાલ રે. ભૂપતિ૦ ૬.

ભામની કથને ભૂપતિ, તેડાવીઆ મંત્રીશ લાલ રે;
રાજતણી ચિંતા ધરી, બોલે એમ અવનીશ લાલ રે. ભૂપતિ૦ ૭.
મંત્રી કહે સુણો માહરી, મહીપતિ મનની વાત લાલ રે;
કુળદેવી આરાધશો, તો લહેશો સહી જાત લાલ રે. ભૂપતિ૦ ૮.
દેવી તણી ગતિ કો લહે, દેવ કરે ક્ષણ માંહિ લાલ રે;
દેવથકી છાનું નહિ, જોતાં આવે મનમાંહિ લાલ રે. ભૂપતિ૦ ૯.
દેવશકિત બહુલી અછે, દેવ કરે દંડ મેર લાલ રે;
છત્ર કરે જંબૂતણો, તેમાં ફાર ન ફેર લાલ રે. ભૂપતિ૦ ૧૦.
અપુત્ર ભણી દિયે પુત્રને, નિરધનિયાને ધન હોય લાલ રે;
તે માટે જી ધરાધણી, એહ ઉપાય કરોય લાલ રે. ભૂપતિ૦ ૧૧.
સા મેરી મતિ નિર્મળી, રાય કહે સમઝાય લાલ રે;
નેમ કહે સુણજો તમે, આગે જે હુવે થાય લાલ રે. ભૂપતિ૦ ૧૨.

## દોહરા.

સુર સન્નિધિએ હુવે, આપણા મનની હામ;
મહીપતિને મંત્રી ભણે, કીજે એ હિતકામ. ૧.
તમો અઠમ તપ આદરી, કુળદેવી સમરંત;
પૂજા પગરણ પ્રેમશું, પૂજીજે પદઅંત. ૨.
ગુણ ગરવા ગૌરીતણા, મહામાનસી નામ;
ત્રીજે દિન ત્રિલોચના, ઉભી રહી શુભ ઠામ. ૩.
ગજેંદ્રગમની ગગનથી, બોલે મધુરી વાણ;
તૂઠી હું રાજા તને, માગો કરૂં પ્રમાણ. ૪.
રાય કહે માતા તમો, દીજે પુત્રરતન;
મનવાંચ્છિત એ માહરાં, સાંભળ માત વચન. ૫.

## ઢાળ ૩ જી.

(દેવતણી રિદ્ધિ ભોગવી આવ્યો;—એ દેશી.)

દેવી કહે સુણ સિંહ નરેશ્વર, વાત કહું એક સાચી;
તુજ કરમે નથી નંદન નીકો, કરણી કરમની કાચી. નરે૦ ૧.
નરેશ્વર, હઇએ મ ધરજો શોક;
કીધાં કરમ તે કેડય ન મૂકે, સીંચ્યાં પૂરવ શોક. નરે૦ ૨.

શુભ અશુભ જે કરમ સંયોગે, ફળ ભોગવિયે તેવાં;
ઉદયથકી દુઃખ આણો કહેણો, સતા બંધ છે જેવા. નરે૦ ૩.
પ્રેમે કરતો પાછું ન જોયે, હોયે ઉપરનો દુઃખિયો;
છાપી રહે ફળ જ્યાં લગી તેહજ, ત્યાં લગી તે રહે સુખિયે. નરે૦ ૪.
કર્મ વિહોણું કેમ દેવાયે, દેવ મળે જો ક્રોડ;
નિકાચિત છે જે બંધન વર્યાં, માંડે કુણ તસ હોડ. નરે૦ ૫.
હરિ હર બ્રહ્મા ચક્રી તીર્થંકરા, બીજા પણ નરદેવ;
સુખ દુઃખ આપણે કર્મે પામે, વારી ન શકે કો દેવ. નરે૦ ૬.
લખિયું કર્મ છે જીવની સાથે, હોવે કર્મ તે હાથે;
તે કારણ કહું સાંભળ તુજને, નંદન કર્મની સાથે. નરે૦ ૭.
રાય કહે સુણી સુરની વાણી, કર્મ માંહિ જો હતો;
તો આરાધનનો કામ તમારો, અમારે કાંઇ ન હતો. નરે૦ ૮.
કર્મ હીનને દેવે દેવે, દેવ શક્તિની ખાણી;
કર જોડીને હું તમ ભાખું, કેમ કહો હવે વાણી. નરે૦ ૯.
દોહિલી વેળા સાજન સાચા, આપણે અર્થે આવે;
હેતે હશીને કીજે તેને. નકારો નવ લાવે. નરે૦ ૧૦.
હું સેવક છું રાઉલો સાચો, પૂજા કરૂં પૂજારો;
તમે કુળદેવી કુળને વધારો, વાંછિત મનનાં સુધારો. નરે૦ ૧૧.
પૂજાકારી આગળ તહારો, વેગેશુ બતલાવો;
કોણ માનશે માતા તમને, શીતલ બોલ સુણાવો. નરે૦ ૧૨.
તુજ કરમે નથી નંદન રાજા, પુત્રી હશે સાહી એક;
સતી શિરોમણિ રૂપ રંગીલી, વિદ્યા વિનય વિવેક. નરે૦ ૧૩.
કામણગારી મૂરતી મીઠી, દીઠી દિલથી ન જાય;
ભાગ્યતણું તે ભાજન હોશે, લક્ષણ બત્રીશ સોહાય. નરે૦ ૧૪.
દેવી વચને હરખ્યો હિયડે, દિલમાંહી સુખ પાયો;
નેમવિજય કહે નેહે સુણજો, રાય મનોર્થ પૂરાયો. નરે૦ ૧૫.

## દોહરા.

દેવ ભણી રાજા નમ્યો, માતા રાખી મામ;
એમ કહી દેવી ગઇ, વેહેલી ગગને તામ. ૧.
દેવ પ્રભાવે રાણીને, ગર્ભ રહ્યો (તણી) રાત;

શમણે દીઠી લક્ષ્મીને, પોઢી પૂરણ ખ્યાત. ૨.
પ્રસવી પૂરણ માસ જે, જગમાં લક્ષ્મી જોડ;
ભાનુપ્રભા સમ જેહમાં, રેશ ન દીસે ખોડ. ૩.
દિન દિન વધતી પુત્રિકા, ઉત્સવ કરે અપાર;
ઘર ઘર તોરણ બારણે, માદલના ધોંકાર. ૪.
ગાવે ગોરી ગીતને, છંદ કવિત કહે ભાટ;
બંદીજન મૂક્યા પરા, બંદીખાના ઘાટ. ૫.

## ઢાળ ૪ થી.

( ચરણાલી ચામુંડા રણ ચઢે;—એ દેશી. )

શીળવતી ગુણ આગળી, વાધતી બાળ કુમારી રે;
લઘુવેશે મન મોહની, પ્રેમદા પુણ્ય ભંડારી રે. શીળ૦ ૧.
મનમાન્યા બોલે બોલડા, રાજી રાય કરંત રે;
કામલતા માનું મોહની, હૃદય કમળ ઉલ્લસંત રે. શીળ૦ ૨.
લીલા નાની લાડલી, સાત વરસની બાળ રે;
પ્રેમ કરી તાતે તદા, લેખ થાપી નિશાળ રે. શીળ૦ ૩.
પંડિત પાસે પદ્મની, ભણતી તજીને આળ રે;
આવે વરણ ઉતાવળા, રસનાએ સુકુમાળ રે. શીળ૦ ૪.
ગણિત છંદ વ્યાકરણ વળી, જાણે અર્થ વિખ્યાત રે;
વાણીચી વાણી કહે, સાંભળી સહુ હરખાત રે. શીળ૦ ૫.
હરિયાળી હરખે ભણે, ગૂઢ ગાથાને એમ રે;
શ્લોક કાવ્ય મનશું ભલાં, ગીતક સઘળાં તેમ રે. શીળ૦ ૬.
ગુણ પૂરણ જેવી શારદા, માનું મન્મથ વેલ રે;
સકળ શાસ્ત્ર પોતે ભણી, રામા છે રંગેલ રે. શીળ૦ ૭.
ભાષા ખટ જાણે વળી, જાણે નાટક ભેદ રે;
ભણે ભણાવે હિત કરી, કોવિદ ન આણે ખેદ રે. શીળ૦ ૮.
જીવવિચાર નવ તત્વને, ભણતી કર્મગ્રંથ રે;
પ્રકૃતિ લહે સર્વ કર્મની, ધર્મતણો લહે પંથ રે. શીળ૦ ૯.
સાધુ સદા દિલ ધારતી, વારતી મોહ મિથ્યાત રે;

છએ વાડ કરી શીળને, શીંચે ધનક્ષેત્ર સાત રે. શીળ૦ ૧૦.
સમકિત ધારિણી શ્રાવિકા, માને શ્રીજિનદેવ રે;
ધરમતરૂ ફૂલી રહ્યો, સુર સારે બહુ સેવ રે. શીળ૦ ૧૧.
દેવ ગુરૂ જિન ધર્મથી, દૃઢ ધારી છે જેહ રે;
ચૂકે નહિ દેવે કરી, વાધતો સમકિત નેહ રે. શીળ૦ ૧૨.
આવશ્યક દોય ટંકનાં, કરતી સાધવી સંગ રે.
પરવે પોસહ આદરી, પોષે પુણ્ય જે અંગ રે. શીળ૦ ૧૩.
નવ પદ અરિહંત નામની, જપમાળાએ જાપ રે;
જિન પૂજે ત્રણ કાળને, ધરતી વારતી પાપ રે. શીળ૦ ૧૪.
ગીત ગાયે જિન નામનાં, નિગમતી વર દીહ રે;
પરઉપકારે આગવી, સત્ય ભાખે નિજ જીહ રે. શીળ૦ ૧૫.
અસ્થિરપણું સંસારનું, જાણે સહુ મન માંહ રે;
કરતી ધરમ દયા કરી, આપણુ ચિત્ત ઉચ્છાહ રે. શીળ૦ ૧૬.
ચોથી ઢાળ સોહામણી, સુણજો મન તણે રંગ રે;
નેમ કહે ગુણ સતીતણા, ઉલટ આણી અંગ રે. શીળ૦ ૧૭.

## દોહરા.

વય નાની ગુણ આગળી, પ્રેમસરોવરપાળ;
પેખે રાણી અંગજા, માને જનમ ખુશાલ. ૧.
હેયું હર્યું હરિણાક્ષિએ, ચિત્ત હર્યું સુગુણેણ;
તન ધન માન્યું વારણે, પૂરવ પુણ્ય ભરેણ. ૨.
અનુક્રમે પામી સુતા, ગરવો યૌવન વેષ;
અનંગતણા અનુચર જિકે, કીધા તિણે પ્રવેશ. ૩.

## ઢાળ ૫ મી.

( સખીરી, ડુંગરિયા હરિયા હુઆ—એ દેશી )

સખીરી, એણે અવસર, અન્યદા સમે–અન્યદા સમે,
આવિયો યૌવન વેશ, કામી મન મોહના;
સખીરી, રૂપ હીન જે માનવી—માનવી,
આપે રૂપ વિશેષ, કામી મન મોહના. ૧

સખીરી, રૂપ લાવણ્ય ગુણ ચાતુરી–ચાતુરી,
અંગે અતિ ઘણી હોઇ, કામી મન મોહના;
સખીરી, નારી વહે હંસગતિ તદા–હંસગતિ તદા,
અંગના શોભતી સોઇ, કામી મન મોહના. ૨.
સખીરી, શીળવતી સખિઓ તણો–સખિયો તણો,
સાથે લેઇ પરિવાર, કામી મન મોહના;
સખીરી, વન જોવાને નીસરી—નીસરી,
માનું રંભાની હાર, કામી મન મોહના. ૩.
સખીરી, ખેલે હસતી ખાંત શું—ખાંત શું,
કૂદી દિયે મન રંગ, કામી મન મોહના;
સખીરી, ગાવે ગીત આલાપમાં—આલાપમાં,
સરખે સરખા સંગ, કામી મન મોહના. ૪.
સખીરી, ફરતા ખટપદ ખેલતા—ખેલતા,
અંગે કરે જે ગુંજાર, કામી મન મોહના;
સખીરી, વન માંહી માનું અપછરી—અપછરી,
વાજીંત્ર કરે ઝણકાર, કામી મન મોહના. ૫.
સખીરી, મોહ્યા માનવ છપી રહ્યા—છપી રહ્યા,
નિરખે નાગના ભૂપ, કામી મન મોહના;
સખીરી, જોવે દેવ આકાશથી—આકાશથી,
રંભાથી અધિકું રૂપ, કામી મન મોહના. ૬.
સખીરી, ચિત્રામણ જેમ પૂતળી, પૂતળી,
તેમ લોભાણા દેવ, કામી મન મોહના;
સખીરી, આશંકી અતિ આતુર થકા–આતુર થકા,
થંભ્યા નારીની ટેવ, કામી મન મોહના. ૭.
સખીરી, રમત કરે રંગે ત્યહાં—રંગે ત્યહાં,
આવે નિજ ઘર માંહ, કામી મન મોહના;
સખીરી, અહર્નિશ રંગે રમે રતે—રંમ રતે,
ધરતી હઈડે ઉમાહ, કામી મન મોહના. ૮.
શીલવતી સુંદરીતણી, જન્મપત્રી લઈ આપ;

વાંચે વસુધાધિપતિ ત્યાં, સ્થિર મન કરિને થાપ. ૯.
કેંદ્રાદિક જે ગ્રહતણા, ભાવે જોવે ભાવ,
જન્મ ભાવ હોય કુંડલી, નિરખે તાસ સહાવ. ૧૦.
દેશ દેશના ભૂપતિ—નંદનકેરાં રુપ;
જન્માક્ષર જોઈ કરી, દેખે અંગ પતિ ભૂપ. ૧૧.
રૂપ લાવણ્ય ગુણચાતુરી, અધિક ન દીસે કોય;
મેદિનીપતિ મનમાં થઇ, વરવી ચિંતા સોય. ૧૨.
વૃથા ભુંગળાં એ કશાં, કાગળ મસિના લેખ;
એક અર્થ ન સંપજ્યો, રાય કહે બહુ દેખ. ૧૩.

## ઢાળ ૬ ઠ્ઠી.

( પ્રણમી સદ્ગુરૂ પાય—એ દેશી. )

મંત્રીને મહરાજ, બેઠા જી એક મતો કરી જી;
પુત્રીતણો ભરતાર, જોવો જી હવે દિલથી ધરી જી. ૧.
લખિયું જે કિરતાર, પાછું નહિ ફરે કેહથી જી;
સગપણ છે અવતાર, સુખ વાંચ્છે જે જેહથી જી. ૨.
જો એવો સરદાર, વર વારૂ મહિ મંડળે જી;
કહિયે તમ નિરધાર, વાત વિચારોજી કરતલે જી. ૩.
લખિયો જેહ કપાળ, વર પામે તરો કામની જી;
તેમાં મીન ન મેખ, પુણ્યે પામે ભલો ભામની જી. ૪.
એવે તેણે પ્રસ્તાવ, વિપ્ર આવ્યો કોઈ વિદેશથી જી;
આદરે દીધું માન, બેસણ વેણુવિશેષથી જી. ૫.
થઇત થાતે સવિ વાત, ગ્રંથતણે બળે જે કહે જી;
જોવે જ્યોતિષ જોર, ગ્રંથતણી જે આજ્ઞા વહે જી. ૬.
ભૂપ કહે શિર નામી, જ્ઞાની ગણક તમે આવિયા જી;
ટાળો મનતણો શોક, વાત કહો દિલ ભાવિયા જી. ૭.
રાખો જી અમ મામ, સ્વામીજી સામું જોઇએ જી;
ફળફુલની બહુ ભેટ, પુત્રી વર વારૂ દાખિયે જી. ૮.
જોવે નિમિત્ત તેણી વાર, લગ્ન ગ્રહી ગ્રહ માંડીને જી;

ઊપરિ પૂગી ઠવેય, ખોડ ભણી સહુ છાંડીને જી. ૯.
સાંભળો શ્રી મહારાય, કન્યા વર ભલો પામશે જી;
ગ્રહશે એનો હાથ, તેને જગ શીશ નામશે જી. ૧૦.
પણ છે તેથી વિયોગે, વરસ સુણો સહી બારનો જી;
નહિ છે તેમાં સંદેહ, ઉપક્રમ નહિ એ વિચારનો જી. ૧૧.
હોશે કેમ વિયોગ, ભાખો ને જ્ઞાની ગુણે ભર્યા જી;
નહિ છે જ્યોતિષ જોર, જાણે કે વળી ભગવર્યા જી. ૧૨.
ગુણવંત કુળ શણગાર, (તમ) પુત્રી બહુ પુણ્યે ભરી જી;
નેમ કહે છઠ્ઠી ઢાળ, કહેજો ઢળકતો સ્વર કરી જી. ૧૩.

## દોહરા.

ચંદ્રગુપ્ત નરવર ભલો, હોશે નંદની નાહ;
અધિકું કાંઇ જાણું નહિ, કહિયું ધરી ઉત્સાહ. ૧.
ઉદરે પુત્રી તમતણી, જણશે પુત્ર રતન;
કેતી કીજે વર્ણના, કરજો તાસ જતન. ૨.
એકછત્ર વર ભૂપતિ, રત્ન ગુપ્ત તસ નામ;
(એમ) ગયો વિપ્ર તે બોલીને, વાંચ્છિત લેઈ દામ. ૩,
ચટપટ લાગી ચિત્તમાં, ઊંઘ ન આવે રાય;
મંત્રીને મહીપતિ કહે, શોધ કરો તમે તાય. ૪,
સુમતિ કહે (તમે) સાચું કહ્યું, માંડવિયો મહારાજ;
દાણ લિયે બહુલો સદા, કરે અજુગતું કાજ. ૫.
તે કારણ પરદેશના, આવે નહિ વ્યાપાર;
વ્યવસાયી બહુ વાણિયા, મૂકી ગયા અપાર. ૬.
દૂર અને પાસે નહિ, ધન પટ્ટણ, ધનધામ;
દેશ દેશના આવિયા, જાય ઘણા તે ગામ. ૭.
માંડવિયો ઉઠાડિને, રાયે મૂક્યું દાણ;
નીક વહે જ્યમ નીરની, ત્યમ આવે સુવિહાણ. ૮.

## ઢાળ ૭ મી.

( લોહારણ જાયો દીકરો, સોનારી હે—એ દેશી. )

માંડવિયા સુણ માહરી, મહારાજા હે,

તુજને કહું એક વાત કે, શ્રી મહારાજા હે;
આવે લોક વિદેશના, મહારાજા હે,
દૂર તણી લેઈ વાત કે, શ્રી મહારાજા હે. ૧,
માંડવિયા તે માનવી, મહારાજા હે,
તેડીને આવજો આંહિ કે, શ્રી મહારાજા હે;
માંડવિયા એમ શીખવી, મહારાજા હે,
બોલી કીધો પસાય કે, શ્રી મહારાજા હે, ૨,
આવે સંગીત દેશના, મહારાજા હે,
કરતા કેયી વિલાસ કે, શ્રી મહારાજા હે,
એમ કરતાં ત્યાં વોલિયા, મહારાજા હે,
રાય ભણી ખટમાસ કે, શ્રી મહારાજા હે. ૩.
દેશ કર્ણાટ ને કાન્હડા, મહારાજા હે,
વણિક તણી વહે વાટ કે, શ્રી મહારાજા હે;
એવે તિલંગના વાણિયા, મહારાજા હે,
આવ્યા માણસ થાટ કે, શ્રી મહારાજા હે. ૪.
માંડવિયે બોલાવિયા, મહારાજા હે,
દેઈ આદર માન કે, શ્રી મહારાજા હે;
કુણ પુર નગરી દેશના, મહારાજા હે,
નામ કહો સુભ સ્થાન કે, શ્રી મહારાજા હે. ૫.
સ્વસ્થ થઈ સાજન તિંકા, મહારાજા હે,
બોલે મીઠી વાણ કે, શ્રી મહારાજા હે;
દેશ તિલંગ તિલકાપુરી, મહારાજા હે,
ત્યાં સિંહરથ ભૂપ સુજાણ કે, શ્રી મહારાજા હે. ૬.
રાય અમારો તે સહી, મહારાજા હે,
તે નગરી અમ વાસ કે, શ્રી મહારાજા હે;
શ્રીધર શ્રીદત્ત નામે દો, મહારાજા હે,
આવ્યા છું ધન આશ કે શ્રી મહારાજા હે. ૭.
સાથે લેઇ તેહને, મહારાજા હે,
આવે નરપતિ પાસ કે, શ્રી મહારાજા હે;

આદર દીધો અતિ ઘણો, મહારાજા હે,
ખાંત કરીને ખાસ કે, શ્રી મહારાજા હે. ૮.
ભૂપતિ પૂછે ભાવશું, મહારાજા હે,
કહોને રહો કુણ દેશ કે, શ્રી મહારાજા હે;
તિલંગ દેશ તિલકાપુરી મહારાજા હે,
[ જ્યાં ] કાળતણો નહિ લેશ કે, શ્રી મહારાજા હે. ૯.
શ્રી સિંહરથ રાજા ત્યહાં ભલો, મહારાજા હે,
રત્નાવલિ પટનાર કે, શ્રી મહારાજા હે;
શીલે સુંદર શોભતી, મહારાજા હે,
રતિ આણે અવતાર કે, શ્રી મહારાજા હે. ૧૦.
કુળ સરોવર હંસલો, મહારાજા હે,
પુત્ર અનોપમ એક કે, શ્રી મહારાજા હે;
ગજ વશ હું દોસુહણે, મહારાજા હે,
વરિયો વિનય વિવેક કે, શ્રી મહારાજા હે. ૧૧.
રતિરમણના સારખો, મહારાજા હે,
સાચો કામ કુમેર કે, શ્રી મહારાજા હે;
( જે ) બુદ્ધિએ સુરગુરુ સમો, મહારાજા હે,
કીધા વૈરી જેર કે, શ્રી મહારાજા હે. ૧૨.
વિમળ કમળ દો લોચનાં, મહારાજા હે,
સાચો જગમાં સિંહ કે, શ્રી મહારાજા હે;
તિલક એક ત્રિભુવન તણો, મહારાજા હે,
વાળી જગમાં લીહ કે, શ્રી મહારાજા હે. ૧૩.
અવર કહું શું નરપતિ ! મહારાજા હે,
મૂર્ત્તિ મોહનગાર કે, શ્રી મહારાજા હે;
નેમ કહે વ્યવહારિયા, મહારાજા હે,
કરે સાતમી ઢાલે વિચાર કે, શ્રી મહારાજા હે. ૧૪.

### દોહરા.

આવ્યો પહેલાં મુનિવરે, ચરમ શરીરી એહ;
નિપુણ કળા ન્યાયી ભલો, પુણ્યતણી જે રેહ. ૧.

ગુણ ગરવો જે ગાજતો, ભાજતો અરિમદ ક્રોડ;
ચંદ્રગુપ્ત નામે કહે, વ્યવહારી કર જોડ. ૨.
લક્ષણ બત્રીશે શોભતો, કળા બહોતર ધાર;
નંદન કહિયે શારદા, રહિયા કોવિદ હાર. ૩.
પર ઉપકારી સાહસી, દયા દમન ગુણસીમ;
શ્રાવકનાં વ્રત પાળતો, ધરતો ચૌદે નીમ. ૪.
હરખ્યો હૈડે રાજવી, જામાતા ગુણ ગેહ;
પુત્રી ભાગ્યે પામિયો, તુજ પુણ્યે સહી તેહ. ૫.
શ્રેષ્ઠિય ભણી એવું વદે, બોલ્યા વાંચ્છિત આજ;
વળી તમ આવ્યે માહરાં, સર્વે સીધ્યાં કાજ. ૬.
તે માટે તમે દાખવો, સગપણ કીજે જેમ;
લાજ વધે કુળ બે તણી, તમ અમ વાધે પ્રેમ. ૭.
રાખે ક્રિયાણાં રાય લઇ, આપે બમણા દામ;
મંત્રી આપું અમતણા, વીહીવા કેરે કામ. ૮.
સાથે લેઇ મંત્રીને, વણિજ ગયા નિજ ગામ;
ભલી ભેટ રાજા કરી, ભાખે શીશ તે નામ. ૯.

## ઢાળ ૮ મી.

( જારણીની દેશી. )

મંત્રીને વ્યવહારિયા, આવ્યા ભૂપની પાસ;
કુંવર સભામાં સુંદરો, બેઠો મન ઉલ્લાસ.
મુજરો લ્યો ને મારા મહિપતિ. ટેક. ૧
મહારાજા અંગ દેશડે, ચંપાનગરી છે એક;
સિંહસેન તત્ર છે ભૂપતિ, વાળી મેદિની છેક. મુજરો૦ ૨.
શીલવતી તેની સુતા, શીલ સૌભાગ્ય દયાળ;
ધર્મી ધર્મને પાળવા, દાને દયાળ મયાળ. મુજરો૦ ૩
રૂપ દેખી સ્થિર થંભિયા, શશિ રવિ દોય ગગન;
કામીજન મદ મારવા, જાણે કાળ પ્રસન્ન. મુજરો૦ ૪.
કૂર્મ પરે તે ઉન્નતા, તાસ ચરણ છે દોય;

હંસ દ્વિપદ હરાવિયો, વસિયો સરોવર જોય. મુજરો૦ ૫.
ચરણે ઝાંઝરી ઘૂઘરી, રણઝણ વાજતી જોર;
ત્રણ લોકે તેણે પાડ્યા, અંગ અનંગ ઝકોર. મુજરો૦ ૬.
કદલી થંભ જે રંભ છે, ઉરુ કદલી ફળ જેમ;
જેણે સંગે કરી કામિયા, વાધે દેખીને પ્રેમ. મુજરો૦ ૭.
કંચન કુંભ જ્યમ પૃષ્ઠ છે, ગુહ્ય તણા દોય ભાગ;
ઉન્નત સૌમ્ય સોહામણા, કામી મન વૈરાગ. મુજરો૦ ૮.
જેણે કટિ લીધે કેસરી, વસિયો વનમાં જાય;
કટિ હરી લીધી હરિતણી, કામી મન લલચાય. મુજરો૦ ૯.
મત્સ્યોદર કૃશ જેહનું, જાણે સરોવર માન;
મહિતળમાં જે માનવી, દેખી તજ્યાં ગુમાન. મુજરો૦ ૧૦.
પંચ એ ટાળીને દો કર્યા, ગિરિવર એહીજ મેર;
દો ધૂમ કંચન કુંભ જ્યમ, કામી પ્રાધિલા જેર. મુજરો૦ ૧૧.
દીર્ઘ પૃથુલ જે પાધરી; મારગ કરે માટ;
પ્રૌઢ કુચ કામી જે વસું, ગરવી કરી ઘડી ઘાટ. મુજરો૦ ૧૨.
કોકિલ કંઠની ઉપમા, મધુરી બોલિજે વાણ;
મોહ્યા માનવી મહિતણા, કેટલાં કીજે વખાણ. મુજરો૦ ૧૩.
કામી કાયર જે નરા, જપતા જોયી તડાક;
નકવેસર મોતી હાસાં, પ્રાધાં ન્યાળી ભડાક. મુજરો૦ ૧૪.
નાસા કિરની ચાંચડી, અધર તે જાણે પ્રવાળ;
રવિ શશિ માનું એ દો ખડા, કપોલ જાસ રસાળ. મુજરો૦ ૧૫.
આંખ્યો અંબુજ પાંખડી, કુંતાં કામીને એહ;
જાલિમ મનમથ કેરડી, મૃગનયની ગુણગેહ. મુજરો૦ ૧૬.
મૃગ પણ હારીને વન ગયા, લાજ્યા લાજની રેખ;
પશુ આગે જસ ફેરવી, રાખે જેને દ્વેષ. મુજરો૦ ૧૭.
અષ્ટમી શશિ સમ ભાળની, તેની કેવી રે હોડ;
ઇંદુ હારીને નભે ગયો, આણી અંગમાં ખોડ. મુજરો૦ ૧૮.
ચંદ્રમુખી એવા નામથી, દિન દિન હીણી કળાય;
તે દિનથી હીણો થયો, રાખી કળાને છપાય. મુજરો૦ ૧૯.

બાલબણી જે આંચો થયો, તે દિનથી સુણો હેવ;
નિશદિન ઓળગે નેહશુ, વેણી શેષને જે દેવ. મુજરો૦ ૨૦.
સુરપતિ સરખા ગાફણો, રહિયો લુંબી ને ઝુંબ;
કામી નર કાયર થયા, નીચું જોઇને મુખ. મુજરો૦ ૨૧.
રૂપે રંભા ને અપ્સરા, વળી ઇંદ્રાણી હરાય;
સાચ્યા એ જગમોહિની, સતિમાંહે શિરરાય. મુજરો૦ ૨૨.
ધર્મનું રાજ વાસે વસે, ધર્મતણી રખવાળ;
લીલા લહેર લલનાતણી, વાધ્યો યાવનબ્યાળ. મુજરો૦ ૨૩.
વરનારી તસ આગળે, દાસી રેહ સમાન;
ગુણવંતી જગ ગોરડી, ઓરડી દુર્જન જીહાણ. મુજરો૦ ૨૪.
એવી એહ સંસારમાં, લાભે નહિ કોઇ નાર;
નેમ કહે ભવિજન સાંભળો, ગુણનો પામે ન પાર. મુજરો૦ ૨૫.

## દોહરા.

મહારાજા રાજાભણી, શીલવતી જસ નામ;
બેટી પેટી ગુણભરી, પરમાણો નવ ધામ. ૧.
યુવતી યાવન ગુણભરી, ભાજન પુણ્ય પવિત્ર;
ગુણવંતી તે ગોરડી, જેમાં કળા વિચિત્ર. ૨.
સુવર્ણવાન સોહામણી, સોહે શારદરૂપ;
વિવાહે તે ભાવશુ, ઉમાયો છે ભૂપ. ૩.
ત્રીજગ જોતાં એહવી, ન મળે એ (ણે) સંસાર;
મંત્રી આવ્યા તેહના, પાણિગ્રહણ કુમાર. ૪.
જો મન માને આપણે, તો કીજે એ કાજ;
પ્રેમ વધે જે કારણે, દો કુળ વાધે લાજ. ૫.
વાધ્યો પ્રેમ કુમારને, સાંભળી તેનું નામ;
જોવાને ઉત્સુક થયો, નેહ વધ્યો ગુણ આમ. ૬.
સુણ વ્યવહારી નૃપતણી, પુત્રી કેહૂ રૂપ;
કહો મુજ આગળ વર્ણવી, ન કહાયે તે ભૂપ. ૭.

ચિત ચમકયો હઇડે ઘણો, વિરહી થયો અત્યંત;
ભૂપ ભણી મંત્રી હવે, લગ્નતણો કરે તંત. ૮.
ચૈતરની સિત પંચમી, લગ્નતણું મંડાણ;
શ્રીફળ દીધું રાયને, મંત્રી કીધ પ્રયાણ. ૯.

## ઢાળ ૯ મી.

( નદી યમુનાકે તીર ઉડે દોય પંખિયાં—એ દેશી. )

સુણ વ્યવહારી વાત, કહું સાચી સહી,
વિરહ વ્યથા વિપરીત, જાય તે ક્યમ સહી;
જે વશિયા મન માંહી, વીસર્યાં ન વીસરે,
કાળજન કેરી કોર, કર્યા વિષ નીસરે. ૧.
મન રસિયું ત્યહાં જાય, ભ્રમર જ્યમ કેતકી,
ગુણગ્રાહક ઉડું એહ, મહાંથી એ વકી;
વળગ્યાં જે હળી આય કે, અળગાં ક્યમ રહે ?
આ મન વચન ને કાય કે, તેણે પૂંઠ ભમે. ૨.
જેણે એ મુજ પ્રાણ, હાથે સોંપી દિયો,
સાંભળતાં તતખેવ, હારી દલ એ લિયો;
તે વિણ કહો કેમ જાય કે, દિન વળી રાતડી,
ઉદક ન ભાવે અન્ન, ગમે નહિ વાતડી. ૩.
તન મન કરૂં કુરબાન કે, જો મુજને મળે,
આપું કોટિ સવાય, પસાય કરી ભલે;
કહિયે કેને વાત, લજાળુ લાજની,
તું મુજ બાંધવ ભ્રાત, સખા એ શયનની. ૪.
વણિક કહે મહારાજ, અછે જે સુંદરી,
રૂપ તનુ ઉપમાન, કહું શું અપચ્છરી;
હારી ઇંદ્રાણી તેહ, છપી રહી કિન્નરી,
અવર એ લક્ષ્મી જાણુ, એણે યુગ અવતરી. ૫.
કહિયે કેતું એહ, જેહ ગુણાલંકરી,
તે નરનું બહુ ભાગ્ય કે, જેણે એ વરી;

સાંભળી કુંવરે વેણ, જોવા ઉજમ થયો,
કાયા મેહેલી જીવ, જાણે મળવા ગયો. ૬.
સુની થઇ તસ દેહ કે, મન વિના માનવી,
લય લાગી ઘણું જોર, જે લલના અભિનવી;
ફટ ફટ પાપી હૈડા, ન ફાટયું એણે સમે,
વાલાતણા વિજોગ, હજી એ તું કાં ખમે. ૭.
જોયો સકળ સંસાર, લાગે જવ પ્રીતડી,
હોયે એહ હવાલ કે, માનવ રીતડી;
દાઝા વિણ દિલ માંહે, ઝૂરે દિન રાતડી,
ક્ષણુ ક્ષણુ સાંભરે તેહ, ન જાય એકે ઘડી. ૮.
જાણે છોરૂં માત, વેદન વ્યાયાતણી,
વાંઝણી જાણે ન કોઇ, શિશુ પ્રસવ્યાતણી;
વરવો વિષય વિકાર કે, દૃષ્ટ લાગે છીકા,
જાણે નિજ દિલ દાહ, લખે કેવલી તિકા. ૯.
પાપી એહજ પ્રાણ, કેમ નવ નીસરે,
રામા રહી જે દૂર કે, અતિ નવી સરસરે;
દૈવ દિયે જો પંખ, અંખ પલકે મળું,
રાખું માર્યું તેહ, ત્યહાંથી ન નીકળું. ૧૦.
કુંવર તમે ભાગ્યવાન, થાઓ કયમ આકળા,
લીધું લગન સમીપ, તે વરજો નિર્મળા;
એટલે સિંહરથ તેહ કે, સેનાને સજ કરી,
સાથે લઇ પરિવાર, કુંવરને અનુસરી. ૧૧.
ગજરથ ઘોડા ઘાટ, જે વાટે વહે ઘણા,
ભલભલા સુભટ સુજાણ, સાથે લઇ આપણા;
કિશોર પદ પડતાળ, ધરા પણ ધડહડે,
ગાજે ઉદધિ જેમ, ગિરિ તેમ આથડે. ૧૨.
નાલીતણા ધડડાટ કે, ગગન ગાજે ઇસા,
ચણુણુ ચણુણુ તાર તે, ચણુણે ત્યહાં તિસા;
ગાજે ગંભિર નિઃસાણુ કે, દુંદુભિ દશ દિશે,

કાયર કંપે પ્રાણ, શુર મન ઉલ્લસે. ૧૩.
ચંદ્રગુપતે એમ, પ્રયાણ કીધા ભલા,
સેના તણો નાહિ પાર, ઉદાર તે નિર્મળા;
આવે કેઇ અન્ય, ભૂપતિ લેઇ ભેટણાં,
કુંવર કરે અંગીકાર, સેવક જન તે તણાં. ૧૪.
આવ્યો અરધ પંથ, કુંવર આશા ફળી,
સાથ લીધા તેહ, વ્યાપારી મન રળી;
નેમવિજય કહે એમ, આગે બહુ વારતા,
સાંભળતાં ખુશાલ, શ્રોતા દિલ ઠારતા. ૧૫.

## દોહરા.

એક દિન સરવર તીરથે, સેના લે વિશ્રામ;
વારૂ દેખી વાટિકા, કુંવર કહે તવ આમ. ૧.
વ્યવહારી તે તેડીને, બેસાડયા શુભ ઠાણ;
તમે મિત્ર તમે બંધવા, કહિયે કરો પ્રમાણ. ૨.
કોઇક પુણ્યના યોગથી, જે તે દેખું નેણ;
સફળ કરૂં સંસારડો, સુખિયા થઇએ સેણ. ૩.
વ્યવહારી કહે રાજવી; ધરો ભાટનો વેષ;
કેડ કટારી પામરી, કરી પોટલીઓ પ્રેમ. ૪.
તે નિસુણીને હરખિયો, ચંદ્રગુપ્ત તે વાર;
મંત્રી ત્યહાં બોલાવીને, ભાખ્યો કશ્યો વિચાર. ૫.
મત કોઇ કેને કહો, ગોપી રાખજો વાત;
અમો જાશું સહી આગળે,કામ અછે સુવિખ્યાત. ૬.
ભેળો હોશે તે (ણે) પુરે, તમ અમ નિશ્ચય એમ;
વ્યવહારીને રાજવી, સાથે વહિયા પ્રેમ. ૭.

## ઢાળ ૧૮ મી.

( સુણ બહેની પિઉડો પરદેશી—એ દેશી. )

અશ્વ અમૂલકે કુંવર વહે, બે સાથે તે વણિકને લેવે રે;
તીને તાજા પંથને જોવે, જોજો અચરજ હોવે રે. ૧.

સાંભળો બંધવ વાત સનેહી, એની પ્રીતિ હશે કેહી રે;
વેહેલો જઈને વદન વિલોકું, દુર્લભ મુજને નેહી રે. સાંભળો૦ ૨.
કાપ્યો પંથ બહુ પહોંચ્યા વેહેલા, જાણે હુતા પેહેલા રે;
માળીને ઘરે દીધલા ડેરા, જાણી ગૃહ ભલેરા રે. સાંભળો૦ ૩.
ભાટ જાણીને ભક્તિ કરે એ, દીનાર કુંવર લઇ દેવે રે;
હેજે હસીને માળી લેવે, દામ થકી વશ હોવે રે. સાંભળો૦ ૪.
કુણ પુર માળીને બોલે એમ, નામ કહો ધરી પ્રેમ રે;
ભૂપતિ કુણ છે એણે પુરે પ્રેમ, નંદન નંદની તેમ રે. સાંભળો૦ ૫.
કહી સુણાવી વાત રસાળી, શિયલવતી તસ બાળી રે;
પામી યૌવન પ્રેમ, પ્રતાલી, રહિયા સુર સહુ ભાળી રે. સાંભળો૦ ૬.
ચંદ્રગુપ્તશું વિહીવા મેલ્યો, રમણી રમણ એમ ભેલ્યો રે.
સરખા સરખી જોડી પ્રભુ એ, ખોડ ભણી અવહેલ્યો રે. સાંભળો૦ ૭.
ક્રીડા કારણ દિન દિન કુંવરી, સાથે બહુ પરિવાર રે;
ખેલે અશોક વાડી તે ખાંતે, રમતી બાળકુમાર રે. સાંભળો૦ ૮.
સાંભળી કુંવરને ઉજમ વાધ્યો, મનમથ બાણલે સાધ્યો રે;
સુંદર પેહેરી ભૂષણ સારાં, નારીતણો પદ લીધો રે. સાંભળો૦ ૯.
વાડી માંહી ઉતારા કીધા, મનમથ ડેરા દીધા રે;
છાના રહ્યા તે નવ થયા સીધા, માને રાજા મેં લીધા રે. સાંભળો૦ ૧૦.
અવસર કુંવરી તે મદમાતી, આવી બહુલ સંઘાતી રે;
રંગે રમતી રાતી માતી, દેખી નવ રહે છાતી રે. સાંભળો૦ ૧૧.
વાતો કરવા એકઠી બેઠી, કુંવરે નયણ તે દીઠી રે;
વ્યાપારીએ જેવી વખાણી, તેવી લાગી તે મીઠી રે. સાંભળો૦ ૧૨.
એક કહે બાઇ એ વર રૂડો, જાણે અમૃત ચૂડો રે;
ભાગ્યવંત તું એવો પામીશ, સોભાગી વર સુયડો રે. સાંભળો૦ ૧૩.
એક કહે વર ભૂમિ ભલેરા, દીઠા મેં જ ઘણેરા રે;
એક કહે શું બહેન પોમાઇ, સુણો લંપટ પટંકરા રે. સાંભળો૦ ૧૪.
એક કહે મેં સાંભળ્યો ઉત્તમ, નિરૂપમ ઉપમા કેહી રે ?
વાદ ભણે વામાંગના એવો, ધન્ય દેખે તસ દેહી રે. સાંભળો૦ ૧૫.

કોઇ વખાણે કુવખાણે કોઈ, આપણા મુખને મરડે રે;
વૈર વસાવ્યું એહ આચરણે, કુંવર દશનને કરડે રે. સાંભળો૦ ૧૬.

### દોહરા.

શીલવતી બોલે નહિ, સખીઓ કરતી કેલિ;
એક એક ને ઓથવે, બોલે મનશુ મેળી. ૧.
માંહોમાંહ ખુશાલ તે, હોવે બાળા સોય;
પરની મીઠી વાતડી, કરતાં બહુ સુખ હોય. ૨.
( યતઃ ) ભૂમિભોજન ને પર ઘર, પરનારી પરવાસ;
નવા સ્નેહ ગૂઢાવલી, સીઠ પર નિંદા આશ. ૩.
એક કહે દૂરે વસે, મળશે કવી પેર તેહ;
સો કોસે હોય વાટડી, છાંડી દેજો એહ. ૪.
એક કહે નવ બોલીએ, દૂરે સુસંગી જેહ;
જે આવી હઇડે વસ્યા, નવલો ધરિયે નેહ. ૫.
નેહ વિના સંગે રહે, તેહ વિદેશી જાણ;
મનમાં આવી જે મળ્યા, સોંપે તન મન પ્રાણ. ૬.
સહિએ ! શીલવની કહે, એવો મ કરો રોષ;
જે લખિયો આ ભાળમાં, પામી ન દીજે દોષ. ૭.

### ઢાળ ૧૧ મી.

( નીંદડલી વેરણ હુઇ રહી—એ દેશી. )

વાતલડીએ વેર વસાવિયું, મનમાંહી હો વાધ્યો બહુ દ્વેષ કે;
તાતાં લોચન તવ કર્યાં, હુઆં વિષ ભર્યો હો હુઆં રગતની રેખ કે. વાત૦ ૧.
એક વાતે સુખ ઉપજે, એક વાતથી હો હોવે ઉતપાત કે;
અંગ ઠરે એક વાતથી, એક વાતથી હો પાતિક ઘણઘાત કે. વાત૦ ૨.
જોજો પ્રીત જે મનતણી, હીણુ માંડી હો કીધો તસ નાશ કે;
નાઠો નયનથી નેહલો, હુતો પહેલો હો પોતે સુવિલાસ કે. વાત૦ ૩.
નિર્મળો નીર ખૂટે વહી, વળી અતિ ઘણો હો બાટે બામ નેહ કે;
બહુ હાસીનું બોલવું, તિણહુ તિહાં હોવે દુઃખ ગેહ કે. વાત૦ ૪.

રાતે લોચને રાજવી, કરે કાઢી હો સુપેરે કરવાલ કે;
પગ ઉઠાવી તેહ ભણી, જ્યહાં બેઠી હો, રાજાની બાલ કે. વાત૦ ૫.
રે રે કુકુળની ઉપની, તુજ સાંભર્યો હો, બીજો વર જેહ કે;
હોવે ન સિંહબાગ જંબુક, મુજ જીવતાં હો, કેમ પામીશ તેહ કે. વાત૦ ૬.
કર ગ્રહિયો વ્યવહારીએ, કેમ ભૂલો હો ભૂપતિ તમે આજ કે;
કાજ વિચારી કીજીએ, કેમ પામીએ હો, એમ કરતાં લાજ કે. વાત૦ ૭.
સંગ કિસો મ્હારો તમતણો, પર જાઇ હો, કુંઆરી આર કે;
પરણ્યા વિનાબળ કાઇ નહિ, નરપતિજી હો, એમ આખે સંસાર કે. વાત૦ ૮.
મ્યાન કરો તમે માનશું, બળ રાખો હો, પ્રભુ એવું પાપ કે;
પરઘરતી પર રાજવી, કેમ કીજે હો, એવી જે બલાય કે. વાત૦ ૯.
એવે ગજ પરે ગડગડ્યા, ઢોલ ઝાંગી હો ગરવાં નિઃસાણ કે;
વરા પણ ધડહડ ધડક શું, સેના આવી હો, એવે સહી નાણ કે. વાત૦ ૧૦.
કર ગ્રહી તેહ કુમારશું, લેઇ ચાલ્યા હો, સેનાતણે સંગ કે;
ક્રોધે અનલ દવ પૂરિયો, ચિત્ત ભરિયો હો, ભૂપજતણે અંગ કે. વાત૦ ૧૧.
પાછો વળવા પ્રેમશું, ભાવ જાણિયો હો, વાણિજ વિચાર કે;
સુવચનશું સમજાવિયો, નવ કીજે હો એવો નિરધાર કે. વાત૦ ૧૨.
ના કહે નૃપ અંગજ તદા, પાણિગ્રહણનો હો મેં લીધો નેમ કે;
મંત્રી સાજન આવિયા, મળી ભાખે હો, સહુએ મળી એમ કે. વાત૦ ૧૩.
વિષ પાજે સહી ચાળીને, નવ કીજે હો, અણ મળતો સંગ કે;
આકુળ તરૂની ઉપમા, સહી જાણજો હો, તમે મહા ભાગ કે. વાત૦ ૧૪.
એકતણા મનમાં નહિ, એક રાખે હો, બહુલો મન રાગ કે;
દુઃખદાયક આગે હુવે, પ્રેમ વિણ જે હો, હોયે કારક ભાગ્ય કે. વાત૦ ૧૫.
મિત્ર મળી એમ ભાખિયું, તસ આખિયું હો, સાચો છે એહ કે;
લાજ રહે કેમ છાંડતાં, નવ શોભિયે હો, કહિયે નિઃસંદેહ કે. વાત૦ ૧૬.
અતિ આગ્રહ કર્યો આકરો, તવ પાધરો હો, બોલ્યો મુખ વાત કે;
નેમ કહે ભવિ આગળે, તમે સાંભળો હો, શ્રોતા અવદાત કે. વાત૦ ૧૭.

### દોહરા.

કુંવર કહે સુણજો તમે, એવું પરમ વચન;
એ નારી પરણું નહિ, જ્યાં લગી કુશળ તન. ૧.

જે વાતે દુઃખ ઉપજે, લોક કરે ત્યમ હાસ;
કીજે કામ ન એ કદા, કરતાં હોય વિનાશ. ૨.
સિંહરથ રાજાતણું, કુલ લાજે સહિ એમ;
આવ્યા શું તમે જાણીને, એમ કરો પ્રભુ કેમ? ૩.
તું નવ મળિયો તેહને, કયાંથી જાગ્યું વેર;
પરણ્યા પછી જેમ પૂરવે, તે કરજો તમે પેર. ૪.
બહુલા બોલ બોલાવિને, મન આણ્યું તસ ઠામ;
નહીં વરો કેમ કુંવરીને, લાજતણું એ કામ. ૫.

## ઢાળ ૧૨ મી.

( શિયાળો ભલે આવિયો—એ દેશી. )

મન ત્રટયાં માનવી તણાં, કુણ સાંધે હે, સખી સાંધણહાર કે;
કેણે તે કાંઈ ચાલે નહિ, મત આણો હે, જે ડાહ્યા સોનાર. ૧.
હુઆં હરખ વધામણાં, સોહામણી હે. સેના ઉછરંગ કે;
સાજન સહુ સુખ પામિયા, માંહોમાંહે હે, સંતોષ અભંગ. હુઆં૦ ૨.
શીલવતીને સખી કહે, તુજ પ્રીતમ હે, રીસાણો જોર કે;
પાણિગ્રહણ માને નહિ, થઇ બેઠા હે, ચિતડું કરી ઓર. હુઆં૦ ૩.
અણદીઠાં કેમ ઉપન્યું, પરવલ્યું હે, ભવિ ભાવિત વેર કે;
લેહેર હુઇ કૃત કર્મની, નિજ મર્મની હે, નિસુણો હવે પેર. હુઆં૦ ૪.
પ્રીતમ જે નવ પેખિયો, નવ નિરખી હે, જેણે નિજ નાર કે;
દુહવણ પામે ઇલાપતિ, હઠ આણો હે, તાણ્યો એ કિરતાર. હુઆં૦ ૫.
તો હું કેમ જઇ વીનવું, કેમ રાખું હે, પિઉડાને થોભાય કે;
નજરે આવે જો નાહલો, વાહલા ભણી હે, હું લોભે લોભાય. હુઆં૦ ૬.
વાહલા વસે જે વેગળા, તસ અતિ ભલા હે, કેમ બોલ કહાય કે;
જો મુજને પિઉ છાંડશે, મુજ રહેશે હે, કયહાં એ મન જાય. હુઆં૦ ૭.
બીજી કહે બેહેની સુણો, તુજ વળિયો હે, સખિ દિવસ એ આજ કે;
હા વાગી તુજ વલ્લભ, સહિ થાશે હે, મનવાંછિત કાજ. હુઆં૦ ૮.
તારે પિતાએ મનાવિયો, શુભ વચને હે, નયને ધરી નેહ કે;
શીલવતી હરખી ઘણું, તવ આપણે હે, સુખ પામી દેહ. હુઆં૦ ૯

લીધું લગન સોહામણું, વળી બાંધી હે, ચોરી ચિત્ત ચૂંપ કે;
ખુંપ ધર્યો વર શીશમાં, હાથેવાળો હે, કીધો ત્યહાં ભૂપ. હુઆં૦ ૧૦.
હયવર ગજવર આપિયા, પંચ પંચ ને હે, સખિ સહસ્ર સમાન કે;
શત પંચ પંચ આપ્યા ભણી, રથ શકટી હે, સુંદર ઉપમાન. હુઆં૦ ૧૧.
આપિયાં કર મૂકામણે, કંઇ કોટિ હે, તિમ રમણની રાસ કે;
વસ્ત્રઆભૂષણ આપિયાં, સહિ સુંદર હે, વળી મુગટ જે ખાસ. હુઆં૦ ૧૨.
દીધો દાયજો દીપતો, જાનઇઆ હે, હરખાવિયા મન કે;
યથાશક્તિ જોપેં કરી, નવ રાખ્યા હે, અનૂરો મન. હુઆં૦ ૧૩.
મન વિણ કરમેળો કર્યો, મન જાણિયો હે, દાયજો જે દીધ કે;
અસંજ્ઞી જેમ સંજ્ઞા વિના, તેમ કુંવર હે, સઘળું એમ કીધ. હુઆં૦ ૧૪.
શીલવતી નિજ પિઉતણો, પાલવ બાંધ્યો હે, વધિયો ભવનેહ કે;
ચંદ્ર સૂરજ બે સાક્ષી કર્યા, જમ બે જણાં હે, ના- પે કહીએ છેહ. હુઆં૦ ૧૫.
શીલવતી હળવે કહે, નિસુણીજે હે, પિઉ પ્રાણાધાર કે;
ચોરી કરી પલ્લવ ગ્રહ્યો, વધારવા હે, બહુલો સંસાર કે. હુઆં૦ ૧૬.
નેમ કહે કૃતપુણ્યના, તેહ ફળિયા હે, મન મનોરથ જેહ કે;
આશા સહુ સફળી હુઈ, ઢાળ બારમી હે, કહે અવિહડ નેહ. હુઆં૦ ૧૭.

## દોહરા.

રાખ્યો માસ લગે ત્યહાં, રાજાએ બહુ પ્રીત;
વિવિધ ખ્યાલ વિનોદશું, ધરતો સહુશું હીત. ૧.
મીંઢળ કરથી છોડિયાં, ઉત્સવ કરી અપાર;
શીલવતી આવી ત્યહાં, સોળ સજી સણગાર. ૨.
ગગને ઘન અભ્રહ જળહ, ગાજે કરે કલોલ;
મરૂત જેમ પરજન્ય ઘટા, હુઆ દૂર ઝકઝોળ. ૩.
વિલખી થઇ વામાંગના, (સ્ત્રી) અણબોલાવી જામ;
નયન ભરી નિરખી નહિ, તરૂણી ચિંતે તામ. ૪.
મુજને અવગુણ માહરો, દાખીજે બહુ પ્રેમ;
કિણ કારણ દુહવ્યા કિણે, સાચું કહેજો તેમ. ૫.
અબળા એમ ન છંડીએ, નિકલંકી નિર્દોષ;

નારી વચને તેહને, હૈડે વાધ્યો રોપ. ૬.
મહિપતિના મંદીર થકી, પહોત્યો દૂજે ઠામ;
શીલવતી દિલ વાતડી, રાખી આવે ધામ. ૭.
મંત્રીને કુંવર કહે, ચાલોજી હવે વેગ;
માગો મહિપતિ આગન્યા, સાહું સમીપે તેગ. ૮.
શીખામણ દીધી ભલી, પુત્રીને નિજ માય;
પ્રિય મન ચાલે સાસરે, સુજશ વરે તે ઠાય. ૯.

## ઢાળ ૧૩ મી.

( મનમોહન, મનમોહન પાવન દેહડી જી—એ દેશી. )

નિજમાતના, નિજમાતના ચરણ કમળ નમી જી,
તેમ તાતના, તેમ તાતના પ્રણમી પાય હો;
મન વા'લી તન વા'લી શીલવતી કહે જી.
નયણે તે નયણે તે આંસુ આણીને જી,
ગુણવંતી ગુણવંતી ગુણ સમજાય હો. મન૦ ૧.
માતાજી માતાજી બે કર જોડીને જી,
વિનવીએ વિનવીએ વિનતિ જેહ હો;
વિછડિયાં વિછડિયાં વા'લાં દોહિલાં જી,
મળવાનો મળવાનો સાંસો તેહ હો. મન૦ ૨.
જે તનમાં જે તનમાં મનમાં નેહલો જી,
તે છાંડી તે છાંડી આપે છેહ હો;
પરદેશી પરદેશી જે હોય પ્રાહુણા જી,
પણ જાણી મન આણી રાખવો નેહ હો. મન૦ ૩.
મન ઓછા મન ઓછા જે હોય માનવી જી,
ત્રટકીને ત્રટકીને ત્રોડે પ્રીત હો;
નવ રાખે નવ રાખે અંતે એહવો જી,
દિલ છાંડી દિલ છાંડી ઉત્તમ રીત હો. મન૦ ૪.
અંગજ હું અંગજ હું પ્રાણથકી ઘણી જી,
વાહાલી ને વાહાલી અધિકી હુતિ હો;

તેથી હું તેથી હું દૂર દેશાંતરે જી,
ફરી પાછી નહિ આછી આવણ ખાંતિ હો. મન૦ ૫.
નારી તન નારી તન પિઉને આશરે જી,
બીજે પણ બીજે પણ માત આધાર હો;
અબળાને અબળાને પ્રિય પખ દોઇ છે જી,
નહિ ત્રીજો નહિ ત્રીજો કોઇ સંસાર હો. મન૦ ૬.
તે કારણ તે કારણ હું તમને કહું જી,
તમે કરજો તમે કરજો સાર સંભાળ હો;
મુજ આપો મુજ આપો માતા! આગન્યા જી,
સાસરડે સાસરડે જાતાં ખુશાલ હો. મન૦ ૭.
તવ નયણે તવ નયણે બહુ જળ રેડતી જી,
નંદનીને નંદનીને કહે એવી વાણ હો;
ઘણું પ્યારી ઘણું પ્યારી પ્રાણથકી સુતા જી,
તુંહી તનમાં તુંહી તનમાં અમૃત ખાણ હો. મન૦ ૮.
જન સ્થિતિએ જન સ્થિત એવી સંસારમાં જી,
પુત્રીતણો પુત્રીતણો પરઘર વાસ હો;
ઘણું દુખિયાં ઘણું દુખિયાં વિછડતાં હુએ જી,
વળી તનથી વળી તનથી મૂકે નિઃશ્વાસ હો. મન૦ ૯.
સાસરડે સાસરડે સાસરિયાંતણી જી,
મતખંડે મતખંડે તેની આણ હો;
પ્રીતમનો પ્રીતમનો વિનય સાચવે જી,
જ્યમ લહિયે જ્યમ લહિયે કોટિ કલ્યાણ હો. મન૦ ૧૦.
શીખામણ શીખામણ દીધી તેહને જી,
સાજનની સાજનની માગી શીખ હો;
શુભ દિવસે શુભ દિવસે બેહુ સાધાવિયાં જી,
બોલંતી બોલંતી વાણી ઇખ હો. મન૦ ૧૧.
સાથે તવ સાથે તવ રાજન આવિયો જી,
સાજનિયાં સાજનિયાં નયણથી ધાર હો;

બહુ પંથે બહુ પંથે જેહ બોલાવિયાં જી,
વળિયા તે વળિયા તે વર પરિવાર હો. મન૦ ૧૨.

મન જાણે મન જાણે જન્મની ભૂમિકા જી,
સહિ હોવે સહિ હોવે દ્રઢ મંતંત હો;
પીયરિયાં પીયરિયાં છે નવ જંત જી,
વીસરિયાં વીસરિયાં છે નવ જંત હો. મન૦ ૧૩.

નિજ સખિઓ નિજ સખિઓ વાત બનાવતી જી,
મારગડે મારગડે ચાલ્યાં જાય હો;
અનુક્રમે અનુક્રમે પહોત્યા તે પુરે જી,
રાજનજી રાજનજિ પ્રેમે ભરાય હો. મન૦ ૧૪.

નિજનગરે નિજ નગરે રંગ વધામણાં જી,
સિંહરથને સિંહરથને મન બહુ કોડ હો;
ગીત મધુરાં ગીત મધુરાં ગાવે ગોરડી જી,
રાગ સરસે રાગ સરસે હોડાહોડ હો. મન૦ ૧૫.

નર વરૂ નર વરૂ લાવે ભેટને જી,
ઘણું સરસાં ઘણું સરસાં જે દિય આય હો;
બહુ બાંધ્યાં બહુ બાંધ્યાં તોરણ મંદિરે જી,
મનમાંહે મનમાંહે હરખ સમાય હો. મન૦ ૧૬

ગુણ ગાવે ગુણ ગાવે લોક ટોળે મળી જી,
કોઇ ભાખે કોઇ ભાખે ભામની રૂપ હો;
કોય મુખે કોય મુખે માત લે ભામણાં જી,
તેમ હરખે તેમ હરખે સિંહરથ ભૂપ હો. મન૦ ૧૭.

સોહમનિં સોહમનિં શુદ્ધ પરંપરા જી,
શ્રીવિજય શ્રીવિજય પ્રભુ સુરીંદ હો;
જે દેખ્યે જે દેખ્યે દુરિતને ભાજતા જી,
જશ ગાને જશ ગાને લહિયે આનંદ હો. મન૦ ૧૮.

વર તેના વર તેના, ચરણ પસાઉલી જી,
પૂરણ એ પૂરણ એ, પહેલો ખંડ હો;

નર નારી નર નારી, લહો સુખ સાંસતા જી,
વક્તાને વક્તાને, શ્રોતાને ધમંડ હો. મન૦ ૧૯.
ઢાળ તેરમી ઢાળ તેરમી, નેમવિજયે કહી જી,
પરણીઉ પરણીઉ, પેલા નાર હો;
સહુ સુણજો સહુ સુણજો, આગળ વારતા જી,
સાંભળતાં સાંભળતાં, સફળ સંસાર હો. મન૦ ૨૦.

**इति श्रीशीलवती चरित्रे प्रथम खंडः समाप्तः**

---

## ખંડ ૨ જો.

### દોહરા.

શેષ ફણી સેવે સદા, જ્ઞાન ધ્યાન નિશ દીહ;
કમલા સમ પ્રભાવતી, કાંત એ જગતદીહ. ૧.
કર્મ—કીનાશ દૂરે કરે, પામી લોકનો પાર;
અલોક મુખ જે આભમાં, તે પ્રણમું સુખકાર. ૨.
રાજા ઉત્સવ અતિ કરે, કુંવરતણે પેસાર;
હાટશ્રેણી શણગારીને, માંડ્યાં નૃત્ય હજાર. ૩.
સિંહરથ રાજા હેજશું, વહુઅરને સુખકામ;
પંચ દિયાં પરગટ કરી, મહર્ધિક મોટાં ગામ. ૪.
શીલવતી પાયે નમી, સાસુને બહુ પ્રેમ;
અવિચળ જોડી તમતણી, લહેજો હેમ ને ખેમ. ૫.
મિત્ર અછે ચંદ્રગુપ્તનો, વસુદત્ત એવે નામ;
મળિયો તેવે હિત કરી, બેઠા દોય સુઠામ. ૬.
નારી ખબર નેહે કહો, બોલે વસુ તે વાર;
ચંદ્રગુપ્ત બોલે નહીં, રાખ્યો હિયે વિચાર. ૭.
વળી પૂછ્યું તેણે ફરી, નારી રૂપ નિહાળિ;
પુણ્યવંત જે પ્રાણિયા, પામે એવી બાળિ. ૮.
કુંવર કહે છાનો રહે, કરતો કૂડ તોફાન;
એ અકુલીણી કામની, કેવું એહને માન ? ૯.

## ઢાળ ૮ મી.

( કેસરવરણો હો, કાઢી કસુંબો મારા લાલ—એ દેશી )

નજરે નિહાળો હો, બોલ સાંભળો મારા લાલ,
કામતિ ટાળો હો, વાંકા મહાલો મારા લાલ;
તું રઢિયાળો હો, હોયે કેમ આળો મારા લાલ,
દૂર નિકાલો હો, વિરહી ચાળો મારા લાલ. ૧.

શીલવતી સારી હો, મોહનગારી મારા લાલ,
સુકર્મની ક્યારી હો, પ્રેમદુલારી મારા લાલ;
કુસંગે ન્યારી હો, શુદ્ધ વિહારી મારા લાલ,
આપ સઝારી હો, શીલે સમારી મારા લાલ. ૨.

તું મુજ વા'લો હો, થા મત કાલો મારા લાલ,
વયે મતવાલો હો, ક્રોધને પાલો મારા લાલ;
સીધા ચાલો હો, વૈર મ ઘાલો મારા લાલ,
પ્રેમ નિરાલો હો, ભરિયે પ્યાલો મારા લાલ. ૩.

કિન્નરી નારી હો, અપચ્છરી ભારી મારા લાલ,
હરણી હારી હો, નયણકટારી મારા લાલ;
શ્યામા તારી હો, કામ અટારી મારા લાલ,
નારી શ્રીકારી હો, દોષ નિવારી મારા લાલ. ૪.

સ્વર્ગથી છૂટી હો, નારી વિછૂટી મારા લાલ,
આણી સૂટી હો, અપચ્છર લૂંટી મારા લાલ;
ભાગ્યે મોટી હો, વરશે છોટી મારા લાલ,
લજ્જા મોટી હો, વાંચ્છિત પોટી મારા લાલ. ૫.

વેણી કાળી હો, યૌવન બાળી મારા લાલ,
એહથી ખુશાલી હો, જો જો ભાળી મારા લાલ;
આછિ આવી હો, કો સુરબાળી મારા લાલ,
વિષયની જાળી હો, પાપ પખાળી મારા લાલ. ૬.

પુણ્યની પ્રાણી હો, વરણે જાણી મારા લાલ,
તરૂણી આણી હો, ભાગ્યે તાણી મારા લાલ;

એવી વાણી હો, વિષયની માણી મારા લાલ,
નિસુણી સયાણી હો, તે ગુણખાણી મારા લાલ. ૭.

એ સહી ઉણી હો, પાપ વિહુણી મારા લાલ,
કાજ અકુલીણી હો, પ્રેમ વિહુણી મારા લાલ;
કરમે કુડી હો, પરમ નર રુડી મારા લાલ,
નરકની કુંડી હો, રોગે ચુંડી મારા લાલ. ૮.

મૂર્છા ટાળી હો, એમ વિચારી મારા લાલ,
ક્રોધી પ્યારી હો, પેહેલા વારી મારા લાલ;
વાત વિચારી હો, સુધી ધારી મારા લાલ,
મૂઢ ગમારી હો, જે કરે ત્યારી મારા લાલ. ૯.

એમ ન કીજે હો, નેહ વહીજે મારા લાલ,
પ્રેમ પાળીજે હો, હીણુ ન થીજે મારા લાલ;
સંત ન ખીજે હો, લાહો લીજે મારા લાલ,
દુરીજન છીજે હો, પીયૂષ પીજે મારા લાલ. ૧૦.

ઉત્સાહને પાળે હો, કુપ્રીતિને ટાળે મારા લાલ,
વેણુ સંભાળે હો, પંચની સાલે મારા લાલ;
વૈર ન ચાલે હો, વિરહો આલે મારા લાલ,
મધ્યમ કાળે હો, એહવો સાલે મારા લાલ. ૧૧.

ઉત્તમ એહી હો, બહુલ સ્નેહી મારા લાલ,
સુંદર છે જેહી હો, છેહ મ દેઇ મારા લાલ;
હઠમતિ કેહી હો, જાણે તેહી મારા લાલ,
કહિયે કેહી હો, સૈણુ સુવેહી મારા લાલ. ૧૨.

દેખીને દાઝે હો, પ્રેમને ઝાઝે મારા લાલ,
નીખરહ કાજે હો, શું નવ લાજે મારા લાલ;
મોટી મહીણી હો, પંચ પ્રવીણી મારા લાલ,
મારગ ઝીણી હો, તિણુથી ખીણી મારા લાલ. ૧૩.

એહવી વાતે હો, વિન વળી રાતે મારા લાલ,
પાંચને ખાંતે હો, બેશી પાંતે મારા લાલ;

બહુલી તાંતે હો, વણસે જાતે મારા લાલ,
દુર્વચ ઘાતે હો, હેમને ભાંતે મારા લાલ. ૧૪.
એમ દોઇ મિતા હો, પ્રેમ સંજુત્તા મારા લાલ,
વાતે ખુંતા હો, રાતે ન સૂતા મારા લાલ;
નરમ યમતા હો, કુંવર તતા મારા લાલ,
નેમ કહે શ્રોતા હો, સુણજો સંતા મારા લાલ. ૧૫.

દોહરા.

આગે હતી તાહરી, પ્રીતડલી [ જ ] અંદાલ;
અંતર એવો ક્યમ હવો, ચિત્તશું તે કમંડાળ. ૧.
કીજે નહિ કો કોઇથી, પરમારથ જે પ્રીત;
નારી અવગુણ ગોરડી, તોય ન તજે વિનીત. ૨.
કુંવર કહે મેં આ ભવે, છાંડ્યો એથી નેહ,
જેથી મન માને નહીં, તેને દીજે છેહ. ૩.
શીલવતીને મંદિરે, કુંવર ન આવે આપ;
માતપિતાએ પણ લહ્યો, કુંવરતણો દિલ થાપ. ૪.
ઉદાસી અતિશય થયો, જાવા સહી પરદેશ;
સાંજ સમે સહી માતને, ભુવન કીધ પ્રવેશ. ૫.
નિજ માતા પાયે નમી, જીમણ માગે તામ;
માતા (ને) કરે કવળ લહ્યો, હરખે જમિયો આમ. ૬.
પગ દાબે સાસુતણા, શિયલવતી સસનેહ;
દીઠા વાહલો આવતો, ઉલસી આપણી દેહ. ૭.
લલનાએ લજ્જા ધરી, ઊભી આળસ મોડ;
માનત કરે પિઉને હસી, બાળા બે કર જોડ. ૮.
પિઉ વિરહે થઇ વિરહીણી, નયણે નીર ઝરંત;
પિઉ જોઇ છોડા પ્રેમદા, અળગા આતુરવંત. ૯.

ઢાળ ૨ જી.

( અમલાતાના ખેડયા રે, વાલિમ આવજો રે—એ દેશી. )
વિરહે ઘેલી ગોરી રે, પ્રિયભણી વીનવે રે,
વાર એક વિનતી રે, એવી આલવે રે;

પિઉ તું છે પ્રાણાધાર, કહો કાં છોડો નિરધાર
નિરધારી એ નારી રે, અતિ ઘણું આકુળી રે. ૧.
વિમાસી હઇડે પ્રભુ રે, અવગુણ પામીને રે,
જો જો વિચારી રે, વાહલા અકામને રે;
હાંજી કોઇ અવગુણ દેખાડો, એમ ઉતાવળે મતિ છાંડો,
છાંડી એમ તે ગોરી રે, જશ કોણે નવ લહ્યા રે. ૨.
મુખશું કેમ બોલું રે, વેદન એહવે રે;
એહ વિજોગની વાત રે. છે જગ જે હવે રે.
હાંજી ગુણવંતા આધાર, હાંજી સુના મહોલ માઝાર,
મોટે મહોલે સુની રે, સેજે કેમ ગમે રે. ૩.
મનના પ્રીતમ પ્યારા રે, ફરો કયમ એહવું રે,
હેજે હશીને રે, બોલીએ તેહવું રે;
મારા સેણુ સલૂણા નાહ, યૌવનને લીજે લાહ,
લીલા તેવી તારીરે, નારી તન સુખ લહે રે. ૪.
પાંચની પાંતમાં વાલારે, કરેકોલ તેં દિયો રે,
હવે તેહજ જાશે રે, પાછો કેમ લિયો રે;
ભરતાર, ભોળા મ ભૂલ, હાંજી હાંજી કિયાં ધરનું સૂલ,
મૂળ બિગાડ્યું વાલા રે, કહો કુણ કારણે રે. ૫.
ઉત્તમ માનવ નહિ રે, કહીએ ન પાંતરે રે,
દેઇ કરના કોલ રે, સૂધા સંચરે રે;
પિઉ તું સાગર ગંભીર, હાંજી મેઘ વાહોલીઆ નીર,
વાહોલીઆની પરે રે, ઓછા નવ થાઇએ રે. ૬.
શિયળ સુવિદ્યા ક્યાંથી રે, હોવે કહો માનવી રે,
વેદના મનની રે, કહો કયમ જે નવિ રે;
હાંજી કોઇક દોષને ભાખ, હૈડામાં શાભણી રાખ,
કેવું હૈડે રાખ્યું રે, આગે ફળ હોવશે રે. ૭.
નેહનાં જેનાં નેણાં રે, રેખ ન ખામીએ રે,
કેવી ફળ પ્રતિ રે, પ્રીતડી રાખીએ રે;
એ પ્રીતડી વ્યાળ સ્વરૂપ, એ પ્રીતડી મનુજનું રૂપ,

માનવ મહિયે મોટા રે, પ્રીત ન પાલટે રે. ૮.
મોહન મારા એહ રે, હઠ નવ કીજીએ રે,
તેડી એકાંતે રે, શીખ વારૂ દીજીએ રે;
છાંડીએ પંચમાં ગાળ, હાંજી પ્રીત સરોવર પાળ,
પ્રેમના જળમાં ઝીલો રે, સુધા જળ હેજશું રે, ૯.
પાહરથી પણ ચાલી રે, મન તુમશું વસ્યો રે,
છોડી તે પણ વાહલા રે, જાઇ દૂરે વસ્યો રે;
સુણો એમ કરતાં ગુણવંત, નારી મનમાં દુઃખ લહંત,
દાખી દુખની પૂરી રે, અવરજ ચિંતશે રે. ૧૦.
પાંચને દેખતાં આપી રે, તુજ ભણી વાહલા રે,
દીજે એ કયમ છેહડો રે, નિરૂપમ નાહલા રે;
તમને વિનવું વારંવાર, વિનંતિ અવધાર,
અવધારીને પાળો રે, સગપણ મૂળગું રે. ૧૧.
એવી કરણી જો જો રે, ઘર કેમ ચાલશે રે,
વળી બીજી સુંદરી રે, મંદિરમાં માહાલશે રે;
સહી માનની મોટકો મંત્ર, સહી તિલસરસવશુ યંત્ર,
યંત્રના ઘરના જેવી રે, નારી હાંડી કાહની રે. ૧૨.
શિયલ સંસારે જાણી રે, કવિ એમ આખિયું રે,
વળી સંસારે સહુ રે, અછે સાખિયું રે;
ચડી જે એકજ વાર, એમ નારીતણો અવતાર,
વીછડિયાની વાતો રે, કહો કેમ વીસરે રે. ૧૩.
પિઉડા વહેલા આવો રે, એહ તમ મંદિરે રે,
તારી રે ઓલગડી રે, કરશું સુપરે રે;
મારા પ્રાણતણા પ્રતિપાળ, મારા દીનદયાળ મયાળ,
દયા કરીને દીજે રે, ચરણની ચાકરી રે. ૧૪.
આગળ પ્રેમ ન હતો રે, તો શાને આદરી રે,
નિરવહિયે એવું રે, પ્રેમ મયા કરી રે;
તુજ વણુ દિન નવ જાય, એ જીવિત લેખે નવ થાય,
સહી આણીજે લેખે રે, અબળા એ જાણીને રે. ૧૫.

ભરતાર ભાવિત ભાવે રે, છેહ નવ દાખવે રે,
અંતે અનુભવ વિપરીત રે, અવગુણ શાખવે રે;
પિઉ કેમ કીજે એહ, જે ટાળવો નયનનો નેહ,
નયન સલુણી હેજે રે, નારી બહુ વીનવે રે. ૧૬.
વાલમ કેહાને બગાડયું રે, કામ કહીએ મુદા રે,
નાથ વિહોણી રે, દુઃખ વહે પ્રેમદા રે;
વિનવિયો એણી પેરે નાર, નેમવિજય ગુણપાર,
બીજા ખંડની બોલી રે, ઢાળ વર દુસરી રે. ૧૭.

## દોહરા.

નારી વચને નરપતિ, ક્રોધ ધરે મન માંહ્ય;
શું સુખ વાંછે જીવમાં, બોલે છે દિલ ચાહ્ય. ૧.
અણબોલાવ્યાં બોલશે, તે તો માણસ ઢોર;
વૈર વિશેષે નારીને, મૂકી કરતી સોર. ૨.
વચન લવ્યાં વિષ સારિખાં, જાણી નારી બલાય;
રણક્ષેત્રે સુભટો જસાં, કાયર કુંવર થાય. ૩.
નયણે તે નિરખી નહિ, મીઠા ન બોલ્યો બોલ;
કહિણ કર્યું કૂણું હિયું, નરપતિ નિગુણ નિટોળ. ૪.
વેગે માતાઘરથકી, વહેલો વળિયો સોય;
દિવસ ગમ્યો મિત્ર વારતા, હરખિત હઇડે હોય. ૫.
શીલવતી મૂકી ત્યહાં, મંદિર માંહ્ય નિરાશ,
પ્રિય ન બોલાવી પ્રેમશું, મૂકે બહુ નિઃશ્વાસ. ૬.
દિન વીત્યે સંધ્યા થઇ, કુંવર થયો સાવધાન;
કાપડી વેષ કર્યો ભલો, બુદ્ધિતણે અનુમાન. ૭.

## ઢાળ. ૩ જી.

( મુનિમન પંકજ હંસલો—એ દેશી. )

મિત્રતણે પૂછ્યા વિના, કીધું કુંવરે પ્રયાણ રે;
કાપડી વેષ કીધો જેણે, જાણે નહિ કોઇ જાણ રે. ટેક. ૧.
જુઓ જુઓ કરણી પુણ્યની, પુણ્યે ફળ જેહ પાવે રે;

પુણ્યથકી સંકટ ટળે, કમળા ગેહમાં આવે રે. જુઓ૦ ૨.
જળ થળ જંગલ આકરા, જોતો અટવી ઉદ્દામ રે.
સિંહ વ્યાઘ્ર જે ચીતરા, નિરખે કૌતુક ઠામ રે. જુઓ૦ ૩.
દેશ વિદેશ ઓલંઘિયા, લંઘ્યા દુર્ગ દુરંત રે;
કર્ણાટક દેશ પામિયો, પંથી મનડું મોહંત રે. જુઓ૦ ૪.
સકળ શોભાએ અલંકર્યો, નગર કોટક નામે રે;
સંચર્યો કુંવર તે ભણી, મનમાં આનંદ પામે રે. જુઓ૦ ૫.
શ્રીપતિ શેઠ ત્યહાં કને. ધનવંત છે પુણ્ય પૂરો રે;
મહત્તર મોટો મહાજને, આખે નહીંય અનૂરો રે. જુઓ૦ ૬.
બેઠા હાટે તેહને, દીઠા પુરૂષ રત્ન રે;
ભાનુસમ તેજે તેહનું, હુઉં હૈડું પ્રસન્ન રે. જુઓ૦ ૭.
ગ્રાહક આવે ગહગહ્યા, પામે લાભ વ્યાપારી રે;
ક્ષણ માંહે ખરચ્યા વરસના, વણિક મહાવ્યવહારી રે. જુઓ૦ ૮.
હેતજ વાધ્યું હઇડે ઘણું, નયણે તેમ સનેહ રે;
પાવસ રતે ઘણું મેઘથી, ધરણી ધરે જેમ ત્રેહ રે. જુઓ૦ ૯.
હસિત વદન હોંશે કરી, શેઠ બોલાવ્યો કુમાર રે;
કહોજી ક્યાંથી આવિયા, જાશો ક્યાહાં નિરધાર રે. જુઓ૦ ૧૦.
ક્યહાં વસો કેમ આવિયા, કયી અછે તમ જાત રે;
એકલડા કેમ ઇહાં તમ, કહેજો હઇઆની વાત રે. જુઓ૦ ૧૧.
હરખે કુંવર એમ કહે, હું પરદેશી રજપૂત રે;
મારગ શ્રીપરમેશનો, સાધવા થયો અવધૂત રે. જુઓ૦ ૧૨.
લઘુ વેષે લીલા ઘણી, યૌવન વય મન વેશ રે;
કેમ ઉવેખો તેહને, મદનતણો પરવેશ રે. જુઓ૦ ૧૩.
એણે વેશે યોગ કેમ ધર્યો, મ કરો ભેખ અભ્યાસ રે;
રામ રસ ચિત્તમાં ધરી, વિલસીએ વિવિધ વિલાસ રે. જુઓ૦ ૧૪.
પૂરવું પેટ છે દોહલું, તો કીજે બીજી શી હુંસ રે;
શેઠને મનમાન્યો ઘણું, પરખ્યો ઉત્તમ પુરૂષ રે. જુઓ૦ ૧૫.
ત્રીજી કહી અતિ પ્રેમની. બીજા ખંડની ઢાળ રે;
નેમવિજય કહે ભવિજનો, હોશે હવે તે ખુશાલ રે. જુઓ૦ ૧૬

## દોહરા.

આદર દીધો અતિ ઘણો, લઇ પહોંચ્યો નિજ ગેહ;
પાણિ પાદ પખાળિને, કુંવર બેસાર્યો તેહ. ૧.
સુંદર ભોજન રસવતી, જમિયા શેઠ કુમાર;
સંતોષ્યો સુખિયો થયો, માની સફળ સંસાર. ૨.
ચિત્રામણ બહુ ચીતર્યા, દર્પણ ગેહ મઝાર;
જઇ પલંગે પોઢિયો, શેઠ કહ્યું તિ વાર. ૩.
પ્રીતિમતી તસ નંદિની, બાલા રંભ સમાન;
કમલા છે તસ ગેહની, રતિ આને ઉપમાન. ૪.
તેને કર દેઇ વીંજણો, મૂક્યા કુંવરની પાસ;
જ્યમ ત્યમ મનડું રીઝવી, ધરજો એની આશ. ૫.
પ્રીતિમતી કમળા જશી, ચરણે રણઝણકાર;
કણેર કંબ જેમ લળકતી, વળી આવી કુમાર. ૬.
હામ કામ કટાક્ષશું, ઉતાર્યું તસ માન,
કુંવરિ કહે પ્રભુજી સુણો, કયમ આવ્યા એ સ્થાન? ૭.

## ઢાળ ૪ થી.

( વીંછિયાની દેશી. )

હાં રે તિલંગ દેશ તિલકાપુરી, ત્યહાં સિંહરથ રાય રે;
રત્નાવળી મુજ પ્રસવિયો, તેહ જાણવી મોરી માય રે. ૧.
કહે નિજ પૂરવ વારતા, કાંઇ જેહ નિપાઈ આપ રે;
નારી આગળ ઢાંક્યું નહિ, જાણે પુણ્ય અને વળી પાપ રે. કહે૦ ૨.
અંગ દેશ ચંપાપુરી, સિંહસેન ત્યહાં વર ભૂપ રે;
નંદની તેની ગુણ ભરી, નહિ એવું જગમાં રૂપ રે. કહે૦ ૩.
મન લાગ્યું મુજ તેહશું, વળી ભાંગ્યું તેથી મન રે;
નેહ વિહૂણી નારી તે, મેં છોડી મોકળે મન રે. કહે૦ ૪.
કુણ સાંધે મન ત્રૂટચું જે, મેં મૂકી છે મારે ગામ રે;
દીઠે દિલ દાઝે ઘણું, અવગુણની જે છે ધામ રે. કહે૦ ૫.
નારીને નર ત્યહાં એમ ભણે, તેં શીશ ધૂણાવ્યું કેમ રે;

વાત કહો શત્રુ ચિત્તની, સાંભળિયે હોયે સહી તેમ રે. કહે૦ ૬.
પુરૂષ હોવે ગુણ આગળા, દરિઓ જેમ ગુહિર ગંભીર રે;
થાય કહો કેમ આકળા, છાંડી નિજ જીવની ધીર રે. કહે૦ ૭.
ઉત્તમ લક્ષણ એહવાં, દોષ દીઠ કરે અદીઠ રે;
જો નારી અવગુણ ઓરડી, પણ અવસરે બોલે મીઠરે. કહે૦ ૮.
દોષી દુર્જન કેહથી, આપે જે વિરહાઘાત રે;
અબળા બળ ચાલે નહિ, કરતી દુઃખે આંસુપાત રે. કહે૦ ૯.
રમત કરંતાં બાળ જે, ચઢતાં ત્રોડે પ્રીત રે;
ક્ષણ વળી સાંધે તેહશું, એ તો મધ્યમ કેરી રીત રે. કહે૦ ૧૦.
ઓછા ઓછી તે પાયને, છટકી ન દેખાડે છેહ રે;
ઉત્તમ કહિયે એણી પેરે, અવગુણની ગ્રહી રેહ રે. કહે૦ ૧૧.
એક પખા સુણી વાતને, રાખે મનમાંહે દોષ રે;
અબળા કરે કહો શું ત્યહાં ? આણે ઘણો તન શોષ રે. કહે૦ ૧૨.
અબળાનું કહેણ ચાલે નહિ, ઝુરંતી દિન વળી રાત રે;
સહાયકારી હોવે નહિ, વાંચ્છે જે સજ્જન વાત રે. કહે૦ ૧૩.
નાગે ગ્રહી જેમ છછુંદરી, મૂકે તો હોયે અંધ રે;
ખાતાં મરણપણું લહે, બહુ કાળતણો મન ધંધ રે. કહે૦ ૧૪.
સાસરૂં પીયર પાય છે, દુસ્મન હોય પખાં દોય રે;
મનની હામ મનમાં રહે, તસ દુઃખ સુણે નહિ કોય રે. કહે૦ ૧૫.
દ્વેષી થયો પિઉ જાણીને, દ્વેષી તે સકળ સંસાર રે;
જેમ બાળકની માતા મરે, સાહી અવર ન હોય આધાર રે. કહે૦ ૧૬.
પિઉ અપમાને નારીને, સૂનો ગણતી સહુ લોક રે;
ભૂષણ વિવિધ મિઠાઇઓ, દિલથી માને સહુ ફોક રે. કહે૦ ૧૭.
દિલ દાજે કોઇ આપણું, તો તે નિપુણ કાજે નિરવાહ રે;
અવગુણ સહુ ઢાંકી કરી, પાળિયે પ્રીતમ વાહ રે. કહે૦ ૧૮.
સ્વામી હવે તે નારીના, કહો તેહના કેવા હવાલ રે;
આતુરતા દુખણી અછે, દાઝંતી દુઃખ જંજાળ રે. કહે૦ ૧૯.
છાંડો જો તમે તે ભણી, વળી બીજી પણ એ સંચ રે;

અકારજ એ નવ કીજિયે, પ્રેમદાશુ જે પરપંચ રે. કહે૦ ૨૦.
વચન સુણી કુંવરીતણાં, તેહ પાણી ઝરિયાં નયણ રે;
નીચા નજરે નિહાળતો, હું બહુ પાપી અજાણ રે. કહે૦ ૨૧.
પ્રીતિ વધી મનશુ ઘણી, બોલે એમ ગદગદ વેણ રે;
હું અપરાધી જનમનો, કેમ પામીશું એ સેણ રે. કહે૦ ૨૨.
અવગુણ વણ છાંડી સતી, તે તો કેમ છૂટિશ પાપ રે;
મન રહિયું ત્યહાં જાઇને, વાધ્યો વિરહનો વ્યાપ રે. કહે૦ ૨૩.
આવિયો અણજાણતાં, હવે પાછાં કેમ જવાય રે;
લાગ્યું મન ફરી તેહનું, લીધું તે પણ લેવાય રે. કહે૦ ૨૪.
હરખી પ્રીતિમતી મને, લેખંતી તે તણો ભાવ રે;
ઠરિયો મનમાંહિ વર તિકા, કરતી તે નયણે સહાવ રે. કહે૦ ૨૫.
ચોથી ઢાળ સોહામણી, બેઉ મનની જે રંગરોળ રે;
નેમવિજય કહે રંગશુ, બહુ કરશે ચિત્ત ઝકઝોળ રે. કહે૦ ૨૬.

### દોહરા.

પંખી જ્યમ પલંક મળું, ભળું હું તેની સાથ;
દૂધ અને સાકર પરે, હરખે મન મળું હાથ. ૧.
શું કીજે દૂરે રહી, જોર ન ચાલે કાય;
મળતું છે જગ સોહલું, જો નેહ મનમાં હોય. ૨.
લાવણ્ય લીલાવચ કહી, રીઝાવ્યો છે કુમાર;
શેઠ તેડી પુત્રિકા, પૂછ્યો સકળ વિચાર. ૩.
શેઠ કહે તે આયને, પુત્રી વર મેળાપ;
સરસ વચન બોલી કરી, કીધો મનનો થાપ. ૪.
શુભ લગ્ન લેઇ કરી, કીધો પુત્રી વિવાહ;
સુખ વિલસે સંસારનાં, ચંદ્રગુપ્ત ઉત્સાહ. ૫.
એક દિન નિસુણો અન્યદા, પહોત્યો વન મોઝાર;
વેતાળક આવ્યા ત્યહાં, જંપે કરી જુહાર. ૬.
કહોજી ક્યાંથી આવિયા, મીઠું ભાખે ભાટ;
વાત ઘણી તિલકાપુરી, ચંદ્રગુપ્ત ઉચ્ચાટ. ૭.

## गाथा.*

तिलय पुरंभीनयरे निवसोई तत्थ सिंह रहो राया;
भज्जवर रयणमाला पुत्तो सिरिचंद [गुत्त] कुमरो. ८.
सीलवई तह रमणी, छंडि गयो अन्न देशंभी;
माय ताय कुडुंवेण जाणिया सव्वेंवि विस कन्ना. ९.

## ઢાળ ૫ મી.

( ઝાંઝરીઆ મુનિવરની—એ દેશી. )

ભાટ કહે ભાવે સુણો જી, ચંદ્રગુપ્ત અધિકાર;
શીલવતી દુર્ભાગ્યણી જી, મેલી ગયો ભરતાર. ૧.
સોભાગી સુંદર નંદન ગયો તું કેથ;
તું તન જીવણ માહરો જી, દીસે ન કેમ તું એથ. સોભાગી૦ ૨.
મેદિની સૂની તુજ વિના જી, વિરહો કેમ ખમાય;
કેમ મેલી નિજ માતડી જી, વિરહાનલ બળાય. સોભાગી૦ ૩.
રત્નમાળા ત્યાં આવી ઘણું જી, સું હવે કરે રે પોકાર;
શીલવતી વિષકન્યકા જી, કાંધી કર કિરતાર. સોભાગી૦ ૪.
નંદન એક તું માહરો જી, કલ્પતરૂપમ જેહ;
છેદ્યા વિષવલ્લી કારણે જી, દુઃખદાયી સહી એહ. સોભાગી૦ ૫.
હા હા ! વત્સ હું શું કરૂં જી, કાપી ચાલ્યો તું વેલ;
કો આગળ દુઃખ દાખવું જી, નંદન તાહરી કેલ. સોભાગી૦ ૬.
હા વત્સ ! મોહન મંદિરે જી, સૂનું તુજ વિણ ગેહ;
શું કીજે એ રાજને જી, સૂનો તુજ વિણ દેહ. સોભાગી૦ ૭.
કર્મ કઠિણ મે શાં કર્યાં જી, આવ્યાં ઉદય જે આજ;
પુત્ર વિછોહો દોહલો જી, વીસાર્યો ધરમનાં કાજ. સોભાગી૦ ૮.

---

* ૮.—૯. ગાહા—ગાથા—આર્યા. તિલય છં૦—
" તિલકાપુરી માંહિં નગરે, નિવસે છે તત્ર સિંહરથ રાજા;
ભાર્યા વર રત્નમાલા, પુત્ર શ્રી ચંદ્ર [ ગુપ્ત ] કુંવર. ૮.
શીલવતી તસ રમણી, છાંડી ગયો અન્ય દેશમહીં;
માત તાત કુટુંબે, જાણી સર્વેઽપિ વિષકન્યા. ૯.

ભાગ્યહીન જે કામની જી, એવા પુત્ર રહે કેમ?
દેવદાનવ કેણે અપહર્યો જી, રયણ અંધાર ખસે જેમ; સોભાગી૦ ૯.
દોષી દેવ તે દાખવે જી, મોટા જે મહારાજ,
તોસુ તુજ ચાલ્યું નહિ જી, લોપી મોટી મારી લાજ. સોભાગી૦ ૧૦.
અંધા કર જેમ લાકડી જી, હુતી મારે ભાગ્ય;
હું દુર્ભાગણ સરજી કશી જી, શીત ટળી હુઇ આગ. સોભાગી૦ ૧૧.
કરમહીન જે માનવી જી, સુખ કયહાં થકી પાય;
સંપદ હામે આપદા જી, સુખથી દુઃખ બહુ થાય. સોભાગી૦ ૧૨.
મૂર્ચ્છા પામે ક્ષણ ક્ષણે જી, હઇડે દુઃખ ન માય;
સરોવર જળ પાળથી જી, પાળી ફાટીને જાય. સોભાગી૦ ૧૩.
કઠિન હઇડું ફાટે નહિ જી, એક જાણે જિન રાય;
એક મુખે કેમ કહી શકું જી, નયણે નીર ભરાય. સોભાગી૦ ૧૪.
સિંહરથ ભૂપતિ તેમ કરે જી, પુત્રના વિવિધ વિલાપ;
નગર લોક દુખિયા ઘણું જી, જાણે વેદન આપ. સોભાગી૦ ૧૫.
અંગપતિ સિંહે સુણ્યો જી, જમાઇ કેરો વૃત્તાંત;
વેહેવાઇ દુખિયા ઘણું જી, જાણે કરમે છે દુર્દાંત. સોભાગી૦ ૧૬.
વાંક લહ્યો તેણે પુત્રીનો જી, પતિ ગયો જે પરદેશ,
વિષકન્યા કુળ માહરે જી, તો હું કલંક વહેશ. સોભાગી૦ ૧૭.
મેવા મિઠાઇ સહુ ત્યહાં જી, છોડ્યા સરસ આહાર;
ધ્યાન ધરે ચંદ્રગુપ્તનું જી, બીજું નહિ લગાર. સોભાગી૦ ૧૮.
પુત્ર દીઠે સહુ સુંદર જી, કરશું મન તણો ભોગ;
એક મનોરથ રાયનો જી, પાળે એવો શોગ. સોભાગી૦ ૧૯.
હું પણ ત્યાંથી આવિયો જી, દેખી એવું સ્વરૂપ;
શીલવતીને ઓળંભડા જી, દાખવે નારી ને ભૂપ. સોભાગી૦ ૨૦.
ચંદ્રગુપ્ત સુણી કરી જી, રૂદન કરે મન માંહ;
આંખે આંસું નીસરે જી, વચને થયો દિલદાહ. સોભાગી૦ ૨૧.
વાત વધામણી આપિયા જી, સુવર્ણ કેરા દિનાર;
યાચક તૂઠ્યો ચિત્તમાં જી, ચાલ્યો કરીય જુહાર. સોભાગી૦ ૨૨.
જો જો મારે કારણે જી, પામે છે અબળા કુબોલ;

દહતી સહતી કેમ હશે જી, થયા જે લોક નિટોળ. સોભાગી૦ ૨૩.
વનથી મંદિર આવિયો જી, નેહે બોલાવિયો નાર;
નેમવિજય કહે આગળે જી, બહુલો છે અધિકાર. સોભાગી૦ ૨૪.

## દોહરા.

પ્રીતમ આમણ દૂમણા, આજ રિસાવ્યા કેણ;
હું જાઉં તમ ભામણે, કરજો કહિયું જેણ. ૧.
કહે કુંવર સુણ કામની, દે મુજને તું આણ;
આગે કામ અછે ઘણું, હોયે જેમ પ્રમાણ. ૨.
નારી કહે અમો આવશું, પ્રીતમ કેરે સંગ;
કુંવર કહે જુગતું નહિ, પંથતણો હોય ભંગ. ૩.
વહેલો આવીશ તુજ કને, ચિંતા મ કરે કોય;
બોલ દીધો ત્યાં આપનો, નારીને સુખ હોય. ૪.
સાર શિખામણ તેહને, દેઇ તેમ કુમાર;
સાંજ સમે તે નીસર્યો, કાપડી વેષ ઉદાર. ૫.

## ઢાળ ૬ ઠ્ઠી.

( પિઉ તું મારા સુલતાન રે—એ દેશી. )

છોડી એકલી નારીને ચાલ્યો, ટાળી મનતણો પ્રેમ રે;
દેશ વિદેશ વિલાયત લંઘે, લંઘ્યા દૂર્ગમ તેમ રે.
પિઉ ચલિયો છે પરદેશ રે, મુજને છોડી એણે વેશ રે. પિઉ૦ ૧.
સાંભળો ભાવે આગે જે હોવે, પુણ્યતણાં પરાક્રમ રે;
પામે પગ પગ રિદ્ધિ સવાઈ, કીધા અનુત્તર ધર્મ રે. પિઉ૦ ૨.
અનુક્રમે તે પહોત્યો કુંવર, વસંત પુરવર ગામ રે;
ગઢ ગઢ મંદિર શોભિત પોળે, જોતો અતિ અભિરામ રે. પિઉ૦ ૩.
માણસ કો ત્યહાં નયન ન નિરખે, વાડી વન આરામ રે;
સૂનું સર્વ દિસે છે સુંદર, જ્યાં માનવનું નહિ નામ રે. પિઉ૦ ૪.
અચરજ પામીને આવિયો પોળે, દ્વારક દિયે તવ દ્વાર રે;
અસ્થિર થઇ કહે આતુર તેહે, આક્રોશ કરતો અપાર રે. પિઉ૦ ૫.
આવી પૂછે કુંવર પોળિયા, કહી બીક કુણ ધાડ રે;

યામ છતે દિન દિયે છે કોઈ, પોળતણાં કમાડ રે. પિઉ૦ ૬.
શીઘ્ર આવે કહું વાત વિચારી, થયો વિલંબ તેણે ઠામ રે;
એવે પુરૂષ કો આવ્યો એકલો, તાળું ઉગાડ્યું તેણે તામ રે. પિઉ૦ ૭.
પરચક્ર ધાડ્ય ન ભીતિ ન કોઈ, ભીતિ ગયો નર એહ રે;
મૂળ થકી કહું માનવી તુજને, કુંવર કહે કહો તેહ રે. પિઉ૦ ૮.
વસુપાળક ઇહાં રાજન રૂડો, વીરમતી તસ નાર રે;
વસુમતી છે નંદની તેહની, યૌવન ગુણ ભંડાર રે. પિઉ૦ ૯.
મતિસાગર હુતો તેહનો મંત્રી, નામ હુતો તેવો પરિણામ રે;
રોગ છતે તસ દેહી વંકી, ઉપન્યો ઉનવા ઉદ્દામ રે. પિઉ૦ ૧૦
મરણ લહ્યું તે અંતે પ્રાણી, દિન થયા ખટ તાસ રે;
જળ ન બૂડે અગની ન બાળે, છેદ્યો ન જાએ તાસ રે. પિઉ૦ ૧૧.
કરકટી કરીને પ્રાતઃકાળે, મૂકયો જઇને મશાણ રે;
પહોર છતે દિન આવે છે ગેહ, ધ્રુજે નગર જન પ્રાણ રે. પિઉ૦ ૧૨.
રાય ઢંઢેરો અહોનિશ દેવે, જે દહે મંત્રીને કોય રે;
તેને આપે છે મંત્રીની પુત્રી, એવું કહે નૃપ સોય રે. પિઉ૦ ૧૩.
મદનમંજરી નંદની નીકી, યોવન સોવર્ણ કાય રે;
નારીલક્ષણ છે લલિત તે લલના, દીઠી જી આવે દાય રે. પિઉ૦ ૧૪.
બીહું છબીને નર કોઇ આવે, તે સમશાન તેહને ખાય રે;
પોતે બળે નહિ બીજાને બાળે, હવે તે કોઇ ન જાય રે. પિઉ૦ ૧૫.
પ્રાતઃકાળે પૂરવ રીતે, લેઇ જાશું અમે ત્યાંય રે;
દક્ષિણ ઉસીસે પલંગ મંત્રી, પોઢે નિત્ય ઘેર જાય રે. પિઉ૦ ૧૬.
હરખ્યો કુંવર વાત તેની સુણી, જોઇશ હું હવે ખ્યાલ રે;
નેમવિજય કહે સાંભળો આગે, કાઢીએ છઠ્ઠી ઢાળ રે. પિઉ૦ ૧૭.

## દોહરા.

વણિકહાટ વેગે જઇ, સુંદર કીધું ભોજ;
પે'રી શોભતાં વસ્ત્ર તે, બેઠો ચૌટે મોજ. ૧.
રાય ઢંઢેરો આવિયો, ગ્રહિયો કુંવરે આપ;
લેઇ વધાઇ રાયને, સંભળાવે તે થાપ;

કુંવર તેડાવે રાય તે, બોલે મધુરી વાણ;
તમ દેશું મંત્રી સુતા, એ અમ વચન પ્રમાણ. ૩.
લેઈ મંત્રી શય્યાથકી, પહોત્યો આપ મશાણ;
નર મૂકી પાછા વળ્યા, પૂંઠે ન જોતા તાણ. ૪.
દિનપતિ ત્યહાં આથમ્યો, કુંવર (હવે) ચિંતવે તામ;
વાસ નહિ સુવાતણો, શીંધે વણસે કામ. ૫.
કટિ બાંધી કરવાળને, ગાત્રી બાડી ગાત્ર;
તરૂ હેઠ બેઠા સુખે, ન્યાળે નવલી યાત્ર. ૬.
તામ લલિત લીલા લહે, ચહુ દિશે નિરખી ચંગ;
સાહસિક શિરોમણી, જોતો બહુ વિધિ ઢંગ. ૭.
ધ્યાન ધરી નવકારનું, સમરે શ્રીજિનદેવ;
ધર્મગુરૂ સમરે દિલે, સુખ દુ:ખ એહજ ટેવ. ૮.
શીલવતી શીલે ભલી, ક્ષણ ન વિસારે તાસ.
જિનમતિ ધારી શ્રાવિકા, જાણે શિવપુર વાસ. ૯.

## ઢાળ ૭ મી.

(સીમંધર કરજો મયા—એ દેશી.)

બેઠા કુંવર વડ હેઠળે, જપતો જિનવર જાપ;
તિણ અવસર કૌતુક થયો, તે સુણજો સ્થિર થાપ. ૧.
સુણજો અંગજ ક્ષત્રિના, આણીને ઉપકાર;
ધન્ય જનની જગ તેહની, પુરૂષાં શિર સરદાર. સુણજો૦ ૨.
નાની ગોરી વનગિરિ, રોવે દીન વચન;
અબળા નારી હું એકલી, વરવું એહજ વન. સુણજો૦ ૩.
શૂળી ચઢયો પતિ માહરો, માગે મુખમાં કંસાર;
ઉંચી આંબી શકું નહિ, કરે પ્રબળ પોકાર. સુણજો૦ ૪.
આશાભંગ સંસારમાં, ભંગક પાપી રે હોય;
આશા સહિત જે આથમ્યા, લહે નરકને સોય. સુણજો૦ ૫.
કો ક્ષત્રી કુળ સાહસી, કો દુ:ખ ભાગે રે મુઝ;
પ્રાણ વાલેશ્વર મનતણો, એ છે નિજ મન ગૂઝ. સુણજો૦ ૬.

સાંભળી શબ્દ દયામણો, ઉઠયો તવ તે કુમાર;
આણ દેઇ મંત્રી ભણી, ચાલ્યો સ્વર અનુસાર. સુણજો૦ ૭.
આવયો અતિશે ઉતાવળો, દીઠાં પુરૂષ ને નાર;
બોલ્યો મધુરપણે કરી, મીઠાં વચન ઉદાર. સુણજો૦ ૮.
નારી ભણી નર એમ ભણે, કોણે ચઢાવિયો શૂળ;
વાત કહે ધુરથી તદા, માંડીને ત્યહાં મૂળ. સુણજો૦ ૯.
પિઉ દેશે સીધાવિયો, માગીને મુજ આણ,
કાજ કરીને પાછો વળ્યો, દામનું કરી પરમાણ. સુણજો૦ ૧૦.
મારગે આવતાં તેહને, મળિયા વૈરી ઉદ્દામ;
વિષમ પંથે તે સાહમો, બોલાવ્યો વણ કામ. સુણજો૦ ૧૧.
ગામ આવ્યું જવ એ ભણી, કીધા બહુલા વિલંબ;
રાત પડયે વન આવિયા, તરૂવરને વિલંબ. સુણજો૦ ૧૨.
શુળી ચઢાવિને પાપિયા, પહોત્યા તે નિજ ગામ;
હું આવી નર કહેણથી, દીઠાં કરમનાં કામ. સુણજો૦ ૧૩.
હોંસ થઇ કંસારની, માગે છે વારંવાર;
કરૂણા થઇ તે કુમારને, પભણે તે વારંવાર. સુણજો૦ ૧૪.
સ્કંધ ચઢાવી તે કામની, કરતી તેહ અચંભ;
કાપે કંઠ ને કાળજું, કાપે પદમાંસ થંભ. સુણજો૦ ૧૫.
દેખી કુંવરે તેહવું, નાખી પદભણી સાર;
કટિમેખળ ને કંકણ વળી, નેપુરને ત્યમ ત્યાંહ. સુણજો૦ ૧૬.
ચોરને ચરણિયો કંચવો, લીધાં તાણીને તેણ;
ચોર લુંટે જેમ સાથને, કેડે મૂકયું ન જેણ. સુણજો૦ ૧૭.
નગ્ન થકી નાઠી તિકા, નારી મરૂતપરે જેમ;
દેવ આભૂષણ લેઇને, પહોત્યો તે વડ તેમ. સુણજો૦ ૧૮.
સાતમી ઢાળ સોહામણી, પામ્યો ધન બહુ ક્રોડ;
નેમ કહે ભવિ સાંભળો, કુણ કરે ધર્મની હોડ. સુણજો૦ ૧૦.

## દોહરા.

આવ્યો કુંવર ઉતાવળો, આનંદ અંગ ન માય;
તીન વસ્ત્ર તિહુઅણ તિલક, દેખ્યાં આવે દાય. ૧.

નેહે નજર નિહાળતો, જપતો જિનવર જાપ;
ધન્ય ધન્ય શીલવતી સતી, નામે નાસે પાપ. ૨.
ક્ષણ ન વિસારે તેહને, યોગીશ્વર જ્યમ ધ્યાન;
લય આણી કુંવર તિણે, રાખંતો એક તાન. ૩.
પહેલો પહોર વાગ્યો ત્યહાં, હવે બીજો અધિકાર;
સાંભળજો થઇ એક મના, ભાગ્યતણા પ્રતીકાર. ૪.
આરક્ષક છે અંગમાં, પુણ્યવંત ગુણવંત;
દેવ સવે કૃતપુણ્યથી, દેવ થકી દુરદંત. ૫.

## ઢાળ ૮ મી.

( એકવીશાની દેશી. )

એણે અવસર રે, કીનાશક ત્યહાં આવિયો,
પેખી કુંવર રે, મનમાંહી બહુ લાવિયો;
દિશ દક્ષિણ રે, ભક્ષણ કરતો કારમો,
આવે ઉજમે રે, પાપનો પંક દુરાતમો. ૧.
દુરાતમા અતિ નિષ્ઠુર પ્રાણી, નરકતણાં દળ પૂરતો,
પાપતણાં દળ પ્રગટ પ્રોઢાં, સુકૃત ભણી જે ચૂરતો;
દીઠે દર્શન દુઃખ દરિદ્રજ મરણ શંકા આદીય જે,
કીનાશ દેખી કુંવર કોટિ કૌતુક દિલ અતિ નીપજે. ૨.
નખ એવડા રે, જાણે પાવડા લોહના,
કાન પરગટ્યા રે, માનું સુપડાં દ્રોહનાં;
આંખ ઉંડી રે, ભુંડી યથા ડુંગર દરી,
માથું હળ પેરે રે, કેતી કહું વાત મુખે કરી. ૩.
અનુસરિય પૂઠે પર્વત શૃંગે લલિત નીચી લહલહી,
ઉદર ઉંચુ પૂઠ નીચું હાથ તાડ સમા સહી;
તાડ થંભા ચરણ હોયે, ઊંચા અતિ ઉત્તંગ એ,
આવતો તેણે સમય એવો વ્યંતર રૂપ અઢિંગ એ. ૪.
દીઠો કુંવરે રે, [ તે ] નિજ પૂઠ બિહામણો,
આવે ઉલ્લસ્યો રે, જેહ મરાયે અકારણો;

તેહ દેખી રે, લોક હોયે દુઃખકારણો,
પાપી પ્રાણિયો રે, જાણિયો જન ધુજામણો. ૫.
ધુજામણો અતિ ધૂર્ત્ત [ને] ચંડ મુંડ કરી વિકરાળ એ,
ચરણ ત્રહકે ધરણી ધડકે આથડે અંબરાળ એ:
મદ શબ્દે રાજે ગગન ગાજે ત્રાજે રવિ ગ્રહરાજ એ,
પ્રબળ ધર [એ] પ્રબલ ચિંતે કુંવર સામો આજ એ. ૬.
બોલે વ્યંતર રે, વચન તે નિજ મુખ એહવો,
ચાલ વેહેલો રે, પહેલો મુજ મળ્યો તેહવો:
પૂંઠે વ્યંતર રે, કુંવર આગે વહે તદા,
પહોત્યા વેગશું રે, ગુફાને અંતર બે મુદા. ૭.
મુદા એ પહોત્યા ગુફા અંતર સોળશત ત્યહાં ભૂત એ,
કાળા પીળા ધોળા નીલા દીસંતા અબધુત એ:
સોળસે તે હસિત ભીષણ કુંવર પણ હસિઓ સહી,
બોલિયા તવ ભૂત દેખી તું હસિયો કહે શે વહી? ૮.
જંપે કુંવર રે, સુંદર વાણી અભિનવી,
તમે હસિયા રે, મન માંહી કહો શું હવી?
કહે ભૂતડાં રે, બાપડા ભક્ષ્ય પૂરો નહિ,
તેણે આવિયો રે, ભાવિયો હાસો ચિત્ત લહી. ૯.
મન લહી એવું વચન મોટું પછે કુંવર કહે વહી,
રાજન મંત્રી ન બળે મૃત્યુક ખટ દિવસ તો ગયા સહી:
વૈદ્યે કહિયું ઔષધ એવું વ્યંતર બત્રીશસેં આણિયે,
ઘાણિયે ઘાલી તેહ સઘળા, તેલ કાઢી માણિયે! ૧૦.
તેહ તેલથી રે, મંત્રીની કાયા છાંટિયે,
હોવે નિશ્ચય રે, પાવક મંત્રી વીંટિયે:
બીડું લેઇ રે, હું ઇહાં વળિ આવિયો,
મુજ મળિયા રે, બત્રીશ સત અધ ભાવિયો. ૧૧.
ભાવિયો તમને મળ્યા મુજને, બીજા અધ ક્યહાં પાવશું,
તમ બળાવું જઇ એ રાજા, વળી લેવા ભણી આવશું;
સુણી એવું વચન વારૂ કે', કર જોડી પ્રભુ સુણો,

સહુ વાત કહિયે માંહી ઘરથી વાંક નહિ કો અમતણો. ૧૨.
સુણો મોટકા રે, દિવસ અછે સહિ સાંભળો,
મહામાંસનું રે, ભક્ત કરે તજિ આમળો;
તવ કુંવર રે, આકરા બોલ સુણી તેહના,
ગણી નવપદ રે, કરવાળ ગ્રહી કર જેહના. ૧૩.
જેણેપરે કરવાળ કાઢી, જાણે ત્રિભુવન જીપવા,
વ્યંતર સઘળા માન મેલી, દિનકરની પેરે દીપવા;
નવ પદ તે મહિમા પ્રબળ વ્યંતર બત્રીસે ભય ધરે,
ભાગે સંકટ વિકટ સઘળાં, વૈરી ભય જે જય કરે. ૧૪.
લીલા લક્ષ્મી રે, લહિયે નવ પદ ધ્યાનથી,
ટાળે આપદા રે, સંપદા દે બહુ માનથી;
જેણે જપિયા રે, જપમાળા નવકારની,
કહો તેહને રે, ચિંતા કશી સંસારની. ૧૫.
સંસાર માંહી પ્રગટ પ્રાણી પોતે હોય શુભ વાસના,
સ્વર્ગનાં સુખ સહજ કરતળ, અવર શુભ તસ વાસના;
ચોર અરિ વિષ રણહ રોગો પાવક કરિ દધિ ઉપશમે,
પરિવાર પ્રૌઢા પુત્ર બહુલા, હોય તેના જે દમે. ૧૬.
નવકારથી રે, વ્યંતર સહુ આગે હુઆ,
સેવક પેરે રે, જી જી કરતા આગળ વહ્યા;
મહામાંસનું રે, ભોજન રહિયું વેગળું,
જીવઘાતણો રે, સંશય પહોત્યો અતિ ભલું. ૧૭.
અતિ ભલી ભાતે તેહજ વાતે વિનવતા તે કુમારને,
દાસ અછું અમે ચરણકેરા, છોડો કરુણા આણીને;
મૂકું નહિ કહે કુંવર તેને, બીકું સહિ કેમ નિર્ગમું ?
જો મુજ કેણુ કરશો એક વારૂ તો હોય તમને સહુ સમું. ૧૮.
અતિ ઉત્કટ રે, લંપટ વિકટ લાલચી,
સહુ વ્યંતર રે, ઝિંતર ઝટકતા ઉમચી;
ધડ ધડકતી રે, તડકત ધરણીની તુંબિકા,
આગે પાછે રે, આવે જાવે બુંબિકા. ૧૯.

કુંભિકા તન ચરણ ચંડા ખંડાધર પેરે ધડધડે,
કુંવર પુણ્યે પ્રગટ પ્રૌઢો, કાય જેની આથડે;
આનન અનળ પ્રબળ પૃથુ તન જ્વાળમાળા સંકુળા,
હુઆ આતુર અતિશે પામર મરણ ભયથી આકુળા. ૨૦
જો જો પુણ્યથી રે, વ્યંતર સર્વે વશ થયા,
એક માનવ રે, જીતી કુશળે નવ ગયા;
નાના મોટકા રે, દેવતણાં ત્યહાં અંગ દહે,
કર જોડી રે, દેવ સરવ તે એમ કહે. ૨૧.
એમ કહે વ્યંતર કરૂં જે આજ્ઞા તમ આગે ઉભા થકા,
શ્રીજીન મંદિર અતિ સુંદર પાસે પરિમળ વાટિકા:
ઉત્તંગ મંડિત કળશ ઊંચો મંડપ ચોરાશી ભલા,
નેમવિજય કહે ઢાળ આઠમી, કોસીસાં ગઢ નિર્મળા. ૨૨.

## દોહરા.

દેવ કહે મીંચો તમે, આંખ સહી મહારાજ:
ભવન નિપાયું જિનતણું, થાપ્યા શ્રીજિનરાજ. ૧.
આંખ ઉઘાડી નિરખિયું, નિપુણ થયું કહ્યું જેમ:
ધજા ગગનમાં સ્થિર રહી, થાપ્યા શાંતિ પ્રભુ તેમ. ૨.
ભૂષણ વસ્ત્ર જે દેવનાં, ચંદ્રગુપ્ત લેઇ આમ;
શીલવતીના નામની, બિંદલી કીધી તામ. ૩.
લેઇ દીધી વ્યંતર કરે, શીલવતી આવાસ;
લેઇ મૂકે હરખિતપણે, અંગે થઇ ઉલ્લાસ. ૪.
વળી સંભાર્યા આવશું, કરશું દીધો કોલ;
વ્યંતર પગે લાગી ગયા, બીજો ગયો પહોર અડોલ. ૫.
ત્રીજો પોહોર હવે સાંભળો, જેવો થયો અચંભ;
પદરવ થયો પૃથિવી પર્થે, કુંવર કહે મન થંભ. ૬.
ચંદ્રાતપ છાયા પડે, અંગ નવ પડે જાસ;
પદતળ ભૂમિ આંગળાં, દીસે ખબર ન તાસ. ૭.
છાયા પૂંઠે સંચરે, પેહે દો ધડનાળ;

રાજભુવન વેગે ગયા, પેસી ગૃહ પરનાળ. ૮.
કુંવરે ઉભાં નિરખિયું, લીધા રાજકુમાર;
વળી જયમ આવ્યા ત્યમ વહે, તેહજ વન મોઝાર.

### ઢાળ ૯ મી.

( સુરતી પ્યારી હો, લાગે જિન જી તાહરી—એ દેશી ).

કંધ ઉપાડી હો, ચાલ્યો રાજન નંદની, ચાલ્યો ખરપર ચોર;
કુંવર સંપ્રેડણુ હો, જાંતે માનું સજ થકો, પહોત્યો વનહ તે ઘોર;
પ્રીત સંભાળી હો, બાળી વચન એમ કહે. ટેક. ૧.
વરને પંજર હો, અંતર દીઠા સાથરો, દૂર કર્યો જવ તેહ;
ભૂમિ પેસારે હો, સંચારે સો પણ સંચરે, ભૂમિનું મંદિર જેહ. પ્રીત૦ ૨.
માંહે ને પેઠા હો, દીઠું મંદિર તેહવું, તેજે કરી ઝાકઝમાળ;
કંચનનું અંગણ હો, મંગણ મન રાચી રહે, ચંદ્રગુપ્ત ખુશાલ. પ્રીત૦ ૩.
જાગી જવ નારી હો, મનમાં પૂરણ પ્રેમલા, દીઠું તસ્કર ગેહ;
મનમાં અતિ ચિંતે હો, ભીતે ભીતિતણે વશે, શું છે કૌતુક એહ. પ્રીત૦ ૪.
તસ્કર ત્યહાં બોલે હો, ખોલે અંતર આપણું, મૂકી કુળ મરજાદ;
સાંભળ તું ગોરી હો, ચોરી મેં કરી તાહરી, તુજને વરવા આહલાદ. પ્રીત૦ ૫.
ભરિયો એ કુંડ હો, અગની કુંડ ઝગહગે, જ્વાળા પ્રત્યક્ષ વેતાળ;
દીસંતી કાળી હો, રાતી પીળી ચહુ દિશે, ઘૃતપૂરે પ્રતિમાળ. પ્રીત૦ ૬.
લપન શ્રી બાકુળ હો, તિલવટ દેખે ત્યહાં ઘણા, હોમસામગ્રી બહુ જેહ;
અજ વર પણ દીઠા હો, અનિઠ કુંવરી લોચને, કુંવરે પણ લહ્યું એહ. પ્રીત૦ ૭.
રત્નખુર એમ બોલે હો, વચન લે કુંવરી માહરાં, વર તું કરી ભરતાર;
કાંઇ હવે ચૂકે હો, મૂકે તન કિણે કારણે, થા હવે તું મુજ નાર. પ્રીત૦ ૮.
તું નહિ જો પરણે હો, મરણ સુણ તુજને કહું, નાખીશ અગનિ મઝાર;
તેણે તુમાટે હો, પુણ્યને સાટે કહું ભલું, હઇડા માંહી વિચાર. પ્રીત૦ ૯.
કુંવરી પણ શોચે હો, એ શું આવે એહને, શું જાણે મન માંહ્ય;
હું અછું કુંમારી હો, અમરી નંદન નૃપતણી, હંસી કાગ વિવાહ. પ્રીત૦ ૧૦.
વર ભલું મરણે હો, શરણે શું હોય એહને, એથી અગની એ સાર;
કુસંગને સંગે હો, અંગે હોય અરૂચિતા, નિષ્ફળ પ્રેમ સંસાર. પ્રીત૦ ૧૧.

કુંવરી ઉમાદી હો, રાજ નવેદી તુજને કહું, તું મુજ બંધવ સમાન;
હું છું તુજ બેન હો, એવું મુજને શું કહો, કહે તે થાઓ સાવધાન. પ્રીત૦ ૧૨.
ઘો અગને ફેરા હો, સાત સોહામણા, કીજે અગની સંસ્કાર;
જેમ કહિયું ચોરે હો, બાળા આગે તેમ કરે, જપતી શ્રીનવકાર. પ્રીત૦ ૧૩.
ગણે મંત્રને છાંટે હો, અગ્નિકુંડે બાકળા, પુરૂપ સુવરણ કાજ;
છઠ્ઠેને ફેરે હો, પૂર્વ દિશ સામી રહી, બોલે શુભલે અવાજ. પ્રીત૦ ૧૪.
જો હોયે આ થાનક હો, છાનો નર જો કો રહ્યો, વ્યંતર વા વૃદ્ધિદેવ;
ક્ષત્રિનો નંદન હો, આનંદ દિયે કુળે, રાખજો અબળા હેવ. પ્રીત૦ ૧૫.
મેં તો વર વરિયો હો, શીલવતીપતિ, બીજો નહિ એ સંસાર;
આપણી શક્તિ હો, ઢાંકી ચૂપ કરી મત રહો, સાતમો ફેરો છે સાર. પ્રીત૦ ૧૬.
નાખે તે જોવે હો, તેવે કુંવર ધસ્યો ત્યહાં, ગ્રહિયો રત્નખુર ચોર;
પાપી તું પ્રાણી હો, જાણી મેં તુજ વાતડી હો, કરતો કરમ અઘોર. પ્રીત૦ ૧૭.
નાખ્યો તે કુંડે હો, ભુંડી ભુંડી ગતિ ભણી, પુરૂપ સુવરણ તામ;
થયો તેણે દીઠા હો, મીઠા કુંવરે તે લોચને, કુંવરી કરે પરણામ. પ્રીત૦ ૧૮.
નવમી એ ઢાળે હો, જોડી હૃય મળી ભલી, પામ્યા હરખ અપાર;
નેમને શાતા હો. રાતા માતા માનવી, પામે રિદ્ધિ પરિવાર. પ્રીત૦ ૧૯.

## દોહરા.

કુંવરી દેખી કુમારને, રૂપે મદન મહંત;
મન માન્યું ઘણું માનની, કામિની કામ લહંત. ૧.
કુંવર બોલાવે તેહને, શીલવતીનો નાહ;
કહે તે કુણ સ્થાનક વસે, જેશું તુજ ઉમાહ. ૨.
તાત ભણી નિમિત્ત કહ્યો, ચંદ્રગુપ્ત કુમાર;
સાંભળીને વર મેં વર્યો, પણ નવ જાણું સાર. ૩.
પ્રેમ ભરી એમ પ્રેમદા, મધુરા બોલે બોલ;
પરણો પ્રેમ ધરી કરી, મૂકી દિયો કુબોલ. ૪.
જ્ઞાતિ કુળ નવ જાણિયાં, તું ક્યમ કરે વિવાહ;
મેં વરિયા નારી કહે, પૂરણ કરો ઉછાહ. ૫.
કીધી કળશની સ્થાપના, સાક્ષી દિનનિશીકાર;

ત્રીજી નારી પરણિયો, પુણ્યતણે પ્રતિકાર. ૬.
સુવર્ણ કાઢ્યું કુંડથી, નીરે શીતળ કીધ;
દીઠ ભવ ભાવઠ ગઇ, સકળ મનોરથ સિદ્ધ. ૭.
નારી મૂકી ભુવનમાં, જંપી પ્રેમ વચન;
હું આવું જવાળી કરી, સચિવતણું જે તન. ૮.
વેગે ત્યાંથી નિસર્યો, મુદ્રાંકિત કરી ગેહ;
ચોથે પહોરે તે ત્યહાં, મંત્રી પામ્યો નેહ. ૯.

## ઢાળ ૧૦ મી.

( ઉઠ કલાલણી ભર ઘડા હે—એ દેશી. )

યક્ષ હેઠ કુમારજી હે, બેઠા શબને લેઇ;
સત્યવંત શિરોમણિ હે, અતલીબળ ને અબીહ. ૧.
ગુણવંત ગરવો ગહગહે હે, મીઠા અમીય સમાન;
તેણે સમે જે કૌતુક થયું હે, સુણજો થઇ સાવધાન. ગુણવંત૦ ૨.
થરહર થરહર થરહરે હે, ડોલે કાયા તેણી વાર;
અમળાયે અતિ આકરે હે, મૃતક તેણી હો વાર. ગુણવંત૦ ૩.
હુંકારે ફણી ટોપથી હે, કોપશું કરે પોકાર;
શબધાર વચને ગાજતો હે, ભાજતો નર અહંકાર. ગુણવંત૦ ૪.
હું હું હું મુખ એમ કહે હે, ધ્રાણે સબળ ધોકાર;
ભ્રૂકુટિ ભમાડે ઉર્ધ્વથી હે, ત્રિવલી નિલવટ તાર. ગુણવંત૦ ૫.
ભૂમિ પદ પછાડતો હે, ધ્રુજાવે ગિરિશૃંગ;
કરડા ડોળા કાતરે હે, પાંતરે સુભટનાં અંગ. ગુણવંત૦ ૬.
ઉછળે જ્યમ ચણા પાવકે હે, ધડુકે ઉદધિ જ્યમ વાર;
ગર્ભ ગળે સહી ગર્ભણી હે, ચાસ્યતણે ચણુકાર. ગુણવંત૦ ૭.
દેખી કુંવર કહે હસી હે, થારે પાપી પ્રત્યક્ષ;
હું તુજ ભેદક આવિયો હે, ઉઠિયો અંતર યક્ષ. ગુણવંત૦ ૮.
માંહોમાંહે વળગ્યા તિકા હે, દેતા પદનો પ્રહાર;
ગડદા ઢીક ચૂકે નહિ હે, ઢીંચણના ધોકાર. ગુણવંત૦ ૯.
અર્કતૂલ જ્યમ વાયુથી હે, ઉડે જ્યમ આકાશ;

નેમ ગ્રહીને ભુજા ભૂતની હે, નાખ્યો ભૂમિ ઉદાસ. ગુણવંત૦ ૧૦.
આકુળ થયો તવ આપથી હે, બોલ્યો વચન વિલાસ;
મૂકય કહું તુજ વાતડી હે, હુઓ મુજને ઉલ્લાસ. ગુણવંત૦ ૧૧.
કુંવર એહ અળગો સુણે હે, વ્યંતરતણો વૃત્તાંત;
મંત્રીની દેહ જે નવ બળે હે, નાવે તેનો જે અંત. ગુણવંત૦ ૧૨.
ઉષ્ણ વાત થયો દેહડી હે, કીધા કંઇ ઉપચાર;
સૂર્ય ચંદ્ર દ્વય નામના હે, કાંતિ છે રત્ન અપાર. ગુણવંત૦ ૧૩.
મુખમાં રાખ્યાં તેહને હે, રોગ ગયો એ દેહ;
અંત વેળા કાઢ્યાં નહિ હે, અગ્નિજળ રહિત એહ. ગુણવંત૦ ૧૪.
હું સેવક છું રત્નનો હે, તુઠ્યો તુજને રે આજ;
લે દેઉં કહી મુખ ફાડિયું હે, દીધાં મણિ સુરરાજ. ગુણવંત૦ ૧૫.
એક જળ બૂડે નહિ હે, દૂજે રત્ને અગ્નિની ન બાત;
વળી રણે જન જીતિયે હે, કહું છું તુજને હો પ્રીત. ગુણવંત૦ ૧૬.
ભુવન મધ્યે દક્ષિણ દિશે હે, શયન તણો પલંગ;
ચારે પદ છે ચઉ ભલા હે, રત્ન કલશ ઉત્તંગ. ગુણવંત૦ ૧૭.
ગ્રહજે કહી વેગે થયો હે, અરૂપી તે યક્ષરાય;
ભાનુ ઉદય તે દેહને હે, અગ્નિ સંસ્કાર કરાય. ગુણવંત૦ ૧૮.
સ્નાન કર્યું ચોખે જળે હે, પાવન શુ મુખ થાય;
એવે જે સુભટ રાયના હે, ચહુ દિશે કુંવરને જોય. ગુણવંત૦ ૧૯.
વન જોયો વનમાં ફર્યા હે, દીઠા જિનહર સાર;
જન્મ થકી પેખ્યો નહિ હે, સુંદર સરવર લા'ર. ગુણવંત૦ ૨૦.
ખુશી થયા તે દેખીને હે, પ્રણમ્યો નેહે કુંમાર;
દશમી નેમવિજય કહી હે, ઢાળ ભલી સુખકાર. ગુણવંત૦ ૨૧.

## દોહરા.

શ્રીજિનકરે મંદિરે, પ્રણમ્યા શાંતિ જિનંદ;
ભક્તિ ભાવ થકી ભલો, પામયા પરમાનંદ. ૧.
સુભટ સાથે સંચરી, આવ્યો નૃપની પાસ;
આપો કહિયું જે તમે, રાજા થયો ઉદાસ. ૨.

કયાં વાસો આવ્યા કિસે, બોલો જાતિ તમ જેહ;
પી પાણી ઘર પૂછિયું, ભૂપ ઉખાણો એહ. ૩.
કુડબેટા છે જાતિ અમ, આવ્યા વનની આંય;
જુવારી છે મિત્ર માહરા, કહિયો કયો પસાય. ૪.
વિચાર થયો રાજા ઘણો, કીજે કેવો ઉપાય;
અણજાણ્યે મંત્રી સુતા, દેતાં ક્યમ દેવાય ? ૫.
મન ચિંતે રાજા ઇસો, તવ અંતઃપુર માંય;
પોકાર કરે પૃથુલ સ્વરે, રાણી પટની ત્યાંય. ૬.
સંધિ મુખ દઇ ભુવનમાં, લેઇ ગયો કુંવરી કોય;
સાર કરો તમે તેહની, દુઃખ ન શમાવે કોય. ૭.

## ઢાળ ૧૧ મી.

( મન આણી જી જિન પ્રાણી વાણી જાણિયે રે—એ દેશી. )

રાણી મુખે તે વાણી કહે રાયને રે, કુંવરી ગઇ કહો કેથ;
ગુણની ખાણી અમીય સમાણી નંદની રે, સાંજે હુતી સહી એથ. ભૂપતિ૦ ૧.
સંધિમુખ દઇ ગૃહશુ એ ચોરી ગયો રે, જેની ન શોધ લગાર;
જેને નરખ્યો વન એ પરખ્યો આપણો રે, જોવો સકળ સંસાર. ભૂપતિ૦ ૨.
અશ્વ દોડાવ્યા સુભટ ચલાવ્યા સવ દિશે રે, દેખી ન કુંવરી કયાંહ;
ફરી જે આવ્યા મન દુઃખ પાયા અંગમાં રે, ભૂપતિ બેઠા છે જ્યાંહ. ભૂપતિ૦ ૩.
કહે કુંવર રાજા મુજને પરણાવિયે રે, વિલંબ કરો હવે કેમ;
બોલિયો લાભે આભે માનવ કરસણી રે, પ્રભુજી ધરીને પ્રેમ. ભૂપતિ૦ ૪.
દુઃખ ભરી રાજા બોલજે તાજા એમ કહે રે, કોણ વેળા કહો વેણ;
દુઃખભર છાતી ફાટી તાતી આકરી રે, આંસુ ઝરંતે નેણ. ભૂપતિ૦ ૫.
ઢોલ ઢંઢેરો રાજન નગરે ફેરવે રે, પુત્રી દેખાડે કોય;
તે ભણી આપું દરિદ્ર કાપું તેહનું રે, સુંદર આપીએ સોય. ભૂપતિ૦ ૬.
કુંવર બોલિયો એમ સાંભળો રાજવી રે, દેખાડું તમચે બાય;
બોલે ચૂકયા થયા સહી તમે રાજવી રે, એવો ખોટો તમ ન્યાય. ભૂપતિ૦ ૭.
બોલે ચૂકયા જે કોઇ હોય માનવી રે, કેવી તસ પરતીત;
રસના છેદિયે બોલ ન મૂકીયે બોલિયો રે, તો હોયે જગ જશ જીત. ભૂપતિ૦ ૮.

ખોટે ભાખ્યે હોયે જગમાં હીનતા રે, લેખે તે ન ગણાય;
પૃથ્વીપતિ જો ચૂકો આપણે બોલમાં રે, સજ્જન તેથી દૂહાય. ભૂપતિ૦ ૯.
ભૂપતિ કહિયો કરથી બોલ જે આકરો રે, રાખો મન સ્થિર સ્થાપ;
વળી બીજો ને ત્રીજો જે તમે માગશો રે, આપશું ટાળી સંતાપ. ભૂપતિ૦ ૧૦.
હરખિયો મનમાંહે રાજા અતિ ઘણો રે, વાધ્યો બહુલો સંતોપ;
નેમ કહે ભવિ ઢાળ એ અગિયારમી રે, માઝણી પુણ્યભર પોપ. ભૂપતિ૦ ૧૧.

## દોહરા.

રાજા બોલ દીધો ખરો, મનમાં રાખી કપટ;
ધુરલ મીઠા બોલડા, અંતે ચલે ઉવટ. ૧
મહારાજા સેનાભણી, મંત્રીશ્વર વળી એહ;
લ્યો સુભટ તમે આપણા, ફરીને પાછા જેહ. ૨
નગર લોક સાથે થયા, દીઠા જિન પ્રાસાદ;
એક એક પ્રત્યે કહે, કરે સ્વર્ગશું વાદ. ૩

## ઢાળ ૧૨ મી.

( જેહડ મારી મુલને મારા લાલ—એ દેશી. )

રાજા હરખ અપાર કે, આવે ઉજમે લલનાકે આવે ઉજમે;
સાથે ભલા પરિવાર કે, ચિત અતિ ખાંતમે લલના કે ચિત અતિ ખાંતમે. ૧.
ઘેરૂં ગાજે વન કે, ધ્રુજે કાયરા લલના કે ધ્રુજે કાયરા;
શબ્દાડંબર તેમ કે, હોય અરાપરા લલના કે હોય અરાપરા. ૨.
વૃક્ષતણી બહુ ઝાડી કે, નૂતન તરૂ ઘણાં લલના કે નૂતન તરૂ ઘણાં;
જે દેખી નિજ મન કે, ભિન્ન બિહામણાં લલના કે ભિન્ન બિહામણાં. ૩.
બબુલ કંથેરી તેમ કે, જૂથ વળ્યાં ભલાં લલના કે જૂથ વળ્યાં ભલાં;
અંબ કદંબ હી એમ કે, સરલ ને સાતલા લલના કે સરલ નેસાતલા. ૪.
ભેદાય નહિ તેહ કે, નર બહુ વેદને લલના કે નર બહુ વેદને;
સ્વેદ વળે વ્યમ અંગ કે, ઉપજે ખેદને લલના કે ઉપજે ખેદને. ૫.
ચિંતે રાજન લોક કે, લેઇ કયહાં જાય છે લલના કે લેઇ કયહાં જાયછે;
દિસે છે સહી ફોક કે, આગે સુખ થાય છે લલના કે આગે સુખ થાય છે. ૬.
એમ કહેતાં સહુ તેહ કે, વહી આવ્યા ત્યહાં લલના કે વહી આવ્યા ત્યહાં;

યુથ ધણી ધત જાય કે, વટવૃક્ષ છે જ્યહાં લલના કે વટવૃક્ષ છે જ્યહાં. ૭.
વટ મધ્યે કોટર જેહ કે, દેખી નરવરો લલના કે દેખી નરવરો;
સાથરો કીધો દૂર કે, જે હુતો ડાભરો લલના કે જે હુતો ડાભરો. ૮.
બીત ધરી મન માંય કે, ભૂપતિ વિનવે લલના કે ભૂપતિ વિનવે;
આતુરતા કરી ગેહ કે, ગમન અભિનવે લલના કે ગમન અભિનવે. ૯.
આગળ કીધો કુમાર કે, પછે સહુ વિચરયા લલના કે પછે સહુ વિચરયા;
શેઠ તરાલ તે વાર કે, મનમાં પરિકરા લલના કે મનમાં પરિકરા. ૧૦.
પેસે ભૂપતિ પ્રેમ કે, ભૂમિને ઘર ભલે લલના કે ભૂમિને ઘર ભલે;
આગે જાતાં તેહ કે, અંધકારે આફળે લલના કે અંધકારે આફળે. ૧૧.
દીઠું ગૃહ મનોહારી તે, સઘળું લોચને લલના કે સઘળું લોચને;
રવિ શશિની પેર તેજ કે, દેખ્યો ન સુહણે લલના કે દેખ્યો ન સુહણે. ૧૨.
વસુમતિ તેણી વાર કે, લાજે ઉભા થઇ લલના કે લાજે ઉભા થઈ;
દેહું હિસે જેહ કે, દુઃખની રેપા ગઇ લલના કે દુઃખની રેપા ગઇ. ૧૩.
પસરયો અંગ અનંગ કે, મરકલડો મુખથી લલના કે મરકલડો મુખથી;
નયન કટાક્ષ કમાન કે, બાણુ ન ચૂકતી લલના કે બાણુ ન ચૂકતી. ૧૪.
પ્રેમ સરોવર માંહી કે, પિયુ જળ ઝીલતી લલના કે પિયુ જળ ઝીલતી;
નેમવિજય કહે એમ કે, દુઃખને હેલતી લલના કે દુઃખને હેલતી. ૧૫.

### દોહરા.

પૂઠ દેઇને નારને, અવળે મુખ કરી લાજ;
ચમત્કાર ચિત્તે તરત, એમ ચિંતે મહારાજ. ૧.
અહો અહો ! એ ગેહમાં, કેવી ધનની કોડી;
નામાંકિત સહી નિરખીને, ગઈ કુમતિ સહુ છોડી. ૨.
સુવર્ણ પુરીસા દેખીને, અહો અહો કૃત પુણ્ય !
કેણે નીપાયો કર અહીં, પાયો તે નર ધન્ય. ૩.

### ઢાળ ૧૩ મી.

( આવી ધૂતારા નંદની તેં ધૂત્યું ગોકુળ ગામ—એ દેશી. )

અચરજ દેખી ઉપન્યું રાજા, નંદન કેરું ચરિત્ર, ( ૨ )
હાસી કરે કુણ પેખી એવું, પુત્રી પુણ્ય પવિત્ર; ( ૨ )

પુરષોતમ ગુણવંત સલુણો, આતમચો આધાર. ( ૨ ) ટેક૦ ૧.
પિયરનો પરિવાર સહુ છે, લાજ તણું કુણ ઠામ; ( ૨ )
પાણિગ્રહણ ન કરાવ્યું તારૂં, એવું ન કીજે કામ. ( ૨ ) પુરૂ૦ ૨.
હેજે હશી હરિણાક્ષી બોલે, સાંભળજો નિજ તાત; ( ૨ )
અણજાણ્યું તમે એવું ન બોલો, મોટા છો અવદાત. ( ૨ ) પુરૂ૦ ૩.
એણી પેરે વારે તાત પનોતા, કોડી કાજ ન કોઇ; ( ૨ )
અવસર આવ્યે કારજ પો'ત્યું, એહ સમો કુણ હોય. ( ૨ ) પુરૂ૦ ૪.
માત તાત કોઇ કામ ન આવે, તન બાંધવ પરિવાર; ( ૨ )
દુઃખની વેળાએ દીઠી એણે, કીધો એણે ઉપકાર. ( ૨ ) પુરૂ૦ ૫.
સુખની વેળાએ સાજન સહુએ, આવે દૂરથી ધાય; ( ૨ )
કેવું સગપણ રાખું તેહથી, પ્રીતતણું પણ જાય. ( ૨ ) પુરૂ૦ ૬.
તેણે ગ્રહી જવ ગેહથી મુજને, આણી એહજ ઠાણ; ( ૨ )
સુવર્ણ પુરૂષને કામે સ્થાપી, કાઢે વાતન પ્રાણ. ( ૨ ) પુરૂ૦ ૭.
ચોરે કહ્યું એમ વરજ તું નારી, મેં નવ વરિયો તોય; ( ૨ )
સાતમે ફેરે નાખતાં અગ્નિ, એણે રાખી ત્યાં મોય. ( ૨ ) પુરૂ૦ ૮.
ચોર મારી એણે સુવરણ કીધું, મે વરિયો ગુણગેહ; ( ૨ )
એહજ દીનથી અંત લગી મેં, ધરિયો અવિહત નેહ. ( ૨ ) પુરૂ૦ ૯.
સાચો જમાઈ એહજ તુમચો, પ્રાણ તણો પ્રતિપાળ; ( ૨ )
પરબલ પુણ્યે પરણિયો પોતે, ભરતાર દીનદયાળ. ( ૨ ) પુરૂ૦ ૧૦.
મરણતણો (દંડ) જેણે દીધો, ઉગારી વરમોય; ( ૨ )
તેણે સમે તું તાત ન આવ્યો, કહીયે હવે શું તોય. ( ૨ ) પુરૂ૦ ૧૧.
કોધે કામે દોષ ન દીજે, જે લખિયો કીરતાર; ( ૨ )
ગુણ અવગુણ નવ કોઇ વિચારે, આ ભવ એ ભરતાર. ( ૨ ) પુરૂ૦ ૧૨.
મન માન્યું છે એહથી મારૂં, અવરતણું પચખાણ; ( ૨ )
સાંભળી રાજા કુંવરી વચને, હુઓ હૈયે હેરાન. ( ૨ ) પુરૂ૦ ૧૩.
લઈ દીધું વ્યવહારી કેરૂં, નામાંકિત ધન જેહ; ( ૨ )
અવર ગ્રહ્યું ભંડારમાં પોતે, પેખિયું લેઇ તેહ. ( ૨ ) પુરૂ૦ ૧૪.
સુવરણ પુરૂષ કુંવરે ગ્રહિયો, અવર ન ઘાલિયો હાથ; ( ૨ )
વેગે આપણે મંદિર આવ્યો, રાજા કુંવર સાથ. ( ૨ ) પુરૂ૦ ૧૫.

રાયે પૂછ્યો એકાંતે તેડી, કુંવરતણો વરતંત ( ૨ );
કહિયો લહિયો તેનાથી સઘળો, ભૂપતિ મન હરખંત ( ૨ ). પુ૦ ૨૬,
લેઇ લગન ને નંદની દેઇ, પરણાવી કુમાર ( ૨ );
પદ્મિની દેઇ પ્રીતમ પેખી, સફળ ગણે અવતાર ( ૨ ). પુ૦ ૧૭.
દુઃખ દુહગ સહુ દૂર વિડારે, પામ્યો વાંચ્છિત ભોગ ( ૨ );
કીધું પુણ્ય તે કેડ ન મૂકે, પુણ્યે સકળ સંજોગ ( ૨ ). પુ૦ ૧૮.
સેવક કહે તસ ખંડ એ બીજો, સતી ગુણ પુણ્ય પવિત્ર ( ૨ );
નેમવિજય કહે ભવિ સાંભળતાં, હોયે જનને ચિત્ર ( ૨ ). પુ૦ ૧૯.

**इति श्रीशीलवतीमहाचारित्रे द्वितीयखंडः संपूर्णः ॥**

---

## ખંડ ૩ જો.

### દોહરા.

સકળ રિદ્ધિ સમૃદ્ધિકર, ત્રિભુવન દીપ સમાન;
પ્રણમું પાર્શ્વ ગોડી ધણી, આપે વર સિદ્ધિ દાન. ૧.
અભય અનુપમ અકળ ગતિ, મદનકદન મહાનંદ;
ભયહરણને સુખકરણ તું, ચરણ શરણ ગુણવૃંદ. ૨.
પાતિકને દૂરે હરો, દારિદ્ર દુઃખ જંજાળ;
ત્રીજો ખંડ કહેતાં થકાં, હોજો સુગુરુ ખુશાલ. ૩.
સુખ વિલસે સંસારનાં, પામી ભોગ સંજોગ;
શીલવતી ક્ષણ ક્ષણ વળી, સાંભરતાં લહે શોગ. ૪.
માગે શીખ કામની કને, અવસર આપણો પાય;
સુણી વચન વામા ત્યહાં, હૈડું શુન્યજ થાય. ૫.
પ્રીતમ એવું ન બોલિયે, એ વચને દુઃખ હોય;
કામનીને વા'લાતણો, વિરહ ન આપે કોય. ૬.

### ઢાળ ૧ લી.

( કંકણુ મોરલિયા–એ દેશી )

ગમનતણું વચન સાંભળી રે પિયુજી, નારી બોલે મુખ એમ પિયુ દિલ વશી રહ્યો;
અવગુણ જાણી અમતણો રે પિયુજી, છોડો છો કહિયે કેમ પિયુ દિલ વશી રહ્યો. ૧.

નેહ ન કીજે એહવો રે પિયુજી, છેલ શિરોમણ છેલ, પિયુ દિલ૦;
શકટી ગલાણુ એહેડે કરી રે પિયુજી, હાલે નહિ કો બેલ, પિયુ દિલ૦ ૨.
હો તું અંબુ ઉદધિ પેરે રે પિયુજી, ગરવો ગુણ ગંભીર, પિયુ દિલ૦
તાપ વાયુ કરી લીજિયે રે, પિયુજી, છિલર જ્યમ સરનીર, પિયુ દિલ૦ ૩.
ચંદ્ર ચકોરની પ્રીતડી રે પિયુજી, રાખે ઉત્તમ રીત, પિય દિલ૦
કેશવરામ શું નેહલો રે પિયુજી, જેમ મીન ને જળ હીત, પિયુ દિલ૦ ૪.
હઠ કરીને જો છાંડશો રે પિયુજી, તો કહો કેમ કહાય, પિયુ દિલ૦;
સમજે ચતુર એક વેણથી રે પિયુજી, જીવિત લગી પહોચાય, પિયુ દિલ૦ ૫.
કૈતવ કળવો અન્યથી રે પિયુજી, નારીશુ ન કીજે હાસ, પિયુ દિલ૦;
એ હાસે સાશજ નહિ રે પિયુજી, ક્ષણમાં હોવે વિખાસ, પિયુ દિલ૦ ૬.
સીતાતણે વિરહે કરી રે પિયુજી, રામજી કીધ વિલાપ, પિયુ દિલ૦;
શું કહિયે તમને મુદા રે પિયુજી, સમજો હિયલડે આપ, પિયુ દિલ૦ ૭.
સુખ દુઃખ કારણ એકઠાં રે પિયુજી, ગમનશી કહો મુખ વાણ, પિયુ દિલ૦;
અંત લગે થાઓ એકમના રે પિયુજી, હાસીથી હોયે હાણ, પિયુ દિલ૦ ૮.
જીવતાં ઇ દેઇ જીવનાં રે પિયુજી, ક્ષણમાં ન કીજે વિછોહ, પિયુ દિલ૦;
વાલમ વિહોણી વિરહિણી રે પિયુજી, મોટો પ્રીતમ દ્રોહ, પિયુ દિલ૦ ૯.
ઉપજતો પિયુપ્રેમથી રે પિયુજી, છંડો છો નિરૂપમ નાર, પિયુ દિલ૦;
અંતલગી કયમ રાખશો રે પિયુજી, નેહ વધ્યો જે અપાર, પિયુ દિલ૦ ૧૦.
ઇચ્છા જે હોય તમતણી રે પિયુજી, તે દિયે અમચો તાત, પિયુ દિલ૦;
જાવું કુણ દુઃખ કારણે રે પિયુજી, પિયુ કહો માંડી વાત, પિયુ દિલ૦ ૧૧.
સેવાકારી દૂય સુંદરી રે પિયુજી, રહેછે કેવો અનૂર, પિયુ દિલ૦;
અમે લહિયે તમ મનતણી રે પિયુજી, વળી વળી તન ભરપૂર, પિયુ દિલ૦ ૧૨.
ખામી નહિ અમ સેવમાં રે પિયુજી, જે હોય દુઃખ વદો કંથ, પિયુ દિલ૦;
છેહડો છોડી કેમ દાખવો રે પિયુજી, એક મતો કરી તંત, પિયુ દિલ૦ ૧૩.
જાવું પડે પરદેશડે રે પિયુજી, અછતતણે તે મંડાણ, પિયુ દિલ૦;
કુંવર કહે નિશ્ચે ચાલવું રે પિયુજી, તરૂણીને કહે તાણ, પિયુ દિલ૦ ૧૪.
તરસે નયનાં લોભિયાં રે પિયુજી, સ્થિર રહિયાં એ દોય, પિયુ દિલ૦;
લાજ વહો તમે એહની રે પિયુજી, હેજ ભરી સામું જોય, પિયુ દિલ૦ ૧૫.
ઉત્તમ જાણી આદર્યાં રે પિયુજી, વિરહો હવે મત દેય, પિયુ દિલ૦;

લખી લખીને તમ પગ પડ્યાં રે પિયુજી, આબ તો કહિયું કરેય, પિયુ દિલ૦ ૧૬.
નારી નયનના નેહથી રે પિયુજી, વિનવ્યો પિયુ ગુણખાણ, પિયુ દિલ૦;
પહેલી ઢાળ બીજા ખંડની રે પિયુજી, નેમનું વચન પ્રમાણ, પિયુ દિલ૦ ૧૭.

## દોહરા.

એમ ન કીજે નાહલા, છટકી ન દીજે છેહ;
રાખો વધતો નેહલો, જયમ ઘન ભૂમિનો ત્રેહ. ૧.
કુંવર કહે સુણો કામની, મૂકો ખેંચાતાણ;
વેગે જઇને આવશું, કરશું દુઃખની હાણ. ૨.
તમે કાયા તમે પ્રાણ છો, દોઇ આંખ્યો આધાર;
દોઇ રહો તમે અહીં કણે, પિતાના મેહેલ મઝાર. ૩.
એક દોયે તે દિન રહી, કુંવર થયો ઉદાસ;
શીખ દેઇ નારી ભણી, આપી આગળ આશ. ૪.
કાપડી વેશ કરી ભલો, માગી શીખ વિલાસ;
પંથ ઘણો એ કાપતો, ભૃગુકચ્છે ઉલ્લાસ. ૫.

## ઢાળ ૨ જી.

( આખ્યાનની ચાલ. )

હવે ચંદ્રગુપ્ત તે ચિત્તે ચાંપે, આવે નગર મોઝાર;
બજાર બોહોતેર તે નીકાં, હાટ શ્રેણી અધિકાર. ૧.
જોવે સુંદર મંદિર મોટાં, પોળ અને પ્રાકાર;
ચૌટાં વળી તેમ ચોરાશી, વણિક કરે વ્યાપાર. ૨.
કામદત્ત ત્યાં (છે) વ્યવહારી, અધિપતિ પોત સંસાત;
સિંહલદ્વિપ ભણી તે ચાલે, ઉદધિ મારગ ખ્યાત. ૩.
નાનાં મોટાં બાળક કેઇ, દરિદ્રભાવિત જેહ;
ચાકર કાકર સમ નર કોઈ, બેસે પ્રવહણ તેહ. ૪.
ઉદર કારણ અતિશય લંઘે, મુધા મારગ ચોર;
ધર્મહીણ જે પ્રાણી જાણી, જલધિએ જાવે જોર. ૫.
સેવક કે કે સાહિબ નામે, પેટ પાપી જે કહાવે;
જેને ગણિયે અશુચિ ખળ મોટા, તેને શિશ નમાવે. ૬.

માતપિતાને બંધવ નેહે, સહુ છાંડી ધન મોહ;
નભજળ માંહી જે જંપાવે, એહ અદતનો દ્રોહ. ૭.
મરણ ભણી જે હાથે હિયડું, ઘર ઘર તેમ ભ્રુજંત;
માગે શીખડી બાળક તરૂણી, નયણે નીર ઝરંત. ૮.
કામદત્તની પાસે પહોત્યો, વિનયશુ શિશ નમાવ્યો;
કહે કામદત્ત બાંધવ કયાંથી, એકલડો અહીં આવ્યો. ૯.
રાખે સેવક હું રહું તેનો, માસનો દામ ન માગું;
પેટ ભરૂં તે સેવા બહુલી, હું તમ ચરણે લાગું. ૧૦.
અંગ ચાકરી વાહુ નિશદિન, શેઠને કહેણે ચાલીશું;
એમ જાણીને મુજને રાખો, બોલ્યું વચન પાળીશું. ૧૧.
રાખ્યો કુંવર પેટને કાજે, ઓળગ કાયા સારૂં;
શુભ લગ્ને તે મહુરત મોટે, વા'ણ સીધાવ્યાં વારૂ. ૧૨.
સિંહલદ્વીપ ભણીય હંકાર્યાં, મરૂત યું વહિયાં જાય;
જળનો પંથ કાપે તે ઘણેરો, વાસો જળનિધિ થાય. ૧૩.
રેણી અંધારી શેઠને ચરણે, વિનયે શ્રમને ટાળે;
નિદ્રા પામ્યાં પોતનાં જન તે, અચરજ એક નિહાળે. ૧૪.
પૂરવ ભવના કો સુર મિત્રે, દીઠો કુંવર વહાણે;
ગરૂડ રૂપ કરી ધન ગાજે, બોલે તું કાંઇ જાણે. ૧૫.
કુંવર વિમાસે કથને ભાસે, અથવા મુજને આખે;
બોલ્યો રખે છાનો રહેતો, મનની મનમાં રાખે. ૧૬.
જાગે સિંહરથજ ! સ્વામી જાગું, કેવી કહો મુજ વાણી;
ઉત્તમ વેળા ઉત્તમ જગમાં, પામે પુણ્યવંત પ્રાણી. ૧૭.
અમૃત સિદ્ધિ યોગ તે રૂડો, જો અંગના સંગત હોય;
કામિની કુખે રત્ન મનોહર, પ્રસવે એવો કોય. ૧૮.
જન્મથકી સુણો અંત લગી તે, સવાલાખ દિનાર;
મૂલ્ય અંકે કુણ દે મુખથી, રૂપ અનોપમ સાર. ૧૯.
લક્ષણ લક્ષિત બત્રીશ અંગે, ભાગ્યતણો અધિકાર;
એવો યોગ છે એણી વેળા, લક્ષ્મી લહે જયકાર. ૨૦.
ગર્ભતણા તે પુણ્યથી જાણો, રાજ્ય પામે નર મોટો;

હું કહું તુજને બહુલ સનેહે, વચન ન માનજે ખોટો. ૨૧.
નિઃશ્વાસ મૂકે તેણે ત્યાંહ, શીલવતીને સંભારે;
પાણિ ગ્રહીને મેં પરહરી છે, હું તસ દુઃખનો કારે. ૨૨.
અમર કહે એમ ગરૂડને રૂપે, આશા સહી તુજ પૂરૂં;
નેમવિજય કહે ઢાળ એ બીજી, દોહગ દારિદ્ર દુઃખ ચૂરૂં. ૨૩.

## દોહરા.

નિસાસો કરે શા ભણી, પૂરૂં મનની હામ;
વિરહિણી જે વામાંગના, મૂકું તેને ધામ. ૧.
હરખ્યો મન આતુર થયો, કાયા વાધ્યો કામ;
કહે સ્વામી મુજ મૂકજો, શીલવતીને ઠામ. ૨.
કુંવરને લઇ પાંખમાં, ચાલ્યો ગરૂડ ગગન;
જલધિ લંઘી નગર નિજ, શીલવતીશુ ભવન. ૩.
શીલવતી જે સુંદરી, વિરહે કરે વિલાપ;
એ એ પૂરવ મેં કર્યાં, મોટાં દુષ્કર પાપ. ૪.
જેહ સુણી વિરહીતણાં, હૈડાં ધ્રૂમે ધાર;
નયણાં આંસુ નીસરે, જે હોય કઠિણ કઠોર. ૫.

## ઢાળ ૩ જી.

( સુણય સુણય કંતા રે શીખ સોહામણી—એ દેશી. )

વીહસે વાહલા રે અવગુણ કો લહી,
નારી અબળા રે, બળ યહાં કો નહિ;
એમ ન ઘટે રે એ ન નેહલો,
કાયર ન થઇએ રે, કાજે પેહલો. વીહસે૦ ૧.
તુજ વિણ નારીની રે, શુદ્ધ કહો કોણ લિયે,
હેજે હૈડાને રે, મનની કોણ દિયે;
પ્રેમની જાળે રે, પ્રીતમ પરહવી,
એહ અકારજ રે, કરણી અભિનવી. વીહસે૦ ૨.
જાળમાં ઘાલ્યો રે, મીન ભણી જેહને,
કોણ સખાઇ રે, પ્રીતમ તેહને;

દુષ્કર સેહેવા રે, સાસુ બોલડા,
ખમ્યા ન ખમાય રે, ખંતશુ પરગડા. વીહસે૦ ૩.
ચોરી બાંધી રે, તે મુજને વરી,
પંચકેરી સાખે રે, હવે કેમ પરહરી ?
હરણી વિછૂટી રે, મૃગતણા યૂથથી,
કો પેર તેને રે, આતુર એકથી. વીહસે૦ ૪.
મૂર્ચ્છા પાવે રે, સખી તસ જગવે,
હાય હાય કંથા રે, કહીને વિનવે;
કેશને ત્રોડે રે, મોડે અંગુલી,
આળસ કરતી રે, રડતી આકુલી. વીહસે૦ ૫.
પડે વળી ધરણી રે, હૈડું આફળે,
હૃદયને ચુંથે રે, અતિ ઘણું ટળવળે;
ધિઃક ધિઃક નારી રે, એ અવતારડો,
વિરહી વિજોગી રે, શોકી દુઃખવડો. વીહસે૦ ૬.
કેને ભાખું રે, આખું દુઃખ કિસો,
કો નવ સૂઝે રે, વહિયે મન નિસો;
નેહ વિણ નાથે રે, ભલું મુજ છેતરી,
અવગુણે કીધી રે, પરઘર કિંકરી. વીહસે૦ ૭.
નર હોય જગમાં રે, ધૂરત ઠગ ભલા,
પહોચે સાતમી રે, ઠામે નિરમળા;
હું અપરાધી રે, શી હુતી તાહરી,
આશા ત્રોડી રે, ટાણે માહરી. વીહસે૦ ૮.
નેહ નિઃસ્નેહી રે, કેણીપેરે નિરવહે,
ઓછા છિલ્લર રે, જળ કયમ બહુ રહે;
ફાટે ત્રાઠે રે, પાળી સહી જેહની,
હીણા પ્રાણી રે. ગત એહ તેહની. વીહસે૦ ૯.
અવગુણ ગુણને રે, ઉત્તમ લેખવે,
દુર્જન કંથને રે, દિલ નવ મેળવે;
નારીને રોષે રે, ચિત ઘણું ચિંતવે,

છાંડી વાંલા રે, અન્ય હિત કેળવે. વીહસે૦ ૧૦.
છળ બહુ જોયે રે, ક્ષણ નવ આંતરે,
અવગુણ રાખે રે, ભાખે આંતરે;
વિરહી દેહી રે, મન દાઝે ઘણું,
અન્ય જન દેખી રે, દિલ ધરે આપણું. વીહસે૦ ૧૧.
રીત ન જાણે રે, પર જેહ લોકની,
તેણે સ્થિર સ્થાપી રે, મનસા પાપની;
રજની ન આવે રે, નાહલા નિદ્રડી,
અધવચ છાંડી રે, પ્રીતમ પ્રીતડી. વીહસે૦ ૧૨.
કરનો મેળો રે, કીધો પહેલડો,
અંગનો મેળો રે, નવ રહ્યો ઢુંકડો;
વચનને મેલે રે, વચન બોલ્યો નહિ,
વિણ કહ્યે વહિયો રે,ન કહે ગયો કો કહીં. વીહસે૦ ૧૩.
એમ બહુ બોલે રે, વનિતા વલવલે,
કુંવરની આંખે રે, જળધારા ચલે;
ક્ષણ ક્ષણ પામે રે, મૂર્ચ્છાગત અંગના,
ભૂમિ પડતી રે, એક નિજ પિયુ વિના. વીહસે૦ ૧૪.
ત્રીજા ખંડની રે, ઢાળ ત્રીજી સમી,
નેમે ભાખી રે, ધન્યાશ્રીએ સંક્રમી;
જો જો કરણી રે, એ સહી કર્મની,
આગળ સુણજો રે, વાત છે મર્મની. વીહસે૦ ૧૫.

## દોહરા.

કુંવર કહે ભિત્યંતરે, બોલે બાર ઉઘાડ;
સાંભળિયું નહિ વિલપતાં, ફેરી કહિયું ત્રાડ. ૧
કહે રાણી તું કોણ છે, એણી વેળા આ ઠામ,
જો જાણે મુજ સાસરો, તો ટાળે તુજ નામ. ૨.
હું પિયુ છું તાહરો, ચંદ્રગુપ્ત મુજ ખ્યાત;
તે ચાલ્યો પરદેશડે, રીસવશે કરી ધાત. ૩.

તે આવ્યો પરદેશથી, તુજને મળવા કાજ;
પુરૂષ હી નાણી આપણો, ઓળખિયો પતિરાજ. ૪.
દાસી ઉઘાડ્યું દ્વારને, દીઠો નિજ ભરતાર;
પલંગ થકી પરી થઈ, પામી હરખ ઉદાર. ૫.
અવળે મુખ ઊભી રહી, લજ્જાની કરી ઓટ;
વિરહવ્યથા વામી પરી, પામી મન્મથ પોટ. ૬.
દાસી સહુ દૂરે ગઈ, બેઠા આપ પલંગ;
કર ગ્રહીને તે કામની, બેસારી ઉચ્છંગ, ૭.

## ઢાળ ૪ થી.

( આસણરા જોગી—એ દેશી. )

હું અપરાધી નારી છું તોરો, કાંઇ ખમજે અવગુણ મોરો રે; સુંદરી સનેહી.
તું સોભાગણ નારી સલુણી, તું તો ગુણવંતથી ગુણ દુણી રે. સુંદરી૦ ૧.
તું દયાવંત દયાળી બાળી, મેં તો પૂરવ પુણ્યથી ભાળી રે; સુંદરી૦
તું ચિત્રાવેલી સદા ગુણખાણી, લક્ષણા તુજ લક્ષણી વાણી રે. સુંદરી૦ ૨.
શશિવદની તુહીજ પુણ્યવંતી, સહી દોષ થકી દૂરે હતી રે; સુંદરી૦
મેં અપરાધ કર્યો જે મોટો, તે તેં ખમવા દિલ નવ કર્યો ખોટો રે. સુંદરી૦ ૩.
તું મુજ પ્રાણજીવનથી પ્યારી, હવે દિલ નવ રાખું ન્યારી રે; સુંદરી૦
અવગુણ કીધા આપ ખમાવું, તુજ લળી લળી શિશ નમાવું રે. સુંદરી૦ ૪.
હું તુજ ચોર છું આ ભવકેરો, તેં તો રાખ્યો પ્રીતિનો દોરો રે; સુંદરી૦
સતી શિરોમણિ મેં તું પામી, દર્શને ગયાં દુઃખ વામી રે. સુંદરી૦ ૫.
હું તુજ નામતણી બલિ જાઉં, તુજને અહોનિશ ચિતડે ધ્યાઉં રે; સુંદરી૦
કાયા હંસજીવન સમાણી, મુજ મન ઘટમેં તું આણી રે. સુંદરી૦ ૬.
ધન્ય જે ધર્મ ધર્યો તે વારૂ, સહી પામિયો હું પુણ્ય સારૂં રે; સુંદરી૦
કરૂણા કરીને રીસ તજી જે, જેમ હૈયડલે રંગ રમી જે રે. સુંદરી૦ ૭.
મેં તો કીધો ઘાત વિશ્વાસ, જેહ મૂકી કરથી નિરાશ રે; સુંદરી૦
મેં તુજ આદરી મનડે મોટે, તું મન જાણે જે દિલ ખોટે રે. સુંદરી૦ ૮.
નિસુણી એમ નારી જે પ્યારી, એમ કહે તવ વાત વિચારી રે.
વા'લા સુણો વારૂ.
તું પ્રભુ શશિને હું છું ચંદ્રિકા, તું છો રત્ન ને હું છું મુદ્રિકા રે. વા'લા૦ ૯.

હું પ્રભુ ચરણતણી રખવાળી, સાચી માચી રહું મતવાળી રે; વા'લા૦
તું સાહેબ ને હું તમ દાસી, રહી વળગી નવ કરૂં હાસી રે. વા'લા૦ ૧૦.
કહે રાણી મુખ હસીને વાણી, જેહ આગમ પ્રીતમ જાણી રે; વા'લા૦
હું નાહી નાથજી ઋતુસ્નાને, તું ચાહે સંગ પિયુ માને રે. વા'લા૦ ૧૧.
યોગ્ય નહિ છે જોગ એ કરતાં, રહિયે છે જનથકી ડરતાં રે; વા'લા૦
પ્રગટ થઈને આવજો પિયુડા, તવ મન સુખ વહેશું જીવડા રે. વા'લા૦ ૧૨.
ગર્ભ રહે જો કોઈ કરમે, તે તો ભોગવિયે બહુ મરમે રે; વા'લા૦
તું તો કરીને પ્રચ્છડ વાંકો, જાઓ કામ પડ્યે મુખ ઢાંકો રે. વા'લા૦ ૧૩.
લોક ઓળંભા પગ પગ સહિયે, બહુ સમજુને તે શું કહિયે રે; વા'લા૦
જો મનમાં હુતો મળવાનો, તો કયમ આવ્યો પ્રભુ છાનો રે. વા'લા૦ ૧૪.
કુંવર કહેછે અવસર રૂડો, એણી વાતમાં નહિ કૂડો રે; સુંદરી૦
લક્ષણ બત્રીસસો નિત નંદ, એણી વેળાએ પામો આનંદ રે. સુંદરી૦ ૧૫.
જન્મથકી અતિ પણ તેવો, રૂપે કરી હરિ જેવો રે; સુંદરી૦
આંગળાં ઘાલ્યાં મુખમાં દીસે, કરી રત્ન સુંદરી ચિત્ત હીસે રે. સુંદરી૦ ૧૬.
તેણે માટે માનો તમે કહિયો, અર્થ દેવથકી મેં લહિયો રે; સુંદરી૦
પ્રાણપિયુ સુણો એવી વાતે, તસ વાર ન થાય ઘર જાતે રે. વા'લા૦ ૧૭.
કેવો પ્રતિઉત્તર દેઉં સાસુ, તે તો કાઢે પ્રાણ જે આ શું રે; વા'લા૦
સહી નાણી દિયો કોઈ સૂજને, જો હોવે કાંઈ દિલ તુજને રે. વા'લા૦ ૧૮
મુદ્રિકા દીધી કરની લેઈ, મન મળિયાં માંહોમાંહે લેઈ રે; વા'લા૦
પણ ઇંદ્રિના રસ ઘણું સારા, દોઈ ભોગવતાં મનોહારા રે. વા'લા૦ ૧૯.
નેમવિજય તે રંગ શું મળિયા, વિરહ વ્યથા દુઃખ ટળિયા રે; વા'લા૦
યામનીચર ને ગરૂડ તે વ્યયલે, મૂક્યો પ્રવહણ લેઈ પેહેલે રે. વા'લા૦ ૨૦.

## દોહરા.

સૂતો જાગ્યો કુંવર તે, તેહજ જુંગ મોઝાર
વિહંગ નજરે નાવિયું, દેવતણો પ્રતિકાર. ૧.
સિંહલદ્વીપ ભણી હવે, પવને કર્યો પ્રચાર;
વેગે પહોંચ્યાં જુંગ તે, રત્નપુર વર સાર. ૨.
રત્નસેન તસ ભૂપતિ, રત્નમંજરી તસ નાર;
રત્નવતી તેની સુતા, યૌવન કરે ઝંકાર. ૩.

વેચ્યાં બહુ કિરિયાણુને, હુઓ લાભ અનંત;
જુગલ મોતી અતિ ભલાં, મનોહર જેની કંત. ૪.
નિરખ્યાં તેણે ભૂપતિ, ખુશી થયો મનમાંહ્ય,
મૂલ કહો તમે એહનું, અહિયે જ્યમ ઉચ્છાહ. ૫.
એ અવસર રાજા તણી, પુત્રી રત્નવતી જેહ;
મંદિર નોખે મલપતિ, બેઠી નિરખી તેહ. ૬.
કુંવરી કુંવર દષ્ટિ બે, એક થઇ તે વાર;
ચિત્રામણ જ્યમ પૂતળી, દોય રહ્યાં એક તાર. ૭.

## ઢાળ ૫ મી.

( ચાંદા રે ચાંદરાગે હો, હાંન્ત મારૂ ગુડિયાં હરાયો—એ દેશી. )

કામદત્ત જંપે હો, રાજેંદ્ર મોરો વચન ન કાચો,
કાચા રે વાત કાચા ચિત્ત માને અહો રાજ;
કહું તે સુણજો હો રાજેંદ્ર મોરો વચન જે સાચો,
સાચો જો ઇણહીજ રાચો હો. અહો રાજ૦ ૧.
રાજેંદ્ર માનો હો, મહીપતિ મોરો વચન જે સાચો,
મુક્તાફલની જોડી હો, રાજેંદ્ર મોરો વચન જે સાચો;
જાણો એક વારૂ, હિયડલે ધારૂં, ને પુણ્યને સારૂં,
અહોલાલ અહોરાજ રાજેંદ્ર માનો હો.
અગમ્ય અરૂપી હો, રાજેંદ્ર મોરો વચન ન કાચો,
દેવના ધારૂ દેવના સારૂ, ને સહી હિતકારૂ. અહો રાજ૦ ૨.
સવાલાખનું, રાજેંદ્ર એનું મૂલ કહિયે હો,
ઓછો ન કહિયે ને પૂરો સહી લહિયે, અહોરાજ;
નર એહ માહ્યા હો, ઓળગ એની કેતી કહિયે,
ગુણ બહુ સહિયે, જે દોય નીવહિયે. અહો રાજ૦ ૩.
કુંવર સુણી હો, એવું ત્યહાં શીશ ધુણાવે,
મુખ ચમકાવે ને નેણ ચલાવે, અહો લાલ;
કહી ન શકિયે હો, કુંવરને તે નૃપ બોલાવે,
નયન ડોલાવે ને કાંઇ સુણાવે. અહો રાજ૦ ૪.

ઇલાપતિ નેહા હો, રાજેંદ્ર મારા કુંવરને બોલે,
એહુ ચખ ડોલે ને અંતર ખોલે. અહો રાજ;
તુજ સંગે કેવો હો, ઠાકુર મારા ચિત્તને જે ચોળે,
ચિત્તને જે ચોળે ને મોતીને તોળે. અહો રાજ૦ ૫.

હશી તસ ભાખે હો, રાજેંદ્ર મારા ઇભ્ય ન સુહાશે,
કહિયું ન જાશે ને મન દુઃખ થાશે, અહો લાલ;
મનમાંહી તમને હો, મહીપતિ મારા અચરજ આશે,
અચરજ આશે ને શેઠ દુહવાશે. અહો રાજ૦ ૬.

મુક્તાફળ એ એક હો, રાજેંદ્ર મારા દાદુરી છે નાની,
વાત નહિ છાની ને એહ પુરાની, અહો લાલ;
ઓળખી અનુમાને હો, લાલન મારા શાસ્ત્રના જ્ઞાની,
શાસ્ત્રના જ્ઞાનીને વાત કહાણી. અહો રાજ૦ ૭.

સાંભળી નૃપ ત્યારે હો, લાલન મારાં અચરજ પાવે,
મન સ્થિર થાવે ને કાન જગાવે, અહો લાલ;
દોયન મોતીકેરું હો, લાલન મારા મૂલ દેવાવે,
એક દૂરવાવે ને પરીક્ષા કરાવે. અહો રાજ૦ ૮.

કુંવરને કહિયે હો, લાલન મારાં મોતીને છેદાવે,
અચરજ લાવે ને ખંડ કરાવે, અહો લાલ;
દાદુરી નૃપ દેખી હો, લાલન મારા મનને હસાવે,
મતિ તસ ભાવે ને અતિ સુખ પાવે. અહો રાજ૦ ૯.

દેખી દેખી એવી હો, રાજેંદ્ર મારા કુંવરની બુદ્ધ,
અતિ ઘણી શુદ્ધને જ્ઞાત મતિવૃદ્ધ, અહો લાલ;
ભાગ્યવંત રૂડા હો, લાલન મારા અગમ્ય એ કીધી,
લહેશે ઋદ્ધિ ને સકળ સમૃદ્ધિ. અહો રાજ૦ ૧૦.

ત્રીજે ખંડે પાંચમી હો, લાલન મારાં મોતિયાં વેચાયાં,
બે એ મૂલ પાયાં, ને સહુ હરખાયાં, અહો લાલ;
નેમવિજય નેહે હો, લાલન મારાં ઘણુંએ સોહાયાં,
અચરજ ભાયાં ને કાજ સવાયાં. અહો રાજ૦ ૧૧.

## દોહરા.

મન હરખ્યું મહીપતિતણું, પુરૂષોત્તમ જગ એહ;
એહથકો અદકો નહિ, પુણ્યવંતમાં રેહ. ૧.
શેઠ પ્રતિ રાજા કહે, કોણ પુરૂષ જગસાર;
હાસ્ય કહે મુખ મોડીને, એ છે અમ્મ સુઆર. ૨.
નરપતિ તવ બોલ્યો નહિ, કુંવરી કહે જઇ માય;
મેં વરિયો પરણીશ હવે, જેમ આવે દિલ દાય. ૩.

## ઢાળ ૬ ઠ્ઠી.

( ચાંપાપુર જાયા હો કે લાવંત સુરૂપપુરી—એ દેશી. )

નારી નેણ નિહાળે હો કે, ચિતમાં ચિંતવે કવણ એ કામકુમાર;
જગતીજન ભોળવવા હો કે, આવ્યો અભિનવો, નવલો રતિ ભરતાર. ૧.
સહજ સલુણી હો કે, સુંદરી વિનવે, બાળા બે કર જોડ;
હિયડું નેહ્યું હો કે, મનમથ કરી નવે, ઉમાહ્યો મન કોડ. સ૦ ૨.
શેઠ ભણી રાજન હો કે, પૂછે વળી વળી, કહો છ એની જાત,
વિટલ વાણિજ્ય નૃપને હો કે, બોલ્યો મન રળી, શા પૂછો પ્રભુખ્યાત? સ૦ ૩.
ટાળે અંગ શ્રમને હો કે, રાખ્યો ચાકરી, સમઝ રેહ્યા મન માંહ્ય;
રાજકુંવરી બહુ રીઝે હો કે, રૂપે અપચ્છરી, માત બોલાવે ઉત્સાહ. સ૦ ૪.
પોતે ભાગ્યની સાથે હો કે, આવ્યો નર ભલો, તે મુજને પરણાવ;
બીજો વર વરવા હો કે, નીમ છે માહરે, ઇણશું તે બહુ ભાવ. સ૦ ૫.
જાતિ મત પૂછો હો કે, મારૂં કહ્યું કરે, એણે ભવ એ ભરતાર;
ગુણવંત કોઇ બીજો હો કે, નહિ છે જગત ભરે, એ આતમનો આધાર. સ૦ ૬.
રાણી નૃપને જણાવે હો કે, અતિશે ઉતાવળી, મહીપતિ ચિંતે એમ;
પંથ તેહ બોલાવે હો કે, પૂછે વાસ કુલી, ધરીને મન બહુ પ્રેમ. સ૦ ૭.
ભાખી તેણે સઘળી હો કે, ઉતપત મૂળ થકી, વસુપતિ હરખ ધરંત;
વ્યાહો સુકુલિની હો કે, કહ્યું એમ વકી, ઇલાપતિ ગુણવંત. સ૦ ૮.
બરકી ભૂપ જંપે હો કે, વિમાસી બોલિયે, અપજશ એણી વાત;
આતુરતાએ બહુલી હો કે, હિયડું ખોલિયે, દિજે જોઇ સાત. સ૦ ૯.
સ્થાનકને કુળ વારૂ હો કે, લક્ષ્મી ગેહે ઘણી, દૂય પક્ષ પૂરો જેહ;

ભાગ્યવંત રૂપાળો હો કે, દાતા તેહ ભણી, નિરખો સાતે એહ. સ૦ ૧૦.
પરદેશી નવ નિરખ્યો હો કે, કહો કેમ દીજીએ, જશ પામવા પંચ;
અવિચાર્યું અનિષ્ટ હો કે, કેણ ન કીજીએ, સાજન કેરે સંચ. સ૦ ૧૧.
નરપતિ નર લોભી હો કે, જાણ્યો સાહસી, પ્રાણે રાજકુમાર;
પરણાવે તે પ્રેમ હો કે, રૂપે ઉરવશી, મહોત્સવ નગર મોઝાર. સ૦ ૧૨.
દીધી પુણ્યે જોડી હો કે, દૈવે કર કરી, હરખ્યા પુરજન લોક;
કોઈ વરણે વખાણે હો કે, રામા મુખ ધરી, પુણ્યે સંપદ થોક. સ૦ ૧૩.
છઠ્ઠી ઢાળ ત્રીજે હો કે, ખંડ કહી ભલી, નેમવિજય સુખદાય;
ભાવે ભવિ સુણજો હો કે, મતિ કરી નિર્મળી, આગે જે હવે થાય. સ૦ ૧૪.

### દોહરા.

ચંદ્રવદની મૃગલોચની, ગજગમની પિકવેણ;
રૂપે અભિનવ અપ્સરી, કુંવરે નિરખી નેણ. ૧.
પદ્મિની મોટી પ્રેમશું, દીધી નૃપ પરિવાર;
મણિ માણિક સુવરણતણાં, ભૂષણ અશ્વ અપાર. ૨.
સાત વાહણ નૃપ સોંપિયાં, ભરી ભરી પૂરણ કીધ;
પૂરવ પુણ્યતણે ઉદય, સકળ મનોરથ સિદ્ધ. ૩.

### ઢાળ ૭ મી.

( દખણ દોહલો હો રાજ—એ દેશી. )

સુંદર શાતા હો રાજ, મનશું માતા રાજ,
દોઇ ગુણ ગાતા હો, સોઇ સુખડાં સોહતાં;
ભોગવે ભોગા હો રાજ, દુઃખ સંજોગા રાજ,
ગયા દુઃખ શોગા રે, મન ભણી મોહતા. ૧.
કામદત્ત ચિંતે હો રાજ, નિજ મન ખંતે રાજ,
આતમ તંતે રે, એમ દેખી કુમારને;
સુખ એહ પામ્યો હો રાજ, દુઃખ સર્વ વામ્યો રાજ,
જન શિર નામ્યો રે, બહુ ધર્મ ધારીને. ૨.
રંભ સમાણી હો રાજ, કિન્નરી આણી રાજ,
અપસર માણી રે, નારી જેણે પરગડી;

ધન બહુ ધારી હો રાજ, રાય મતિકારી રાજ,
શું એ વિચારી રે, દીધી કેમ એવડી. ૩.
દુરજન દોષી હો રાજ, પાપના પોષી રાજ,
ધરમના શોષી રે, હોય એમ અકારણે;
અવગુણ આગે હો રાજ, પાપ ન લાગે રાજ,
પ્રીતને ત્યાગે રે, દોષી ગુણને ઢાંકણે. ૪.
પર સુખ દેખી હો રાજ, હોય પરદ્વેષી રાજ,
છગના દ્વેષી રે, પાપી રોષ ધરે ઘણો;
મનુષ્ય મ જાણો હો રાજ, મતિ કો વખાણો રાજ,
સાહી મન ટાણો રે, પાપે પિંડ ભરે ઘણો. ૫.
એક દિન વારૂ હો રાજ, દુરમતિ કારૂ રાજ.
દુરગતિ સારૂ રે, વાત કહી વાણીએ;
સુણો ભૂપ જમાઇ હો રાજ, મોટી વડાઇ રાજ,
શુકન ભણાઇ રે, આપે હવે ચાલીએ. ૬.
માગો તમે આણા હો રાજ, ભૂપતિ પરાણા રાજ,
અમીય સમાણા રે, બહુ પ્રેમ ધરી કરી;
ચંદ્રગુપ્ત વેગે હો રાજ, મનને રંગે રાજ,
દ્રવ્યને સંગે રે, વારૂ શેઠ આણા ધરી. ૭.
પ્રાણપ્રિયા વે'લી હો રાજ, મહોલને મે'લી રાજ,
લેઇ આજ્ઞા વે'લી રે. થાઓ તમે આપશુ;
શીખડી લીજે હો રાજ, કામ એ કીજે રાજ,
વે'લા થઇજે રે, આપે હવે ચાલશું. ૮.
રત્નવતી વેગે હો રાજ, કાંતને સંગે રાજ,
નિજ મન રંગે રે, બોલે નિજ તાતને;
આપો મુજ આજ્ઞા હો રાજ, કરશું પ્રયાણા રાજ,
વચન સુજાણા રે, પુત્રી કહે માતને. ૯.
રતિશુ રામા હો રાજ, પ્રીતમ કામા રાજ,
ઉતાવળ સામા રે, માતા કો'ને જાયને;

ઘર અભિલાખા હો રાજ, પિયુડે ભાખી રાજ,
મુખે એમ ભાખી રે, જઇ હું મળું માયને. ૧૦

વચન તેહણે હો રાજ, દીધું જેને રાજ,
અનોપમ એને રે, લેઇ સાત સોહામણાં;
હયગજ વારૂ હો રાજ, પુણ્યને સારૂં રાજ,
નૃપબળ સારૂં રે, આપ્યાં તેહને ઘણાં. ૧૧.

દાસ વળી દાસી હો રાજ, જેહ વિશ્વાસી રાજ,
જેહ વિલાસી રે, આપી વારૂ વારાંગના;
પ્રવહણ બેઠાં હો રાજ, લેઇ સુખ મીઠાં રાજ,
વ્યવહારી દીઠાં રે, દ્રય નાથને અંગના. ૧૨.

સાજન પોતે હો રાજ, ચખ જળ હોતે રાજ,
મુખ કંજ જોતે રે, પાછા વોળાવી વળ્યા;
જુંતા તે હાલ્યાં હો રાજ, પવને માલ્યાં રાજ,
ન રહે ઝાલ્યાં રે, વારૂ વેગે જે ભલાં. ૧૩.

ઉદધિ માંહે હો રાજ, બહુલ ઉત્સાહે રાજ,
મનોજવ પ્રાયે રે, જાયે ખ્યાલ વિલોકતાં;
કલ્લોલ જળ લોળે હો રાજ, પવન ઝકઝોળે રાજ,
બહુ જળ ટોળે રે, વહેતે અશોકતા. ૧૪.

સાતમી ઢાળે હો રાજ, ખંડ એ ભાળે રાજ,
ત્રીજાની રસાળે રે, રૂડી નેમવિજે કહી;
સહુ તમે સુણજો હો રાજ, ધરમને ધૂણજો રાજ,
ભાવે ભણજો રે, હોવે ખ્યાતિ ઇહાં સહી. ૧૫.

## દોહરા.

ઉત્તમ બોલ ચૂકે નહિ, જો હોવે શતખંડ;
શેઠ ભક્તિ તવ સાંભરી, વે'તો વાણુ અખંડ. ૧.
નારીને કહે નેહશું, હું જાઉં ઇભ્ય પાસ;
સેવા સારૂ તેહની, જ્યમ પોહોચે મન આશ. ૨.

રત્નવતી બોલે તદા, કરજો પ્રભાતે સેવ;
રાત્રિએ જુગતું નહિ, કહિયે છે તમ હેવ. ૩.
એણે જુગથી નિસરી, બીજે જાવું જેહ;
નિશા અંધારી ઉદધિજળ, વાંછો કુશળ હું તેહ. ૪.
ઉઠ્યો આળસ છંડીને, જાવા શેઠ સમીપ;
છીંક્યા સામી તવ થઇ, અણસમજ્યારો દીપ. ૫.
નારી કહે જાવા ન દઉં, અપશુકન વડ એહ;
કુંવરી વિનય કરે એહવો, બોલે ગુણનો ગેહ. ૬
સરજ્યાં સુખ દુઃખ ઉપજે, ભાવિ ન મટે કોય;
સરજ્યું હોયે તે પ્રતિ, વારક જગમાં ન હોય. ૭.

## ઢાળ ૮ મી.

( જોરાવર હાડાની—એ દેશી.

કામદત્ત મંત્રી ચાર રે, બેઠા ત્યાંહાં સાથે,
અચરજ હવે હોયે, ભાવિત ન લહે કોયે,
તે સુણજો સહુ કોયે,
વાત વિચારી રે, વરવી તેહની રે;
જે જે કર્મ વિકાર રે, બેઠા ત્યાંહાં સાહે૦
નાઠી હતી રે, બુદ્ધિ જે જેહની રે. ૧.
જોયા એક હુતો એહ રે, બેઠા ત્યાંહાં સાહે૦
પરણ્યો ટીકી રે, નીકટ વારાંગના રે;
દેખી મન ચળે ચિત્ત રે, બેઠા ત્યાંહાં સાહે૦
કામી પુરૂષોને રે, વા'લી કામની રે. ૨.
જાતિકુળ નહિ ભાસ રે, બેઠા ત્યાંહાં સાહે૦
પેટભરો થઇ રે, આવ્યો આપણો રે;
ન ઘટે રાજકુમારી રે, બેઠા ત્યાંહાં સાહે૦
અંધા હાથે રે, રત્નનો આંગણો રે. ૩.
મારી એહ કુમાર રે, બેઠા ત્યાંહાં સાહે૦
આવે રાતે રે, તે જવ ઇહાંકણે રે;

ફલકને ધરિયે છે જેહ રે, બેઠા ત્યાંહાં સોહે૦
ખેસવી નાખજો રે, લેઇ તે ક્ષણે રે. ૪.
એમ ચિંતવીને તામ રે, બેઠા ત્યાંહાં સોહે૦
અહીંએ ગોરી રે, મનમથ સુંદરી રે;
માહી ગુણતણી ગેહ રે, બેઠા ત્યાંહાં સોહે૦
જાણું દીપે રે, નવલ પુરંદરી રે. ૫.
મિત્ર કહે સુણો શેઠ રે, બેઠા ત્યાંહાં સોહે૦
સૂતાં આવ્યો રે, કુંવર ઉતાવળો રે;
ફલકને પગથકી ઠેલ રે, બેઠા ત્યાંહાં સોહે૦
કુંવરતણો રે, મન અહીં ભલો રે. ૬.
પડિયો ઉદધિ ઉત્તંગ રે, બેઠા ત્યાંહાં સોહે૦
મુખ માંહે રે, નવ પદ બોલતો રે;
શીલવતીતણું ધ્યાન રે, બેઠા ત્યાંહાં સોહે૦
મનમાં વારુ રે, સ્યામા ધ્યાવતો રે. ૭.
નિસુણી આકરી વાણ રે, બેઠા ત્યાંહાં સોહે૦
લહિયો નારી રે, બોલ જે આકરો રે;
આકુળી જોવે ત્યાંહાં આય રે, બેઠા ત્યાંહાં સોહે૦
તેણે પેખ્યો રે, પ્રીતમ તે ખરો રે. ૮.

છાતી દુઃખશું ફાટંત રે, ચિંતે ત્યાંહાં બાળા,
કીધા જેહ આલા, વરવા જેમ બ્યાલા,
એહ કરમના ચાળા.
પામે પ્રાણી રે, પ્રાંહે પાંડુઆ રે;
તો કહે કરૂં હવે કેમ રે, ચિંતે ત્યાંહાં બાળા૦
ખાતાં મીઠા રે, કિંપાક લાડુઆ રે. ૯.
આહા પ્રાણાધાર રે, ચિંતે ત્યાંહાં બાળા૦
વિલપે વામા રે, અહીં તહીં આકુલી રે;
વણુ કહે તું નાહ રે, ચિંતે ત્યાંહાં બાળા૦
પહોત્યો વા'લા રે, મતિ કરી વ્યાકુળી રે. ૧૦.

પિયરિયાં તણો વાસ રે, ચિંતે ત્યાંહાં બાળા૦
દૂર રહિયો રે, કહિયું નાવને રે;
જાણું ન સાસરૂં કેથ રે, ચિંતે ત્યાંહાં બાળા૦
શીલ જે સાચ્યું રે, રહેશે કેમ કને રે. ૧૧.
નયણે નીર પ્રવાહ રે, ચિંતે ત્યાંહાં બાળા૦
માનું જો પેરે, જળધર ઉનલ્યો રે;
છૂટી પ્રબળ પ્રતાવ રે, ચિંતે ત્યાંહાં બાળા૦
કો નર ડાહ્યો રે, જવે જે અલ્યો રે. ૧૨.
પિયુ પિયુ કરીને પોકાર રે, ચિંતે ત્યાંહાં બાળા૦
અંગે પછાડે રે, ત્રોડે કેશ કો રે;
પામે મૂર્ચ્છા અપાર રે, ચિંતે ત્યાંહાં બાળા૦
ફાડે પરાણે રે, આપણા વેશને રે. ૧૩.
કીધાં કોડ કુકર્મ રે, ચિંતે ત્યાંહાં બાળા૦
દુર્મતિકારી રે, ઉદધિ આવિયો રે;
તો મરૂં હું એની કેડ રે, ચિંતે ત્યાંહાં બાળા૦
દિલ દુઃખ દેખી રે, ચિતડે ભાવિયો રે. ૧૪.
એવે શાસનદેવ રે, ચિંતે ત્યાંહાં બાળા૦
આવી ગગને રે, અતિશે ઉતાવળી રે;
ખડગ કર ગ્રહીને તેણે રે, ચિંતે ત્યાંહાં બાળા૦
કેમ થઇ રે, પુત્રી ઉતાવળી રે. ૧૫.
મળશે સહી તુજ કંત રે, ચિંતે ત્યાંહાં બાળા૦
અવધ કહું રે, તુજને વર્ષની રે;
ત્યાં લગી કરી જિન ધર્મ રે, ચિંતે ત્યાંહાં બાળા૦
ધરીને મન સારૂં રે, વારૂ હર્ષની રે. ૧૬.
પામી અતિ આનંદ રે, ગુણવંતી નારી,
અહો કામણગારી, શીલ સમારી;
હિવડે પામી રે, પ્રેમ જે અતિ ઘણો રે,
આઠમી નેમ કહે ઢાળ રે, ગુણવંતી નારી,
ત્રીજે ખંડે રે, ઢાળ એ સહુ સુણો રે. ૧૭.

## દોહરા.

પામ્યો કંથ પણ કામની, વાધ્યો વિરહો અંગ;
એક વાસર કયમ નિસરે, પીડે અંગ અનંગ. ૧.
દેવી વચને તે રહી, સ્થિરતા મન વચ કાય;
નવ પદ સાભાવે ભણે, સુખનો એહ ઉપાય. ૨.
એમ કરતાં વાહણ તિસે, પવને કીધ આનંદ;
બીજે દિવસે શેઠજી, નારી ભણી સુખકંદ. ૩.
સુણ્ય નારી તુજને કહું, કોણ પુરૂપ જગ એહ;
જાત હીણ ગુણ હીણ તે, તોશુ રૂપની રેહ. ૪.
તું મુજ પ્રાણપ્રિયા સહી, પ્રમદા હવે તું થાય;
તુજથી અંતર કો નહિ, હોજો એ સુખદાય. ૫.

## ઢાળ ૯ મી.

( છેડો ના જી છેડો ના જી—એ દેશી. )

તું સસનેહી સ્યામા સારી, પ્રેમે ભરી પનોતી;
ગુણવંતી તું ગરવી ગોરી, લાવણ્યરૂપ સજોતી,
પ્રેમે કહેને, હાંરે એવડું શાને કહાવે, નેહ ધરોને. ૧.
દૂજી નારી પ્રેમ પિયારી, તારી તે સહુ દાસી;
તુંમુજ પ્રાણપ્રિયા પરસ્યુંગી, અંગે સંગીત વાસી. પ્રેમે૦ ૨.
મેં તુજ પામી પૂરણ પુણ્યે, સાચી મોહનવેલ;
તોરે સંગે રંગે અભંગે, દુઃખને ઠેલો મેલ. પ્રેમે૦ ૩.
રાણી મનમાં બોલને જાણી, વાણી જંપે એમ;
પાપી પ્રાણી સબલ વિનાણી, એવું ભાખે કેમ,
મનની કહોને, અલવે શાને બોલાવો એમ કહોને. મનની૦ ૪.
પરદ્રોહીને મોહે મેલા, વરશી તે ગતિ તેને;
નિપટ લાલચી નિપટ લોભી, નારી છે દિલ જેને. મનની૦ ૫.
તેં મુજ પતિને નાખ્યો ઉદધિ, ઉલટી બુદ્ધિ ઉપાવે;
એ કરમે મરમે નવ પાલે, લીલા રંગ સ્વભાવે. મનની૦ ૬.
હું મદમાતી છું ધણિયાતી, વાળ ન વાંકો થાયે;

મૂકીને છેડો એહ પછેડો, નીવેડો હવે થાયે. મનની૦ ૭
જે હોય પિયારી નારી નરને, સામું પાપે ભરાયે;
છેહડો લાગે ભીખને માગે, આગે સુખ નવ થાયે. મનની૦ ૮.
આપણી છાંડી ચાહે પરની, રાતો થઇ જે રાચે;
પાપનો સંચો પૂરો મેલે, દુઃખ મંદિરમાં માચે. મનની૦ ૯.
પરની નારી સંગ બહુલો, દુર્ગતિમાં દુઃખ વેદે;
પરમાધામી પાપી તેને, શસ્ત્રે કરીને છેદે. મનની૦ ૧૦.
તું મુજ આયત હમણા આવી, જો કહ્યું નવ માને;
તો ગતિ એ છે તારા પિયુની, કહીએ છે સાચી તાને. મનની૦ ૧૧.
એવી વાતે ખાંપણ તુજને, તું મુજ બંધુ સમાન;
ક્રોધે કરી તન પૂર્યું એહિ, કામાતુર એક વાન. મનની૦ ૧૨.
નભમંડળ તવ છાયું અભ્રે, દામનીના ઝમકારા;
ગુડુડુગાજ કરે ઘનઘોરો, વરવા શબ્દ અપારા. મનની૦ ૧૩.
તડિત શબ્દ બહુ તડતડે, ઘુણ વાયુ ઘુમાન;
એવે રાત્રે જલધિ ઉલટયો, યમ રાત્રિ સમ જાણ. મનની૦ ૧૪.
બાવનવીર ચોસઠ જોગણીઓ, સાથે વળી ક્ષેત્રપાળ;
આવી ચક્રેશ્વરી એવે સાથે, ધર્મતણી રખવાળ. મનની૦ ૧૫.
લેઇ અસિને દોડી રંભા, મારણ શેઠને કાજ;
શરણે પેઠો સતીને જઇને, રખો સાચી તમ લાજ. મનની૦ ૧૬.
રે રે પાપી તુજને મૂકયો, સતીના પદ પરભાવે;
દેઇ શીખામણ દેવી તેને, વહેલી થાનક જાવે. મનની૦ ૧૭.
વ્યવહારી તે બીતો વારૂ. ત્યહાં તે ન બતલાવે;
પ્રેમ ધર્યો તે પચ્છન્ન રીતે, આરતિ રૂદ્ર વિભાવે. મનની૦ ૧૮.
મન લાગ્યું જે માનવ માટે, મૂકયું તે ન મૂકાયે;
નેમવિજય કહે ઢાળ એ નવમી, સુણતાં ભાવટ જાયે. મનની૦ ૧૯.

## દોહરા.

પ્રવહણ પવને પૂરિયાં, આવ્યાં ભરૂઅચ તીર;
કુશળ નાળ મૂકી ભલી, લંઘી ઉદધિ નીર. ૧.

રાજ કરે રાજા ભલો, સુખદાઇ શિશુપાળ;
કનકસેના તસ ભારજા, પટરાણી સુકુમાલ. ૨.
ત્રિલોચના છે તેહને, બેટી ગુણની ગેહ;
કળા ચોસઠ ચતુરા ભરી, યૌવન વેષે જેહ. ૩.
આપો શેઠ વધામણી, લઇ આવ્યા સહુ સેણ;
નારી રંભા સારખી, નિરખી સહુએ નેણ. ૪.
ચમક્યા કામી હિયડતે, ધમક્યાં ધરમી મન;
એ એવી ગુણની ભરી, સુકુલિની સુપ્રસન્ન. ૫.
ભવ્ય કહે અમ અંગના, પરણી રાજનધીય;
સહુ સુણી સુખ પામીઆ, ઉત્તમ એનો જીય. ૬.
વાત વધી તે નગરમાં, પરણ્યો રાજકુમાર;
અહો અહો પુણ્ય એહનું, ન મળે આ સંસાર. ૭.

## ઢાળ ૧૦ મી.

( મોરા સ્વામિ હો, શ્રી સીતળનાથ કે— એ દેશી. )

હવે વાહાણ હે, આવ્યાં તેણે નેર કે, હુવાં એ હરખ વધામણાં;
તેણે મૂકી હે, ત્યહાં કુશળની નાળ કે, ધડડડડડ ગાજે સોહામણાં. ૧.
જન જોવે હે, ઉભા નિજ ગેહકે, આવશે વા'લા વાટડી;
શેઠ કામદત્ત હે, આવ્યો સહુ જાણુ કે, ધનતણી લેઇ ગાંઠડી. ૨.
ભલા રત્નવતી હે, સજ્યા શણગાર કે, જિનવંદન ભણી નીસરી;
જન દેખી હે, પદે એ કુણનાર કે, ભાખે શેઠની સુંદરી. ૩.
હૈયા માંહે હે, હુવા લોક હેરાન કે, એણી રૂપે કામની;
પુણ્યેથી હે, પાયો એહ કે, વાણી સુણી તે લાજની. ૪.
સીધી ચાલી હે, તેહજ દરબાર કે, રાજા ચિત્તમાં ચમકિયો;
જંપે પુત્રી હે, નેહે બોલાવે ભૂપ કે, રૂપે કામ રતિ હારિયો. ૫.
જંપે જોવના હે, નિસુણો તમે તાત કે, વાત કહું વારૂ પરે;
મુજ પતિને હે, નાખ્યો ઉદધિ માંહે કે, જલ વધતે પૂરણ ભરે. ૬.
વળી કરવા હે, ચાહે નિજ નાર કે, અધમ પુરૂષ જગ એહ છે;
અબળાતણું હે, બળ યહાં નવ કોય કે, કહિયું નહિ કે'શો પછે. ૭.

સાંભળી રાજા હે, એમ વચન વિકાર કે, પહોચાડી નિજ મંદિરે;
તમે રહેજો હે બેટી સુખ ઠામ કે, પ્રેમ ધરીને પેરે પેરે. ૮.
ત્યહાં કામદત્ત હે આવ્યા લેઇ ભેટ કે, શીશ નામે ભક્તિએ ભલે;
ક્રોધ કરીને હે, કહે નરપતિ વેણ કે, રે રે દુષ્ટ પાપે ચળે. ૯.
કબજ કીધા હે, સહી વાહાણ શેઠ કે, નાખ્યો કષ્ટને પાંજરે;
ઘર લુંટયા હે, મુવા પરિવાર કે, રાખ્યા નહિ તસ અંતરે. ૧૦.
ઘણું રત્નવતી હે, કરે જીન ધર્મ કે, મર્મ મિથ્યાતના ટાળી કરી;
ત્રિલોચના હે, રત્નવતી દોય કે, નેહ વાધ્યો બહુ દીલ ધરી. ૧૧.
નિત્ય કરતી હે, આંબળ તપ સાર કે, આવસ્યક દોય ટંકનાં;
નવ પદનો હે, જપતી જાપ કે, પાપ ટળે સર્વ અંગનાં. ૧૨.
પિયુ સંભારે હે, વીસરે નહિ નેહ કે, ધ્યાન ધરે જ્યમ યોગીશ્વરી;
બાપીયડો હે, જેમ મેહશું તાન કે, રત્નવતી રહે દીલ ભરી. ૧૩.
દુઃખ વારણ હે, કહે રાજકુમાર કે, દુઃખ ન આણીએ એહવું;
હોયે સરજ્યું હે, કુણ મેટણ કે તેહકે, શંકાસમકિત જેહવું. ૧૪.
તે તહાં બોલી હે, રત્નવતી સોય કે, વાલાં દુઃખ છે માટકાં;
કેમ ખમીએ હે, ગમિયે કેમ રાત કે, ઘાત દરદ જે ખોટકાં. ૧૫.
ખારો ખાટો હે, સર્વ તજ્યો આહાર કે, ભૂમિશયન જે આદરી;
મન વચને હે, કાયા પ્રીતમ! રાખ કે, આ તમને એમ અનુસરી. ૧૬.
ઢાળ દશમી હે, ભાખું શુભ વાણ કે, નેમવિજય મુખ ગહગહી;
તમે સુણજો હે, ભાવે ભવિક લોક કે, આગે વાત હોય તે લહી. ૧૭.

## દોહરા.

અહનિશ જઇ વંદન કરે, નગરે શ્રી જિનદેવ;
પૂજા ભક્તિ બહુ ભાવના, બહુ પેરે સારે સેવ. ૧.
દૈય કુંવરી ચૂકે નહીં, નવ નવ કરતી કેલિ;
કુંવરી કહે કોઇ વારતા, કથા ચરિત્રને ભેળિ. ૨.
ચંદ્રગુપ્ત રાજાતણું, ચરિત્ર સુણો એક ચિત્ત;
પડતો દેવે કર ધર્યો, રત્નતણે જે વિનીત. ૭.
ધુલારાપુર પટ્ટણે, (તેણે) મૂકયો લેઇ તેહ;
દિવ્યાભરણે શોભતો, કુંવર કળાનો ગેહ. ૪.

હરિષેણ રાજા ત્યાં ભલો, કમળપ્રભા પટનાર;
હંસાવલિ તસ નંદિની, અલિ અપ્સર અવતાર. ૫.
વીરધવલ મંત્રીશ્વરો, હેમવતી પિયુ જાસ;
કામવતી તસ અંગજા, જોવન કરે નર આશ. ૬.
માંહોમાંહે પ્રીતડી, એક જીવ તન હોય;
કામવતી હંસાવલિ, ભેદી ન શકે કોય. ૭.

## ઢાળ ૧૧ મી.

( મારા નાકનો મોતી લાવજો રાજ—એ દેશી. )

કુંવર તે મનમાં એમ વિચારે, કેણી દિશ હવે જાઉં.
વસ્તી પામું જો વાડ વેહેલો, ભૂખ તૃષાને છિપાઉં લાલ,
જો જો અચરજ જે હોવે હો લાલ. ૧.
વીરધવળ મંત્રી તસ વાડે, બેઠા માંડવી પરિવારે;
આવતો બોલાવ્યો આપણી મોજે, દીઠો નિરૂપમ જ્યારે લાલ,
જો જો અચરજ જે હોવે હો લાલ. ૨.
અનુપમ અંગે ભૂષણ શોભિત, સુગુણ પુરૂષ જગસારે;
મન બહુ દેખી મન લપટાણું, લોભી તે એમ વિચારે લાલ,
જો જો અચરજ જે હોવે હો લાલ. ૩.
વીરધવલને કુંવર બન્ને, મળિયા અંગ બે બીડી;
સાચા સ્નેહી પુરાતન પ્રીતે, રતિરસ કરતા બીડી લાલ,
જો જો અચરજ જે હોવે હો લાલ. ૪.
તું મુજને મળ્યો પુણ્ય સંજોગે, કીધા મેં બહુ ધર્મ;
નિમિત્તીએ કહ્યો દિન આજ એ રૂડો,ટાળ્યો દુઃખનો મર્મ હો લાલ,
જો જો અચરજ જે હોવે હો લાલ. ૫.
કામવતી અમ નંદની નીકી, રાખી તાહરે કાજે;
અમચા મનનો મનોરથ સીધ્યો, કીધો કાજ અવાજે લાલ,
જો જો અચરજ જે હોવે હો લાલ. ૬.
એમ કહેતાં તે મંદિર પહોચ્યો, દોએ દિલ ભરપૂરે;
ધૂતારાપુર નામ સુણીને, કુંવર ચિંતે ગુણ ભૂરે લાલ,
જો જો અચરજ જે હોવે હો લાલ. ૭.

કામવતીએ લાજ કરી બહુ, કામવતી ગઇ દુરે;
હંસાવલિને વેગે બોલાવી, બેહેનર પાપ નિહુરે લાલ,
જો જો અચરજ જે હોવે હો લાલ. ૮.
રત્નપુરૂપ શશિ બાનુ જ્યોતિ, પુરૂપ આણ્યો મુજ તાતે;
તેહતણો વધ હોસે વરવો, પાપ ઘણું એ વાતે લાલ,
જો જો અચરજ જે હોવે હો લાલ. ૯.
હું કુળખંપણ કારજે કહે, નારીપણું જે પામી;
પુરૂષબહુની થઇ ધણિયાણી, એ માનવ ભવ ખામી લાલ,
જો જો અચરજ જે હોવે હો લાલ. ૧૦.
હાથે કરીને મારવો પ્રીતમ, કૂડ કપટ જે કમાઇ;
તો કહે શું હું જઇશ લુંટી, માનવ પ્રાણ ગમાઇ લાલ,
જો જો અચરજ જે હોવે હો લાલ. ૧૧.
તાતને વચને મેં બહુ માર્યા, રત્ન પુરૂપની જોડી;
તોય તેહનો ન આવ્યો છેહલો, જારીને દુઃખ તન ખોડી લાલ,
જો જો અચરજ જે હોવે હો લાલ. ૧૨.
દેખો દોલતનો જે દાતા, રંભતણો વર એહ;
ઉલસે તન મન પેખી જેહથી, જંતુ જીવાડણ જેહ લાલ,
જો જો અચરજ જે હોવે હો લાલ. ૧૩.
પ્રચ્છન્ન રીતે પ્રેમ ધર્યો એ, આવી દેખી કુમારે;
હંસાવલિ મન હરખ ઘણેરો, વરિયો એણે અવતારે લાલ,
જો જો અચરજ જે હોવે હો લાલ. ૧૪.
તું મત મારે એહને બેહેની, એ મુજ જીવન પ્રાણ;
મેં દિલ ધરિયું થઇ ધણિયાતી, તું તો જાણી મ જાણ લાલ,
જો જો અચરજ જે હોવે હો લાલ. ૧૫.
એમ કહીને પહોતી મંદિરે, કામવતી વરકન્યા;
નવલ આભૂષણ વેશ બનાયા, દેખી તે ધન્ય ધન્યા લાલ,
જો જો અચરજ જે હોવે હો લાલ. ૧૬.
ઢાળ અગ્યાર રચી નિરૂપમ બોલી, પ્રેમદા પરજિવ ભેલી;

નેમવિજય કહે આગળ જાતાં, દૂધ સાકર કરશું ભેળી લાલ,
જો જો અચરજ જે હોવે હો લાલ. ૧૭.

## દોહરા.

વીરધવળ મંત્રી ત્યહાં, માંડે બહુ ઉછરંગ;
ઝાંગી ઢોલ વાજે ભલાં, આરમ કારિમ ચંગ. ૧.
નવરાવ્યો નીરે કરી, ભકત્યે કીધાં ભોજ;
પ્રીતમ મનશું ખેલતાં, લેતાં બહુ પેર મોજ. ૨.
મંત્રી જંપે કુંવરજી, અમચી નંદિની એક;
નિમિત્તિયો આવ્યો ઇહાં, વિદ્યાવંત વિવેક. ૩.
તેણે કહ્યું મુને મુદા, જલધિ મંડે તીર;
પ્રાત સમે નર આવશે, પુરૂષોત્તમ વડ વીર. ૪.
દીન લગ્નનો આજ છે, આવ્યા જોતાં વાટ;
પરણો પ્રેમ ધરી કરી, ટાળી સર્વ ઉચ્ચાટ. ૫.
હરખ થયો હૈડે ઘણો, પામી એવા બોલ;
પણ છે કાંઇક વારતા, જૂઠા કરે કલ્લોલ. ૬.
સાર્ધ પ્રહર જામની [તણો], વીત્યે કર્યો વિવાહ;
કરમેળો બહુ પેર કર્યો, ધરતા મન ઉત્સાહ. ૭.

## ઢાળ ૧૨ મી.

( કરડો ત્યાં કોટવાળ—એ દેશી. )

પેહો ભુવન મોઝાર, અતિ અજવાળે સુંદર ઓરડી જી;
ચિહુ દિશે ચાર ચરાખ, સેજ સમારી ત્યહાં વર ગોરડી જી. ૧.
છપ્પર મોટી ખાટ, શીશ પછેડી પુરાતન પાથરી જી;
બોલ્યો કુંવર તે વાર, કેમ ઉલઝાણી સોહગ સુંદરી જી. ૨.
કેમ તુજ વદન વિચ્છાય, દિસે છે કેમ આમણદૂમણી જી;
વદે તવ નારી ઉત્સાહ, પિયુજી ઉઠાવો સેજ સોહામણી જી. ૩.
કુંવરે ઉપાડી તામ, પ્રેમે પછેડી તેહ દૂરે કરી જી;
દીઠો ભૂમિ ઘર કૂપ, દુરગંધી ગો અહીમડ સંધરી જી. ૪.

કહો નારી તમે વાત, એહ કમાઇ કરમને આદર્યો જી;
આદિ હુતી અધિકાર, સચિવ વેશ્યાએ પાંતરો જી. ૫.
ઇણી પુરે સીતા વેશ, રામતણી છે સહી છત્રધારિણી જી;
જીવિત ભેદનો ભેદ, રાયમંત્રી એ બહુ સુખકારિણી જી. ૬.
વીરાં ડોકરી એક, નિવસે જિનવર ધર્મની શ્રાવિકા જી;
દયાતણી જમ ટેક, દેવગુરૂને ધર્મ વ્રત ભાવિકા જી. ૭.
ઇણપુરે જિનપ્રસાદ, દ્રવ્ય અછે તેહનું મંત્રી ધરે જી;
તેણે પાપે મહારાજ, દ્રવ્ય નાહૂં લેઇને પુર બહુ પરે જી. ૮.
અન્ન ઉદકનો નાશ, ધરાપતિ તાત (બહુ) નિર્ધન થયા જી;
માંડયું પાપે મહારાજ, કંઇ નરનારીનાં ધન લુંટિયાં જી. ૯.
વેશ મંત્રી નૃપ પાપ, વેર વણ પ્રાણે મારે જે પ્રાણિને જી;
વેંચે ત્રણ સમ ભાગ, મારી નરને ધન બહુ આણિને જી. ૧૦.
ત્યમ જે નગરના લોક, પાપ તાપ થકી વસમા ઘણા જી;
પરભવકેરે પ્રતાપ, અનાથપણે થઇ દુર્ગતિ ભામણાં જી. ૧૧.
કંઇ એણે નર કોટિ, હોમ્યા હોશે હરખ ધરી મને જી;
તું મુજ પ્રાણઆધાર, જીવનજી છે તું માહરે મને જી. ૧૨.
દેખી ઉલ્લસી દેહ, પ્રેમ વાધ્યો છે પ્રીતમ માહરો જી;
આ ભવે તું ભરતાર, મેં કર ધરિયો પલ્લવ તાહરો જી. ૧૩.
સમશા મંત્રી તામ, દ્વાર ઉઘેરે પૂરવની પરે જી;
બોલ્યો કુંવર તે આમ, કામ ઇહાં અવસર એ કરે જી. ૧૪.
લાજીને ગયો ઠામ, કુંવરી મનમાં થઇ હરખિત બહુ જી;
સુંદર બિછાઇ સેજ, હરખ ધરીને રંગે રમે બહુ જણાં જી. ૧૫.
આનંદદાઇ અંગ, સુખ પામ્યાં ઘણું ભીમર ને ભામિની જી;
સરખો મળ્યો તસ સંગ, સુખ વિલસે ને ઉલસે જાની જી. ૧૬.
વનિતા વિવિધ વિલાસ, આનંદ પામ્યાં ત્યહાં આપણાં જી;
લલના લીલના હાસ, હુઆં હરખતણાં વધામણાં જી. ૧૮.
સાંભળતાં સહુ (લોક), સુખ દુઃખ ટાળે સહુને મને જી;
બારમી સોહેળ ઢાળ, નેમવિજય કહે સુખ વહેજો તને જી. ૧૮.

---

# ખંડ ૪ થો.

## દોહરા.

શ્રીહીરવિજય સુરીશ્વરો, જગી ગુરૂ જસ નામ;
પ્રેમે પ્રણમું પદકમળ, પામું વાંચ્છિત કામ. ૧.
રાજસુતા હંસાવળી, સખીપણું તે સાથ;
મોહી તમનું પેખીને, ઘર પહોત્યો નિજ નાથ. ૨.
વિષય સુખ વિલસે ઘણાં, નરનારી ઉછરંગ;
વીતી રંગે રાતડી, માચ્યો અંગ અનંગ. ૩.
મંત્રી જોવે વાટડી, બહુપેર કરતા સાન;
ભાનૂદય ઉઘાડિયું, ઘર ભણી શુભ જ્ઞાન. ૪.
તાત ભણે પુત્રી ભણી, એ જીવ્યો કુણ કામ ?
કામવતી કહે માહરો, એ છે આતમરામ. ૫.
એ મેં માર્યો નવ મરે, હોજો જોડી અખંડ;
માતપિતા પરણાવિયો, તેણે મુજ અતિ ઘમંડ. ૬.
ખુશી થયાં માતાપિતા, દેખી રૂપ જમાઇ;
કમળ સુકોમળ દેહડી, આંખડી તેજ સવાઇ. ૭.
સંધ્યા સમે કુંવર તદા, આભૂષણ ધરી અંગ;
સીતા મંદિરે સંચર્યો, જઈ બેઠા તે સંગ. ૮.

## ઢાળ ૧ લી.

( વા'લોજી વાયછે વાંસળી રે—એ દેશી. )

વેસ્યાએ આદર બહુ દિયો રે, બેસાર્યો શુભ ઠામ;
અંગે આભરણ શોભતાં રે, બહુ લક્ષણ ગુણધામ. વેસ્યાએ૦ ૧.
સાંજ પડી રવિ આથમ્યો રે, રજનીતણો જે અંધાર;
લલિત તમસ શોભા લહે રે, તમરાં કરે ઝણુકાર. વેસ્યાએ૦ ૨.
કુંવર પ્રત્યે કહે કામની રે, તું મુજ મોહનવેલ;
તુજ દર્શન ઘણું વાલહો રે, તું તનમન રંગરેલ. વેસ્યાએ૦ ૩.

રે'જો યહાં તમે મંદિરે રે, લેજો મન વિશરામ;
લાલચી છે કોઇ કામની રે, કરી આવું તેહ કામ. વેસ્યાએ૦ ૪.
એમ કહી ઓરડે ગઇ રે, કીધું રાસભ રૂપ;
કુંવર જોવે તવ પૂઠથી રે, નિરખે તેવું વિરૂપ. વેસ્યાએ૦ ૫.
નર ઘાલ્યા કંઇ ઓરડે રે, દેખી પદનો પ્રહાર;
આભૂપણુ ઓરાં ગ્રહી રે, માર્યાં પુરૂપજ ચાર. વેસ્યાએ૦ ૬.
રૂપ કરતું ફરી રાક્ષસી રે, ભક્ષણ કરે નરમાંસ;
હા હા કુંવર મુખ બહુ લવે રે, દયા નહિ જશઅંશ. વેસ્યાએ૦ ૭.
કુંવરે આરાધ્યા દેવતા રે, આવ્યા વ્યંતર તામ;
શિર નામી ઊભા કહે રે, તેડાવ્યા કુણ કામ. વેસ્યાએ૦ ૮.
વેસ્યા વેલી વળી થઇ રે, ઉડી આપ આકાશ;
કુંવર થયો તવ પૂઠળે રે, કૌતુક જોવા આશ. વેસ્યાએ૦ ૯.
મા'તી મશાણની ભૂમિકા રે, તેડ્યા વીર બાવન;
કેડ ચોસઠ્ય જોગણી રે, આવી આપ આસન. વેસ્યાએ૦ ૧૦.
દીધાં ભક્ષણ નરતણાં રે, પામ્યા બહુલ સંતોપ;
ખરમુખા! કહે વૃદ્ધ જોગણી રે, પાપતણો કરે પોપ. વેસ્યાએ૦ ૧૧.
બાકુળ એવો અમભણી રે, તેં નવ દીધ કદાય;
માગે તે દેઉં તુજને રે, મન ચિંત્યો વર પાય. વેસ્યાએ૦ ૧૨.
વેશ કહે મા માહરે રે, મોટી અછે એક હુંસ;
સુવર્ણ સિદ્ધિ દ્યો દાનથી રે, બળિ દેઉં તમ પુંસ. વેસ્યાએ૦ ૧૩.
આજ જે આવ્યો આપણે રે, પ્રાહુણો પ્રમોદ;
મુજ ભુવનમાં મૂકિયો રે, આતમ હોશે ઉમોદ. વેસ્યાએ૦ ૧૪.
કોલ દિયો તસ જોગણી રે, ચાલ્યા સહુ વનખંડ;
ભુવન અછે તેણે સ્થાનકે રે, શશિવરણે પરચંડ. વેસ્યાએ૦ ૧૫.
પાયે પડી સહુ જોગણી રે, મળિયાં ભેટાભેટ;
આજ પવિત્ર તમ દેખતાં રે, ખંત કરી દુઃખ મેટ. વેસ્યાએ૦ ૧૬.
કુંવર વહી ત્યાં આવિયો રે, નજરતણો રસ ખેટ;
હેજ ધરી નારી તદા રે, અવલંબિત પ્રિયનેટ. વેસ્યાએ૦ ૧૭.

વેશ્યા રમે વન ખંડમાં રે, યોગણી કેરે સાથ;
કુંવર બેઠો નારી કને રે, દેવ કરે સહુ હાથ. વેશ્યાએ૦ ૧૮.
કહે નારી પિયુ પરણીએ રે, મ કરો હવે વિલંબ;
મુજ બંધવ દોય આકરા રે, કપટી ક્રોધી ને સુંબ. વેશ્યાએ૦ ૧૯.
કુંવર ભણે કુણ તું અછે રે, કહે નારી સુણો વાત;
પરણીને પિયુ પૂછજો રે, બહુલો છે અવદાત. વેશ્યાએ૦ ૨૦.
માંડી કળશને મોહશુ રે, પરણી પ્રેમદા કોય;
જાતિને ભાતિ જાણી નહિ રે,હવે અચરજ જુઓ હોય. વેશ્યાએ૦ ૨૧.

## દોહરા.

શાશ્વત છે વૈતાઢ્ય ગિરિ, તેમાં ઉત્તર શ્રેણ;
સાઠ્ય નગર અતિ શોભતાં, ઉપમા દીજે કેણ. ૧.
હેમપુરી છે ત્યાં કણે, હેમરથ નર રાય;
હેમશ્રેયા નારી ભલી, સુજશ જાસ સવાય. ૨.
લીલાવતી તસ સુંદરી, દોય પુત્ર વળી જાસ;
મણિચૂડ રત્નચૂડ બે, યૌવન વયે પ્રકાશ. ૩.
હેમરથ નૃપ અન્યદા, નિમિત્ત પૂછ્યો જે વાર;
હોશે કોકુપતિ અંગના, તે કહિયે સુવિચાર. ૪.
જ્ઞાની જ્ઞાન કહ્યું લહી, સિંહરથ નંદન સંત;
ગુપ્તચંદ્ર ચઉ અક્ષરે, પતિ હોશે પુણ્યવંત. ૫.
બંધવ બોલે માહરા, એમ ન કીજે વાત;
અમ બેહેની ખેચર વિના, કુણ પરણે કરી ખ્યાત. ૬.
તાતે છોડી ઇહાંકણે, ઘણીવેળા ઘણીવાર;
બંધવ બે ઇહાં આવશે, સબળો લેઇ પરિવાર. ૭.

## ઢાળ ૨ જી.

( મારગડામાં જોઉં છુ આવે પ્યારો કાન – એ દેશી. )

ગગને તેણે પ્રસ્તાવે જી, આવે ખેચર નામ,
નભમંડળ નર છાવે જી, વૈરતણો ગ્રહી ઠામ;
ચતુરંગી જ્યાં સેના જી, પાર ન પામે કોય,

લઢવાનાં મન જેનાં જી, ક્રોધ કરી અંગ માંય;
બોલે નભચર નભથી એવું, જીવતો જાજે લેઇ પ્રાણ. ગગને૦ ૧
એ કન્યા નથી તારી જી, કહિએ વારંવાર,
વાચા કહુંછું મારી જી, વેણે વેણ પ્રચાર;
રાંક સમો કુણ તું છે જી, કહિયે વારંવાર,
ન કહ્યું કહોશ વળી પછે જી, વેણે વેણ પ્રચાર;
કરૂણા આવે છે કાયર દેખી, કુંવર થયો હેરાન. એ કન્યા૦ ૨
પંથી હું છું વારૂં જી, શું માનો મન જોર,
નહિ હું તમ દેઉં સારૂં જી, ગાજ્યો જ્યમ ઘનઘોર,
કરૂણા આવે અમને જી, શું માનો મન જોર,
સાળા જાણી તમને જી, ગાજ્યો જ્યમ ઘનઘોર;
એ હરિણાક્ષી હેડ વા'લી, પરણી પ્રેમ સંપ્રદાય. પંથી૦ ૩
જે હું તમને મૂકું જી, કરૂણા આણી અંગ,
ક્ષત્રી બિરદ ન ચૂકું જી, બેહો નારી સંગ;
રવિ શશિ પેર હું રસિયો જી, મોહન નારી સંગ,
એને મન હું વશિયો જી, જેવો કેતકી ભૃંગ;
પરણી આપું જો નારી તમને, જગત શોભા કયમ થાય, જે હું૦ ૪
એ વચને રસ ચઢિયા જી, ખેચર રોષ ભરાય;
કુંવર ભણી જઇ અડિયા જી, રાતી દૃષ્ટિ કરાય.
ખડ્ગ લેઇને ધાયા જી, નવલો ક્રોધ ભરાય;
નૃપ પાસે વહી આવ્યા જી, જાણી જે જમરાય,
વ્યંતર સોળ શત કુંવર વારૂ, ઉઠ્યા સબળ અવાજ. એ વચને૦ ૫
માંહો માંહે ઝુઝે જી, બોલે તીખી વાણ,
મરતાં કોઇ ન બુઝે જી, હોય સુભટની હાણ;
ચંડમુંડ પડે ધરતી જી, કરતાં ખેંચાતાણ,
નીક રક્ત વહે નરતી જી, મૂકે શરા બાણ,
હુક કરે કે માર મુખ બોલે, દીન કહે જીવ રાજ. માંહો૦ ૬
કંઇક મુખ પોકારે જી, દીજે દાન દયાળ,
રાખો અમને મારે જી, હોવે હવે દયાળ;

મોટા માર નિવારે જી, ટાળો દૂર જંજાળ,
સોભાગી સુખકારી જી, એ વેળા અસરાળ;
અતિ વિદ્યા તે ખેચરે સાધી, વિજ્ઞપ્તિ ગુણધામ. કંપક૦ ૭
વ્યંતર શત સહુ નાઠા જી, જોતા પુઠ ન કોય,
નાઠા જાવે રૂઠયા જી, સુગુણિયા સહુ હોય;
કુંવરને અચરજ હોવે જી, જગતિ ચિત્રને જોય,
સઘળું કૌતુક જોવે જી, કાંઇ અણુરો જોય;
દેવ પ્રગટાવ્યો માણિકકેરો, ઉઠયો ઉદ્ધત રે નામ. વ્યંતર૦ ૮.
આછેટે અકળાયે જી, પ્રગટી પાવક જ્વાળ,
વિદ્યા આકુળ થાયે જી, તેથી બળ અસરાળ;
વ્યંતર પાછા આવે જી, જે હુતા વિસરાળ,
ખેચર પૂઠે દેવાલે જી, સુર મોટી વિકરાળ;
ઉઠયો કુંવર તે દોયને પકડયા, મણિચૂડ રત્નચૂડ દોય. આછેટે૦ ૯.
વિદ્યા નભચર દૂરે જી, દેખી કુંવર દિદાર,
નાઠી બળને ચૂરે જી, પોટે પુણ્ય પ્રચાર;
ગોળા નાળી પ્રહારે જી, મુઇ વેશ્યા તેણીવાર,
ભાવિ કોણ નિવારે જી, જાણે સહુ સંસાર;
ચોસઠ જોગણી નાઠી તતક્ષણ, અશરણ ગઇ ત્યાંહાં એક. વિદ્યા૦ ૧૦.
ચોથી નરકે પોતી જી, પાપની કોશા તેહ,
કપટતણો ઘટ દોતી જી, પાપે દુર્ગતિ ગેહ;
માંસે ગતિ હોય નીચી જી, માનો સાચું એહ,
પણ નહિ ગતિ ઉંચી જી, પાપ ન કરશો કોઇ;
ચોથા ખંડની બીજી ઢાળે, નેમવિજય કહે નેહ. ચોથી૦ ૧૧.

### દોહરા.

કુંવરે છોડયા દો ભણી, નારી બંધવ જેહ;
કરૂણા આણી અતિ ઘણી, દાખીને બળ દેહ. ૧.
તે પણ પ્રણમે પદકમળ, વિમળ મતિ મન આણિ;
એહો મનડે ભાઇ ત્યમ, ગરવો તે ગુણ ખાણિ. ૨.

ખમજો અવગુણ અમતણો, મોટા તમે મહંત;
પોત્યો હજી પુણ્ય માહરો, તમ શું સંગમ સંત. ૩.
પેહેલાં તો નવ ઓળખ્યો, તેણે ખેલ્યા વિપરીત;
સંપતિ સમયે અમ મને, તમશુ બાંધી પ્રીત. ૪.
અમ બન્ને પૂરવ કિયો, સાંચેલો જિન ધર્મ;
તેણે પતિ તુજ પામિયો, રાખી દ્વય કુલ શર્મ. ૫.

## ઢાળ ૩ જી.

( ઘેર આવો જી આંબો મોરિયો—એ દેશી. )

હરખિત થઇ તવ હાજરે, સહિ દીધી સોય કુમાર;
કુંવરને જઇએ જી ભામણે. આંકણી.
તુજ કુળ આદિત્ય તું સહી, તું તો સોમશશિ અનુસાર. કુંવરને૦ ૧.
એટલે હેમરથ આવિયો, ત્યાંહાં સબળો લેઇ પરિવાર;
આવી વીર વધાવિયો, મન આણી પ્રેમ અપાર. કુંવરને૦ ૨.
ખેચર સુત ખેચર ભણી, જઇ પ્રેમે કીધ પ્રણામ;
અજવાળ્યા એણે કારજે, વળી રાખ્યા ખગચર મામ. કુંવરને૦ ૩.
હયવર તે સહી હીંસતા, આપ્યા પંચસયા વર જેહ;
આપ્યા દ્વય શત સુંદર, તસ મદઝરતા દ્વીપ જેહ. કુંવરને૦ ૪.
મણિ માણિક મોતી ઘણાં, તેમ રત્નતણી બહુ રાશ;
ખાટ તળાઈ દીપિકા, વર આપિયાં એમ ઉલ્લાસ. કુંવરને૦ ૫.
વારાંગના વરભૂપતિ, લેઇ દીધી જેણે પંચવીશ;
આપી એમ સંતોષિયો, કહે આજ્ઞા સબળ વહીશ. કુંવરને૦ ૬.
અમે અહી નિજ નંદિની, હેજે ભીડી આપણે અંગ;
લહે જ્યો દિન સુખભણી, હોજ્યો તમરંગ અભંગ. કુંવરને૦ ૭.
દીધી શીખ સોહામણી, બેટીને બહુપેરે આપ;
આજ્ઞા માગી કુમારની, સર્વ દૂર કરી દુઃખ વ્યાપ. કુંવરને૦ ૮.
વહિયા ગગને વિદ્યાધરો, જાણે પંખી તણી હાર;
ચંદ્રગુપ્ત લીલાવતી, વેગે આવે નગર મોઝાર. કુંવરને૦ ૯.
વેશ્યા મંદિર સંચર્યા, લીધા તે પલંગ વિશ્રામ;

સંચ્યું પુરાતન ધન લિયું, જાણે એહજ મંદિર સ્વામ. કુંવરને૦ ૧૦.
લીલાવતી છોડી ત્યાંહાં, નિજ રામા સુંદર તેહ;
પહોત્યો મંદિર મંત્રીને, સઘળું લેઇ ધન એહ. કુંવરને૦ ૧૧.
આપ આવ્યો વળી કોશવે, લીધી વળી સુસાર;
પ્રાતર મંદિર મંત્રીને, વહી આવ્યો વેગે કુમાર. કુંવરને૦ ૧૨.
કામાવતીને મંદિરે, ત્યાંહાં આણી હંસાવળી તેહ;
કામવતીને એમ કહે, કહું બેની સાંભળ એહ. કુંવરને૦ ૧૩.
મેં વરિયો વર સુંદરો, સહી બોલીને પોત્યો કેથ;
સાંજ સમે પુરી મધ્યે, ગયો નવી જાણિયે એથ. કુંવરને૦ ૧૪.
આવશે હવે મંદિરે, હું તો જોઉંછું તેહની વાટ;
દીઠા હોય તે નારિયે, એ કુંવર ભલે રે ધાટ. કુંવરને૦ ૧૫.
રાયસુતા હંસાવળી, હરખી ઘણું નયન નિહાળ;
પ્રભ પ્રગટી દિશ જે હવી, હુઇ તેવી તે ખુશાલ. કુંવરને૦ ૧૬.
દગ સિંચંતી સુધાતણી, અંગના અંગ વાધ્યો અનંગ;
કામવતીએ પ્રેમસુ, બોલાવ્યો ધરી ઉછરંગ. કુંવરને૦ ૧૭.
પ્રીતમ કેવે કારણે, કહિયે પ્રિય રાતની વાત;
કોણ પરણી કુંવરી તમે, કહે કુંવર તવ અવદાત. કુંવરને૦ ૧૮.
એવે સમે હંસાવળી, પોહોચી નિજ તાતની પાસ;
નેમવિજય સુખસંપદા, પામી જે પરમ નિવાસ. કુંવરને૦ ૧૯.

## દોહરા.

હંસાવળી કહે માતને, મંત્રી નંદિની જેહ;
પરણ્યો પતિ પરણાવ મુજ, તેશુ બાંધ્યો નેહ. ૧.
સુતા સુણી મુખ વારતા, તેડાવ્યો મંત્રીશ;
જામાતા જે તમતણો, દાખો વિશવા વીશ. ૨.
મંત્રી સહિત કુંવરજી, પોત્યા ભૂપની પાસ;
દેખી દર્શન રાયજી, અંગે થયો ઉલ્લાસ. ૩.
ભલ આસન ભાવે કરી, બેસાર્યો બક્ષીસ;
લેઉં વારણ અંગનાં, કુંવરે નામ્યું શીશ. ૪.

મંત્રી કહે મહારાજજી, એણી રાતે એ આજ;
પરણી યુધ્ધે ખેચરી, કીધું આપણું કાજ. ૫.
બહુ હરખ્યો મન મહીપતિ, ઉલસ્યાં નેણ ચકોર;
બોલે મીઠા બોલડા, તું તન મન ચિતચોર. ૬.

## ઢાળ ૪ થી.

( મારા નાથજી હો, રાજનગર ઘટાય—એ દેશી. )

પ્રેમ ધરી કહે ભૂપતિ જી, પરણે રાજકુમાર,
કુંવર કહે કયમ પરણિયે જી, રાજ નથી નિરધાર;
એહ રાયજી હો, રાજ વચન સુણેય. ૧.
સભા સહુ સન્મુખ થઇ જી, જોવે રૂપ કુમાર;
રાખ્યું અંગ છૂપાવીને જી, માનું કામકુમાર. એહ૦ ૨.
કામે પીડિત અંગના જી, નિરખે રૂપ નિહાળ;
પ્રચ્છન્ન ધરી અતિ પ્રેમને જી, અંગોપાંગ વિશાળ. એહ૦ ૩
કુંવરતણે તવ બોલડે જી, મૌન કરે મહીપાળ;
હંસાવળી હરખે કરી જી, બોલે વેણ રસાળ. એહ૦ ૪.
એહજ પ્રીતમ આદરયો મેં, આખે એણે અવતાર,
મેં વરિયો વર ઉમંગે જી, અવર નહિ સંસાર;
મોરા તાત જી હો, રાજ વચન સુણેય. ૫.
મન માન્યું ઘણું માનની જી, રહ્યું મન લોભાય;
માતા વે'લી હોઇજે જી, ગોગે રહિયું ન જાય. મોરા૦ ૬.
પરણાવો પતિ પ્રેમશુ જી, મત કરજો હવે ઢીલ;
આવે અવસર આપણે જી, લીજે સુંદર લીલ. મોરા૦ ૭.
કરી દંતુશલ નીકળ્યા જી, સતીએ બોલ્યા બોલ;
તપન ઉગે જો પશ્ચિમે જી, સતિયાંકેરા ચોલ. મોરા૦ ૮.
કુંવર એકાંતે તેડિયો જી, પૂછે કુળ વરતંત;
આખો સહુ તમે આપણે જી, સઘળો ઇતિહ સંત. મોરા૦ ૯.
તિલંગ દેશ તિલકાપુરી જી, સિંહરથ છે ત્યાંહાં રાય;
રત્નમાલા પટરાગની જી, તેહ છે મોરી માય. મોરા૦ ૧૦.

વિદેશ જોવા ભણી નીકળ્યો જી, બેઠા પ્રવહણમાંહ્ય;
હું આવ્યો સચિવ ઘરે જી, ઓળખિયો ચિત્તચાહ. મોરા૦ ૧૧.

હેમશ્રેયા એમ સાંભળી જી, પામી અતિ ઉછરંગ;
મુજ બહેની સુંદરી જી, ઉલ્લસ્યા પ્રેમવિહંગ. મોરા૦ ૧૨.

લેઇ લગ્ન પરણાવિયો જી, વાગ્યાં ગુહીર નિઃસાણ;
કર મૂકામણ આપે ત્યાંહાં જી, સુણજો એહ સુજાણ. મોરા૦ ૧૩.

ખંડ ચોથાની મેં કહી જી, ઝળકતી એહજ ઢાળ;
નેમવિજય કહે સાંભળો જી, પાંચમી શ્રવણ રસાળ. મોરા૦ ૧૪.

## દોહરા.

પંચ સહસ્ર હયવર ભલા, ગજવર [વળી] શત તીન;
પંચ સહસ્ર અનુચર ભલા, બળે કરી નહિ હીન. ૧.

પંચ શત કરભાવળી, વેહેલ શકટ ત્યમ દાસ;
પાલખી ભૂષણ પંચ સહસ્ર, આપ્યા લેઇ તાસ. ૨.

દીધાં એના દેખતાં, કીધા કુંવર ખુશાલ;
સકળ દુઃખ દૂરે કરી, પામી પ્રેમ પ્રનાળ. ૩.

તરૂણી તીન કુમાર તે, સાથે કરે સંભોગ;
હંસાવળી હીસે હિયે, જુવતી નાથને જોગ. ૪.

દિન કેતા ત્યાંહાં રહ્યા, કરે કુંવર બહુ કેલ;
પરમેશ્વર સુપસાયથી, નારી નાગરવેલ. ૫.

દેવદ્રવ્ય દેરાં કર્યાં, દયા ધરી પરિણામ;
રાજા સુંસકારા દિયા, ટાળ્યું ધુતારા નામ. ૬.

નાથ કહે નારી સુણો, વેહેલાં થાઓ વિવેક;
શીખ લિયો તમે સાજનો, વેણ અમારૂં એક. ૭.

શીખ લેઇ સાજનતણી, કુંવરે કર્યું પ્રયાણ;
સોપારાપુરપટ્ટણે, આવી કરે મેલાણ. ૮.

છાનો કુંવર કટકથી, મનથી જણાવી વાત;
પ્રાતસમે તે પટ્ટણે, વહિને હાટે આત. ૯.

## ઢાળ ૫ મી.

( મેરે આતમકો આધાર રે—એ દેશી. )

તે અવસર વાજે ત્યહાં રે, ઢંઢેરાનો ઢોલ,
ચોરાશી ચઉટે ભમે રે, બોલે મધુરા બોલ રે:
અંગજ૦ રાજાની.
સોહે રે રૂપે ઇંદ્રાણી, મોહે રે માનવ મદિ માની;
વિષકન્યા સોઇ જાણી રે લાલ. આંકણી. ૧.
નિજનંદિનીને નરપતિ રે, વિષભક્ષણ કંઇ દીધ;
ન મૂઇ નારી તે થકી રે, પામી ન એકો સિદ્ધ રે. અંગજ૦ ૨.
પૂછે કુંવર તે પ્રેમશુ રે, વાંચ્યો તેહ વૃત્તાંત;
વિષકન્યા કેમ જાણિયે રે, આણિયે એવી ભ્રાંત રે. અંગજ૦ ૩.
કહિયે સાંભળો તસ કથા રે, જન્મી માત જે વાર;
વધતી કલા વર વેલ જ્યું રે, ગોરી મોહન ગાર રે. અંગજ૦ ૪.
સુવરણ વાન સોહામણી રે, કામી મોહન કાય;
બાલયૌવન બાળા થઇ રે, રમવાને જંગલે જાય રે. અંગજ૦ ૫.
વનખંડે વનિતા વડી રે, ખાંતે ખેલતી ખેલ;
મેવા મિઠાઇ મોદશુ રે, ખાવે ગાવે ગજ ગેલ રે. અંગજ૦ ૬.
તરૂણી તરૂણપણે થયો રે, થાકી વનખંડ લંઘ;
વદને બીડી વર પાતની રે, સૂતી નિદ્રાને સંધ રે. અંગજ૦ ૭.
પંકજ ચૂ મુખ પ્રેમદા રે, વિકસ્યું પૂનમચંદ;
ગમ્મ નહીં ધારે ઘણું રે, બાળા ગુણની વૃંદ રે. અંગજ૦ ૮.
તાતભણી વા'લી ઘણું રે, માતાને સુખકંદ;
પય સાકર પ્રત્યૂષમાં રે, શ્યામા પીવે આનંદ રે. અંગજ૦ ૯.
તે દિનથી તે તારૂણી રે, ઉપરતણી વૃદ્ધિ હોત;
નારી સંગે નિશિ રહે રે, આણે તેનો અંત રે. અંગજ૦ ૧૦.
ભય આણી મન ભામની રે, રક્ષક કો નવ જાય;
ભોળી ભોળા ભોળાવે રે, જુગતે નેવ કહાય રે. અંગજ૦ ૧૧.
કો અવસર ઇહાં આવિયો રે, ઔષધવેદી આમ;
નામ સુખ્યાત વસ્તપતિ રે, પહોત્યો રાજાને ધામ રે. અંગજ૦ ૧૨.

કુંવરી ભુવને વૈદ્યને રે, લેઇ આવ્યો ભૂપાળ;
રજની વાસે રાખિયો રે, વૈદ્યક મન જંજાળ રે. અંગજ૦ ૧૩.
દૂરથકી દેખે રહ્યો રે, રોગતણાં આચર્ણ;
કપટ નિદ્રાએ નિહાળતો રે, સાંભળે સાસદે કર્ણ રે. અંગજ૦ ૧૪.
પ્રમદા વશ પંથી થયો રે, ડસીઓ કુંવરી એણ;
પ્રાતઃસમે પરજાળિયો રે, જીવ ગયો ત્યહાં તેણ રે. અંગજ૦ ૧૫.
અંત કરે વાસો રહે રે, એવી તસ પરતીત;
મહાજશ નામે મહીપતિ રે, ચિંતા ધરે બહુ ચિંતરે. અંગજ૦ ૧૬.
અનંગ સેના રાણી અતિ રે, શોક ધરે છે શરીર;
નંદની જે રતિ સુંદરી રે, ઝુરી નાખે નીર રે. અંગજ૦ ૧૭.
દોહલો છે સંસારમાં રે, વહેવો લોક કલંક;
પ્રીત ધરે ન કો તેહશું રે, પૂરવ કર્મનો અંક રે. અંગજ૦ ૧૮.
આશા સહુને સરખી રે, નિર્મળ રાખી નીત;
નેમવિજય કહે સાંભળો રે, ઉત્તમ તે કરે હિત રે. અંગજ૦ ૧૯.

## દોહરા.

રજની વાસો જે રહે, આણે તેનો અંત;
મરણ ભયથકી માનવી, દૂરે દેવ રહંત. ૧.
ભૂપતિએ ભામિની ભણી, કીધો વિષ ઉપચાર;
મારી ન મરે માનની, રૂઠયો જશ કિરતાર. ૧.
રાજા રંગે એમ કહે, આલે બહુલે પ્રેમ;
વળી માગે તે દે ઉપરે, અનુચર કહિયું એમ. ૩.
અરધ રાજ્ય કુમારિકા, કામનીતણું કલંક;
ટાળે તેને નરપતિ, માગ્યું દે નિઃશંક. ૪.
બીડો ગ્રહિયો બોલીને, ભટ વિનત્રિયો ભૂપાળ;
પરદેશી કો પ્રાહુણો, કરૂણા કરે કૃપાળ. ૫.
ભલ આસનને મોકલે, તેડાવ્યો નર રાજ;
ભૂપત દેખી ભૂધણી, કાજ થયો મુજ આજ. ૬.
સાંજ સમે તે સજ થઈ, પોંહ્તો પ્રમદા ગેહ;
દેખી નારી દિલ ઠરે, રતિ રમણવર એહ. ૭.

મન વિંધ્યું તન ગહગહ્યું, ઉલ્લસ્યાં નયન ચકોર;
માનનીને મનમથતણા, સેવક કરે બકોર. ૮.
કંચુક કસ છૂટી તદા, વ્યાપ્યો અંગ અનંગ;
તેણે અવતારે આદર્યો, પ્રીતમ પ્રેમ પયંગ. ૯.

## ઢાળ ૬ ઠ્ઠી.

( શેરી માંહે રમતો દીઠો—એ દેશી. )

મહાજશ રાજાની આજ્ઞાએ પહોંચ્યો, રતિ સુંદરીને મહોલે રે;
દૂરે બેઠા સાથકી સાહસી, વચનામૃત રસ સોહેલે રે. ૧.
રતિ સુંદરી રંગે એમ બોલે, સેજ સુકોમળ બેઠી રે;
કામલતા માનું મોહનવેલી, પ્રેમને મંદિર પેઠી રે. રતિ૦ ૨
અનુચર મનમથ કેરા આગે, ઓળગ કારણ પહોત્યા રે;
છૂટ્યા જલધર યૌવન જલધી, ઉર્મી થયા તસ વધતા રે. રતિ૦ ૩.
સા કહે નિસુણો સુંદર સજ્જન, વાત કહું સવિ માંડી રે;
તમ દીઠે તન ઉલસ્યું વિહસ્યું, મદને લાજ તે છાંડી રે. રતિ૦ ૪.
વિષમ યોગે વરવી વનિતા, કરમ તણી જે કરણી રે;
મુજ વતી માનવ ભૂપ વિનાસ્યા, પાપતણી એ ભરણી રે. રતિ૦ ૫.
હું તમ દાસી, પ્રેમની પ્યાસી, એહ કલંક મુજ ટાળો રે;
બીડો ગ્રહિયો જો બોલ ગ્રહીને, તો ક્ષત્રિયવટને સંભાળો રે. રતિ૦ ૬.
વિવિધ વાત વિનોદે વામાએ, યામની રાત્ર ગમાવી રે;
આકુળ થઇને પ્રેમ લાવીને, ઉન્માદી લય લાવી રે. રતિ૦ ૭.
કપટ નિદ્રાએ સૂતો કુંવર, આચરણ આપ વિલોકે રે;
મુખ વિકાસ્યું કુંવરી તત્ક્ષણ, વિષધર દીઠો વિવેકે રે. રતિ૦ ૮.
બાહિર મુખ વિકાસ્યું કાળું, વેગે સન્મુખ આવ્યો રે;
રોષે કરીને રાતાં લોચન, દંખ દેવાને ધાયો રે. રતિ૦ ૯.
આતુર ત્યાં થઈ શસ્ત્રનો શૂરમી, વિપરીત કર્યો જીવહૃત રે;
નિદ્રા ગઇ તવ બેઠો દીઠો, પિયુમણિ આણ્યુ સંયૂત રે. રતિ૦ ૧૦.
નયણે નિહાળ્યો નૂરસનૂરે, વામા મોહ નિવાહી રે;
જેઠીઉધાન જ્યમ ઉદધિ ઉલટ્યો, કોણ રહે કહો સાહી રે. રતિ૦ ૧૧.

સારે પાસે સોગઠાં હરખે, સરખે સરખાં રમતાં રે;
નયનામૃત પ્યાલો ભરભરીને, પ્રીતે પ્રેમને જમતાં રે. રતિ૦ ૧૨.
ધણી પામી જે ધન્યપણું ગણતાં, પ્રાત થયો સુખદાઇ રે;
નેમવિજય કહે નારી નર દોયે, પામ્યાં હરખ સવાઇ રે. રતિ૦ ૧૩.

## દોહરા.

મહાજશ રાજાતણા, સુભટ છૂટ્યા તતકાળ;
દાધુ દેવા દાધને, દ્વાર ઉભા સમકાળ. ૧.
કરતા દેખી કેલ તે, મનમાં હવો અચંભ;
પેહેલાં તો માણુસ મારતી, શુદ્ધ ન હોતી દંભ. ૨.
તાક્યાં હાડ હવે તારુણી, માર્યો પુરૂષ રતન;
તો જઇ રાજા વીનવાં, વારૂ કીધ વચન. ૩.
સુભટ જઇ ભુપાળને, તેડી તેથ મંત્રીશ;
વિલોકન કરવા માનવી, આવ્યો ત્યમ અવનીશ. ૪.
દીરઘદરશી રાજવી, નિસુણે કાનને માંડ;
નરનારી રમતાં થકાં, અવલોકે દુઃખ છાંડ. ૫.
દ્વાર ઉઘાડી ભૂધણી, પેઠા મંદિર માંય;
હરખ્યો હૈડે અતિઘણો, વદન વિલોકે ત્યાંય. ૬.
મંદિર હુતા મહીપતિ, આવે સભા મોઝાર;
નૃપ પૂછે કેલ વાતડી, કુંવર વદે સુકુમાર. ૭.

## ઢાળ ૭ મી.

( વીર સુણો મુજ વિનતિ, રાગ ધોરણી—એ દેશી. )

રાય જંપે સુણો નર તમે, મુખ બોલો હો, તુમચો અવદાત;
વાંકાં વેણ ન કાઢીયે, સુગુણા જેહ હો, નીગુણા નવ થાત. રાય૦ ૧.
પાણી પીને ઘર પૂછિયે, એમ ન્યાયે હો, કેમ હોવે જી ન્યાય;
પંચ માંહે નવ પામિયે, જશ સારો હો, જગમાંહે પસાય. રાય૦ ૨.
મરકલડે અધિપતિ કહે, કુણ માટે હો, મન આણો સંદેહ;
અમ પુત્રી તમ દાખશું, મુખ બોલીયા હો, એણી જીભડી જેહ. રાય૦ ૩.
આચરણે તુજ ઓળખ્યો, ઢાંકયો કયમ રહે હો, કોઇથી નરસુર;

પ્રગટ કરે જે પંચમાં, તુમ અમચે હો, વધતો નેહનૂર. રાય૦ ૪.
તિલંગદેશ તિલકાપુરી, ભાખી સઘળી હો, નિજ વાત સંભાળ;
ગજન બહુ ચિત ચમકિયો, હૈયે હરખીયો હો, પામી પુણ્યની માળ. રાય૦ ૫.
એની અંગજ ઓળખિયો, મામે મન હુતી હો, ભીડિયું દૃઢ અંગ;
સાહેલી એ સસનેહશું, ભાગી ભાવઠ્ય હો, થયો દુઃખનો ભંગ. રાય૦ ૬.
લગન લેઈ લીલા વરી, પરણાવિયો હો, રતિ સુંદરી રંગ;
હય ગજ રથ હાથી ઘણા, દીધા દાયજો હો, આપણા મન સંગ. રાય૦ ૭.
મણિ મોતી ને હીરડા, સેજ તળાઇ હો, આપિયાં દિલ ભાય;
સોહવે ગાઇ ગીતને, બોલાવી હો, વિનતા સુખદાય. રાય૦ ૮.
કટક તેડાવ્યું ધરાધણી, વનહુતિ હો, નિજ નગર મોઝાર;
દેખી ઋદ્ધિ દિલ ભાવિયો, મહી મોટકો હો, એ ભાગ્ય કુમાર. રાય૦ ૯.
માતુલે મન આણી કરી, પદ દીધું હો, તસ રાયાં રાય;
ખરચ્યાં ધન બહુ ખાંતશું, વર તુરને હો, નિઃસાણ ધુરાય. રાય૦ ૧૦.
ઘર ઘર રંગ વધામણાં, લિયે ભામણાં હો, અનંગ સેના નાર;
બંદીજન બિરૂદાવળી, બહુ બોલતા હો, મુખ જયજયકાર. રાય૦ ૧૧.
વાસર કેતા રહી ત્યાંહાં, અનુક્રમે હો, કુંવરે કીધ પ્રયાણ;
તાતે શીખ દીધી ઘણી, નિજ નંદની હો, તેહ કીધ પ્રમાણ. રાય૦ ૧૨.
હય ગજને પાયક ઘણા, મુખ ગણતાં હો, નવ લાભે પાર;
સીમાડા સહુ દેખતાં, પદ પ્રણમે હો, કરે સેવના સાર. રાય૦ ૧૩.
શીખ લેઇ સાજનતણી, નૃપ પ્રગટયો હો, પંથે ચલિયો જાય;
દેશ નગરને લંઘતો, આનંદભેર હો, હવે ભરૂઅચ પાય. રાય૦ ૧૪.
ઢાળ કહીએ સાતમી, સુણો શ્રોતા હો, વક્તા કરે જે વખાણ;
નેમવિજયે નેહે કરી, ધન્યાસીએ હો, ધન્ય કોટી કલ્યાણ. રાય૦ ૧૫.

## દોહરા.

અનુક્રમે ભરૂઅચ ગયો, પામ્યો પરમાનંદ;
પ્રત્યક્ષ તીરથ પામિયો, નિરૂપમ નયનાનંદ. ૧.
સબળો ગઢ રાજે જ્યહાં, પેઠો નગર મઝાર;
સેના મૂકી વેગળી, અંગે આનંદકાર. ૨.

જોતાં ચઉટાં ચાંપશું, હાટતણી ત્યમ શ્રેણ;
દેવળ અજિત જિનેંદ્રનું, આવ્યો કુંવર તેણ. ૩.
ભાવે શ્રી ભગવંતને, વંદન વિનય વિવેક;
વીતરાગના પદકમળ, વિમળ સકળ ધરિ ટેક. ૪.
પંથીને આધારકો, દેવળ કે પોશાળ;
વળી કુંભારાં ઘર ભલું, નિરંતે કરી નિશાળ. ૫.
દેરે બેહા ઘણાં પતિ, ભાવે ભાવના સાર;
તેણે સમે રાજા ઘરે, બેઠી રાજકુમાર. ૬.
વાટ જુવે વાહાલાતણી, ગોખે બેઠી નાર;
રત્નવતી રંભા જસી, વિલખા કરે હુન્નર. ૭.
વિરહઅગ્નિ છે જગતમાં, ( વગિ ) વિશેષે વામાય;
નરભ્રમર જગ સંસ્તવ્યો, તેણે દાઝે તસ કાય. ૮.
તરૂણી કહે ત્રિલોચના, યોવન તૂ મ મ ઝૂર;
શું હોવે દિલ તાહરે, પેઠી દુઃખને પૂર. ૯.

## ઢાળ ૮ મી.

( આંગુ આંગણું પિયુ રમિયો—એ દેશી. )

કુંવરી કહે એમ ન કીજે, વિરહે કરી કાયા છીજે;
સાજનિયા વળી વળી ભીજે રે, સુણ બેહેની. ૧.
ગરવી તેહ ગોરી બોલે, વિરહે કરી દેહી ડોલે;
દીઠા ઇંદુ પાંડુર ઓલે રે, સુણ બેહેની. ૨.
ચાંદલિયો પાંડુર કાય, મુજ બેહેની તે સમજાય;
કે લાગી એને બલાય રે, સુણ બેહેની. ૩.
ચાંદલીયો વિરહી નારી, એહ મેં નમી મોહનગારી;
તેણે કીધી રાતી કારી રે, સુણ બેહેની. ૪.
હોય વિરહી પાંડુર દેહી, તસ શોભા દીજે કેહી;
તરૂણી તન દુઃખ જોહી રે, સુણ બેહેની. ૫.
દીસે જે સૂકો પલાશ, નહિ પૂરો તેમ ઉલ્લાસ,
શોકી કરેય વિશ્વાસ રે, સુણ બેહેની. ૬.

ઝુરે દિન ને રાતડિયાં, ન નિસુણે કો વાતડિયાં;
સૂકે મુખ પાંખડિયાં રે, સુણ બ્હેની. ૭
તુજ નારીનો વિરહો ચંદા, તેણે તું આદોહિ મંદા;
વિરહી દુઃખ તન ફંદા રે, સુણ બ્હેની. ૮.
પદ્મનીને મનમથ પીલે, વિરહાનલ માંહે ઝીલે;
સહિયે બહુ પેર ડીલે રે, સુણ બ્હેની. ૯.
જેહના મન માંહી ચીંચે. તેહ અંગ અંગેતર સીંચે;
પેટ દુખે આંખજ મીંચે રે, સુણ બ્હેની. ૧૦
અન્ન ને ઉદક નવ ભાવે, પ્રીતમ તે ક્ષણ દિલ આવે;
બહુ દુઃખ જીવ જગાવે રે, સુણ બ્હેની. ૧૧
પ્રેમ પ્યાસી પ્યાસ ન છીપે, વામાને વિર્જાગજ દીપે;
મરણ ભણી કુણ જીંપે રે, સુણ બ્હેની. ૧૨
સહી કળિયું કાંઇ ન જાવે, ક્ષણ માંહી વરસ સમાવે;
કોઇ રૂઠને નાહ મનાવે રે, સુણ બ્હેની. ૧૩
જેમ વેદના ધાયરી ધાવે, તે તો જનને આપ કહાવે;
કહે કેહને કહિયું ન જાવે રે, સુણ બ્હેની. ૧૪
મનડાની મનડું જાણે, જો તે આવે પ્રીતમ ટાણે;
તો સઘળી વાત વખાણે રે, સુણ બ્હેની. ૧૫
વરવા છે યૌવન વેષા, લાગે જે પગ પગ દોષા;
સુણી આણે આતમ રોષા રે, સુણ બ્હેની. ૧૬
જેમ ઘેલી સૂને ચિત્તે, ઉર માંહિ માતડી હિતે;
કેમ રહિયે નિર્મળ નીતે રે, સુણ બ્હેની. ૧૭
પરદેશે જે સહી જાવો, ત્યાંહાં આપણો કરિ બિડાવો;
પ્રીતમે હોવે સુખ વાવો રે, સુણ બ્હેની. ૧૮
માતા ને બંધવ બ્હેની, સાસુ સસરા જેઠજ જેની;
બહુ રાખવી શંકા તેની રે, સુણ બ્હેની. ૧૯
સુખ દુઃખની પ્રીતમ માને, બીજાશુ હેત ન છાને;
કહું કેટલું બાઇ થાને રે, સુણ બ્હેની. ૨૦
વેહેલા થઇને વિષ પીજે, નાહ વિના કહો કેમ રહીજે?

પરાણે સહીઓ સહીઓ સહીજે રે, સુણ બેહેની. ૨૧
દીજે દેવને કેવા દોષા, ઉપજે જે હૈયે અંદોશા;
સહેવા સમરના સોપા રે, સુણ બેહેની. ૨૨
નિસાસા બહુ મૂકીજે, પિયુ વિના કેમ રહીજે ?
નખરો નેહ વહીજે રે, સુણ બેહેની. ૨૩
કેહને કહે આગે પોકારૂં, હટકીને મન એહ વારૂ;
કામ અનલ કિયું ધૂતારૂં રે, સુણ બેહેની. ૨૪
ભરતા વણ કો દુઃખ ભાગે, મન તો વા'લાશુ લાગે;
વિરહ વ્યથા વાયુ વાગે રે, સુણ બેહેની. ૨૫
મેહલો એ કામનો વરશી, પ્રલી ત્યાં અંકુશ ફરશી;
કુમલાણી રામાનીરસી રે, સુણ બેહેની. ૨૬
આપ સ્વારથને જે સાધે, પિયુડા થકી લીલા લાધે;
એ તો નેમે સવાઇ સુખ વાધે રે, સુણ બેહેની. ૨૭

## દોહરા.

માનની લાગી મોહની, મોહનકેરી વાટ;
ક્ષણ ક્ષણ વા'લીમ ખરખરે, ઉખરડી જ્યમ ખાટ. ૧.
અંગ અનંગે ઉલસે, વામા પાડી વાટ;
સ્મર વિયોગ વિપકામની, લાગ્યો કરણ નિરાટ. ૨.
મેવા મીઠાઇ સકળ, સુખડીઆંરા થાટ;
વા'લા વિણ તે વીસર્યા, ધરટી જેવા ઘાટ. ૩.
ગાહા ગૂઢા કવિતા ધર, સરસ ગીત વર નાટ;
નાહ વિહોણી નારીને, વહેવું બારે વાટ. ૪.
આદરમાન મંદ બોલણું, પ્રેમ વણજનું હાટ;
વા'લમ વિણ તે વીસર્યાં, દિલહુતી ગહેગાટ. ૫.
હસન ખેલન પ્રેમ પતિ, યૌવન ગુણ અલંકાર;
મોહનથી જળ વીછર્યાં, સહેવી કુંતામાર. ૬.
કામિની કરૂણા નવ હોયે, કામી ન જપે જાપ;
કામી ધરમનો ગુણ હરે, કામી કરવત આપ. ૭.

જો મુજ પ્રીતમ નહિ મળે, તો લઉં સંયમભાર;
એ વણ એક ન નિપજે, અણમળિયાં ભરતાર. ૮.
મનવેદન મનમાં રમે, રત્નવતી કહે એમ;
ડાબું લોચન ફરકિયું, હરખે આણ્યો ક્ષેમ. ૯.

## ઢાળ ૯ મી.

( ઉંબરીઆને કંઇ ગાજે હો, યાણી રાણી વદચુઇ—એ દેશી.

તન તન ફરકયું ત્યહાં તેમ, તેમજ ફરકયા હો, સસનેહી નયન સોહામણાં;
કટિ ફરકી કુમ પ્રેમ, અધરને ફરક્યા હો, સસનેહી જંઘા તેતણાં. ૧.
ત્રિલોચના કહે તામ, વિરહવિગુણી ચરણા હો, એની છોડી દિયો પરી;
સામું જુવો છ આમ, ચાલો જિન યાત્રા હો, જઇએ અતિશે ખપ કરી. ૨.
સોળ કરી શણગાર, પદ્મની બહુ પ્રેમ હો, ચતુરાઇ ગજગતિ ગેલશુ;
સાથે બહુ પરિવાર, હસતી રમતી રાણી હો, સાજનને નિજ મન મેળશુ. ૩.
પેઠી ભુવન મઝાર, જિનવરને બહુ પ્રેમે હો, વંદન બેહુ ચોંપશુ;
તું સરજ્યો કિરતાર, સાજનિયો સલુણો હો, તુંહી જગગુરૂ જોપશુ. ૪.
દીઠો ત્યાં ભરતાર, હરિલંકી હરિણાક્ષી હો, સસનેહી તન ધન ઉલ્લસ્યાં;
મેળ્યો સહી કિરતાર, મનહ મનોરથ હેજે હો, સસનેહે ચિત્ત આવી વસ્યા. ૫.
જાણે હૈયડલાનો હાર, મોહનીએ મદમાતી હો, જિનનું વંદન વીસર્યો;
માને સફળ સંસાર, વિરહાનળ તે કામની હો, અંગથી વહેલો નીસર્યો. ૬.
નયન સજળ સંજોગ, ધન જ્યાંહાં બહુ તુઠ્યા હો, તન જે નવ પલ્લવ થયાં;
સુંદરી નાંઠા શોગ, ભોગી સંભોગના હો, તેમ વળી દુ:ખ દોહગ ગયાં. ૭.
આવી તત્ક્ષણ લાજ, ઘુંઘટને પટ ઓઢે હો, મોટે કુંવર વેધિયો;
સીદ્ધયાં સઘળાં કાજ, કામણગારી તે પ્યારી હો, સંગતિ દેવ સાધિયો. ૮.
દીઠી કુંવરે નાર, મનમાંહે એમ ચિંતવે હો, જિનનું ભુવન નિહાળિને;
રખે હોવે દોષ લગાર, એણે સ્થાનકે બહુ પ્રાણીહો, શિવ ગયા પાપ પખાળિને. ૯.
ત્રિલોચના તત્કાળ, કુંવરને દીઠો નયને હો, સસનેહી સુંદર પ્રેમ તે;
વાધ્યો કામ જે બ્યાળ,અનિમિષ આંખડી જોતી હો, સસનેહે એકણુ જેમતે. ૧૦.
વિહસ્યો વદન વિકાર, ઉલ્લસ્યું હૈડું હેજે હો, વધિયો પ્રેમ ત્યહાં ઘણો;
પદ્મની તે બહુ પ્યાર, તે મનશુ કરિ વરિયો હો, ધરિયો પ્રીતમ આપણો. ૧૧.

મન વચન ને કાય, લય આણી લલનાએ હો, ત્યાંથી જે હાલે નહિ;
રહિયું દિલ લોભાય, અમૃત વર વર્ષણ હો, દર્શન દેખી ગહગહી. ૧૨.
નેમ કહે સુણો જાણ, કુંવરીને મન વા'લો હો, વસિયો રુચિયો ભામની,
માણિ સુખની ખાણ, ઢાળ બોલી એ નવમા હો, વિસમી કામન કામની. ૧૩.

## દોહરા.

પ્રેમ લહ્યો મન પદ્મની, રત્નવતી ભણી એમ;
કહે બેહુની કયહું નર ભણી, દેખી વાધ્યો પ્રેમ. ૧.
રામા રત્નવતી કહે, મુજપતિ એહ મયાળ;
પામી પૂરવ પુણ્યથી, તૂઠ્યો દીનદયાળ. ૨.
મન વેધાણું માનની, ઉભી જ્યમ ચિત્રામ;
જાણી અવજ્ઞા જિનતણી, વહિયો બાહિર તામ. ૩.
આવી માલણ તે સમે, છાબ ભરી બહુ ફૂલ;
અચરજ એક ત્યાંહાં હતું, તે સુણજો કહું મૂલ. ૪.
છાબ ગ્રહી ત્રિલોચના, પ્રેમેશુ પૂજંત;
ફૂલ મધ્ય રહી નાગણી, તે નવ જાણે તંત. ૫.
નાગણે ડશી ત્રિલોચના, મૂર્ચ્છાણી તત્કાળ;
સેવક આવ્યા રાયના, શોકી મુખ સમકાળ. ૬.
નયન નિહાળી નરપતિ, ચિંતા ચિત્ત ધરંત;
હૈડું ફાટે પ્રેમભર, હા હા મુખ ઉચરંત. ૭.
ઢંઢેરો દેવરાવિયો, આપું આધું રાજ;
પરણાવું વળી એહને, એમ બોલે મહારાજ. ૮.

## ઢાળ ૧૦ મી.

( સેલા મારૂના ગીતની દેશી. )

ભૂપતિ ભૂપતિ હે, મંત્રીશ્વર સાંભળો વાત,
વેહેલુંને વજડાવો સચિવ વર ઢોલને જી;
કહેજો કહેજો હે, પુત્રી તન સહુ અવદાત,
કુંવરીને જીવાડે વાલેશ્વર બોલને જી. ૧.
ગુણવંત ગુણવંત હે, તેહ નર જગમાંહે જાણ,

પરને ઉપકારીઆ પ્રેમશું કાજ કરે જી;
નર ભવ નર ભવ હે, ભલ વર તે શું જાણુ,
આપનું ને પરનું જે, નરેશ્વર ચિત્ત ધરેજી. ૨.
અનુચર અનુચર હે, નવ વધ્યા શીશ નમાય,
પૂંઠ ને ઢંઢેરો જે, જલદશો ધ્રુમતો જી;
ચઉટે ચઉટે હે, બહુ નર જાણી સમજાય,
કરવાને હો કારજ મંત્રીશ્વર કરમતો જી. ૩.
ભમતો ભમતો હે, ચઉટા માંહિ કરેય પોકાર,
આવે ને હો જાવે કંઇ નર પેખવા જી;
હોંસશું હોંસશું હે, ત્રિક ચત્વર નૃપ લાર,
ખુશી મુખ ખલક આવ્યા ત્યહાં દેખવાજી. ૪.
આપશે આપશે હે, મહારાજ અરધલે રાજ,
જો કોઇ હો જીવતી કરે નૃપનંદની જી;
બોલિયો બોલિયો હે, સારૂં સહુ મનતણાં કાજ,
ખાંતિને પૂરે હો વાલેશ્વર આશની જી. ૫.
એમ કહી એમ કહી હે,ચઉટામાંહે તેહ ભમાય,
પળિયા હો, સહુ નિજ મંદિરે જી;
તન માંહે તનમાંહે હે, હુવાં જેહ વદન વિચ્છાય,
વાત વિચારી હો, કરે નૃપ બહુ પરે જી. ૬.
દિન વળી દિન વળી હે,બીજે તેહ શ્રીમહારાજ,
ઢંઢેરો ફેરાયો હો, જે ચોહટ ભમે જી;
બીજાને બીજાને હે, દિન ગમિયો વણુ કાજ,
નૃપને બેટીતણો હો, ચિત્ત માંહે ઘણું સમે જી. ૭.
તેમજ તેમજ હે, ત્રીજો જવ આવિયો દિહ,
રાય ઢંઢેરો ફેરાયો ચઉટા ભણી જી;
કુંવર કુંવર હે, તે હજી અકળ અબીહ,
બીડુંને ગ્રહિયું હો, મતિ તેની ઘણી જી. ૮.
કહેજો કહેજો હે, રાજાભણી તમે સહી જાય,
અરધને હો, રાજ્ય દેજો પુત્રી આપણી જી;

કરજો કરજો હે, પછી તમ મનમાં સુહાય,
વેગેને હો, સુબટે દીધી વધામણી જી. ૯.
મહીપતિ મહીપતિ હે, તૂઠયો જન દીનદયાળ,
આજને વૂઠ્યો હો, અમીવર મેહુલો જી;
આવ્યો આવ્યો હે, ત્યહાં કણે સોઇ કૃપાળ,
મહીપતિજી હો, આપે અતિશે આદરભલો જી. ૧૦.
જળમાં જળમાં હે, આપણું તે હાવિયું રતન,
રાજનની હો કુંવરી ત્યહાં જીવતી થઇ જી;
નેમ નેમ હે, વિજય કહે સાંભળો વાત,
દહી દારિદ્ર દેહથી આપદ ગઇ જી. ૧૧.

## દોહરા.

પાયું પાણી પૂમડે, ચેતન થયું શરીર;
મૂર્છા કુંવરી ઉતરી, નાખ્યો શીત સમીર. ૧.
દેખી નયને નરભણી, ઉલસ્યાં નયન ચકોર;
દેરે વરિયો દેખિયો, કાળજા કેરી કોર. ૨.
રત્નવતીનો રમણ એ, મુજ પતિ એહ મહંત;
પામી પૂરણ પ્રેમથી, ગરવો ને ગુણવંત. ૩.
રાજા રંગે રતિ કરે, બોલ્યો મધુરી વાણિ;
પરણો પદ્મની પ્રેમશુ, હેડ હિત બહુ આણિ. ૪.
કહે કુંવર સુણો રાજવી, જાતિ કુળ નવ પાય;
પ્રાણે કરી પરણે નહિ, કીધા ક્રોડ ઉપાય. ૫.
રત્નવતી ત્યાંહાં રમણકો, નિસુણે અવધિવૃત્તાંત;
જૂઠું પ્રીતમ ક્યમ ચવે, અજાણ થઇ અસંત. ૬.
રાજાને જઇ વીનવે, મુજપતિ એ ગુણ ખાણિ;
આજ મળ્યો સહી વીછડયો, આણ્યો કરમે તાણિ. ૭.

## ઢાળ ૧૧ મી.

( મૃગાનેણી થારે હે કોડડે—એ દેશી. )

સાહિબ તારે કારણે, મેં તો જોયા દેશ વિદેશ,

રાયના કુંવર વાંકાં હે, વચન ન બોલિયે;
હું જાઉં તુમચે ભામણે, મેં તો કીધલા બહુલ અંદેશ,
રાયના કુંવર વાંકાં હે, વચન ન બોલિયે. ૧.
ભૂપતિ મુખશુ એમ ભણે, પરણી જે પદ્મની પ્રેમ; રાયના૦
મોટાનાં વચન હે સહુ લહે, તેતો જીભે કરી ભાજિયે કેમ. રાયના૦ ૨.
કુંવરી લીલા હે તાહરી, મેં તો જોઇ છે નયન નિહાળી; રાયના૦
વાચા સફળ હે તાહરી, તે તો પૂરવ પ્રેમે કૃપાળી રાય. રાયના૦ ૩.
તત્ક્ષણ જોશી હે તેડિયા, લીધાં લગન શોભાય; રાયના૦
ગણક હે જ્યોતિષ જો જો વળી, વિચક્ષણા વેધસવિછાય. રાયના૦ ૪.
ઉત્તમ લગ્ન હે પાયને, જેણે થાપિયા તત્ર ગણેશ; રાયના૦
પાપડ વડીને હે મહુરતી, વર પેહેરિયા ગોરીએ વેશ. રાયના૦ ૫.
ઉગટણાં કરે હે કુમારને, ગાય તે ગોરી નવનવાં ગાન; રાયના૦
મેલડે અંબર હે માચતો, ઘણું ગાજતો ગુણે ગુણવાન. રાયના૦ ૬.
પરણિયો પ્રેમે પિયુ રમણી, કરે કરમૂકામણ તોપ; રાયના૦
અધિપતિ નેહે આપિયાં, હયવર ગજવર ઘોપ. રાયના૦ ૭.
આપિયા સહસ્ર હે ગજઘટા, સુંદર સુધા સોહાય; રાયના૦
સાત સહસ્ર હય આપિયા, જાતિલા સબળ દીપાય. રાયના૦ ૮.
સેજ તળાઇ હે કોડશુ, તેમ દીપિકા થાળી બનાય; રાયના૦
ભૂષણ મણિનાં હેજે જડ્યાં, કંઇ દીધલાં પરમ પસાય. રાયના૦ ૯.
વર વહુ છેડા હે બાંધિયા, પહોચાઇયા ભવન મોઝાર; રાયના૦
રત્નવતી નેહે સાંધિયા, બેહુ મળિયાં કુંવર કુમાર. રાયના૦ ૧૦.
નયન સુજળનો હે, સુધાલિયો, માંહો માંહે હે હરખ ધરાય; રાયના૦
નેમવિજય કહે નેહશુ, સહી પામે પુણ્ય પસાય. રાયના૦ ૧૧.

## દોહરા.

રત્નવતી રંગે તદા, પ્રેમે પિયુ ભણી આમ;
વિરહો વા'લા વીપજે, કાય દિપાવણ કામ. ૧.
વાટ જોતી બહુ વલ્લભા, કબ આવેલો કંત;
પરમેશ્વર મેળો સુપરે, કીધો કરૂણાવંત. ૨.

સાહિબ ઉદધિ સંચર્યા, પરગટ કર્યા વિલાપ;
કામદત્ત કમ જાતિ કે, આવી કીધ અલાપ. ૩.
રાખી શીયલ સુરત્ન એ, ઇણે પુર આવ્યો આપ;
નારી કહી મુજ નિઠુર તે, સારા નગર સથાપ. ૪.
રાય ભણી આવી કહ્યો, સઘળો દુરવદંત;
કામદત્તને નૃપ કર્યો, ધૂરત ધનનો અંત. ૫.
નાખ્યો પદ જંજીર થઇ, થાપ્યો દુખને થાન;
પુણ્ય કર્યું પહેલે ભવે, પામી પ્રીતમ માન. ૬.
કુંવર સુણી કૌતક ઇસો, જોયો કરમનો ખેલ;
રંગ રસ કરતાં જનમની, અનુભવતાં દિન કેલ. ૭.

## ઢાળ ૧૨ મી.

( પાછોલારી પાલી આંબા હોય રાઉલા—એ દેશી. )

( ઓ સખી ઉગ્યો ચંદ કે ચાંદો અમી ઝરે કે—એ દેશી. )

પ્રાત સમે તે કુમાર કે, રાયપે આવિયો રે; રાયપે૦
રાય મળ્યો દરબાર કે, સહુજન ભાવિયો રે. સહુજન૦ ૧.
આપ થયો અનુકૂળ કે, કુંવર દેખી કરી રે; કુંવર૦
લાવણ્ય રૂપ અમૂલ કે, જગ શોભા વરી રે. જગ૦ ૨.
ભૂપ કહે ભૂપાળ કે, મન મીઠું કરી રે; મન૦
માગો આપણે મન કે, હોંસ હોવે ખરી રે. હોંસ૦ ૩.
કુંવર કહે મહારાજ કે, કે'ણુ એક કાજિયે રે; કે'ણુ૦
આપો એ શેઠ આજ કે, વેણુ પતીજિયે રે. વેણુ૦ ૪.
અમ મન એહજ હુંસ કે, સુંસ કરી કહું રે; સુંસ૦
બોલે વચન જે પુંસ કે, પસાય એહ હું લહું રે. પસાય૦ ૫.
રાય કહે સુણો દેવ કે, મત તમે માગજો રે; મત૦
પાપી દુષ્ટ છે દેવ રે, મનશુ તે માનજો રે. મન૦ ૬.
ઇરિયાવહિનો અંત કે, હું એને કરું રે; હું એને૦
પાપી પાપ દુરંત કે, એ ફળ એ ધરું રે. એ ફળ૦ ૭.
વિનવી વિવિધ પ્રકાર કે, ભૂપ આજ્ઞા લહી રે; ભૂપ૦

કાઢયો પંજર બા'ર કે, કુંવરે ત્યાંહાં વહી રે. કુંવરે૦ ૮.
રાય કહે મત લાવો કે, નજરે એ માહરી રે; નજરે૦
કાઢયો દઈ સહુ રાય કે, જીત્યો મતિ તાહરી રે. જીત્યો૦ ૯.
દીધો પ્રવહણ જેહ કે, ધન સહુ આપિયો રે; ધન૦
શેઠ ચિંતે ધન્ય એહ કે, પર ઉપગારિયો રે. પર૦ ૧૦.
આપણું લીધું તેહ કે, દીધું સંભાળીને રે; દીધું૦
કુંવરે વર્યો જસ નેહ કે, ભાગ નિહાળીને રે. ભાગ૦ ૧૧.
રાખિયો નગરમાં શેઠ કે, રાજન વીનવે રે; રાજન૦
આણીને શુભ દ્રેહ કે, કરૂણા અભિનવે રે. કરૂણા૦ ૧૨.
પ્રીતિમતી નિજ નાર કે, વસુમતી કન્યકા રે; વસુ૦
મોહનમંજરી નાર કે, રત્નવતી જિકા રે. રત્નવતી૦ ૧૩.
કામવતી પ્રિય તેમ કે, લીલાવતી ભલી રે; લીલાવતી૦
હંસાવળી બહુ પ્રેમ કે, રતિસુંદરી વળી રે. રતિસુંદરી૦ ૧૪.
આઠ આપણી ત્રિય કે, મેળી ત્યાંહાં કણે રે; મેળી૦
નવમી ત્રિલોચના પ્રિય કે, નિરખે ક્ષણે ક્ષણે રે. નિરખે૦ ૧૫.
હય ગજનાં જે જૂથ કે, પાર ન પામિયે રે; પાર૦
અનંગતણી જ્યાં આથ કે, દુઃખ સહુ વામિયે રે. દુઃખ૦ ૧૬.
વિલસે સુખ સંસાર કે, ભોગ પુરંદરા રે; ભોગ૦
સફળ કરે સંસાર કે, નરનારી વરા રે. નર૦ ૧૭.
નેમવિજય કહે એમ કે, આગે કથા ભણી રે; આગે૦
શીલવતી અધિકાર કે, સરસ શ્રોતા ભણી રે. સરસ૦ ૧૮.

**इति श्री शीलवती महासती चरित्रे चतुर्थ खंडःसमाप्त. ॥ ४ ॥**

# ખંડ ૫ મો.

———:x:———

## દોહરા.

પરમ જ્યોતિ પ્રકાશ કર, આદિ ન જેનો અંત;
ચિદાનંદ અરિહંત ભવિક, શિવદાયી શુભમંત. ૧.
અંધકાર આઠે હર્યા, અશરીરી અર્હંત.
ગરિબનિવાજ ગોડી ધણી, ભયભંજન ભગવંત. ૨.
પ્રણમી પદકજ તેહના, આતમ ભાવ વિશુદ્ધ;
તિલય વિજય સદગુરૂ નમું, કરજો સિદ્ધ ને બુદ્ધ, ૩.
હેમ ખેમ સુખકારિણી, વારતી દુઃખ દુરંત;
હું પ્રણમું પ્રેમકરી, ભારતી ! ટાલણ ભ્રાંત. ૪.
ભવિયા ! ભાવો ભાવશું, શીલવતી સંબંધ;
જેતી વીતી વારતા, પ્રેમે કહું પ્રબંધ. ૫.
ચંદ્રગુપ્તના સંગથી, ગોરી ગરભ ધરેય;
દિન દિન તેજ વધે ઘણું, સોહે વિવિધ પેર તેય. ૬.
સાસુ દાસી વિવિધ પેર, જોતી છિદ્રહ જાસ;
વાત કરે નિશદિન ઇસી, (રે) ગર્ભે બીજો માસ. ૭.
સુંદરી સાથ સહેલિયાં, કરતી સેવ પંચાશ;
શીલવતીની ઓળગે, ધરતી હિયે ઉલ્લાસ. ૮.
એક દિન બેઠી મેહેલમેં, સહિયાં સાથ મેળાય;
સાસુ નિરખે નજર ભરી, એમ ચિંતે તેણે ઠાય. ૯.

## ઢાળ ૧ લી.

( ચુનડીની દેશી. )

રત્નાવળી ચિત ચિંતવે, એહ દીસે કવણ વિચાર રે;
વહુઅર થઇ જે સગર્ભિણી, અકળ થયો એ વિકાર રે. ૧.
સહિ સહેલી કહેસ્વામિની સુણો, તુમચો ઘર પેઠો પયાળ રે.
સાત ચોકી ઘર બંધિયું, જેણે ચઢિયું કલંક કંકાલ રે. સહિ૦ ૨.
રાજભુવનને સંકુલે, ઇહાં કયમ થયું એ અધિકામ રે;

ચાચરડે ચોક્યા છે ઘણી, જ્યાં પુરૂષ ન દીસે ઠામ રે. સહિ૦ ૩.
તિણમાંહિ એક જે ઇમ કહે, મેં તો તુજને કહ્યું સમજાય રે;
તોય તમે માન્યું નહિ, હવે દેખિયાં આવ્યો દાય રે. સહિ૦ ૪.
પ્રથમ માસે સુણો પદ્મિની, ઘણું ગૌરપણું લહે અંગ રે;
કરપદ ને તેમ અંગુલિ, સુણો તેજ વધે તેણે સંગ રે. સહિ૦ ૫.
બીજે માસે હોય માનની, કરપદ જંઘા જે સ્થૂળ રે;
તગતગ મુખ અતિ મરકલે, વળી હોવે કંઠ અમૂલ રે, સહિ૦ ૬.
ત્રીજે માસ ત્યમ તારૂણી, આંખડલી ભારે હોય રે;
ચોથે ચતુરા ગતિ પાલટે, દેહે સાસ ભરાયે સોય રે. સહિ૦ ૭.
પોઢમાસે પોહોતી પાંચમે, ઉલ્લસે હૃદય સ્તન આપ રે;
યૌવન પ્રૌઢ યુવતી લહે, કામે કઠણતા વ્યાપે તાપ રે. સહિ૦ ૮.
છઠ્ઠ છયલને છેતરે, તેમકરે તરે ભાગે તો અંગ રે;
ચેહેન પુરૂષની સંગ તે, કરતી બહુ નવા ઢંગ રે. સહિ૦ ૯.
સુંદરી પહોતી જવ સાતમે, માસે હોવે પાંડુર કાય રે;
અન્ન ઉદક નવિ રૂચે, દોહલા લહે તેણે ઠાય રે. સહિ૦ ૧૦.
ગાત્ર ભંગ હોવે આઠમે, સખિ વચન ત્યાં ન સુહાય રે;
નવમે કામની રતિ લાભે નહિ, દશમે દુર્બળ થાય રે. સહિ૦ ૧૧.
ઓળખી આપણી મતિ થકી, મેં તો થાંને કહ્યું તવ આય રે;
માન્યું ન મતિ આપની, તો તે દેખો હવે જે થાય રે. સહિ૦ ૧૨.
કાજ વિચારી કીજિયે, સહિ રાખિયે તો કુળ લાજ રે;
પસતાવો અવિચારિયે, નવ નીકળે મુખથી અવાજ રે. સહિ૦ ૧૩.
ફરી ફરી નિરખતી લોચને, મનમાંહે હોયે બહુ પન્ન રે;
હા હા રે દૈવે કર્યું કિશું, એણે એહ બિગાડિયું તન રે. સહિ૦ ૧૪.
વચને કરી નૃપ વીનવ્યો, તમ વહુએ નિપાયું કાજ રે;
ચેતો ચેતો નૃપ ચિત્તમાં, ટાળી છે એણે તમ લાજ રે. સહિ૦ ૧૫.
ભીતર જોવે ભૂપતિ ઘણું, વિલખો હુઓ વપુ રાય રે;
ક્રોધાનળે કરી પૂરિયો, નિષ્ઠુર ચિંતે તેણે ઠાય રે. સહિ૦ ૧૬.
શીલવતી તે સતી સાંભળી, પેહેલાં થકી નિરમળું નામ રે;
નેમવિજય કહે ખંડ પાંચમે, પેહેલી ઢાળ સુકામ રે. સહિ૦ ૧૭.

## દોહરા.

ભૂપતિ ચિંતે ચિત્તમેં, એ થયો કવણ વિચાર;
નૃપકુળ કલંક ચઢાવિયું, શું કીજે એણે નાર. ૧.
આંખ દુખે જો આપણી, તો કહો કેમ કઢાય ?
પ્રગટ કરતાં વાત એ, લોકે ગાળ ગવાય; ૨.
છાની રાખી એહને, પ્રસવે પુત્ર જે વાર;
તે પૂઠળ દેયં હણી, કરવો એહ પ્રકાર. ૩.
રાજન ચિંતે રાણીને, બોલે એવી વાણ;
સત્ય નવા દિસે સુંદરી, ગરભતણા સહી નાણ. ૪.
રત્નાવળી કહે રાજવી, એમાં તું મતિ ભૂલ,
રાજમંદિર ઘણું આકરાં, એ નારી એવાં શૂળ. ૫.

## ઢાળ ૨ જી.

( વૈરાગી થયો—એ દેશી. )

સશંકિત થઇ સુંદરી રે. ઈલાપતિને બોલાય રે;
વધૂ રૂપે એહ વ્યંતરી રે, કુલ ખાંપણ તમ આય રે. ૧.
શીલવતી સતી, જો જો કરમ વિકાર રે;
વાત ન એ બૂઝતી રે, વરૂવો વિષ સંસાર રે. શીલ૦ ૨.
રોષ ભરી ચિત્ત ચિંતવે રે. કીજે કેહો ઉપાય રે;
પાપથકી બીહીતી નથી રે, મરણને સજ થાય રે. શીલ૦ ૩.
આવી સાસુ વહુ કનેરે, ઇંદ્રી જોવાની આશ રે;
ગરભ સહિત ગોરી લહી રે, મૂકે મુખ નિઃશ્વાસ રે. શીલ૦ ૪.
પતિ મળ્યો કુણ તો ભણી રે, ગરભ રહ્યો કિણસંગ રે;
તમ પુત્ર વિના કુણ માહરે રે, કો નવ લાગે અંગ રે. શીલ૦ ૫.
પુત્ર ગયો પરદેશડે રે. કૂડી કૂડું મ ભાખ રે;
શીલ લહ્યું સહી તાહરૂં રે, નિપુણતા હૈડે રાખ રે. શીલ૦ ૬.
પતિ આપીજે પ્રેમદા રે, સહી નાણી લે આપરે;
દાખે સાસુ હરખશુ રે, જોયા દઢ કરી થાપ રે. શીલ૦ ૭.
અરહું પરહું નિરખતાં રે, બિંદલી દીઠી તેહ રે;

શીલવતીના નામની રે, મોકલી પેહેલાં જેહ રે; શીલ૦ ૮.
ભૂષણ દેખી ભામની રે, દંભ ધર્યો દિલમાંહ્ય રે;
પરવિના એ કૃત નહિ રે, દેખીને દિલ દાહ રે. શીલ૦ ૯.

રાજા તેડી ભૃત્યને કહે રે, તેડી વાત એકાંત રે;
વનહુ તે લાવો તમે રે, નાગ હોયે દુરદાંત રે. શીલ૦ ૧૦.

આણ્યો અજગર આકરો રે, કુંભ માંહે સુઠવેય;
પ્રાણ કાઢે ફુંકારવે રે, ડંક તો કહા કહેય રે. શીલ૦ ૧૧.

આણી મૂકયો મંદિરે રે, બોલાવી તે બાળ રે;
સાસુ કહે લાવ્યો વહુ રે, ઇંણ ભાંડે પુષ્પ માળ રે. શીલ૦ ૧૨.

ગણી નોકાર ઊભી થઇ રે, ઉઘાડયો મુખ તાસ રે;
સાપ ફીટી માળા થઇ રે, સુરભિ અનોપમ જાસ રે. શીલ૦ ૧૩.

જોજો શીલ પ્રભાવથી રે, સુર સારે બહુ સેવ રે;
કીધાં કર્મ મૂકે નહિ રે, જો મળે દેવના દેવ રે. શીલ૦ ૧૪.

શીલે આપદ સહુ ટળે રે, શીલ થકી સુખ વાસ રે;
ઢાળ બીજી ખંડ પાંચમે રે, નેમ લહે મન આશ રે. શીલ૦ ૧૫.

## દોહરા.

ચમત્કાર નૃપ ઉપનો, શીલવતી ગુણ ગેહ;
જૂઠું કહી એ નવ બચે, દિલ રંજન સુખ દેહ. ૧.

કાળ સાથે કહો કેમ રહે, જો ન હોય શીલ રેણ;
ગુણવંતી એ ગોરડી, સહુ દેખે જો સેણ. ૨.

રત્નમાળા કહે રાજવી, એની વાત મ તાણ;
દોકુળ કલંક લગાડિયું, પાપતણી એ ખાણ. ૩.

મુજથી ન મરે એ વહુ, ભૂપ કહે મુખ વાત;
એમ કહી સભાએ આવિયો, રાણી ઘાલે ગાત. ૪.

જોજો સુખ ક્ષણ કારણે, જેણે ઉપાયું કલંક;
રાય શોભા કયમ પામશે, જે હુતા નિકલંક. ૫.

## ઢાળ ૩ જી.

( સુડલા સંદેશો કહેજે મારા પૂજ્યને રે—એ દેશી. )

સંશય ઉત્તમને ચિત્ત ઉપનો રે,
લક્ષણ સતીનાં એહ છે સાર રે:
જો પણ રાણી મન માને નહીં રે,
નિરખંતી નયણે વારંવાર રે. ૧.
શીલવતી સતિયાં માંહી શિરોમણી રે,
સાખી કીધા નાગકુમાર રે:
તોયે સાસુ મન બહુ આમળો રે,
કુડો એહ છે સંસાર રે. શીલવતી૦ ૨.
લોકના અપવાદ ભયથકી ગળવી રે,
ભય કરતા સહુ પરિવાર રે:
બીજો ઉપાય કરે બાલા મારવા રે,
લલના રહ્ય નહિય લગાર રે. શીલવતી૦ ૩.
વારૂ વચ્છનાગ જેણે આણિયો રે,
ભુજાવ્યો ભામનીએ ત્યાંહાં તેમ રે:
ખાધું વિષ અમૃતની પેરે જર્યું રે,
સતીના આતમને થયું ક્ષેમ રે. શીલવતી૦ ૪.
રાણી ચિંતે પાપણી મુઇ નહિ રે,
એતો વિષ આપ્યું નહિ જોર રે:
આમલ આણ્યો તતક્ષણ રાણીએ રે,
તેલ મર્દન કર્યો ઘનઘોર રે. શીલવતી. ૫.
જેમ જેમ ખાયે વિષ ભણી જોવના રે,
તેમ તેમ વાધે દુણો તાજ તેજ રે:
નિરખે નારી શુભ્રતા આદરે રે,
રતનમાળાને ન વધે હેજ રે. શીલવતી૦ ૬.
જેણે ગંધે પ્રાણ તજે પ્રાણિયા રે,
વેંગલીંદ્રી હણિયે પંખીઆ વ્યોમ રે;

એહવી આંગ્રાણુ છે જેહ આકરી રે,
હોવે પંચેંદ્રી જિહાં કિણુ હોમ રે. શીલવતી૦ ૭.
આણ્યો કાળકૂટ તતખીણ તારૂણી રે,
દીઠો શીલવતીએ તામ રે;
સહી નાણી કરી એહ ઓળખ્યો રે,
હા હા કયા કરમનાં કામ રે. શીલવતી૦ ૮.

આવ્યું મરણ એ માનની ઢુંકડું રે,
અયી અયી દેવતણા ઇહાં ભોગ રે;
કીધાં આપણ તે ઉદયે આવિયાં રે,
કોઇ કઠિન બંધનના યોગ રે. શીલવતી૦ ૯.
કીધો કામની ધૃત સંસ્કારને રે,
તરત વધારિયો તેલે આપ રે;
કહે તવ સાસુ વહુ તમે ખાઇજે રે,
કીધું ભેષજ અનુપમ મેળાપ રે. શીલવતી૦ ૧૦.

સાસુની સાખે શીલવતી સતી રે,
દિનપતિ સામી ઊભી રહી હેઇ રે;
ગણી નવકાર જે રાણી ભાવશુ રે,
સૂધો શીલજી મુજને સુખ દેઇ રે. શીલવતી૦ ૧૧.

ચંદ્રગુપ્ત વિના અવર જો માહરે રે,
મન વચને કાયા સંભાર રે;
કાંઇ મનમાંહિ વિશ્લેષતા જો હોવે રે,
તો કાયા થજો સહુ જળ છાર રે. શીલવતી૦ ૧૨.
ખાધું વિષમ વિષ અતિ પાકુઓ રે,
પરર્યું અંગે અમીય સમાન રે;
વામાને વિષ તે હળાહળ વીસમ્યું રે,
જોજો શીલ રયણ પરધાન રે. શીલવતી૦ ૧૩.
જાણ્યું સઘળું ત્યહાં તેણે રાઉલે રે,
વાધ્યો મનમાંહી બહુ પ્રેમ રે;

સતિયાં શિરોમણિ શીલવતી સતી રે,
સોળે વાલે કરીને હેમ રે. શીલવતી૦ ૧૪.
નેમવિજય કહે ખંડ એ પાંચમી રે,
ત્રીજી એહ છે ઢળકતી ઢાળ રે;
શીલ પ્રભાવે સુખ હોય અંગમાં રે,
ટાળ્યો દુઃખ દોહગ જંજાળ રે. શીલવતી૦ ૧૫.

### દોહરા.

રત્નાવળી કહે રાયને, કૂડ કપટ ભંડાર;
શ્રી મતિ સાંપો એહને, એ કુળ ખંપણકાર. ૧.
નારી ચરિત્રની કોથળી, અલીક જે ભાષણહાર;
જનમથકી જૂઠી સહી, ધિક્ક એનો અવતાર. ૨.
પરનરશું રાતી જિકા, તેને બહુ સહી નાણ;
સાજા હોઠ ઉત્તર ઘણા, કેમ ન જાણો જાણ? ૩.
તે માટે વેગા થઈ, શામ પહેરાવો વેષ;
મૂકો પીહર વાટડી, કરજો સીમ પ્રવેશ. ૪.
રાણી કહેણે રાજવી, કીધા તે પરપંચ;
કુબજ ગલિત રંગી જિકે, સઘળા મેળ્યા સંગ. ૫.

### ઢાળ ૪ થી.

( શેત્રુંજે ઋષભ સમોસર્યા, ભલા ગુણ ભર્યા રે—એ દેશી. )

કાળાં અંબર પેહેરિયાં, કાળે ક્રિયાં રે,
કાળા જોતર્યા બેલ, કરમે વિટંબણા રે;
રૂદન કરે રામા ઘણું, દુઃખ મનતણું રે,
છેતરી તેં મુજ છેલ, કરમ વિટંબણા રે. ૧.
રાયે સુભટ જે મોકલ્યા, મન ખળભળ્યા રે,
દિલમાંહે દિલગીર, કરમ વિટંબણા રે;
હા હા સતીને કહેવું, દુઃખ એહવું રે,
નયણે વહે ત્યમ નીર, કરમ વિટંબણા રે. ૨.
માતા કાંઇ જનમિયા, અતિ પાપિયા રે,

કરતા નર બહુ શોક, કરમ વિટંબણા રે;
સતીય ભણી દુઃખ દાખવા, સહી રાખવા રે,
દુર્ગતિનાં ફળ રોક, કરમ વિટંબણા રે. ૩.
આલોચણ હોવે ઘણી, એકેંદ્રીતણી રે.
બેંદ્રી બહુલ સંસાર, કરમ વિટંબણા રે;
તેંદ્રી ચોરેંદ્રી બહુ કહી, હૈયે રહી રે,
પંચેંદ્રી પાપ અપાર, કરમ વિટંબણા રે. ૪.
જયમ ત્યમ જીવને જે હણે, પાપ નવ ગણે રે,
જાવે નરકે ઘોર, કરમ વિટંબણા રે;
સાધુ જો હત્યા આદરે, સાતમી જાય રે,
જાયે નિગોદે જોર, કરમ વિટંબણા રે. ૫.
સતીને ઘાતે પ્રાણીએ, એમ જાણિયે રે,
રૂલિયે અનંત સંસાર, કરમ વિટંબણા રે;
ભાવઠ તેને ભવતણી, શિવ અવગુણી રે,
જાય કુખે અવતાર, કરમ વિટંબણા રે. ૬.
તો અમે મૂકશું એહને, વન ખંડમાં રે,
મારશે વનચર જીવ, કરમ વિટંબણા રે;
અમને કાં સરજાવિયાં, નીચ કુળ આવિયા રે,
એમ કરતાં બહુ રીવ, કરમ વિટંબણા રે. ૭.
બીજે શુદ્ધિ ઉતરી, નવી પાંતરી રે,
તોયે ન માની વાત, કરમ વિટંબણા રે;
રાજન કુળ પાપી સહુ, દિલમાં ડરે રે,
કરવા એહવા કૂટઘાત, કરમ વિટંબણા રે. ૮.
બેસારી રથ ઉપરે, રજની ભરે રે,
સુભટ દો ચાલ્યા જાય, કરમ વિટંબણા રે;
આતમ આપણો નિંદતા, હા હા બોલતા રે,
હા હા શું તમ માય, કરમ વિટંબણા રે. ૯.
રાયની આણ છે એહવી, સુણો જેહવી રે,
મૂકજો વનહ મઝાર, કરમ વિટંબણા રે;

પણ અમે મુકું નહીં, તમને સહી રે,
એમ કહી રોતો જાય, કરમ વિટંબણા રે. ૧૦.
અંગદેશ ચંપાપુરી, બહુ ગુણ ભરી રે;
સરોવરકેરે તીર, કરમ વિટંબણા રે;
મૂકીને પાછા વળ્યા, ઘર કુજલ ચલ્યા રે,
હેજે હૈયડલે હીર, કરમ વિટંબણા રે. ૧૧.

એકલી સતી મન દૂમણી, કહે જન ભણી રે,
શાં એ કરમ અંધાર, કરમ વિટંબણા રે;
એણે ભવે પામી હું ઇહાં, જાઉં કયહાં રે,
હૃદય ન ફાટે કઠોર, કરમ વિટંબણા રે. ૧૨.

જાણ્યું ન જાણે કે વળી, થઇ જેટલી રે,
કરમતણી જે કથાય, કરમ વિટંબણા રે;
નિરદૂષણ દૂષણ લહું, ન જાયે કહ્યું રે,
લોકમાં ભરમ ભમાય, કરમ વિટંબણા રે. ૧૩.
આવ્યાં એ કુણ ભવતણાં, પાપજ ઘણાં રે,
હૈયે દુઃખ ન માય, કરમ વિટંબણા રે;
પંચમાંહી પરગટ કરી, દોષે ભરી રે,
મુખ દેખાડું શું માય, કરમ વિટંબણા રે. ૧૪.

વૈરણ સાસુ ઇહાં લહી, એ તો સહી રે,
પૂરવ પાપને યોગ, કરમ વિટંબણા રે;
કીધા પૂરવ સુપેરે રે, તે તો પેરે પેરે રે,
ભોગવવા તેહજ ભોગ, કરમ વિટંબણા રે. ૧૫.
એમ કહી તે ભૂમિ પડે, બહુ લડથડે રે,
પામી ઘન તન પીડ, કરમ વિટંબણા રે;
વાયે સચેતન ચેતના, કરી અંગના રે,
જોબન જલધી છીડ, કરમ વિટંબણા રે. ૧૬.
અયિ અયિ દૈવ એ માહરી, ગતિ તાહરી રે,
શીખવી કેવી એહ, કરમ વિટંબણા રે;

અવગુણ કીધા માહરો, દોષ ન તાહરો રે,
દીધો દૈવે છેહ, કરમ વિટંબણા રે. ૧૭.
રોવે અતિ આક્રંદ કરે, શૂન્યતા ધરે રે,
વળિ વળિ મૂર્છા લહંત, કરમ વિટંબણા રે;
સાસુ સસરા પેખતાં દુઃખ દેખતાં રે,
બોલતી મધુરી વાણ, કરમ વિટંબણા રે. ૧૮.

સતિય લહે એમ મન થકી, દુઃખમાં છકી રે,
પામું ક્યહાં સુખ ખાણિ, કરમ વિટંબણા રે;
મારગમાં મૂઇ નહીં, આવી વહી રે,
આણી કરમે તાણિ, કરમ વિટંબણા રે. ૧૯.

વર પીહર માતા વસે, પુત્રી હસે રે,
જાઉં તેહની પાસ, કરમ વિટંબણા રે:
તેણે હુતી સુખ સંપદા, ટળે આપદા રે,
હોશે હૈયડલે ઉલ્લાસ, કરમ વિટંબણા રે. ૨૦.

એમ ચિંતવી વળી રાણીએ, ગુણ ખાણીએ રે,
હોયે દુઃખની હાણ, કરમ વિટંબણા રે;
સરસ ઢાળ ચોથી હવી, નેમે કવી રે,
સુણજો શ્રોતા સુજાણ, કરમ વિટંબણા રે. ૨૧.

## દોહરા.

વાહાલા વાહાલી હું હતી, પ્રાણતણા પ્રતિપાળ;
તુજ વણ ક્ષણ એ દોહલો, દેખું દુઃખ વિકરાળ. ૧.

નિકલંકી કલંકી તમે, આણી તમ કુળ ખોટ;
મુખ કયી પેર દાખશો, પાપતણી ધરી પોટ. ૨.

શીલવતી હવે સંચરે, તે ઉખરડી વાટ;
રૂધિર ઝરે પદકંજથી, નાણે તોય ઉચાટ. ૩.

લડથડતી પડતી થકી, આવી સરોવર પાળિ;
પણિહારી પાણી ભરે, સરવે રહિ નિહાળિ. ૪.

કેઈ કહે દેવી વનતણી, શીલવતી કહે કેઇ;
કેઇ કહે નાગકુમારિકા, દીસે અકળ અભેઇ. ૫.
જાણી નહીં કેણે જુવતી, બેઠી તરૂવર હેઠ;
અશ્વ પિયે ભટ રાઉલા, આવી તેહને દ્રેઠ. ૬.
બોલાવી બહુ માનશું, માતા કહો સરૂપ;
શીલવતી કહે સાંભળો, કહું જે પૂછે ભૂપ. ૭.

## ઢાળ ૫ મી.

( સુરંગી સુંદરી—એ દેશી. )

ભટ જઇ તત્ક્ષણ ભૂપને, વિનવ્યો વચન વિશેપ; રંગીલા રાજવા.
શીલવતી આવી સતી, વિધિને લેઇને વેપ. રંગીલા૦ ૧.
કાળે કપડે કામની, ગરભ સહિત ગુણખાણ; રંગીલા૦
એકલડી ઊભા ઇહાં, સરોવર તીર સયાણ. રંગીલા૦ ૨.
મેહેર કરીને મહિપતિ, માનની તેડા મહેલ; રંગીલા૦
કરૂણાએ કૃપા કરી, અંગી કરો અમ ટહેલ. રંગીલા૦ ૩.
ઉપમા કોઈ આપે નહિ, શીલવતી સુપવિત્ત; રંગીલા૦
દેખો દર્શન દેવ જાું, નમતાં નિર્મળ ચિત્ત. રંગીલા૦ ૪.
ઓળવિયે નહિ આપણું, આણી મન ઉચ્છરંગ; રંગીલા૦
સાસરડે સુખ નવ સહ્યું, અંગના પાવક અંગ. રંગીલા૦ ૫,
આણો મંદિર આપણે, રાય તજી દિલ રીસ; રંગીલા૦
બેટી વહાલી બાપને, વીનવું વિશવા વીશ. રંગીલા૦ ૬.
આરતી ટાળો એહની, કરિયે ન કોઇ કહેણ; રંગીલા૦
આવી તે શરણે આપણે, લીજે સાહિબ લહેણ. રંગીલા૦ ૭.
અતિ સુંદર તમ અંગજા, ધર્મ તણો જે વાસ; રંગીલા૦
અબળા સેવે એકલી, નરતા મૂકે નિઃશ્વાસ. રંગીલા૦ ૮.
સૌભાગ્ય સુંદરી તવ સુણે, અંગજાનો અધિકાર; રંગીલા૦
વિલખી થઇ વામાંગના, આણતી ઉલ્લાસ ઉદાર. રંગીલા૦ ૯.
બોલાવિયે કિણુ વિધે, આવી કિણુ વિધ એથ; રંગીલા૦
કલંક નીપાયું એ કુંવરી, જગતી લાંછન જેથ. રંગીલા૦ ૧૦

તો હું કયમ તસ તાતને, વરવી એ રાખણ વાચ; રંગીલા૦
લલના લીલા લાંછને, કીધું કરમે કાજ. રંગીલા૦ ૧૧.
ભૂપતિ કહે પૂછો ભલો, સાસરિયાંશુ વૃત્તંત; રંગીલા૦
સાસરીએ જો સુંદરી, આપિયો કયમ કરી અંત. રંગીલા૦ ૧૨,
સિંહરથને વહાલી સુણી, છટકી દેખાડયો કશું છેહ? રંગીલા૦
આણું મંદિર એહને, ન રહે તેહશુ નેહ. રંગીલા૦ ૧૩.
નૃપ લાંચ્છન એણે મનડે, રંગે ન ગેહે રખાય; રંગીલા૦
લોક ઓળંભા લખ લહું, લંપટ લાજ ગમાય. રંગીલા૦ ૧૪.
સુભટે જઈ સુંદરી, બોલે બાળ બોલાય; રંગીલા૦
શાતા કહો સહુ અમભણી, કરમતણી એ કથાય. રંગીલા૦ ૧૫.
સાહસવંત સતી વદે, પૂછે ભૂપતિ તેડ; રંગીલા૦
તો આખું સહુ મનતણી, જલમ જંછરી જેડ. રંગીલા૦ ૧૬.
બાંધવ સુણો મુજ બોલડા, તમ આગે ન કહાય; રંગીલા૦
રાજી હોવે જો રાજવી, પ્રેમે કીજે પસાય. રંગીલા૦ ૧૭
ભૂપતિ કહિયું ભાવશુ, સાંભળવા સત્ય વેણ; રંગીલા૦
પાંચમી ઢાળ ખંડ પાંચમે, નેમે તે સાસા સેણ, રંગીલા૦ ૧૮.

## દોહરા.

સુભટ જઈ ભૂપતિ ભણી, કહિયું બે કર જોડ;
સહજ સલૂણી સુંદરી, એમાં ન કાઢે ખોટ. ૧.
મયા કરી મહારાજવી, તેડો તરૂણી આમ;
લાજ વધે કુળ એતણી, શુભ કર્મે ગુણગ્રામ. ૨.
નૃપ કહે દોય કલંકિયાં, એનું ન લીજે નામ;
કાઢો દૂર પથ વેગળી, નહિ છે એનું કામ. ૩.
સુભટ કહે માતા તમે, દાહિણ પંથ સિધાય;
ઇહાં રહેવું જુગતું નહિં, બહુ કોપ્યો છે રાય. ૪.
સાહસ ધર્યું સતિયે મને, પંથે પાળી જાય;
શીલપ્રભાવે સુખ હોવે, દુઃખ તે કરમ પસાય. ૫.

## ઢાળ ૬ ઠ્ઠી.

( યોગીડાને કહેજો રે આદેશ—એ દેશી. )

રાણી ચાલી દક્ષિણ દિશે રે, દક્ષિણ પૂર્વ વિચાલ,
અબળા થઇ તવ એકલી રે, પંથ ઘણો વિકરાળ;
નાહજી ! કીજે એવું ન કામ. ૧.
રાણી આપોપું નિંદતી રે, અટવાણી પંથે જાય;
નાહ ભણી દે ઓળંભડા રે, હૈડે દુઃખ ન માય. નાહજી૦ ૨.
હું અબળા એકાકિની રે, કેમ છંડી નરનાથ;
કુણ ગતિ હોશે માહરી રે, હા પ્રીતમ ! કીધ અનાથ. નાહજી૦ ૩.
આગાળી થાગું તાતજી રે, આવી આ વનખંડ;
કમળાકિ કાયા કરમાણી રે, ધૂપ પડે પરચંડ; નાહજી૦ ૪.
નાડે કાયા નડલડે રે, પગ રુધિર પરનાળ.
વાલા વેરી કયમ થયો રે, તું આણે ભવ આળ. નાહજી૦ ૫.
છેલ ન છેતરિયે એહવી રે, કરતી કોટિ વિલાપ;
વેર વાળ્યા તું વલ્લભા રે, કીયા ભવનાં પાપ. નાહજી૦ ૬.
શીલજન કેમ રાખશું રે, પ્રીતમ શી પેર પ્રાણ;
જો ન કરે તેમ તેં કર્યું રે, જાણશે જાણ અજાણ. નાહજી૦ ૭.
ચાસ ચંદ તેમ સુંદરી રે, ભૂમિ ન નીંદ તેમ;
ભૂખ તૃષા સહે અંગમાં રે, ખેદતણો ઘન જેમ. નાહજી૦ ૮.
ધૂપ પડે ધરતી તળે રે, શીલવતી સીદાય;
નાહ નિઠુર શું પામશો રે, નારીને અકુળાય. નાહજી૦ ૯.
ધિગધિગ જીવિત એહવે રે, પતિ ગયો પરદેશ;
વેરી થયું તવ સાસરૂં રે, પિહરીએ કીધો વેશ. નાહજી૦ ૧૦.
કેથી થાઉં જાઉં ક્યહાં રે, વિરહી સુભગા બાળ;
જુવતી જોખમ જોબને રે, દીસે પ્રત્યક્ષ ઝાલ. નાહજી૦ ૧૧.
રાત પડે રાણી હવે રે, દિલમાં થઇ દિલગીર;
સતી વિમાસે કયમ હોશે રે, ત્રટકે હૈયડલે હીર. નાહજી૦ ૧૨.
નીર વહે તેમ લોચને રે, લલના લલકતી કાય;
દ્રુમ થડ અહી તે ભામની રે, દોહલી રાત વિહાય. નાહજી૦ ૧૩.

શાસન ક્યહાં ગઈ દેવતા રે, કેથ ગઇ કુળદેવ;
એણે અવસર આવે નહિ રે, તો શી કરૂં તસ સેવ. નાહ૦ ૧૪.

મરણ નહિ છે ઢૂંકડો રે, ક્યમ છૂટું એ દુઃખ;
ફૂટ ફૂટ પીહર પાપિયા રે, ધિક ધિક માતની કૂખ. નાહ૦ ૧૫.

લોક ઓળંભા લખ લહ્યા રે, સાસરીએ કરી ખેદ,
મન જાણે અથવા કેવળી રે, ભેદક બંધાણો ભેદ. નાહ૦ ૧૬.

જાપ જપે શ્રીજિનતણો રે, મુખે આખે નવકાર;
ઢાળ છટ્ઠી નેમવિજયે કહી રે, લહેશે સંપદ સાર. નાહ૦ ૧૭.

## દોહરા.

શીલવતી જાલાંતરે, જાપ જપે નવકાર;
જેમ તેમ જામની નીગમી, ઊગ્યો ત્યહાં દિનકાર. ૧.
ચાલી આપણ ચોંપશુ, મૂક્યું તે વન મંદ;
દીઠી પોઠી વણઝારની, નયન વદન અરવિંદ. ૨.
દીઠી અનુચર તેહને, નિરૂપમ ગર્ભા નાર;
કો વનદેવી અભિનવી, અપ્સરને અનુસાર. ૩.
કહે બેની તું કોણ છે, સાચ કહો તમે માય;
નેન સજળ જલ છાંડતી, એમ બોલે તેણે ઠાય. ૪.
પિયુ ચાલ્યો પરદેશડે, મુજને મેહેલી વાટ;
હું આવી વસતી ભણી, ટાળ્યો હવે ઉચ્ચાટ. ૫.
અનુચર જઇને આખિયો, નાયક કાંઝી નામ;
સાહેબ એક વારાંગના, આવી આપણે ઠામ. ૬.
તેડી આવો તેહને, નાયક બોલ્યો એમ;
અબળા દેખી આકળી, પૂછે ધરીને પ્રેમ. ૭.
કયું બેટી એકાકિની, કિણ દુહવી કિણ કામ;
વાત કહો સાચી વિવર, જાએવું કુણ ગામ. ૮.
શીલવતી કહે તાતજી, એ છે બહુલી વાત;
માનું પીહર પોઠિને, દેખી હું હરખાત. ૯.

## ઢાળ ૭ મી.

( વણઝારાની દેશી. )

કાંઝી નાયક રે, સાંભળો મુજ અવદાત્ત,
વાત કહું વારૂ પરે, કાંઝી નાયક રે;
કાંઝી નાયક રે, કૂડાં દીધ કલંક,
ઉત્તમ જનને બહુ સરે, કાંઝી નાયક રે. ૧.
કાંઝી નાયક રે, આપ્યાં સાધુને આળ,
પાપ બુદ્ધિ હૈયે રાખીને, કાંઝી નાયક રે;
કાંઝી નાયક રે, તોડયા કરોળિયા જાળ,
મારી રતી મેં માખીને, કાંઝી નાયક રે. ૨.
કાંઝી નાયક રે, ઉથાપ્યો જિન ધર્મ,
મર્મ બોલ્યા મેં આકરા, કાંઝી નાયક રે;
કાંઝી નાયક રે, કીધી આશાતના જ્ઞાન,
જાળાં ભાન્યાં મેં પાધરાં, કાંઝી નાયક રે. ૩.
કાંઝી નાયક રે, કીધાં દૂતીનાં કામ,
નિર્મળ મતિ રાખી નહિ, કાંઝી નાયક રે;
કાંઝી નાયક રે, નિંદા કરી બહુ સાધ,
વ્યાધસમી લાગી રહી, કાંઝી નાયક રે. ૪.
કાંઝી નાયક રે, ભાગ્યું શીલ કુસંગ,
અંગથકી જૂઠું લવ્યું, કાંઝી નાયક રે;
કાંઝી નાયક રે, મેં ભરી કૂડી સાખ,
લાલચ ધનશું મન ઠવ્યું, કાંઝી નાયક રે. ૫.
કાંઝી નાયક રે, વિરાધ્યા બહુ જીવ,
રીવ કરંતાં મારિયા, કાંઝી નાયક રે;
કાંઝી નાયક રે, છિદ્રે ઉષ્ણ કરી નીર,
ધીરપણું ધરી રેડિયા, કાંઝી નાયક રે. ૬.
કાંઝી નાયક રે, સેવ્યાં સાત વ્યસન,
અન્ન વિના પશુ પાળિયા, કાંઝી નાયક રે;
કાંઝી નાયક રે, ફાંસી મરાવ્યો કોક,

રોક કરમ રસ ઝીલિયા, કાંઝી નાયક રે. ૭.
કાંઝી નાયક રે, કીધા ચોરી જોર,
ઘોર કરમ અતિ આદર્યાં, કાંઝી નાયક રે;
કાંઝી નાયક રે, કીધાં ભક્ષણ રાત,
વાત કરી ચિત્ત ચાતર્યો, કાંઝી નાયક રે. ૮.
કાંઝી નાયક રે, દીધો બહુલ શરાપ,
પાપ પ્રકૃતિ ફોગટ કરી, કાંઝી નાયક રે;
કાંઝી નાયક રે, અલપ જીવ તિલ માત,
ઘાત સમાન શોભા ધરી, કાંઝી નાયક રે. ૯.
કાંઝી નાયક રે, તે પાપતણો સંયોગ,
ભોગવિયે એણે ભવ ખરે, કાંઝી નાયક રે;
કાંઝી નાયક રે, મુજ પરણાવી તાત,
માત બોલાવી સાસ રે, કાંઝી નાયક રે. ૧૦.
કાંઝી નાયક રે, તેથી તજી પિયુ મુજ,
તમને કહું હું એટલું, કાંઝી નાયક રે;
કાંઝી નાયક રે, તે પહોચ્યો પરદેશ,
લેશ કરી સુણો એટલું, કાંઝી નાયક રે, ૧૧.
કાંઝી નાયક રે, વળી આવ્યો મધ્યરાત,
રાત રહ્યા રતિ ઉપની, કાંઝી નાયક રે;
કાંઝી નાયક રે, તે દિનથી રહ્યો ગર્ભ,
મોતી રહે જ્યમ સીપની, કાંઝી નાયક રે. ૧૨.
કાંઝી નાયક રે, સાસરિયાં નિઃસ્નેહ,
છેહ ત્યહાંથી દાખવી, કાંઝી નાયક રે;
કાંઝી નાયક રે, પીહર કેરી વાટ,
ઘાત ઇસી તેણે ચાખવી, કાંઝી નાયક રે. ૧૩.
કાંઝી નાયક રે, આવી હું વનખંડ,
ભાંડ કરી બહુ દુર્જને, કાંઝી નાયક રે;
કાંઝી નાયક રે, તાતજી તુમચી પોઠી,
પેખી હરખી પરિજને, કાંઝી નાયક રે. ૧૪.

કાંઝી નાયક રે, આવી તોરે શરણ,
મરણ થકી રાખો હવે, કાંઝી નાયક રે;
કાંઝી નાયક રે, નિસુણી ઇમ સતિ બોલ,
નયણલે બહુ આંસુ ઢવે, કાંઝી નાયક રે. ૧૫.

કાંઝી નાયક રે, તું મુજ ભગિની ધીય,
જીય સમી તું માહરે, કાંઝી નાયક રે;
કાંઝી નાયક રે, મૂકું તું કહે તેથ,
જેથ ગમે મન તાહરે, કાંઝી નાયક રે. ૧૬.
કાંઝી નાયક રે, મેળવું તુજ ભરતાર,
તું મુજથી સુખ સહુ વહે, કાંઝી નાયક રે;
કાંઝી નાયક રે, સાતમી ઢાળ રસાળ,
નેમવિજય સંતત લહે, કાંઝી નાયક રે. ૧૭.

## દોહરા.

તે સંગે રહિ તારૂણી, થિર કરી મન વચ કાય;
ગર્ભતણી પ્રતિપાલના, રાખે મન સકુચાય. ૧.
આણંદ નામ નાયક ભલો, કાંઝી નંદન તેહ;
દેખી ચૂકયો રૂપને, બાંધ્યો નવલો નેહ. ૨.
પ્રસવે અંગજ એહને, ધરણી એ ધરસૂત;
માનવ ભવ સફળો કરૂં, મોહન પ્રસવે પૂત. ૩.
એવી મુજને માનિની, મેળવી વનમોઝાર;
તો ઇણુ સાથે સજ થઈ, વિલસું સુખ સંસાર. ૪.
ઇમ ચિંતી દાસી ભણી, સમજાવી તતકાળ;
જયમ ત્યમ કરી જો મેળવે, તો આપું બહુ માલ. ૫.

## ઢાળ ૮ મી.

( સલૂણી યોગણુ રૂડી બે—એ દેશી. )

આવી દાસી ઊભી આગે, વિનવે સુણુ તું નાર.
કાંઝીનો નંદન તેની શોભા, જાણે કામ કુમાર,
સોભાગી સાંભળ શામાવે. ૧.

રૂપ અનુપમ જન મન મોહન, આખુંદ નામ કુમાર;
ગુણ ભરિયો મદ માચતો એતો, અનંગતણો અવતાર, સોભાગી૦ ૨.
મોહ્યો તે તન દેખી તારૂં, મારૂં વચન તું માન;
ઘરણી કરવા ઘણું તાહરો બહુ, લાગી રહ્યો એકતાન. સોભાગી૦ ૩.
આશાકારી સુણ તું પ્યારી, ભંગ ન કીજે તાસ;
પર વચન થકી જાણજે, કાંઇ ધરમ નહિ જગ હાસ. સોભાગી૦ ૪.
તે ગુણવંતા માણસ મોટા, આતમ પુરે આશ;
અવગુણને મેલે પરો, તેહ ઉત્તમ એહ અભ્યાસ. સોભાગી૦ ૫.
નવલખ એહીજ નાયકો નીકો, ગોટીતણો અધિકાર;
છેલ છબીલો છાજતો એ, ખોટો નહિ નિરધાર. સોભાગી૦ ૬.
મણિ માણેક વર મોતી બહુલા, કંચન રત્ન વિશેષ;
સિદ્ધિ ધરે સુરગણતણી સહુ, થરરે નર બળ દેખ. સોભાગી૦ ૭.
કામી ભોગી દાતા ભુકતા, દીન દયા વર દાન;
માન મહીધરમાં મળે, જન કારણ સુખ ગાન. સોભાગી૦ ૮.
પ્રાણ થકી અધિકેરી તુજને, લેખવશે લય આણ;
દુમનો ન હોશે તોથકી સુણ, એ નર બહુ ગુણ ખાણ. સોભાગી૦ ૯.
એમ કહે તે નિશદિન નારી, સતીય ન બોલે કાંય;
કાંઝી નાયક તત્ર સુણે, એમ પુત્રનું દિલ છેજી કાંય. સોભાગી૦ ૧૦.
તવ ધ્યાયે દિલમાં નાયક, અતુલી બળ રૂપ નિધાન;
તો સહિ દુષણ દાખવા નંદન, ખંપણનો અભિધાન. સોભાગી૦ ૧૧.
બોલ સંભાળું વાચા પાળું, કાઢું વેહેલી હું એહ;
તો મુજ નંદન મન ભલું, આઠે કામે બિગાડયું એહ. સોભાગી૦ ૧૨.
એમ કરતાં દિન આઠવ્યો લીતે, તેડી નાકકે નાર;
પુત્રી વહો તમે વેગશું માટે, એહજ વનહ મોઝાર. સોભાગી૦ ૧૩.
સતીય સુણીને હરખી મનમાં, જે સરજ્યું તે હોય;
શીલખંડ એહ સંગતિ, પાર દુષ્કૃતનો નહિ કોય. સોભાગી૦ ૧૪.
વન વોળાવી વામા વારૂ, વહેતી રાત અંધાર;
મન દુઃખ પાયે અતિ ઘણું, મન ધ્યાયે શ્રીનવકાર. સોભાગી૦ ૧૫.

લડથડતી પડતી તે બાળા, ધરતી શ્રીજિન નામ;
જો જો ગતિ મતિ કર્મની ભવિ, અયિ અયિ કરમનાં કામ. સોભાગી૦ ૧૬.
આડા ડુંગર વહેતાં વારૂ, રાત લિયે વિશ્રામ;
નેમવિજય કહે આગળે, વાધે સતી પરિણામ. સોભાગી૦ ૧૭.

## દોહરા.

શીલવતી ચાલી સતી, ઉગમતે પરભાત;
ગુફા શિખર ગહ્વર લતા, ભીમ જીવ કિલલાત. ૧.
હરિ કરે ગલલ શબ્દ ત્યમ, વ્યાઘ્ર કરે હણુણાટ;
અબળા વેહે એકલી, દુર્ઘટ જેના ઘાટ. ૨.
તીખા કાંટા તરતરા, કાંટા કેરી વાટ;
દુઃખ પામે તે સુંદરી, ન હોવે મન ઉચ્ચાટ; ૩.
આવી ગુફાને અંતરે, મહાવેરી વિકાળ;
પ્રાદુર્ભૂત થયો ત્યહાં, સિંહ દીઠો તે બાળ. ૪.
નિશ્ચય મારે મુજને, શાર્દુલ એ દુર્દાંત;
ભૂખ્યો પ્યાસો આવિયો, ગિર હુતી એકાંત. ૫.
તો હું શું બળ આદરૂં, ભવ ચરીમ પચખાણ;
જીવું તો સહુ આદરૂં, દેહ અન્ન ને પાન. ૬.
મુજ શરણું જિન રાયનું, કેવલી ભાષિત ધર્મ;
શરણું સાધુતણું સહી, સિંહ રાખે મુજ શર્મ. ૭.

## ઢાળ ૯ મી.

( પામી સુગુરૂ પસાય—એ દેશી. )

મુજ શરણો અરિહંત રે, સિદ્ધ ને સાધુઓ, કેવલી ભાષિત ધર્મનો એ;
મિથ્યા દુષ્કૃત પાય રે, આલોઉં હવે, સાખે કરી એ ચારનો એ. ૧.
પૃથ્વી પાણી વાયુ રે, અગની હ એ વળી, જેહ વળી છે વનરપતિ એ;
પાંચે થાવર પ્રેમ રે, જેહ મેં દૂહવ્યા, દુખવિયા થઇ દુષ્ટ મતિ એ. ૨.
કૂવા વાવ તળાવ રે, જે મેં સોસવ્યા, તે મુજ મિચ્છાદુક્કડું એ,
મીઠાં પૃથ્વી કાય રે, છેદ છેદાવિયા, તે મતિ આવો હુંકડાં એ. ૩.

ડાળ ફૂળ તેમ મૂળ રે, ચૂંટ્યાં છુંઘાં છોલિયાં રે, ત્રિવિધ કરી હું વોસરૂં એ;
શ્રીજિનવરની આણ રે, સૂધા ભાવશ્યું રે, આ ભવ પરભવ અનુસરૂં એ. ૪.
મેહર કૃમિને પૂરી રે, કોડાં શંખલાં, જેહ મેં હણિયા હણાવિયા એ:
જળો અળસિયાં જેહ રે, ચંદણ લહકાદિ–પ્રમુખ જે મેં મારિયાં એ. ૫.
એહ બેંદ્રી જીવ રે, દોહગ દુહવ્યા, તેહ મુજ મિચ્છાદુક્કડું એ:
ધીઠું કરિને જેહ રે, છેદ્યાં છેદાવિયાં, આવે રખે મુજ ઢુંકડાં એ. ૬.
કીડી ને ધીમેલ રે, માંકણ મંકોડા, ઉધેઇ અલવલી એ;
માવાજુયેગંદ રે, ગદ્દહિયાં ધનેરિયાં, ત્રિવિધે હું એથી ટળી એ. ૭.
એહ ત્રિંદ્રી જીવ રે, દુરમતિ દૂહવ્યાં, ઉદય રખે તે આવતાં એ:
શ્રીજિનવરની આણ રે, સૂધા ભાવશુ, ધરમ ભણી ભાવતાં એ. ૮.
વીંછી ભમરી તીડ રે, માખી ઢીંકણ, ડાંસ મસા મેં મારિયાં એ:
કંસારી ને પતંગ રે, જેહ છે કોળિયા, વધ કરવા ભણી ધારિયાં એ. ૯.
એહ ચોરેંદ્રી જીવ રે, દુઃખ દેઇ દુહવ્યાં, મિચ્છાદુક્કડં એહનું એ:
જાતાં પરભવ માંહ રે, રખે કો પરભવે, ખામું ખમાવું તેહને એ. ૧૦
જળચરથળચર માંહે રે, મોર ને માછલાં, પંખી પશુ પંચભણી એ:
ઘાલ્યા અંતર ઘાય રે, તે હું હવે શું કહું, કરણી કીધી આપણી એ. ૧૧.
મંઝારી ભવ માંહી રે, ઉંદર ખિલોડી, ખાધી લક્ષણ પરિણામશુ એ:
દયા ન આવી કોય રે, નાગતણે ભવે, કીધા ભક્ષણ ભાવશુ એ. ૧૨.
વાધરીના ભવ લાય રે, શશામૃગ મારિયા, મરાવ્યા પરને કહી એ;
પાડ્યા પંખી પાશ રે, સૂયરને હણ્યા, કુસંગતિ બહુલા લહી એ. ૧૩.
ધોબી અસતી કાય રે, કાચાં પીપળે, પાણી ધડે રેડાવિયાં એ;
દેવ ભુવને જાઇ રે, મહિષ ને અજ હણ્યા, ધરમતણાં થઇ અભાવિયાં એ. ૧૪.
ખાટકીને ભવે આય રે, ચરમ જીવ આદર્યા, લીધા દીધા દોકડા એ;
ત્રિવિધ કરીને તેહ રે, દિલથી વોસરૂં, જેનાં ફળ છે રોકડાં એ. ૧૫.
જેહ કસાઇ જાતિ રે, મહિષી ગો વળી, અશ્વ પ્રમુખ જે દુહવ્યાં એ;
અણજાણ્યાં જે ધાન રે, સંખારો જે વળી, સીંચ્યાં ને બહુ સૂકવ્યાં એ. ૧૬.
જીવથકી વિપરીત રે, ઇહ ભવ પરભવે, વિણ મારંતાં મરાવિયાં એ;
તિલકણના વ્યાપાર રે, લીધાં લેવરાવિયાં, પાપ તે વોસરાવિયાં એ. ૧૭.

શોક્યતણે ભવ જેહ રે, કામણ મોહન, ઉચ્ચાટણ અતિ આદર્યાં એ;
કીધાં બહુલ કલેશ રે, મોડ્યા કરકડા, શાપ ભણી બહુ સુવર્યા એ. ૧૮.
એવાં કામ અનેક રે, તે હું નવ આદરૂં, ત્રિવિધ કરીને વોસરૂં એ;
શ્રીજિનવરની આણ રે, ઇહ ભવે પરભવે, સુધા મનથી આચરૂં એ. ૧૯.
લખ ચોરાશી યુથ રે, ખામું ખમાવજો, ભવ અનંતાં પાપનાં એ;
કીધાં કર્મ અઘોર રે, જેહ મેં અનુભવ્યાં, દુર્ગતિ દુઃખ જે વ્યાપનાં એ. ૨૦.
કીધાં કૂડ કપટ રે, રસલંપટપણે, પરધનને હરવા ભણી એ;
ચાડી ચુગલી ચોરી રે, છલ છદ્મ વંચના, ચાહી ભૂમિ પરતણી એ. ૨૧.
કામ વશે કર્યાં કામ રે, જાર ને સેવિયાં, નિયમ લીધા તે ત્રોડિયા એ;
લંઠ વિલંઠ જે લોક રે, તેહને આશરી, બંધન શીલનાં મોડિયાં એ. ૨૨.
ઇણ ભવે પરભવે જેહ રે, કરિય ભવોભવે, તે બહુ પાપને આદરી એ;
કીધી ખોટી નિંદ રે, સાધ વિગોવિયા, સદ્દહણા દૂરે કરી એ. ૨૩.
નિંદ્યા ચઉવિધ ધર્મ રે, પાપ તે પરહરૂં, હરખિત વદન હરખશું એ;
શાતાકારી જેહ રે, પરભવ જાય ત્યાં, રાગ રાખું જિન ધર્મશું એ. ૨૪.
કીધા તેણે ચઉ વિહાર રે, ત્રિકરણ ભાવશું, કારણ સુખ સંપત્તિતણું એ;
નવમી ઢાળ છે એહ રે, નેમવિજય કહી, તેણે સંભાળ્યું આપણું એ. ૨૫.

### દોહરા.

ગુફા શિખર શિલા તળે, મૂકી મુદ્રા તેણ;
સહિ નાણી પિયુ નામની, આપી પેહેલી જેણ. ૧.
આવ્યો સિંહ ઉતાવળો, નરણે નિરખ્યો તામ;
પુચ્છાટોપ વદન પંચ, ઉછાળે નભ આમ. ૨.

ઇતરે તે નગવાસિની, મોટી ગંધર્વ દેવ;
આસન કંપ્યું તેહનું, આવી કરવા સેવ. ૩.

સુસ્થિત દેવની અંગના, ધરતી શાસન મંડાણ;
આવી અતિશય ઉતાવળી, અષ્ટાપદ વિનાણ. ૪.

નાઠો સિંહ ઉતાવળો. દેવી પ્રણમે પાય;
પવિત્ર થઇ સહી આજ હું, હું પુત્રી તું માય. ૫.

મત ધરે મન ખેદને, ટળશે સહુ સંતાપ;
કહે રાણી ક્યાંહાં નીવસે, પ્રીતમનો મેળાપ. ૬.
વરસ દશનો હજી લગી, વાલિમતણો વિયોગ;
આગે સુખકારણ ઘણાં, લહેશો ભોગવી ભોગ. ૭.
દેવી કહે ઇણ વાટડી, તમો સિધાવો માય;
દેવી સાન્નિધ્યે મારગે, વસતી દિન વહી જાય. ૮.

## ઢાળ ૧૦ મી.

( સાહેલડીની દેશી. )

શ્રીપુર નામે રૂયડો, સાહેલડી રે, શેહેર અનુપમ ત્યાં હતો;
શ્રીષેણ નામે મહિપતિ, સાહેલડી રે, ન્યાયી નરપતિમાં હતો. ૧.
ભાવે ભવિયણ સંભાળો, સાહેલડી રે, જે હોવે વાત વિનાણ તો;
જે જે કરમે સંપજે, સાહેલડી રે, કરમ કરે તે પ્રમાણ તો. ૨.
શ્રીસેના તસ ભારજા, સાહેલડી રે, ગોરી ગુણ આવાસ તો;
માનવતી છે તેહની, સાહેલડી રે, પુત્રી રૂપ વિલાસ તો. ૩.
ચઉરાશી ચઉટાં ભલાં, સાહેલડી રે, વસતિ વરણ અઢાર તો;
વારૂ મંદિર માળિયાં, સાહેલડી રે, લોકતણો નહિ પાર તો. ૪.
તે પુરે જળપૂરી વહે, સાહેલડી રે, તટિની નીરપ્રવાહ તો;
બેઠી તેણે ઉપકંઠડે, સાહેલડી રે, સતી મનમાં નિરૂત્સાહ તો. ૫.
પરદેશી સા પ્રાહુણી, સાહેલડી રે, તેને કુણ દે આધાર તો;
પ્રેમ કરી બોલે નહિ, સાહેલડી રે, કેને ન આવે વિચાર તો. ૬.
યૌવન જોખમ અતિ ઘણું, સાહેલડી રે, જાણે જગત કપાસ તો;
જ્યહાં જાયે ત્યહાં વાવરે, સાહેલડી રે, તેમ નારી તન સાસ તો. ૭.
ઇમ વિચિંતે ચિત્તમાં, સાહેલડી રે, હું જાઉં કેમ આજ તો;
શીલ રતન એ જાળવું, સાહેલડી રે, એ મુજ ત્રિભુવન રાજ તો. ૮.
આવી ત્યહાં તેણે અવસરે, સાહેલડી રે, વેશ ઉમા પરિવાર તો;
સરવે સરખી પૂઠળે, સાહેલડી રે, રૂપે કરી શણગાર તો. ૯.
દીઠી ઉમાએ યૌવના, સાહેલડી રે, દીઠું સુંદર અંગ તો;
મીઠી લાગી મન મધ્યે, સાહેલડી રે, પામી અતિ ઉછરંગ તો. ૧૦.

પુછે પુત્રી તમતણી, સાહેલડી રે, દુહવી છે કહે કેણુ તો;
આ નગરે તું એકલી, સાહેલડી રે, આણી દિસે છે જેણુ તો. ૧૧.
માતા પ્રીતમ માહરો, સાહેલડી રે, પહોત્યો કોઇ પરદેશ તો;
ખબર નહિ કાંઇ તેહની, સાહેલડી રે, મોહન બહુલ અંદેશ તો. ૧૨.
પીહર હુંની સાસરે, સાહેલડી રે, બોલાવી મુજ માય તો;
ભોજન વેળા ઇણ પુરે, સાહેલડી રે, કાલની જાણું કાંઇ તો. ૧૩.
આવો બેટી અમતણે, સાહેલડી રે, સુંદર ઇણ પુર ગેહ તો;
રહેજો સુખે ઇણ મંદિરે, સાહેલડી રે, મળશે પ્રીતમ તેહ તો. ૧૪.
નેમવિજય કહે નિર્મળી, સાહેલડી રે, દશમી ઢાળ છે એહ તો;
સાંભળજો હવે આગળે, સાહેલડી રે, વાતડી સરસ છે જેહ તો. ૧૫.

**દોહરા.**

શીલવતી હરખી ઘણું, ચાલી તેની સાથ;
પેખી મંદિર વેશનું, મનમાં થઇ અનાથ. ૧.
અધમ પુરૂષ કેઇ ઇહાં, આવે લંપટ લાખ;
ધાટ લહી મેં આકરી, કેવી શીલની ભાખ. ૨.
હા હા ! એ કૃતકર્મને, કેવી સંગતિ કીધ;
અયિ અયિ હારી જન્મને, દુર્ગતિ માગી લીધ. ૩.
પૂરણ માસે પ્રસવિયો, નંદન નયનાનંદ;
દેખી વિહસ્યાં નયન જુગ, રૂપે કરી રવિચંદ. ૪.
મુખ ધોઇ મુખ અંગુલિ. ગ્રહિયું રત્ન પ્રધાન;
ઉત્તમ કાંતિ છે જેહની, માને નંદનિધાન. ૫.
બારે દિવસે સુંદરી, બાર રત્ન ગ્રહી આપ;
મોહ ધરે મનમાં ઘણો, વેણી મધ્ય કરી થાપ. ૬.
આપ હવે વેગે કરી, અંબર શૌચને જાય;
પુત્રી ભળાવી વેશને, તટિનું તટ પાય. ૭.

**ઢાળ ૧૧ મી.**

( દીઠા દેવ કુમાર—એ દેશી. )

હવે ઉમા ત્યહાં વેશ, કરતી પાપ પ્રવેશ;
દાસીને ભણે એ, પુણ્યને અવગણે એ. ૧.

વહેલી જા તું એવ, બાલક મારણ હેવ;
કામ નહિ આપણે એ, ભોગને કારણે એ. ૨.
રૂપતણી જે રંભ, રાખી શશિ રવિ થંભ;
માનવ મહિતલે એ, શોભે આગવે એ. ૩.
સુવર્ણ પુરિષો એહ, ગોરી ગુણની ગેહ;
કો નૃપ બાલિકા એ, લઘુ વર કન્યકા એ. ૪.
ઇણ નગરી ઇણ વેશ, જાણે મદન પ્રદેશ;
અભિનવ અપ્સરી એ, કોમળ કિન્નરી એ. ૫.
સવા લાખ દીનાર, દેશે પુરૂષ હજાર;
દેખી રૂપને એ, મનોભવ ભૂપને એ. ૬.
રાજાદિક પરિવાર, કેઇ સામંત તલાર;
આવશે મંદિરે એ, આપણે સુંદિરે એ. ૭.
મારો એહ કુમાર, લક્ષ્મીતણો નહિ પાર;
એહથી પામશું એ, દુઃખ સહુ વામશું એ. ૮.
એમ કહીને તે બાળ, અનુચરી કરે તતકાળ;
આપે વેસડી એ, બહુ જનકેરડી એ. ૯.
કુંવર અહીને હાથ, નાવે બીજી સાથ;
વહે દગ બાહરે એ, પાપને આચરે એ. ૧૦.
દેખી કુંવર બાળ, આવ્યો રે તુજ કાળ;
ધર તું પાપીને એ, દોહગ વ્યાપને એ. ૧૧.
હા હા જગતીરતન, મારણ કીધો મન;
ઉદરને કારણે એ, નરકને બારણે એ. ૧૨.
તો હું દાસી કાય, વેશા સરસી આય;
રતન બગાડવા એ, પુણ્યને તાડવા એ. ૧૩.
હું ન ગળી કાંઇ ગર્ભ, કાંઇ ન મારી દર્ભ;
વિષ ભક્ષણ કરી એ, પાસો દઢ ધરી એ. ૧૪.
જેહ મરાવે એહ, શું લેઇ જાશે તેહ;
ભવ ઘણું આકરે એ, નિગોદ જે પાધરે એ. ૧૫.

ઘણુ ભવ દાસી જીવ, આગે લહેશું રીવ;
દુઃખ કારણુ ધણે એ, પાપને તાપણે એ. ૧૬.
માતમનોરથી પૂર, દોહગ સંકટ સૂર;
પુત્ર એ માતનો એ, ઠારણુ તાતનો એ. ૧૭.

તો મુજ દેશી ન કોય, હત્યા હાજર હોય;
મારૂં ન એહને એ, તો આપું કેહને એ. ૧૮.
હું કરૂં કેવો ઉપાય, કેમ કરી સંકટ જાય;
મરમ એ કર્મનો એ, ભારી કરમનો એ. ૧૯.
ચિંતવતી એમ દાસ, મૂકે મુખ નિઃશ્વાસ;
આંસુ ચખ ઝરે એ, સાલ જ્યમ ખરખરે એ. ૨૦.

કામદેવ પ્રાસાદ, આવી ધરતી ઉલ્હાદ;
દેવને એમ કહે એ, તું સઘળું લહે એ. ૨૧.
મૂકું તોરે પાય, રાખે તું થિર કાય;
સુખ ભણી આપજે એ, કુંવર દુઃખ કાપજે એ. ૨૨.
નેમવિજય કહે એમ, વાધ્યો મનમાં પ્રેમ;
ટળી આપદા એ, પુણ્યથી સંપદા એ. ૨૩.

## દોહરા.

તો હું એ મારૂં નહિ, ત્રિભુવનતિલક સમાન;
નંદન છે કો રાયનો, બહોત વધો એ માન. ૧.
કામદેવને દેહરે, પુષ્પતણા પુંજમાંહિ;
ખેપ્યો કુંવર ખાંતશુ, ચતુરાએ ચિત્ત ચાહિ. ૨.

કહે કર જોડી દેવને, સ્વામી કરજો સાર;
તમ ચરણે શરણે ઠવ્યો, જાતમાત્ર કુમાર. ૩.

એમ બોલી દાસી વળી, આવી મંદિર આપ;
વેશ વદે તેં મારિયો, નાખ્યો તે શિર કાપ. ૪.
મેં માર્યો નવ જીવતો, કો તસ મારણહાર;
સંશય મન આણો તમે, ઉત્તર દિયો અપાર. ૫.

શીલવતી તટિની તટે, પામી ઠામ એકાંત;
ગોપી અંગ ભૂષણ ભલાં, ઉતાર્યાં મન ભ્રાંત. ૬.
બીજાં અંબર પેહેરીને, દિલ ચિંતે ત્યહાં એમ;
જોયા કૃતઘ્ન દેવને, ટાળી ત્રટકી પ્રેમ. ૭.
નંદન પ્રસવન શી કરૂં, મનડું તિ મચકાંત;
હુતો તાત જો એહનો, તો બહુ ઉત્સવ થાત. ૮.

## ઢાળ ૧૨ મી.

( કારેલણાં ઘટ દેરે—એ દેશી. )

બેઠી તે ત્યહાં સુંદરી, અંબર શૌચને કામ;
હાર એકાવળ કંઠથી, કાઢિયો તેણે ઠામ.
માનીજે શીખ માનની રે. ૧.
પાસે વડવૃક્ષ વાનરો, બેઠો છે વિકરાળ;
દેવ કરી કોઇ રૂપને, ગરવું વદન વિશાળ. માનીજે૦ ૨.
હાર ગ્રહ્યો તેણે ઉતરી, જઇ બેઠો ફરી ડાળ;
નિરખ્યો નારી તેહવો, ખંડતો રત્નની માળ. માનીજે૦ ૩.
નાખે મોતી એકકું, ઉંડું જળ છે જ્યાંહ;
કહે રાણી તવ તેહને, રે રે કરેય શું યાંહ. માનીજે૦ ૪.
કેમ ધન ખોવે માહરૂં, અહો અહો પશુરાજ;
હું અબળા છું એકલી, એહ સબળ મુજ સાજ. માનીજે૦ ૫.
કહે વાનર શું તાહરૂં, જાવેછે ઇણ માંહિ;
મમતા નહિ તુજ પુત્રની, તો શું એણે ચિત્તમાંહિ. માનીજે૦ ૬.
ફટ રે પાપી એહવો, બોલે કેમ તું બોલ;
એ પુત્ર જીવન માહરૂં, તું કાંઇ હૈયડલું ચોળ. માનીજે૦ ૭.
વાનર કહે સુણ વાતડી, સાચ કહું અવદાત;
એતાં સૂનાં ન મૂકિયે, મૂકયે હોવે બહુ ઘાત. માનીજે૦ ૮.
સાતે ધાત સોહામણી, મંદિર પરને હાથ;
ભોજન નંદન ભામની, પંથે બાવળ બાથ. માનીજે૦ ૯.
પુત્ર રતન ( જો ) પરગટયો, આવી કેહને ભળાવિ;
તો સુખદાઇ ન આગળે, હોવે મનશું સંભાવિ. માનીજે૦ ૧૦.

કોણ સગો ઇહાં તાહરો, કોણ હિતકારી તુજ;
મૂકી આવી એકલો, ગાળિ દીએછે મુજ. માનીજે૦ ૧૧.
જનમ થકી તે તાહરા, પુત્રનું ધોઇ મુખ;
વદન થકી રત્ન તે લિયાં, વેણીમધ્યે તુજ સુખ. માનીજે૦ ૧૨.
લલના લોભ છે એહવો, સાચવી રાખે છે તેહ;
તો શું વહાલા પુત્રને, છાંડતાં નાણિયો નેહ. માનીજે૦ ૧૩.
ચિંતામણિ કર લેઇને, નાખે ઉડાવણ કાગ;
કાગ રૂડે અણો ચંચમેં, પામિયો જે મહાભાગ. માનીજે૦ ૧૪.
તે નાખ્યો તમ નંદને, પામીશ હવે સહી કેથ;
હું આખું તુજ હિત કરી, પુત્ર નહિ કા એથ. માનીજે૦ ૧૫.
બોલ કહી હાર સોંપિયો, કુંવરતણો રખવાળ;
અલોપ થયો તસ દેખતાં, વાનર તે પશુપાળ. માનીજે૦ ૧૬.
ઢાળ કહી એ બારમી, પંચમ ખંડે સોય;
નેમવિજય કહે આગળે, નિસુણો જે હવે હોય. માનીજે૦ ૧૭.

## દોહરા.

વામા થઇ ઉતાવળી, ચીવરને લેઇ આપ;
પહોતી વેશ્યામંદિરે, નયણે કરિ મેળાપ. ૧.
વેશ્યાભણી વદી વચનશું, કયાં મૂકયો પુત્ર રતન;
વેશ્યા ફરી બોલી નહિ, દાસી કહે વચન. ૨.
માર્જારી આવી ઇહાં, લેઇ ગઇ તુજ નંદ;
ધ્રસકી રામા ઢળી પડી, દેખંતી દુઃખ દ્વંદ. ૩.
મૂર્ચ્છા પામી માનિની, વેશ્યાકેરે તીર;
વાઇ સજળ સચેતના, ઉઠી ઝરતી નીર. ૪.
હા હા વત્સ તું કયાં ગયો, છોડી નવલો નેહ;
મન મૂકી જે માંડવી, ઉત્તમતા નહિ એહ. ૫.
આલંબન મુજ તાહરૂં, હવે નોધારી નાર;
પ્રીતમ છંડી એક મતે, તેં પણ કીધ જુહાર. ૬.
હું જાઉં કેથી હવે, કેને દાખું દુઃખ;
પુત્ર વિના કહે માત જી, માને કેવું સુખ ? ૭.

## ઢાળ ૧૩ મી.

( હઠીલાને મ લાગો નેહ નિવાહો—એ દેશી. )

હું અપરાધણ કોડી, જે ગઇ એકલી છોડી રે,
સનેહી મોરા નંદન દુઃખ નિવારો;
કેવો નેહ તમારે રે, સનેહી મોરા નંદન૦
નંદન આશ તેં તોડી, વિણ અવગુણ કુવખોડી રે. સનેહી૦ ૧.
પ્રીતમ જબાપ શાં દેશાં, હૈયે દુઃખ નિરવહી લેશાં રે; સનેહી૦
કેની આગે પોકારૂં, કેમ કરી દિલ વારૂ રે. સનેહી૦ ૩.
તો વિરહો ખિણ માત, સહિયો માયે ન જાત રે; સનેહી૦
તુજ વિણ એ સુખ દોહા, વહિસે નંદન સુણ કોહા રે. સનેહી૦ ૩.
હા હા! વચ્છ તુજ કાજે, વચન સહ્યાં બહુ લાજે રે; સનેહી૦
દેશ વિલાયત લંઘણી, કાંઇ કીધી સુખહરણી રે. સનેહી૦ ૪.
પૂર મનોરથે જાયો, તું થઇ બેઠો પરાયો રે; સનેહી૦
એમ ઘટે નહિ તૂને, તેં કીધી નિરાશી મૂને રે. સનેહી૦ ૫.
ફરી ફરી મુરછા પામે, પામી એ દુઃખને ધામે રે; સનેહી૦
બાળહત્યા મેં કીધી, આનાહક મોરી દીધી રે. સનેહી૦ ૬.
કે મેં તુજ વિરાધ્યો, નંદન થઇ દુઃખ સાધ્યો રે; સનેહી૦
કે મેં વેસ્યાનું ચોર્યું, સાધુનું વચન વિડાર્યું રે. સનેહી૦ ૭.
જિનનાં ભૂષણ લીધાં, થાપણે આપણી કીધાં રે; સનેહી૦
વિરહો આજ ઊમાહ્યો, નવ રહ્યો કર સાહ્યો રે. સનેહી૦ ૮.
તો હું તુજ ક્યમ દેખું, પ્રીતમ માગશે લેખું રે; સનેહી૦
તુજ વિણ રત્ન કેમ વિહાશે, ક્ષણ તે વરસાં સો થાશે રે. સનેહી૦ ૯.
હા હે વચ્છ ક્યમ કીધો, ઉચક ધાય કેમ દીધો રે; સનેહી૦
જો રહેવા મન ન હુતો, ઉદરે આવી કેમ પહોત્યો રે. સનેહી૦ ૧૦.
હા વત્સ દુઃખ ન ખમાયે, વિરહો જંતુ લેઇ જાય રે; સનેહી૦
વહેલું દર્શન દેખાવો, માતા સુખ ઉપજાવો રે. સનેહી૦ ૧૧.
જીવિત તુંહીજ મોરે, હોયે નવો દિલ તોરે રે; સનેહી૦
કાંઇ પિતા કુળ આવી, હુઉં એવું જે ભાવિ રે. સનેહી૦ ૧૨.

એતા દિન કેમ કાઢું, પુત્ર વિજોગે દુઃખ ગાઢું રે; સનેહી૦
જાણતી હું મન માંહે, પ્રીતમ ભેટ તું વાહે રે. સનેહી૦ ૧૩.
વેશ વદે એમ દેખી, ધર્મતણી જે દ્વેષી રે; સનેહી૦
હોશે તમ સુખકારી, આગમણ પુત્ર તમારી રે. સનેહી૦ ૧૪.
તેરમી ઢાળ રસાળે, ચમકી વેણ વિશાળે રે; સનેહી૦
નેમવિજે મન થિર રાખી, વિલાપની ઢાળ એ ભાખી રે. સનેહી૦ ૧૫.

## દોહરા.

દાધી દુખભર સુંદરી, દીનપણે કરી દાન;
થાપક પદે વિછવી, હું અપરાધી હીન. ૧.
ઉમા કહે સુણ પુત્રિકા, આણે મન દુખ કાંઇ;
પુત્ર ભલેરા સંપજે, ઇણ મંદિર રહિયાઇ. ૨.
રવિ ઉગે જો પશ્ચિમે, પાવક ઇંદુ ઝરંત;
મેરૂ ચળે જો મહી થકી, શીલ ન મૂકું અંત. ૩.
મારગ છોડે મુનિવરા, સત્ય વિના જય હોય;
અધમપણું ઉત્તમ લહે, શીલ ન મૂકું તોય. ૪.
પાસો લેઇ કંઠે હવું, પેસું જલણ મઝાર;
તમ વાતો તમ ઘર રહો, સતિયે કર્યો ઉચ્ચાર. ૫.
એમ ચવી મંદિર થકી, નગરે નારી જાય;
શ્રીદત્ત નામે શેઠ ત્યાં, સધન જન સુખદાય. ૬.
દેખી શેઠ નારી તિકા, બોલાવી બહુ માન;
કયમ આવી પુત્રી ઇહાં, ચરિત્ર કહો સાવધાન. ૭.

## ઢાળ ૧૪ મી.

( ઝૂમખડાની—દેશી. )

વાત પોતે જે ભોગવી રે, તેહ કહી સમજાય; સાચે મન એ ખરી;
જાતિ કહી વ્યવહારિણી રે, ન કહ્યો ભૂપતિ નાય. સાચે૦ ૧.
બીજી માંડી સહુ કહી રે, શેઠજી આગે કથાય; સાચે૦
નિસુણી નિસાસો આણિયો રે, આતમ આપ ઠરાય. સાચે૦ ૨.

શુચિકુળ બેટી જેણે ધરે રે, તે ધરનું મહા ભાગ્ય; સાચે૦
દૂયકુળ વારે કલંકને રે, દુષ્કૃતનો કરે ત્યાગ. સાચે૦ ૩.
મારગ કુળને જે વહે રે, તે તો શોભા બહુ પાય; સાચે૦
સુખ દુઃખ એ ફળ કરમનાં રે, સરજ્યું તેમજ થાય. સાચે૦ ૪.
જેવો રંગ પતંગનો રે, વહે કહો કેતી લીહ; સાચે૦
સાચો ચોળ મજીઠનો રે, સરસો દેખિયે દીહ. સાચે૦ ૫.
ગાંઠ પડી જે હીરની રે, જેહ પટોળી ભાત; સાચે૦
ફાટે પણ ફીટે નહિ રે, ઉત્તમ જે વર જાત. સાચે૦ ૬.
ધર ધરના જે પ્રાહુણા રે, કેવી તસ પરતીત; સાચે૦
લાગતો લેખો નહિ રે, તુટે રે ક્ષણ પ્રીત. સાચે૦ ૭.

જૂઠા મન જૂઠા લહે રે, સાચાને મન સાચ; સાચે૦
તે કુળવંતાં માણસાં રે, બેઠા રંગ રંગે રાચ. સાચે૦ ૮.
એક પખો જે નેહલો રે, લોક માંહે વે કાચ; સાચે૦
દુઃખ આવ્યું સહી એહવું રે, તોય ન છંડે વાચ. સાચે૦ ૯.
જળ માટી ને પ્રીતડી રે, સૂકી ખંડજ થાય; સાચે૦
લોહ લહી જ્યમ ઉત્તમે રે, જોડી પ્રીત ન જાય. સાચે૦ ૧૦.
તો સહી નંદની એ સમે રે, અંતર રાખું ન કાંય; સાચે૦
આવ્યાં આશ્રય જે દિયે રે, તેહ મળી જિન જાય. સાચે૦ ૧૧.

પતિ મળશે જવ એહનો રે, ત્યાંહી એ મુજ દુઃખ દૂર; સાચે૦
એ પણ લહેશે સુખ ભલો રે, નારી પુણ્યનું પૂર. સાચે૦ ૧૨.
સુણ પુત્રી આવી મંદિરે રે, વિલસો સુખ સુરંગ; સાચે૦
દાન દેજો ધરી ધર્મને રે, કરજો સાધુ સુસંગ. સાચે૦ ૧૩.
પહોતી મંદિર પદ્મની રે, શ્રીદત્તા તેથ બોલાય; સાચે૦
આવો નંદની અમતણે રે, દાતા વિહસી કાય. સાચે૦ ૧૪.
ખાવો ધન બહુ વાવરો રે, રાખો મત કો અનૂર; સાચે૦
વિપદ સંપદ હોય માનવી રે, જો જો શશિ ને સૂર. સાચે૦ ૧૫.

દુઃખની વેળા લહી આપણી રે, આણવું મનમાં ન દુઃખ; સાચે૦
દુઃખ આવ્યે પુણ્ય કીજિયે રે, ટાળવા ભવની ભૂખ. સાચે૦ ૧૬.

આનંદ ઇભ્યની સેવના રે, રાખે ન અંતર રેષ; સાચે૦
સતિ મનમાંહી દુઃખ ઘણું રે, કીધા કરમના દ્વેષ. સાચે૦ ૧૭
શીલ સલૂણું સાચવે રે, કરતી વિનય વિવેક; સાચે૦
કઠિણ વચન નવ લેખવે રે, સમરે શ્રીજિન એક. સાચે૦ ૧૮.
જ્યાં લગી પ્રીતમ નહિ મળે રે, ત્યહાં લગી ધરમની સાખ; સાચે૦
આંબિલનું તપ આદરે રે, આવશ્યક દોય ભાખ. સાચે૦ ૧૯.
સમતા સુધર રંગે રમે રે, ન ગમે પાપ પ્રસંગ; સાચે૦
પૌષધ પરવે આદરે રે, છેદે અંગ અનંગ. સાચે૦ ૨૦.
નવ પદ ગણી દિન નીગમે રે, મન વચ કાય સંયોગ; સાચે૦
આવે દુઃખ ચિત્ત ચિંતવે રે, એ સહુ કરમના ભોગ. સાચે૦ ૨૧.
દુઃખ નીગમી સુખને લહ્યાં રે, ટાળે આળ જંજાળ; સાચે૦
નેમ કહે ખંડ પાંચમે રે, સુંદર ચૌદમી ઢાળ. સાચે૦ ૨૨.

## દોહરા.

હવે સુણજો નૃપનંદનું, ચરિત્ર કહું સવિતંત;
દાસીએ મેલ્યો કામભુવન, મન કરીને બહુ ખંત. ૧.
ત્યહાં વાસી વ્યંતર જિકો, દેખી નરપતિ નંદ;
ઉલ્લસ્યું હ્રદયજ તેહનું, પામ્યો પરમાનંદ. ૨.
અયિ અયિ પુણ્ય વિચિત્રતા, અયિ અયિ માતવિયોગ;
એ અવસર બાળક લહ્યો, કીયા ભવનો ભોગ. ૩.
પુણ્યવંત એ પ્રાણિયો, પૂરણ મહારૂં પુણ્ય;
ભવે ભવે ત્રિદશ લહ્યો, ધન્ય વેલા ધરા ધન્ય. ૪.
વાડી ફૂલને અપહરી, છાયું કુંવર શરીર;
કો નવ જાણે એહવો, રાખ્યો અચળ સધીર. ૫.

## ઢાળ ૧૫ મી.

( રાજાને બહુ અંતેઉરી, રાણી રૂપે ઉદાર રે—એ દેશી. )

તેણે અવસર તેણે નગરી, વસુદત્ત શેઠ સુજાણ રે,
બહુ ધનધારી પર ઉપકારી, દાન દયા ગુણખાણ રે;
સુખકારી રે નારી તેહતણી વારૂ. ૧.

લક્ષ્મીવતી છે લીલા નાની, અપુત્રિણી રામા રે;
પુત્રને અર્થે આતુર બાળા, સેવે યક્ષ જઇ કામા રે. સુખકારી૦ ૨.
ફૂલ ને ફળ જે લેઇ બહુલા, પૂજતી પ્રેમને આણી રે;
સેવા કરીને જાચે સુંદરી, દો પુત્ર દાસી સમાણી રે. સુખકારી૦ ૩.
સેવા નિત્ય કરે સાચા મનશુ, આવી દેવળ પ્રેમે રે;
ફૂલ લેવાને પહોતી તે વાડી, દીઠો પુંજ તેણે સામે રે. સુખકારી૦ ૪.
વૃક્ષભણી તેણે નિરખ્યાં નેહે, પુષ્પ ન લાભે કોઇ રે;
આવી પુંજતણે અનુમાને, આવી દીઠી તેણે સોઇ રે. સુખકારી૦ ૫.
પુંજ માંહેથી પુંડરિક સમોવડ, દીઠો બાળ પ્રધાન રે;
શિર અનોપમ કંચન વરણો, લાગ્યું દેખતાં તાન રે. સુખકારી૦ ૬.
લીધો બાળક સીધો કરતલ, કામિતકારી રંગે રે;
ચીવર છુપાવી આવી મંદિર, ઉલટ આણી અંગેરે. સુખકારી૦ ૭.
નિઃશાણ વજાવે ગાવે ગોરી, ભોળી મતિ મન આણી રે;
ગૂઢગર્ભા એણે પુત્ર એ પ્રસવ્યો, શેઠ કહે એમ વાણીરે. સુખકારી૦ ૮.
બીજે દિવસે સ્થિત જાગરિકા, ત્રીજે ઇંદુ તપન દેખાવે રે;
છઠ્ઠી રાત્રે ધર્મ જાગરિકા, નારી હર્ષ ઉપજાવે રે. સુખકારી૦ ૯.
બારશમેં દીન શૌચનું કારણ, માંડણ સબળો એ કીધોરે;
શેઠના મનનો મનોરથ એવો, ભૂરિ ભાગ્યે કરી સીધ્યો રે. સુખકારી૦ ૧૦.
લોકાચારે વદીતો શેઠ, અંગણી લીએ નામ દીઠો રે;
રત્નગુપ્ત તસ નામજ એવો, ઠવ્યો મન કર મીઠો રે. સુખકારી૦ ૧૧.
ઓચ્છવ મહોચ્છવ માંડયો મોજે, બંદીજન વર બોલે રે;
પૂરવ સંચિત બહુલા સાથે, કુંવરતણે કોણ તોલે રે. સુખકારી૦ ૧૧.
નંદનની પેરે નિરખી નેહે, હીડોલડે ગીત ગાતી રે;
દેખી દેદાર તે કુંવરકેરો, સુખભર ભીડે છાતી રે. સુખકારી૦ ૧૩.
જે દીનથી આણ્યો આપણે ગેહે, ગર્ભ ધર્યો તેણે પ્યારીરે;
એણે પુણ્ય પ્રકટ એ પ્રૌઢાં, જોયો સહુ નરનારી રે. સુખકારી૦ ૧૪.
બીજ ઇંદુ જેમ દિન દિન વધતો, કલાવંત કુમારો રે;
હરખે માતા મનડે કોડે, શેવે નહિ અલગારો રે. સુખકારી૦ ૧૫.

ઢાળ પંદરમી મારૂ રાગે, નેમવિજય શુભ ભાખી રે;
ઇભ્યની ઘરણી આનંદ અંગે, દીધાં દોહગ નાખી રે. સુખકારી૦ ૧૬.

## દોહરા.

રત્નગુપ્ત ઘર શેઠને, પંચ વર્ષનો બાળ;
પ્રૌઢો જાણી તાતજી, મૂક્યો લેઇ નિશાળ. ૧.
ન્યાય સાહિત્ય જે ચોંપશુ, ભણે તજીને આળ;
ગણિત છંદ ભાષા વળી, ધર્મશાસ્ત્ર વિશાળ. ૨.
કરતો ક્રીડા બાળની, રાજ્યનીતિ સંભાળ;
દેખી અચરજ જન બહુ, માતા હોયે ખુશાલ. ૩.
આપ હોય રાજા તીસેં, સચિવ સેનાપતિ શેઠ;
ન્યાય અન્યાયે દંડ દે, એમ રમતો શુભ દ્રેઠ. ૪.
વરસ નવ જવ વોલિયાં, પરણાવ્યો તે તાત;
કન્યા દો વર શેઠની, વિલસે સુખ દીનરાત. ૫.

## ઢાળ ૧૬ મી.

( માળવ મહિપતિ મગસી વિરાજે—એ દેશી. )

એ અવસર તે નગરીએ રાજા, સોહે શ્રી શ્રીષેણ હો,
ભૂપ રંગે કરી, બેઠો સભાને મઝાર હો, હરખ હૈયે ધરી;
સભામધ્યે તિહાંકણ એક આવ્યો, ગણિક વિદ્યા તેણે શ્રેણ હો. ભૂપ૦ ૧.
બે કર જોડીને મહિપતિ બોલે, મુજ નંદની ગુણ ગેહ હો; ભૂપ૦
તેહતણો પતિ કોણ હોશે, કહીએ અમૃત એહ હો. ભૂપ૦ ૨.
ગણુક કહે તે ગણિતને જોઇ, શીલવતીનો નાહ હો; ભૂપ૦
જાણજો માનવતીનો પ્રીતમ, આવશે એહથી ઉછાહ હો. ભૂપ૦ ૩.
વરસ પાદને અંતરે મળશે, મહિમાવંત નરેંદ્ર હો; ભૂપ૦
રાજા મન સુખ પામ્યો સબળું, ટાળ્યો મનનો ફંદ હો. ભૂપ૦ ૪.
દીધું ધન બહુ ગણુકને રાયે, ગણુક ગયો નિજ ગામ હો; ભૂપ૦
કેતે દિવસે શ્રીષેણ નૃપને, આવ્યો દૂત ઉદ્દામ હો. ભૂપ૦ ૫.
ધનક નામે છે પાલિનો પતિ જે, બહુ બળધારી ચોર હો; ભૂપ૦
આવ્યો ચમૂ તે સબળ સજીને, કિરાત છે ધનઘોર હો. ભૂપ૦ ૬.

સરિતાએ જેમ જળ વહે જલદે, તેમ વહિયો ત્યાં રાય હો; ભૂપ૦
રત્નગુપ્તે ત્યાં સાંભળ્યું સહુએ, દૂતે કહ્યું જે આય હો. ભૂપ૦ ૭.
બાળક મુખ કરી બાળક સબળા, તે પણ ચાલ્યો વેગ હો; ભૂપ૦
ખ્યાલ જોવે ત્યાં રણ બહુ થાયે, ઉભો સહી વડ તેગ હો. ભૂપ૦ ૮.
હાર્યો શ્રીષેણ નૃપતિ તેથી, વેગે ત્યાંથી પળાય હો; ભૂપ૦
કુંવર ઉભો તે થાનકે આવ્યો, ધાઇ સામો થાય હો. ભૂપ૦ ૯.
કર પૂઠે કરવાળને કુંવર, આવીઓ સામો તામ હો; ભૂપ૦
કિરાત તે સઘળા નાઠા ત્રાઠા, દેશમાં નિધ પુણ્ય કામ હો. ભૂપ૦ ૧૦.
રાયથકી બળ તેહનું દીઠું, દીઠો બળધર હાથ હો; ભૂપ૦
જોયો ઇભ્યપતિ નંદન હેલો, ભાજ્યો ભીલનો સાથ હો. ભૂપ૦ ૧૧.
એકલે રાખ્યો દેશ એ સબળો, રાજા વિસ્મય હોત હો; ભૂપ૦
પાંચ દિયાં વર ગામજ તેને, શ્રીષેણ ભૂપતિ તુરંત હો. ભૂપ૦ ૧૨.
સુખ વિલસે સંસારનાં કુંવર, શીલવતીસુત તેહ હો; ભૂપ૦
માતાને અંકે નિશદિન રમતો, તાત ધરે બહુ નેહ હો. ભૂપ૦ ૧૩.
રત્નગુપ્ત એ નામને નિસુણી, શીલવતી ખુશિયાલ હો; ભૂપ૦
સાહમપરંપરા શુદ્ધ વખાણે, તિણથી ટળિયા જંજાળ હો. ભૂપ૦ ૧૪.
તસપદપંકજ મધુકર રસિયો, નેમવિજય કહે નેહ હો; ભૂપ૦
પંચમ ખંડ એ ઢાળ તે સોળે, સુણતાં સંપદ ગેહ હો. ભૂપ૦ ૧૫.

**इति श्रीशीलवती महासतीचरित्रे पंचमखंडः संपूर्ण.**

---

# ખંડ ૬ ઠ્ઠો.

## દોહરા.

રિદ્ધ સિદ્ધ સુખ સંપદા, પામે નર ભરપૂર;
ગોડીધર ધિંગો ધણી, ત્રિભુવન માંહ્ય સનૂર. ૧.
આશા પૂરણ આપણી, ચિંતામણિ સમ દેહ;
કામ ગવી કિરતા ધુરી, કરતાં એહની સેવ. ૨.
વરદાયક વસુધાતણી, વાગીશ્વરી વિખ્યાત;
સરસ વચન દ્યો માતજી, કવિયણને સુખ શાત. ૩.
ગુરૂ જ્ઞાની ગુરૂદેવતા, સકળ પદારથ ગમ્ય;
ચૌદરાજ વિલોકતાં, ગુરૂને ન છે અગમ્ય. ૪.
દેવ ગુરૂ સુધર્મ એ, ગુરૂથી અધિક ન કોય;
સુગુરૂ તિલકવિજયતણાં, ચરણકમળ નમું દોય. ૫.
ભૃગુકચ્છાદિક નગરમાં, ચંદ્રગુપ્ત નરનાથ;
વિલસે સુખ સંસારનાં, નવ નારીને સાથ. ૬.
એક દિન બેઠા મહોલમાં, રમતાં નર ને નાર;
શીલવતી તસ સાંભરી, ઉત્સુક થયો કુમાર. ૭.
વનિતા વિષમે આકુળી, મેં મૂકી છે જેહ;
જઇ સંભાળું તેહને, ટાળું દુઃખની રેહ. ૮.
જેહશું હોયે નેહલો, ક્ષણ ક્ષણ આવે ચિત્ત;
સૂતા હી ધન નિંદભર, સંભારીઇ ધરી હિત. ૯.
નેહી આવે સુહણે, નીસનેહી નવિ નેણ;
ગુણ ખલકે વર સાલ જ્યમ, તેના દિનને રેણ. ૧૦.
જઇએ દેશ વિદેશડે, અટવિ માંહ ગયાઇ;
સુખ દુઃખ સાંભરે સજ્જનાં, કેમ ન વીસરિયાઇ. ૧૧.
મન મળ્યાં તન ઉલ્લસ્યું, વિહસ્યાં નયન ચકોર;
અધરે આતુરતા કરી, કરતો મદન બકોર. ૧૨.

## ઢાળ ૧ લી.

( હાંજી શાને કલાઇયો જોર રવા વળી લુંબા ઝુંબા—એ દેશી. )

રાત ન જાયે તે વિના રે, ક્ષણુ ક્ષણુ આવે મન;
અન્ન ઉદક બે નવ રૂચે, ઉત્સુક થયું અતિ તન;
જીવનજી એમ બોલે મહારાજ, કરવા આપણું કાજ. જીવનજી૦ ૧.
તે સાજન કયમ વીસરે રે, જેહ શું અવિહડ પ્રીત;
ગુણુ અવગુણુ જાણે નહિ, ધણી રાખે પૂરવ પ્રીત. જીવનજી૦ ૨.
તન મળવા ઘણું આકળુ રે, ક્ષણુ હૈયે દુઃખ થાય;
વાસ કર્યો જીવે ત્યાંહાં, જ્યાંહાં શીલવતી તન છાંય. જીવનજી૦ ૩.
નવ નારી નિરખી કરી રે, નમઇ તોહી ન કાય;
જીવ પંખેરૂ પ્રેમના રે, વા'લાને થાનકે જાય. જીવનજી૦ ૪.
અવસર જાણી એહવો રે, ત્રિલોચના ભણી એમ;
શાખ લહો તમે તાતની, જેમ વાધે અમ ધન પ્રેમ. જીવનજી૦ ૫.
વા'લાને મળવાતણો રે, અળજો હોય અત્યંત;
મેળો કરે મહારાજ જી, કાંઇ ગરવા શ્રીભગવંત. જીવનજી૦ ૬.
ત્રિલોચના ત્યાંહાં તાતને રે, માત જણાવી વાત;
આપો આણા સુખડી, હરખિત તે તો થાત. જીવનજી૦ ૭.
હેડે અતિશે આણીને રે, નિસુણી નંદનીની વાણુ;
વિછોહો અંગજાતણો, વિરહી વિરહ વખાણુ. જીવનજી૦ ૮.
વિનય વહે તું સાસરે રે, સાસુ સસરા હેત;
ધર્મ કરે દઢતા કરી વાવરજે, ધન સાત ખેત. જીવનજી૦ ૯.
જોડી એ તુમકેરડી રે, વાંચ્છિત લેહેજો ક્ષેમ;
પ્રીતમ મનને સાચવી, નેહ વધે નવલો તેમ. જીવનજી૦ ૧૦.
કુડાં દિલ જે શોકયનાં રે, સહેવા તેના બોલ;
રીસ ન કરવી ત્યાંકણે, તે તો ઉત્તમ કહેવો બોલ. જીવનજી૦ ૧૧.
નવ સહસી હાથી દિધા રે, છત્રીસ સહસ તોખાર;
અરધ રાજ્ય આપ્યું ગણી, પાયકનો નહિ પાર. જીવનજી૦ ૧૨.
સંપ્રેડણુ શીખે કરી રે, કીધું કુંવરે પ્રયાણુ;
વોળાવી ભૂપ પાછા વળે, સાથે સબળ સયાણુ. જીવનજી૦ ૧૩.

નિર નવાણે જે ભર્યા રે, નિર્મળ પહેલી હોજ;
પીજે પાણી ભાવતાં, હીંડતાં કરતાં મોજ. જીવનજી૦ ૧૪.
સીમાડા આવી મળે રે, આપી સબળી ભેટ;
સેવકપણે તે રાજવી, તે તો પ્રણમે અંજસમેટ. જીવનજી૦ ૧૫.
બહુ પરિવારે પરવર્યો રે, આવ્યા આપણે દેશ;
તાત ભણી જણાવિયો, તેણે નાગરતણો પરવેશ. જીવનજી૦ ૧૬.
સામૈયું રૂડું કરે રે, શોભાવે નગર ને હાટ;
સોહવી વધાવે મોતીએ, પથરાવે સુવર્ણપાટ. જીવનજી૦ ૧૭.
પાય પડયો જઇ તાતને રે, શીશ નમાવ્યું માય;
નાઠું દુઃખ થઇ સંપદા રે, ઘરઘર મંગળ ગાય. જીવનજી૦ ૧૮.
છઠ્ઠે ખંડ સોહામણી રે, સુંદર પેહેલી ઢાળ;
નેમવિજય કહે આગળે, સાંભળજો ઉજમાળ. જીવનજી૦ ૧૯.

## દોહરા.

જઇ માતા પાયે નમ્યો, પ્રણમ્યા તાતના પાય;
વેગે પો'ત્યો અંતઃપુરે, શીલવતી ચિત લાય. ૧.
મનમાં વા'લી માનની, મીઠી અમીય સમાન;
તેહવિના ક્ષણ દોહલો, જુએ તજીને માન. ૨.
અરહુ પરહુ નિરતો, ચંચળ કંઇ નિજ ચિત્ત;
નારી ન નિરખી લોચને, કુંવર થયો વિણ પ્રીત. ૩.
મદનતણી જે વાટિકા, પ્રાણતણી જે કાય;
નેન સલુણી સુંદરી, તાપતણી જે છાય. ૪.
કેથ ગઇ તે કામની, નયણ ન આવે જેહ;
સહી તે પહોતી પીહરે, પિયુ વિના ધરી નેહ. ૫.

## ઢાળ ૨ જી.

( સુણ મેરી બેની કહે કાંઇ અચરજ વાત—એ દેશી. )

સહી એ દેખી આવતો, નયણે તવ જળધાર;
રૂદન કરે રામા ત્યાંહાં, તેજ મો'લ મઝાર. ૧.

સુણ્ય હે ભૂપતિ, કર્મતણી ગતિ એહ,
દીધા કરમે છેહ, ભોગવતાં ફળ રેહ;
લેણાયત જન લેહ. સુણ્ય હે૦ ૨.
લેહેણું લાધે લોકમાં, એવી અછે પરતીત;
ઉત્કટ વિકટ દલ ભર્મનાં, કર્મ લાગી જન નીત. સુણ્ય હે૦ ૩.
ચંદ્રગુપ્ત અતિ ગહ્વર્યા, પૂછે તેણીવાર;
કેથ રોવો તમે દુઃખ વિના, કરતી મુખ પોકાર. સુણ્ય હે૦ ૪.
દાસી પ્રત્યે બોલે શશી, ક્યાં મુજ પ્રાણઆધાર;
ગદગદ સ્વરે દાસી કહે, સાંભળો એ અધિકાર. સુણ્ય હે૦ ૫.
તમ સંગે તે અંગના, ગરભ ધર્યા દિન નેહ;
જાણ્યું સઘળે રાઉલે, માતપિતા તમ જેહ. સુણ્ય હે૦ ૬.
રત્નાવલી માતા બહુ, હઠ ગ્રહી રહી લાલ;
મારણ ભય તસ વિષ બહુ, અનુભવ્યાં અસરાલ. સુણ્ય હે૦ ૭.
પ્રચ્છન્ન થકી પ્રકટી કરી, વાત વહીતી લોક;
વિષ મારે તે મુઇ નહિ, પાપતણો ફળ થોક. સુણ્ય હે૦ ૮.
ભુવન જોતાં નિરખિયો, મુદ્રિત બગચો એક;
છોડી નિરખ્યો સાસુએ, કીધી ક્રોધની ટેક. સુણ્ય હે૦ ૯.
કિણ છયલ તુમે પાઠવ્યો, કોણ મળ્યો સસનેહ;
મૂલ કરી ભૂષણ ભલાં, કોઇ ગયો તુજ દેહ. સુણ્ય હે૦ ૧૦.
(ઇહાં) પુરૂષ કોઇ આવે નહિ, નૃપ ભુવને **સોસ;
ગર્ભ દેખી એ તાહરો, કોણ નવ ચઢે રોષ. સુણ્ય હે૦ ૧૧.
સાખ્ય ભરી અમે તમતણી, મુદ્રા દેખાડી જાસ;
તોય તેણે માની નહિ, સાસરિયાંનો વિશ્વાસ. સુણ્ય હે૦ ૧૨.
દીધી મુદ્રા જો નંદને, રે જૂઠા બોલી નાર;
વસ્ત્ર આભૂષણ કેણે આપિયાં, પાપણી રાંડ બેકાર. સુણ્ય હે૦ ૧૩.
ભલી વગોવી ભામની, કો ન કરે તે કીધ;
વાત ચાળી રહે શે જગલગી, વૈર લાહો ભલ લીધ. સુણ્ય હે૦ ૧૪.
વાંક નહિ છે તાહરો, ઇશું અમારૂં કર્મ;
થોડે કામે ઘણું ભોળવી, ભલો લગાડયો ભર્મ. સુણ્ય હે૦ ૧૫.

જે જે પડે વિપત્તડી, તે તે સહેવી કાય;
દોષ દિજે નિજ કર્મને, વળી પ્રસવે જેણે માય. સુણ્ય હે૦ ૧૬.
વા'લો જો વેરી થયો, તો કેને દીજે દોષ;
ગુંગો જ્યમ વાત હૈયે ધરે, આણે જ્યમ મનમાં શોષ. સુણ્ય હે૦ ૧૭.
શીલવતી સગુણી ભલી, તુજ કુળ માંહે લીહ;
સાહસિક શિરોમણિ, અહો અહો તુજ દીહ. સુણ્ય હે૦ ૧૮.
બોલે મીઠાં માલતી, એહ તમારી માત;
ઢાળ બીજી બ્રહ્મ ખંડની, નેમ કહી સમજાત. સુણ્ય હે૦ ૧૯.

## દોહરા.

ભામિની કહિયો ભૂપને, ગર્ભતણો અધિકાર;
પૂરવ વૈરે વૈરિણી, લાગી સતીને લાર. ૧.
કાઢી નારી ઇહાંથકી, ભુંડા વેશ બનાય;
મૂકી પીહર વાટડી, નિકલંકી કલંકાય. ૨.
સજ થઈ સાથે અમો, સેવણ સતીના પાય;
બળે કરી મેલી નહિ, એહ તમારી માય. ૩.
દાસીવચન એવાં સુણી, ધરણી ઢળ્યો કુમાર;
અં અં દૈવ તેં શું કર્યું, કે રૂઠ્યો કિરતાર. ૪.
તાત દેખાવો નારીને, માય મેળાવો મોય;
નહિતર અગ્નિ ઝંપાવશું, વળી વળી કહે તોય. ૫.
સરસી નારી ઇણથકી, નંદન પરણો આજ;
વાત તજો તમો તેહની, અમને આવે લાજ. ૬.

## ઢાળ ૩ જી.

( હો પ્રીતમ તુમબિનુ મેરે ન કોઇ—એ દેશી. )

કુંવર બોલે તવ એહવું મુખથી, નિસુણો કહું મોરી માય;
લાગ્યું મો મન માનની તેહશી, નહિ છે તોરે દિલ કાંય. ૧.
હો ભવિક જન, વરવી વિષય વિડંબના, ભોળવ્યા ભોળા ભૂપતિ;
બહુ પરી કરતલ ટંબા—હો ભવિક. ૨.

તેહ વિણ કહો, કેમ કરી રહિયે, પ્રત્યક્ષ દીસે દુરાહી;
મન લાગ્યું છે તન એ વિકળતા, કયા વિધ રહીશું સાહી—હો ભવિક૦ ૩.
એ વિણ જાયછે ક્ષણ ક્ષણ માસા, સાસે પણ સુખ ન હોયે;
વીછડિયાં વર વાલેશ્વર જેહ, મન ન લાગે દેખી સહુયે—હો ભવિક૦ ૪.
કીડી ઉપર તેં કટક કીધું, કેવી તુમચી વડાઇ;
છેહ દેઇ તમે બાળા તે છેતરી, આગેથી લાડ લડાઇ—હો ભવિક૦ ૫.
યોગી વિયોગી તે નવ જણાવે, ગુણ જશ હૈડામાં ખટકે;
ચટકે ચણણે બહુ કાયા મોપે, વિરહ વિરહાનલ પટકે—હો ભવિક૦ ૬.
કોલ દેઇ જે પાંતરી એ છે નારી, કહો શોભા કયમ વરિયે;
લોક ઉખાણો નવ કીજે એહવો, ઘેલાં સાથે પંથ ન કરિયે—હો ભવિક૦ ૭.
પરણાવો માજી જો મુજ ભણી બીજી, નારી નાવે તેહ જેવી;
દાખી દુઃખ ને અબળાને છંડી, હવે વાત કરો તમે કેવી—હો ભવિક૦ ૮.
ઉર દુખે જો જોરથી કહતું, થાઉં ચખ્ય સીસકસીસ;
વેદન સોઇ લહે અવર ન બોજો, કહો તમને કેતું કહીશ—હો ભવિક૦ ૯.
તો પેસું હવે પાલક સઘળે, બીજી વાત ન ધરશું;
અજાણ થકો કહું જાણજો દિલથી, કહોજી જીવી કૃત કરશું—હો ભવિક૦ ૧૦.
મૂકી અબળા વણ અપરાધે, તેં પણ કાંઈ ઓછ ન રાખી;
તેહતણું દુઃખ તન મન જાણે, બીજા જીવન વર સાખી—હો ભવિક૦ ૧૧.
છાંડી તેને અમે સાસરે તોરે, આધા ન જાણું જેહ વીતી;
કર્મના ચાળા ચતુર કુણ જાણે, પંચમાં વાત વદીતી—હો ભવિક૦ ૧૨.
ભૂપજ પાવે મૂર્ચ્છા ફરી ફરી, માત સચેતન કરતી;
અહો અહો મોહ મદન મહારાજા, ફોજ સબળ દળ ધરતી—હો ભવિક૦ ૧૩.
દહ્યાં સીતે જે બાઉલ વનમાં, તે કયમ પલ્લવ તન આવે;
દાધ્યાં દ્રુમ સહી પાવક કરીય વને, ફરી વળી કુંપળ લાવે—હો ભવિક૦ ૧૪.
કુંવર ચિત્ત ભણી વાળવા વેગે, ભૂપતિ કહે શુભ વાની;
નેમવિજય કહે છટ્ઠા ખંડની, ત્રીજી એ ઢાળ વખાણી—હો ભવિક૦ ૧૫.

### દોહરા.

શીખ લીએ સજ્જનતણી, પ્રણમી માતા પાય;
ઉભો દ્વય કર જોડીને, ગદગદ વિનવે રાય. ૧.

આપો આજ્ઞા હિત ધરી, અમે વિદેશી લોક;
વાટ ન જો જો ફેરીને, જાએવો પરલોક. ૨.
માત મ જાણે જનમિયો. પિતા મ કહેશો પુત્ર;
નારી મ જાણો નાથ ઇમ, ઊભો આપે ઉત્ર. ૩.
રે હૈયાં કાં નવ ફૂટે, કાંઠા કવણ ગુણેણ;
ઘણે ઉસાસે પૂરિયો, ઘમિયો વજ્ર હથેણ. ૪.
સજ્જન વિહુણા સજ્જના, નામ ધરાવે કાંઇ;
સાચો સજ્જન માન તો, જો વિરહે ટુક થીઆઇ. ૫.
નિસનેહી (જે) નર નિગુણો, પગ પગ આપે દોષ;
શીખ દીધી સહુ સજ્જને, રાખ્યો હૈડે રોષ. ૬.
ગુણ અવગુણ જાણે નહિ, ધિઃક ધિઃક માનવ તેહ;
ભમર વળુંખ્યો કેતકી, દુખે ન આપે છેહ. ૭.
ચાલ્યો ત્યાંથી એકલો, કોઈ ન લીધો સાથ;
સતીના પદ અનુમાનથી, શીલવતી મન આથ. ૮.
ચંપા આવ્યો અનુક્રમે, ઊભો સરવર તીર;
સતીની પૂછે વારતા, નયણે લેહેતે નીર. ૯.

## ઢાળ ૪ થી.

( ચંદનની કટકી ભલી—એ દેશી. )

લખિયો લોકે લોચને, ઓળખિયો અહીનાણ, હો પંથી મારા;
દીઠી કે સતીય શિરોમણિ, દેખાવો જી સુજાણ, હો પંથી મારા. દીઠી૦ ૧.
મૂકી ઘો જી ભૂલામણિ, કહિયે દો દો કરજોડી, હો પંથી મારા;
બાળા બહુલા ગુણતણી, જાણે લાગી બલાય, હો પંથી મારા. દીઠી૦ ૨,
આવિયો ઉતાવળો, મળિયા બાંહ્ય પસાર, હો પંથી મારા;
પૂછે કુશળની વારતા, કુશળ છે વનહ મઝાર, હો પંથી મારા. દીઠી૦ ૩.
પૂછે નંદની તાહરી, આવી અછે તુમ ગેહ, હો પંથી મારા;
આપું વધામણી તેહની, નિસુણો નૃપ વચ તેહ, હો પંથી મારા. દીઠી૦ ૪.
આવી ઇહાં અમ નંદની, બેઠી સરવર છાંય, હો પંથી મારા;
ગર્ભવતી શ્યામ ચીવરે, વરવો વેશ બનાય, હો પંથી મારા. દીઠી૦ ૫.

લાજી લાજની વાતડી, જાણી કુળને કલંક, હો પંથી મારા;
આણી નહિ અમ મંદિરે, કીધું મન નિઃશંક, હો પંથી મારા. દીઠો૦ ૬.
મુજ પુત્રી વિના તાહરે, સબળી કાંઇ છે ખોટ, હો પંથી મારા;
છાંડો મમતા મોહની; નેહતણી જેહ ચોટ, હો પંથી મારા. દીઠો૦ ૭.
પરણો પરમાનંદશું, નવલી નારી સંસાર, હો પંથી મારા;
શોક ન કીજે નારીતણો; અવર ભલેરી સંસાર, હો પંથી મારા. દીઠો૦ ૮.
એવી સુણી નૃપ વારતા, બોલ્યો શીશ ધુણાય, હો પંથી મારા;
જો જો અંગથકી ઉપની, નાખી દૂર ઉડાય, હો પંથી મારા. દીઠો૦ ૯.
મુજ મન પ્રાણ નિકુંજમેં, વાસી નયનની રેહ, હો પંથી મારા;
પ્રાણથકી અદકી ઘણું, તે મુજ આતમ દેહ, હો પંથી મારા. દીઠો૦ ૧૦.
આશા ચળી તનકેરડી, સતીયાં ગાત્ર દિદાર, હો પંથી મારા;
એવી એ સંસારમાં, મળવી દોહલી નાર, હો પંથી મારા. મુજ૦ ૧૧.
એહવિના એ એકા ઘડી, જાવે છે જી દુરાય, હો પંથી મારા;
જો મળે તે મુજ અંગના, જીવ કરૂં પસાય, હો પંથી મારા. મુજ૦ ૧૨.
કુંવર કહે તમ નંદની, છે મૂકી કહો કેથ, હો પંથી મારા;
સુકુલિની જેહ સુંદરી, દીસે નહિ કાં એથ, હો પંથી મારા. મુજ૦ ૧૩.
જાઇશ ત્યાંહાં ઉતાવળો, કીજે તેહની ભેટ, હો પંથી મારા;
હોવે હરખ હૈયે ઘણો, નિરખિયાં જે ભણી ભેટ, હો પંથી મારા. મુજ૦ ૧૪.
ભૂપતિ કહે રાજા સુણો, આવી અમતણે ગામ, હો પંથી મારા;
પેસ ન દીધી પ્રેમશું, જે હુતી આતમરામ, હો પંથી મારા. મુજ૦ ૧૫.
ખંડ છઠ્ઠાતણી એ સહી, ચોથી સહેલી ઢાળ, હો પંથી મારા;
નેમવિજય કહે નેહશું, બોલી વચન રસાળ, હો પંથી મારા. મુજ૦ ૧૬.

## દુહા.

કુળ કલંક ડરતાં થકાં, કોઇ ન પૂછયો ભેદ;
કીધું અવિચાર્યું ઇસું, જેથી લહિયો ખેદ. ૧.
રાખી કુંવર મંદિરે, ભૂપ છોડે અસવાર;
શીલવતી શોધી ઘણું, તેણે અવનિ મઝાર. ૨.
લાધી ન લીલા લક્ષ્મીને, કુંવર થયો દિલગીર;
પંથે વહિયો એકલો, વીર શિરોમણ વીર. ૩.

## ઢાળ ૫ મી.

( ભીલકુંવર કોંગું માર્યો આહેડી આ તેને—એ દેશી. )

વણઝારો તસવાટે મળિયો, કાંઝી નાયક નામ રે,
પૂછે નારીની વારતા પ્રેમે, તેણે પણ કીધો પ્રણામ;
બટાઉ ખાખોને, મુજ દીઠી આતમરામ,
જેણે પાતિક નાસે નામ, વિદેશી આખોને. બટાઉ૦ ૧.
કેણે દીઠી સુંદરી કયાંહી, બાળા બાળક વેશ રે;
ગર્ભવતી જે રૂડી રૂપે, દુઃખતણા પર કેશ. બટાઉ૦ ૨.
બે કર જોડીને બોલું તમને, કાળાં અંબર અંગે રે;
નિકલંકી કામની સસનેહી, કોઇય નહિ તસ સંગે. બટાઉ૦ ૩.
કાઢી માતા સબળ વિહુણી, તાતે સાર ન કીધી રે;
અબળા દુઃખ દાખીને કાઢી, કિરતારે કુમતિજ દીધી. બટાઉ૦ ૪.
મો મન પ્રાણ પિયારી બાલા, રંભા રૂપ સમાણી રે;
જો આપે કોઇ મુજને આણી, તેને કહું એમ વાણી. બટાઉ૦ ૫.
હરખ ધરીને આપું તેહેને, આધો રાજ્ય પસાય રે;
વળી જે માગે તે દઉં દાને, માન ને મોહત વધાય. બટાઉ૦ ૬.
હું તસ અનુચર આ ભવકેરો, માનું વળી ઉપકાર રે;
* * * વિણજ કહે વિણઝારો, સાંભળ કહું અધિકાર. બટાઉ૦ ૭.
વરસ દશ પેહેલી સુણ રાજા, ભલી એકલી આવી રે;
આઠ દિવસ રહી તે અમ સંગે, ભામની સુખ બહુ ભાવી. બટાઉ૦ ૮.
શ્રીપુરની અટવીમાં પહોતી, રાતતણો લેઇ જોગ રે;
નવ જાણું પછે કેથે ગઇ તે, કરમતણો જે રોગ. બટાઉ૦ ૯.
પંથીતણે અનુમાનથી પો'ત્યો, દુર્ગમ વિષમ તે દેશે રે;
સિંહ રીંછ વર વ્યાઘ્રને ચિતરા, શબ્દ ભણિય ઉવેખે. બટાઉ૦ ૧૦.
આવ્યો ડુંગર દરીને અંતર, શિલાતળે મુદ્રા દીઠી રે;
નામ પોતાની લીધી કરતલે, મનમાંહી લાગી મીઠી. બટાઉ૦ ૧૧.
કરંક દીઠાં બહુ જંતુકેરાં, મનમાંહી ખેદાણો રે;
મારી નારી મો મન પ્યારી, સિંહ રે થાઇ લેવાણો. બટાઉ૦ ૧૨.

રોવા લાગ્યો રાજકુંવર તે, કરૂણા દેવને આવે રે;
મેં તુજ કેહું વિનાસ્યું આ ભવે, નારી ઉલટ દેખાવે. બટાઉ૦ ૧૩.
વિલાપ કરે વનિતા કાજે, મનમાં લાજ ન આણે રે;
દેવી પ્રત્યક્ષ બોલી તતક્ષણ, મહારાજા કાંઈ જાણે. બટાઉ૦ ૧૪.
મળશે તુજને શ્રીપુર નગરે, પુત્ર સહિત વર નારી રે;
હરખ્યો કુંવર હાલ્યો આગે, પુણ્યતણો જેહ ક્યારી.. બટાઉ૦ ૧૫.
શકુન થયા સુભગા વળી વાયે, પવન લેહેર અતિમંદ રે;
દીઠી તટિની જળ તે સનૂરૂં, પામ્યો મન આનંદ. બટાઉ૦ ૧૬.
ખંડ છઠ્ઠાની પંચમ ઢાળે, પામ્યો નગર વારૂ રે;
નેમવિજય કહે હું કહું સઘળું, શીલવતી પુણ્ય સારૂં. બટાઉ૦ ૧૭.

## દોહરા.

નિરખી નયણુ નદી ભલી, પીધું શીતલ વાર;
વટ છાયા નિરખી વળી, સૂતો કુંવર તે વાર. ૧.
દેહી શ્રમ પરાભવ થકી, નિદ્રા આવી સોય;
તે નગરીએ સહુ સુણો, અચરજ હોવે કોય. ૨.
શ્રીષેણ નામે નરપતિ—સરસ્યા થયા દિન તીન;
પુત્ર નહિ કુલ તેહને, મુઓ થઈને દીન. ૨.
પંચ દિવ્ય પ્રગટાવિયાં, અશ્વ કન્યા ગજ કુંભ,
છત્ર ચામર કર વિના, વિહસે જેહથી રંભ. ૪.
તેહજ રાજા આપણો, કીધો મંત્રી થાપ;
કુંભ દઇ ગજ શુંડમાં, આવે પરિકર આપ. ૫.
પોઢયો વસુપતિ નિંદભર, કુંભ ઢલ્યો લઈ શીશ;
બંદીજન બિરદાવળી, બોલે બહુ જગદીશ. ૬.
જાગ્યો કુંવર દેખીને, એહ અચંભમ કેમ;
સપનું અથવા સાચ છે, નૃપ ચિંતે ત્યહાં તેમ. ૭.

## ઢાળ ૬ ઠ્ઠી.

(દેશી ઓળગાણાની.)

( તથા મહેરામણ મારૂજી—એ દેશી. )

ઉઠોજી થેં ઉભા હુઓ, રાજનજી રે,
બેશો ગજશું ચઢેય, રાયારા રાજવી;

વિનવિયે એમ વિનતી, રાજનજી રે;
તમ રાજ્ય થયું સુખ લેય, રાયારા રાજવી. ૧.
બેસો ગજવર ઉપરે, રાજનજી રે,
વારૂ તે છત્ર ધરાય, રાયારા રાજવી;
ગીત ગાવે વળી ગોરડી, રાજનજી રે,
માગિયાં બંદી પસાય, રાયારા રાજવી. ૨.
અતિ ઉત્સવ કરી આપણે, રાજનજી રે,
કીધો નગર પ્રવેશ, રાયારા રાજવી;
તખત બેઠા ત્યાં આવીને, રાજનજી રે,
હોવે નાટક શેષ, રાયારા રાજવી. ૩.
તે વેળા દિન તે ઘડી, રાજનજી રે,
તે માનવતી પરણાય, રાયારા રાજવી;
ખટકે સાલતણી પરે, રાજનજી રે,
શીલવતી ગુણ ભાય, રાયારા રાજવી. ૪.
ઓચ્છવ કરતાં એણીપરે, રાજનજી રે,
કેતે દિન નૃપ તેહ, રાયારા રાજવી;
ઢંઢેરો ફેરાવિયો, રાજનજી રે,
સુણજો કહિયે છીએ જેહ, રાયારા રાજવી. ૫.
વ્યવહારી નંદ ક્ષત્રીના, રાજનજી રે,
આવજો સહુ દરબાર, રાયારા રાજવી;
લોક વિચિંતે ચિત્તમાં, રાજનજી રે,
મનથી નવું નિરધાર, રાયારા રાજવી. ૬.
પણ મોટી નૃપ આગના, રાજનજી રે,
શણગાર્યા નંદન સેહેલ, રાયારા રાજવી;
આવે અશ્વ રથ બેશીને, રાજનજી રે,
પંચે રંગીત વહેલ, રાયારા રાજવી. ૭.
આવિયા તે દરબારમાં, રાજનજી રે,
દીધો આદર રાજ, રાયારા રાજવી;
મુખ ધોઇને તેહને, રાજનજી રે,

ત્યહાં આંગળી દે મુખમાંય, રાયારા રાજવી. ૮.
દીઠું રૂપ સોહામણું રે, રાજનજી રે,
રહિયો રતિપતિ લાહ, રાયારા રાજવી;
પૂછ્ય તે કોણ તેહવો, રાજનજી રે;
એવો પુત્ર છે જાહ, રાયારા રાજવી. ૯.
વસુદત્ત જે વ્યવહારિયો, રાજનજી રે,
અંગજ તેના હોય, રાયારા રાજવી;
દૂય બંધવ છે દીપતા, રાજનજી રે,
પણ એહ સમો નહિ કોય, રાયારા રાજવી. ૧૦.
આંગળી દે મુખ તેહવે, રાજનજી રે,
આવ્યું રત્ન ને હાથ, રાયારા રાજવી;
ઓળખ્યો નંદન આપનો, રાજનજી રે,
નૃપ મન ગયું તે સાથ, રાયારા રાજવી. ૧૧,
બાળે ન લહિયું મુખ ભણી, રાજનજી રે,
રત્ન નીકાસ્યું જેહ, રાયારા રાજવી;
બુદ્ધિ ઉપાય એહવી, રાજનજી રે,
આણી મનમાં સનેહ, રાયારા રાજવી. ૧૨.
આભૂષણ દે સહુ પ્રતે, રાજનજી રે,
બોલાવિયા સહુ બાળ, રાયારા રાજવી;
બીત્યો દિન સહી તે વળી, રાજનજી રે,
દિયે ઢંઢેરો વિશાળ, રાયારા રાજવી. ૧૩.
ઢંઢેરો તેમ વાજતો, રાજનજી રે,
બોલે મધુરા બોલ, રાયારા રાજવી;
સાંભળો નગરના સહુ જનો, રાજનજી રે,
કે રહિયા ચક્ષુ ચોળ, રાયારા રાજવી. ૧૪.
રત્ન અછે એક રાયને, રાજનજી રે,
જોવે જોડી રેણુ, રાયારા રાજવી;
આપજો તે વહેલા થઇ, રાજનજી રે,
સાંભળતાં શીઘ્ર વેણુ, રાયારા રાજવી. ૧૫.

વ્યાપારી વ્યવહારિયા, રાજનજી રે,
આવજો રત્નને લેય; રાયારા રાજવી;
નહિતો દુઃખ બહુ પાવશો, રાજનજી રે,
કહિયો છે મન ભેય, રાયારા રાજવી. ૧૬.
છઠ્ઠી એ ખંડ છઠ્ઠાતણી, રાજનજી રે,
કહી એ ઢળકતી ઢાલ, રાયારા રાજવી;
નેમવિજય કહે આગળે, રાજનજી રે,
સાંભળજો છે રસાળ, રાયારા રાજવી. ૧૭.

## દોહરા.

વ્યવહારી સઘળા મળ્યા, લેઇ રત્ન અનેક;
દાખે વિવિધ પેર ભૂપને, તેની નાવે ટેક. ૧.
સ્વદેશ ને પરદેશના, ઝવેરી બુદ્ધિ વિશાળ;
પ્રેમે કરીને પાઠવ્યા, રત્નતણી જે માળ. ૨.
દાય ન આવે ઇલાપતિ, મનમાં રહિયો ઝૂર;
નારી નહિ ઇણ નગરમાં, પ્રગટ્યા પાપ અંકુર. ૩.
શ્રીદત્તને વસુદત્તને, તેડાવ્યાં તતકાળ;
લાવો રત્નની જોડલી, કે આવ્યો તમ કાળ. ૪.
શેઠ વિચિંતે ચિત્તમાં, ક્યાંથી લાવ્યા તે રત્ન;
ભૂપતિ મનને રીઝવા, હા બોલે શુભ યત્ન. ૫.

## ઢાળ ૭ મી.

( ‘ આ છે લાલ’ની દેશી. )

ચિંતે મનમાં શેઠ, ફરી દીસે નૃપ દ્રેઠ;
પ્યારે લાલ, ધન ગ્રહેવાને કારણે;
અણહુતો ન દેવાય, માગ્યું હી ન મંગાય,
પ્યારે લાલ, ભૂપ રૂઠયો કૃત શાતણે. ૧.
જોડી મળે જો કોય, મોં માગ્યો લહે સોય,
પ્યારે લાલ, લાવજો કે' એમ ભૂધણી;

કરિય કેમ નવિ હોય, ઇણ નગરીનો લોય,
પ્યારે લાલ, વાત વારે કુણ તેતણી. ૨.
લે વ્યવહારી અનેક, રત્ન દેખાવે વિવેક,
પ્યારે લાલ, રત્ન જડે નહિ તેહવું;
જો જો શેહેરે છેક, પૂછે એકને એક,
પ્યારે લાલ, વચન કહે એહ કેહવું. ૩.
કોઇક નામને દેઈ, સઘળો એ ધન લેઇ,
પ્યારે લાલ, દ્રવ્ય ભણી દુઃખ દાખશે;
કરિયે કહો શું એય, લાધે ન મનનો ભેય,
પ્યારે લાલ, વાત છિપાઇ રાખશે. ૪.
બેઠા આંગણ આપ, કરતા મન બહુ થાપ,
પ્યારે લાલ, ચિંતા તન બહુ ભાવિયા;
ભુંડી નૃપ મુખ છાપ, કેમ ખમીજે ટાપ,
પ્યારે લાલ, આતુર અતિ વ્યવહારિયા. ૫.
શીલવતી કહે તાત, કશી વિમાસણ થાત,
પ્યારે લાલ, ચિંતા કેમ વહે એવડી;
સાચી કહો અમ વાત, હૈડે જ્યમ હરખાત,
પ્યારે લાલ, અપ્રીત લહી નગ જેવડી. ૬.
પુત્રી તુજ થકી કેમ, દુઃખને ટાળિયે જેમ,
પ્યારે લાલ, એવું નહિ પુણ્ય માહરૂં;
કરશું કહેશો તેમ, બોલ સુણીને એમ,
પ્યારે લાલ, દરશન વાલ્હું તાહરૂં. ૭.
રત્ન માગે છે રાય, એ કેમ ઝગડા મિટાય,
પ્યારે લાલ, રત્ન નહિ છે આપણે;
સમજ્યું ન સમજાય, રહિયા રત્ન દેખાય,
પ્યારે લાલ, કારણ એહવું અમતણે. ૮.
તાતજી કેવું દુઃખ, આણો હૈડે સુખ,
પ્યારે લાલ, રત્ન આપું લિયો તમ ભણી;
મણિ દેખી ગયા દોષ, લહિયો મન સંતોષ,

પ્યારે લાલ, આશા પૂરી તેં ચિત્તતણી. ૯.
જીવે ક્રોડ વરીશ, જ્યાં લગી ચંદ્ર ને દીશ,
પ્યારે લાલ, ઉલટે અંબર પેહેરિયાં;
શેઠને મન સુજગીશ, નવલી લક્ષ્મી વરીશ,
પ્યારે લાલ, ચાલ્યા બહુ વ્યવહારિયા. ૧૦.
કીધો નૃપને પ્રણામ, આવ્યા રત્ન લે તામ,
પ્યારે લાલ, ઇલાપતિ દિલ હરખિયું;
ઉલટે આવે આમ, સરિયું વાંચ્છિત કામ,
પ્યારે લાલ, જોડી મળી મન નિરખિયું. ૧૧.
દેઇ શેઠ પસાય, ઇભ્ય તે મંદિર જાય,
પ્યારે લાલ, જગતીપતિ ઇમ ચિંતવે;
મળશે પુત્રની માય, પૂરવ પુણ્ય પસાય,
પ્યારે લાલ, ભાગ્ય ફળે ભવને ભવે. ૧૨.
વળી તે ઢંઢેરો ભૂપ, ફેરવિયો લઇ અનુપ,
પ્યારે લાલ, સુણજો નૃપ મુખ વારતા;
પરદેશણ બહુ રૂપ, માનની મનોભવ કૂપ,
પ્યારે લાલ, રાખશે જે સહી વારતા. ૧૩.
રાઉલો તેહજ ચોર, કહિયે ચચ્ચર બકોર,
પ્યારે લાલ, નારી મ રાખશો મંદિર;
સાંભળી ચતુર ચકોર, ન રહ્યા દિલથકી ઠોર,
પ્યારે લાલ, વાત સુણો એહ સુપરે. ૧૪.
પાંચે દિને જો હોય, પ્રગટજ નારી સોય,
પ્યારે લાલ, તો દુઃખ કારણ હોવશે;
રાખે છપાવી કોય, લહેશો દુઃખ સહી તોય,
પ્યારે લાલ, આગે વાત બહુ જોઇશે. ૧૫.
પ્રગટ કરશે જેહ, વાંચ્છિત લહેશે તેહ,
પ્યારે લાલ, કહિયે શું તસ ફરી ફરી;
સાચો મિત્ર ગણેહ, વ્યવહારી ગુણ ગેહ,
પ્યારે લાલ, કહિયે છે વળી હિત કરી. ૧૬.

નેમવિજય મહારાજ, કરવા આપણું કાજ;
પ્યારે લાલ, મીઠા બોલે બોલડા;
રત્ન વધારી લાજ, પામ્યો નવલું રાજ,
પ્યારે લાલ, પુણ્ય થયાં જવ પરગડાં. ૧૧.

## દોહરા.

શ્રીદત્ત ચિંતે ચિત્તમાં, હોશે ઘણું વિરૂપ;
મુજ ઘર પરની બાલિકા, દેખી ચૂક્યો ભૂપ. ૧.
તો હવે કીજે શું ઇહાં, રૂઠ્યો નરવર રાય;
પ્રાણ રહે જો પત ગઇ, તો જીવ્યું કુણ લેખાય. ૨.
કોણ મળ્યો નૃપ આડિયો, વાંલો થઇને વાત;
કીધી કેવી પાપીએ, કરમતણો ઉતપાત. ૩.
શેઠ ગયો નરપતિ કને, મહારાજા બહુ નાર;
સુતા ભગિની ભાણેજડી, તેનો કવણ વિચાર. ૪.
ભૂલાપતિ કહે ઇભ્યજી, એવાં મ કહો વેણ;
પરદેશી ને એકલી, પ્રાહુણડી ગુણરેણ. ૫.
શેઠ થઇ ચિંતા ઘણી, તેને કેમ દેવાય;
આવી શરણે રાજવી, આવી તે ન મૂકાય. ૬.
ધન હાજર ઘર નરપતિ, હાજર જીવ છે એહ;
પણ હું ન દેઉં તેહને, અમ પુત્રી છે એહ. ૭.
વ્યવહારી નહિ અમતણે, તિણ હું તે કોઇ કાજ;
રાખી પડદે વાતડી, પૂછેવા ઇણ આજ. ૮.
દે હડતાલ તે હાટડે, મેળી બહુ પરિવાર;
તરૂણ બાલ વૃદ્ધા બહુ, વહી આવ્યા દરબાર. ૯.

## ઢાળ ૮ મી.

(સ્વર્ગ લોકથી ફૂલડું આવ્યું—એ દેશી.)

**વ્યવહારી કહે સાંભળ રાજા, એવો અન્યાય ન કીજે,**
**પરની નારી દેખીને કેમ કરો, લોક કલંક બહુ લીજે;**
**કે શાને કે શા માટે, કે માજો કે નાજો કે નારો,**

રાજા કહેવું વયણ સુણાવો રે. ૧

એવો બોલ ન બોલો મહીપતિ, નીચી રીત તમારી;
જો કોઇ ધનનો કામ છે તુમચે, તો લિયો રિદ્ધ અમારી. કે શાને૦ ૨.

અમે પ્રજા છું તમે પ્રજાપતિ, એહની વાત તમો છાંડો;
જો કોઇ દુખણી આવી આતુર, તેહશું ઘર કેમ માડો ? કે શાને૦ ૩.

શીલવતી ત્યાં એહવું નિસુણી, મનમાં અતિ વિલખાણી;
શું હોશે જેમ શીલ રહેશે, બહુ દુઃખથી ઉલઝાણી. કે શાને૦ ૪.

મહાજનને કહે એવું મહીપતિ, કેમ કરો છો વિખાસા ?
લેઇ આવો તમે વેગે તેહને, શું જાણો છો હૈયે હાસા? કે શાને૦ ૫.

અણુમણુનો વ્યવહારી આવ્યો, શીલવતી સતી પાસે;
નંદની રાજા અતિશે નિરદે, ચાહે છે તુજ એક પાસે. કે શાને૦ ૬.

તીય જંપે સુણો તાતજી વાણી, શ્રીજીન દીઠું તે હોશે;
રાયથકી કહો કેમ ઉગરિયે, કામ પડે સહુ જોશે. કે શાને૦ ૭.

કલંક ન દેશાં તાતજી થાંને, દેજો માને સાબાશી;
ગણી નવકારને કાલકૂટ લીધું, વિમળમતિ સુપ્રકાશી. કે શાને૦ ૮.

બેઠી બાળ રથોપરિ ચઢીને, ચહુદિશ ચીવર છાહી;
નગર લોક તે નિરખવા કાજે, આગે પાછે વહે ચાહી. કે શાને૦ ૯.

આવી અંગના દરબાર આગે, નેહે રાય બોલાવી;
દક્ષિણ લોચન ફરકી ભૃકુટિ, સુખકારણ શું છે ભાવિ. કે શાને૦ ૧૦.

વાત વદો તમે નિજ ઘર નાતની, વિસ્તારે અમશું વદીતી;
સાદ સહીનાણે ઓળખિયો પતિ, જાણે ત્રિભુવન જીતી. કે શાને૦ ૧૧.

નારે વા'લા કાંઇ બોલાવો હવે રે, એતા દિન દુઃખ દાખી નારી;
વેર પોખ્યું વા'લા કુણ ભવ કેરૂં, જાણી એ પ્રીત તમારી. કે શાને૦ ૧૨.

દુઃખની વેળાએ નાઠો વા'લા, કેને વાતડી પૂછે;
સાસરીએ વિગોઇ પીહરિયે, નવ લહ્યો મહીમાં તું છે. કે શાને૦ ૧૩.

સહીનાણી જે દીધી કરની, ડુંગર પા'ણે વિસારી;
ક્રોડ કલ્યાણ હજો શ્રીદત્તને, પુત્રી કરી ઘર ધારી. કે શાને૦ ૧૪.

ઉંચો કરીને પૂંછડ પિયુજી, નાશી કોઇ ગઢ લીધાં ?

ક્રોડ અવગુણે ભરિયો તું વા'લા, ફરી શાણે ડંકા દીધા. કે શાને૦ ૧૫
દુઃખ સર્વેનો પાર હું પામી, પૂર્વ કર્મને ભાવે;
જીવ રહ્યો એક ધ્યાન તમારે, કહિયું કાંઇ ન જાવે. કે શાને૦ ૧૬.
બહુલી નારી પરણી પિયુડા, એક વિના નવ ચાલ્યું:
વેરી ન કરે તે કીધું વા'લા, વેર સવાયું જે વાળ્યું. કે શાને૦ ૧૭.
દુઃખ દાવાનળે પહેલે નાખી, પૂરૂં લેવા હવે આવ્યો;
મેં ન બિગાડયું કાંઇ તમારૂં, કીધા તેં મન ભાવ્યો. કે શાને૦ ૧૮.
ઉમા વેશ્યાએ રાખી મંદિર, જાણ્યું વેસડી થાશે;
આગલી વાત વિચારી તેણે, પુત્ર માર્યા ક્યાંહાં જાશે. કે શાને૦ ૧૯.
જાતમાત્રથી રત્ન શું નુરાં, અંબર શૌચને પહોતી;
ચિત ચેતાવી વડથી વાનર, આવી વેશ્યા ઘેર રોતી. કે શાને૦ ૨૦.
એવા ઓળંભા દેતી પિયુને, આંખે આંસુ અણાવ્યાં;
મહાજન લોક વિચિંતે મનમાં, કેહને વચન સુણાવ્યાં. કે શાને૦ ૨૧.
ખંડ છઠ્ઠાની આઠમી ઢાળો, નરનારી બેહુ મળિયાં;
નેમવિજયના પુણ્ય સંયોગે, વિરહાનલ દુઃખ ટળિયાં. કે શાને૦ ૨૨.

### દોહરા.

મૂકયો નંદન વેસડી, તે દુઃખ મેં ન ખમાય;
વા'લો મળિયો નેહભર, પુત્ર રહ્યો કયાં જાય ? ૧.
દુઃખ સર્વ નાસી ગયાં, પાયો પરમ સંતોષ;
અંતઃપુર રાણી થયાં, પુણ્યતણો ભરપોષ. ૨.
વેશ્યા તેડી રાજવી, લાવો પુત્ર રતન;
કયાં મૂકયો માર્યો કયહાં, સાચ કહો સુવચન. ૩.

### ઢાળ ૯ મી.

( લીંબુડાની મારી નહિ મરૂં રે વા'લા, બોલ્ય વચન બલિ જાઉં. એ દેશી. )

વેશ્યા વદે એમ બીતથી રે રાજા, થરહર કંપે કાય રે,
સુગુણરાય દયા આમ કીજે હે;
પાપ કર્યું મેં આકરૂં રે રાજા, તે હવે કેમ છૂટાય રે. સુગુણ૦ ૧.
દાસી કર તો મેં દિયો રે રાજા, સુભગો બાળક તેહ રે; સુગુણ૦

હું નવ જાણું આગળે રે રાજા, કુંવર નિપાયો જેહ રે. સુગુણ૦ ૨.
માર્યો હશે અમ પાપથી રે રાજા, જીવતો તુમચે ભાગ રે; સુગુણ૦
નિસુણી નૃપ તેડી તિકા રે રાજા, દાસી ભણી શુભ લાગ રે. સુગુણ૦ ૩.
આવી દાસી તુરતશુ રે રાજા, ડરતી બોલે શી બાળ રે; સુગુણ૦
મૂક્યો કામને દેહરે રે રાજા, કુંવર રૂપ રસાળ રે. સુગુણ૦ ૪.
વેશ્યા ઘ્રાણને કાપિયાં રે રાજા, છેદીયા દો કર્ણ રે; સુગુણ૦
દેશ નિકાલો કરી વળી રે રાજા, ફરી ન કરે કો આચર્ણ રે. સુગુણ૦ ૫.
દાસી દુઃખ દૂરે કિયું રે વા'લા, આપી બહુલ ઇનામ રે; સુગુણ૦
મહાજન જન સંતોખિયા રે વા'લા, સહુ પોહત્યા નિજ ઠામરે. સુગુણ૦ ૬.
તેડયો વસુદત્ત શેઠજી રે વા'લા, દેઇ બહુલો માન રે; સુગુણ૦
નંદન તુમ છે કેટલા રે વા'લા, સાચ કહો સાવધાન રે. સુગુણ૦ ૭.
શેઠ વિચિંતે દિલભરી રે વા'લા, સાચ લહે નરનાથ રે; સુગુણ૦
માતપિતા ગુરૂ આગળે રે વા'લા, ભૂપ મંત્રી સત્ય આથ રે. સુગુણ૦ ૮.
એ આગે નવ બોલિયે રે વા'લા, જૂઠું જીવિત પ્રાણ રે; સુગુણ૦
કૂડથકી અનરથ હોવે રે વા'લા, જાણે સહુ નર જાણ રે. સુગુણ૦ ૯.
ગુણ અવગુણને સાંભળી રે વા'લા, બક્ષે કરે બક્ષીસ રે; સુગુણ૦
તે માટે સાચું કહું રે વા'લા, નીચું નમાવી શીશ રે. સુગુણ૦ ૧૦.
સાંભળો ભૂધણી પ્રેમશુ રે રાજા, મત કર મનથકી રોપ રે; સુગુણ૦
હું છું કિંકર રાઉલો રે રાજા, રખે દિયો કાંઇ દોષ રે. સુગુણ૦ ૧૧.
કામદેવના ગેહથી રે વા'લા, પૂજવા નારી મુજ રે; સુગુણ૦
ફૂલતણા તે પુંજથી રે વા'લા, લાધ્યો નંદન મુજ રે. સુગુણ૦ ૧૨.
દીધો દેવે મુજને રે વા'લા, જેની કરતા સેવ રે; સુગુણ૦
તેહ તે તુમ નંદન રે વા'લા, કૃપા કરીને દેવ રે. સુગુણ૦ ૧૩.
રતનગુપ્ત તવ પ્રેમશુ રે વા'લા, ભૂપના પ્રણમે પાય રે; સુગુણ૦
નિરખે નેહભરી લોચને રે વા'લા, હેજ શુ નરખે રાય રે. સુગુણ૦ ૧૪.
પ્રકૃતિ લહો તમે નંદની રે વા'લા, નંદનનો મહિમાય રે; સુગુણ૦
શેઠ કહે જાણું નહિ રે વા'લા, બાળકનો ગુણ કાંય રે. સુગુણ૦ ૧૫.
હરખ્યો દેખી શેઠજી રે વા'લા, અહો એ ભાગ્યનિધાન રે; સુગુણ૦
નંદ નૃપતિ કહે માહરો રે વા'લા, નંદન વધતે વાન રે. સુગુણ૦ ૧૬.

ધન્ય ધન્ય જગતી મધ્યમે રે વા'લા, ધન્ય ધન્ય તાહરી માય રે; સુગુણ૦
મુજ કુળ ખાંપણ કાપિયું રે વા'લા, હું તુજ લાગું પાય રે. સુગુણ૦ ૧૭.
શેઠ કહે એ પુણ્યથી રે વા'લા, પુત્ર લહ્યો એણે પુણ્ય રે; સુગુણ૦
પંચ દિયાં ગ્રામ શેઠને રે વા'લા, બોલે મુખ ધન્યધન્ય રે. સુગુણ૦ ૧૮.
પામ્યો હરખ હૈડે ઘણો રે વા'લા, રતનગુમ કુમાર રે; સુગુણ૦
ઓળખિયો નિજ તાતને રે વા'લા, મેળ્યો શ્રીકારતાર રે. સુગુણ૦ ૧૯.
ટાળ્યો વિરહો માતનો રે વા'લા, કીધી સતીની સાર રે; સુગુણ૦
પાયે પડ્યો જઇ માતને રે વા'લા, માતા હરખ અપાર રે. સુગુણ૦ ૨૦.
હ્રદયકમળ ભીડ્યાં ઘણું રે વા'લા, હર્ષ આંસુતણી ધાર રે; સુગુણ૦
હુઆં કુશળ વધામણાં રે વા'લા, અયિ અયિ પુણ્ય પ્રચાર રે. સુગુણ૦ ૨૧.
રાણીસુત રાજાતણા રે વા'લા, ટળિયાં દુઃખ જંજાળ રે; સુગુણ૦
નેમવિજય કહે નેહશું રે વા'લા, છટ્ઠે ખંડે નવમી ઢાળ રે. સુગુણ૦ ૨૨.

### દોહરા.

જનદત્ત મંત્રી મહીપતિ, શ્રીદત્ત કુલદીવાણ;
વસુદત્ત નગર શેઠ તેમ, પામ્યા ક્રોડ કલ્યાણ. ૧.
કામદત્ત વસુદત્તનો, નંદન ભણી લે રાય;
ગામ દિયાં પંચ સુંદરૂં, હૈડે હરખ ભરાય. ૨.
શ્રીદત્ત નંદન દત્તને, દીધાં તેતાં ગામ;
સંભારી ઉપકારને, રાખી સઘળી મામ. ૩.
સભા એક દિન રાયને, દેશાંતરી ત્યાં દૂત;
આવ્યો અતિ અભિમાનશું, યુદ્ધતણા પત્રયુત. ૪.
દૂત ભણે રાજા સુણો, કોસલ દેશ મઝાર;
ભીમસેન નગરી ધણી, કહિયો સુણો વિચાર. ૫.
દઢરથ રાજા બહુલ નૃપ, પલ્લીપતિ જે સમીપ;
નીકસો કે આણા લહો, કે આવો તેને જીપ. ૬.
તેને નૃપ ત્રિભુવન ભજે, તું નવિ માને આણ;
રાય કહે વેહેલો થઈ, કરજો વચન પ્રમાણ. ૭.
હાંકયો દૂત અતિશે ઘણો, તે પો'ત્યો તસ પાસ;
મહારાજા તમે માનજો, એ આગે તમે દાસ. ૮.

## ઢાળ ૧૦ મી.

( વાદલ દશ દિશે ઉનહ્યાં—એ દેશી. )

સબળ દળ ત્યાંહાં આવિયુ, અતિ ભીમસેને ભડરાય,
દઢરથ સાથે સંચર્યો, અતિ પલ્લીપતિ જે દુરાય રે;
ગલલાટ કરે ગજરાય રે, હિંસારવ હયવર થાય રે,
ત્યાંહાં ઉભા અતિ ભડ રાય રે, લહેવાને શોભા સવાય રે;
મોટો જશ ભડ વાય રે, રજરેણુ રવિ ઊલઝાય રે,
મહીતલમાં ભટ ન સમાય રે, એમ રાજવી ક્રોધને કેળવે. ૧.
વિષમ દળ ત્યાંહાં દેખિયું, અતિ ચંદ્રગુપ્ત નર નાથ,
સુભટ ભલા તસ સજ કર્યા, અતિ લીધી ખડ્ગ અસિ હાથ રે;
છત્રીસે ક્ષત્રી સાથ રે,. શૂરપણાતણો સાથ રે,
નવ લાગે વા'લી હાથ રે, કાયર હુઆ અનાથ રે. એમ૦ ૨.
કાળા કરિ સિંદુરિયા, અતિ ધડુક્ક કરતા અવાજ.
વાજે ભીમ સંગ્રામ ને, અતિ કરતા ક્રોધનું કાજ રે;
નીસરિયો ત્યાંહાં નૃપરાજ રે. લેઇ સેનાના સાજ રે,
રાખશે જીનવર લાજ રે, ત્યાંહાં રણે સુભટનાં કાજ રે. એમ૦ ૩.
ઝૂઝે યોધા જંગશુ અતિ, હુહુક છૂટે કોક બાણ,
ધડડડ નાલી ને ધૂમતી, અતિ ધ્રુજે કાયર પ્રાણ રે;
વેરી હોવે હેરાણ રે, નાસે જોતા જ્યાં કેકાણ રે,
પરહરિયા રાણા રાણ રે, કરતા ઇમ બહુની હાણ રે. એમ૦ ૪.
જાઓ જાઓ મુખથી લવે, અતિશ મરો રે અજાણ,
રાવત ઝૂઝે રાવજી, અતિ પુલેંદ્રિ જયા જાણ રે;
માન ભાગ્યાં કટકનાં માણ રે, ત્યાંહાં ભીમસેન સુજાણ રે,
નવ રાખ્યો મરણો વાણ રે, કરતા નર ખેંચાતાણ રે. એમ૦ ૫.
ખલલલ નદી વહે પૂર જ્યમ, અતિ નાઠા સુભટ ક્રોડ,
હાંતે તરણું દેખતાં, અતિ નાઠા નવ રહ્યા જોડ રે;
નાઠા તે હોડાહોડ રે, ભાગ્યા તે દળબળ છોડ રે,
રત્નગુપ્ત ભૂપજ રોડ રે, દળનું જળ ત્યાંહાં તોડ રે. એમ૦ ૬.

રત્નગુપ્ત ઊભો ત્યાંહાં, અતિ ભડ ભાગતા લહે જામ;
આપ થયો સજ ઝૂઝવા, અતિ કરવાલ લેઇ તામ રે;
એ તો ટાળે વેરી ઠામ રે, ઉતારતો શૂરાં મામ રે,
પોહોચિયા કેઇ જમ ધામ રે, ભાજંતો હૈડા હામ રે. એમ૦ ૭.
કોરલાટ અતિ બહુ કરે, અતિ વ્યંતર સુહુ દિશે જોર,
ગોળી વહે સણુસણાટથી, અતિ દશ દિશે ભાગ્યા ચોર રે;
કરતાં ચૂક જેહ બકોર રે, પગરજ છાયો નભ ઘોર રે,
કાયર મૂકે સોર રે, તેહ જીપે કુંવર ચકોર રે. એમ૦ ૮.
ભીમસેન અતિ બાંધિયો, અતિ દઢરથ પકડયો જેહ,
ધણુક પલ્લીપતિ સાહિયો, અતિ પંજર નાખ્યો તેહ રે;
જંજીરશુ દેહી લેહ રે, પોઢી જે પુણ્યની રેહ રે,
નેમવિજય કહે તેહ રે, દશમી ઢાળ સુણો એહ રે. એમ૦ ૯.

## દોહરા.

ભીમસેન દઢરથ ભણી, છોડી દો રાજાન;
સેવક કરીને આપણા, દેશ મનાવી આંણ. ૧.
પાલ લુંટી પૃથ્વીપતિ, વાસ્યું નંદન નામ;
રત્નપુર વર શોભતું, નગરી નિરૂપમ ઠામ. ૨.
વસ્તી વાધી વિવિધ પેર, (ને)ચોરાશી બાજાર;
રત્નગુપ્ત રાજા ઠવ્યો, હયગજ બહુ પરિવાર. ૩.

## ઢાળ ૧૧ મી.

( વાટ જુએ વિનતા ધણી રાજ—એ દેશી. )

ભીમસેન રાજા હવે રાજ, બોલે બે કરજોડ,
સેવકની સુણો વિનતિ રાજ, મનહુ તી મદ છોડ;
રાજદિયા રે, મારૂં વચન તમે મન આણો મહારાજ. ૧.
મદનમંજુષા માહરી રાજ, બેટી ગુણ આવાસ;
બેટી છે બહુ પુણ્યની રાજ, યૌવન યુવતી વિલાસ. રાજદિયા૦ ૨.
રત્નગુપ્ત કુમારને રાજ, કીધી નારી સુકામ;

એટલે દઢરથ બોલિયો રાજ, વેગે કરીને પ્રણામ. રાજંદિયા૦ ૩.
રાયજીનંદન માહરી રાજ, રૂપસુંદરી એનું નામ;
સા પણ પોહોતી પ્રેમદા રાજ, અનંગતણો જે આરામ. રાજંદિયા૦ ૪.
દીધી તે તમ નંદને રાજ, સરખા ગુણ સંજોગ;
મેળો પ્રભુ યહાં હાથશુ રાજ, વિલસો પુણ્યના ભોગ. રાજંદિયા૦ ૫.
દૂય પરણાવી પ્રેમશુ રાજ, કીધો કર મેળાપ;
કરમૂકામણે આપિયા રાજ, બેહુ રાજ્ય લઈ આપ. રાજંદિયા૦ ૬.
માગે જમાઇ કને આગન્યા રાજ, મેહેર કરો મહારાજ,
સંયમ લેશુ શુભ મતિ રાજ, વરવા શિવપુરરાજ. રાજંદિયા૦ ૭.
ધન્ય ધન્ય તે નરનાથને રાજ, આવ્યો મન વૈરાગ;
ધન કણ કંચન રત્નની રાજ, કીધો મમતા ત્યાગ. રાજંદિયા૦ ૮.
રાજ્ય ચાર નૃપ અનુભવે રાજ, પુણ્યતણે પરતાપ;
દુઃખ નાઠાં મીઠાં લહ્યાં રાજ, સુખ સંપતિ થીર થાપ. રાજંદિયા૦ ૯.
મેદિની પાળે મોદશું રાજ, ટાળ્યા પરજા ઉચ્ચાટ;
શેઠ દૂય માને ઘણું રાજ, ઉત્તમ નર એહ ઘાટ. રાજંદિયા૦ ૧૬.
આણ મનાવી દશ દિશે રાજ, આણી નમ્યા વર ભૂપ;
દિન દિન વધતો ભાગ્યથી રાજ, પ્રગટ્યો તે જશ રૂપ. રાજંદિયા૦ ૧૧.
થરકે સીમાડા અરિજના રાજ, વૃશ્ચિકથી જ્યમ સાપ;
ત્યમ રહિયા નૃપ હારીને રાજ, વાધ્યો પ્રબળ પ્રતાપ. રાજંદિયા૦ ૧૨.
શીલવતી સદા શેઠને રાજ, આવે જાવે ગેહ;
માતપિતાથી ગુણ ઘણે રાજ, રાખતી અધિકો સ્નેહ. રાજંદિયા૦ ૧૩.
કુંવર ઘણે હેતે કરી રાજ, શેઠપિતા પર પ્રેમ;
ધરતા ગુણગણે કરી રાજ, ઉત્તમ વિસારે કેમ ? રાજંદિયા૦ ૧૪.
ખંડ છઠ્ઠીની ઢળકતી રાજ, એકાદશમી ઢાળ;
નેમવિજય કહે સજ્જના રાજ, પુણ્યથી રંગ રસાળ. રાજંદિયા૦ ૧૫.

## દોહરા.

સભા ઠવી રાજા હવે, બેઠા આપ આસન,
દૂત આવ્યો ત્યાંહાં તાતનો, પ્રણમી કહે સુવચન. ૧.

રાજા સુખ નહિ તાતજી, દિલમાંહે દિલગીર;
માતા મન વિલખી ઘણું, રાખે તું શું હીર. ૨.
સજ્જન સહુ છે દૃમના, જપતા રહે તમ જાપ;
સમરે મન તમ પદ્મિની, કરતી વિવિધ વિલાપ. ૩.
કાગળ દઇ મૂકયો મને, મહિપતિ તુમચે પાસ;
કુશળ ક્ષેમ સુખવાતડી, કહી તમારી આશ. ૪.
વૈર ન કીજે એહવું, વા'લાશું વિણ કામ;
ચાતક પરે તે કામની, પિયુ પિયુ કહેતી આમ. ૫.
રમણી પ્રેમદા સા ભણી, હવે વિછોહી કેમ;
મુખ વચન એમ સાંભળી, કાગળ ( માં ) વાંચે ક્ષેમ. ૬.

## ઢાળ ૧૨ મી.

( સુણો સુણો સુવટિયા સુવટા લાઇ તું છે ચતુરસુજાણ રે;
અરે હાં રૂપે રૂડા રળિયામણો—એ દેશી. )

સુણ્ય સુણ્ય અંગજાયા અંગજ મોરા, કીજે એમ ન કામ રે,
અરે હાં, વીર વીરહો કેમ વેગળો જી;
તોવિણ માતા કેમ રહે, ભૂપતિ મોરા, ઇ વાતે તુજ લાજ,
અરે હાં, કેમ વહે તાતનો નેહલો જી. ૧.
આવો એથે વેગાથઇ, ભૂપતિ મોરા, વાર મ લાવો કાય રે,
અરે હાં, ઝૂરે જનની તાત તું વિના જી;
બેસી રહ્યા કેમ વેગળો, ભૂપતિ મોરા, અચરજ એ અમ હોયરે,
અરે હાં, લાધી હવે તમ અંગના જી. ૨.
વાંચી કાગળ મંત્રીને, ભૂપતિ મોરા, કહ્યું કરો સેના તૈયાર રે,
અરે હાં, આપ થયો ઉજમ ઘણો જી;
રાજ્ય ભળાવી મંત્રીને, ભૂપતિ મોરા, ચંદ્રગુપ્ત કુમાર રે,
અરે હાં, સાથે નંદન આપણો જી. ૩.
પ્રયાણ કર્યો પ્રહને સમે, ભૂપતિ મોરા, આવિયો તેહ નગ્યા પાસ રે,
અરે હાં, સાથ સર્વે ત્યાં ઉતર્યો જી;
રાયતણા મનમાં ગમે, ભૂપતિ મોરા, પામે અતિશે ઉલ્લાસ રે,

અરે હાં, નારી હૈડે દુઃખ સાંભર્યો જી. ૪.
નગર વસાવ્યું તિહાંકણે, ભૂપતિ મોરા, સીલવતીતણે નામ રે,
અરે હાં, શીલવતી નગરી ભલી જી;
જીનમંદિર થાપ્યો જેણ, ભૂપતિ મોરા, બીજા અજીત જીન સ્વામ રે,
અરે હાં, મંડપ કળશ ધજાવળી જી. ૫.
નગરતણી રખવાળિકા, ભૂપતિ નેહે, થાપી ગાંધર્વ દેવ રે,
અરે હાં, સિંહ મૂરતિ પોળને બારણે જી;
અનશન થાનકે બાળિકા, ભૂપતિ નેહે, કર્યો મંડપ તતખેવ રે,
અરે હાં, દેવળ જન સુખ કારણ જી. ૬.
અષ્ટાપદ મૂરતિ ધરી, ભૂપતિ નેહે, હરિનો ભંજન હાર રે,
અરે હાં, તેહ અહીનાણે સુંદર જી:
દૂય મૂરતિ દેખી કરી, ભૂપતિ નેહે, ઉપજે ચરિત્ર અપાર રે,
અરે હાં, મહીપતિએ તે મનોહર જી. ૭.
હોઇ વસ્તી બહુ તિહાં, ભૂપતિ નેહે, રાન પાટણને કરેય રે,
અરે હાં, ગામ વસ્યાં બહુ પાખળે જી;
અધિષ્ઠાતા બલિયો જેહ, ભૂપતિ નેહે, શોભા સઘળી લેય રે,
અરે હાં, આપ ચલ્યો હવે આગળે જી. ૮.
અંગ દેશ ચંપાપુરી, ભૂપતિ નેહે, આવિયો ભૂપ વિશ્રામ રે,
અરે હાં, સામો સિંહરથ આવિયો જી;
મળિયા ભૂપ બેહુ હિત ધરી, ભૂપતિ નેહે, નંદની નંદન તામ રે,
અરે હાં, ઉચ્છંગે તતક્ષણ લિયો જી. ૯.
વા'લો લાગ્યો વસુપતિ, ભૂપતિ નેહે, ઉલ્લસ્યું હૃદય અત્યંત રે,
અરે હાં, ભીડયો અંગશું ભૂપતિ જી;
મોહ મહોદય સંગતિ, ભૂપતિ નેહે, આણી કો ન વદંત રે,
અરે હાં, નિરખી નજરે દંપતી જી. ૧૦.
ગુણ લક્ષણ પૂરણ ભર્યો, ભૂપતિ નેહે, રૂપે મદન કુમાર રે,
અરે હાં, દેખતાં મન મોહિયે જી;
કામને જીપણ અવતાર, ભૂપતિ નેહે, સાંભળી બારમી ઢાળ રે,
અરે હાં, નેમવિજય ઘણું સોહિયે જી. ૧૧.

## દોહરા.

પટરાણી રાજાતણી, શીલવતીની માય;
મળવા આવી વેગશું, નંદનને ચિત લાય. ૧.
નંદિની નંદન દેખી તે, હૈડે ઘણું હરખાત;
શીલવતીની વર્ણના, એક મુખે ન કહાત. ૨.
શીલવતીને માતા કહે, મંદિર પધારો માય;
શીલવતી કહે કામ જે, યહાંથી કહો મન ભાય. ૩.
ન ગઈ માતા મંદિરે, આણી મન વૈરાગ;
અવસર માતા તાત એ, કરતાં દીઠાં ત્યાગ. ૪.
દિન કેતા એક ત્યાં રહ્યા, મળીને બહુ પરિવાર;
આજ્ઞા માગી આપણી, સેના કીધી ત્યાર. ૫.
તિલકપુરી ગયો નરપતિ, ઉત્સવ ઘણો મંડાણ;
વિરહા વિરહી સહુ ટળ્યાં, પામ્યા કોડ કલ્યાણ. ૬.
ઘર નિઃસાણ વજાડિયાં, ઘેરાં વાજે વાજિત્ર;
ઉત્સવ કીધા અતિઘણા, કીધા કર્ણ પવિત્ર. ૭.

## ઢાળ ૧૩ મી.

( ગઢડામાં ઝૂલ સહિયો હાથણી—એ દેશી. )

ગઢડામાં વાજે શબ્દ મૃદંગના, ધમ ધમ ઘુઘરના ધમકાર,
મારી વહુઅરશું હે સહી મેં કપટજ કેળવ્યું. આંકણી.
ગુણની વેલી એ વેલી માહરે, ઘરમાં એ ચિંતામણિ આવિયો સાર. મારી૦ ૧.
ઘેર ઘેર તરિયા તોરણ બાંધિયાં, ઘર ઘર દિસે દશ દિશે માળ; મારી૦
ગણ ગણ ગોરી ગાવે હે ગીતને, જન મન ટાળે બહુ જંજાળ. મારી૦ ૨.
પુત્રને લેઇ ચૌટે સંચર્યો, મોતીડાશુ વધાવિયો સોહવી નાર; મારી૦
માતતણે જઇ તે ચરણે નમ્યો, માતતણે મનમાં હરખ અપાર. મારી૦ ૩.
સાસુડીને જઇ પાયે તે પડી, સાસુડીજી આપે પ્રેમ આશીશ; મારી૦
કર ધરી દીધું આસન આપણું, ગહગહી આણી મનમાં જગીશ. મારી૦ ૪.
વહુને એ સાસુ પાયે જવ નમી, ધન્ય ધન્ય તું કુલમાં શણગાર; મારી૦
હોયે કુળમાં દિનકર સારિખા, તાહરે નામે હોય જય જયકાર. મારી૦ ૫.

ઘેર એ સુંદર દીપક સારખી, એણે ગેહે હે રોપી મોહનવેલી; મારી૦
સતિયાં શિરોમણિ જગતી તું સહી, અપૂરવ દીઠી ચિત્રાવેલી. મારી૦ ૬.
જાગી દશા હે આજ સહી માહરી, વહુઅર લાગી જવ મુજ પાય; મારી૦
ભાગી એ ભાવટ ભવતણી વેગળી, નરનારીને એ સુખ બહુલ થાય. મારી૦ ૭.
પ્રગટયાં મેં કીધાં પુણ્ય ફળ એહવાં, જગદીશે દીધું ત્રિભુવનરાજ; મારી૦
દેખતાં એ વધુવર એ ધરા ખંતશુ, વાધી એકઠી દૂય કુળ લાજ. મારી૦ ૮.
સાસુએ સહુએ અવગુણ ખામિયા, કિધલા જે પહેલા ચઢતે રંગ; મારી૦
મહિલામાં મોટી તું માનિની, સરિતામાં સોહે જીણપે ગંગ. મારી૦ ૯.
મેં તુજ કીધા અવગુણ મોટિકા, તે તુહીજ ખમજે અવગુણ ક્રોડ; મારી૦
ગુણવંતી ગરવી તું ગજગામિની, હિતશુ એ હૈડે દોષને છોડ. મારી૦ ૧૦.
શીલવતી એ આખે સાસુ સાંભળો, સુખદુઃખ હોયે કરમને હાથ; મારી૦
કોણ એવો છે જગ માનવી, ટાળે જે આગળે આવીને સાથ. મારી૦ ૧૧.
ત્રિહુ જગ વાધ્યો જશ સુસતીતણો, ગુણને ગાવે સુર નર રાય; મારી૦
ખુશિય થયો ત્યહાં સિંહરથ ભૂપતિ, ભાવેશુ એ પ્રણમે સતીના પાય. મારી૦ ૧૨.
કુંવરની સાથે સુંદરી રંગશુ, ભોગવે એ વાંચ્છિત નર ભોગ; મારી૦
કીધલાં કર્મ તે એ બહુલાં ભોગવ્યાં, ટાળીને એ સઘળા મનના શોગ. મારી૦ ૧૩.
જન તેહ પ્રશંસા કરતા એ તણી, અહો અહો શ્રીજીનવરકેરો ધર્મ; મારી૦
સંસારમાંહી શીલ છે શુભ સોહામણાં, પુણ્યના એ ઘણીને નાહાં. મારી૦ ૧૪.
ખંડ છઠ્ઠાની ઢાળ છે તેરમી, સહુ કોઇ સુણજો ભવિજન લોક; મારી૦
નેમવિજય કહે આપણા પુણ્યથી, લહિયે છે જગમાં સંપત્તિના થોક. મારી૦ ૧૫.

## દોહરા.

રાજા સિંહરથ હર્ષશું, પ્રેમે વધુ બોલાય;
ગુણભરી પુણ્ય ઓરડી, ગોરડી તું સુખદાય. ૧.
મેલું કુળ જે માહરું. અજવાળ્યું તે આય;
ભલે એ મંદિર તું રહી, વર પરણી સુત રાય. ૨.
શુભ લગન શુભ મુહૂર્ત્તે, કીધો રાજય અભિષેક;
થાપ્યો ચંદ્રગુપ્ત ભૂપતિ, વચન કહી સુવિશેક. ૩.
રાજા રાણી રંગભર, લિયે દો સંયમ ભાર;

નિરતી ચાર નિર્દૂષણે, પરભવને સુખકાર. ૪.
પાળી સંયમ નરપતિ, પામી સદ્દગતિ અંત;
ચંદ્રગુપ્ત હવે ભૂપતિ, પાળે રાજ્ય એકાંત. ૫.

## ઢાળ ૧૪ મી.

( ઉદયા તે પુરથી ભાંગ મગાવજ્યો કાંઇ—એ દેશી. )

રાજ્ય તે પાળે દુઃખ સહુ ટાળે સોય, વારે દોહગ જંજાળ રે,
મહીપતિ માનશું;
આવી નમિયા રાય સીમાડા સોય, ટાળ્યો દુષ્કૃત કાળ રે. મહી૦ ૧.
રાણી એકાદશશું પુરંદર પેરે રે સોય, સરસ્યાં ભોમનો ભોગી રે, મહી૦
એક તે એકથી ચાતુર બાલા સોય, કબહી ન દીસે શોગી રે. મહી૦ ૨.
હંસાવળીનો નંદન નીકો સોય, હરિષેણ ત્રિભુવન ટીકો રે; મહી૦
રતિસુંદરીનો રણમલ સોહે સોય, સઘળી વાતેજ નીકો રે. મહી૦ ૩.
ત્રિલોચનાનો સુંદર [ સોહે ] સોય, રતનસેન નરવર રૂડો રે; મહી૦
લીલાવતીનો લલીતાંગ [ સોહે ] સોય, રૂપ લાવણ્ય ગુણ સૂડો રે. મહી૦ ૪.
રાજ્યવલ્લભ તે રત્નવતીનો સોય, નંદન પુણ્યનો ભારૂ રે; મહી૦
માનવતીનો મદનકેતુ સોય, અતુલિ બલનો ધારૂ રે. મહી૦ ૫.
ખટનંદન એ ખીજમત કરે સોય, તાતનો વિનય વહંતા રે; મહી૦
રત્નગુપ્તની સેવના કરતાં સોય, મનમાં દક્ષ રહંતા રે. મહી૦ ૬.
આપણા પુણ્યને યોગે કરી સોય, વિલસે સુખ સંસારી રે; મહી૦
સમકિત ધરતાં તે પાપ છંડે સોય, બારે વ્રત દિલ ધારી રે. મહી૦ ૭.
ખટ રાજ્યે કરી વિલસે સુખ સોય, મન નેહે રાજા ને રાણી રે. મહી૦
શીલવતી તેને પટરાણી થાપી સોય, જાણી ગુણમણિ ખાણી રે. મહી૦ ૮.
શ્રીજીનકેરી પૂજા કરે નિત્ય સોય, સરખે યોગે તે નારી રે; મહી૦
ઉત્તમ કાજ ગમે ધર્મ કરતાં સોય, આપદા દૂર નિવારી રે. મહી૦ ૯.
માયા ખેલ ન ખેલે તેવા સોય, પાપ પુણ્ય ફળ જાણે રે; મહી૦
રિદ્ધિ ઘણી પણ મન ન આણે સોય, સિદ્ધિ અસ્થિર ચિત આણે રે. મહી૦ ૧૦.
શીલવતી તે આતમ અજવાળે સોય, વ્રતનાં દૂષણ ટાળે રે; મહી૦
સામાયક શુદ્ધિ નિયમ પાળે સોય, સદ્દગુરૂ વચન સંભાળે રે. મહી૦ ૧૧.

આપણા પૂર્વ દુઃખ સંભારી તેણે સોય, મૂકયો વિષયરસ ટાળી રે; મહી૦
ધર્મ સખાઇ ઉધરે મનમાં સોય, નિર્મળ હોય વ્રત પાળી રે. મહી૦ ૧૨.
ધન ધન ઉત્તમ જગ જન દેહી સોય, જેણે કીધો ધર્મ સખાઇ રે; મહી૦
નેમવિજય કહે ચૌદમા ઢાળે સોય, એ હી શ્રોતાવક્તા વધાઇ રે. મહી૦ ૧૩.

## દોહરા.

ભોગી ભોગ સંસારના, વિલસે વિવિધ વિલાસ;
એ અવસર ત્યાં કેવળી, આવ્યા જ્ઞાન પ્રકાશ. ૧.
સુરી ગજધર કેવળી, પંચ સયાં પરિવાર;
માળીને દિયે વધામણી, રાજા હરખ અપાર. ૨.
દીધું ગામ વધામણી, સકળ લેઇ પરિવાર;
તેજે પોંહ્યો વસુપતિ, વાંદે તે અણગાર. ૩.
મુનિવર દે ધર્મદેશના, શ્રાવકનાં વ્રત બાર;
સત્તર ભેદ સંયમતણા, સદ્દહણી શિવધાર. ૪.
પાપ અઢારે પરિહરો, વળી વ્રતના અતિચાર;
દોષ અઢાર પરા કરો, જ્યમ પામો ભવપાર. ૫.

## ઢાળ ૧૫ મી.

( લશ્કર આયા દરિયાખાન રહો લાલ—એ દેશી. )

મુનિવર દે ધરમ દેશના હો લાલ, જેહથી પાપ છપાય,
મોહ સુભટ મદ કેસરી હો લાલ, જીપીએ પ્રાણ દુરાય;
સાંભળો સદ્ગુરૂ શીખડી હો લાલ. આંકણી. ૧.
ચાર દોષી જે પાસે વસે હો લાલ, કાઢો તેહતણાં મૂળ;
વારો મમતા તેહની હો લાલ, સમતા ધરો અનુકૂળ. સાંભળો૦ ૨.
કો મત કરો પર તાતને હો લાલ, પરતણી તાતે વિનાશ;
પરભવ જાતાં માનવી હો લાલ, નિંદા પાપ પ્રકાશ. સાંભળો૦ ૩.
જે ખટકાયને દુહવે હો લાલ, પામે બહુ ભવિ પીડ;
નરક નીગોદની વેદના હો લાલ, તેહ લહે દુઃખ ભીડ. સાંભળો૦ ૪.
વળુંધ્યા જે માયાજાળમાં હો લાલ, માયા મોહ વિહંગ;
માયા વ્યાલી છે યોગની હો લાલ, માયા ચપલ તુરંગ. સાંભળો૦ .૫.

નરનારી જે માયા કરે હો લાલ, બાંધે ન પૂર્વ સ્ત્રીવેદ;
છૂટે નહિ કો સાનિધાં હો લાલ, માયાવી ઘણો હોવે ખેદ. સાંભળો૦ ૬.
માયા મમતા મોહની હો લાલ, ત્રૈણે સુભટ દુરંત;
તેહ વેઢયો જો તેહશું હો લાલ, સો ભમે બહુ ભવ ભ્રાંત. સાંભળો૦ ૭.
મણિ માણિક દ્રવ્ય જે અછે હો લાલ, તે લહે કૃત નિજ કર્મ;
રાગી ત્યાગી ક્ષણમાં હોય હો લાલ, કેઇ ભવ કેરા ભર્મ. સાંભળો૦ ૮.
જૂઠું ન બોલિયે જગમાં હો લાલ, યામની ન કીજિયે ભોજ;
પર સ્ત્રી ગમનને વારિયે હો લાલ, સત્ય વચન ચિત ચોજ. સાંભળો૦ ૯.
ક્રોધ તજો કાયાથકી હો લાલ, માનવી ન રાખો માન;
માયા લોભને છંડિયે હો લાલ, પામો જેમ જગ માન. સાંભળો૦ ૧૦.
નરનારી અંગજ સુતા હો લાલ, ભગિની માતા ને ભ્રાત;
મામી માસી મહિલા મળી હો લાલ, ભોજાઇ ભૃત્ય છે તે જાત. સાંભળો૦ ૧૧.
પાપ કુટુંબને પોષવા હો લાલ, મેળે પાપ મહંત;
થિરતા નહિ લાલચ ઘણી હો લાલ, લીલા લોભ લહંત. સાંભળો૦ ૧૨.
આવ્યાં દુઃખ કહે ના નહિ હો લાલ, પંખી મેળો દ્રુમ જેમ;
સાંજે મળી પરભાતમાં હો લાલ, ઉડી જાવે વન તેમ. સાંભળો૦ ૧૩.
ચૌગતિ માંહેથી આવિયા હો લાલ, કુટુંબતણા પરિવાર;
જાવું અતિ છે એકલાં હો લાલ, મોહ ન કરવો લગાર. સાંભળો૦ ૧૪.
મોટા મહીપતિ હૈયડલે હો લાલ, જીતી આઠે કર્મ;
મર્મ મૂકી મુક્તિ ગયા હો લાલ, રાખી આપણ શર્મ. સાંભળો૦ ૧૫.
જે છાંડી વધલોભને હો લાલ, સાધે મુનિવર પંથ;
દુષ્કર તપ તન આદરી હો લાલ, નામ ધરાવે નિગ્રંથ. સાંભળો૦ ૧૬.
સુખકારી જીન ધર્મનો હો લાલ, કીજે ભવિ ચિત ભાય;
નેમ કહે છઠ્ઠા ખંડની હો લાલ, પંદરમી ઢાળ ગવાય. સાંભળો૦ ૧૭.

### દોહરા.

સાંભળી સદ્ગુરૂ દેશના, ચમત્કાર ચિત ચુપ;
બે કર જોડી જિનતણી. એણીપેરે પૂછે ભૂપ. ૧.
શીલવતી જે મહા સતી, પામી કેમ સક્લેશ;

કેવળધર એમ સાંભળી, આરંભ્યો ઉપદેશ. ૨.
ભરતક્ષેત્ર ભદ્દલપુરી, ધનદ ત્યહાં રાજાન;
પટરાણી પદમાવતી, સકળ કળા સાવધાન. ૩.
તેની કુખે રત્ન સમ, કામલતાધિનામ;
શીલગુણ રત્ને ભરી, અભિનવ અપ્સર વામ. ૪.
શંખપુરી નગરીતણો, નૃપતિ ધનંજય સાથ;
પાણિગ્રહણ કીધું પ્રબળ, વિલસે નારી નાથ. ૫.

## ઢાળ ૧૬ મી.

( દુના દેરે સજની દુના દેરે—એ દેશી. )

મનડું રે મહીપતિ નામ ધનંજય, કામલતા તેની સાથ રે;
સુપેરે રે ભોગવે ભોગ સંયોગના, ઉલ્લસે સંપતિ હાથ રે. મનડું૦ ૧.
સુખની રે હરિશેણા એ નામની, ચંદ્રાવલી દુજી જાણે રે;
ચિતડું રે માનિયું મેઘમાલાતણું, ત્રિજી નારી નિરવાણ રે. મનડું૦ ૨.
મોહની રે છે ચંદ્રાવળી સંગતી, પ્રીત ઘણી ગુણ સંગ રે;
બેઉનો રે કામલતા ચંદ્રાવળી, ભામિની પ્રેમ છે અંગે રે. મનડું૦ ૩.
પુરીએ રે આવી એકજ આર્યા, સાધવી ગુણની ગેહ રે;
તપને રે જપ જે સંજમ ભરી, ક્ષમાવંત કૃશ દેહ રે. મનડું૦ ૪.
જિનના રે ધર્મતણી પ્રતીકારિણી, વિચારને ભણવા કુંવરી ચાલ રે;
ભણતી રે પ્રતિક્રમણા વિચારને, કર્મ ગ્રંથ વિશાળ રે. મનડું૦ ૫.
ઉલ્લસે રે સામાયકને ચિત ધરે, નવ તત્વના પરિવાર રે;
ગ્રહનો રે જે ધર્મ છે જે દયાતણો, ધારવા મારગ સાર રે. મનડું૦ ૬.
ડાહી પેરે રે રાણી કામલતા ઘણું, ગુરૂણીની હાંસી કરંત રે;
કરતી રે તેહથી સહુ પરિવારને, પાપે પિંડ ભરંત રે. મનડું૦ ૭.
મુખથી રે કામલતા એક એમ કહે, એહ વેષ તો કપટીમાં લીહ રે;
સખિયાં રે નવ જઇએ એહની સંગતી, રાત અને વળી દીહ રે. મનડું૦ ૮.
તવ તે રે શીખ દિયે સાહેલડી, સાધવી તે કાલ શીખી લલામ રે;
સખિયાં રે તમે પણ દીસો પાપણી, સંગતીનું ફળ પાય રે. મનડું૦ ૯
એકદા રે રાય સ્યવાડી સંચરી, આર્યા વિહરણ કાજ રે;

પોહોતી રે નરપતિકેરે મંદિરે, માનીઓ જોગ છે આજ રે. મનડું૦૧૦.
કરતી રે સુંદર સતી ગોચરી, તેડે તે કામલતા નાર રે;
આવજો વિહરણ ગેહે માહરે, દાન દેવું એ અપાર રે. મનડું૦૧૧.
ગુણની રે ગેહી તેહજ અરયા, આપ્યો તે સરસ આહાર રે;
દાસીએ રે આર્યાને અણજાણતાં, ભૂષણ ઝોળી લે ધાર રે. મનડું૦૧૨.
વિહરી રે ગઇ તે મંદિર છોડીને, દાસી સંકેત શીખાય રે;
દાસીએ રે કહિયું રે એમ પોકારીને, ચોરટી એ આર્યા બોલાય રે. મનડું૦૧૩.
મારૂં રે ભૂષણ ચોર્યું ચાચરે, લેઇ પોં'તી નિજ થાન રે;
જો જો રે એહ ગતિ અણગારની, કીધું કામ સેતાન રે. મનડું૦૧૪.
ચંદ્રાવલી કહે સખિયાં સહુ સુણો, નરતો કરે એ ઘાત રે;
એનો રે સંયમ સહુએ પારખ્યો, પ્રગટ છે તસ્કર જાત રે. મનડું૦૧૫.
તવ તે રે હરિસેના કહે એ હોશે, જેહ કહો તમે વાત રે;
માનીએ રે કહ્યું મુખથી જે તમે, તવ ભૂષણ કુણ લે માત રે. મનડું૦૧૬.
ઉજમે રે કાઢ્યું ભૂષણ ઝોળિયે, દીધું કૂડ કલંક રે;
મનશુ રે દુઃખ પામી ઘણું સાધવી, કામલતાથી નિઃશંક રે. મનડું૦૧૭.
અંગમાં રે ક્રોધ દાવાનળ પૂરિયો, નિગ્રંથને રોપ ભરાય રે;
કીધલું રે શું રાણીએ રાયની, ક્રોધમુખી જે બલાય રે. મનડું૦૧૮.
શક્તિ રે શલ્ય સહિત તે સાધવી, દુષ્કર તે તપ કીધ રે;
નારીની ગતિ તેણે વારી નહિ, ફરી માનવ ભવ લીધ રે. મનડું૦૧૯.
ઉપની રે રત્નમાલા આવીને, વૈરને લે વિન ભાવે રે;
સતીને રે જે દુઃખદાયી કથે, અસમંજસ મન લાવે રે. મનડું૦૨૦.
સુણજો રે કડવે એવે બોલડે, ભવો ભવ વેર સધાય રે;
મીઠડે રે નેમવિજય હે રાજવી, સાધુને શીશ નમાય રે. મનડું૦૨૧.

**દોહરા.**

શ્રીદેવા સખિ તેહની, કલંક અહીંઆંશુ જામ;
એક વરસ વિરહે મુલ્યો, રત્નવતીના કામ. ૧.
ચંદ્રાવલી મંત્રીસુતા, નર માર્યાં બહુ જેણ;
હરિષેણા હંસાવલી, નરમારણ કહ્યા જેણ. ૨.
કાળજીભી કહી સાધવી, મેઘશાળા ધરી નેહ;

વળી વિગોઇ વિવિધ પરે, રતિ સુંદરી થઇ તેહ. ૩.
કામલતા કનકાવળી, નેહ ઘણેરો જામ;
પ્રીતમતિ તમે જાણજો, શોકી કર્યું મન ઠામ. ૪.
વેર સંબંધી વેરણી, પ્રીત સંબંધી પ્રીત;
જે જેવું કારજ કરે, તેની તેવી રીત. ૫.
ફરી પૂછે રાજા વળી, મેં દુઃખ દીધું જેહ;
તેહ કહો નિજ કર્મની, જ્ઞાની ગુરૂગણગેહ. ૬.
ગજધર તેહજ કેવળી, ગરવા ગુણ ભંડાર;
સાંભળ્ય રાજા સહુ કહ્યું, મૂળથકી અધિકાર. ૭.

## ઢાળ ૧૭ મી.

( પિછોલારી પાલી આંબા દો રાકલા મહારાજ—એ દેશી. )

રાય ધનંજય જેહ કે, કામલતા વળી મહારાજ,
રાય છે સમકિત ધાર કે, રાણી મનકલી મહારાજ;
એક દિન પોસહ પરવ કે, નાગથી આદર્યો મહારાજ,
ઢંઢેરો તેણે નગર કે, એવો જ્યાંહાં ફર્યો મહારાજ. ૧.
આજ અમારે નગર કે, વૈર કો મત કરો મહારાજ,
પર્વ ને ધર્મનો દીહ કે, મમતા નવ ધરો મહારાજ;
તેણે નગરી માંહ્ય કે, જિનદત્ત નામનો મહારાજ,
વણિક છે સમકિત ધાર કે,જિનધર્મ કામનો મહારાજ. ૨.
વંદી શ્રીગુરૂ પાય કે, સામાયક ઉચરી મહારાજ,
યામની ગઇ દ્રૂય તામ કે,આવે ઘર સંચરી મહારાજ;
દીઠો રાણીએ તામ કે, સેવકને ભણે મહારાજ,
મારો ચોર છે એહ કે, પાપ એ મન ગણે મહારાજ. ૩.
કામાતુર થઇ બાળ કે, ધર્મ તે દે ઘણું મહારાજ,
મેલું કર્યું નિજ મન કે, દુઃખતા દિલતણું મહારાજ;
માર્યો તેણે ત્યાં શેઠ કે, ધર્મદ્વેષ કરી મહારાજ,
તાત થયો તમ નાર કે, સંઘસેન નરવરી મહારાજ. ૪.
પોષધે સાંભળો રાય કે, દુઃખ બહુ પામિયો મહારાજ,
દ્વેષ રહ્યો ત્યાંહાં શેઠ કે, નારી ન ખામિયો મહારાજ;

એ અવસર જગનાથ કે, શાંતિ જિનેશ્વરો મહારાજ,
પરમાતમ પરકાશ કે, જ્ઞાન દિનેશ્વરો મહારાજ. ૫.
સાંભળી જિન ઉપદેશ કે, ભાવે ભાવિકા મહારાજ,
કામલતા તમ નાર કે, થઇ શુદ્ધ શ્રાવિકા મહારાજ;
જિન હાથે મહારાજ કે, દિક્ષા શુભ ગ્રહી મહારાજ,
સોળ સયાં પરિવાર કે, ક્ષત્રી સામંત સહી મહારાજ. ૬.
સોમદત્ત મંત્રી શુદ્ધ કે, ચારિત્ર ગુણુ લહે મહારાજ,
રાજા પણુ સખી સાથ કે,શ્રાવિકા પંથ વહે મહારાજ;
સોમદત્ત મંત્રી તેહ કે, રામ રાજા ધરે મહારાજ,
તે થયો વિમાની દેવ કે, સંયમ ઉદ્ધરે મહારાજ. ૭.
ગરૂડનો રૂપી જેહ કે, રત્નનો ધર વળી મહારાજ,
સુખકારી તમ તેહ કે, ગયાં જે દુઃખ ટળી મહારાજ;
રાણી મંદિર મુખ કે, રહે એક ડોકરી મહારાજ,
પુત્ર સહિત સુણો તેહ કે, વાસી મિથ્યાકરી મહારાજ. ૮.
રાણી કહ્યો જિન ધર્મ કે, મર્મ જાણે નહિ મહારાજ,
કામલતાતણે તેહ કે, દુઃખ ધરે તહીં મહારાજ;
બૂઝવી વિવિધ પ્રકાર કે, ધર્મ ન માનતી મહારાજ,
આપ વખાણે આણુ કે, શૌચ ન જાણતી મહારાજ. ૯.
બૂઝવાકેરે કામ કે, રાણી ચિંતવે મહારાજ,
સોય કહે નવ હોય કે, બીજે ભવ ભવે મહારાજ;
નંદન ઓરડી માંય કે, છાનો રાખિયો મહારાજ,
માર્યો નંદન તુજ કે, એવો ભાખિયો મહારાજ. ૧૦.
સાંભળી નારી તેહ કે, ધ્રસકે ઢળી પડી મહારાજ,
પ્રાણુ ગયા તતકાળ કે, ઉભા પરગડી મહારાજ;
આલોયું નહિ તેહ કે, પાપ નારીતણું મહારાજ,
વેશ્યા સુયો થઇ સોય કે, ભોગવ્યું આપણું મહારાજ. ૧૧.
આર્યા ડોકરી શેઠ કે, દુષ્કૃત આકરાં મહારાજ,
કામલતાનો જીવ કે, શીલવતી વરા મહારાજ;
વ્યંતર સોળશત તેહ કે, તુજ સાનિધ કર્યાં મહારાજ,

સોમદત્ત અંગજ એહ કે, કામદેવ સુર થયા મહારાજ. ૧૨.
મુનિપ્રભા નામે સુર કે, ગુણ પૂરણ ભર્યાં મહારાજ,
કામલતાનો ભાય કે, સંયમ આચર્યાં મહારાજ;
શીલવતીની કુખે કે, પુત્ર ચિંતામણિ મહારાજ,
ગરવો ગુણગંભીર કે, ધીર છે મતિ ઘણી મહારાજ. ૧૩.
ગુણસાગર મામો જેહ કે, કામલતાતણો મહારાજ,
નાયક કાંઝી નામ કે, જાણો રળિયામણો મહારાજ;
શ્રીદત્ત દત્તા નામ કે, રાણી માતાપિતા મહારાજ,
હરખે રાખી ગેહ કે, દ્રવ્ય (તે) ઇચ્છતાં મહારાજ. ૧૪.
પૂરવ ભવને સંબંધ કે, નેહ લહ્યો ઘણો મહારાજ.
સતીયે દુહવી તેણ, મનોરથ આપણો મહારાજ;
લક્ષ્મીવતી વસુદત્ત કે, નૃપ મન આણજો મહારાજ,
પૂરવ ભવનાં તમ કે, માત તાત જાણજો મહારાજ. ૧૫.
રાખ્યો પુત્રરતન કે, જે યતને કરી મહારાજ,
પુરૂષોત્તમ શિરદાર કે, પુણ્યનો અનુસરી મહારાજ;
થોડાં પણ જેહ કર્મ કે, કીધાં પહેલે ભવે મહારાજ.
ભોગવિયાં છે તેહ કે, કહિયાં છે સવે મહારાજ. ૧૬.
પૂરવ કર્મ સંબંધ કે. કહ્યા સહુ કેવળી મહારાજ,
જાતિસમરણવંત કે, લહે સહુ તેટલી મહારાજ;
હરખિયો ભૂપતિ હૈયે કે, કહે તવ જીનભણી મહારાજ,
નેમવિજય કહે ઢાળ કે, સત્તરમી ભવતણી મહારાજ. ૧૭.

## દોહરા.

સત્યભાષી જે લઘુપણે, કામલતાનો ભાય;
જિન ગુણ ગાતાં ઉપારજ્યું, કર્મ એ રત્નમુખાય. ૧.
નૃપ ધનંજય મારિયો, શેઠનો મારક ભૃત્ય;
કામદત્ત તમે જાણજો, જલધિ કીધું કૃત્ય. ૨.
એ કર જોડી મહીપતિ, આખે મધુરી વાણ;
તારો તારક અબ થઇ, કરૂણા દિલમાં આણ. ૩.
રાજ્ય દિયું તિલકાપુરી, રત્નગુપ્ત કુમાર;
ઇહાં અધિકાર કુમારનો, બહુ છે ગ્રંથ મઝાર. ૪.

બંધવ વર રત્નગુપ્તના, જેહ છે અવિહત યોધ;
સેવક કરીને થાપિયા, તે પણ નાણે ક્રોધ. ૫.
રત્નગુપ્ત કુમારને, પંચે રાજ્ય પ્રમાણ;
દીધાં ઓધાં નરપતિ, તે પણ માને આણ. ૬.
શીખ લઇ સાજનતણી, રાણી સરવે સંગ;
દિક્ષા લેઇ ગુરૂ કને, ભણતો જૈન પચાંગ. ૭.
નંદની દિક્ષા સાંભળી, શ્રીસિંહસેન નરિંદ;
રાજ્ય દેઇ ચંદ્રગુપ્તને, આણે મન આનંદ. ૮.
રાણી સોભાગ્યસુંદરી, સહિત લેઇ સંયમ ભાર;
રાજા મન વચકાયશુ, પાળે નિરતિ ચાર. ૯.
છઠ અઠમ દશમી વળી, માસ ખમણ ઉપવાસ;
દુષ્કર તપ ક્રિયા કરે, સંયમનો અભ્યાસ. ૧૦.
ચંદ્રગુપ્ત કેવળ લહ્યો, છંડી અઠીલ જે આઠ;
ચંદ્રગુપ્ત ઋષિ કેવળી, મેળે પુણ્યનો ઠાઠ. ૧૧.

## ઢાળ ૧૮ મી.

( મદનેસર મુખ બોલ્યા ત્રટકી—એ દેશી. )

શમદમ શીલસંનાહ સંવાથે, વિચરતી સાધ્વી સાથે હે,
ભવિયાં ચોથું વ્રત એમ પાળે, આતમ હિતને માથે હે;
સસનેહી ભવિજન દૂષણ સઘળાં ટાળિયે,
શીલવતી દુષ્કર તપતપી, ઘનઘાતી કર્મ ખપાવતી હે, ૧.
આપણા પાપના વ્યાપને ટાળે, જિનનાં વચન સંભાળે હે;
નવ વાડે જે શીલ વિભાસે, સાધ્ય તે સમપદ ભાસે હે. સસનેહી૦ ૨.
ક્રોધાદિક મદ માનને છાંડે, કામ અનલ વિહંડે હે;
સરસ સમતા રસમાં ઝીલે, ઉપશમ સંવર ચીલે હે. સસનેહી૦ ૩.
પરીસ બાવીશ અંગ સરાહે, સમકિત વર જલ નાહે હે;
ધર્મધ્યાનલતા મૂલ વધતી, ક્રોધે ક્રોધને દમતી હે. સસનેહી૦ ૪.
જ્ઞાનક્રિયા ગુરૂ જ્ઞાની આગે, મમતા શોષને ત્યાગે હે;
મન વચન કાયતણા યોગ સાધા, પાવ પખાળી લીધા હે. સસનેહી૦ ૫.

ગુરૂની સંગતે સુત્રને ભણુતી, ગુરૂનાં વચન જે સુણુતી હે;
ક્રીરિયા વિનય વિયાવચ્ચ કરતી, કેવળ કમળા વરતી હે. સસનેહી૦ ૬.
જેને માટે બહુ કષ્ટને ધરતી, સકળ મનોરથ સરતી હે;
કેવળ મહોત્સવ સુરવરે કીધો, ત્રિભુવનમાં જશ લીધો હે. સસનેહી૦ ૭.
ભવિક બોધન શોધન જગતી, આગે અપ્સર રમતી હે;
વિહાર કરતા જિન વસુધાએ, તિલકાપુરી ભણી જાયે હે. સસનેહી૦ ૮.
રતનગુપ્તની દેશના નિસુણી, શિક્ષા દિક્ષા પ્રગુણી હે;
કર્મ ખપાવી કેવળ લહેશે, ગ્રંથ વાંચી કવિ કહેશે હે. સસનેહી૦ ૯.
ચારિત્ર પાળી મુક્તિએ પો'ત્યા, હુવા દૂય ગુણયુક્તા હે;
ધન્યધન્ય નારી જે ગુણયુકતા, પવિત્ર થઇ નામ કવતા હે. સસનેહી૦ ૧૦.
એ વિધ જે નર શીલને પાળે, આતમકુળ અજવાળે હે;
શ્રીવસુદેવની હીંડે કહિયો, બીજા પણ ગ્રંથે લહિયો હે. સસનેહી૦ ૧૧.
સીધે કામના મનની ફળતી, કરણીએ શિવ મળતી હે;
શીલવતીનો સરસ સંબંધે, ભવશુ ભવિ મન સંધે હે. સસનેહી૦ ૧૨.
ચરિત્રકથા એ ભાવટ હરતા, નર નારી જય વરતા હે;
પુત્રકલત્રના યુથ સંગે, શીલ સુગુણ હોય નેહે હે. સસનેહી૦ ૧૩.
ગચ્છ ચોરાશી શિરોમણ છાજે, તપગચ્છ અધિક દિવાજે હે;
ગચ્છપતિ શ્રીવિજયરત્ન સુરંદા, રાજ્યે રચ્યો સુખકંદા હે. સસનેહી૦ ૧૪.
સતિય શિરોમણિ શીલવતીનો, સાચો વ્રત છે નગીનો હે;
રાસસંપૂર્ણ સંવતસત્તરસે, અખાત્રીજ રસ ધારસે હે. સસનેહી૦ ૧૫.
કૂડ વચન મિથ્યાનાં દૂષણ, ભાખ્યો રસના પોષણ હે;
ત્રિવિધ કરી નેહે ખમાવું, મિચ્છા દુકડ દિયો હાવું હે. સસનેહી૦ ૧૬.
રસના દોષે અધિક કહાયે, પરભવ તે ન સુહાયે હે;
સતી ચરિત્રનું નામ સંભારી, હોજો મુજ સુખકારી હે. સસનેહી૦ ૧૭.
પંડિત વાંચી સહી શુદ્ધ કરજો, એની કૃપા દૃષ્ટિ ધરજો હે;
ખંડ છટ્ઠીની ઢાળ અઢારે, પૂરી સમી ગુણ લા'રે હે. સસનેહી૦ ૧૮.
ભણે ગણે જે રાસરસાળા, તે ઘર મંગળમાળા હે;
નેમવિજય સતીગુણ ગાજો, વૃદ્ધિ વૃદ્ધિ પદ થાજો હે. સસનેહી૦ ૧૯.

॥ इति श्रीशीलवती महासती चरित्रे मोक्षगमनो नामषष्टः खंडः समाप्तः॥

# પંડિત શ્રી ધર્મમંદિર.

પંડિત શ્રી ધર્મમંદિર વિક્રમના સત્તરમા સૈકામાં શ્રી ખરતર ગચ્છમાં થયા હતા. તેઓશ્રીના ગુરૂ શ્રીમાન દયાકુશલ મહારાજ હતા. અત્રે આપેલો આધ્યાત્મિક રાસ પંડિતજીએ સંવત્ ૧૭૪૧ના માગસર સુદ ૧૦ ને રોજ મુલતાન શહેરમાં પૂર્ણ કર્યો હતો.

---

## મોહ અને વિવેક.

### ખંડ ૧ લો.

#### દોહરા.

ચિદાનંદ ચિત્ત ચાહશું, પ્રણમું પ્રથમોલ્લાસ;<br>
તેજ તમસ જીત્યાં જીણે, લોકાલોક પ્રકાશ. ૧.

ગુણ અનંત ગુરૂજન તણા, દયાકુશલ ભંડાર;<br>
જ્ઞાન દાન દીયે જીકે, તે પ્રણમું સુખકાર. ૨.

જ્ઞાન વડું સંસારમાં, જ્ઞાન જ્યોતિ જગમાંય;<br>
જ્ઞાન દેવ દિલમાં ધરૂં, જ્ઞાન કલ્પતરૂ છાંય. ૩.

અનંત સિદ્ધમાં જ્યોતિ એ, સાધારણ મહાધામ;<br>
મુનિ મનપંકજમાં ધરે, સારે વંછિત કામ. ૪.

જ્ઞાની પણ વચને કરી, કહી ન શકે જસુ પાર;<br>
આતમ અનુભવશું લહે, ચિદાનંદ વિસ્તાર. ૫.

કર્મ જાતિ બહુ વર્ગણા, ફિર રહીછે જસુ પાસ;<br>
પણ તેહને લાગે નહિં, જ્યું રવિવાદલ રાસ. ૬.

પુણ્યપાપથી એ નહિં, અનુપમ જ્યોતિ અભંગ;<br>
જન્મ કહ્યો જોગીસરે, ઉદાસીનતા સંગ. ૭.

ચન્દ્ર દીપમણિ ભાનુની, જ્યોતિ દેશથી હોય;<br>
જડતા દાહકતાં તિહાં, ઇહાં કલંક ન કોય. ૮.

ભોગ માંહિ વસતાં થકાં, પહોંચડ્યા ઇણુ પાર;<br>
ક્રોડ વર્ષ કષ્ટે કરી, ન તર્યા બહુ સંસાર. ૯.

કામ ક્રોધ ન રહે તિહાં, જીહાં જાગી એ જ્યોત;
બાળબુદ્ધિ જાણે નહિં, ભવજળ તારણ પોત. ૧૦.
નાદ વાદ તપ મૌન ધર, આસન આશ નિરોધ;
ઇણશું નર લાભે નહિં, સ્વાભાવિક એ બોધ. ૧૧.
નમો નમો સરસ્વતિ ભણી, કર્મ અલુખતા દૂર;
નાભિપુત્ર બ્રહ્માથકી, ઉપની અનુપમ નૂર. ૧૨.
નિર્મલ માનસસર વસે, અવર મૂકી પરિવાર;
હંસ કેલિ ત્યાં નિત કરે, સરસ્વતિ વાહન સાર. ૧૩.
તે સરસ્વતિ આતમ નિકટ, વહે રહે નિશ દીશ;
અવર કોઇ જાણે નહિં, ઇક જાણે યોગીશ. ૧૪.
નીચ ગમન પાષાણ બહુ, જડતા જાલ પ્રકાર;
અવર નદી દૂષણ ઘણાં, એ નિર્મલ નિર્ધાર. ૧૫.
જીન વાણી સરસ્વતિ કહી, બીજી સરસ્વતિ નાંહી;
ભવ્ય લોકહિતકારિણી, જયવંતી જગમાંહી. ૧૬.

## ઢાળ ૧ લી.

( નમાણી ખમાણી ને મનગમાણી—એ દેશી. )

શ્રી જયશેખર આખે સુરિન્દા, સુણજો રોચક ભવિજન વૃંદા;
અધ્યાતમનો એ અધિકાર, મીઠા માનું અમૃતધાર. ૧.
મૂરખ મોહદશામાં રાચે, લૌકિક ચતુર કથા કરિ માચે;
કહી પરને જ્ઞાન દિખાવે, આપ પ્રબોધમાં કબહુ નાવે; ૨.
પઢિ ગુણ ગ્રંથ વડાઇ પાઇ, શાન્તિ દશા મનમેં કછુ નાંઇ;
જ્યું ભદ્રક ગજ મોતી ધારે, પણ તેહના ગુણ ફલ ન વિચારે. ૩.
શૃંગારમાં બહુ છે નર રસિયા, શાન્તિતણે ઘર વિરલા વસિયા;
શીત તાપમાં બહુ દિન હોઇ, શુભ જાણે મેરે દિન કોઇ. ૪.
અગ્નિ પડે જે પથ્થરસેંતી, બહુલા લાભે ધરતી સેંતી;
ચન્દ્રકાન્તે જે અમૃત વરસે, તેહવા સમરસ વિરલો ફરસે. ૫.
અણવાવ્યાં પણ વનનાં ધાન, ઉપજે નિપજે કો નહિં માન;
શાલિનાં જતન ઘણાં વળિ કીજે, ઉત્તમ લોકાં આદર દીજે. ૬.

સમ રસ શાલિ સરીખો જાણો, બીજા રસ તુચ્છ મનમાં આણો;
સમરસ અનુભવતાં સુખદાઇ, બીજા રસ દુઃખ રાચે ભાઇ. ૭.
ઉત્તમ નર ઉત્તમ કુલ જાયો, તિણ એ ભાગ્યસંયોગે પાયો;
મૂઢ લોક બીજા રસ સેવે, અંતરદૃષ્ટિ તે કબહું ન દેવે. ૮.
સાચો રસ સમરસ રસ રાજા, શિવસુખ અમૃત આપે તાજા;
કઠિન કપાય વિકાર વિદારે, જે સેવે તસુ પાર ઉતારે. ૯.
વન તાડીના મૂકી તમાસા, પુદ્ગલ પરણુન પરણી વાસા;
જૂઠી રામત જૂઠા પાસા, હોય રહ્યા કાંય પરના દાસા. ૧૦.
અત્તરવાસ સુવાસમાં લીણા, તે નર જગમાં જાણ પ્રવીણા;
મનગજ સમતા અંકુશ દીજે, અધ્યાતમ અમૃત રસ પીજે. ૧૧.
વિવેક વીરનો વાસ વસીજે, સમતા રસનો સ્વાદ લહીજે;
બીજા રસ કૂચા જાણીજે, નરભવ કેરો લાહો લીજે. ૧૨.
શાન્તિ શિરોમણિ નવરસમાંહિ, ગાવો તસુ ગુણ મન ઉચ્છાહિ;
એ સેવંતાં શિવસુખ આવે, મોહ મહિપતિનો ભય જાવે. ૧૩.
કામ અગ્નિ બીજા રસ બાલે, સમતા રસ સાહામો ન નિહાલે;
વીર વિવેક પરસ્પર પ્યારો, મોહ રાયને એ રસ ખારો. ૧૪.
અધ્યાતમ શૈલીનો સાચો, રાજનીતિમાં નહિં જે કાચો;
કોવિદ કવિતા ગુણનો ધારી, તે ઇણ ગ્રંથતણો અધિકારી. ૧૫.
પહેલી ઢાળે શાન્તરસ ગાયો, ઉદાસીન મેં મંદિર પાયો;
ભૂર ભવિક જન મનમાં ભાયો, ધર્મમંદિર કહે સુખ સવાયો. ૧૬.

### દોહરા.

આચારિજ કહે સાંભળો, શાન્તિરસક જે હોય;
તેહ તણાં લક્ષણ કહું, પરખે જો સહુ કોય. ૧.

### ઢાળ ૨ જી.

( આનંદ સમકિત ઉચરે રે લાલ—એ દેશી. )

શાન્તિ સદા રસ સેવિયે રે લાલ,
કીજે એહશું પ્રીત સુખકારી રે, બ્રહ્મ મુહૂર્ત્ત પ્રાતનો રે લાલ;
તિહાં કીજે એહ રીત સુખકારી રે, શાંતિ સદા રસ સેવિયે રે લાલ. શાંતિ૰ ૧.

આળસ નિદ્રા એ તજે રે લાલ, આત્મચિન્તક હોય સુખકારી રે;
સ્થિર મન તન વચને કરી રે લાલ,જ્ઞાન નયનશું જોય સુખકારી રે. શાંતિ૦ ૨.
કામીને વાહી હુવે રે લાલ, દંભી લોભી લોલ સુખકારી રે;
બહિર્મુખી કુમતી સદા રે લાલ, ગીત ગાયન રંગ રોલ સુખકારી રે. શાંતિ૦ ૩.
મુંઝાણો ઇન્દ્રિય વિષે રે લાલ, માની ક્રોધનો ગેહ સુખકારી રે;
વિશ્વાસઘાતી વક્તા રે લાલ, તુરત દિખાવે છેહ સુખકારી રે. શાંતિ૦ ૪.
એવા દોષ જીહાં નહિં રે લાલ, તેહિજ પુરૂષ પ્રધાન સુખકારી રે;
રોષ ધરે નહિં દુહવ્યા રે લાલ, માન દીયાં નહિ માન સુખકારી રે. શાંતિ૦ ૫.
હૂં કુણ કયાંથી આવિયો રે લાલ, કુણ છે માહરૂં રૂપ સુખકારી રે;
મિત્ર શત્રુ કુણ માહરા રે લાલ, મોહ માયા એ કૂપ સુખકારી રે. શાંતિ૦ ૬.
સંબલ સાથે શું હશે રે લાલ, કઇ જ્યોતિમાં જાય સુખકારી રે;
વૈરાગ્યે મન વાળિયું રે લાલ, ઇમ આતમશું ધાય સુખકારી રે. શાંતિ૦ ૭.
દ્રવ્ય નયાતમ આતમ રે લાલ, એક નિશ્ચે નહિ ભેદ સુખકારી રે;
વ્યવહારે બહુ ભેદ છે રે લાલ, તિણુ માંહે ભવ ખેદ સુખકારી રે. શાંતિ૦ ૮.
અંતરંગ બહિરંગના રે લાલ, ધર્મ પટંતર જોય સુખકારી રે;
પરમાણુ મેરૂ શૈલનો રે લાલ, એવડો અંતર હોય સુખકારી રે. શાંતિ૦ ૯.
કાને પાપ સુણે નહિં રે લાલ, પરદોષ દેખે ન કોય સુખકારી રે;
પંડિત પણુ મૌનતા ભજે રે લાલ, સમ રસ સાધે સોય સુખકારી રે. શાંતિ૦ ૧૦.
સાધ્ય દશા સાધક ભજે રે લાલ, અભ્યાસે નર જેહ સુખકારી રે;
ઇન્દ્રિયની વૃત્તિ વશ હુવે રે લાલ, દેખે સ્વરૂપને તેહ સુખકારી રે. શાંતિ૦ ૧૧.
બહિરાતમતા મૂકીને રે લાલ, અંતર્ આતમ લીન સુખકારી રે;
રૂપાતીત ધ્યાન ધાવતા રે લાલ, મૂક પ્રથમ ધ્યાન તીન સુખકારી રે. શાંતિ૦ ૧૨.
તે પરમાતમતા ભજે રે લાલ, સમરસ સાધક જેહ સુખકારી રે;
દોષ સકળ દૂરે હુવે રે લાલ, આવે જ્ઞાન અછેહ સુખકારી રે. શાંતિ૦ ૧૩.
બિહું ભેદે સહુ જીવ છે રે લાલ, ભવ્ય અભવ્ય પ્રકાર સુખકારી રે;
ભવ્ય તે સિદ્ધ હોશે સહી રે લાલ,અભવ્ય ફિરે સંસાર સુખકારી રે. શાંતિ૦ ૧૪.
સિદ્ધ તે તીન પ્રકાર છે રે લાલ, દૂર આસન ને મદ્ધ સુખાકારી રે;
પુદ્ગલ અર્દ્ધ સીઝશે રે લાલ, અંતરે કહિયે સિદ્ધ સુખકારી રે. શાંતિ૦ ૧૫.
અંતર મુહૂર્ત્ત સીઝશે રે લાલ, તે આસન કહાય સુખકારી રે;

એ બેહુ વિચ જે હુવે રે લાલ, મધ્યમ સિદ્ધ સુહાય સુખકારી રે. શાંતિ૦ ૧૬.
ઇહાં મધ્યમ સિદ્ધનો કહુ રે લાલ, આતમનો અધિકાર સુખકારી રે;
મોહ વિવેક હંસ ચેતના રે લાલ, વળિ એનો પરિવાર સુખકારી રે. શાંતિ૦ ૧૭.
ભવિક ભણી પ્રતિબોધવા રે લાલ, કલ્પના કીધી એમ સુખકારી રે:
યાંન બોલ્યા પલ્લવ ભણી રે લાલ, એ પણ દૃષ્ટાંત તેમ સુખકારી રે. શાંતિ૦ ૧૮.
પરમારથ સાધન ભણી રે લાલ, કીજેં એહ ઉપાય સુખકારી રે;
જન્મ જરા દુઃખ મેટીયેં રે લાલ,જ્ઞાન લબ્ધિ સિદ્ધ થાય સુખકારીરે. શાંતિ૦ ૧૯.
આતમનો અનુભવ હુવે રે લાલ,પાપ તિમિર દુઃખ દૂર સુખકારી રે;
ધર્મ મંદિર જ્ઞાન સેવતાં રે લાલ, સાસતાં સુખ ભરપૂર સુખકારી રે. શાંતિ૦ ૨૦.

## દોહરા.

નિશ્ચય નય નિજગુણ કરી, સદા વિરાજે એહ;
આતમ અવિકારી અચલ, વ્યવહારિયેં ધરિ દેહ. ૧.
માયા નારી વશ કિયો, ચેતન રાજા જેમ;
મોહ વિવેક વિરતંત સબ,ભવિ જન સુણજો તેમ. ૨.
વૃદ્ધ વચન અનુસારથી, એ અધિકાર કરેઇ;
બાળક અટવી ઉતરે, ગુરૂજન હાથ ધરેઇ. ૩.
પદ્મનાભ ભગવંતનો, શિષ્ય ભાવિ અણગાર;
ધર્મરૂચિ નામે ભલો, કહેશે સકલ વિચાર. ૪.

## ઢાલ ૩ જી.

( કઇર આંબા આંબલી રે—એ દેશી. )

જંબુદ્વીપ એ જાણિયે રે, ગોલતણી પરે હોય;
મધ્ય મેરૂ નાભિ સમો રે, દીસતે અરકા જોય;
ભવિક જન, સુણજો એ અધિકાર. ૧.
જ્યું લાભે અનુભવ સાર, જ્યું પામે ભવનો પાર,
મેરૂથી દક્ષિણ દિશ ભલો રે, ભરત ક્ષેત્ર કહેવાય;
રત્ન લાભ લોભે કરી રે, સમુદ્ર નિકટ રહેવાય. ભવિક૦ ૨.
એ અવસર્પિણીમાં હુવા રે,તીન આરા બહુ માન;
ચોથા આરા છેહડે રે, હુવા શ્રી વર્દ્ધમાન. ભવિક૦ ૩.

સાત હાથ સુપ્રમાણુ છે રે, સોવન વરણુ શરીર;
સિંહ લંછન શોભે ભલો રે, જીનવર શ્રી મહાવીર; ભવિક૦ ૪.
તસ પદપંકજ ભમર જ્યું રે, સેવે શ્રેણિક રાય;
ગિરૂઓ શ્રાવક ગુણે ભર્યો રે, મગધેસર કહેવાય. ભવિક૦ ૫.
રાજગૃહી નગરીતણા રે, સઘળા સુખિયા લોક;
સૌમ્યદૃષ્ટિ સ્વામીતણી રે, વાધે સઘળા થોક. ભવિક૦ ૬.
અરિનો ભાવ રથ ચક્રમે રે, લાભે તેહને રાજ,
તેમ પ્રતાપ વાધે ઘણા રે, સારે સહુનાં કાજ. ભવિક૦ ૭.
ધર્મ અર્થ કામ તીન એ રે,સાચવે સમય સાવધાન;
દેવ પરીક્ષા પહોંચિયો રે, દીપાગો ધર્મવાન. ભવિક૦ ૮.
માનગ્રાહી રૂપિ દેખાને રે, ચૂંકા નહિ સદ્દભાવ;
સમકિત સાચો રાખિયો રે, ભવજલતારણ નાવ. ભવિક૦ ૯.
કાર કુમાર ભાઇ પુત્રનો રે,વાત સંબંધ વિચાર;
અવર આગમથી જાણજો રે,ઇહાં ન કહ્યો વિસ્તાર. ભવિક૦ ૧૦,
અરિહંત ભક્તિ આદે કરી રે,વીશ સ્થાનકમાં કેવી;
તીર્થંકર ગોત્ર બાંધિયું રે, શુદ્ધ આતમ સુવિસેવી. ભવિક૦ ૧૧.
સમકિતધારી જે હુવે રે, અપતિત ધારા પાય;
વૈમાનિક વરજી કરી રે, અવરગતે નવિ જાય. ભવિક૦ ૧૨.
શ્રેણિક સમકિત લાભથી રે, પેહલું બાંધ્યું આય;
એ કારણ જાણો ઇહાં રે, પહેલી નરકે જાય. ભવિક૦ ૧૩.
રૂંધીજે દરિયાવને રે, અર્જુન બાણ રોકાય;
રૂંધીજે વળિ વીજળી રે, કર્મ ઉદય ન રહાય. ભવિક૦ ૧૪.
સ્વકૃતભાવના ભાવતો રે, નિર્જરે તો નિજ કર્મ;
અતિ વેદના હોશે નહિં રે, સ્થિર રહેશે નિજ ધર્મ. ભવિક૦ ૧૫.
સહસ્ર ચોરાશી વર્ષનો રે, પાલી આયુ નિદાન;
ગજ જીમ ગરતા લંઘશે રે, વારૂ વધશે વાન. ભવિક૦ ૧૬.
મતિ શ્રુત અવધિ જ્ઞાને કરી રે,શોભતો હોશે તેહ;
અવતરશે એ ભરતમાં રે, અઘપાવકમાં મેહ. ભવિક૦ ૧૭.

### દોહરા.

પૂછે શિષ્ય કિણે સમે, કુણ નામે જિનરાય,
કોણ ઠામે કોણ પુરવશે, હવે ગુરૂ કહે પસાય; ૧.

### ઢાળ ૪ થી.

( નલ રાજાને દેશ, હોજી પિંગલહુતી પલાણિયા—એ દેશી. )

એ અવસર્પિણી એમ, હોજી સઘલી ઉતરી જિણ સમે;
બીજી ઉત્સર્પિણી તેમ, હોજી વધતો સમે દુઃખને સમે. ૧.
પેહલો આરો અતિ દુષ્ટ, હોજી ઉતર્યો બીજો લાગસી;
એ કાંઇક છે શુદ્ધ, હોજી મેઘ ઘણા ત્યાં વરસસી. ૨.
ભસમ સમી ભૂમિ તેહ, હોજી તાતા નિવાહતણી પેરે;
સમય સ્વભાવે મેહ, હોજી તિહાં કિણે શુભ ઇમ અનુસરે. ૩.
પુષ્કરાવર્ત્ત બહુ મેહ, હોજી વરસશે શુભ ધારા કરી;
ત્યાર પછી ક્ષીર જેમ, હોજી વરસશે ઘૃત ધારા ધરી. ૪.
મીઠી ધરતી થાય, હોજી ચીકણી બહુ રસ સારણી;
પ્રીતમનો સંગ પાય, હોજી જ્યું નારી સુખ ધારિણી. ૫.
વસુધા વાધ્યો વાન, હોજી વૃક્ષ અંકુર પ્રકટ થયા;
હર્ષિત હુઇ જીહાન, હોજી વહાલા મલ્યા જ્યું દુઃખ ગયાં. ૬.
સમય સ્વભાવે હોય, હોજી ભૂમિ સબે વસુધારિકા;
પ્રકટયા પર્વત જોય, હોજી રાત્રિ સમે જ્યું તારિકા. ૭.
સ્થિર પરભાવથી એમ, હોજી ઉપચય ચય હોવે સદા;
પુદ્ગલ પરણિત તેમ, હોજી ભગવંત ભાંખ્યો ઇમ મુદા. ૮.
બીજો આરો બહુ જાય, હોજી ત્રીજો આરો નિકટે યદા;
ઇણિપરે ભરતે થાય, હોજી ચઢત પડત રીત એ તદા. ૯.

### દોહરા.

મિત્ર પ્રભ સંભૂમ વલી, સુપ્રભ સ્વયંપ્રભ તેમ;
દત્ત સૂક્ષ્મ સુબન્ધુ તિમ, અનુક્રમે કુલગર એમ. ૧.
વૈતાઢ્યગિરિ નિકટે હોશે, શાન્તિદ્વાર પુર નામ;
કુલગર હોસે સાતમો, સુમતિ નામ અભિરામ ૨.

સુભાગી સુખિયો ઘણું, ભોગ પુરંદર કામ;
સુમતિ યથાર્થ સુમતિધર, વધતી હોશે મામ. ૩.
તસુધર ભદ્રા ભારજા, શીલ ગુણે શિરદાર;
શીલ સોવનની કસવટી, પ્રમદા પ્રેમ ઉદાર. ૪.
પહેલી નરકે પાથડો, સીમંતો ઇણ નામ,
ત્યાંથી શ્રેણિક આતમા, અવતરશે ઇણ ઠામ. ૫.
માનસરોવર હંસ જ્યું, મુક્તાફલ સીપમાંય;
ભદ્રાકુખ અવતારશું, સુરતરૂ સમ જસુ છાય. ૬.
ચૌદે સ્વપ્ન દેખશે, સુખ સુતી તે નાર;
સુમતિ સ્વમતિશું આખશે, ઉત્તમ સ્વપ્ન વિચાર. ૭.
તિણ પ્રસ્તાવે આવીને, ઇન્દ્ર કહેશે એમ;
તીન ભુવન શિરસેહરો, પુત્ર હોશે બહુ પ્રેમ. ૮.
શુભ લક્ષણ કુખ તાહરી, રયણ વૈરાગર ખાણ;
મંદિરની તું કંદરા, ગર્ભ કલ્પ તરૂ જાણ. ૯.
સુર નર કિન્નર મધુપ ગણ, જસ પદ પંકજ લીન;
પ્રથમ તીર્થંકર હોયશે, અધિક અધિક પરવિણ. ૧૦.
એમ કહી ઇન્દ્ર ગયા પછી, હર્ષિત તન મન હોય;
ગર્ભ તણી રક્ષા કરે, પથ ભોજન લે જોય. ૧૧.
તવ દોહલા પુરા હોશે, ગર્ભ તણે અનુસાર;
નવ માસે અધિકે થયે, સુત હોશે સુખકાર. ૧૨.

## ઢાળ ૫ મી.

( એક દિન દાસી દોડતી, આઇ કૃષ્ણને પાસ રે—એ દેશી. )

છપ્પન દિશની કુંવરી મિલી, સાચવે નિજ નિજ કમ્મ રે;
આસન કંપે અવિધે કરી, જાણિયો જીનવર જમ્મ રે, ૧.
જગતગુરૂ જનમિયા શુભદિને, સુમતિ ઘર ઉત્સવ થાય રે;
નારકી પણ સુખ પામિયો, ગાયો સુરવધૂ આયરે. જગગુરૂ જનમીયા. ૨.
પદ્મ વાસા વસવા ભણી, પદ્મની વૃષ્ટિ બહુ હોય રે;
દેવતા ભક્તિ ભાવે કરી, સમકિત બીજ પણ બોય રે; જગગુરૂ૦ ૩.

ચોસઠ સુરપતિ આવશે, મેરૂ શિખરેં લેઇ જાય રે;
જન્મોત્સવ વિવિધેં કરી, પુણ્યનો લાભ લેવાય રે. જગગુરૂ૦ ૪.
આનંદ ઉલટ ભાવશું, પૂજા રચી બહુ પ્રેમ રે;
માતાની પાસ આણી ધરે, કહે હો જો કુશલ ને ક્ષેમ રે. જગગુરૂ૦ ૫.
હેમની કોડી ત્યાં વરસીને, દેવતા સ્થાનક જાય રે;
માત ને તાત મન હરખિયાં, નિરખિયો પુત્ર સુહાય રે. જગગુરૂ૦ ૬.
પદ્મની વૃષ્ટિ પુહવી તલે, પગ પગ હુઈ અભિરામ રે;
એહનો અર્થ મન આણીને, હોયશે પદ્મનાભ નામ રે. જગગુરૂ૦ ૭.
માનવી દાનવી દેવ એ, પાલિયેં લાલિયેં તેમ રે;
અંગુષ્ટ પાન પીયૂષથી, તનુતણી પુષ્ટતા એમ રે. જગગુરૂ૦ ૮.
અંકથી અંક અપચ્છર ઘણી, હાથથી હાથ વલી લેઇ રે;
કોડ કર હોડ કર ખેલવે, સુરવધૂ નરવધૂ કેઇ રે. જગગુરૂ૦ ૯.
બાલકરૂપ ધરી દેવતા, ખેલશે તેહની સાથ રે;
હર્ષ ધારે મનમાં ઘણો, સહજશું જો ગ્રહે હાથ રે. જગગુરૂ૦ ૧૦.
આઠ વરસના હુવા જીસે, આપથી પંડિત એહ રે;
તાત ઇમ જાણીને તેહને, રાજ દેશે બહુ નેહ રે. જગગુરૂ૦ ૧૧.
તરૂણતા સંપદા સાહિબી, અંતર એહ ત્રિદોષ રે;
પથ્યભોજન ઉદાસીનતા, જે ધરે તાસ બહુ તોષ રે. જગગુરૂ૦ ૧૨.
ઉદ્યમ દેશ સાધનતણો, કીયો તિણે તિણ સમે આયરે.
પૂર્ણભદ્ર માણિભદ્ર દેવતા, સેનાની તસુ થાય રે. જગગુરૂ૦ ૧૩.
યુદ્ધનું કામ તે સુર કરે, અનુપમ પુણ્ય પડુર રે;
દાનવ માનવ દેવતા, સેવશે આવી હજૂર રે. જગગુરૂ૦ ૧૪.
દેવસેના નામ તવ થયો, ભૂવનમાં ભૂરી વિખ્યાત રે;
પુત્રસમ પ્રેમેં પ્રજા પાલતો, ધારતો રાજ્યંગ સાત રે. જગગુરૂ૦ ૧૫.

### દોહરા.

ઇક દિન સેવક વીનવે, સુણ સ્વામી સસ્નેહ;
મયગલ માતો મન હરૂ, શૈલોપમ સમ દેહ. ૧.
ચન્દ્રતણી પરેં ઉજલો, ચાર દંત ગજરાજ;
આજ રાજ આવ્યો અછે, રિપુ ગણ વટિકા વાજ. ૨.

નવિ જાણું આયો કહાં, કિણ પ્રેર્યો કિણ હેત;
ઇન્દ્ર કીધું તુઝ ભેટણો, મૂક્યો એ ગજ સેત. ૩.
હાથી ગણા તુમરાજમાં, એ સમ કો નહિં એક;
હસ્તીશાલાયેં આવિયો, આપથી ધરિ સુવિવેક. ૪.
રાજા આવ્યો ત્યાં કિણે, સેવકનાં સુણી વયણ;
હસ્તી રયણ દીઠો ખરો, આનંદ પાયો નયણ. ૫.
ઉપયોગેં કરી નિરખિયો, ભગવંત જ્ઞાન વિશેષ,
વૈતાઢ્ય વનવાસી કરી, નાઠો દવને દેખ. ૬.
બહુ શુભ લક્ષણ દેખીને, પટહસ્તી રાય કીધ;
તસ બેસી ફિરશે ધરા, વિમલવાહન નામ દીધ. ૭.
પદ્મનાભ દેવસેન વલી, વિમલવાહન ત્રણ નામ;
અર્થ યુક્ત ઇણિ પરેં હોશે, ભોગવશે સુખ કામ. ૮.
ભોગ કર્મ ખપવા ભણી, કેવલ કરશે રાજ;
પુણ્ય પાપ વિણ ભોગવ્યાં, ન લહે ધર્મ જહાજ. ૯.

## ઢાળ ૬ ઠી.

( રસિયાના ગીતની દેશી. )

લલી લલી લોકાંતિક સુર વીનવે, સુણ સ્વામી અરદાસ; સુજ્ઞાની;
રાજ ધરા મૂકો હવે મૂલથી, ધર્મ તીર્થ પરગાસ; સુજ્ઞાની; લલી० ૧.
તું જ્ઞાની તું ધ્યાની ધ્યાઇયેં, ત્યાગી સાગી રે હોય; સુજ્ઞાની;
સંગી રંગી તું કબહી નહિં, શિવરૂપી શિવ જોય; સુજ્ઞાની; લલી० ૨.
તું દાની તું માની દીપતો, વાણી સુણી હવે તેહ; સુજ્ઞાની,
દાન ધર્મ દીપાયો દેઇને, સોવન ધારા રે મેહ; સુજ્ઞાની; લલી० ૩.
વરસી દાન તે મેહ સમાન છે, નિવૃત્તિ હુઇ જબ તાસ સુજ્ઞાની;
પ્રગટી સુરૂચિ શરદ મનમાં ભલી, નિર્મલ જીવન રાશ; સુજ્ઞાની; લલી० ૪.
પાતક પંક પલાયા તિણ સમે, હરખ્યાં હંસનાં વૃંદ; સુજ્ઞાની;
સરસ હુઆં ફલ સઘલાં બીજશું, વિકસ્યાં ભવિ અરવિંદ; સુજ્ઞાની; લલી० ૫.
મુકતા મારગ હુઆ મનહરૂ, સાધુ ભણી સુખ થાય; સુજ્ઞાની;
સંયમ લેવા ઉદ્યમ તવ કરે, પિતૃ પરલોકેં રે જાય. સુજ્ઞાની; લલી० ૬.

ત્રીશ વર્ષ પણુ હોશે તિણુ સમે, પુત્રને દેશે રે રાજ; સુજ્ઞાની;
દીક્ષા ઉત્સવ કરશે દેવતા, સઘળા મળી સુરરાજ; સુજ્ઞાની લલી૦ ૭.
શિબિકા બેસી સુરનર વૃંદશું, નવ નવ નાટક સાજ; વૈરાગી;
જય જય ધન ધન શબ્દ સહુ ભણે, સાધો આતમ કાજ; વૈરાગી; લલી૦ ૮.
ઉપવન આવી શિબિકાથી ઉતરી, આભરણુ સકળ ઉતાર; વૈરાગી;
નમો નમો શ્રી સિદ્ધ ભણી કહે, સાવદ્ય સઘળાં નિવાર; વૈરાગી. લલી૦ ૯.
નિશ્ચે મન આતમશું ભાવતા, શત્રુ મિત્ર સમતા રે તાસ; વૈરાગી૦
ધર્મ પવન શીત સઘલાં જાલશે, ગિરિ જ્યું ધીરમવાસ. વૈરાગી૦ લલી ૧૦.
ઘન ઘાતી માતી વ્રક્ષાવલી, દૂર કરે બલ ફોર વૈરાગી૦
ભાવત ધ્યાન કુઠાર કરે ગ્રહી, એકાકી આપ જોર. વૈરાગી૦ લલી. ૧૧.
દેવતા નર તીર્યંચે જે કિયા, સબલ પરિસહ જેહ; વૈરાગી૦
સહિયા વહિયા કર્મ ઉદય કરી, અનુલોમ પ્રતિલોમ તેહ. વૈરાગી૦ લલી. ૧૨.
બાર વરસ પક્ષ તેર ઉપર થકાં, લેશે કેવલ જ્ઞાન; વૈરાગી૦
સમવસરણુ કરશે સુરપતિ તદા, જોયણુની તસુ માન. વૈરાગી૦ લલી. ૧૩.
કનક સિંહાસન આદિ દેઇ કરી, પ્રતિહારજ આઠ સાર; વૈરાગી૦
દેશના દેશે મધુર ધ્વનિયે કરી, ભવિ જનને ઉપકાર. વૈરાગી૦ લલી. ૧૪.
સમકિત કેઇ દેશવિરત કેઇ, કેઇ લે સંયમ ભાર; વૈરાગી૦
સંઘ ચતુર્વિધ સ્થાપના હોયશે, ધર્મ ઉદય સુખકાર. વૈરાગી૦ લલી. ૧૫.
એકાદશ ગણધરની સ્થાપના, ત્રિપદી દેઇરે કીધ; વૈરાગી૦
શિષ્ય ઘણા હોશે તસુ સેહથે, પ્રગટી આતમ ઋદ્ધિ. વૈરાગી૦ લલી. ૧૬.
ભગવંત દેશ વિદેશે વિચરશે, તારણુ તરણુ જહાજ; વૈરાગી૦
ધર્મ મંદિર કહે મન વાસર તિકો, વાંદીજે જિનરાજ. વૈરાગી૦ લલી. ૧૭.

## દોહરા.

પદ્મનાભ જીનવર તણો, સાધુ ગુણે શિરદાર;
કામ ક્રોધ જીત્યા જીણે, ધર્મરૂચિ અણુગાર. ૧.
કિણુ પ્રસ્તાવે પૂછશે, કહો સ્વામી મુજ એહ;
કેવળ હોશે કે નહિ, મુજ મન છે સંદેહ. ૨.
ભગવાન ભાંખે સુણુ ઋષિ,સુગ્રામ નામે ગ્રામ;
તસ ઉપવનમાંહે તુજે, કેવળ પદ અભિરામ. ૩.

## ઢાળ ૭ મી. રાગ—ધન્યાશ્રી.

( ભરત નૃપ ભાવશું એ—એ દેશી. )

ધર્મરૂચિ એમ સાંભળી એ, લે જીનવર આદેશ,
મહામુનિ સેવિયે એ. એ ટેક.
ચાલી તે તિહાં જાયશે એ, તસુ વનને પરદેશ. મહામુનિ૦ ૧.
એકાદશમી પ્રતિમા ધરી એ, ધ્યાન ધર્યાં લયલીન. મહામુનિ૦
ક્ષપકશ્રેણી ક્ષણમાં કરિ એ, આવશે ગુણઠાણે ક્ષીણ. મહામુનિ૦ ૨.
તેરમે કેવળ પામશે એ, લોકાલોક પ્રકાશ; મહામુનિ૦
કેવળ મહિમા સુર કરે એ, આણી અધિક ઉલ્લાસ. મહામુનિ૦ ૩.
દેવનાં દુંદુભિ વાજશે એ, જય જય શબ્દ સુહાય; મહામુનિ૦
ગ્રામના લોક સહુ આવશે એ, વંદન કારણ ધાય. મહામુનિ૦ ૪.
ગામનો ચોધરી આવશે એ, મહિમા દેખણકાજ; મહામુનિ૦
ચમત્કાર ચિત પામશે એ, ધન્ય ધન્ય રૂષિરાજ. મહામુનિ૦ ૫.
જાપ હોમ કીજેં ઘણાં એ, એકો ન આવે દેવ; મહામુનિ૦
અણતેડયા આવી કરી એ, લાખ ગ્નાનેં કરે સેવ. મહામુનિ૦ ૬.
દેવે નહિ લેવે નહિં એ, આદર ન કરે કોય; મહામુનિ૦
દર્શન સ્વપ્નેં દોહિલું એ. તે સુર સેવક હોય. મહામુનિ૦ ૭.
પ્રભુતા લવલામેં કરી એ, માનવ માન કરેઇ; મહામુનિ૦
અનુપમ પ્રભુતા એહની એ, સમતા દમતા ધરેઇ. મહામુનિ૦ ૮.
રૂડો રૂપ સોહામણો એ, યૌવન લાવણ્ય જોર; મહામુનિ૦
તપ જપ તેજ દિવાકરૂ એ, કષ્ટ ક્રિયા પણ ઘોર. મહામુનિ૦ ૯.
એમ ઉલસિત પરિણામશું એ, ભાવભક્તિ મનકામ; મહામુનિ૦
ચરણ કમળ વાંદી કરી એ, બેસી યથાયોગ્ય ઠામ. મહામુનિ૦ ૧૦.
દેશના દેઇ રહ્યા પછી એ, એકાંત વેલા પાય; મહામુનિ૦
ગ્રામણી કર જોડી કરી એ, પૂછશે ચિત્ત લગાય. મહામુનિ૦ ૧૧.
તુમ દર્શનથી પામિયા એ, વિસ્મય વારંવાર; મહામુનિ૦
તમેં કોણ ક્યાંથી આવિયા એ, એ રૂદ્ધિ કરે પ્રકાર. મહામુનિ૦ ૧૨.
તે વિરતંત કહીજિયે એ, જ્યું મન આનંદ થાય; મહામુનિ૦
વચન સુધારસ પીજિયે એ, ભવની પ્યાસ બુઝાય. મહામુનિ૦ ૧૩.

દેવાનું પ્રિય સાંભળો એ, મોટું ચરિત્ર છે એહ; મહામુનિ૰
સ્થિર મન કરી શુભ ભાવશું એ, ધર્મ ઉપર ધરિ નેહ. મહામુનિ૰ ૧૪.
પ્રથમ ખંડ પૂરો થયો એ, સાતે ઢાલેં સાર; મહામુનિ૰
દયાકુશળ પાઠકવરૂ એ, તસુ સાન્નિધ્ય સુખકાર. મહામુનિ૰ ૧૫.
ધર્મમંદિરગણીયેં કહ્યો એ, પદ્મનામ અધિકાર; મહામુનિ૰
સુણતાં ભણતાં શિવકરૂ એ, શ્રી સંઘને જયકાર. મહામુનિ૰ ૧૬.

---

## ખંડ ૨ જો.

### દોહરા.

હવે બીજે ખંડ બોલશું, આતમનો અધિકાર;
આળસ ઉંઘ તજી કરી, સુણજો ભવિ ચિત્તધાર. ૧.
શ્રામણી પૂછયો તેહનો, ઉત્તર આખે એમ;
રૂદ્ધિ સિદ્ધિ જિનવર લહી, ધર્મ રૂચિ કહે તેમ. ૨.
સ્થિર વસતાં સંસાર પુર, નામેં નગર કહાય;
અનંત જીવ લોકેં ભર્યો, ધૃતઘટ કેરે ન્યાય. ૩.
હુઆ હોશે જે અછે, ગ્રામ નગર નગ રાશિ;
એ સહુ તે પુરને અછે, એકે ખુણે વાસ. ૪.
સ્વર્ગ મૃત્યુ પાતાલ એ, પાટક તીન પ્રકાર;
ઉત્તમ મધ્યમ જઘન્ય જીવ, વસવાનો વ્યવહાર. ૫.
કમી કીટક આદેં કરી, ઇંદ્ર અંભ સહુ જીવ;
આપ આપણા ઠામમાં, મગ્ન રહે નિશિદીવ. ૬.
કયું કામણ ભણ્યુ પુર કિયાં, વાસ ન છોડયો જાય;
દુઃખ દૂષણ દેખે ઘણાં, તોહી આવે દાય. ૭.
અવર નયર પ્રાયેં હુવે, વાસક દે ઉદ્દવાસ;
અધિકારી એ નગરની, કદી ન હોવે નાશ. ૮.
આવાસ સમ ઉદધિ સહુ, ક્રીડા ગિરિસમ મેર;
ગતિ આગતિ નાટક તિહાં, હોય ઘણાં બહુ વેર. ૯.

તિએ નગરેં રાજા અછે, હંસરાજ અભિરામ;
આતમ દૃષ્ટી ઉલખે, તાસ કહું ગુણ ગ્રામ. ૧૦.

ઢાળ ૧ લી.

( નાયકાની દેશી, અથવા તસુ ધરણી મૃગાવતી રે.—એ દેશી. )

સંસાર નગરીનો ધણી રે, અનુપમ રૂપ નિધાન રે; સોભાગી૦
ગુણ તેહના કોણ દાખવેરે લાલ,જો કરે સહસ વિધાનરે, સોભાગી૦
હંસરાજા ગુણ સાંભળો રે લાલ,પાવન કરો નિજ કાન રે. સોભાગી૦ હંસ૦ ૧.
પ્રત્યક્ષ કેઇ એહના રે, ગુણ મણિરયણ પ્રકાશ રે; સોભાગી૦
કેઇ અગમ અપારછેરે લાલ, ઉજ્જ્વલ ગુણ હિમરાશરે. સોભાગી૦ હંસ૦ ૨.
કોટિ જ્ઞાને ગ્રંથે ભણે રે, કેઇ તપ તપે લાખરે સોભાગી;
તે પણ સકળ સ્વરૂપને રે લાલ, કહી ન શકે મુખ ભાખરે, સોભાગી. હંસ૦ ૩.
અંગુલિ મેરૂ ઉપાડિયેં રે, બાંહે સમુદ્ર તરેય રે, સોભાગી.
એવા શૂરા સાંભલ્યા રે લાલ, નૃપ ગુણ સહુ ન ધરે રે; સોભાગી. હંસ૦ ૪.
એક સમયમાં સંચરે રે, લોકને અંતેં વેગ રે; સોભાગી૦
એક સમય અવર ન કો અછેરે લાલ,જાગતી જેની તેગરે. સોભાગી૦ હંસ૦ ૫.
જ્ઞાનસાગર પણ એ સહી રે, સમકિત મોતી જેથ રે, સોભાગી૦
ગ્રંથ અર્થ લહેરાં ધણી રે લાલ, પવન વિભાવ છે નેથરે. સોભાગી૦ હંસ૦ ૬.
સ્વાભાવિક ગુણ જેહનો રે, કેવલ જ્ઞાન વિલાસ રે; સોભાગી૦
સૂર્ય જ્યોતિ જ્યું જાગતી રે લાલ, દીપાવે આકાશ રે. સોભાગી૦ હંસ૦ ૭.
વર્ણાશ્રમણ પણ નહી રે, રંગ વિરંગ ન થાય રે; સોભાગી૦
સંઘયણ સંઠાણ એ નહિં રે લાલ,અકલ સ્વરૂપ સુહાય રે. સોભાગી૦ હંસ૦ ૮.
આર્ય અનાર્ય એ નહિં રે, બાળ ન બુઢ્ઢો એહ રે; સોભાગી૦
જંગમ સ્થાવર એ નહિં રે લાલ, સ્થૂળ ન નહાની દેહરે. સોભાગી૦ હંસ૦ ૯.
રૂપી રસિયો એ નહિં રે, ગંધ ન લેવે કોય રે; સોભાગી૦
ફરસે નહિં એ ફરસને રે લાલ, જ્યોતિ સ્વરૂપી સોય રે. સોભાગી૦ હંસ૦ ૧૦.
નિર્મળ સ્ફટિકતણી પરેં રે, નિશ્ચય નય કરી જોય રે; સોભાગી૦
કર્મ ઉપાધિ મલ્યાં થયાં રે લાલ, બહુવિધરૂપી હોય રે. સોભાગી૦ હંસ૦ ૧૧.
પરગુણને વશ આવીયો રે, નિજ ગુણને વીસાર રે; સોભાગી૦

ચર સ્થિર સઘળે સંચરે રે લાલ, અશુદ્ધ ગોગ પ્રકાર રે. સોભાગી૦ હંસ૦ ૧૨.
કાષ્ઠમાં પાવક પાઇયેં રે, તિલમાં તેલ જ્યું હોય રે; સોભાગી૦
ગોરસમાં ઘી ભાલિયેં રે લાલ, માટીમાં હેમ હોય રે. સોભાગી૦ હંસ૦ ૧૩.
ક્ષીર નીર ન્યાયેં કરી રે, હોય રહ્યા એક મેક રે; સોભાગી૦
દેહમાંહે રહ્યા ઓલખે રે લાલ, જસુ હૈડે સુવિવેક રે. સોભાગી૦ હંસ૦ ૧૪.
પંચભૂત ભેળાં કરે રે, નામ કર્મ વશ પાઇ રે; સોભાગી૦
સોનાની સૂત્રધાર જ્યું રે લાલ, સોના રથંગ મિલાય રે. સોભાગી૦ હંસ૦ ૧૫.
સકલ પદારથ લોકમાં રે, દિખલાવે છે એમ રે; સોભાગી૦
દીપક તમ નિશિ મંદિરેં રે લાલ, પ્રગટ પ્રકાશે તેમ રે. સોભાગી૦ હંસ૦ ૧૬.
કર્તા ભોક્તા એ સહી રે, ગમનાગમન વિચાર રે; સોભાગી૦
જબ લગ કર્મેં વિંટિયો રે લાલ, તવ લગ એ વ્યવહાર રે. સોભાગી૦ હંસ૦ ૧૭.
એહ વિના જગ શૂન્ય છે રે, ચંદ્ર વિના જેમ રાત રે; સોભાગી૦
વદન કમલ નયણા વિના રે લાલ, શોભે નહિ તિલ માત રે. સોભાગી૦ હંસ૦ ૧૮.
આતમના ગુણ આખિયા રે, ધર્મ રૂચિ અણગાર રે; સોભાગી૦
ધર્મ મંદિર કહે સાંભળો રે લાલ, હવે પટરાણી વિચાર રે. સોભાગી૦ હંસ૦ ૧૯.

દોહરા.

ચેતના રાણી રાયની, ચમકી ચતુરા નાર;
પ્રીતમશું રાતી રહે, ઘરની જાણે સાર. ૧.
સંવિત પ્રજ્ઞા ચેતના, આતપ જ્યોતિ ઉદાર;
ઇત્યાદિક જસુ નામ છે, વિવિધરૂપ વિસ્તાર. ૨.
મૂલ રૂપ કેવળ દશા, અનુપમ મહિમા નિધાન;
જ્યું કર્ત્રિમ તિનમેં નહિં, પરમારૂપંદ પ્રધાન. ૩.
તેહ રૂપ આતમ નિકટ, રહે ન દેખે એહ;
જ્ઞાનાવર્ણાદિક ઘણી, લાગ રહી છે ખેહ. ૪.
બીજું રૂપ રાણીતણું, બુદ્ધિ કહ્યો વિખ્યાત;
અનંત ગુણે હીણો અછે, મૂલ રૂપથી ગાત. ૫.
પાંચાંસું મળતી રહે, શ્રવણ મનન પરચાર;
ભૂપતિ કરણી જે કરે, બુદ્ધિતણે અનુસાર. ૬.
બુદ્ધિતણાં બે રૂપ હુવે, કુબુદ્ધિ સુબુદ્ધિ વિશેષ;

જ્યું ધરતી એકરૂપ છે, ખારી મીઠી દેખ. ૭.
સુબુદ્ધિ કુબુદ્ધિ બેઉ ઘરણી,વ્યવહાર વર્ત્તણ કાજ;
સૂર્ય છબી નિશિ સુખ અછે,ઇણિપરેં વિધરે સાજ. ૮.
સુબુદ્ધિતણે વારે કરે, ભૂપતિ ઉત્તમ કામ;
કુબુદ્ધિતણે વારે કરે, પાપતણા જે ધામ. ૯.
સુબુદ્ધિ શીખ સુખ દાખવે, રાજા નાવે દાય;
પથ્ય અને હિત શીખવે, પ્રાયેં મધુર ન થાય. ૧૦.
કુબુદ્ધિ નારીશું નરપતિ, અહોનિશ રાખે રંગ;
નદીપૂર ધનનો ધણી, ઢલે નીચેંસું સંગ. ૧૧.

## ઢાળ ૨ જી. બીંદલીની દેશી.

( સાતાતો રૂપેં રૂડી, નાગું આંબા ડાલે ઝૂડી હો સીતા અતિ શોહે—એ દેશી.)

તિણ નગરીયેં એક નારી, વસે માયા કામણગારી હો. માયા મન મોહે.
કર્મ પ્રકૃતિ નામ બીજો, આત્મદામનિકા ત્રીજો હો. માયા૦ ૧.
કામ કુતૂહલ જાણે, તિણ સઘલા ઘરમેં આણે હો; માયા૦
ચંચલ વિજલી જેસી, ચમકંતી ચાલે તેસી હો. માયા૦ ૨.
ભામિની ભાગે ભલેરી, તિમ મલપે શેરી શેરી હો; માયા૦
હાવ ભાવ બહુ જાણે, તિમ નરનાં મન વશ આણે હો. માયા૦ ૩.
કૂડ કપટની ગેહ, જસુ હૈડાનો નહિં છેહ હો; માયા૦
સોલે કષાય શ્રુંગારા, સજી ચાલી રાજ દુવારા હો. માયા૦ ૪.
દીઠો રાય તિણ નારી, ચંચલ ચતુરા અતિ સારી હો; માયા૦
આંખતણે ચુરકારે, રાય કીધો આપણે સારે હો; માયા૦ ૫.
બિહું રાણી શું મેલ, કરવા વાંછે છે ભેલ હો. માયા૦
સુબુદ્ધિશું માંહી અંગીઠી. કરે મુખની વાત તે મીઠી હો. માયા૦ ૬.
કુબુદ્ધિ શું મહા પ્રેમ ધારી, કરે માંહોમાંહે યારી હો; માયા૦
નવ નવ રાગ વિલાસા, દેખાવી રાય કિયો દાસા હો. માયા૦ ૭.
હંસ રાજા વસ કીધો, માયા મનવંછિત સીધો હો; માયા૦
અનંત દલિક પુણ્ય પાપ, બંધન બાંધ્યાં બહુ વ્યાપ હો. માયા૦ ૮.
રાજા મન નવિ કોપે, નવ નવલી પ્રીતિ આરોપે હો; માયા૦

બાંધ્યો પણ વડવેગી, જાયે સિદ્ધ શીલા લગ તેગી હો. માયા૦ ૯.
ભરતાં ને ભંભેરે, સદ્બુદ્ધિશું મનસા ફેરે હો; માયા૦
માયા કુબુદ્ધિતણો એકારો, અબે સુબુદ્ધિતણો વસે વારોહો. માયા૦ ૧૦.
માયાનું કહ્યું માને, સદ્બુદ્ધિને કીધાં કાને હો; માયા૦
દુર્બુદ્ધિશું ઘણી પ્રીત, વલી માયાશું ઘર રીત હો. માયા૦ ૧૧.
રાજા આગળ માયા, દુર્બુદ્ધિ ગુણ વદે સવાયા હો; માયા૦
દુર્બુદ્ધિ માયા મલિયાં, અહનિશ માણો રંગ રલિયાં હો. માયા૦ ૧૨.
સુબુદ્ધિને વારેં વાસે, પિયુ નાવે તેહની પાસેં હો; માયા૦
સુબુદ્ધિને કો નહિં માન, માયાનો વાધ્યો વાન હો. માયા૦ ૧૩.
સુબુદ્ધિ રાણી ઇમ ધ્યાવે, હવે પ્રીતમ હાથ ન આવે હો; માયા૦
સાચી વાત એ જોઇ, લોક પરઘરભંજા હોઇ હો. માયા૦ ૧૪.
બેહેનડ શોક્ય એ મેરી, માયાયેં તે પણ ફેરી હો; માયા૦
ઘરનો ભેદ એ ભારી, તિણ કાંઇ ન ફેરે સારી હો. માયા૦ ૧૫.
એ નારી એ પાસી, ઇણિથી હું જાઉં નાસી હો; માયા૦
કામણ કરી પિયું બાંધ્યો, તનુ બગડ્યો અન્ન જ્યું રાંધ્યોહો. માયા૦ ૧૬.
નારી ચરિત્ર છે ભારી. મો વિણ કુણ જાણણહારી હો; માયા૦
નૃપને સકલ બતાવું, જો અવસર સખરૂં પાવું હો. માયા૦ ૧૭.
અવસર ઔપધ લીજેં, નવલે તપ કયુંહી ન દીજેં હો; માયા૦
અવસર નદિયાં તરિયેં, નવ પૂર ન ભરવા કરિયેં હો. માયા૦ ૧૮.
અવસર વેઢ નિવારે, બુધ તેહિજ વેલા વિચારે હો; માયા૦
સુબુદ્ધિ ઇસ્યું મન આણી, કોઇને ન કહી હિત વાણી હો. માયા૦ ૧૯.

## દોહરા.

માયાથી સુખ સેવતાં, પુત્ર થયો પરધાન;
મોહ નામ જગ પરગડો, વાધ્યો સઘલે વાન. ૧.
મોહથકી માયા હવે, માયાથી મોહ જાણ;
અશુદ્ધ નિશ્ચય નય જોવતાં, કર્મતણી એ ખાણ. ૨.
બીજથકી સહકાર છે, સહકારેં બીજ જોય;
પર્વથકી ઇક્ષુ નીપજે, ઇક્ષુથકી પર્વ હોય. ૩.

બગલાંથી ઈંડાં હુવે, ઈંડાંથી બગ દેખ;
એ અનાદિ સંબંધ છે, વ્યવહારેં બહુ ભેખ. ૪.
દુર્બુદ્ધિને વલ્લભ ઘણું, ખેલાવે ધરિ કોડ;
મોહ કુંવર મનોહર થયો, બીજો નાવે જોડ. ૫.
માયા દુર્બુદ્ધિ એણી પરેં, મોહ વધારે દોય;
નવિ જાણે કો પુત્ર એ, બીહુંમેં કહેનો હોય. ૬.
સહજે મેલો મોહ એ, જનકભણી કરે દ્રોહ;
હેતવિના સહુ લોકશું, વૈર વધારે મોહ. ૭.
પામાતુર નરને સદા, મીઠી ખાજ સુહાય;
પણ તે દુઃખદાયક ઘણું, મોહ ઇસી પેરેં થાય. ૮.
દુર્બુદ્ધિ માયા મોહ મલી, કેદ કિયો હંસરાય;
તેહ દશા હવે વર્ણવે, સહુ સુણજો મન લાય. ૯.

### ઢાળ ૩ જી.

(ચરણાલી ચામુંડ રણ ચઢે એ—દેશી.)

નાયક લાયક છે ઘણું, પડિયો પરવશ જાયો રે,
જુઆરી પર હારિયો, ઋદ્ધિતણો વ્યવસાયો રે; નાયક૦ ૧.
દિન ઉગે જ્યું ચન્દ્રમા, હિમ પડ્યાં જ્યું વૃક્ષા રે,
કાન્તિકલા જ્યું હીન એ, હતો અતિ હિ દક્ષા રે, નાયક૦ ૨.
નિર્લક્ષણ નારી મલ્યાં, એક ફજેતી જોયો રે,
રંક ભયો રજવટ ગયો, ગેહલાની પરેં હોયો રે. નાયક૦ ૩.
મૂઢ ભયો મદ આલસુ, મૂક ભયો વલી અંધો રે,
બોબડો બોખો લઘુ ભયો, માયાને પ્રતિબંધો રે; નાયક૦ ૪.
મોહ માહા મદ પ્રેરિયો, સૂક્ષ્મ નિગોદેં જાયો રે;
વલી બાદર નિગોદમાં, અનંત કાલ રહિવાયો રે. નાયક૦ ૫.
પૃથ્વી પાણીમાં તે ઉપજે, વાય વનસ્પતિ તેમો રે.
સૂક્ષ્મ બાદર બે ભમ્યો, અસંખ્યાતા ભવ એમો રે. નાયક૦ ૬.
કૃમી કીટક કુંથુ ભયા, કીટિકા ભ્રમર પતંગો રે;
વિકલેન્દ્રિયમાં બહુ ભમ્યો, માયા માનિની સંગો રે. નાયક૦ ૭.

ઉરપરિ ભુજ પરિ ખેચરા, જલચર જીવ વિશેખો રે;
પંચેન્દ્રિય તિર્યંચના, ભવનો કે હો લેખો રે. નાયક૦ ૮.
સાથ હુઇ માયા નારી, સાતે નરક દેખાય રે;
વાયુવશેં જ્યું પાનડું, જલ થલ સઘળે જાય રે. નાયક૦ ૯.
હંસ વિચારે એકદા, કિમહી માયા જાયો રે;
ભાગી બાંહતણી પરેં, લાગ રહી ગલ ધાયો રે. નાયક૦ ૧૦.
અનંત કાલ ભવ પંથ છે, પંથી સમ નૃપ જાયો રે;
ફરતા થાકો એકદા, નરવપુ પુરમાં આયો રે. નાયક૦ ૧૧.

## દોહરા.

પુર પેસતાં ઇક મલ્યો, મનરૂપ બાળક કોય;
આલિંગન આવી દીયો, શકુન ભલું એ હોય. ૧.
અત્ત સૂક્ષ્મ તનુ જેહનું, સુંદર ચંચલરૂપ;
આલસ નહિં ઉદ્યમધરૂ, ઇમ ચિન્તે મન ભૂપ. ૨.
પાંચે ઇન્દ્રિયની ક્રિયા, માલમ કરશે મોહી;
પરપંચી પરધાન એ, હોશે રાજની સોહી. ૩.
ઇમ જાણી આદર દિયો, માથે ફેરી હાથ;
મધુર વચન બતલાઇને, તુરત લિયો તે સાથ. ૪.
ઔદારિક પુદ્ગલ ગ્રહી, તનુ પુર વાસ વસાય;
પ્રાણ ઉદાન અપાન વલી, ઇત્યાદિક પંચ છાય. ૫.
વ્યાપારી મહોટા જિહાં, પાંચે ઇન્દ્રિય સાર;
આણી તેહ વસાઇયા, નગર હુઓ શિરદાર. ૬.
ઇડા પિંગલા નારી તિહાં, રાય માર્ગ સુખદાય;
નવ દ્વારેં કરી શોભતો, ભુજઅર્ગલ કહેવાય. ૭.
સાતું ધાત કપાટ વલી, નિપજાયા બહુ માન;
જબ મન પરજાપતિ થયો, તબ કીધો પરધાન. ૮.
માયા મહિલા રાયનો, ક્ષણ ઇક ન તજે સાથ;
ઇણ કારણ અધિકાર સબ, માન પ્રધાનને હાથ. ૯.

## ઢાળ ૪ થી.

( " ઘણરા ઢોલા " ના ગીતની એ—દેશી. )

ઇણ અવસર હવે એકદા રે, રૂઠી માયા નારી; મનના માન્યા૦
પ્રીતમશું કલહો કરે રે, માનવતી નિર્ધાર. મનના માન્યા૦
કહ્યું કીજે હો સુજાણ કહ્યું કીજે, નીચ માયાશું મોહિની ઉતાર. મનના માન્યા૦ ૧.
સુબુદ્ધિ કહે કર જોડિને રે,સાંભળ તું ભરતાર; મનના માન્યા૦
એહ દશા તુમચી નહિં રે, આપો આપ વિચાર. મનના માન્યા૦ કહ્યું ૨.
પંડિત તું જગ પરગડો રે, નીચશું સંગ નિવાર; મનના માન્યા૦
હું નારી તુમને કહું રે, તેહ નહિં વ્યવહાર. મનના માન્યા૦ કહ્યું ૩.
વ્યસન વગોવે વાહલા રે, ઉત્તમને પણ એહ; મનના માન્યા૦
મુખ મીઠા પીઠા જીકે રે, અંત દિખાવે છેહ. મનના માન્યા૦ કહ્યું ૪.
ભોલા તો ભૂલે સદા રે, એહ અનાદિની રીત; મનના માન્યા૦
પંડિતહી જો પાંતરે રે, ક્યું રહેશે શુભ નીત. મનના માન્યા૦ કહ્યું ૫.
તું ઉત્તમ શિરસેહરો રે, નેહડો ઇણશું નિવાર; મનના માન્યા૦
નીચ કાચમાં ઇહાં રહે રે, નિજ પદને સંભાર. મનના માન્યા૦ કહ્યું ૬.
ચરણી પરણી જે તજે રે, ક્ષત ઉપર એ ખાર; મનના માન્યા૦
પ્રીતમ પલ્લવ ઝાલીને રે. વીનવું વારંવાર. મનના માન્યા૦ કહ્યું ૭.
ચાતુર પણ આતુર સદા રે, કર્મ ઉદય વશ હોય; મનના માન્યા૦
પણ કબહી પાછી લિયે રે, આપ વિચારી જોય. મનના માન્યા૦ કહ્યું ૮.
તેં શિર ચાઢી એહને રે, ઘરધણિયાણી કીધ; મનના માન્યા૦
ચારવાક મતી હશે રે, ઘરનો ભેદ ઇણ દીધ. મનના માન્યા૦ કહ્યું ૯.
પોષી પણ દ્વેષી ભઇ રે, શેપી નહિં એ લગાર; મનના માન્યા૦
દૂધ ભુજંગી પાઇયે રે, વાધ્યો વિષનો ભાર. મનના માન્યા૦ કહ્યું ૧૦.
મધુબિન્દુ સમ સુખ દેઇને રે, દે દુઃખ મેરૂ સમાન; મનના માન્યા૦
હઠ કરે શઠ ભાવે ચઢી રે, વાધ્યું અતિ અભિમાન. મનના માન્યા૦ કહ્યું ૧૧.
વિષવેલી વ્યાલી કીધું રે, ઝાઝી પાવક જ્વાલ; મનના માન્યા૦
એ પાતકથી નવિ ટલે રે, પાપ સરોવર પાલ. મનના માન્યા૦ કહ્યું ૧૨.
પાણીથી પાવક કીધો રે, અમૃતથી વિષ થાય; મનના માન્યા૦

અંગારા વરસે ચન્દ્રથી રે, રવિથી તમ પ્રગટાય. મનના માન્યા૦ કહ્યું ૧૩.
ધૂલ ઉડે સાગરથકી રે, પથ્યથકી થાય રોગ; મનના માન્યા૦
વર સ્વરૂપી તો ભણી રે, એહ કર્મનો યોગ. મનના માન્યા૦ કહ્યું ૧૪.
પાપ ક્રિયા જે એ કરે રે, તસુ ભોક્તા તું થાય; મનના માન્યા૦
રાગ વશે જાણે નહિં રે, એ કામણ કહેવાય. મનના માન્યા૦ કહ્યું ૧૫.
એહનો શીલ શઠ એહવો રે, જ્યું કાયરની બાંહ; મનના માન્યા૦
કમલ નાલ પુણ છે ખરો રે, વલી વાદલની છાંહ; મનના માન્યા૦ કહ્યું ૧૬.
વેલુઘર રાયભુજ જીમે રે, ખલ વાણી વારિ તેહ. મનના માન્યા૦
મુખ માંહી એ હઠી ખરી રે, નિપટ નહિં જસુ નેહ; મનના માન્યા૦ કહ્યું ૧૭.
તીન ભુવનનાયક હતું રે, બલ તહારૂં તે કેથ. મનના માન્યા૦
પ્રભુતા તે તાહરી કિહાં રે, રંક થયો રહ્યો એથ; મનના માન્યા૦ કહ્યું ૧૮.
પ્રાયઃ સ્ત્રી જગમાં અછે રે, રાંઢું વિણ પગપાશ. મનના માન્યા૦
રાત વિના અંધકાર એ રે, પુરૂષ ભણી કરે દાસ; મનના માન્યા૦ કહ્યું ૧૯.
પાણી વિના એ પુરૂષ છે રે, ધૂલ વિના રજ લેપ. મનના માન્યા૦
મદિરા વિણ મદમત્તતા રે, કહ્યું રજનીરે ક્ષેપ; મનના માન્યા૦ કહ્યું ૨૦.
સુબુદ્ધિ શીખ ઇણી પરે કહી રે, પ્રીતમને પરધાન; મનના માન્યા૦
ધર્મમંદિ ગણિર ઇમ કહે રે, અજાહું માયા માન. મનના માન્યા૦ કહ્યું ૨૧.

## દોહરા.

વલિ રાણી ઇમ વીનવે, સુણ આતમ માહારાય;
હું પણ એહ થકી મરૂં, નાવું તુમચે પાય. ૧.
માયા પુત્ર કુપુત્ર જે, મોહ હસ્યો જસ માન;
તુમ દ્રોહી કિણ ગુણ કરી, જીવન પ્રાણ સમાન. ૨.
માયા દુર્બુદ્ધિ કામિની, એહુ એકજ સાથ;
એહુ તજવા યોગ્ય છે, સુણ સાહિબ મુજ નાથ. ૩.
નિર્માલ્ય ફુલ તણી પરે, અબ જો છોડે એહ;
રાહુ મુક્ત જ્યું ચંદ્રમા, સઘલી શોભ ધરેહ. ૪.
હિતવત્સલ પ્રિય શું કહ્યો, સઘલી વાત વિચાર;
રાજા સુણિ બોલ્યો નહિં, ચિંતવે સુબુદ્ધિ વિચાર. ૫.

પ્રાયઃ પુરૂષ કઠોર દઢ, મન વચ કાયામાંહિં,
નમતી ખમતી પ્રેમે કરી, કયુંહી રીઝે નાંહિ. ૬.
નારી સારીની પરેં, તુરત ફરે લહી દાવ;
કોમલ કમલ તણી પરેં, મૃદુ મન મુગ્ધ સ્વભાવ. ૭.
નદીયાં મીઠાં જલ ગ્રહી, સિંધુ સમીપેં જાય;
ખારો જીવન ખાર મુખ, કરિ તસુ સહામો થાય. ૮.
પ્રીત રીત ધર્મ નીતિને, મૂકે સગુણો સ્વામ;
તો ભાવી ન મટે સહી, સહજેં હોસે કામ. ૯.
સુબુદ્ધિ ઇસ્યું મન ચિંતવી, જાય રહી નિજ ઠામ;
સંકલેશ સ્થાનક તજે, સંત સદા સુખધામ. ૧૦.

## ઢાલ ૫ મી.

( ચૂનડીની દેશી. અથવા કનકમાલા ઇમ ચિંતવે, પ્રેખી પ્રધુમ્ન સ્વરૂપ રે,
મન મોહ્યું અમારૂં નંદના—એ દેશી.)

ક્ષણ અંતર માયામાનિની, મન માન તજીને આઇરે;
સૂર્ય દ્યુતિ અલગી ગયાં, જેમ યામિની આવે ધાઇ રે ૧.
મન મોહ્યો માયા કામિની, નીકો મટકો એહ રે;
ઠમકે ચમકે પગલાં ભરે, ચપલા ચમકે દેહ રે, મન૦ ૨.
સોકય તણી શંકા નહિં, રંગ રાતી માતી લાલ રે;
ખીર નીર જ્યું મિલ ગઇ, ફુલવાસના એક નિહાલ રે. મન૦ ૩.
હાલચાલ માયા તણો, રાજાનો કો નહિં ચાર રે;
મન મંત્રી પણ હવે ચિંતવે, કામ કરવું એ અનુસાર રે. મન૦ ૪.
માયા રાણીશું કરે, નીત મુજરો મન પરધાન રે;
અવસરને તે ઓલખે, જે હોવે બુદ્ધિ નિધાન રે. મન૦ ૫.
કામ કાજ માયા તણું, મન મંત્રી સમારે સાર રે;
ખિજમત છોડી રાયની, માયા સેવે કરી ઇક તાર રે. મન૦ ૬.
માયા પણ જાણે ખરો, એ સેવક મેં સિરદાર રે;
કૃપણ ભાવ વજીરશું, નવિ કીજેં એ વ્યવહાર રે. મન૦ ૭.
માયા માન્યો મંત્રવી, અતિ વાધ્યો સાધ્યો રાજ રે;

જોધ જુવાન હુઓ જીસે, કરે પરણવાનો સાજ રે. મન૦ ૮.
વ્યાકરણી કહે પંડ એ, શબ્દ તણે અનુસાર રે;
પણ પરમારથ જોવતાં, પુરૂષોતમ દીઠ ઉદાર રે. મન૦ ૯.
હવે દુર્બુદ્ધિને છે પુત્રીકા, નામેં પ્રવૃત્તિ પ્રસિદ્ધ રે;
માયાને કહે મંત્રીયેં, ત્રણ પુત્રી લેઇ દીધ રે. મન૦ ૧૦.
સગપણ નવિ હુઓ હવે, પ્રવૃત્તિ મોહ બહુ પ્રીતિ રે;
કુટુંબ સહુ ભેલુ રહે, કરે રંગ રલી નિજ રીત રે. મન૦ ૧૧.
સુબુદ્ધિ સુણી એ વારતા, મનમાંહે કિયો યોગ રે;
ભદ્રા ભરણી ને યોગિણી, ત્રણ મલી હુઓ કુયોગ રે. મન૦ ૧૨.
ભાગ્યવશેં ભૂપતિ ઘરે, ભેલી થઇ ત્રણ નાર રે;
પ્રવૃત્તિ કુબુદ્ધિ માયા વધૂ, તે રાજાને શિર ભાર રે. મન૦ ૧૩.
રાજા તો જાણે નહિં, વશ પડિયો વાનર જેમ રે;
માયા કામિની નાચવે, નૃપ રાચે નાચે તેમ રે. મન૦ ૧૪.
પરણાવીને વશ કિયો, મન મંત્રી જે પરધાન રે;
ઘણ ઉંડા પગ આરોપિયા, માયાનો વાધ્યો વાન રે. મન૦ ૧૫.

## દોહરા.

સુબુદ્ધિ રાણી મન ચિંતવે, કીજે કોઇ ઉપાય;
ઘરનાં સૂત રહે જિણે, એ મુઝ આવે દાય. ૧.
આલોચીજેં કેહશું, કેહશું કીજેં વાત;
ઘર માંહે એ સાથશું, ન મિલે મારી ઘાત. ૨.
આપો આપ વિચારિયું, બેશીને એકાંત;
રાજા સમ આજ મંત્રી છે, જીમ તીમ એ હિતંતંત્ર. ૩.
તો હવે હું પણ એહને, નિજ પુત્રી પરણાવ;
સગપણ સાધું એહશું, દીસે છે એ દાવ. ૪.
પુત્રી છે શુભ લક્ષણી, રત્ન કૂખી કહેવાય;
જો કોઇ કણ પેદાસ હુય, તિણથી એ દુઃખ જાય. ૫.
નાનાને પણ સુખ કરે, બેસાડે નિજ રાજ;
માયા મોહ કુબુદ્ધિને, કાઢિ સમારે કાજ. ૬.

ઇમ આલોચી મંત્રીને, બોલાવી કહે એમ;
સ્વામી ધર્મધર તું સહી, ધરજે હું કહું તેમ. ૭.

### ઢાળ ૬ ઠ્ઠી.

( મેરી બહેની કહે કાંઈ અચરિજ વાત.—એ દેશી. )

મુજ હર્ષ હૂઓ છે એ સહી, સુણ મંત્રી કહું તેહ;
પુત્રી નિવૃત્તિ છે માહરી, પરણીજેં સસ્નેહ;
મંત્રી માનજે એ માહરો ઉપદેશ, અનુપમ સુખ લહેશ,
હર્ષિત હોશે નરેશ. એ આંકણી. મંત્રી૦ ૧.
રત્નકૂખી મુજ પુત્રિકા, નિવૃત્તિ એહવે નામ;
પરણાવું છું તોભણી, હોશે વંછિત કામ. મંત્રી૦ ૨.
મંત્રી મનમાંહિ ચિંતવે, ઠેલિયેં કેમ કરી લાછ;
આદર દેઇ ઘર આણિયેં, નવિ કીજેં પૂછ ગાછ. મંત્ર૦ ૩.
ઇમ જાણીને મન મંત્રવી, પરણિયો નિવૃત્તિ ઉલ્લાસ,
બિહુ ભામિની સુખશું રમે, નવ નવ રંગ વિલાસ. મંત્રી૦ ૪.
ઇમ જાણીને મન મંત્રવી, પડવો વારો વાસ;
ઇક શંખિણી ઇક પદ્મિની, દુર્ગંધ ઇક ફુલવાસ. મંત્રી૦ ૫.
જૂજૂઇ પ્રકૃતિ મિલે નહિં, પશ્ચિમ પ્રાચી જોય;
અસ્ત ઉદય સંગતિથકા, સૂર્ય સમ પિયુ હોય. મંત્રી૦ ૬.
વારો હુવે જબ પ્રવૃત્તિનો, તબ કરે પાપ અઘોર;
નિવૃત્તિને વારે થયે, પાપ ખરે અતિ જોર. મંત્રી૦ ૭.
દુર્બુદ્ધિ માયા બે મળી, ગુણ વર્ણવે મુખ એમ;
તું વડભાગી મંત્રવી, બે સ્ત્રી પરણ્યો પ્રેમ. મંત્રી૦ ૮.
વલ્લભા હોવે દુર્લભા, ગુણ કરી આપ સમાન;
સરિખા સરિખો જો મલે, તો કરે સહુ ગુણગ્રામ. મંત્રી૦ ૯.
તમગુણ સરખી પ્રવૃત્તિ છે, અતિ ચપળ ચતુરા નાર;
સકલ ક્રિયામાં પંડિતા, કામકદુ સિરદાર. મંત્રી૦ ૧૦.
એ સુબુદ્ધિની જે છોકરી, આળસુ ભદ્રાકાર;
કર્મહીણુ દીસે અછે, ક્રિયાગુણ ન લગાર. મંત્રી૦ ૧૧.

તુજ ગુણથકી વિપરીત છે, તો કિસ્યું આદર માન;
અજગર જ્યું ઉંઘી રહે, ન કરે લૌકિક કાણ. મંત્રી૦ ૧૨.
શાંત દાંત સરિખી દીસતી, ક્યું નહિં લાવ ને સાવ;
કામકદ્રુ માણસ નહિં, તેહશું કેહો ભાવ. મંત્ર૦ ૧૩.
રાજ બીજ વળી મોહ છે, માયા તણો અંગજાત;
એ શું પ્રીત ઘણી કરો, હોશે જગતમેં ખ્યાત. મંત્રી૦ ૧૪.
કો પર્વ અવસર જાણીને, નિવૃત્તિને બોલાય;
ક્ષણ એક તેહ શું સુખ લહો, તુરત કરો વિદાય. મંત્રી૦ ૧૫.
બેઉ નારી શું એમ મંત્રવી, સુખ ભોગવે સંસાર;
ધર્મ મંદિર કહે તે સુણો, વિવેક તણો વિસ્તાર. મંત્રી૦ ૧૬.

## દોહરા.

શીપ સ્વાતિ જલ કણ લહી; મોતી ધારે જેમ;
નિવૃત્તિ નારી જનમિયો, શુભ લક્ષણ સુત એમ. ૧.
નાની સુબુદ્ધિ ભણી હૂઓ, મનમાં હર્ષ અપાર;
નામ વિવેક દીયો ભલો, સબ જનમાં સુખકાર. ૨.
વિમલ કમલ કોમલ તનુ, નીલવટ ટીકો નૂર;
મોહ ઇસ્યો તમ જીપવા, અભિનવ ઉગ્યો સૂર. ૩.
રાજા રલિયાયત થયો, રંગ ઢંગ તસુ દેખ;
સંગ ભલો એનો સહી, રત્ન વિવેક વિશેષ. ૪.
પરમ પ્રતીત પવિત્ર તનુ, અનુપમ કુંવર વિવેક;
પરમ રૂદ્ધિ પ્રાપતિ કરૂ, એ સમ અવર ન એક. ૫.
બોલાવે ખંતે કરી, રાજા અવસર પાય;
સુબુદ્ધિ મને સુખ ઉપજે, આનંદ અંગ ન માય. ૬.
માયા દુર્બુદ્ધિ પ્રવૃત્તિને, મનમાં થયો વિષાદ;
નિવૃત્તિને બેટો હૂઓ, વધશે વાદ વિવાદ. ૭.
વિષ વૈરી પાવક રૂણો, અલ્પેશું નિત હાલ;
બાંધી જેં કાંઈ હવે, પાણી પહેલી પાળ. ૮.
રૂખે રાજા મંત્રી ભણી, મળશે વારંવાર;
તો બાજી હાથ થકી, જાશે પહેલે પાર. ૯.

મોહ વિવેક બેહુ રમે, દેખે રાજા હંસ;
બેહુ પ્રવૃત્તિ મલે નહિં, જ્યું વાયસ ને હંસ. ૧૦.

## ઢાળ ૭ મી.

( કેઇક વર લાધો—એ દેશી. )

માયા દુર્બુદ્ધિ બે મળી, મન ચિંતે એહ વિચાર રે; વશ કરજે વારૂ૦
પ્રવૃત્તિ ભણી ઇણિપરેં કહે, શીખ સાંભળ પુત્રી સાર રે. વશ કરજે વારૂ૦ ૧.
તું ચતુરા ચપલા છે ઘણું, નવિ જાણે ઉંડા ભેદ રે; વશ કરજે વારૂ૦
શાંત દાંત તુજ શોકય છે, તસુ પુત્ર હુવો ગયો ખેદ રે. વશ કરજે વારૂ૦ ૨.
પુત્રવતી પ્રિયા માનીયેં, ઘર સઘલું તેને હાથ રે; વશ કરજે વારૂ૦
પુત્રપખેં શી પદ્મિણી, સહી પુત્ર અછે ઘર આથ રે. વશ કરજે વારૂ૦ ૩.
પુત્ર વિવેક હુઆ પછી, નૃપ મંત્રી બેહુ એહ રે; વશ કરજે વારૂ૦
નિવૃત્તિ ભણી આદર કરે, છાનો ન છિપે કદી નેહ રે. વશ કરજે વારૂ૦ ૪.
આજ પછી તું પિયુપ્રત્યેં, તન મન વચનેં એકાંત રે; વશ કરજે વારૂ૦
ભાવ ભક્તિ એમ સાચવે, જેમ વશ હુવે તુજ કાંત રે. વશ કરજે વારૂ૦ ૫.
નિવૃત્તિથકી મન ઉતરે, કાંઇ કરજે એવી વાત રે; વશ કરજે વારૂ૦
કર્મ ક્રિયા કેળવે ભળી, મુજ વાધે અંગની ધાત રે. વશ કરજે વારૂ૦ ૬.
નિવૃત્તિતણે વારે અછે, તુજ જેમ કરે તે લાજ રે; વશ કરજે વારૂ૦
શોકયતણી શંકા કિસી, એ શીખ ધરે મન આજ રે. વશ કરજે વારૂ૦ ૭.
શોક્ય શુની વળી સાયણી, વળગી ન ભળી તું જાણ રે; વશ કરજે વારૂ૦
શોક્ય કહી શૂલી જીસી, શું કહિજેં તેહ વખાણ રે. વશ કરજે વારૂ૦ ૮.
શીખ ઇસી પરેં સાંભળી, રહે પ્રવૃત્તિ પિયુ પાસ રે; વશ કરજે વારૂ૦
ક્ષણ અંતર અલગી રહી, જેમ તનુ છાયા ઇક વાસ રે. વશ કરજે વારૂ૦ ૯.
રાત દિવસ ઉભી રેહે, ખિજમતગારી મનખંત રે; વશ કરજે વારૂ૦
સકલ કામ સંસારનાં, સાધે નવ નવી ભંત રે. વશ કરજે વારૂ૦ ૧૦.
પ્રવૃત્તિ નારી મન મંત્રવી, વશ કીધો આપણો નાથ રે; વશ કરજે વારૂ૦
નિવૃત્તિ ભણી આવા ન દે, સહુ સરખો મિલિયો સાથ રે. વશ કરજે વારૂ૦ ૧૧.
ઉવટ ચાલ્યો મંત્રવી, જીવ ઘાત કરે નિશ્શંક રે; વશ કરજે વારૂ૦
મૃષા બોલે ધન હરે, પરદારા સેવે વંક રે. વશ કરજે વારૂ૦ ૧૨.

નવ નવ પરિગ્રહ મેલિયા, મદ માંસ ભખે દિન રાત રે; વશ કરજે વા૨૦
પરદ્રોહી મોહી હુઓ, આરંભી દંભી જાત રે. વશ કરજે વા૨૦ ૧૩.
આર્તધ્યાની આકરો, વળી દ્રોહ તણા પરિણામ રે; વશ કરજે વા૨૦
તંદુલમત્સ્ય તણી પરેં, દૂર ધ્યાની આહુ જામ રે. વશ કરજે વા૨૦ ૧૪.
તેલી બેલતણી પરેં, ખરવૃત્તિ ભમાડે ભૂર રે; વશ કરજે વા૨૦
જ્યું તરૂવરને ઉખેડિને, વાહે બહુ જલનું પૂર રે. વશ કરજે વા૨૦ ૧૫.
માયા મન હરખી ઘણું, હવે મંત્રી અમારે સાર રે; વશ કરજે વા૨૦
સોહાગિણી છાત્રી તિકા, જેણે વશ કીધા ભરતાર રે. વશ કરજે વા૨૦ ૧૬.

## દોહરા.

માયાસંતી મન મલ્યો, હવે કેહને એ પાડ;
ઉછલિયો જલનિધિ જીસ્યો, હવે કેહી તસુ આડ. ૧.
પવને પ્રેરયો અગ્નિ જ્યું, મયગલ માતો જેમ;
પ્રેરયો ભૂખ્યો વાજી જ્યું, ધાવે ઇત ઉત તેમ. ૨.
પંડ હુઇ પન્નગ તણે, કયું કુપથાનો રોગ;
વિખ લેપ્યો જ્યું તીર એ, તિન મન માયા યોગ. ૩.
થાકો થલમેં હુવે નહિં, નવિ બૂડે જલપૂર;
સાંસીણો ન હુવે કદા, પર્વત ચઢે સનૂર. ૪.
અગ્નિમાંહિ ભમતો થકો, ન વલે સબળો વેગ;
અલખ અગોચર સંચરે, નવિ પામે ઉદ્વેગ. ૫.
રજ્જુ પાસ જંજીરશું, ન વિહું બાંધ્યો જાય;
મંત્ર યંત્ર ઔષધ કરી, વશ કયુંહી નવિ થાય. ૬.
ધામ કામ રામા રમા, મેલી કીધી ભૂર;
નૃપતિ ન પામે સિંધિ જ્યું, લખ આવે જલપૂર. ૭.

## ઢાલ ૮ મી.

(ઘર આંગણ સુર તરૂ ફલ્યો જી—એ દેશી.)

મેમત્ત મંત્રી ચિંતવે જી, હવે મુઝ હાથે રાજ,
રાજા પરજા મો વશ જી, આનંદ અધિકો આજ;
કર્મગતિ કઠિન કહી જીનરાજ. કર્મ૦ ૧.

તે નિજ શ્રવણે સાંભળી જી,ભવિજન ભાવમેં આય. કર્મ૦ એ આંકણી૦
રાય વધાર્યો હાથશું જી, નાનાથી વડ કીધ;
ધર અધિકારી સ્થાપિયો જી, નિજ મુદ્રા જસુ દીધ. કર્મ૦ ૨.
તે હવે મંત્રી રાયને જી, દ્રોહ કરે અતિ જોર;
બાંધ્યોથો પહેલી સહી જી, નિવડ બંધન કરે ઓર. કર્મ૦ ૩.
આપ વધાર્યો આપને જી, પીડાકારી જોય;
કાષ્ટ વધારે વન્હિને જી, કાષ્ટહી બાલે સોય; કર્મ૦ ૪.
અલ્પશક્તિ રાજા થયો જી, મૂલ નહિં તે નૂર;
ધૂલપડલ ધૂંવે કરી જી, ઢાંકી રાખ્યો સૂર. કર્મ૦ ૫.
મન માન્યું મંત્રી કરે જી, ન્યાયેં ન્યાય વિચાર;
બાંધે છોડે આપથી જી, હેતુ અવર ન લગાર. કર્મ૦ ૬.
મોજો માણે મન ધણી જી, જયું લહરી દરિયાવ;
લૂંટે ખૂટે લોકને જી, લાધો આપણો દાવ. કર્મ૦ ૭.
લાખ ક્રોડ વરસાં લગેં જી, તપ કરે ધર્મની ખંત;
તે પણ મનના પ્રેરિયા જી, સાતમી નરકેં જંત. કર્મ૦ ૮.
ભોગ ભલા સુખ ભોગવે જી, તેને આપે મોખ;
સઘલી કરણી એહની જી, દોષ અને ગુણપોખ. કર્મ૦ ૯.
તપ જપ દાન દયા સહી જી, મન વિણ સઘલો છાર;
મનમેલુ મહોટો કહ્યો જી, ઉતારે ભવપાર. કર્મ૦ ૧૦.
કિણ અવસર મન મંત્રવી જી, દીઠા વિવેક કુમાર;
સૌમ્યવદન સરિખી કલા જી, બોલાવ્યો સુખકાર. કર્મ૦ ૧૧.
ચિત્ત ચિતારી નિવૃત્તિનેં જી, આય ખડી તે એમ;
સદ્બુદ્ધિને સંભારિને જી, વિસરી વિદ્યા જેમ. કર્મ૦ ૧૨.
સમરી દેવીની પરેં જી, ઉભી આવી પાસ;
નયણાંનો મેલો હુઓ જી, ઉલસ્યો અંગ ઉલ્લાસ. કર્મ૦ ૧૩.
માતા પણ આવી અછે જી, નિજપુત્રીની લાર;
બાંધ્યો રાજા ઓલખી જી, દૂરથકી નિજ નાર. કર્મ૦ ૧૪.
શક્તિ નહિં મલવા તણી જી, પરવશને પરકાશ;
દાસતણી પરેં હુઇ રહ્યો જી, પ્રમદા નાવે પાસ. કર્મ૦ ૧૫.

## દોહરા.

રાજા હવે નિજ નિંદતો, સંભારે સોવાર;
માયા સાધારણ વધુ, સેવ્યાં એહ વિકાર. ૧.
સુબુદ્ધિ પ્રિયા મેં તાહરી,શીખ ધારી નહિ કાંય;
તે એ ચોતરણી પરે, બંધન એવડાં થાય. ૨.
પ્રૌઢી પાવન તું પ્રિયા, નિર્મલ ગંગાનીર;
તે તો તું ગુણ આગલી, હીર ક્ષીર ડંડીર. ૩.
તું ચિંતામણિ સારિખી, મેં છોડી મતિ મૂઢ;
માયા કાચ કરે ગ્રહી, જગ સઘલોઇ હું ઢ. ૪.

## ઢાળ ૯ મી.

(વીર સુણો મોરી વીનતી—એ દેશી.)

પિયુ આખે પ્રિયા સાંભલો, તુઝ મ્હોટી હો જગમાંહે મામ;
પર ઉપકારી પરગડી, આવીને હો કીજે નિજ કામ. પિયુ૦ ૧.
ઘરની સોહ ઘરણી હાથે, એ વાણી હો મેં સાચી દીઠ;
કથન ન માન્યું તાહરૂં, પરસંગે હો હુવો હું ધીઠ. પિયુ૦ ૨.
તુઝ પ્રસાદથી પામિયેં, નિજ પદવી હો જે ત્રિભુવન રાજ;
તુઝ વિણ દાસપણું ભજ્યો, પરઘરનાં હો કીજે છે કાજ. પિયુ૦ ૩.
ક્યાં બાંધ્યો ક્યાં રૂંધિયો, ક્યાં પીડયો હો ક્યાં વીંટયો જોય;
ક્યાં મસલ્યો ક્યાં હત હુઓ, ક્યાં કિંકર હો ક્યાં સેવક હોય. પિયુ૦ ૪.
હાલ હુકમ હુયો કિહાં, નિર્ધનિયા હો કીધી બહુ જાત;
નવ નવ રંગ કિયા તિહાં, મેં સઘલી હો ન કહાયે વાત. પિયુ૦ ૫.
તુજ વિરહો વારૂ નહિં, મેં જાણ્યું હો હવે પામી શીખ;
માયા મનમંત્રી મલી, મુઝ કીધો હો ઇણ આપ સરીખ. પિયુ૦ ૬.
મેં મંત્રી મહોટો કિયો, ઇણ કીધો હો મુઝ એહ પ્રકાર;
સ્વારથિયાં સઘલાં મળ્યાં, હવે સુંદરિ હો તુંહીજ આધાર. પિયુ૦ ૭.
વાંછે રવિને શીત મે, જલ વાહ્યો હો નાવને ધાય;
દગ વંછે અંધક નરૂ, તમમાંહે હો દીપક આવે દાય. પિયુ૦ ૮.
ઇણ પરિ હું હવે તો ભલી, ચિત્ત આણું હો મૂકું પરસંગ;

દીનદયાલ દયા કરી, હવે રાખો હો મુઝસેંતી રંગ. પિયુ૦ ૯.
શીલવતી સાચી તિકા, જે ન તજે હો પતિ આપદમાંય;
સયણ તિકે સાચા સહી, દુઃખમાંહે હો કાઢે ગ્રહિ બાંય. પિયુ૦ ૧૦.
મેં અવહીલા જે કરી, તે ખમજો હો તું સુગુણી નાર;
રોષ રખે મનમેં ધરો, ઇમ બોલ્યો હો ભૂપ વારંવાર. પિયુ૦ ૧૧.
ઇણ અવસર દુર્બુદ્ધિ રાણી, અણચિન્તી હો આવી તિણ તામ;
તાસુ ભયેં કરિ ત્રાસવી, મા બેટી હો જાયે નિજ ધામ. પિયુ૦ ૧૨.
બહુ દિવસેં મલિયા હુતા, મનમંત્રી હો નિવૃત્તિ વિવેક;
સુબુદ્ધિ રાણી સાથેં હુતી, નૃપ પાસેં હો આયાથા છેક. પિયુ૦ ૧૩.
દેખી શકે નહિં દુર્જના, સંત મેલા હો તેહને ન સુહાય;
ધર્મ મંદિર ધન તે નરૂ, જે ન કરે હો ભેદ રાડ ઉપાય. પિયુ૦ ૧૪

## દોહરા.

માયા નારી પ્રવૃત્તિ બે, એ પણ આવી તેથ;
રાજા મંત્રી કુબુદ્ધિ વળી, મલી રલિ બેઠા જેથ. ૧.

## ઢાળ ૧૦ મી.

( દેશી હાંજરની, અથવા કાલ અનંતાનંત, ભવમાંહી ભમતાં હો જે વેદન સહી; )

( એ દેશી. )

આઇ નારી અચાન, તીનું મિલકર હો નરપતિની કને;
ઓલંભો દિયે એમ, એ કયું આઇ હો જે કીધી મને. ૧.
અમશું એવી પ્રીત, ફિર અમ શોકડી હો મુખ કયું લગાઇયેં;
અહોનિશ કીજેં સેવ, જીજી કરિને હો તુઝને ગાઇયેં. ૨.
ઓલંભા વલી એમ, મંત્રી ને પણ હો માયા ઉચ્ચરે;
પ્રકૃતિ બુરી કયું નારી, રાજ પધાર્યા હો નિવૃત્તિને ઘરે. ૩.
દૂતિ તત્ત્વદગ મૂકી, તેં બોલાઇ હો સુબુદ્ધિ ભણી ઇહાં;
નિંબુ રસની નાય, દીસતો હેજ હો ભિલતા જિહાં તિહાં. ૪.
ભોલો તું મન મંત્રી, એ મુઝ વાતાં હો સાચી છે સહી;
સુબુદ્ધિ મલી જો એથ, તો મુજ પ્રભુતા હો સ્થિરતા ના રહી. ૫.

ઇમ સમઝાવ્યો મંત્રી, માયા નારી હો વચન કહી ઘણાં;
પ્રકૃતિ ભણી કહે એમ, કરજે પુત્રી હો આલોચ મનતણા. ૬.
દેશવટાની વાટ, નિવૃત્તિ નારી હો જિણ પરેં એ લહે;
કીજેં તેહ ઉપાય, તો એ પ્રભુતા હો નિજ હાથે રહે. ૭.
વિષમતિ પિયુની ઝાલી, આલસ મૂકી હો કામ કરિજીયેં;
તુઝ સખિયા પચવીશ, કિરિયા સારી હો સાથેં લીજીયેં. ૮.
કાયિક્યાદિ પ્રસિદ્ધ, ધીરાં ધીરાં હો નવ નવ નાયકા;
એ પંચવીશમાં ઇક ટાલી, ઇરિયાવહિયા હો તુઝ નેહ લાઇકા. ૯.
નિવૃત્તિ નારી જેહ, જિણશું નાસે હો ઉભા ના રહે;
મારો છે વિશ્વાસ, ચોવીશસેંતી હો તુઝ આજ્ઞા વહે. ૧૦.
એ સખિયાં અભિરામ, જીણ જગ સઘળો હો જેર કિયો ભલો;
સબલો સજીયો સાજ, નિવૃત્તિસેંતી હો હવે કર સાફલો. ૧૧.
ચોવીશે લેઇ સાથ, પિયુશું ખેલે હો નવ નવ રંગશું;
સખીયાંનાં સુખ દેખ, પિયુડો મોહ્યો હો પ્રમદા સંગશું. ૧૨.
વિભ્રમ ત્રિવિધ વિલાસ, મુખનાં મટકાં હો લટકાં અતિ મલ્યાં;
ગાયાં વાયાં ગીત, પ્રીતમ ત્રુઠો હો મુખ પાસા ઢલ્યા. ૧૩.

## દોહરા.

કહે પ્રીતમ સુણ તું પ્રિયા, મનમાંહિ લીજે હુંશ;
નવિ પૂરૂં જો આ જથે, તો તુજ ગલાના સૂંશ. ૧.
પ્રવૃત્તિ કહે સુણ સાહિબા, નિવૃત્તિ તારી નાર;
તે મુજ હૈડામાં સાલી, વેઝ કરે જ્યું સાર. ૨.
ગોમુખ ધરણી એ અછે, થાઢી શીલી સાર;
બરછતણી પર પીડવે, એની વાત અપાર. ૩.
તમથી પણ ગુદરે નહિ, ભાજે કરણ વિકાર;
ગરવ મહેલી ગેહિની, એનો ઉલટો ચાર. ૪.
માતા પણ છે એહની, સૂબાની સિરદાર;
વૈરાગણ શી વાવરી, ન ધરે લોકાચાર. ૫.
દોષવતી જાણી કરી, રાજા દીધી છોડ;

નિજ પુત્રી પણ તેહવી, સરખા સરખી જોડ. ૬.
ગીત ગાન ગાવે નહિં, હાસ્ય વિલાસ ન કોય;
સ્નાન પાન વલી માન નહિ, વ્યસન રસન નવિ હોય. ૭.
જો અમને દીધો અછે, કુલગરો અધિવાસ;
દેશવટો નિવૃત્તિને, દીજે એ અરદાસ. ૮.
નાગણ તો મુખ વિષ કહી, વીંછણ પુચ્છ વિષ હોય;
શોક્ય નીચ કાં સાપિણી, આદિ અંત વિષ હોય. ૯.
સાલતણી પરેં કાઢવે, સતઅંતી એ નાર;
તો અમને સુખ ઉપજે, જીવન પ્રાણાધાર. ૧૦.

## ઢાળ ૧૧ મી.

(રાગ ધન્યાશ્રી—કુંવર ઇસ્યો મન ચિંતવે, મેરી બહેની કહે કાંઇ અચરિજ વાત—એ દેશી.)

એ અરજ માની મંત્રવી, નિવૃત્તિ કીધી વિદાય;
આ પદ તેહ સતી તણી, કવિજનથેં હો કયું વરણી જાય; ૧.
માયા મન ઉત્સવ ઘણો રે, (એ ટેક.) હવે સીધ્યાં હો સઘલાંઇ કાજ;
ઉદ્યમ સફળ એ હુઆરે, હવે હોસી હો મોહકુંવરને રાજ. માયા૦ ૨.
પરવશ પડયાં જે માનવી, વળી કામણી રે હાથ;
તસુ બુદ્ધિ યામિનીમાં સહી, નહી ઉગે હો ન્યાન વાસરનાથ. માયા૦ ૩.
માતા પિતા પગ લાગિનેં, નિજ પુત્ર સાથેં લેહ;
નીસરી નિવૃત્તિ તિહાંથકી, પંથ ચાલી હો પંથી પરે તેહ. માયા૦ ૪.
નિષ્કંટક રાજ હવે હુઓ, નીસરી નિવૃત્તિ નારી;
પ્રચંડ પવનેં પ્રેરિયો, જેમ ચાલે હો ધ્વજ અંચલ ચાર. માયા૦ ૫.
ઇમ મન મંત્રી દહ દિશેં, ભમી રહ્યો અહોનિશ તેહ;
ક્ષણ એક પાછો નવિ વળે, વધિ તૃષ્ણા હો નાવે તસુ છેહ. માયા૦ ૬.
દુર્બુદ્ધિ માયા પ્રવૃત્તિશું, ભીનો રહે નિશિ દીસ;
વળી વીનવ્યો સઘળે મળી, હવે પૂરો હો ઇતની જે જગીશ. માયા૦ ૭.
મોહને રાજા કીજીયેં, એ અધિક મન ઉત્સાહ;
તુઝશું સઘળો હોયશે, એ અવસર હો લાભીજે કાંહ. માયા૦ ૮.
સુત સહિત નિવૃત્તિ પણ નહિં, સદ્બુદ્ધિ રાજા દૂર;

આપણો અધિપતિ એ કિહાં, સુખ હોસે હો સઘળાં ભરપૂર. માયા૦ ૯.
જોરાવર એ જોધ છે, નિજગુણે કરી વિખ્યાત;
આજ ઉદય એનો અછે, ઢીલ ન કરો હો હવે એહિજ વાત; માયા૦ ૧૦.
મન મંત્રી માની વારતા, મોહને રાજા કીધ;
અતિ ઘણાં વાજાં વાજીયાં, મનમાંહે હો સઘળાં થયાં સિદ્ધ. માયા૦ ૧૧.
હોકાર કરતા નરપતિ. સુરપતિ સઘલા જેહ;
ક્રંનાવ્યા મોહ રાજા થયે,અતિ અનમી હો તીન ભુવનમેં જેહ. માયા૦ ૧૨.
મોહ રાય પણ હવે મંત્રવી, માનિયો અતિહી ઉદાર;
ક્ષણ એક અળગો નહિ કરે, મુખ આગે હો સઘળો કામદાર; માયા૦ ૧૩.
અતિ સબળ રાજ વધ્યું હવે, જેમ વધે વડ જલ પાય;
સુખ ભોગવે મોહ ભૂપતિ,નીત નવલા હો આનંદ મન થાય. માયા૦ ૧૪.
ગુણવંત ગુરૂ પાઠક વરૂ, શ્રીદયાકુશલ ઉલ્લાસ;
તસુ શિષ્ય ધર્મમંદિર કહે, એ બીજો હો ખંડ મોહવિલાસ. માયા૦ ૧૫.

---

## ખંડ ૩ જો.

### દોહરા.

પાર્શ્વનાથ પ્રસાદથેં, પ્રગટે નવે નિધાન;
અલિય વિઘ્ન દૂરે હરે, જપતાં જેહનું નામ. ૧.

મોહરાય હવે ચિંતવે, નગરી અવિદ્યા નામ;
પુરી પુરાણી છે સહી, તે સબરી મુઝ ઠામ. ૨.

સાજ કરી રહિયેં તિહાં; ભય કેહનો નવિ થાય;
રાજાની એ નીતિ છે, ન રહે એકણ ઠાય. ૩.

ધનતીરી ધરણી બહુ, વિવિધેં કરે વિચાર;
ગુણવંત તે ગાફલ નહિં, સ્વારથ સાધે સાર. ૪.

ઇમ ચિંતવી પુર સજ કરી,સઘલાં લોક વસાય;
સંસારી પ્રાણી ભણી, દીઠાં આવે દાય. ૫.

## ઢાળ ૧ લી.

( પાંચમી તપવિધિ સાંભળો;—એ દેશી. )

નગરી નિરખો મોહની, નામ અવિદ્યા જાસો રે;
શોભા સખરી તેહની, નીકો નિવિડ નિવાસો રે. નગરી૦ ૧.
ત્રણ અજ્ઞાન ત્રિકોટ છે, તે નગરીની પાસે રે;
કોસીસાં સોહે જિહાં, કર્મ પ્રકૃતિ પ્રકાશે રે. નગરી૦ ૨.
દેવ નરક પશુ માનવી, એ ગતિ ચ્યાર પ્રતોલી રે;
તીખી તૃષ્ણા ખાતિકા, અતિ ઉંડી તસુ દોલી રે. નગરી૦ ૩.
રમણી ભોગ તે વાડિયાં, મુખ કમલેં કરી સોહે રે,
સમર કુંવર રમતો રહે, યૌવનરૂપ મન મોહે રે. નગરી૦ ૪.
પાપ અઢાર તટાક તે, તે અતિ ઉંડાં દીસે રે;
શઠ હઠવાદ તે ખાલ છે, ઉન્માદ જલ તિહાં હિસે રે. નગરી૦ ૫.
ક્રીડા વાપી કામિની, શ્રૃંગાર રસ કરિ ગાઢી રે;
કરપદકમલેં શોભતી, સરલી સુંદર ટાઢી રે. નગરી૦ ૬.
કામાસન આસન જિહાં, ચોરાસી બાજારો રે;
પરિણામ ક્ષણ ક્ષણ જીવડા, તેહિજ ઘર વિસ્તારો રે. નગરી૦ ૭.
નગરીવિચ જે લોક છે, તે તો મદરા માતા રે;
નગરીને છેહડે વસે, તે કછુ સરલ કહાતા રે. નગરી૦ ૮.
થોડે લાભે લોક જે, મનમાં હર્ષિત થાય રે;
થોડે અલાભેં જે નરા, દીન થઇને જાય રે. નગરી૦ ૯.
મમત્વોપદ્રવ દેવતા, નગરીની રખવાળી રે;
સાન્નિધ્ય ખબર ભલી કરે, જ્યું વાડીમાં માળી રે. નગરી૦ ૧૦.
નાચે કૂદે કેઈ નરા, કેઇ વાદ વિચારે રે;
નંદે વંદે કેઇ સ્તવે, કેઇ યાચક વારે રે. નગરી૦ ૧૧.
કોપે રોપે ગર્વને, જોપે કરણ ન જીપે રે;
આક્રંદ રોવન કેઇ કરે, મિથ્યા મતિ અતિ દીપે રે. નગરી૦ ૧૨.
ધસમસ ધંધામાં ફિરે, શિકથા વિકથા કારી રે;
ગાવે વાવે કેઇ નરા, ફેરે કપટની સારી રે. નગરી૦ ૧૩.

નિર્વિચાર સહુ લોકને, રાજાના અતિ રાગી રે;
નગરી વર્ણી એહવી, મોહ રાજા વડભાગી રે. નગરી૦ ૧૪.

## દોહરા.

હવે રાજા વર્ણન સુણો, વલી એહનો પરિવાર;
કવિ કલ્પના ઉપમા કરી, કહું સઘળો વિસ્તાર. ૧.

## ઢાળ ૨ જી.

( દેશી ઝુંમખડાની અથવા રંગીલે સારથી;—એ દેશી. )

મૂઢ સંગતિ પરખદ ભલી રે, મહેલ કુવાસના તેથ; મહીપતિ મોહના;
સિંહાસન મતિભ્રંશ છે રે, છત્ર અસંજમ જેથ. મહીપતિ૦ ૧.
ખડ્ગ નિર્ભ્રંછન કર ગ્રહે રે,તેર ક્રિયા અંગી સાર; મહીપતિ૦
પાંચે ઇન્દ્રિય પરવડી રે, પાંચેઇ હથિયાર. મહીપતિ૦ ૨.
અરતિ અને રતિ બે ખડી રે, ચામર ઢાલણહાર; મહીપતિ૦
પાખંડી બહુ પોલિયા રે, સ્વામી ધર્મ સિરદાર. મહીપતિ૦ ૩.
બહુવિધ સંજ્ઞા નટ તિહાં રે, નાટક કરે ઉદાર; મહીપતિ૦
કામિક શ્રુત તિહાં ગાઇયે રે, રાજાને સુખકાર. મહીપતિ૦ ૪.
ભુજબલી ભીમતણી પરે રે, શ્રૃંગાર સખર કરેઇ; મહીપતિ૦
ચાર્વાક મિત્ર માનતો રે, અધિકો માન ધરેઇ. મહીપતિ૦ ૫.
પટરાણી જડતા કહી રે, ગુણ ગણ રૂપ રસાળ; મહીપતિ૦
તસ કુખિ કંદર કેશરી રે, મદન પુત્ર વડ ભાલ. મહીપતિ૦ ૬.
રાગ દ્વેષ આરંભ વળી રે, એ પણ પુત્ર છે તાસ; મહીપતિ૦
જોરાવર સગળા અછે રે, જીપ શકે કુણ જાસ. મહીપતિ૦ ૭.
ચિન્તા પ્રમુખ પુત્રી ઘણી રે, રણ કરવાને શૂર; મહીપતિ૦
ભાઇની પરે ભડ અછે રે, દિન દિન અધિકે નૂર. મહીપતિ૦ ૮.
કર્મ ક્રિયા જાણે ઘણી રે, મંત્રી મિથ્યાદૃષ્ટિ; મહીપતિ૦
છાપ ધરી જેહની નરા રે, હીંડે સઘળી સૃષ્ટિ. મહીપતિ૦ ૯.
દુષ્ટ યોગ મનના જીકે રે, તેહિજ સામંત સાર; મહીપતિ૦
સાત વ્યસન સેવે સદા રે, રાજ્યતણા આધાર. મહીપતિ૦ ૧૦.

મંડલિક રાજાને અછે રે, ક્રોધ માન લોભાદિ; મહીપતિ૦
દંભ જોરાવર જોધ છે રે, પગ ઇગ જીંપે વાદ. મહીપતિ૦ ૧૧.
સેનાની પરમાદ છે રે, ક્રુદ્ધ કરણને જોધ; મહીપતિ૦
શાન્તિ માહા સુભટાં ભણી રે, જીત્યા જેણે રોધ. મહીપતિ૦ ૧૨.
ચંડભાવ કોટવાલ છે રે, તસ્કર ઝાલણ હાર; મહીપતિ૦
શેઠ જીહાં વ્યાક્ષેપ છે રે, મહાજનને સુખકાર. મહીપતિ૦ ૧૩.
પાપ પરિગ્રહ અતિ ઘણો રે, તેહિજ અધિક ભંડાર; મહીપતિ૦
સંગ કુસંગ દાણી તિહાં રે, પુરોહિત પાપ પ્રચાર. મહીપતિ૦ ૧૪.
આળસ શય્યાપાલ છે રે, શઠ હઠ છાહલદાર; મહીપતિ૦
નિંદકકાંનુંગા ઘણા રે, કુકવિ બહુ સુઆર. મહીપતિ૦ ૧૫.
તંબોલી પ્રેમ રાગ તે રે, મુખ શોભા પરકાર; મહીપતિ૦
હર્ષ શોક બે મલ્લ છે રે, ક્રીડા કૌતુક સાર. મહિપતિ૦ ૧૬.
વિષય વિકાર ચાકર ઘણા રે, એવો રાજ્ય પડૂર; મહીપતિ૦
ધર્મમંદિર ધન તે નરા રે, મોહથકી વસે દૂર. મહીપતિ૦ ૧૭.

### દોહરા.

હવે નિવૃત્તિની વારતા, સુણજો ભવિજન તેહ;
શીલ સત્ય મનમાં ધરે, સાધવી લક્ષણ એહ. ૧.

### ઢાળ ૩ જી.

( કર્મ પરીક્ષા કરણ કુંવર ચલ્યો રે;—એ દેશી )

ધર્મ સહાય કરી કામની ચલી રે, નિવૃત્તિ નીકે નૂર,
આપદ સંપદમાં જે સ્થિર રહે રે, નરનારી તે શૂર. ધર્મ૦ ૧.
મોહ મહિપતિને ભય નાસતી રે, પવનતણી પરેં તેહ;
સુત સખરો પણ સાથેં શું કરે રે, ભાવી ન ચલે જેહ. ધર્મ૦ ૨.
મારગ લાંઘ્યો અતિ ઘણો કામિની રે, થાકી રાણી થાય;
વિસામો મન જાણે લીજીયેં રે, સખરે ઠામ સુહાય. ધર્મ૦ ૩.
બ્રહ્મપુરી ઇક ભાલી ભામિની રે, ઇહાં રહેવાનો લાગ;
મંત્ર પવિત્ર પાણી કરી છાંટિયેં રે, પૂજીજેં વલી આગ. ધર્મ૦ ૪.

યજ્ઞ સ્થંભ માંડયો છે યાગે કરી રે, સકલ સઝાઇ સાર;
વેદપાઠી બ્રાહ્મણ મુખ ઉચ્ચરે રે, વેદકંઠે ઉચ્ચાર. ધર્મ૦ ૫.
માષ અને જવ તિલ સહુ ભેલિને રે, હોમ કરે બહુ ભાતિ;
ખીજડ પીપલ લાકડ મેલિયાં રે, ધર્મ તણી મન ખાંતિ. ધર્મ૦ ૬.
છાગના કાનમાં મંત્ર ભણી કરી રે, બલિ કરે બ્રાહ્મણ તેહ;
દેવને તૃપ્તિ હોશે એહથી રે, સરગ હોશે સ્વદેહ. ધર્મ૦ ૭.
નિવૃત્તિ એવી હિંસા દેખીને રે, મનમાં ચિન્તે એમ;
બ્રાહ્મણ તે સમ દમ ક્ષમતા ધરે રે, જ્ઞાની નિર્મમ હેમ. ધર્મ૦ ૮.
મન સુચિકારક સંતોષી સદા રે, ત્યાગી કરૂણાવંત;
સત્યવાદી સૂધા બ્રહ્મ પારખુ રે, આરજવ અનુપમ સંત. ધર્મ૦ ૯.
ભ્રમ ભુલા એ બ્રાહ્મણ નામથી રે, ગડરી પ્રવાહેં લોક;
વેદમંત્રે કરિ છાગને સ્વર્ગ છે રે, મન વંછિત લહે થોક. ધર્મ૦ ૧૦.
છાગતણી પરેં વહાલાને કરો રે, સખરી ગતિ ઉપચાર;
દુર્ગતિયેં કાં મૂકો બાપડા રે, વેદ ઉપર એક તાર. ધર્મ૦ ૧૧.
વેદમંત્રે કરી કન્યા વ્યાહિયેં રે, તે પણ વિધવા થાય;
મંત્રતણી જો શક્તિ તિહાં ગઈ રે, ત્યો પરતો મન લાય. ધર્મ૦ ૧૨.
વેદપાઠી બ્રાહ્મણને તાડતાં રે, પીડા ન હુવે લગાર;
તો તે છાગને પીડા નહિં હુવે રે, મંત્રશક્તિ શ્રીકાર. ધર્મ૦ ૧૩.
સિંહ સર્પનો યાગ કર્યો નહિં રે, બાપડાં બકરાં અનાથ;
દુર્બલઘાતી દેવ અછે સહી રે, નબલાને કોણ સાથ. ધર્મ૦ ૧૪.
પરમેશ્વર એ ખાવાં સરજીયાં રે, એહવું બોલે એહ;
ખાદકથી પણ પાપી આગલો રે, હિંસા દીપાવે તેહ. ધર્મ૦ ૧૫.
યાગહિંસાને હિંસા નવિ કહે રે, ચાર્વાક મતના ધાર;
પ્રાણ હરે જો પંચેન્દ્રિય તણાં રે, લઘુ જીવ કેહો સાર. ધર્મ૦ ૧૬.
શિવ તે સર્ગ તીર્થ જલને કહે રે, પૂજે ગો પશુ મંદ;
ગૃહધારીને ગુરૂ કરી સર્દહે રે, દેવ અગ્નિ સુખકંદ. ધર્મ૦ ૧૭.
એ સઘળા મુઝ શૌક્ય પ્રવૃત્તિના રે, પક્ષપાતી પરધાન;
એમ જાણીને નિવૃત્તિ નીસરી રે, ધરે તેમ ધર્મધ્વનિ ધ્યાન. ધર્મ૦ ૧૮.

### દોહરા.

વિસામો લેવા ભણી, વલી જોવું કોઇ ગામ;
ફરતાં એક દીઠું તિહાં, બ્રહ્મમતીનું ઠામ. ૧.
વૈરાગી બેઠા ઘણા, કોપિન વસન ધરેઇ;
હાથ કમંડલ દંડધર, જપ અક્ષમાલ ધરેઇ. ૨.
સ્થાનક વારૂ દેખિને, સુતશું બેઠી ઠામ;
એક બ્રહ્મ જગમાં અછે, શબ્દ સુણ્યો એ તામ. ૩.

### ઢાળ ૪ થી.

જંબૂદ્વીપ મઝાર, ભરત ક્ષેત્રમાંહે;—એ દેશી.

સુત બોલ્યો સુણુ માત, વચન હુવે તીકે, જે કોઇ તત્વ સમ જાણિયે એ;
બ્રહ્મ વિના સબ જૂઠ, એકાંત મતધરૂ, ઇહાં રહેવા મન નાણિયે એ. ૧.
સાધક વ્યવહાર જેહ, નિરત કારણ ભલું, ઉરહો અવલંબ એ સહિ એ;
નિશ્ચયને ગ્રહે એહ, કીરિયા દૂષવે, ખોટાશું વણશે નહિં એ. ૨.
ગ્રંથથકી કરે બોધ, તપ જપ ખપ કરે, ઉદ્યમ પણ સવિ આચરે એ;
મુખથી બોલે એમ, એ સહુ જૂઠ છે, નય પ્રમાણ નવિ ઉચ્ચરે એ. ૩.
સ્યાદ્વાદ નહિં એથ, જે સાચો સહી, સકલ રસાયણ સાધકૂ એ;
કપટી કૂડા એહ, સ્વપર રૂપનું, પરમારથના બાધકૂ એ. ૪.
વલી કહે જગમાં એક, આતમ વ્યાપિયો, બ્રહ્મ સ્વરૂપી એહુઓ એ;
જ્યું આકાશેં ચન્દ્ર, એકજ છે સહી, જલ પ્રતિબિંબ જૂઓ જૂઓ એ. ૫.
ઉપજે વિણસે ભૂર, જલકલ્લોલ જ્યું, નાના મહોટા દીસતા એ;
પણ તે એક સ્વરૂપ, અવર ન કોઅછે, એહ અર્થ કહે હીસતા એ. ૬.
કે ઉત્તમ કે નીચ, કે સુર નારકી, આરજ મ્લેચ્છ કે આખિયે એ;
કે નારી કે ખંજ, કે નર તિર્યંચ, મોરપિછ સમ સાખીયે એ. ૭.
કે પંડિત કે મૂઢ, કે રંક રાજવી, ઇત્યાદિક ભેદ અનુસરે એ;
કર્મ ન માને હેત, સહજ સ્વભાવ એ, બદરી કંટકની પરે એ. ૮.
આતમગુણ પર્યાય, અનંત માને નહિં, બોલે બાલકની પરે એ;
પરિણામી બે દ્રવ્ય, આતમ પુદ્ગલ, એક વિવેચન ના કરે એ. ૯.
સત્તા શાશ્વતરૂપ, નિજ નિજ દ્રવ્યની, મર્યાદા મૂકે નહિં એ;

દ્રવ્ય અને પર્યાય, ભેદાભેદ જે, સ્યાદ્વાદી સમજે સહી એ. ૧૦.
ઇહાં નવ સીઝે માઉ, વિવેક સુતેં કહ્યો, માતા વચન પ્રમાણિયો એ;
ઉઠિ ચલી પંથમાંહી, પુત્ર પ્રેરી થકી, ભેદ ભલો મન આણિયો એ. ૧૧.

## દોહરા.

સુબુદ્ધિ સુતા હવે ચાલતાં, તાપસ આશ્રમ દીઠ;
વિસામો ઇહાં લિજિયેં, સખરી છાયા મીઠ. ૧.
બૂઢા તાપસ અતિ ઘણા, જટા જૂટ બહુ ભાર;
હાથ અક્ષમાલા અછે, નામ નારાયણ સાર. ૨.
શિષ્ય ઘણા ચિહુ દિશ જઇ, મૂલ કંદ ફૂલ લેહ;
વનવ્રીહી આણે ઘણા, ભોજન અર્થેં તેહ. ૩.
શુક સારો પંખી ભણી, રામ નામ શીખાય;
પાદપ સીંચે વારિશું, ધર્મ ન ધર્મ ઉપાય. ૪.
નિવૃત્તિ નારી ચિંતવે, એ પણ મોહેં લીન;
શમ દમ કરુણા કો નહિં, જ્ઞાન ગુણેં કરી હીન. ૫.
મુક્તા ભામિની એ તજી, ભજી ન અંતર દૃષ્ટિ;
કોડ ક્રિયા અફલી હુવે, જ્યું ઉખરમેં વૃષ્ટિ. ૬.
આરંભ મિથ્યામતિ ઘણા, નિરવદ્ય નહિં એ હોય;
શ્રાંત થયાં પણ છંડિયેં, નદી કૂલની છાય. ૭.

## ઢાળ ૫ મી.

( મેરે અરહનાં;—એ દેશી. )

સુબુદ્ધિ સુતા વળી ત્યાંથકી રે હાં, ધરિ ધીરજ મનમાંહિ; ધર્મ ધુરંધરા.
ચાલી ચતુરા ચોંપશું રે હાં, ઝાલી પુત્રની બાંહિ; ધર્મ૦ ૧.
તું સુત સુરતરૂ છાંહી રે હાં, તો સમ અવર કો નાંહી. ધર્મ૦
ઇક પુર બેઠી કામિની રે હાં, કોલધર્મ સુણી કાન. ધર્મ૦
વિસામો ઈહાં લીજિયે રે હાં, જો રહે આપણો માન. ધર્મ૦ ૨.
એ ધર્મ સેવે ઘણું રે હાં, તરૂણપણે નર નારિ; ધર્મ૦
આકર્ષે લોકો ભણી રે હાં, ધર્મ શબ્દ સુખકારિ. ધર્મ૦ ૩.

સંત સાધુ મુખ ઉચ્ચરે રે હાં, આયાને બહુ માન; ધર્મ૦
મંડલ માંડે મન રલી રે હાં, ગાવે ગીત ને જ્ઞાન. ધર્મ૦ ૪.
રંડા ચંડા દીક્ષિતા રે હાં, ધર્મ દારા છે એહ; ધર્મ૦
સેવ્યાં શક્તિ હોશે સુખી રે હાં,મન મત ધરો રે સંદેહ. ધર્મ૦ ૫.
મદ્ય માંસ ખાતાંથકાં રે હાં, ઇણ ઠામે દોષ નાંહિં; ધર્મ૦
ઇમ સુણી નિવૃત્તિ ચિંતવેરે હાં,ધિક્ ધિક્ એહની છાંહિં. ધર્મ૦ ૬.
મોહ મંત્રીના દાસ એ રે હાં, સંગ ભલો નહિં એહ; ધર્મ૦
નિવૃત્તિ તિહાં દૂતી ચલી રે હાં, શીલવતી ગુણગેહ. ધર્મ૦ ૭.
અવર નગર દીઠું ભલું રે હાં, બૌધમતીનું ઠામ; ધર્મ૦
આતમની ચર્ચા કરે રે હાં, એ હોશે અભિરામ. ધર્મ૦ ૮.
તસુ મુખ એહવું સાંભલ્યું રે હાં, આતમ ક્ષણ ક્ષણ નાંહિ; ધર્મ૦
પુણ્ય પાપ કેહને નહી રે હાં, શૂન્યપણો જગમાંહી. ધર્મ૦ ૯.
માતા પૂછે સુત ભણી રે હાં, એહશું આખે એમ; ધર્મ૦
વિવેક પુત્ર તવ બોલિયો રે હાં, સુણ માતા કહું તેમ. ધર્મ૦ ૧૦.
બોધને કહિયેં પુત્ર તું રે હાં, પિતા ભણો છો નાંહિ; ધર્મ૦
વ્યાહ ભોગવેલા જૂઓ રે હાં, એક પિતા કયું સાંહી. ધર્મ૦ ૧૧.
અપરાધ કો બીજો કરે રે હાં, અવર દંડીજેં કોઇ; ધર્મ૦
રાજનીતિ પણ બોલવી રે હાં, ધર્મભણી કિહાં હોઇ. ધર્મ૦ ૧૨.
શય્યા સખરી સૂઇયેં રે હાં, પીજેં ખીર પ્રભાત; ધર્મ૦
ભોજન મીઠું કીજિયેં રે હાં, સાંખ્યમતીની વાત. ધર્મ૦ ૧૩.
સૌગત મત એ સાંભળી રે હાં, નિવૃત્તિ નારી ન સુહાય; ધર્મ૦
તત્ત્વ કપૂરને કર ગહ્યાં રે હાં, દૂષણ ન આવે દાય. ધર્મ૦ ૧૪.
મુગ્ધ માનવ મૃગપાશ એ રે હાં, ભવ અટવીમાં ભૂર; ધર્મ૦
નિરખી નિરખી પગ મંડિયેં રે હાં, ઇણશું રહિયેં દૂર. ધર્મ૦ ૧૫.
આગેં ચાલી ઉતાવળી રે હાં, ન રહી એક પલ માત; ધર્મ૦
કપિલ યોગી પણ મલ્યાં રે હાં, તિણશું ન કરી વાત. ધર્મ૦ ૧૬.
સેવક સઘલા મોહના રે હાં, નિવૃત્તિ નારી મન જાણ; ધર્મ૦
વૈરીની પરેંપરહર્યા રે હાં, ભૂલે નાંહિ સુજાણ. ધર્મ૦ ૧૭.

## દોહરા.

ઇણ પરિ સઘળી ભૂમિકા, ભમતી ભમતી ભૂર;
વિસામો લાધો નહિં, ખેદ કરે જે પૂર. ૧.

## ઢાળ ૬ ઠી.

( રહો રહો રહો રહો વાલહા;—એ દેશી.

પ્રવચન પુર ગઇ પાધરી, પુણ્ય તણે અંકૂર લાલ રે;
નિકટ ભાવી નિરખે સહિ, પાપીયડા છે દૂર લાલ રે. પ્રવચન૦ ૧.
ચારિત્ર પ્રાસાદને ઉપરેં, ધર્મધ્વજ લહકાય લાલ રે;
દૂરથકી પણ દેખતાં, આનંદ અંગ ન માય લાલ રે. પ્રવચન૦ ૨.
પુણ્ય પવિત્ર પરિણામથી, ઉપદેશ નગરમાં જોય લાલ રે;
પાપ કર્મ ચંડાલનું, પગ પેસાર ન કોય લાલ રે. પ્રવચન૦ ૩.
સાધુ શિરોમણિ સંત જે, નગર મધ્યેં રહે તેહ લાલ રે;
દેશવ્રતિ ને સમકિતી, બાહિર વસિયા અછેહ લાલ રે. પ્રવચન૦ ૪.
પ્રવચન પુર વાસી ઘણા, સઘળા સુખિયા લોક લાલ રે;
તત્ત્વતણે સુખ આગલેં, તૃણ સમ સુખ સુરલોક લાલ રે. પ્રવચન૦ ૫.
ત્યાંથકી મુક્તિ પુરી ભણી, સાથ ચલે દિન રાત લાલ રે;
ચોર ચરડ લાગે નહિં, ભીતિ તણી નહિં વાત લાલ રે. પ્રવચન૦ ૬.
તસુ પુરવાસેં વન અછે, ઇંદ્રિયદમન છે નામ લાલ રે;
નિવૃત્તિ નારી દેખિયો, અનુપમ એ અભિરામ લાલ રે. પ્રવચન૦ ૭.
સાધુવદન તે કુંડ છે, જિન વચનામૃત નીર લાલ રે;
ભૂર ભવિક પંથી ભણી, જાયે ભવની પીર લાલ રે. પ્રવચન૦ ૮.
ધર્મવચન ફલ ફૂટરાં, યોગી મધુકર સાર લાલ રે;
નિવૃત્તિ વિસામો તિહાં લિયો, ખેદ ગમાવણહાર લાલ રે. પ્રવચન૦ ૯.
યોગ ત્રિભૂમિ આવાસ છે, તિહાં ઇક નરને દીઠ લાલ રે;
દિલભર દર્શન તેહનું, અમૃતથકી પણ મીઠ લાલ રે. પ્રવચન૦ ૧૦.
વિદ્યાનો ભંડાર છે, જાણે સઘળી વાત લાલ રે;
વંદના કીધી નારિયેં, જંગમ તીરથ જાત લાલ રે. પ્રવચન૦ ૧૧.

હાથ જોડીને પૂછે સતી, કોણ તું સ્વામી આખ લાલ રે;
ઇણ વનમાંહે કયું રહે, સાચું સઘળું દાખ લાલ રે. પ્રવચન૦ ૧૨.
પુરૂષ કહે સુણ સુંદરી, મારી સઘળી વાત લાલ રે;
વિમલબોધ નામેં અછું, સિદ્ધપુરૂષ વિખ્યાત લાલ રે. પ્રવચન૦ ૧૩.
ઇણ પુર માંહે રાજવી, અરિહંત નામ છે જાસ લાલ રે;
તસુ આદેશ લહી કરી, ઇણ વાડીમેં વાસ લાલ રે. પ્રવચન૦ ૧૪.
આવાસ પહેલી ભૂમિકા, બેસીને આરામ લાલ રે;
રાખું સુખ ભરપુર શું, વૃત્તિ હુવે અભિરામ લાલ રે. પ્રવચન૦ ૧૫.
રાજાના પરસાદથી, મુઝને એહવું જ્ઞાન લાલ રે;
આગમ નીગમ વારતા, સઘલાંને સમાધાન લાલ રે. પ્રવચન૦ ૧૬.
કર જોડીને કામિની, આખે પુરૂષને એમ લાલ રે;
ઉપકારી શિર સેહરો, સુણજે હું કહું તેમ લાલ રે. પ્રવચન૦ ૧૭.
અબળા નારી એકલી, નહાનો પુત્ર એ સાથ લાલ રે;
ભ્રમણતણું દુઃખ શું કહું, ઇક જાણે જગનાથ લાલ રે. પ્રવચન૦ ૧૮.
મયા કરીને જોઇયેં, એ બાલકનો હાથ લાલ રે;
કહિયેં હોશે એહને, પ્રભુતા સંપદ સાથ લાલ રે. પ્રવચન૦ ૧૯.
હું નજરેં જે દેખશું, વારૂ એહની વાર લાલ રે;
એ સઘલું મુજને કહો, આણી મન ઉપકાર લાલ રે. પ્રવચન૦ ૨૦.

### દોહરા.

સિદ્ધ પુરૂષ બોલ્યો હવે, સુણ ભામિની દુઃખ તુજ;
દૂર ગયાં હવે જાણજે, એ વાચા છે મુઝ. ૧.
એ બાળક જે તાહરો, ઉત્તમ લક્ષણવંત;
સકલ વાતનો હું કહું, એ માને એકંત. ૨.
તત્ત્વરૂચિ નામા પુત્રીકા, મહારી છે મનુહાર;
શુભાચાર દારા કુખેં, ઉપની તે નિર્ધાર. ૩.
તેસેંતી તુઝ પુત્રને, પરણાવો બહુ પ્રેમ;
અવિચલ જોડી એહની, હોશે કુશલા ક્ષેમ. ૪.
વર કન્યા બેહૂ ભલાં, લેહશે ભોગ સંયોગ;
ચંદ્ર અને પુનમ તણો, પૂરણ મલિયો જોગ. ૫.

એહ વચન સુંદર સુણી, દેખી કન્યા સાર;
લાવણ્ય લક્ષણ દેખીને, પામી હર્ષ અપાર. ૬.
ભાગ્ય ભલું મુઝ પુત્રનું, એ ઘર ઘરણી થાય;
ઘરમેં લક્ષ્મી આવતી, કયું ઠેલીજેં પાય. ૭.
નિદ્રાલુ શય્યા લહે, તરશ્યો અમૃત પાન;
ભૂખ્યો પાયસ નાં તજે, લાધો રંક નિધાન. ૮.
નિવૃત્તિ નારી માનિયું, સિદ્ધ વચન શિરદાર;
લગ્ન તેહ દિન સાધિયું, ન કર્યો કોઇ વિચાર. ૯.

## ઢાળ ૭ મી.

( દુલાહ દુલહ કિસન હો, દુલહિણી રાધિકા જી. એ —દેશી )

કુંવર કુંવર વિવેક હો, લાઝી તત્ત્વરુચિ જી, પરણે પરમ ઉલ્લાસ;
વિલંબ વિલંબ ન કીધો હો, વહાલે વાગમેં જી, વિસ્તરીયો જસવાસ. કુંવર૦ ૧.
મનમેં મનમેં હો, મહોત્સવ માંડયો અતિ ઘણોજી, તે જાણે જગદીશ;
જુગતિ જુગતિ જોડી હો, મિલી હેમજયું જી, વાણી વિશવા વીશ. કુંવર૦ ૨.
માણિક માણિક જોડી હો, હેમની મુદ્રડી જી, બેઉનો ઉભય સંયોગ;
સંપદ સંપદ મિલતાં હો, હોવે સોહિલી જી, કિહાં માણુસ સંયોગ; કુંવર૦ ૩.
વિમલ વિમલ બોધ કહે, સુણ સગી જી, આપદ દુઃખ મન નાણ;
વાધે છે વાધે છે પણ, બીજેં ચંદ્રમા જી, આતલે પંડિત વાણ. કુંવર૦ ૪.
સુસ્ત્રી સુસ્ત્રી હો, આયાં આપદ નવિ રહે જી, રાહુ મુખે જેમ ચંદ;
ધીરજ ધીરજ ખમજે હો, આપદ ઉપનાં જી, વાયેં ન ચલે ગિરિંદ. કુંવર૦ ૫.
આજથી આજથી હોશે હો, એની શુભ દશા જી, આપદ અલગી થાય;
પ્રગટ પ્રગટ હોશે હો, પુણ્ય પાધરાં જી, સબ જનને સુખદાય. કુંવર૦ ૬.
ઉદ્યમ ઉદ્યમ બતાવું હો, બાલ તુજ ફલે જી, અનુપમ છે ઉપાય;
નિષ્ફળ નિષ્ફળ ન હોવે હો, નિશ્ચય જાણજો જી, પરતો પૂરણ થાય. કુંવર૦ ૭.

## દોહરા.

પ્રવચન પુરનો છે ધણી, રાજા અરિહંત નામ;
ભાવ શત્રુ જીત્યા જીણે, અતુલી બલ અભિરામ. ૧.

ભુક્તિ મુક્તિ દાતા સકલ, અચિંત ચિન્તામણિ જોય;
કામકુંભ સુરતરુ ઘણા, એ સમ અવર ન કોય. ૨.

## ઢાળ ૮ મી.

( હાં હાં ચન્દ્રાવતી ક્યાં ગઇ;—એ દેશી. )

શોભા સાહેબની ઘણી, મોપેં કહીય ન જાયો રે;
સ્થૂલદૃષ્ટિ કરિ વર્ણવું, નિશ્ચેં અનુભવ પાયો રે. શોભા૦ ૧.
તીન છત્ર શિર શોભતાં, તીન ભુવન ઠકુરાઇ રે;
તીન ગઢેં કરી રાજતો, રત્ન ત્રય સુખદાઇ રે. શોભા૦ ૨.
સિંહાસન ઉજ્જ્વલ ભલું, અશોક વૃક્ષ વળિ હોય રે;
ભવિજન તાપ બુઝાયવા, અદ્‌ભુત જળધર જોય રે. શોભા૦ ૩.
મિથ્યા તિમિર નસાયવા, સૂરજ સમ છે તેજો રે;
ધર્મચક્ર જસુ આગલેં, દેવ ધરે ધરિ હેજો રે. શોભા૦ ૪.
ઇતિ ભીતિ જાયે સબે, જંબુક જ્યું સિંહ સાદેં રે;
ફુલ ફગર વરસા હુવે, વળિ સુર દુંદુભિનાદેં રે. શોભા૦ ૫.
જાતિ વૈર મૂકી કરી, સુરનર ને તિર્યંચો રે;
પર્ષદમેં આવી મલે, એવો છે જિહાં સંચો રે. શોભા૦ ૬.
અચરિજ મૂલ જે ઇન્દ્ર છે, કોસુરને નવિ દેખે રે;
તે સઘળા કિંકર ઇહાં, નિરૂપમ એહ વશેખેં રે. શોભા૦ ૭.
અતિશય એહના અતિઘણા, કહેતાં નાવે પારો રે;
કેવલજ્ઞાન દિવાકરૂ, અનંત વર્ષ્યો વિસ્તારો રે. શોભા૦ ૮.
જામાતા જો એહને, સેવે સ્થિર કરિ ચિત્તો રે;
સસરે એવું આખિયું, અનંત હુશે તુઝ વિત્તો રે. શોભા૦ ૯.
એમ સુણી નિવૃત્તિ નારી, હરખી અતિહિ ઉલ્લાસો રે;
મન સંદેહ વિલય ગયો, પરમ પ્રતીત પ્રકાશો રે. શોભા૦ ૧૦.
લઇ આદેશ ઉઠી કરી, પુત્રવધૂની સંગેં રે;
પ્રવચનપુર પેસણ ભણી, નિવૃત્તિ ચલી મન રંગેં રે. શોભા૦ ૧૧.
ચિત્રારો તારો પામીને, અધિક કિરણ ભાનુ થાય રે;
વિવેક તિસિ પરેં દેખિયો, પ્રમદા પરણી આય રે. શોભા૦ ૧૨.

નગર નજીક આવ્યા જિસેં, પાખંડી મલિયા યારો રે;
તબ વિવેક દેખી કરી, સુંદર રૂપ અપારો રે. શોભા૦ ૧૩.
કપટ નિપટ મુખ કેલવે, બગલાની પર તેહો રે;
બોલાવે આડા ફરી, વશ કરવા ધરિ નેહો રે. શોભા૦ ૧૪.
મિત્ર સુણો ઇક વારતા, બેસી શીતલ છાયા રે;
નગરી લોક ગુમાન છે, અમ ઘર આવો સુહાયા રે. શોભા૦ ૧૫.
સંકીર્ણ પુરમે અછે, આ રૂસનાઇ જાયગા રે;
ખિજમત કરસાં મેં ઘણી, હૈડે ધરિ મન રાગા રે. શોભા૦ ૧૬.
પુરનૃપશું પણ થાહ રે, ઇવડો એહો કાજો રે;
ઉભારો નૃપનો ભલો, આસંગ ન કરો તાજો રે. શોભા૦ ૧૭.
વળી એ રાજા એહવો, ટાઢો શીલો હોય રે;
કામ ન કાઢે કેહનો, મુનિવર સો મુખ જોય રે. શોભા૦ ૧૮.
માયા છોડાવે મનથકી, પ્રીત રીત નવિ જાણે રે;
શત્રુ મિત્ર સરખા ગણે, આપ રૂખો એક તાણે રે. શોભા૦ ૧૯.
સ્વાર્થમેં પણ એહની, ઉદાસીનતા લાભે રે;
તું પ્રાણી ભોલો અછે, બાથ ભરે કાં આભે રે. શોભા૦ ૨૦.
લોકાચાર ન લેખવે, તોપ રોપ ન જણાવે રે;
પુરૂપ વેદન કો નહિં, ભેદન કોઇ ન પાવે રે. શોભા૦ ૨૧.
નિંદા સ્તુતિ બેઉ મળી, ઇમ પાખંડી કીધી રે;
ધર્મમંદિર કહે સાંભળો, વિવેકતણી મતિ સીધી રે. શોભા૦ ૨૨.

## દોહરા.

વળી પાખંડી બોલિયા, વીર વિવેકને એમ;
અમ ઠાકુરને સેવજે, મનવંછિત લહે જેમ. ૧.

પાલે તાડે ફિર કરે, હરિ હર બ્રહ્મા દેવ;
જગ સઘલોંહી જુગતિશું, અહનિશ સારે સેવ. ૨.

ભીર કરે ભગતાંતણી, અરિ નાખે ઉખેડ;
સેવક સખરા એહના, કો ન કરે તસુ છેડ. ૩.

તૂઠયાં પ્રભુતા દે સહી, રુઠયાં લે ઉદ્દાલ;
પરતો અમ દેવાતણો, આવી નજર નિહાલ. ૪.
મોક્ષભણી જો ચાહ છે, અલવે દેશે એહ;
શિવ દે છે જિન પણ સહી, કષ્ટ ત્યાગશું તેહ. ૫.
ખાતાં પિતાં વિલસતાં, જો લાભીજેં મોક્ષ;
નિજ મારગ લાધાં થકાં, કોણુ લે વિષમો દોષ. ૬.
જંગમ સ્થાવર એહના, સેવક સઘળા લોક;
કોઈ વિરલો હોઇસી, જિન રવિ દર્શન કોક. ૭.

## ઢાળ ૯ મી.

શ્રીચંદ્રા પ્રભુ પ્રાહૂણા રે;—એ દેશી.

વીર વિવેક વદે ઇસ્યું રે, ઉત્તર આખું સાર રે;
સિંહ તણી પરેં ગાજિયો રે, પરમત માન ઉતાર રે. વીર૦ ૧.
મુજને તુમેં કેમ ભોળવો રે, સરસ્વતીને સ્યો પાઠ રે;
વચન તમારાં વાવલાં રે, ચંદન નહિં વંશ કાઠ રે. વીર૦ ૨.
મેં મિથ્યામતિ તુમ તણી રે, જાણી છે નિર્ધાર રે;
ધુવાડે કરી જાણિયેં રે, પાપ કરો ઉપચાર રે. વીર૦ ૩.
દેવભણી થેં ઓળખ્યો રે, ઉચ્છિષ્ટ દેવ પ્રકાશ રે;
મોહતણા થેં મિત્ર છો રે, તુમશું કેહો વાસ રે. વીર૦ ૪.
દેવાનો જે દેવ છે રે, શ્રી વીતરાગ વિશેષ રે;
પાચ છતે કોણ કાચને રે, હાથ ગ્રહે કુણ દેખ રે. વીર૦ ૫.
કંચન પીતલ અંતરો રે, ખજુઓ સૂરજ જેમ રે;
તૃણ તરૂવરનો અંતરો રે, દેવ કુદેવનો તેમ રે. વીર૦ ૬.
નિષ્કલંકી જીન દેવ છે રે, ઉજ્જવલ અનુપમ એહ રે;
દોષ વશેં કરિ દૂષવો રે, પણ એ ગુણનો ગેહ રે. વીર૦ ૭.
દૃષ્ટિરાગ છે દોહિલો રે, મૂક્યો કર્યુંહિ ન જાય રે;
મોહેં ઘેલાં માણુસાં રે, સૂધા નાવે દાય રે. વીર૦ ૮.
મૂકો મિથ્યાવાદને રે, ઋણ ઊપર કરો રાગ રે;
આમ દ્રમ સંતરસી ખરો રે; કાં છોડો તે માગ રે. વીર૦ ૯.

મદન નહિં મદ લોભતા રે, તૃષ્ણા નહિંય તરંગ રે;
વિષય વિકાર ઇન્દ્રિયતણા રે, નહિં રામાનો સંગ રે. વીર૦ ૧૦.
મમતા રમતા રોષતા રે, હાસ્ય વિલાસ ન તાસ રે;
આશાપાશ ન વાસના રે, એહવા ગુણ પ્રકાશ રે. વીર૦ ૧૧.
દેવ ભલો દિલમાં ધરો રે, ભૂલો ભૂંડે ભર્મ રે;
શ્રીવીતરાગ વિના નહિં રે, દાતા શિવ સુર શર્મ રે. વીર૦ ૧૨.
સંસારી સુખ કારણે રે, લીજે વસ્તુ જીકાય રે;
તાસ પરીક્ષા સહુ કરે રે, એહની કયું નવિ થાય રે. વીર૦ ૧૩.
તત્ત્વપરીક્ષા જોગ છે રે, માનુષ મોટી જાત રે;
તે લહી પરમાદે કરી રે, ન ધરે ભ્રાંતિ ઉભાંત રે. વીર૦ ૧૪.
તે પશુ નર રૂપે કરી રે, શૃંગ નહિં પુચ્છ કાય રે;
ભૂલા ભવઅટવી વિષે રે, ભૂલા મૃગ સમ જોય રે. વીર૦ ૧૫.
દેવ તમારા દેખિયા રે, રાગી સાગી એહ રે,
વામા કામી મોહિયા રે, નિપટ વિટંબ અછેહ રે. વીર૦ ૧૬.
મુક્તિ હુવા કાં અવતરે રે, દૈત્ય નિપાયા કાંય રે;
ખેલે કાં સંત હોઇને રે, માયાશું મનસાય રે. વીર૦ ૧૭.
શસ્ત્ર ધરે માલા ધરે રે, નાર ધરે અંગમાંહી રે;
વાહન બેસી ચાલતાં રે, એ દેવ શોભા નાહીં રે. વીર૦ ૧૮.
જગન ઉપાયો તિણ સમે રે, વ્યાધિ જરા દુઃખ રોગ રે;
નીપાયા કાં જાણિને રે, ભગવંતાને ક્રમ જોગ રે. વીર૦ ૧૯.
આતમ દિશ વ્યોમ કાળ જે રે, વસ્તુ અખંડિત એહ રે;
કુણ ઉપજાવે એહને રે, આદિ ન લાભે છેહ રે. વીર૦ ૨૦.
મુખ્ય આતમ દ્રવ્ય આખિયાં રે, જ્ઞાન તે સકલ સ્વરૂપ રે;
એહ વિના થેં જાણજો રે, સઘળો છે અંધકૂપ રે. વીર૦ ૨૧.
સકલ પદારથ શાશ્વતા રે, દ્રવ્ય ગુણે કરિ હોય રે;
પરજાય ફિરતા રહે રે, એહ સ્વભાવ તું જોય રે. વીર૦ ૨૨.
રાજસ તામસ સત્ત્વ જે રે, એહ ઉપાધિ સંસાર રે;
જ્ઞાનાદિક ગુણે શોભતો રે, દેવ તિકો નિર્ધાર રે. વીર૦ ૨૩.

## દોહરા.

વળી પાખંડી બોલિયા, સુણુ વિવેક વર વીડ;
કર્મભોગમેં પણુ કહાં, તે શિવ હાથેં હીર. ૧.
જીણુ જેવો ક્રમ આચર્યો, તેહવું ફલ દે ઈશ;
એહ વચન સુણિ તિણુ સમે, વિવેક વદે મન હીંસ. ૨.
કર્માનુસારી તુમતણો, દેવ હુઓ નિર્ધાર;
તો ક્યું થેં કર્મા ભણી, નવિ માનો સવિચાર. ૩.
કર્મવશેં જગજીવડા, સુખ દુઃખ લાભે જોય;
પણુ પરમેશ્વર કેહને, ભલો બુરો નહિં હોય. ૪.
થેં આખો જિન દેવ એ, રૂસે તૂસે નાહિં;
એહ વાત સાચી સહી, પણુ અચરિજ ઇણુમાંહિ. ૫.
ભક્ત તિકે સહજેં લહે, અનુપમ લીલ વિલાસ;
ભક્ત નહિં જે જીન તણા, તે લહે બંધન પાસ. ૬.
ઋતુ વસંત છાયા લહે, તરૂવર નવલાં પાન;
વળી વારદ વૂઠે થકે, સઘળે વાધેં વાન. ૭.
ઇણે દૃષ્ટાંતેં સુખ લહે, જીનવર સેવે જેહ;
સહેજેં સમિયો લાભિને, શિવ પણુ પામે તેહ. ૮.

## ઢાળ ૧૦ મી.

( મન મધુકર મોહી રહ્યો;—એ દેશી. )

વિવેક કહે વળી સાંભળો, તુમચા દેવ છે એહ રે;
પાળે તાડે લોકને, શૂરા સખરા એહ રે. વિવેક૦ ૧.
એ ગુણુ દેખી રંજીયા, તો જગ જીત્યા રાય રે;
દેવ કહે સઘળા સહી, ભુક્તિ મુક્તિના દાય રે. વિવેક૦ ૨.
ગોપી વહાલી જેહને, તેને કીધો દેવ રે;
મૂઢમતેં એમ વર્ણવો, મુક્તિ દાસી કરે સેવ રે. વિવેક૦ ૩.
કોપ શાપ દેવે ઘણા, અર્ધાંગ રાખે નાર રે,
નાટક હાસ્ય વિલાસિયો, ક્યું તે દેવ વિચાર રે. વિવેક૦ ૪.
પૂજા શોભા દેખિને, હર્ષ ધરે મનમાંહિ રે;

ખાવે પીવે ખુશી કરે, દેવપણું તે નાંહીં રે. વિવેક૦ ૫.
લોક ઘણે સેવક ભયે, તો તે દેવ ન થાય રે;
મોહતણા સેવક ઘણા, દેવ કરો મન લાય રે. વિવેક૦ ૬.
સંસારી કરણી કરે, મગ્ન રહે મનમાંહિ રે;
દેવ મ જાણો તેહને, મૃગતૃષ્ણાજલ નાહીં રે. વિવેક૦ ૭.
દેવ નિરંજન ધ્યાઇયેં, ધ્યાન ધરી શુદ્ધ હોય રે;
અંતર આંખ ઉઘાડીને, ભાત ભલી પરેં જોય રે. વિવેક૦ ૮.
સાચું રૂપ જાણ્યા વિના, ભૂલે છે સંસાર રે;
પણ પરમાર્થે ઓળખજો, સીપ એ રૂપું સાર રે. વિવેક૦ ૯.
સાચો દેવ લહી કરી, જૂઠો નાવે દાય રે;
ક્ષીરસમુદ્ર લહી કરી, ખારે જલ કોણ નહાય રે. વિવેક૦ ૧૦.
મ્હારૂં નામ વિવેક છે, સમજાવું સબ લોય રે;
ઝવેરી જાણે આંતરો, કાચ મણિમેં હોય રે. વિવેક૦ ૧૧.

## દોહરા.

ઇણુ વચને પાખંડીને, જીપિ નગરમેં આય;
માતા મુનિશાલા રહી, સુત પુર દેખે જાય. ૧.
તિણુ અવસર હવે નિવૃત્તિનો, મનમંત્રી પિયુ સાર;
બહુ વિરહો ન ખમી શકયો, આયો મિલણ વિચાર. ૨.
પિયુ બોલ્યો સુણુ હે પ્રિયા, તું શુભ નારી હોય;
મુજ વચને તું નીસરી, રોષ ન આણ્યો કોય. ૩.
તું સત્યવંતી સાધવી, સૂધી સખરી નાર;
તબ મેં પ્રવૃત્તિ વશેં કરી, દીધી ચિત્ત ઉતાર. ૪.
ઇક દિન તુજ ગુણ સાંભલ્યા, તિણે મિલવાને આય;
તુજ સુત વીસરતો ન છે, ગુણવંત આવે દાય. ૫.
તુજ સુત પરણ્યો તિણે સમે, હું પણ છાનો તેથ;
ગુપ્તપણે આવ્યો હતો, વિમલબોધ છે જેથ. ૬.
બાર વીર વિવેક એ, પરણી તત્ત્વરુચિ નાર;
કરશી કામ જીકો હવે, તિહાં આવીશ સંભાર. ૭.

દોષ ન આણ્યો પાછલો, પિસુશું હિલમિલ હોય;
સોવન ભાગોહી મિલે, પચ્છર ન મિલે કોય. ૮
એહ વચન શ્રવણે સુણી, કુલવંતીને કોશ;
પગશું પાછા ઠેલિયે, તોહી ન આણે રોષ. ૯

## ઢાળ ૧૧ મી.

હરિયા મન લાગો;—એ દેશી.

એક દિન માતા સુત ભણી, શીખ કહે મન લાય રે; સુત સુણ સોભાગી.
તું ડાહ્યો શાણો અછે, માત ભણી સુખદાય રે. સુત૦ ૧
હિત વાણી પાણી ભણી, રાખણ તું છે જોગ રે; સુત૦
પકવઘડો કાચો નહિં, સાચો સખર સંયોગ રે. સુત૦ ૨
હિતવાણી કામધેનુ છે, સતપુત્રકાને આય રે; સુત૦
દુષ્ટ કુસુત માતંગને, ઘરમાં કહો કયું જાય રે. સુત૦ ૩
સઘળાંને રૂચતી નથી, ગુરૂ જન વાણી એહ રે; સુત૦
અમૃતથી અધિકી અછે, જાણે સ્વાદી જેહ રે. સુત૦ ૪
શુભ ઉપદેશ વિના ફિરે, નર નારી જગમાંહિ રે; સુત૦
લાવણ્ય લક્ષણ બાહિરા, જ્ઞાન હૈયે જસુ નાંહીં રે. સુત૦ ૫
માત વાણી જાણે સહી, અમૃત ધારા મેહ રે; સુત૦
ઉખર ક્ષેત્રતણી પરેં, મત દેખાડે છેહ રે. સુત૦ ૬
પ્રવૃત્તિ શોક્ય શમવા ભણી, કીજેં કોઇ ઉપાય રે; સુત૦
એહ અવસ્થા તિણે કરી, જમવારો ક્યું જાય રે. સુત૦ ૭
પિયુવિયોગ સ્થાનભ્રંશતા, સુબુદ્ધિતણો નહિં યોગ રે; સુત૦
એ દુઃખ સઘળાં નવિ ગણું, શુભપુત્રને સંયોગ રે. સુત૦ ૮
ધન ભરિયા ભંડાર જે, ખાતાં ખૂટી જાય રે; સુત૦
અક્ષયનિધિ પુત્ર સંપદા, સંસારીને થાય રે. સુત૦ ૯
માતા સદાઇ પુત્રની, આશા રાખે ભૂર રે; સુત૦
તે તુજ પુત્ર રતનથી, ક્યું મન ન રહે સનૂર રે. સુત૦ ૧૦
સુકરી રાસભીને ઘણા, પુત્ર હુવા થી સિદ્ધ રે; સુત૦
સિંહિણી એકો સુત જણે, સઘળોઇ સુખ દીધ રે. સુત૦ ૧૧

કુલમંદિર દીપક સહી, કુલજામિની ચંદ રે; સુત૦
કુલગાડી ધુર ધવલ છે, સુપુત સદા સુખકંદ રે. સુત૦ ૧૨
તમરૂપ વૈરી વશ કરે, મીલ કમલ ઉલ્લાસ રે; સુત૦
સુપુત્ર સૂરજ ઉગે થકે, શોભાવે ઘરવાસ રે. સુત૦ ૧૩
હવે તું એ નગરીનો ધણી, સેવ નિરંજન દેવ રે; સુત૦
જાસ પ્રસાદ લહ્યાં થકાં, સકલ કરે તુજ સેવ રે. સુત૦ ૧૪
મોહ મહીપતિ જીપતાં, ઊપર કરસી એહ રે; સુત૦
સેવક પણ એહના અછે, મોહ દાવાનલ મેહ રે. સુત૦ ૧૫
ઓલગ કરજે એહની, આઠ પહોર અપ્રમત્ત રે; સુત૦
સાચો ભેતરજે સહી, સાચ ભલો જગ મિત્ત રે. સુત૦ ૧૬
ન રૂચે કૂડ એ સ્વામીને, કાંઈ તિલ તુષ માત રે; સુત૦
સેવા પ્રમાદને વેર છે, ગાય અને વાઘ જાત રે. સુત૦ ૧૭
લક્ષણ એ તે સ્વામીનાં, સેવક ચૂકા જાણ રે; સુત૦
પ્રમાદને વશ હુઇ રહ્યા, મોહેં લીધા તાણ રે. સુત૦ ૧૮
તે ભણી પ્રમાદ છોડીને, ખીજમત કરજે ખાસ રે; સુત૦
પ્રસ્તાવેં સઘળી કરે, આપણી જે અરદાસ રે. સુત૦ ૧૯
શીખ ઇસી માતા તણી, શીશ ચઢાઇ તેણ રે; સુત૦
ધર્મમંદિર કહે હવે સુણો, વિવેક વદે હરખેણ રે. સુત૦ ૨૦

## દોહરા.

પય પ્રણમીને બોલિયો, મીઠા વચન વિચાર;
નર પશુ પંખીમેં સહી, માત હુવે સુખકાર. ૧.
પણ સાચી માતા તિકા, આખે શીખ સુજ્ઞાન;
હેમકોડિ હિતકારિણી, નહિં તે શીખ સમાન. ૨.
માની છે શીખ તે સહી, માતુ જે જે દીધ;
સુધાકુંડમાં નાઇયેં, કામગવી પય પીધ. ૩.
નંદન વન નિરખ્યો કિયો, બાવન ચંદન લેપ;
ઇણિપરેં સુખ મુજને થયું,સુણિ તુમ વચન અપેખ. ૪.
માતા વચન ઉથાપશે. સો જાત પુત્ર ન હોય;

સુખ નાપે માતા ભણી, વ્યાધિ રૂપ તે જોય. ૫.
ઇમ માતા હર્ષિત કરી, ઉઠયો કુંવર તિવાર;
માતા હાથ માથે ધરી, જાયે રાજદુવાર. ૬.

## ઢાળ ૧૨ મી.

રામચંદ્રકે બાગ, ચાંપો મોરિ રહ્યો રી;—એ દેશી.

પરખદા આતમ ભાવ, માંહિ વિરાજ રહ્યા રી;
શ્રી જગનાથ નરેંદ્ર, નિરખી હર્ષ ગયો રી. ૧.
છત્ર ઢલે સિરદાર, સિંહાસન પર રાજે;
ધર્મધનુષ ધરિ હાથ, કરણી ખડ્ગ તે છાજે. ૨.
તવના બે કર જોડ, પય પ્રણમી ને કરે રી;
તીન ભુવનનો નાથ, અનુપમ શોભ ધરે રી. ૩.
અષ્ટાંગ યોગના ધાર, યોગ જોગ ભલેરી;
હૃદય કમલ તુજ ધ્યાર, ધ્યેયશું જાય મિલે રી.[1] ૪.
સુર નર ભમરા ભૂર, સેવે પાય સદા રી:
તુજ પયપંકજ સાર, મનમેં અધિક મુદા રી. ૫.
જ્યોતિરુપ જગનાથ, કેવલરુપ ભયો રી;
સ્યાદ્વાદી સુખરૂપ, ભૂપ અનુપ ભયો રી. ૬.
ભાવ કર્મ મલ છોડી, આપે રૂપ વિરાજે;
તો સમ અવર ન કોય, દિન દિન અધિક દિવાજે. ૭.
ભવ ભવ ભમતાં આજ, દર્શન તુમચો દીઠો;
આજ અધિક આનંદ, લોચન અમિય પઇઠો. ૮.
સુરતરૂ સમ તું રાય, બીજા ભૂપ કરી રી;
તું જાતિનો હેમ, અવર તે ધાતુ કથીરી. ૯.

---

૧ શ્લોક ॥ अष्टांगयोगाः ॥

संयमो नियमश्चैव, करणं च तृतीयकम् ॥
प्राणायामः प्रत्याहारः, समाधिर्धारणा तथा ॥ १ ॥
ध्यानं चैतस्य योगस्य, ह्ययमष्टांगकं बुधैः ॥
पुर्णांगक्रियमाणस्तु, शुक्लमेस्यादशोचता ॥ २ ॥

શમ દમ સઘળા ભાવ, આનંદ અધિક ઘણા રી;
તમ સેવ્યાં લહે લોક, નહિં કાંઇ રિદ્ધિ મણા રી. ૧૦.
રવિથી નાસે ઘૂક, મોરથી નાસે ભુજંગા;
તેમ તુજ આણથી દોષ, ન કરે કો પરસંગા. ૧૧.
જંગમ સ્થાવર જીવ, તું સઘળાં સુખદાઇ;
મિત્ર અમિત્ર સમાન, એ તુમમેં અધિકાઇ. ૧૨.
તુમ ગુણ કેરો પાર, કહેતાં કયુંહિ નાવે;
પણ આપણી મતિ સાર, સેવક ભાવ જણાવે. ૧૩.

### દોહરા.

ઇમ સ્તવના જિન રાજની, કીની એ કર જોડ;
વળી પંચાંગે પય નમે, મન મદ મચ્છર છોડ. ૧.
કૃપા કટાક્ષે જોઇને, ઇમ બોલ્યા જિનરાજ;
પરખદ બારાં સાંભલો, ધરિ ચિત્તમાંહિ સમાજ. ૨.
વીર વિવેક કહી જિયે, તે છે એહ કુમાર;
ભાંતો ભાંત ભલી પરે, તત્ત્વ બુદ્ધિ ભંડાર. ૩.
નાયક વિના સેના કિસી, જ્ઞાન વિના જ્યું વાણિ;
જલ વિણુ સરવર કો નહિં, ગુણ વિણ લાલ કબાણ. ૪.
ધર્મ કર્મ તિમ એ વિના, સખરો નાવે ધાત;
ભલી બૂરી સબ ભાવની, તુરત લખે એ વાત. ૫.
વિકલેન્દ્રિયમાં એ નહીં, પશુ નરકમેં નાંહિ;
પ્રાયઃ નરમાં એ વસે, વળી આરજ કુલમાંહિ. ૬.
ત્યાં પણ કો વિરલા કને, પૂરણ લાભે એહ;
છીપ ઘણી સઘળી નહિં, મોતી ધારે જેહ. ૭.
અહંકાર ઇણમેં નહિં, કૃપણભાવ નહિં કોય;
મીઠા બોલે મુખ હસે, ધર્મવંત વળિ હોય. ૮.
લાજવંત મતિવંત એ, પર દોષ ઢંકણહાર;
સુખમાંહે મૂકે નહિં, દીન હીન દુઃખ ચાર. ૯.
વિણ ઉપકારે ઉપકરે, નિર્મલ ગંગ તરંગ;

મુજને તે હોય વાલહો, જે કરે એહનો સંગ ૧૦.
મુજપે આયો એ સહી, અધિકાર લેવા કાજ;
તે ભણી એહને મેં કિયો, ઇણ પુરનો શેઠરાજ. ૧૧.
એહ વચન નૃપનું સુણી, સઘળે કીધ પ્રમાણ;
નગરમાંહિ વાસો દિયો, કુંવર લહે બહુ માન. ૧૨.

## ઢાળ ૧૩ મી.

ચિત્રોડા રાજા રે;—એ દેશી.

ઇક દિન અરદાસા રે, કરે કુંવર પ્રકાશા રે,
મોહ જીપણ આશા વાસા આણીયેં રે;
સાહિબ જિન રાજા રે, અતિ સબલ દિવાજા રે,
ફિર વેરી હુવા છે તાજા, જાણીયેં રે. ૧.
મન મચ્છરાલો રે, દુઃખ ખેતનો માલો રે,
અતિ પાપનો જાલો આલો, મોહ છે રે;
અવિદ્યા ગઢ કીધો રે, નિજ વંછિત સીધો રે,
જાણે જલ જ્યું પીધો, વડ એ મોહ છે રે. ૨.
હાથી ભલા ઘોડા રે, વળી માનવ જોડા રે;
બહુ રાખ્યા છે હોડા, હોડી તુમ તણી રે;
સઘળો જગ જીત્યો રે, હુઓ છે વદીતો રે,
વેરી અનીતો છીતો, સહુ ભણી રે. ૩.
મોહરાજા જોરે રે, આજ સખરો તોરે રે,
કહે હરિ આવે કોરે, એહને રે;
તપસી તપ ચૂકે રે, મોહપાસે ઢૂકે રે,
ધર્મ સઘળો તે લૂંટે, ભોરે તેહને રે. ૪.
કુલવંત કહીજે રે, આચારે છીજે રે,
મોહે કરી ભીંજે, રીઝે રાગમાં રે;
દેવ દાનવ નાગા રે, ઇણ આગે ભાગા રે,
પૂઠા વલી નાવે સરગા, માગમેં રે ૫.
વેદ મંત્રના પાઠા રે, તો પણ જાયે નાઠા રે,

ઇણુ મોહના કાઠા ભાઠા, કુણુ સહે રે;
પશુ પંખી જીત્યા રે, જસ ખાટે વદીતા રે;
બહુ કાલ વ્યતીતા, અંત ન કો લહે રે. ૬.
તુમ સેવક ભાંખ્યા રે, તો પણુ મોહ ગાખ્યા રે,
કોઈ જોર ન ચાલે પાલે, કો નહિં રે;
અતુલી બલ દીસે રે, પાપ વિશવા વીશે રે,
સઘળાનાં મન હીંસે, છે સહી રે. ૭.
તુમચો મુખ જોઇ રે, હરખે સબ કોઇ રે;
પર પૂઠેં ન હોઈ, હમણાં છે જિસ્યા રે;
મોહ રાય અલેખે રે, જગ સઘળો પેખે રે,
જાણો વિશેષેં, હમણાં એ દશા રે. ૮.

## દોહરા.

વળી વિવેક વાંચે ઘણા, મોહતણા અવદાત;
જગગુરૂ તું સબ જાણુ છે, તો પણુ સુણજો વાત. ૧.
જીવ હણાવે લોકપેં, જૂઠ શીખાવે જોર;
વાટ પડાવે ધન હરે, પરદારક અતિ ઘોર. ૨.
છલ બલ સાધે અતિ ઘણા, જોડે ધનની રાશ;
લોલુપ લોભી લંપટી, વ્યસન ન મૂકે પાસ. ૩.
શીખાવે સઘળા ભણી, પાપતણી બહુ વાત;
સંતતિ સખરી હોયસી, ગરવતણો કરો ઘાત. ૪.

## ઢાલ ૧૪ મી.

વેગવતી તિહાં બાંભણી;—એ દેશી.

મોહતણો મહિમા સુણી, ભવિજન આતમ ભાવો રે;
ઉદય અધિક આવે છતે, વાધે મોહનો દાવો રે. મોહતણો. ૧.
પૂજાવે પીપલભણી, દેવરાવે દવદારો રે;
પાવસ પાત્રને પોષિયેં, એ એ મોહ વિકારો રે. મોહતણો. ૨.
લાખ પીપી ફલ જેહનાં, કૃમિ કીટકનો ગેહો રે;
પીપલ પીતરા ઉદ્દરે, એ એ મોહ અછેહો રે. મોહતણો. ૩.

પૂજાવે નિર્જીવને, નાગતણે આકારો રે;
સાપતણી હિંસા કરે, એ એ મોહ વિકારો રે. મોહતણો. ૪.
શત્રુ વડો સંસારમાં, પાવક પાપ નિધાનો રે;
પૂજીજે પુણ્ય કારણે, એ એ મોહ વિધાનો રે. મોહતણો. ૫.
આરંભ અધિકા જેહથી, વાધે ભવજલ પૂરો રે;
કન્યાદાન કહીજીયે, એ એ મોહ અંકૂરો રે. મોહતણો. ૬.
બાહિર શુચિ જલથી હુવે, તિહાં માને ધર્મભાવો રે;
તીર્થંકરજી ન આદરે, એ એ મોહ સભાવો રે. મોહતણો. ૭.
માખી મધુ દાનં દિયે, હોમે ધાન્ય અપારો રે;
ધર્મ બુદ્ધિ તિણશું ધરે, એ એ મોહ પ્રકારો રે. મોહતણો. ૮.
પતિ મૂકી પર પુરૂષને, સેવે સાહમી શુદ્ધિ રે;
એકાકાર કરી મળી, એ એ મોહ કુબુદ્ધિ રે. મોહતણો. ૯.
સુરભિ મુખ પુચ્છે કહે, બહુ દેવાનો વાસો રે;
શુદ્ધ કહે મલ મૂત્રને, એ એ મોહ વિલાસો રે. મોહતણો. ૧૦.
સંસારી દેવાં કને, માગે મોક્ષ ગમારો રે;
ગેહીને ગુરૂ કરિ ગણે, એ એ મોહ વિકારો રે. મોહતણો. ૧૧.
ગેહી ધર્મ મહોટો સહી, જસુ આશ્રય સબ કોયો રે;
ઈમ બોલે જગમાં ઘણા, મોહે મોહ્યા લોયો રે. મોહતણો. ૧૨.
સોનાની સુરભિ કરી, મંત્ર ભણી વિપ્ર લેહ રે;
ભાગ કરી વહેંચી લિયે, એ પણ મોહના ગેહ રે. મોહતણો. ૧૩.
કર્ષણી કહે અમ ઉપરા, ધર્મી કેહા હોય રે;
પશુ પંખી નર કણ ગ્રહે, અમથે મોહ એ જોય રે. મોહતણો. ૧૪.
વેદ પુરાણે પાળિયો, વળી માર્કંડ પુરાણો રે;
નિશિભોજન કરવું નહિં, સમજો ચતુર સુજાણો રે. મોહતણો. ૧૫.
સૂરજ કિરણે ફરસિયો, ગંગારો પણ પાણી રે;
પીવા યોગ્ય પાવન અછે, નિશિ નવિ પીવે ધીરો રે. મોહતણો. ૧૬.
એહ વચન નિજ ગ્રંથરો, માને નહિય ગમારો રે;

રસના લોભી હુઇ રહ્યા, એ એ મોહવિકારો રે. મોહતણો. ૧૭.
અવર ધરે બેઠા પિતા, પિંડ લહે નહિં ભોરા રે;
મૂઢમતિ મૂંઝી રહ્યા, એ એ મોહના દોરા રે. મોહતણો. ૧૮.
તો પરભવ પહોતો પિતા, નિજ ધર બેઠા પુત્રો રે;
પિંડ દિયો પહોંચે નહિં, પરતિખ દેખ પવિત્રો રે. મોહતણો. ૧૯.
પરણાવે વૃક્ષા ભણી, ચેતનની પરેં જાણી રે;
ગ્રંથ રચે વ્યભિચારના, એ એ મોહની ખાણી રે. મોહતણો. ૨૦.
ચેતનને માને નહિ, શૂન્ય ગિણે સંસારો રે;
ક્ષણિકવાદ કેઇ ધરે, મોહતણા વિસ્તારો રે. મોહતણો. ૨૧.
કાનનમાં મૃગલાં રહે, સૂકાં તૃણ આહારો રે;
તે મૃગ મારે માનવી, એ એ મોહ પ્રકારો રે. મોહતણો. ૨૨.
મોહ સોહ બાધા ઘણી, રાજ્ય વધ્યો અતિ જોરો રે;
તમચી આણા માને નહિં, બલ બલિ કાંઇ ફોરો રે. મોહતણો. ૨૩.
તીન લોક નાયક તમેં, મોહ ઇશ પણ એમો રે;
એક મિયાનમાંહે કદા, ખડગ રહે બે કેમો રે. મોહતણો. ૨૪.
તમ સેવકપેં લીજીયેં, ભેટ ભલી આવારો રે;
જોરો તોરો જાબતો, જગ જીતરો વિસ્તારો રે. મોહતણો. ૨૫.
વૈરાજ્ઞે એ હુઇ રહ્યો, સાહિબ ગરિબનિવાજો રે;
ધર્મમંદિર કહે તે સુણો, જે બોલ્યા જિનરાજો રે. મોહતણો. ૨૬.

## દોહરા.

વત્સ સ્વચ્છ મતિ તાહરી, તું વિવેક વડ વીર;
ઉપકારેં એ વીનતિ, ભવિકતણી કરે ભીર. ૧.
હું જ્ઞાનેં દેખૂં અછું, સઘળીહી એ વાત;
કર્મ ઉદય અધિકો અછે, તિણ નહિં બણતી ઘાત. ૨.
ધીર વીર પુરૂષેં ઘણો, વધ કીધો બહુ વાર;
પણ એ ફિર ફિર પાલવે, અનંતકાય અનુહાર. ૩.
મહોટો ખલ એ મોહ છે, મહોટો રિપુ એ જાણ;
વિષમ વ્યાધિ વારૂ નહિં, વિષ ભરિયું એ વાહાણ. ૪.

## ઢાળ ૧૫ મી.

( ક્ષણુ લાખેણો રે જાય;—ફૂલડાની દેશી. )

મોહવશેં વળી માનવી રે, માતા શું કરે પ્રેમ;
મદમાતી ને કામિની રે, ઉલટી ચાલે એમ.
વિવેકી, ધિક્ ધિક્ મોહ વિકાર;
સંસારી પ્રાણી ભણી રે, ભવજલ એહ અવતાર. વિવેકી૦ ૧.
પતિ પરદેશેં પૂઠલેં રે, પર નરશું રમે રંગ;
ગર્ભ તજે મલની પરેં રે, ન કરે કરૂણા સંગ. વિવેકી૦ ૨.
જનકતણો વળી જોયજો રે, સુતશું પ્રેમ ઉદાર;
મન પ્રભુતા લુબ્ધોથકો રે, ઘાત કરે અવિચાર. વિવેકી૦ ૩.
માત પિતા મૂકે સહી રે, ભાઇ બેહેન સગીન;
પ્રાણુ તજે પ્રેમેં કરે રે, વનિતા વચન આધીન. વિવેકી૦ ૪.
દેશ ફરે ગિરિ શિર ચઢે રે, લંઘે નદીય નવાણુ;
જે કામણને કારણે રે, તે પણુ ન કરે કાણુ. વિવેકી૦ ૫.
પ્રેમ ઘણો સુતશું ધરે રે, માતા વલિય વિશેષ;
ધોવે મલ મૂત્ર ધૂર થકી રે, વિરચે નવ નવ વેષ. વિવેકી૦ ૬.
પરણાવેં પ્રેમેં કરી રે, સુંદરિ સુંદર દેખ;
યૌવન મદમાતોથકો રે, ન ધરે વચનની રેખ. વિવેકી૦ ૭.
ધરતી ધન લોભીથકાં રે, ધંધ કરે મિલિ ભાય;
કથન કોઇ માને નહિં રે, ચાલે આપણી દાય. વિવેકી૦ ૮.
કાયા કંચન સારિખી રે, ઉપરથી દેખાય;
શારદ સંધ્યાવાન જ્યું રે, ક્ષણુમેં ખેર થાય. વિવેકી૦ ૯.
માયા છાયા સારિખી રે, ધન ધન મેલે રે જેહ;
સ્થિરતા તે રહેશે નહિં રે, તડકે લાગે ત્રેહ. વિવેકી૦ ૧૦.
આશ્રવ અધિકા મેલિયા રે, નવ નવ બંધન થાય;
કામ ક્રોધ લહરી વધે રે, જ્યું જલ પવન પસાય. વિવેકી૦ ૧૧.
માત પિતાદિક મેલ્યા રે, સબળા સખાઇ ન હોય;
પણુ સંસારી પ્રાણિયા રે, આયેં મોહના જોય. વિવેકી૦ ૧૨.

જ્યું બીલી બિલમેં અછે રે, સાપાં કેરો વાસ;
પણ આશંકા આણિયેં રે, ઇમ સમદ્દિઠિ ઉદાસ. વિવેકી૦ ૧૩.
સાગર તરતાં સોહિલો રે, દવ ઓલાયો રે જાય;
સુર સાન્નિધ્ય ગિરિને ખણે રે, પણ વશ મોહ ન થાય. વિવેકી૦ ૧૪.
ભૂમ્યો રાક્ષસ રાખિયો રે, તીખે શત્રુ સહાય;
મીણ દાંત લોહ ચાવિયો રે, પણ એ વિષમ કહાય. વિવેકી૦ ૧૫.
સેવક પણ જે મોહના રે, સ્વામી સરિખા રે તેહ;
કણ કણ કીધા ફિર મલે રે, પારદ નારકી જેમ. વિવેકી૦ ૧૬.
અનાદિ અનંત પણ એ સહી રે, અનાદિ સાંત પણ એહ.
સાદિ સાન્ત પણ જે અછે રે, તુમચી સંગતિ જેહ. વિવેકી૦ ૧૭.
મોહ એહ બહુ રૂપિયો રે, સેવક પણ બહુ રૂપ;
એકાકી પ્રાણી ભણી રે, લાગી રહ્યા વદે ભૂપ. વિવેકી૦ ૧૮.
તુજ બેલીથી એહના રે, બેલી અનંત અપાર;
ક્યું જીપાયે વેગશું રે, તુંહિજ આપ વિચાર. વિવેકી૦ ૧૯.
ચૂંપ કરી હમણાં તે ભણી રે, અવસર સમયો દેખ;
શિવ સાધે સમવાયશું રે, એ સ્યાદ્વાદ વિશેષ. વિવેકી૦ ૨૦.
મોહવશે હોવે જિણે રે, તેહ અછે પ્રતિકાર;
તે પણ કહિશું તો ભણી રી, સુણ એક અપર વિચાર. વિવેકી૦ ૨૧.

## દોહરા.

લોક તણે અંતે અછે, ઉંચી અનુપમ સાર;
સિદ્ધપુરી નામે ભલી, સઘળામાં સિરદાર. ૧.
ભવ્યભણી જે યોગ્ય છે, પણ કરે વિરલો વાસ;
હેમ સંગ લાભે નહિં, સઘળી માણિક રાશ. ૨.
જન્મ જરાનું દુઃખ નહીં, આપદ ગર્ભ ન વાસ;
ધન મન બંધન કો નહીં, આતમ સહજ વિલાસ. ૩.
આધિ વ્યાધિ બાધા નહિં, શીત રીત નહિ કાંય;
ભૂપ ધૂપ રૂપ રંગ થલ, વિરસ ફરસ નહિં થાય. ૪.
કેવલ કેવલ જ્ઞાનમાં, પરનો નહિં પ્રસંગ;

જ્ઞાન સુધા કરિ થાપિયા, પરમ ઉલ્લાસ ઉતંગ. ૫.
તે પુરની ઇચ્છા કરી, યત્ન કરે બહુ લોય;
પણ ફિર મોહતણી પુરી, પામે પ્રાપત સોય. ૬.
શિવપુર મગ જાણે નહિં, જૂઠો મારગ બાલ;
મુગ્ધ મીન જ્યું માનવી, ફસી રહે જગ જાલ. ૭.
જ્ઞાન ક્રિયા વૈરાગ્ય તિમ, મારગ સૂધો જેહ;
સર્દ્દહણા સાચી નહિ, ભ્રામક ભાવે તેહ. ૮.
નિકટ મુક્તિ છે જેહને, તે પણ મોહ છલાય;
સાગર કંઠે પણ રહ્યો, પોત ચલાવે વાય. ૯.
મોહથકી બીયે ઘણું, શિવપુર જાવણહાર;
બોલાવીને તેહને, કરજે હર્ષ અપાર. ૧૦.
તું સાથે હૂઆં થકાં, ભય નહિં તેહને કોય;
ગરૂડ પંખીથી નાસહી, ભુજંગ જાતિ જે હોય. ૧૧.
પહેલાં પણ શિવપુરતણો, મારગ વહ્યો એમ;
ઇણિપરેં રાજા આખિયો, તહત્તિ કિયો સબ તેમ. ૧૨.

## ઢાલ ૧૬ મી.

વધાવાની દેશી.

વધાવો હે વીર વિવેકને, જગનાથેં હે આપણો જાણીદાસ કે;
પુણ્યરંગ પાટણ આવિયો, રાજ્ય દીધું હે માનું ભાનુ ઉલ્લાસ કે. વધાવો૦ ૧.
સેવક સખરા આપિયા, સાથ પૂરો હે શૂરો સુગુણ સનૂર કે;
સાહિબ હુકમ કિયો વળી, તુજ સસરો હે વિમલબોધ પડૂર કે. વધાવો૦ ૨.
તેહને નિજપુરની ધરે, કોટવાલી હે દીજેં સુખકાર કે;
વનપાલકતા મૂકશી, મુજ વચનેં હે ન્યાયેં સુવિચાર કે. વધાવો૦ ૩.
આદેશ લેઇ તિહાં થકી, વીર આયો હે નિજપુરને ઠામ કે;
ધર્મ ધ્યાન ધ્વજ આગલેં, મુખ આગેં હે આગેં કરિ અભિરામ કે. વધાવો૦ ૪
માતા મન આનંદશું, વળિ વનિતા હે વનિતા લીધી સાથ કે;
પ્રેમનિધાન પ્રતીતની, ઘરમાંહે હે માંડે પ્રથમ એ આથ કે. વધાવો૦ ૫.
જય જય શબ્દ હુવે ઘણા, ગુણ ગાવે હે ભાવે ગુણિજન સાર કે;

પુણ્યરંગ પાટણ રાજિયો, સિદ્ધ વિદ્યા હે વિદ્યાધર જ્યું તાર કે. વધાવો૦ ૬.
વાજીત્ર ગુરુ ઉપદેશનાં, અતિ વાજ્યાં હે ગાજ્યાં ગુહિર ગંભીર કે;
આડંબર અધિકો કરી, પુર પેઠો હે સાથેં વડવીર કે. વધાવો૦ ૭.
મહોટા મહાજન આવિયા, રાજ મુજરો હે કીધો ઉદાર કે;
આનંદ અધિક હુઆ ઘણા, પુરમાંહે હે વરત્યો જય જયકાર કે. વધાવો૦ ૮.
કોટવાલ સસરો કિયો, પ્રભુવાણી હે જાણી કીધ પ્રમાણ કે;
ઢંઢેરો કરૂણા તણો, પુર ફેર્યો હે ફેર્યો વીરની આણ કે. વધાવો૦ ૯.
દૂર કીયા પાપી નરા, પુણ્ય ધારી હે સારી નગરનો વાસ કે;
દુષ્ટ દુર્દાંત જન કાઢિયા, રાખ્યો નહિં હે તિહાં છલનો પાસ કે. વધાવો૦ ૧૦.
રાજ્ય ભલો હવે ભોગવે, શિવ મારગ હે માર્ગનું સુખ તેહ કે;
ભોળાવે ભવિ સાથને, ભવવારે હે સારે સુખ ગુણગેહ કે. વધાવો૦ ૧૧.
માતાને સુખણી કરી, જસુ સીખેં હે હુઆ નવેય નિધાન કે;
મન મંત્રી પણ વેગશું, આવે જાવે હે પ્રમદા પ્રેમ નિધાન કે. વધાવો૦ ૧૨.
અચરિજ ધરતો મંત્રવી, સુત દેખી હે પેખી હર્ષ અપાર કે;
લાજ રહે સુત પુત્રથી, નવિ નિંદા હે નાનોહી નરસાર કે. વધાવો૦ ૧૩.
વીર વિવેક વાધ્યો ઘણું, સુખ પાયો હે શ્રીજીનચંદ પસાય કે;
ત્રીજો ખંડ પૂરો થયો, એ સુણતાં હે ભવિજન આવે દાય કે. વધાવો૦ ૧૪.
દયાકુશલ પાઠકવરૂ, તસુ શિષ્ય હે ધર્મમંદિર ગણિ સાર કે;
એ સંબંધ કિયો ભલો, સુખદાયી હે શ્રી સંઘને જયકાર કે. વધાવો૦ ૧૫.

# ખંડ ૪ થો.

---

### દોહરા.

શ્રીગુરૂ ચરણ પ્રસાદથી, લહિયેં લીલ વિલાસ;
મંગળ માળા સંપજે, દિન દિન અધિક ઉલ્લાસ. ૧.
તિણુ પ્રસ્તાવેં મોહ હવે, નગરી અવિદ્યામાંહી;
ચાર્વાક મિત્ર ભણી કહે, ઇક દિન વાત ઉચ્છાહી. ૨.
આજસમે મો ઉપરેં, દ્વેષ ધરે નહિં કોય;
એક વિવેક વિના સહુ, પરમ મિત્ર જગ હોય. ૩.
પહેલે પણ છળ બળ કરી, મુજને જીત્યો એણુ;
તે વેળા મુજ સંભરે, બીતિ રહે છે તેણુ. ૪.
ચાર્વાક તવ બોલિયો, મોહરાય સુણુ સિંહ;
શાલ કંગાળ વિવેક છે, તિણુસું કેહો બીહ. ૫.

### ઢાળ ૧ લી.

( વેગે પધારો હો મહેલથી;—એ દેશી. )

મછરાલો મોહ બોલિયો, ચારવાક સુણુ મિત્ર;
ભેદ ન જાણે તું એહનો, છાની છુરી એ શત્ર. મછરાલો૦ ૧.
મનમંત્રી મૂરખ થયો, જીવતો મૂક્યો એહ;
મેં પણુ ન કહ્યું મંત્રીને, કેદ કરી ધરો એહ. મછરાલો૦ ૨.
ઇણુ દ્વેષી જીવતા છતાં, ક્યું સુખ પામે જીવ;
એહો રોગજ અંગમાં, ઉન્માદ રહે જસ જીવ. મછરાલો૦ ૩.
વિરૂઓ વૈરી જાગતાં, નિશ્ચિંત સુએ જે રાય;
બંધ હુઓ તે જાણુજો, નીતિવચન કહેવાય. મછરાલો૦ ૪.
નાનો વૈરી ન જાણિયેં, વિશ્વાસ ન ધરો તાસ;
મનમેં વળગી કીટિકા, હાથીનો કરે નાશ. મછરાલો૦ ૫.
અવગુણિયેં નહિં રિપુ ગુણી, નાનો સો પણ જેહ;
વૃક્ષ અંકુર ઉગ્યો થકો, પ્રાસાદ પાડે તેહ. મછરાલો૦ ૬.

દુઃખ પામ્યો નાનો થયો, પર હથ હૂઆ જોય;
હલાહલ વિષ તિલ સમું, દુઃખદાયી કયું ન હોય. મછરાલો૦ ૭.
કષ્ટક ફિરતાં જાયસી, પ્રવચન પુરમાં વાસ;
તો હાથે આવે નહિં, જીમ સિંહ ગિરિમાં નિવાસ. મછરાલો૦ ૮.
રાજનીતિ માંહે કહ્યું, વૈરી નિજ વશ રાખ;
પરવાણી કાનેં સુણી, દૈત્ય સમોવડ ભાખ. મછરાલો૦ ૯.
ખરી ખબર લીધા વિના, સાલ સમાન એ થાય;
ખબર ભણી ચર મૂકિયેં, એ મુજ આવે દાય. મછરાલો૦ ૧૦.
મિત્ર કહે વારૂ અછે, સાહિબ એહ વિચાર;
તુરત તેડાવ્યા તિણે ક્ષણે, આખે સકલ પ્રકાર. મછરાલો૦ ૧૧.
પાખંડાદિક દંભ વળી, સખરા સેવક જેહ;
શીખ કહે નૃપ તેહને, કામ કરો સસનેહ. મછરાલો૦ ૧૨.
પુત્ર સહિત નિવૃત્તિ વધૂ, કિહાં નાઠી કિણ ઠામ;
જગ સઘળો ઢૂંઢી કરી, ખબર કરો અભિરામ. મછરાલો૦ ૧૩.
સ્વામી વચન શીશેં ધરી, સેવક ચાલ્યા તામ;
શૂરવીર સાહસિકધરૂ, સ્વામીતણું કરે કામ. મછરાલો૦ ૧૪.
ગામ ગામ પુર તે ફરે, વન વન તરૂ તરૂ તેહ;
વાનરની પરેં જોવતાં, સ્વામી ધર્મ સસ્નેહ. મછરાલો૦ ૧૫.
યત્ન કરી જૂવે ઘણું, પણ કો ન કહે વાત;
પગ પગ પૂછ્યા અતિ ઘણા, ન પડી શુદ્ધ તિલ માત. મછરાલો૦ ૧૬.
ફરતાં દૂર દેશાંતરેં, પુણ્યરંગપાટણ જાય;
વાત સકલ તિહાંકિણ લહી, પણ પુરમાંન જવાય. મછરાલો૦ ૧૭.
છાના બાહાર છૂપી રહ્યા, કો તરૂનો લેઇ સંગ;
કોટવાલ તિહાં નીસર્યો, ચોકી કરતો ચંગ. મછરાલો૦ ૧૮.
ભાગ્ય જોગ આવી જુડી, દૂષણ ઊપર ચોટ;
સિદ્ધિ હુવે કયું તેહને, જસુ દિલમાંહે ખોટ. મછરાલો૦ ૧૯.
કોટવાલ સમ જાણિયા, કાઠા બાંધ્યા તેહ;
સમકિત ભટને વશ કર્યા, તાડન તરજન દેહ. મછરાલો૦ ૨૦.

મિથ્યામતી પાખંડ વળી, દંભ પ્રમાદ વિશેષ;
સમકિત શૂરેં કૂટિયા, મોહતણા દાસ દેખ. મછરાલો૦ ૨૧.
વિવેકતણી તિણુ શુદ્ધિ લઇ, તાડન પણુ લહી તેથ;
હર્ષ વિષાદ બેહુ લહ્યા, પુણ્યરંગપાટણુ જેથ. મછરાલો૦ ૨૨.

### દોહરા.

છાના નાઠા તિહાંથકી, રહી ન શક્યા તિહાં તેહ;
જીમ દાવાનલ દેખીને, મૃગ નાસે લેઇ દેહ. ૧.
મોહ ભણી આવી મળ્યા, પ્રણમ્યા સ્વામી પાય;
વિલખાણા તે દેખીને, મોહ વદે ચિત્ત લાય. ૨.
તુમચો મુખ આખેય છે, ભાગા આવ્યા આજ;
મેં આગેંહી જાણિયો, તુમથી નહુવે કાજ. ૩.

### ઢાળ ૨ જી.

દેશી પારધિયાની, અથવા બાંગરીયાની; અથવા
દુર્ગપાલ દલેલશું રે, ઉતર પાછો દેહ રે, પુરોહિતજી;—એ દેશી.

વળી રાજા ઇમ બોલિયો રે, મુજ ભટ દંભ કહાય રે; દંભ દરિયા.
તે નવિ દીસે સ્થાનકેં રે, જીવન સમ મુજ થાય રે. દંભ દરિયા.
મેરે કામિત કામ કરીયા, મેરે રાજ ધુરાકાં ધરીયા;
હું ચાહું દર્શન તુજ રે, દંભ દરિયા૦—એ આંકણી. ૧.
તે હાથેં મુજ રાજ્ય છે રે, જમણી બાંહ સહાય રે; દંભ દરિયા.
વિરૂઇ વેળા એહની રે, ન સુણાવે મહારાય રે. દંભ દરિયા. ૨.
દુષ્ટ સ્વપ્ન નવિ દેખિયું રે, અંગ ન ફરક્યું કોય રે; દંભ દરિયા.
શકુન વિરોધી ન અહ્યાં રે, એ ચિંતા કયું હોય રે. દંભ દરિયા. ૩.
ઇમ સુણિ સેવક આપણી રે, માંડી કહે સબ વાત રે; દંભ દરિયા.
દંભે અમને મૂકિયા રે, ઇહાં રહ્યાં ન બને ઘાત રે. દંભ દરિયા. ૪.
સાહિબને જાઇ કહો રે, એ સઘળો પરકાર રે; દંભ દરિયા.
હું છાનો વેષાંતરેં રે, લેશું સકળ વિચાર રે. દંભ દરિયા. ૫.
કાચે ક્રમેં આવતાં રે, ન રહે સેવકધર્મ રે; દંભ દરિયા.
આવ્યો મુજને દેખજો રે, વેરીનો લહી મર્મ રે. દંભ દરિયા. ૬.

ઇમ સાંભળી મોહ ભૂપતિ રે, આનંદ અધિક ઉત્સાહ રે; દંભ દરિયા.
સભામાંહે બેઠો થકો રે, દંભ તણા ગુણ ગાય રે. દંભ દરિયા. ૭.
છલ બલ બુદ્ધિ નિધાનનો રે, માજી ઘરનો સ્થંભ રે; દંભ દરિયા.
જીવન તું ચિરંજીવજે રે, થારાં ચરિત્ર અચંભ રે. દંભ દરિયા. ૮.
સેવક એ જંબુક થયા રે, તું પંચાયણ સિંહ રે; દંભ દરિયા.
વિરૂવા વૈરી ચિહું દિશે રે, તિહાં પણ નાણી બીહ રે. દંભ દરિયા. ૯.
સેવક પ્રાણ ભણી ગણે રે, તૃણસમ સ્વામી કાજ રે; દંભ દરિયા.
એ સેવક ધર્મ સાંભળ્યો રે, તેં રાખ્યો તે આજ રે. દંભ દરિયા. ૧૦.
ભૂપતિ જીપત તે કરી રે, વૈરીનાં બહુ વૃંદ રે; દંભ દરિયા.
સંસારી રીત જામિની રે, ત્યાં તું પૂરણચંદ રે. દંભ દરિયા. ૧૧.
સાટે માંહે તૂં સહી રે, ઘાટે હાટે દીઠ રે; દંભ દરિયા.
રાજેં કાજેં ધને વને રે, સઘળેહી તું મીઠ રે. દંભ દરિયા. ૧૨.
તુમ વિણ ફીકા કુસ છે રે, લાવણ્ય તુજ વિણ નાંહિં રે; દંભ દરિયા.
રાજ સઘળાં અન્ય છે રે, તૂં મીઠો તે માંહિ રે. દંભ દરિયા. ૧૩.
પારસમાં એ માહરી રે, મોતીમાળા જેમ રે; દંભ દરિયા.
મધ્યનાયક મણિ તૂં અછે રે, હજીય ન આયો કેમ રે. દંભ દરિયા. ૧૪.
એહ વચન ક્રોધાદિકેં રે, સુભટેં સુણિયું આમ રે; દંભ દરિયા.
રીપ રાજાની જાણીને રે, ઉઠી ચલ્યા ફિર તામ રે. દંભ દરિયા. ૧૫.
પુણ્યરંગપાટણ ઉપવને રે, છાના રહિયા જાય રે; દંભ દરિયા.
પૂર દરિયાવતણી પરેં રે, માંહિ પગ ન દેવાય રે. દંભ દરિયા. ૧૬.
કુરગડુ સાધુ ક્રોધેં અલ્યા રે, બાહુબળિ માને તેમ રે; દંભ દરિયા.
લોભેં કેસરી ઋષિ અલ્યા રે, કામેં શ્રી રહનેમ રે. દંભ દરિયા. ૧૭.
ખાલી ફિરી પાછા ગયા રે, રાજા કરશે રીષ રે; દંભ દરિયા.
એમ જાણી તાકે ઘણું રે, ચોર પરેં નિશ દીસ રે. દંભ દરિયા. ૧૮.
એ સેવક વિવેકના રે, બંદી કીધા જાણ રે; દંભ દરિયા.
જોરો કરીને લે ચલ્યા રે, મોહ નગરી દિશ તાણ રે. દંભ દરિયા. ૧૯.
બાહુબળી રહનેમજી રે, યુદ્ધ કરે તિણ સાથ રે; દંભ દરિયા.
આતમ ઘરે આયા વહી રે, સાચા દેખાયા હાથ રે. દંભ દરિયા. ૨૦.

કુરગડાદિક ઋષિને ગ્રહી રે, મોહ પુરેં લેઇ જાય રે; દંભ દરિયા.
રાજાસું મુજરો કર્યો રે, ખાટ કરીને આય રે. દંભ દરિયા. ૨૧.
દુર્ગતિ કારાગારમેં રે, લેઇ ઘાલ્યા તેહ રે; દંભ દરિયા.
વૈરીને વશ તે થયા રે, પામે દુઃખ અછેહ રે. દંભ દરિયા. ૨૨.
વળી રાજા પૂછે કહો રે, દંભતણી કોઇ વાત રે; દંભ દરિયા.
દર્શન દીઠે તેહને રે, મુજને હુવે સુખશાત રે. દંભ દરિયા. ૨૩.

**દોહરા.**

તિણ અવસર દંભ આવિયો, અણચિંત્યો તિણ ઠામ;
રાજા ઊઠિ ઊભો થયો, દંભ દેખી અભિરામ. ૧.
કરિ પ્રણામ બેસે જીસેં, આલિંગન દે રાય;
રોમ રોમ ઉલસ્યા ઘણું, આનંદ અંગ ન માય. ૨.
કુશલ ક્ષેમ પૂછે પ્રથમ, ભલેં આયો વડ વીર;
બોલ્યો સ્વામી પસાયતેં, તરિ આયો રિપુ નીર. ૩.
સુણ સાહિબ સઘળો કહું, વાતતણો વિસ્તાર;
રાય વિવેકનો જાબદો, દીઠો અધિક અપાર. ૪.
કોટવાલ કરડો તિહાં, નગરતણો રખવાળ;
ધર્મરીત રાખે ખરી, જ્યું પાણી ને પાળ. ૫.
નગરમાંહિ પેસણ ન દે, તબ કીધી મેં બુદ્ધ;
સાહિબ કામ સુધારવા, મેં વંચ્યા બહુ મુદ્ધ. ૬.

**ઢાળ ૩ જી.**

( વહાલેસર મુજ વિનતિ; ગોડીચા રાય.—એ દેશી. )

પુણ્યરંગપાટણ પેસવા, રંગીલા રાય; મેં કીધા જાતિ ભેખ રે; રંગીલા રાય.
કપટ ક્રિયા કરણી કરી, રંગીલા૦ અવસર એવો દેખ રે. રંગીલા૦ પુણ્ય૦ ૧.
ભૂર ભવિક આવી મળ્યા, રંગીલા૦ પણ ન જણાવ્યો ભેદરે; રંગીલા૦
વચન જીકે હું ઉચ્ચરૂં, રંગીલા૦ તહત્તિ કરે ધ્રુવેદ રે. રંગીલા૦ પુણ્ય૦ ૨.
ભોજન સખરાં મેં લહ્યાં, રંગીલા૦ તે જતિ ભેખ પ્રસાદરે; રંગીલા૦
સુરમુદ્રા પણ આદરી, રંગીલા૦ કીધા બહુલા વાદ રે. રંગીલા૦ પુણ્ય૦ ૩.
કીરતિ કારણ આચર્યાં, રંગીલા૦ આવશ્યક ઉચ્ચાર રે; રંગીલા૦

પણ અંતર ભેદ્યો નહીં, રંગીલા૦ આતમ પ્રત્યે પ્રતિકાર રે. રંગીલા૦ પુણ્ય૦ ૪.
દીધી બહુલી દેશના, રંગીલા૦ પરરંજનને કાજ રે; રંગીલા૦
મિથ્યાભાવ મૂક્યો નહિ, રંગીલા૦ મહેર કરી મોહરાજ રે. રંગીલા૦ પુણ્ય૦ ૫.
શ્રાવકોનો ભેખ આદર્યો, રંગીલા૦ ઉચ્ચરતો નવકાર રે; રંગીલા૦
નિશિ રૂષિ શાલા સૂઇને, રંગીલા૦ ઉપધિ લઇ કીધ વિહાર રે. રંગીલા૦ પુણ્ય૦ ૬.
પરભાતે પૂજા રચી, રંગીલા૦ મુખો મુખશું લાય રે; રંગીલા૦
ધાતુ રત્ન પ્રતિમા ગ્રહી, રંગીલા૦ નાઠો સ્વામી પસાય રે. રંગીલા૦ પુણ્ય૦ ૭.
યાચના મિષ કરી પેખિયો, રંગીલા૦ ઘર ઘર દીઠ આચાર રે; રંગીલા૦
કૂડકપટ બહુ કેળવ્યાં, રંગીલા૦ સાહિબ સાન્નિધ્યકાર રે. રંગીલા૦ પુણ્ય૦ ૮.
નર નારી બહુ છેતર્યો, રંગીલા૦ નવ નવા કીધા ભેખ રે; રંગીલા૦
હવે પુર વર્ણન સાંભળો, રંગીલા૦ દીઠો જેહ વિશેષ રે. રંગીલા૦ પુણ્ય૦ ૯.
નગરીને ચિહું દિશિ અછે, રંગીલા૦ નીયતિકો પ્રાકાર રે; રંગીલા૦
ખાતિકા ધર્મની વાસના, રંગીલા૦ પ્રાસાદ પરિણામ સાર રે. રંગીલા૦ પુણ્ય૦ ૧૦.
લેસ્યા ધવલી છોહશું, રંગીલા૦ ઉજ્જ્વલ કીધી તેહ રે; રંગીલા૦
ઉંચી ભૂમિ નિવાસ છે, રંગીલા૦ સાધુ જન ધર્મ નેહ રે, રંગીલા૦ પુણ્ય૦ ૧૧.
ચાર ભેદ ધર્મ ધ્યાનના, રંગીલા૦ તેહજ પોળ્યો ચાર રે. રંગીલા૦
અનુપ્રેક્ષા ચારે અછે, રંગીલા૦ દઢ કિમાડ ઉદાર રે. રંગીલા૦ પુણ્ય૦ ૧૨.
ઇંદ્ર પ્રશંસે જેહને, રંગીલા૦ શ્રીસંઘ મહાજન તેથ રે; રંગીલા૦
યોગાસન બાજાર છે, રંગીલા૦ પુણ્ય કરિયાણું જેથ રે. રંગીલા૦ પુણ્ય૦ ૧૩.
સમતા શેરી મોકળી, રંગીલા૦ બાધા ન લહે કોય રે; રંગીલા૦
બ્રહ્મપુરી સોહે ભલી, રંગીલા૦ સુખિયાં સઘળાં લોય રે. રંગીલા૦ પુણ્ય૦ ૧૪.
જ્ઞાન સરોવર શોભતું, રંગીલા૦ ગુપ્તિ ભલી છે પાળ રે; રંગીલા૦
હંસ ઘણા ક્રીડા કરે, રંગીલા૦ શાન્તિ સરસ રસ શાલ રે. રંગીલા૦ પુણ્ય૦ ૧૫.
જીવ દયા દેવી ભલી, રંગીલા૦ નગરતણી રખવાળ રે; રંગીલા૦
સખરી ચરચા કૂપિકા, રંગીલા૦ ઘર ઘર નયન નિહાર રે. રંગીલા૦ પુણ્ય૦ ૧૬.
આતમભાવના ભાવતાં, રંગીલા૦ ષટ્ રતુહોકા ચાત રે; રંગીલા૦
કેહા ગુણ તસુ દાખવું, રંગીલા૦ દીઠાં આવે ધાત રે. રંગીલા૦ પુણ્ય૦ ૧૭.
તે આગળ પુર તાહરૂં, રંગીલા૦ દીન હીન દુઃખ જાલ રે; રંગીલા૦
કાંઇ શોભા ધરે નહિં, રંગીલા૦ રતન આગળ દેખાલ રે. રંગીલા૦ પુણ્ય૦ ૧૮.

## દોહરા.

દંભ કહે સુણજો વળી, નગરી લોક વિચાર;
અંતર એ મેં દેખિયું, સરશવ મેરૂ પ્રકાર. ૧.
થીણુદ્ધી નિદ્રા ઘણી, તુજ લોકામેં દીઠ;
જાગરૂક તે લોક છે, ચેતન ચાતુર મીઠ. ૨.
અલ્પ હેત ભારત કરે, પ્રાયેં તાહરાં લોક;
વેદ નામ તે નવિ લિયે, તિલભર નાંહી શોક. ૩.
બંધન બહુલાં ઇહાં લહે, તાડન તર્જન જોર;
તિહાં કોઇ જાણે નહીં, બંધ ક્રિસ્યા પરિઘોર. ૪.
દીન હીનતા એ લહે, ક્ષણુ ક્ષણુ વારોવાર;
નત્ર નવ મંગલ તે લહે, સાર સમાધિ વિચાર. ૫.
ઇહાં રાજા દંડ ઘણું, લોક ન આવે દાણુ;
રાજ પ્રજા તે એક છે, હિતવત્સલ તે ખાણુ. ૬.
અહ લોક અતિ કલેશસું, ધન પામે છે કોય;
સહજેં ધન પામે ઘણા, એ અચરિજ તિહાં જોય. ૭.
ઇહાં ધન ધરતી ગાડિયેં, અધોગમનને હેત;
તિહાં દેવલ દાનેં કરી, વાહીજેં શુભ ખેત. ૮.
લાભતણો સાંસો ઇહાં, ઉદ્યમ અધિકા ઘોર;
નિશ્ચેં લાભ તિહાં સહી, અલ્પ ઉદ્યમેં જોર. ૯.
ઇહાં બમણે લાભેં કરી, હર્ષ ધરે સહુ કોય;
લાભ અનંતેં પણુ તિહાં, આશ ધરે નહિં જોય. ૧૦.
હીન વસ્તુમાં પણુ સહી, લાભ અનંતો થાય;
ઉડદ દાન દીનાં થકાં, કંચન કોડી આય. ૧૧.
નરપતિ સુરપતિ તાહરા, સેવક સઘળા જેહ;
તે તસુ નગરી દાસ સમ, એવડો અંતર એહ. ૧૨.
ઇહાં લોકાંને સુત અછે, તે પણુ વૈરી થાય;
લોક વિદેશી ફિરી તિહાં, હિતવત્સલ લઘુભાય. ૧૩.
એહવાં લોક હું નિરખતો, ઇક દિન સભા મઝાર;
રાજઋદ્ધિ દેખણુ ભલી, ઉભો જાય તિવાર. ૧૪.

## ઢાળ ૪ થી.

રાજા નેં મિલે;—એ દેશી.

સાધુની પરખદા જ્યોતિ સ્વરૂપ, તિહાં નૃપ વીર વિવેક અનુપ;
રાજા સાંભળો, મેરી અરજથકી રિપુને કળો;
સત્વસિંહાસન માંડયું સાર, ગુરૂ આદેશ છે છત્રાકાર. રાજા૦ એ આંકણી. ૧.
શ્રી હ્રીં એઉ પાસેં નાર આચાર, રાજાને ચામર ઢાલણહાર; રાજા૦
કર્મ વિવર ઉભો છે ખવાસ, તિણ મહાજન આણીજેં પાસ. રાજા૦ ૨.
આગમતણા જે જાણણહાર, ગાયન ગીત કરે વિસ્તાર; રાજા૦
શુભ લેસ્યા તે નટવી નાર, થેઈ થેઇ નાટક નાચે ઉદાર. રાજા૦ ૩.
સ્યાદ્વાદ મુખ લીધો તામ, મીઠો અમૃતથી અસમાન; રાજા૦
થિગત હુઆ તે સઘળા લોય, નીકી નટવી નાચતી જોય. રાજા૦ ૪.
નિશ્ચે વ્યવહાર લોચન દોય, તિણ કરી જોતાં આનંદ હોય; રાજા૦
એહ રસાયણ ઇણહીજ ઠામ, નહિં કો દીસે બીજે ગામ. રાજા૦ ૫.
સુણવા ઇચ્છા સુણિયેં જેહ, ગ્રહણ ધારણ ઉહ કહીયેં તેહ; રાજા૦
ઇણિપરેં આઠ* હી ગુણસાર, પહિરયા મોતિના તિણે હાર. રાજા૦ ૬.
સુરિતણા ગુણ છત્રીશ§ હોય, આયુધ ધારે સબળાં જોય; રાજા૦
સુવિચાર બાળપણાનો મિત્ર, તિણસું પહિલો રાખે ચિત્ત. રાજા૦ ૭.
તત્વ રૂચી પટરાણી સાર, માનું લક્ષ્મીનો અવતાર; રાજા૦
ભવ વૈરાગ્ય વડો છે પૂત, ન્યાયેં રાજનો રાખે સૂત. રાજા૦ ૮.

---

* ૧ ગર્વ ન હોય, ૨ નિંદા ન હોય, ૩ કટુકભાષી ન હોય, ૪ અપ્રિય ન હોય, ૫ બોલવામાં ક્રોધ ન હોય, ૬ કાવ્ય શરીર લક્ષણ ચોગ્ય વિષયે મૌની હોય, ૭ પૂર્વ અવગુણ ન કહે, ૮ સ્વાત્મા ન પ્રશંસે.

§ ૧ સ્વરૂપાધિક, ૨ તેજસ્વી, ૩ જુગ પ્રધાન, ૪ આગમ જાણ, ૫ મધુરવાક્ય, ૬ ગંભીર, ૭ બુદ્ધિવંત, ૮ ઉપદેશ દેવાને તત્પર, ૯ પરગુણભાષી, ૧૦ અવગુણ ન કહે, ૧૧ સૌમ્ય, ૧૨ શિષ્યસંગ્રહ, ૧૩ અવગ્રહવંત વિકથાત્યાગી, ૧૪ ચંચલતા, રહિત ઉપશાંત હૃદય, ૧૫ ક્ષમા સહિત, અહંકાર રહિત, ૧૬ કપટ રહિત, ૧૭ નિર્લોભી, ૧૮ તપસ્યા કરે, ૧૯ સંયમ પાળે, ૨૦ સત્ય બોલે, ૨૧ અદત્તત્યાગી, ૨૨ શુદ્ધ પરિણામી, ૨૩ પરિગ્રહ રહિત, ૨૪ બ્રહ્મચર્ય પાળે, અને બાર ભાવના ભાવે.

સંવેગ નિર્વેદ પુત્ર સુજાણ, તેજ પ્રતાપ ઘણો જયું ભાણ; રાજા૦
દુશ્મન દૂર કરે પાયમાલ, જોરાવર જોધા વડ ભાલ. રાજા૦ ૯.
પુત્રી ચારે ચતુરાં દીઠ, કરુણા મૈત્રી મુદિતા મીઠ; રાજા૦
ચોથી ઉપેક્ષા નામા સાર, સૂરિ ગુણે કરી છે સિરદાર; રાજા૦ ૧૦.
સમકિત મંત્રી છે જસુ પાસ, રાજાનો પૂરણ વિશ્વાસ; રાજા૦
આર્જવ માર્દવ ને સંતોષ, શમ રસ સામંત નહિં કો દોષ. રાજા૦ ૧૧.
સાત તત્ત્વ તે સાતે અંગ, રાજ્યતણા રાજે અતિ ચંગ; રાજા૦
દાનાદિક ચારે ધર્મ ભેદ, ચતુરંગસેના નહિં કો ખેદ. રાજા૦ ૧૨.
વિમલ બોધ કોટવાળ પ્રધાન, પરમાગમ ભંડાર નિધાન; રાજા૦
ક્ષાયોપશમ સમકિત ભાવ વિલાસ, દાણી દાણ લિયે ઉલ્લાસ. રાજા૦ ૧૩.
ન્યાય સંવાદ નામા છે શેઠ, સઘળા લોક છે જેહને હેઠ; રાજા૦
પાંચે વ્યવહાર ચોધરી પાંચ,* ઝગડામાંહે ન કરે ખાંચ. રાજા૦ ૧૪.
સામાયિક આવશ્યક સાર, પુરોહિત પદવીનો અધિકાર; રાજા૦
પ્રાયશ્ચિત્ત તે નીરની ધાર, નિર્મલ કરવાનો આચાર. રાજા૦ ૧૫.
સુખ સમાધ તે શય્યાપાલ, તંબોલી ધર્મરાગ વિશાલ; રાજા૦
શુદ્ધાશુદ્ધપ્રણામ પડૂર, કોડિ જ્ઞાને સેવક શૂર. રાજા૦ ૧૬.
એ સઘળા નિજ સ્વામી આણ, નવિ લંઘે કાંઇ મુખની વાણ; રાજા૦
ધર્મમંદિર કહે હવે વળી દંભ, આગળ વાત કહું છે અચંભ. રાજા૦ ૧૭.

### દોહરા.

તિણ અવસર તિણ પરખદા, માંહે કીધ પુકાર;
મોહ ભિલ્લ સેવક કરી, ચોરી દેશ મઝાર. ૧.
પુરજન ઝાલી લેઇ ગયા, આપણી લાંઘી કાર;
સાંભળી ભૂપ વિવેક તબ, કીધો કોપ અપાર. ૨.
મુખ બોલે વળી એહવું, મેલો મોહ નરેશ;
તીન ભુવન રાજા થયો, ન થઇ તૃપ્તિ અજેશ. ૩.

---

* પાંચ વ્યવહાર આ પ્રમાણે:—૧ લજ્જાવંત, ૨ પ્રાયશ્ચિત્ત શુદ્ધ, ૩ દોષ પ્રકાશીન, ૪ અંત નિર્વાહ, ૫ ઉપસર્ગ અપવાદદર્શી.

અથવા પાંચ કારણ:—૧ કાલ, ૨ સ્વભાવ, ૨ નિયતિત, ૪ પૂર્વકૃત, ૫ પુરિસકાર.

—સંગ્રહ કર્તા.

મેં પ્રભુતા નિજ ગુણ લહી, દેખી શકે નહિં એહ;
લોભી લોભ વશેં કરી, લેહશે લંગર છેહ. ૪.
રાજ તેજ તેહજ ખરો, જ્યાં રહિ રિપુ ઉપચાર;
દિનકર કર દીઠાં થકાં, કેમ રહે અંધકાર. ૫.
ઇણ વૈરી ઊભાં થકાં, પ્રભુતા ન લગે મીઠ;
માટી કુંભ મુખેં રહ્યો, મોધર ભલો ન દીઠ. ૬.
ઇમ આલોચી મંત્રીને, બોલાયો ભૂપાલ;
મતિનિધાન તું મંત્રવી, પ્રભુતા વન રખવાલ. ૭.
છલ બલ કાંઇ કેળવી, જિંપીજેં રિપુ એહ;
રાજ કાજ સ્થિરતા રહે, બુદ્ધિ બતાવો તેહ. ૮.

## ઢાળ ૫ મી.

મોરા સાહિબ હો, શ્રી શીતલનાથ કે;—એ દેશી.

મંત્રીસર હો મહોટો મતિવંત કે, કર જોડીને વીનવે;
સુણ સાહિબ હો મુજ ગુરૂ છે જાણ કે, આગમ નીગમ અનુભવે. ૧.
તે ગુરૂને હો મેં રાખ્યો પૂછ કે, રાજ્ય વધે કે શું રહે;
ગ્રહ બોલ્યો હો તમચો રિપુ મોહ કે, જોરાવર અતિ ગહગહે. ૨.

## ગુરૂઉવાચ.

મોહ જીત્યા હો તુમચી વૃદ્ધિ હોય કે, તે તો ઇણ પરિ જીપિયેં;
પુરવચનેં હો જગમાંહિ વિખ્યાત કે, સર્વજ્ઞ રાજા દીપિયેં. ૩.
તસુ રાણી હો કેવલસિરી જાણ કે, નિર્મલરૂપ નિધાન છે;
તસુ લીણો હો રહે નિશિદિન રાય કે, દિન દિન ચઢતો વાન છે. ૪.
તસુ સંવર હો મહોટો ઉમરાવ કે, સામંતમાં સિરદાર છે;
તસુ ઘરણી હો મુમુક્ષા નામ કે, જોગીસર હૈયે હાર છે. ૫.
તસુ પુત્રી હો સંયમસિરી નામ કે, સકલ જીવાં હિતકારિણી;
તસુ કન્યા હો પરણો વિવેક કે, તેહ હોશે જયકારિણી. ૬.
કન્યાની હો સખિયાં સુખકાર કે, પાંચ અને ત્રણ આખીયેં;
એકકી હો જીપે છે મોહ કે, એહ વચન ગુરૂ ભાખિયેં. ૭.
ઇરિજામુખ હો ધર્મ રૂચિ અણગાર કે, કરકંડૂ ભાષા આદરી;

વેયર સ્વામી હો કીધી આહાર શુદ્ધિ કે, દેવની ભિક્ષા નહી ભખી. ૮.
પડિલેહણુ હો વલ્કલચીરી કીધ કે, સમિતિ ચોથી તિણે અનુસરી;
ઋષિ ઢંઢણુ હો પરઠવતાં સાર કે, પાંચમી સમિતિ વિધિં કરી. ૯.
પ્રસન્નચન્દ્રે હો કરી મનની ગુપ્તિ કે, ધોયાં દુષ્કૃત ધ્યાનશું;
મેતારજ હો ધરિ ભાષા ગુપ્તિ કે, ક્રૌંચ ઉપર દયાવાનશું. ૧૦.
તનુ નિશ્ચલ હો અનુભવ તિણે પાય કે, ચિલાતીપુત્રી તે પરગડો;
ઇણે રાખી હો તનુની શુદ્ધિ ગુપ્તિ કે, પરમાતમ ધ્યાની વડો. ૧૧.
એ આઠે હો સખિયાં અભિરામ કે, સંયમશ્રી સાથે રસી;
એ પરણ્યાં હો પીછે વિવેક કે, મોહ ભણી કરશે વસી. ૧૨.

## દોહરા.

રાય વિવેક એ સાંભળી, મનમાં કરે વિચાર;
એક મ્યાનમાં ક્યું રહે, બે સારી તરવાર. ૧.
સુતવંતી શીલધારિણી, ઘરમાં બેઠી નાર;
તે ઊપર ક્યું આણિયેં, સાલ સમાન વિચાર. ૨.
ગાઢાગારીની પરેં, કલહો કરશે દોય;
ઘરટ સમોવડ દો ઘરણી, પ્રીત કરણ સમ જોય. ૩.
બીજી પરણે સુખ ભણી, મૂઢ જીકો નર હોય;
ઇક દિશિ ઊગ્યો સૂર પણ, બીજી પડતો જોય. ૪.
ઇમ ચિંતાતુર દેખીને, આઇ તત્વરુચિ નાર;
મુખ હસિને એમ ઉચ્ચરે, સુણુ સાહિબ ભરતાર. ૫.

## ઢાળ ૬ ઠી.

બે કર જોડી વીનવું જી;—એ દેશી.

કર જોડી કામિની કહે જી, તું નર નાથ કહાય;
ચિંતા બહુ નારી તણી જી, નબળા નરને થાય.
રાજેસર પ્રમદા પરણો તેહ.
જીણુ પરણ્યા પ્રૌઢી હુવેજી, આતમ ઋદ્ધિ અછેહ. રાજેસર૦ આંકણી. ૧
કુલવંતી કામણી તીકા જી, બહુ મિલિયા જસ લેહ;
અવધિ આયા નાં તજે જી, ઝટક ન દાખે છેહ. રાજેસર૦ ૨.

ભગતિ જુગતિ મૂકે નહિં જી, ભર્તાની ભલી નારઃ
સાગર નદિયાં સો ફિરે જી, ગંગા મહિમા અપાર. રાજેસર૦ ૩.
પુરૂષ રીતિ બીજી અછે જી, નારી રીત ન કાંય;
વેલી વૃક્ષ સમાન છે જી, પણ કયું સરિખા થાય. રાજેસર૦ ૪.
વૃક્ષેં હસ્તી બાંધીયેં જી, વેલી ન ધરે જાણ;
ધણિ પરેં પુરૂષ પ્રધાન છે જી, ન કરો કાંહી કાણ. રાજેસર૦ ૫.
બહુ નારી પરણ્યાથકાં જી, પુરૂષ ભણી નહિં દોષ;
સંયમશ્રી આયાંથકાં જી, હું ન ધરૂં મન દોષ. રાજેસર૦ ૬.
નિકલા વિકલ ધણી હુવે જી, નારી ન તજ્યો જાય;
દુઃખ સુખ સરસું માછલી જી, સારસ સમ નવિ થાય. રાજેસર૦ ૭.
જીણુ આયાં નિજ જય હુવે જી, હું સેવું તસુ પાય;
એહ વચન સુણિ નારીનું જી, હરખ્યો બોલ્યો રાય. રાજેસર૦ ૮.
શોકયેં એહવું સહુ પછેં જી. તો હુઇજયત અપાર;
વિલંબ ન કીજેં તો હવે જી, સુણ મંત્રી શિરદાર. રાજેસર૦ ૯.
અતિ ઉજ્જવલ પરિણામ છે જી, તેહિજ સેવક થાય;
પરધાનેં એ મૂકિયો જી, ઓલગશે જિણ રાય. રાજેસર૦ ૧૦.
મહિર ભલી મો ઉપરે જી, રાખે શ્રી જિનરાજ;
કન્યા તેહ દેવાવશે જી, બાંહ ગ્રહ્યાની લાજ. રાજેસર૦ ૧૧.
મંત્રી સંજ્ઞા કરી નરા જી, મૂકયા જિનવર પાસ;
એ વિરતંત સહુ લહી જી, લઇ આયો ચારૂ ભાસ. રાજેસર૦ ૧૨.
મત વિશ્વાસ કરો હવે જી, વૈરી વાધ્યો વાન;
આજ રાજ્ય અતુલી બલી જી, કોઇ પ્રગટયો નિધાન. રાજેસર૦ ૧૩.
તસુ પુર નર નારી ધરે જી, તુમશું જાતિ વૈર;
મંત્રી જાપતો ઉપરા જી, સાધે સગલો નયર. રાજેસર૦ ૧૪.
વસ્ત્ર તજે તપ આદરે જી, લિખન પઠન ધ્યાન લીન;
કામણ દુમણ આચરે જી, તુજને કરવા ક્ષીણ. રાજેસર૦ ૧૫.
તુજ નગરી લોકાં ભણી જી, લોભાવે મુખ મીઠ;
આપ સરિખા આચરે જી, એવું અચરિજ દીઠ. રાજેસર૦ ૧૬.

### દોહરા.

મોહ મહીપતિ એહવો, દંભ મુખે સુણિ વાદ;
ફાલભ્રષ્ટ વાનર જિસ્યો, પામે ચિત્ત વિષાદ. ૧.
વૈરી વધતો દેખીને, મનમાં કરે વિચાર;
તિણુ અવસર હવે મોહસુત, અરજ કરે અવધાર.

### ઢાળ ૭ મી. દેશી કડવાની.

તાર કિરતાર, સંસાર, સાગરથકી;—એ દેશી.

વાત હવે તાતજી, સાંભળો મયણુની, એવડી ચિંત મન, કાંઇ આણો;
મુજ સરિખા સુત, સેવક તાહરે, કુણુ અછે તુજ સમ, રાય રાણો. વાત૦ ૧.
બંધ નરવૃંદ, કરશું ઘણા દેખ તું, ઇન્દ્ર ને ચન્દ્ર સબ, પાય આણું;
સકજ સુત ઘર છતે, જનક ચિન્તા કરે, મૂઢતા કેહની, ચિત્ત જાણું. વાત૦ ૨.
પુત્ર હું આપનો, તો નવિ બીહીજીયેં, રવિ તણો પુત્ર, શનિ લોક આખે;
છીપ સુત મોતીડાં, માતનો ઘાત કરી, સકજ સુત એહને, કોણુ દાખે. વાત૦ ૩.
તાતને શાત સુખ, સંપજે જિણુથકી, કમલથી જેમ સર, સોહ પાવે;
પુત્રના પદકજ, પાલણે પ્રીછિયેં, લોક વૈરી તિકે, જાસુ ગાવે. વાત૦ ૪.
નામ અભિરામ, અંગજ કિસ્યું કીજિયેં, અંગનો મેલ, અંગજ કહીજેં;
તેહ નાખી દિયે, વનતણાં ફૂલને, વાસ ગુણુરાશિ, શિર પર વહીજેં. વાત૦ ૫.
ધીરતા વીરતા, મન ધરી જે રહે, સાંકડે આણીને, શત્રુ પાડે;
જગતિમેં નીર, પાવક ભણી ઓટવે, તેહને વાડ–વાગ્રી નસાડે. વાત૦ ૬.
એહવાં આકરાં, વચન સુણિ પુત્રનાં, મોહને મન હુઓ, સુખ સવાગો;
સાધુ સાબાશ, સાબાશ તું સુત ભણી, આજ તેં પુરૂષતા, બલ જણાગો. વાત૦ ૭.
એહવે તેજેં કરી, વંશ દીપાઇયો, સબ્ય સંદોહ, અંદોહ ટાળ્યો;
રાજ્યનો ભાર, સુવિચાર સુત કંધ હવે, શત્રુ જગગાહવા, પોત ભાળ્યો. વાત૦ ૮.
કાષ્ઠથી ઘણું હુઓ, ધૂમ પાવકથકી, તનુથકી વ્યાધિ, બુધ ચન્દ્ર દેખો;
વૃક્ષથી લાખ છે, નીરથી પંક છે, એહવા પુત્ર, કુપુત્ર લેખો. વાત૦ ૯.
ધૂમથી મેહ છે, બિંબ પાષાણુથી, પંકથી કમલ મણિ, સર્પ માથે;
કલશ માટી થકી, એહવા પુત્ર હુવે, વંશ વિભૂષણુ, શોભ સાથેં. વાત૦૧૦.
તાહરી અંગ, ઉહાવણી એહવી, શત્રુ દલ ધાન, ને ઘરટ ભારી;

લોક આનંદ કરી, તો ભણી વર્ણવે, જૂઠ તે દીઠ નિજ દગ પસારી, વાત૦ ૧૧.
હસ્તિ જ્યું મસ્ત વલી, તાહરે મિત્ર છે, જગતને જીપતો, મધુ કહીજેં;
કૂટરાં કૂલ જે, બાણુ છે તાહરે, રિપુ ભણી જીપતાં, સાથ લીજેં. વાત૦ ૧૨.
મનતણા અતિઘણા, ઘોર પરિણામ છે, તેહજ તાહરા, દાસ તાજા;
સાર શૃંગાર તેં, સૈન્ય સાથેં લિયા, મેઘ ઘનઘોર ધ્રુનિ, તેહજ વાજાં. વાત૦ ૧૩.
માહરો મંત્રી, મિથ્યાત્વ નામા ભલો, તેહ પણ તાહરે. સાથ સારૂ;
રંજતી પ્રીતિ વલી, રતિ ભલી ભારજા, યુદ્ધની સિદ્ધ, અબ જાત વારૂ. વાત૦ ૧૪.
નારિની ગોઠ, તે જોગણી તાહરે, મંત્રની તંત્રની, ઘાત જાણે;
કુપથ કથા મહે, લોકને ભોળવે, રિપુતણા સૈન્યની, વાત આણે. વાત૦ ૧૫.
ગીતની રીતિ ને, નાટક નાચતાં, હાવ ને ભાવ, પ્રમદા વિલાસા;
ચારુ મણિહાર, હથિયાર સાથેં ધરે, મુખતણા માગિયા, હોય પાસા. વાત૦ ૧૬.
હાસ્ય ને જૂવટો, બે જણા તાહરા, અંગના ચંગ, રખવાલ રાખે;
રામત અતિ ઘણી, તેહ દાસી ભલી, કામ ને કાજ, સબ તાસુ આખે. વાત૦ ૧૭.
સુખ અભિમાન, સન્નાહ તું પહેરજે, નેત્રને પાન, કૂપાટોપ ધરજે;
વિષય ઇંદ્રિયતણા, ચંચલ હય ઘણા, મત્ત ઉન્માદ, માતંગ વરજે. વાત૦ ૧૮.
રથ ઘણા સાબતા, જેહ મનોરથા, પાયક લાયક, પ્રેમ પૂરા;
નાયકા સાયકા, વરસતી ફોજમાં, શોભશે જીપશે, શત્રુ શૂરા. વાત૦ ૧૯.

## દોહરા.

મોહરાય ઇણુપરેં કહ્યો, મદનતણો પરિવાર;
રાય વિવેકને જીપવા, શીખ દિયે સુવિચાર. ૧.
પુત્ર સુપૂત તું માહરે, રાજનીતિનો જાણ;
મતિ વેશાસે કેહને, એ માહારી છે વાણ. ૨.
થોડું બોલે બહુ કરે, અતિ ઉત્સુક મન હોય;
ધીર વીર હોવે ખરો, છલ બલ કરજે જોય. ૩.
જોગી જંગમ જટિલને, નર નારી તિર્યંચ;
તરૂણ વૃદ્ધને પીડવે, કાં ન કરે ખલ ખંચ. ૪.
ક્ષત્રી ક્ષમા ન આદરે, યાચક લાજ ન કાંઇ;
વેસ્યા પ્રેમ ધરે નહિં, કામ અર્થ કિમ થાય. ૫.

અવસર વિણુ ગુણુ દોષ છે, દોષ હુવે ગુણુપોષ;
સ્નાન સમે વસ્ત્ર મૂકિયેં, વાંકો દ્રુમ લહે તોષ. ૬.
જગ સઘળો જીગતેં ફરી, સાધિ સઘળાં ગામ;
પ્રવચનપુર મત પેસજો, અરિહંત રાજા ઠામ. ૭.
શુરવીર તેહજ ખરો, જોવે ઠામ વિશેષ;
પાડે મયગલ ભીંતને, ગિરિ પાડે નહિં દેખ. ૮.
એક ગામ જીતો નહિં, કાં નહિં યશની હાણુ;
વન ઘન છાયા નહિં નસે, ઇક તરૂ છેદે જાણુ. ૯.
પિતા શીખ ઇણિ પરેં કહી, શિર પર ધારી મયણુ;
ચારવાક પંડિત ભણી, બોલાવી વદે વયણુ. ૧૦.
કુંવર ભણી વઢવાતણો, મુહુરત જોવો સાર;
ચાર્વાક હવે બોલિયો, સુણુ સાહિબ સુવિચાર. ૧૧.
ભોગ ક્ષીર તિણુ ક્ષીર કલિ, ગુરૂ નારિ ધિક્કાર;
વૃષ્ટિ વાઉલમેં અપશકુન, એતા ગમન નિવાર. ૧૨.

## ઢાળ ૮ મી.

ચતુર સનેહી મોહનાં;—એ દેશી.

મોહ મહીપતિ સાંભળો, બીજ ભલી તિથિ જોય રે;
ચંદ્ર ઉદય હૂઆં થકા, ગોધૂલિક શુભ હોય રે. મોહ૦ ૧.
માતતણે પાયે નમી, તિલક કરાયો હરખી રે;
લીધી માતા બહેનની, આશિષ અધિકી નિરખી રે. મોહ૦ ૨.
આદેશ તાતતણો લહ્યો, ભાઇશું બાહુ મલિયા રે;
પ્રેમેં મિત્ર કલત્રશું, લોચન હુવે ગલગલિયાં રે. મોહ૦ ૩.
પાપશ્રુત ભટ એ ભલાં, બિરૂદ ભણીજેં સારો રે;
કુમિત્ર પ્રસંગ માતંગ છે, તસુપર બેશી કુમારો રે. મોહ૦ ૪.
ચતુરંગી સેનાગ્રહી, વડ વડા યોદ્ધા સાથેં રે;
શૂરા પૂરા શોભતા, જયલક્ષ્મી ધરે હાથે રે. મોહ૦ ૫.
કામ તણી કટકી ચઢી, તિહાં નારીસુખ શૂરા રે;
હાસ્ય વિલાસ હેતેં કરી, અધિકા સોહે સનૂરા રે. મોહ૦ ૬.

બાણુ તે કામકટાક્ષ છે, ભૂહાંકો ધન લીધો રે;
ઢાલ તે ઘુંઘટ પટ ધરી, બાણુ ચલાવે સીધો રે. મોહ૦ ૭.
રોદન મોદન મદનના, નવ નવ રંગ તરંગો રે;
મોહે સુર નર મોહિયા, ચૂક્યા ઇણુને સંગો રે. મોહ૦ ૮.
પશુ પંખી પણુ જીપિયાં, એકેન્દ્રિય પણુ જીત્યા રે;
કિંકર કામ તણા ઘણાં, પસરયા સબલ અનીતા રે. મોહ૦ ૯.
ઇન્દ્રાણી રૂપેં કરી, ઇન્દ્રને જીત્યો કામો રે;
ઇચ્છીરયણે જીપવા, ચક્રવર્તી અભિરામો રે. મોહ૦ ૧૦.
અનમી આણુ ધરે નહિં, વાંકી ટેઢી પાગે રે;
જોધા રાવ ઘણા અછે, પણુ કિંકર ઓઆગે રે. મોહ૦ ૧૧.
ત્રિવલી ત્રિપથ કહીજીયેં, નારી ઉદરેં હોવે રે;
કામ પિશાચ તિહાં છલે, મૂઢ નર જે જોવે રે. મોહ૦ ૧૨.
પાધોટે પંડિતભણી, શુચિને રૂચિકર હસતો રે;
અરધ કરે ધીરજ ભણી, જીહાં તિહાં એ ધસમસતોરે. મોહ૦ ૧૩.

## દોહરા.

કામતણી ફોજ ફરી, ચિહું દિશિ સારે જગ્ગ;
કોઇ શર સાંધે નહિ, યોષિત જોધેં ભગ્ગ. ૧.
બ્રહ્માપુર કાનેં સુણ્યો, રાય પ્રજાપતિ હોય;
બ્રહ્મ તેજ સબ જગતનો, જનક કહીજે સોય. ૨.
એહનો થેં ટાળો કરો, આખે આગેં વાણુ;
કોઇ કાલનો ડોકરો, છોડો બ્રહ્મ જાણુ.

## ઢાળ ૯ મી. રાગ ધમાલ.

પરઘર ગમન નિવારિયે;—એ દેશી.

ઇણુ પરેં, બહુપરેં વારિયો, પણુ ન ટળ્યો કામ કુમાર હો;
બ્રહ્માપુર જાઇ ઢુંકિયો, નિજ તેગ જગાવણુહાર હો. ઇણુ૦ ૧.
ફોજ વિદા કરી નારિની, ચિહું દિશિ પાસેં લીધો ઘેર હો;
બ્રહ્મા પણુ ધ્યાન કોઠમાં, લીનો છે ન હુવે જેર હો. ઇણુ૦ ૨.

રાગદૂત વિચમેં ફિરે, આખે મત કરજો ખેડ હો;
કોટ ઓટ લીધી અછે, પણ મયણ ન છોડે કેડ હો. ઇણિ૦ ૩.
તીન જગત એ સાધતો, આવ્યો છે તુમપેં ધાય હો;
તનક તનક તુજ કોટને, કરશે તુજ આણ મનાય હો. ઇણિ૦ ૪.
સાવંત્રી જોધ મૂકિયો, ઇણસેંતી રાખો રંગ હો;
બ્રહ્મા પણ મન ચિંતવ્યું, ઇણ સાથેં ન હુવે જંગ હો. ઇણિ૦ ૫.
સાવંત્રીસેંતી મિલ્યા, ઉડીને અંગો અંગ હો;
ચતુર હતો પણ ચૂકિયો, જેર દીધો જોર અનંગ હો. ઇણિ૦ ૬.
બ્રાહ્મણ સઘળા બાંધિયા, વનિતા જોધ પળમાંહી હો;
અનમી કોઈ ન પેખિયો, ધર્મ ધીરજ કિણમાં નાંહિં હો. ઇણિ૦ ૭.
બ્રહ્માપુર જીપી ચલ્યો, આગેં તે મયણકુમાર હો;
જમુનાકાંઠેં આવિયો, કરતો જગ ચરિત્ર અપાર હો. ઇણિ૦ ૮.
શ્યામ વર્ણ ઇક સાંભળો, પુરૂષોત્તમ નામ ધરાય હો;
વૈકુંઠનાથ વખાણિયેં, અવતાર લિયા મન દાય હો. ઇણિ૦ ૯.
મત્સ્ય કૂર્મ નરસિંહના, વામન બલિરાજા બંધ હો;
ભાર્ગવ પણ એહિજ થયો, નવિ રાખ્યો ક્ષત્રીગંધ હો. ઇણિ૦ ૧૦.
દશરથ સુત પણ એ હુવો, રાવણને માર્યો એણ હો;
જાદવ કુળમેં અવતર્યો, વિરંચી માયા હરખેણ હો. ઇણિ૦ ૧૧.
કંસ હણ્યો નાગ નાથિયો, નવલા જસુ અવદાત હો;
દાનવ માનવ જીપિયા, કુણ આખી શકે તસુ વાત હો. ઇણિ૦ ૧૨.
સાગર મથિયો ભુજબલેં, ગિરિવર ઉપાડ્યો જોર હો;
પંચજન્ય પરગટ કિયો, જસ શબ્દ અછે અતિ ઘોર હો. ઇણિ૦ ૧૩.
ચક્ર ગદા શારંગ ધરે, ઇન્દ્રસેંતી જસુ પ્રીત હો;
આજ ન કો એહવો અછે, ઇણશું માંડે અનીત હો. ઇણિ૦ ૧૪.
જ્ઞાની માની પણ સહી, મધુસૂદન એ ગોપાલ હો;
મયણ વયણ ઇમ સાંભળી, અતિ કોપ્યો ક્રૂર કરાલ હો. ઇણિ૦ ૧૫.
ગોપી જોધા મૂકીયા, જીપવાને કિસન મુરાર હો;
નયણ બાણ તીખે કરી, ભેદ્યો લક્ષ્મી ભરતાર હો. ઇણિ૦ ૧૬.

હાસ્ય રાશિ રતિ કેલિશું, વશ કીધો કેશવરાય હો;
છલ બલ કોઇ ન કેળવ્યો, રંગરાતો માતો થાય હો. છણિ૦ ૧૭.
વૃંદાવનમેં ખેલતો, ગોપિયોની પૂરે આશ હો;
કુસમાં કરી શિર સેહરો, વિરચે જ્યું કોઇ દાસ હો. છણિ૦ ૧૮.
થાકી ગોપીને ધરે, નિજ હાથે સારિકા જેમ હો;
વસ્ત્ર ઉપાડ્યાં તેહનાં, પ્રગટે તિણશું બહુ પ્રેમ હો. છણિ૦ ૧૯.
વૃક્ષ ઉપર ચઢીને રહે, ગોપિયોનાં અંબર લેહ હો;
નવ નવિ કામ વિડંબના, કરતાં નહિં આવે છેહ હો. છણિ૦ ૨૦.
જોરાવર હૂતો ઘણું, પણ હાર્યો એકણ સાર હો;
ધર્મમંદિર કહે ધન તિકે, જે જીપે કામ વિકાર હો. છણિ૦ ૨૧.

## દોહરા.

જયંતહચ્છા દૂઇ કરી, ચાલ્યો તિહાંથી મયણ;
કોઇ અનમી છે વળી, ઇમ બોલે મુખ વયણ. ૧.
કિણહિક આવીને કહ્યું, સુણ સ્વામી મુજ વાત;
અચલ એક કૈલાસ છે, તિણપર શંભુ કહાત. ૨.
લોક કહે છે તેહને, મહોટો શ્રીમહાદેવ;
જટામાંહિ ગંગા વહે, ચંદ્ર રહે નિતમેવ. ૩.
પાસ ત્રિશૂલ હથિયાર ધર, વાહન વૃષભ વિખ્યાત;
જગ સંહારણ જોધ છે, અષ્ટમૂર્ત્તિ કહેવાત. ૪.
તીન નેત્ર છે જેહને, ભૂષણ ભસ્મ ભુજંગ;
જેહ કહે મેં મદનનેં, જીત્યો કીધ અનંગ. ૫.
એહ વચન સુણી કોપિયો, મોહ કુંવર મછરાલ;
ઉઠયો માનું કેશરી, દેવા રિપુશિર ફાલ. ૬.
મંત્રી કહે મૂકો તમેં, જટિલ યોગનો ધાર;
કહો કિમ કાઢીજે કદે, તૃણ ઉપર તરવાર. ૭.
કામ કહે મૂકું નહિં, મદનશત્રુ કહેવાય;
સહસ્ર કિરણ ઉગ્યાંથકાં, તિમિર ભાવ ન રહાય. ૮.

## ઢાળ ૧૦ મી.

સુમતિ સદા દિલમાં ધરો;—એ દેશી.

મદન મોહ શર સાંધિયું, એ ઠૌ કીધ ગિરીશ; સલૂણો.
કુસુમ ચાપ કરી ચાઢિયો, શંકર જ્યું કરી રીષ. સલૂણો. મદન૦ ૧.
ધૂણીધૂપ તૂં કાં સહે, છોડ દિગંબર વેશ; સલૂણો.
હરિણાક્ષી પરણાવસ્યાં, કર સખરો ઘરવેશ. સલૂણો. મદન૦ ૨.
મહાદેવ બોલ્યા તિસેં, તું મન્મથ વિખ્યાત; સલૂણો.
પીછે બુદ્ધિ એ દીજિયેં, પહેલી સુણ મુજ વાત. સલૂણો. મદન૦ ૩.
પ્રેત વનેં શંભુ વસે, ભોજન ભિક્ષા હાથ; સલૂણો.
ભાજન મનુજ કપાળ છે, તિલ રતિ નહિં કા આથ. સલૂણો. મદન૦ ૪.
એહ અવસ્થા છે સહી, કહો કિણ પરઘર થાય; સલૂણો.
નારી નદીનું પૂર છે, સાગરમાંહિ સમાય. સલૂણો. મદન૦ ૫.
રુંઢ મુંડ માળા ગળે, આંખ વિરૂપ કહાય; સલૂણો.
મુજથી નાસે કામિની, હંસી થલ ન સુહાય. સલૂણો. મદન૦ ૬.
શાલી દાલ ઘૃત ઘોલ તે, નારી ચાહે નિત્ત; સલૂણો.
ઇહાં ભિક્ષાયેં જીમવો, દેખ ઘણો ઇહાં મિત્ત. સલૂણો. મદન૦ ૭.
મંડન ચંદન માગશે, વસ્ત્ર ઘણાં પટકૂળ; સલૂણો.
ચર્મ બિચ્છાવણ એ અછે, નારી ભણી પ્રતિકૂળ. સલૂણો. મદન૦ ૮.
હાસ્ય વયણ મુખ ધારતી, ત્રિવલ્લી રંગ તરંગ; સલૂણો.
નારી નહિં જ્યું જાણિયેં, બૂડે જે કરે સંગ. સલૂણો. મદન૦ ૯.
લોચન સહસ્ર તણો ધણી, ખબર ન લાભે કાંય; સલૂણો.
નારી નિશા અંધકારમાં, અવરને કેમ કહાય. સલૂણો. મદન૦ ૧૦.
મન પરિણામ તે વાનરી, કામ કિરાત કરૂર; સલૂણો.
અજગર હાસ્ય વિલાસ છે, નારી અટવી ભૂર. સલૂણો. મદન૦ ૧૧.
નારથકી હું બીહતો, પર્વત બેઠો આય; સલૂણો.
તપસી જોગી જાણીને, મૂંક તું મનની દાય. સલૂણો. મદન૦ ૧૨.
મદન કહે નીલકંઠને, કેડ ન મૂકું કોય; સલૂણો.
પરણ તું પારવતી ભણી, શીલવંતી એ હોય. સલૂણો. મદન૦ ૧૩

મદનવશેં મહાદેવજી, ગોપી પરણ્યા નાર; સલૂણો.
ભિક્ષા તો ભાવે નહિં, સાંભળજે ભરતાર. સલૂણો. મદન૦ ૧૪.
ભિક્ષા સખરી ભિક્ષુને, ગેહીને ન સુહાય; સલૂણો.
ધાન્ય ઘણું ઘરમાં હુવે, તે કહું તુજ ઉપાય. સલૂણો. મદન૦ ૧૫.

## દોહરા.

ગૌરી કહે મહાદેવજી, જાઓ કૃષ્ણની પાસ,
ક્ષેત્રભૂમિ તે આપશે, બીજ ધનદ પરકાશ. ૧.
હળ તો હલધર આપશે, યમધર મહિષ સુચંગ;
વૃષભ એક તુજને અછે, ખેતી કર મન રંગ. ૨.
ભાતું હું લાવીશ ભલું, ઇમ ચલશે ઘરવાસ;
પણ ભિક્ષા નહિં જીમશું, ઇમ કીધો ઉપહાસ. ૩.
કામ વિટંબન બહુ કરી, નવ નવ કર્મ વિકાર;
કહેતાં અંત ન પામિયેં, ઇમ જાણે કિરતાર. ૪.
પારાશર જમદગ્નિ વલી, ચૂકાયા ઇણે કામ;
તીન ભુવન જીત્યા ઇણે, ફિરિ ફિરિ સઘળે ઠામ. ૫.
પુણ્યરંગપાટણની દિશેં, ચાલ્યો મદન કુમાર;
તિણ વેળા તે નગરમાં, પ્રગટયો એ આચાર. ૬.

## ઢાળ ૧૧ મી.

( કોયલો પર્વત ધૂંધલો રે લોલ;—એ દેશી. )

કર જોડી કરે વિનતિ રે લોલ, મંત્રી વિવેકને એમ રે; રાજેસર.
પુણ્યરંગપાટણમાં હુવે રે લોલ, ઉત્પાત સઘલા કેમ રે. રાજેસર. કર૦ ૧.
ગઢ મઢ મંદિર ધ્રુજિયાં રે લોલ, ભુકંપ તારાપાત રે; રાજેસર.
શોણિત બિન્દુ આકાશથી રે લોલ, વૂઠા ન વારૂ વાત રે. રાજેસર. કર૦ ૨.
તિણ અવસર કિણ આખીયોરે લોલ, આવ્યો મોહ કુમારરે; રાજેસર.
રાજા પ્રજા સહુ શંકિયા રે લોલ, ભંડ અસુર અપાર રે. રાજેસર કર૦ ૩.
મંત્રીશું નૃપ ચિંતવે રે લોલ, કીજેં કિણશું જુઝ રે; રાજેસર.
જીતહચ્છા જો હુજીયેં રે લોલ, તો કીજે એ ગુજ્ઝ રે. રાજેસર. કર૦ ૪.
મંત્રી કહે સુણ સાહિબા રે લોલ, ગુરૂનું વચન છે આમરે; રાજેસર.

સંયમ સ્ત્રી પરણ્યા વિના રે લોલ, કાંઇ ન હોવે કામ રે. રાજેસર. ક૨૦ ૫
મોહતણો હજી જોર છે રે લોલ, તિણુ એ મદન દીપાયરે; રાજેસર.
બ્રહ્માદિક જિંત્યા ઇણે રે લોલ, કીધા કોડિ ઉપાય રે. રાજેસર. ક૨૦ ૬.
અવસરસંતી સિદ્ધ છે રે લોલ, સઘળી વાતામાંહી રે; રાજેસર.
આતમ બળ વિણુ ફોરવ્યાંરે લોલ, કષ્ટ ક્રિયા ફલ નાહિંરે. રાજેસર. ક૨૦ ૭.
આપેં પણુ એહની પરેંરે લોલ, પામ્યા પરાજય ઠામરે; રાજેસર.
તો હમણાં એ શ્રેય છે રે લોલ, જાઇ પ્રવચન ગામરે. રાજેસર. ક૨૦ ૮.
વરશે સંયમ કન્યકા રે લોલ, તો એ છાર સમાન રે; રાજેસર.
અરિહંતશું સાચા હુઆં રે લોલ, વધશે આતમ વાન રે. રાજેસર. ક૨૦ ૯
આપણુને કોઇ આખશે રે લોલ, કાયર મૂંકા માણુ રે; રાજેસર.
અવસર જાણિને આખશેરે લોલ, બહુવિધ લોકની વાણુરે. રાજેસર. ક૨૦ ૧૦.
નળરાજા પત્ની તજી રે લોલ, કૃષ્ણેં મૂકી ભૂમિ રે; રાજેસર.
આતમહિત ઇણ આચર્યાં રે લોલ, નાઠો અપયશ ધૂમરે. રાજેસર. ક૨૦ ૧૧.
રાય વિવેક વદે ઇસ્યું રે લોલ, ઢીલ ન કીજેં આજ રે; રાજેસર.
ભાજન ભોજન સિદ્ધ છે રે લોલ, કેહી કીજેં લાજ રે. રાજેસર. ક૨૦ ૧૨.
તું પૂઠે તે આવજે રે લોલ, સઘળા લોક લેઇ સાથ રે; રાજેસર.
હું આગેંથી જાઇને રે લોલ. ઓળગશું જગનાથ રે. રાજેસર. ક૨૦ ૧૩.
ઇણુ અવસર નર આવિયા રે લોલ, પહેલા મૂકયા જેહરે; રાજેસર.
નમન કરીને વીનવે રે લોલ, સુણુ સાહિબ સસનેહ રે. રાજેસર. ક૨૦ ૧૪.
મહેર ઘણી તુમ ઉપરેં રે લોલ, તે સાહિબની આજરેં રાજેસર.
કુશળ પ્રશ્ન બહુ પૂછિયા રે લોલ, હર્ષ ઘણો જિનરાજ રે. રાજેસર. ક૨૦ ૧૫.
મિલણુ ભણી આવે સહીરે લોલ,અમ ચરણે એક વારરે; રાજેસર.
ઇમ કહીને અમ મૂકીયા રે લોલ, વાત ભલી નિર્ધાર રે. રાજેસર. ક૨૦ ૧૬.

## દોહરા.

સેવક વાણી સાંભળી, હરખ્યો રાય વિવેક;
મનવંછિત મુજ હોયશે, શકુન હુઆં અતિરેક. ૧.
આઉ વચન સાહમો હુવે, ઉત્તમ શકુન તે જાણુ;
બોલાવ્યા પુરૂષોત્તમેં, કેહી કીજેં કાણુ. ૨.

વિવેકરાય હવે ચાલિને, પ્રવચનપુરમેં આય;
મંત્રી પણ પૂઠેંથકી, પ્રજા લોક લઇ જાય. ૩.
સકળ લોક રાજા મળી, અરિહંતની છત્ર છાય;
સુખ સમાધિં જઇ રહ્યા, ડર ભય કોય ન થાય. ૪.

## ઢાળ ૧૨ મી.

( ઇક દિન નમિ રાજાનો હાથી છૂટયો; અતિ મદમત્તથકો;—એ દેશી. )

મયણ તણાં દલ પૂરાં શૂરાં, પુણ્યરંગપાટણ આય રહે; હાં આય રહે.
શૂનું નગર રે દીઠું સઘળું, મયણ ભણી તે જાય કહે. હાં૦ ૧.
મયણકુંવર મન ચિન્તવે એવું, રાય વિવેક તે નાસી ગયો; હાં૦
નામ સુણીને ન રહ્યો ઉભો, જંબુક કાયરકાય થયો. હાં૦ ૨.
કુળાચાર પણ ન કરયો કોઇ, ક્ષત્રીતણો ધર્મ નાખ દિયો; હાં૦
મંત્રીતણો સુત આખર એહજ, રાજા એહને કોણ કિયો. હાં૦ ૩.
જાતિ ઉપર ગયો ન હુઓ અસલી,ભીંત વિન કેમ ચિત્ર ધરે; હાં૦
નાસણ વિદ્યા ધુરથી શીખી, તે નહિં વિસરી ચિત્ત ખરે. હાં૦ ૪.
રણની હોંશ રહી મનમાંહે, ઇણ અવસર શઠ એ નાઠો; હાં૦
લોક લાજ પણ ન ગણી ભોળે,કામ કિયો અતિહી માઠો. હાં૦ ૫.
જીનવરનો પણ ભગતો યુગતો, નિર્મદ નિર્મમ ન્યાય થિયો; હાં૦
જે જેહવો નર સેવે તેહવો, ફલ પણ હાથોહાથ દીયો. હાં૦ ૬.
જિનવર સંગતિથી સિંહાદિક, તે પણ વૈર વિરોધ તજે; હાં૦
કાં ભુરકી એ ઘાલે માથે, શીતલ સાર સમાધિ ભજે. હાં૦ ૭.
અરિહંત ચરણ શરણ ઇણે લીધો, ઝાલૂં હમણાં પુચ્છગ્રહી; હાં૦
ઉંદર ક્યું બિલમાંહિ પૂટે, જોં જખ જાવે સાપ વહી. હાં૦ ૮.
પણ મુજ તાતતણી એ વાચા, પ્રવચનપુર મત જાય કદા; હાં૦
માહરી કીરતિ સઘળે હૂઇ, જયતપતાકા પાઇ મુદા. હાં૦ ૯.
જયતતણાં નિશાન ઘુરાયાં, હથિયાર હવે સબ મ્યાન કરે; હાં૦
નવનવાં ભેટણાં લેતો મન્મથ, નિજપુર દિશિને પાઉ ધરે. હાં૦ ૧૦.
નવ રસમાં ઇક સાર શ્રૃંગારા, કામ અયાણે મુખ કીયો; હાં૦
શાન્ત ભણી તે છેહડે થાપ્યો, મન્મથ ઉલસ્યો એમ હિયો. હાં૦ ૧૧.

અનુક્રમેં આયો અવિદ્યા નગરી, તિહાં કિણે ડેરો આવી દીયો; હાં૦
મોહરાયને દીધ વધાઇ, સુત આયો યશપુંજ લિયો. હાં૦ ૧૨.

### દોહરા.

મોહરાય મન હરખિયો, આયો પુત્ર પ્રધાન;
ગુરૂ લઘુ રીત ન કાકરી, સાહમો જાય સુજાણ. ૧.
મન્મથ તાતભણી તિહાં, તુરત કીયો પરણામ;
સુત સખરા તે સલહિયેં, વિનયવંત અભિરામ. ૨.
મન વચ કાયા પ્રેમ ધરી, મળિયા મનને રંગ;
શીતલ ચંદન ચંદ્ર જ્યું, સુખદાયી સુત સંગ. ૩.

### ઢાળ ૧૩ મી.

વાગ્યાં જાંગી ઢોલ, હે સખી વાગ્યાં જાંગી ઢોલ;—એ દેશી.

વાગ્યાં ગુહિરનિશાન, હે સખી વાગ્યાં ગુહિરનિશાન; આયો લાયક નંદન મોહરો;
હરખ્યો સબ પરિવાર, હે સખી૦ હરખ્યો૦ નિજકુલ શેખર દીપે સેહરો. ૧
વંચાણા વચનનિનાદ, હે સખી વંચાણા૦ તિણે કરી અંબર અધિકો ગાજીયો;
પુરજન કરે ઉછરંગ, હે સખી પુરજન૦ ધન ધન મોહ મહિપતિ રાજીયો. ૨.
નવ નવ પાપ વિકાર, હે સખી નવ૦ નટુઆ નાચે રાચે જન મના;
હાવ ભાવ સુખકાર, હે સખી હાવ૦ મંગલ ગાવે તિહાં બહુલા જના. ૩.
પૂર્ણ કલશ પરધાન, હે સખી પુર્ણ૦ શ્રૃંગાર પાણિ કરીને અતિ ભરયો;
મલપતિ સોહવ નાર, હે સખી મલપતિ૦ સાહમી આવી મંગલ જય કર્યો. ૪.
આશ્રવ ગોખ વિશાળ, હે સખી આશ્રવ૦ તસુપર બેઠાં નર નારી ઘણાં;
નૃપસુત નયણ નિહાલ, હે સખી નૃપસુત૦ બોલે એ સુત તેહને શી મણા. ૫.
પુર પેસારો કીધ, હે સખી પુર૦ મોહોલે આયો મન્મથ માનશું;
માયાદિક પરિવાર, હે સખી માયાદિક૦ હરખ્યો નિરખી સુત સુખ વાનશું. ૬.
યુગવર શ્રીજિનચંદ, હે સખી યુગવર૦ તાસ પ્રસાદ લહી કરી મેં કીયો;
ચોથો ખંડ રસાલ, હે સખી ચોથો૦ ભણતાં ગણતાં હીસે મુજ હીયો. ૭.
પાવક પ્રવર પ્રસિદ્ધ, હે સખી પાવક૦ દયા કુશલ ગણી ગુરૂ પ્રસાદથી;

ધર્મમંદિર કહે એમ, હે સખી ધર્મમંદિર૦ અર્થ લહ્યો એ મેં આગમથી. ૮.
કર્મ વિચિત્ર કહાય, હે સખી કર્મ૦ તેહ તણો એ વિવરો આખિયો;
ભવિજનને સુખકાર, હે સખી ભવિજનને૦ જીનવર વચન સુધારસ દાખિયો. ૯.

---

# ખંડ ૫ મો.

## દોહરા.

શ્રી શંખેશ્વર સુખકર, પ્રણમૂં પારસનાથ;
નામ લિયંતાં જેહનું, આવે અવિચલ આથ. ૧.
ઇણ અવસર મન્મથતણી, કીરતિ ભાટ કરેઇ,
નવ નવ છંદ સ્વચ્છંદથેં, વાણી રચના ધરેઇ. ૨.
જય જય જગને વલ્લહો, જીવ જીવ ચિરંજીવ;
મોહરાય નંદન નિપુણ, ભવ સુખ માણ સદીવ. ૩.
તું શૂરા શિરસેહરો, તું વીરેં વિખ્યાત;
કુસુમ શરેં જીત્યો જગત, કોણ કહીજેં વાત. ૪.
બ્રહ્મા વિષ્ણુ મહેશ્વરા, ઇંદ્ર ચંદ્ર નાગેન્દ્ર;
ભૂર સૂર ગુરુ ગરૂડ પંખિ, જોગિ જતિ નરવૃન્દ. ૫.
તેં જગમેં જીત્યા ઘણા, આણ મનાઇ જોર;
કામ પદારથ શિખવ્યો, ધર્મ અર્થ શિવઠોર. ૬.
વિષયતણાં સુખ તું લહે, માત તાત સુખકાર;
ઇમ આશીષ સુણી કરી, દીધું દાન અપાર. ૭.

## ઢાળ ૧ લી.

આદર જીવ ક્ષમા ગુણ આદર;—એ દેશી.

માત પિતા ભગિની ને ભાઇ, પૂછે મયણને એમ જી;
જગ જીપણની વાત કહીજેં, બળ બુદ્ધિ કીધી જેમ જી. માત૦ ૧.
મન્મથ માંડિ કહીજે આગેં, જીપણની સહુ વાત જી;
નાહો વીર વિવેક વિખ્યાતો, સાંભળિયા અવદાત જી. માત૦ ૨.

માતા મન હરખ્યું અતિ ગાઢું, વખાણે વારંવાર જી;
તું ચિરંજીવે વંશ વિભુષણ, ધન ધન તુજ અવતાર જી. માત૦ ૩.
બેટા બહુલા હોશે જગમાં, પણ તુજ જોડ ન કોય જી;
તારા બહુ આકાશેં દીસે, ચન્દ્ર સમાન ન હોય જી. માત૦ ૪.
નયન અમારાં ચપળ ચકોરા, તુજ મુખ ચન્દ્ર સમાન જી;
કિણ દિન સુત આવીને મળશે, હુતો એ મુજ ધ્યાન જી. માત૦ ૫.
આજ મનોરથ સઘળા હૂઆ, સુરતરૂ ફળિયા આજ જી;
ચાતક મોર તણીપરેં હરખ્યો, તુજ દર્શન ઘનગાજ જી. માત૦ ૬.
રતિ રંગીલી તારી નારી, વસંત તારો મિત્ત જી;
સ્નેહ ધરીને દિન દિન જોતાં, મારગ તારો નિત્ત જી. માત૦ ૭.
રંગરલીશું સઘળા મળિયા, હૂઓ અતિ ઉછરંગ જી;
નવ નવ નાટક ગીત વિનોદા, કર્મ ઉદય પરસંગ જી. માત૦ ૮.
ઘર ઘર મયણતણા ગુણ ગરજે, કામકથા વિસ્તાર જી;
લીનો જગ સઘળો કામરાગેં, કામ વિકાર અપાર જી. માત૦ ૯.
ઉત્સવ કામ તણા અતિ કીધા, કહેતાં નાવે પાર જી;
નરથી આઠ ગુણો નારીને, વલ્લભ કામ કુમાર જી. માત૦ ૧૦.
બહુલાં સુખ સંસારનાં વિલસે, ધરતો મન ઉછરંગ જી;
ધર્મમંદિર કહે ધન ધન તે નર, કામનો ન કરે સંગ જી. માત૦ ૧૧.

### દોહરા.

મોહ મહીપતિ ચિન્તવે, એક દિન એમ વિચાર;
વીર વિવેક નાસી ગયો, જીવતો દુઃખ દાતાર. ૧
મંદમતિ મુજ સુત અછે, બાળક બુદ્ધિ વિચાર;
ભાવી વાત ન ચિન્તવે, તે છલિયો સંસાર. ૨.
પંડિત પરખે પલકમેં, બાધક સાધક વાત;
છલ બલ કલ જાણે ઘણા, વીર વિવેક કહાત. ૩.
પંડિત તેહને વર્ણવે, જે પરિણામેં મીઠ;
કાથ કટુક મુખરોગ ને, દૂર કરંતો દીઠ. ૪.
કારજ તેહિજ કીજિયેં, અંતે સુખ દાતાર;

સ્વાદ મુખેં કિંપાક ફલ, આપે અધિક વિકાર. ૫.
શત્રુ થકાં જે રાજ્યસુખ, તે સુખ સ્વપ્ન સમાન;
અરિહંત નૃપ પાસેં રહ્યો, કરશે કોઈ વિજ્ઞાન. ૬.
ઇમ મન ચિન્તાતુર થકો, બેઠો મોહ નરિંદ;
સઘળી મળિ બેઠી સભા, બેઠાં નરનાં વૃંદ. ૭.

## ઢાળ ૨ જી.

ઇક દિન માહાજન આવી એ;---એ દેશી.

તિણસમે સેવક વીનવે, સુણ સાહિબ સનેહા જી;
કાળો રૂપ કુરૂપ છે, ઉંચો છે તસુ દેહા જી. ત્રૂટક.
તસુ દેહ ઉંચો, પુરૂપ કોઇ, આવી ઉભો, તિયાં કણેં;
કળિકાળ નામેં, નામ ધરતો, નૃપ જણાવે, મુખ ભણે.
દીદાર તુમચો, દેખવા એ, આયો છે તુમ, ગુણ સ્તવે;
રાજરો હુકમ, એથ આવે, તિણ સમય, સેવક વીનવે. ૧.
રાજા તેહને તેડાવિયો, દીઠો રૂપ તિવારો જી;
માની વાઘતણી પરેં, લૂખો ભૂખો અપારો જી. ત્રૂટક.
અણપાર ભૂખ્યો, લોહ જડિયો, રૂપ કુરૂપી, અતિ ઘણું;
તે રૂપ દેખી, સભાજનનાં, કંપિયાં મન, અતિ ઘણું.
તિણ આય રાજા, પાય પ્રણમ્યા, રાજા પણ, આદર દિયો;
કર જોડિ ઉભો, વદન આગેં, રાજા તેહને, તેડાવિયો. ૨.
તબ રાજા મુખ પૂછિયું, ક્ષેમ કુશળ તુમ હોયો જી;
કિણ કારણ ચિર કાલથી, તુજ દર્શન એ જોયો જી. ત્રૂટક.
એ જોય દર્શન, હર્ષ પામ્યાં, આયા થેં, કારણ કિસેં;
તવ બોલિયો તે, પુરૂપ પ્રણમી, હેતુ મુજ મન, એ વસે.
ઇક મયણ દેખું, જગત જીપી, જેણ ઇવડો, યશ લિયો;
એ મયણ દેખો, નયન આગેં, તવ રાજા, મુખ પૂછિયો. ૩.
બીજું કારણ એ અછે, તુજ વેરી છે એકો જી;
હાથ નાયો, તુજ પુત્રને, જીવતો નાઠો વિવેકો જી. ત્રૂટક.
સુવિવેક નાઠો, તેહ ચિન્તા, રાજન થેં, મનમાં ધરો;

તેહ ચિંતા ભાંજું, રિપુ વિનાસું, જો મુજે, સેવક કરો.
માહરો પણ, તેહ વૈરી, વયર લેશું, તે પછે;
એવો કળિયુગ, પુરૂષ બોલ્યો, બીજું કારણ, એ અછે. ૪.
કળિ બોલ્યો સુણ ભૂપતિ, પ્રવચન પુર તુજ દૂરો જી;
માહરે મન સુગમો અછે, લેઉં તુજ હજૂરો જી. ત્રુટક.
હજૂર લેઉં, દેખ તૂં હવે, જ્ઞાન રક્ષક, બાંધશું;
સંવેગ સામંત, જેહ જોધા, તેહ સઘળા, સાધશું.
વડ વડા વીર, વિવેક સઘળા, સબળ દૂતા, શુભમતિ;
હવે ખબર પડશે, અણી માથે, કળિ બોલ્યો, સુણ ભૂપતિ. ૫.
દેખે હાથ તું માહારા, પ્રવચન પુર ઉથેડા જી;
જોર ન ભાજે જ્યાં લગે, નવિ મૂકું તાં કેડા જી. ત્રુટક.
કેડો ન મૂકું, જ્યાં લગે, અવક્ષીણ ન હુવે, એ ખરો;
મુક્તિનો મારગ, ભાંજી નાખું, મદત જો, માહરી કરો.
અરિહંત રાજા, કેડિ નાખું, ભ્રંજાવું, ધર્મની ધુરા;
કલિકાલ મહારૂં, નામ સાચૂં, દેખ હાથ, તું માહરા. ૬.
હરખ્યો મોહ નરેશ તે, સાંભળી વચન કરાળો જી;
કામ કદૂ નર એ ખરો, અરિદલનો એ કાળો જી. ત્રુટક.
એ કાળ અરિદલ, તણે માથે, ઉદ્ધત નર એ, આકરો;
ચિર કાલ એહની, સ્થિતિ ન હોસી, તોહીજ છે મુજ, કાજરો.
ઇમ જાણિને નિજ, પાસ રાખ્યો, સાર સેવક, સુખકરૂ;
બહુ માન દીધા, વડો કીધો, હરખ્યો મોહ, નરેશરૂ. ૭.

## દોહરા.

રાજ કાજ લાયક ઘણું, કળિયુગ રાખ્યો રાય;
રત્ન થકી સેવક ભલા, જિણથી અરિ જીપાય. ૧.
સમય સ્વભાવ થકી હવે, અરિહંત મોક્ષ સિધાય;
દિનકર આથમિયેં થકે, તમનો જોરો થાય. ૨.
કળિયુગ ફોજ મુખી હુઇ, સેના લેઇ અશેષ;
ચિહું દિશિપસરે પવન જ્યું, પ્રવચન માંહી વિશેષ. ૩.

## ઢાળ ૩ જી.

મેઘ મન કાંઈ ડમ ડોલે;—એ દેશી.

રાગદ્વેષ વળી અતિ ઘણા જી, બાંધ્યા વડ વિસ્તાર;
વિષયતણી તૃષ્ના વધી જી, વિષની વેલ અપાર.
ભવિકજન, સુણજો કલિયુગ વાત; મૂકો બીજી તાંત. ભવિજન૦ ૧.
મનપર્યાય તે કેવલજ્ઞાની, ક્ષપકશ્રેણિ સુપ્રધાન;
છેહલા સંયમ તીન જે સખરા, ઉપશમ શ્રેણી વિધાન. ભવિજન૦ ૨.
પુષ્કલાક લબ્ધિ ને શ્રીજીનકલ્પી, ચૌદપૂરવ અતિમાન;
આદિમ સંઘયણ ને શુકલધ્યાના, પરમસમાધિ નિધાન. ભવિજન૦ ૩.
કલિયુગ આવતે એટલાં વાનાં, દૂર કર્યાં તિણવાર;
અનુક્રમેં દશ પૂર્વાદિક મેટ્યાં, પૂર્વાનુયોગ વિચાર. ભવિજન૦ ૪.
અંતર મુહૂર્તમાં પૂર્વ ગુણતાં, તે રહી લબ્ધિ વિશેષ;
સંઘયણ સઘળા તે પણ બાંધ્યાં, છેવંડા રહ્યા દેખ. ભવિજન૦ ૫.
મહાપ્રાણાયામ ધ્યાન જે ધરતા, મ્હોટા શ્રી ઋષિરાય;
તે પણ દૂર કિયો કલિકાલેં, અશુભ ધ્યાન દીખાય. ભવિજન૦ ૬.
ઈણિપરેં જાયે દિન દિન હીણા, કલિયુગ કીધું જોર;
કામ ક્રોધ ને વૈર વિરોધા, રૌદ્ર આર્ત અતિ ઘોર. ભવિજન૦ ૭.
સંપ્રતિ રાજા અનુક્રમેં હૂઆ, કલિશું કીધ સંગ્રામ;
ઠામ ઠામ જિનચૈત્ય કરાયા, ભાવભક્તિ અભિરામ. ભવિજન૦ ૮.
દેશ અનારજમેં પણ જિનવર, ધર્મ દીપાયો સાર;
કળિયુગને તિણ કાંઠા કૂટયો, ધર્મરાગ મન ધાર. ભવિજન૦ ૯.
તે રાજા દેવલોક ગયા પછી, વ્યાપ્યો કાલ કરાલ;
વડવડા ભૂપતિનાં મન ફેર્યાં, કીધી મિથ્યાજાલ. ભવિજન૦ ૧૦.
નવ નવ પ્રગટ કિયા પાખંડી, હિંસા ધર્મ અપાર;
દુર્ભિક્ષ પણ કળિયુગના સેવક, દોડયા વારોવાર. ભવિજન૦ ૧૧.
જિનવર ધર્મ કિયો તિણ ખંડિત, સામાચારી ભેદ;
મહેલાં મન મુનિવરનાં કીધાં, સૂધો સંયમ છેદ. ભવિજન૦ ૧૨.
ચાર અછેં અનુયોગ જે મ્હોટા, અલ્પક્રિયા તે કાળ;

લેશ દેશથી મતિ શ્રુત હૂઆ, બાંધ્યો જડતા જાળ. ભવિજન૦ ૧૩.
જિનશાસનની રક્ષા કાજેં, નાવેં દેવી દેવ;
તપજપ ધ્યાનતણો નહિં મહિમા, ધર્મતણી નહિં સેવ. ભવિજન૦ ૧૪.
ગણગચ્છ ભેદ કિયા ઇણ ભૂંડે, ઋષિમેં ઘાલી રાડ;
આતમઅંગમાં થોડા બૂજે, વેશ ભણિ ધરે વાડ. ભવિજન૦ ૧૫.
સૂત્ર સકલ માને નહિં જી, અર્થતણા કરે ભેદ;
સદ્દહણા જિન વચનેં નાંહિં, મિથ્યા રાખે ખેદ. ભવિજન૦ ૧૬.
ભૂરશૂર ભોલાયા એણેં, લોભતણે વશ કીધ;
નિર્ગ્રંથને પણ સગ્રંથ કીધા, મૂર્ચ્છા મતિ હણે દીધ. ભવિજન૦ ૧૭.
નિજ ગુણનો ખપ ન કરે કાંઇ, પરગુણ લેવા જાય;
સાવદ્ય શાસ્ત્ર ભણે ઘણાં જી, કર્મબંધ જિણે થાય. ભવિજન૦ ૧૮.
લાલ પાલ ઋષિજી કરે જી. અવર જેહ નર નાર;
ગજવૃત્તિને મૂકી કરી જી, લેવેં ખર આચાર. ભવિજન૦ ૧૯.
વિકથા વાદ બહુ કરે જી, આગમ ન જાણે સાર;
ભાવ ભેદ સમજે નહિં જી, બાહિજ દૃષ્ટિ અપાર. ભવિજન૦ ૨૦.
સમવાયે પાંચે કરી જી, સ્યાદ્વાદ સુખકાર;
તે નવિ બૂજે ધુર થકી જી, જિનમત મૂલ વિચાર. ભવિજન૦ ૨૧.
નય પ્રમાણ નિરખે નહિં જી, નિશ્ચય નય ન વ્યવહાર;
દ્રવ્ય અને પર્યાય ન બૂજે, કલિયુગને પરિવાર. ભવિજન૦ ૨૨.
શ્રાવક પણ વળી એહવા હૂઆ, એ જુગને પરસંગ;
દેવ ન માને ગુરૂ નવિ માને, ધર્મ ઉપર નહિં રંગ. ભવિજન૦ ૨૩.
ગોગા મોગા ને મહમાયી, ક્ષેત્રપાલ ભલી રીત;
તેહને સેવે મનશું સૂધા, અરિહંત ન ધરે ચિત્ત. ભવિજન૦ ૨૪.
નાટક ગીત સુહાવે ભાવે, જિનવાણી ન સુહાય;
ગુરૂ ઉપદેશ સુણે નહિં કબહૂં, ઘરધંધામાં ધાય. ભવિજન૦ ૨૫.
ત્યાગ ધર્મ કરીને યું આખે, ફળ નવ દીઠું કોય;
પૂરી પ્રતીતિ નહિં ધર્મ ઉપર, સિદ્ધ કિહાંથી હોય. ભવિજન૦ ૨૬.
દાન દેઈ બહુ વંછા ઇહાં રાખે, ત્યાગ ન રાખે ભાવ;
નિર્વંછક ધર્મ મન આચરતાં, થાયે ભવજલ નાવ. ભવિજન૦ ૨૭.

મહા મંત્ર નવકાર તજીને, સમરે બીજા મંત્ર;
પુણ્યાનુસારી ધનને અર્થે, ધારે બહુલા યંત્ર. ભવિજન૦ ૨૮.
ધાતુરવાદી જૂવટે ખેલે, વાંછે ધનની રાશિ;
પનરે કર્માદાનને સેવે, શ્રાવક નામ ઉલ્લાસ. ભવિજન૦ ૨૯.
વાદે કુપાત્ર સુખેં ધન ખરચે, પાત્ર ન પોષ્યો જાય;
રાજા ધન દંડીને લેવે, કોડી દાન ન થાય. ભવિજન૦ ૩૦.
આતમરૂપ ન ઓળખે જી, જ્ઞાન ન આણે ચિત્ત;
કામ ક્રોધ ભીનો રહે જી, આરંભ અધિકો નિત્ત. ભવિજન૦ ૩૧.
કળિયુગ સમય સ્વભાવથી જી. શ્રાવક એહવા થાય;
ધર્મમંદિર કહે વિણુ ભોગવિયાં, કર્મ ન મૂકયાં જાય. ભવિજન૦ ૩૨.

## દોહરા.

અવર લોક પણ કલિયુગેં, વ્યાપી પાપી કીધ;
કૂડ કપટ છલ બલ ઘણા, કુમતિ કદાગ્રહ ગૃદ્ધ. ૧.
સેવક સ્વામી છલ કરે, પિતા પુત્ર વળી દેખ;
પતિ પત્નીશું છલ કરે, લાગેં કુલની રેખ. ૨.
ન બને સાસૂ ને વહુ, ઘરમાં કલહો હોય;
બીધૂ ચટકાની પરેં, સાસૂ વાણી જોય. ૩.
વૃદ્ધ તાત દૂઓ જિસે, કથન ન માને કોય;
અશન વસન આપે નહિં, પુત્ર વધૂ વશ હોય. ૪.
અલ્પ ભરમને કારણે, ખેલ કરે અતિ ઘોર;
મન સંતોષ ધરે નહિં, તૃષ્ણા વાધી જોર. ૫.
ભગિની ભ્રાત તણે ઘરે, જન્મ લગે રીસાય;
ભાઇ માંહોમાંહે વળી, પરણી જૂઆ થાય. ૬.
સગપણ સંપ ન કો ધરે, સહુ સ્વારથને થાય;
પરમારથ પ્રીછે નહિં, કળિયુગ વ્યાપ્યો આય. ૭.

## ઢાળ ૪ થી.

ધર્મ હૈયે ધરો;—એ દેશી.

રસ કસમાં કળિ વ્યાપિયો રે, દિન દિન એહવો થાય;
મેહ ઘણા વરસે નહિં રે, વાજે અધિકા વાયો રે;

કલિ કૌતુક કરે, સમય તણો વળી જોરો રે;
અલ્પ ધર્મ હૂઓ. વ્યાપ્યો પાપ અઘોરો રે.
કલિ૦ એ આંકણી. ૧.
પત્ની શું પ્રીત નહિં ધરે રે, પરનારી લોભાય;
શીખ ભલી ઘરની દીયે રે, તે મન નાવે દાયો રે. કલિ૦ ૨.
કપટ કરાવે મિત્રશું રે, જનની જનકશું જૂઝ;
કુબુદ્ધિ શિખાવે પાપની રે, આવવા ન દિયે બૂઝો રે. કલિ૦ ૩.
સ્વારથ લગે મૈત્રી કરે રે, નિયમ સંકટ લગિ જોય;
કષ્ટ પડયાં સમકિત તજે રે, એહવા ધીરજ હોયો રે. કલિ૦ ૪.
થોડી શુભ સંપત્તિ હુવે રે, કદેયે વિણસી જાય;
જો જીવે તો નિશ્ચેં હુવે રે, યૌવન ધર્મી ન થાયોરે. કલિ૦ ૫.
દંભ વિના ધર્મ નવિ કરે રે, ક્રોધ સહિત તપ તુચ્છ;
માન ધરી શ્રુતને ભણી રે, ધન મેલે નહિં સુચ્છો રે. કલિ૦ ૬.
વ્યાપારી ચોરી કરે રે, કુલવંત વિટ સમ થાય;
કુલ નારી ગણિકા પરેં રે, હસન વસન મન દાયો રે. કલિ૦ ૭.
મુખ મીઠી વાતાં કરે રે, કપટ હૈયામેં રાખ;
કર્ષણી અતિ આરંભ કરે રે, સામી નાવે શાખો રે. કલિ૦ ૮.
ઉત્તમ ફલ થોડાં હુવે રે, ખારાં કડુઆં લાખ;
અલ્પ ક્ષીર ગાયાં હુવે રે, થોડી સંતત શાખો રે. કલિ૦ ૯.
ઇમ કલિપાવક બહુ કરે રે, સુકૃતિ દ્રુમનો શોષ;
કુમારપાલ નૃપ અવતર્યા રે, કરવા દ્રુમને તોષો રે. કલિ૦ ૧૦.
ઉપદેશેં હેમસુરિને રે, દીપાયો જિનધર્મ.
ઉત્તમ આચરણા કરી રે, દૂર કિયાં પાપ કર્મો રે. કલિ૦ ૧૧
અષ્ટાદશ દેશા વિષે રે, માર ઇસી મુખ વાણ;
કોઇ ન ભાંખે નર કદે રે, એવી જેહની આણો રે. કલિ૦ ૧૨.
ભરણ પોષણ નબલાં કરે રે, દીન હીન ઉદ્ધાર;
ભાવ ભક્તિ ધર્મ રાગિયો રે, કીધાં ચૈત્ય અપારો રે. કલિ૦ ૧૩.
કલિયુગનું મુખ ઝાલિયું રે, ચૌલક રીંજ નરેશ;

સાત વ્યસન ભટ કલિતણાં રે, હણિયાં ઝાલિ કેશો રે. કલિ૦ ૧૪.
અમ.ર શબ્દ ઉદ્‌ઘોષણા રે, તેહજ તીખાં બાણ;
કલિને લાગ્યાં અતિ ઘણાં રે, પણ ન તજ્યાં કલિપ્રાણો રે. કલિ૦ ૧૫.
નિરૂપક્રમ એ આઉખે રે, વજ્રઋષભ કર્યું દેહ;
કઈ કોઇ પારદ સેવિયો રે, કળિયુગ નાવે છેહો રે. કલિ૦ ૧૬.
ગળિયા દોરતણી પેરે રે, હોય રહ્યો તિણિવાર;
જીવતો મૂક્યો નરપતિ રે, કરૂણા ચિત્ત મઝારો રે. કલિ૦ ૧૭.
ચાર વર્ણ ધર્મ જિનતણો રે, સેવે નૃપ આદેશ;
જીવદયા પાલે ખરી રે, સઘળા દેશ વિદેશો રે. કલિ૦ ૧૮.
અધ્યાત્મ ગુરૂ દાખવે રે, જાણી જીવ અજીવ;
નિજ પરગુણ પરગટ કીયા રે, ધરી સ્યાદ્વાદ શુભ દીવો રે. કલિ૦ ૧૯.
કેટલાં વરસ ગયા પછી રે, તે પણ દેવલોક જાય;
ફિર જાગ્યો કલિયુગ તદા રે, વળતો વશ નવિ થાયો રે. કલિ૦ ૨૦.
કામ ક્રોધ જાગ્યા ઘણા રે, ધર્મધન લૂટ્યું જોર;
દુર્ગતિ જાવે પ્રાણિયા રે, કરિ કરિ પાપ અઘોરો રે. કલિ૦ ૨૧.
બહુત યુગતાંઇ ઇમ હૂઓ રે, કલિકેરો અધિકાર;
તે પણ સમયો પામિને રે, ક્ષીણ થયો જિણવારો રે. કલિ૦ ૨૨.
જિનવર પ્રગટ હુઆ તદા રે, કળિયુગ પામ્યો નાશ;
મોહ સુણી મન ઝુરિયો રે, સબર થયો મુજ દાસો રે. કળિ૦ ૨૩.
અતિ સબરી મતિ રૂપનો રે, ચિરંજીવ નવિ કોય;
મેં આગેથી જાણિયો રે, સ્થિરતા વાસ ન હોયો રે. કલિ૦ ૨૪.

## દોહરા.

ભવિજન લોક મળી કરી, જાયે અરિહંત પાસ;
કર જોડી ઉભા કહે, સુણુ સાહિબ અરદાસ. ૧.
અમલ ચલાવ્યો કલિયુગે, કરડો સઘળે ઠામ;
જીવ ઘણા ઝાલી કરી, મૂક્યા મોહને ગામ. ૨.
કરૂણાકર કરુણા કરો, મોહતણો મદ ફેડ;
જીવવિવ એ લોકાંતણી, વૈરી મૂકે કેડ. ૩.

## ઢાળ ૫ મી.

જી હો મિથિલા નગરીનો એ ધણી;—એ દેશી.

જી હો જિનપતિ જગગુરૂ બોલિયા, જી હો કરૂણાનિધિ કૃપાલ;
જી હો ભવિક ભણી આશ્વાસના, જી હો દે જિનવચન રસાલ.
ચતુર નર ચેતો ચિત્ત મઝાર.
જી હો શિવ અભિલાષા થાય છે, જી હો ફળશે વંછિત સાર. ચતુર૦ એ આંકણી. ૧.
જી હો કલિયુગ શિવ પુર જાવતાં, જી હો રોધક થિયો અસમાન;
જી હો પાપી પચીયો પાપશું, જીહો હવે વધિયું ધર્મ ધ્યાન. ચતુર૦ ૨.
જી હો મોહ વિટંબન જે કરે, જી હો જાણું છું હું તેહ;
જી હો અવસર વિણ ઉદાસીનતા, જી હો ધર રહિયા નિજ ગેહ. ચતુર૦ ૩.
જી હો વીર વિવેક વારૂ અછે, જી હો તુમ દુઃખ ફેડણહાર;
જી હો સંયમશ્રીને પરણિને, જી હો જીપશે મોહ અપાર. ચતુર૦ ૪.
જી હો આખે સ્વામી વિવેકને, જી હો વિલંબ ન કીજે સાર;
જી હો નિજ ભુજબળ દેખાડિને, જી હો થાઓ સંયમ ભરતાર. ચતુર૦ ૫.
જી હો વીરકુલે એ કન્યકા, જી હો વીરવતા ગુણ ધીર;
જી હો શૂરભણી પરણે સહી, જી હો કાયરશું નહીં શીર. ચતુર૦ ૬.
જી હો કન્યાના ગુણ સાંભળો, જી હો અનુપમ રૂપ નિધાન;
જી હો બીજી નારી તેણિ પેરે, જી હો નહિં છે એહ વિધાન. ચતુર૦ ૭.
જી હો બીજી નારી સેવતાં, જી હો દેવતા નાસી જાય;
જી હો એ કન્યા પરણ્યાથકી, જી હો સેવક સુરપતિ થાય. ચતુર૦ ૮.
જી હો બીજી નારી ચાલતાં, જી હો પગ પગ બંધન થાય;
જી હો એ બંધનને છોડવે, જી હો પરમાનંદ સહાય. ચતુર૦ ૯.
જી હો બીજી નારી જુવાનને, જી હો વાંછે મનની ખાંત;
જી હો એ ગરઢા નરને ખુશી, જી હો એહની નવલી ભાંત. ચતુર૦ ૧૦.
જી હો લોકનાં દૂષણ જે અછે, જી હો ભૂષણ એહને થાય;
જી હો ભૂખ્યો દૂબળો એહને, જી હો મનમાં આવે દાય. ચતુર૦ ૧૧.
જી હો અશન વસન વાંછે નહીં, જી હો ઊષ્ણ ન વાંછે શીત;
જી હો કેશ ન ગૂંથે એકઠા, જી હો ભૂતલ શય્યા રીત. ચતુર૦ ૧૨.

જી હો સ્નાન વિના એ શુદ્ધ છે, જી હો ભૂષણ વિણુ એ રમ્ય;
જી હો વિણુ જમ્યાં વળિ ધારતી, જી હો ગુણગણુ રયણુ અગમ્ય. ચતુર૦ ૧૩.
જી હો વસ્ત્ર વિના ગુપતી રહે, જી હો સુરત વિના સુખદાય;
જી હો પ્રેમ વિના પ્રીત ધારતી, જી હો પરમ સમાધિ ઉપાય. ચતુર૦ ૧૪.
જી હો નરપતિ સુરપતિ ના ગમે, જી હો હલધર પણુ ન સુહાય;
જી હો એક વિવેકી શુદ્ધશું, જી હો પ્રીતિ કરે મન લાય. ચતુર૦ ૧૫.
જી હો નિયમ કર્યો છે એણિયે, જી હો રાધાવેધ સધાય;
જી હો પરાગું પિયુ પ્રીછી સહી, જી હો એ આવ્યું છેદાય. ચતુર૦ ૧૬.
જી હો એ કન્યા હાજર અછે, જી હો વર તું વીર વિવેક;
જી હો પરણાવે સંવર પિતા, જી હો ઢીલ ન કરિયે છેક. ચતુર૦ ૧૭.

## દોહરા.

એહ વચન સુણી હરખિયો, અરજ કરે મન લાય;
હું તુમને શું વીનવું, તું સર્વજ્ઞ કહાય. ૧.
સંહાલો સેવક અધૂં, ટાઢો શાલો જોર;
કઠિન સુણીજેં કન્યકા, વજ્રતણી પરેં ઘોર. ૨.
પણુ તુજ ચરણુ પ્રસાદથી, અતુલી બલ મુજ જોય;
મલયાચલ સંયોગથી, ચંદન તરૂવર હોય. ૩.
હુકમ લહ્યો સંવર સુતા, પરણાવે સુખકાર;
સાધે રાધાવેધને, તે સુણુજો સુવિચાર. ૪.

## ઢાળ ૬ ઠ્ઠી.

યત્તનીની દેશી.

સ્વયંવરા મંડપ મંડાવે, તિહાં વડ વડા ભૂપ બોલાવે;
હીયે નિહચેં થંભ રોપે, અતિ ઉંચો સબલ આરોપે. ૧.
આઠ આરા આઠ કર્મ, અતિ કાઠા તે નહિં નર્મ;
વેગેં કરી ફિરતા દીસે, મન વીર વિવેકનૂં હીસે. ૨.
વાણી ગતિ વિષમાકાર, ફરે ચક્રતણે અનુહાર;
તિણમાંહે તત્વ તે રાધા, રૂપ પૂતલી કીધ અબાધા. ૩.

જીવના જે આઠ પ્રદેશા, નિશ્ચલ મધ્ય રહે સુદેશા;
બીજા અસંખ્યાતા જેહ, તાતા તેલ તણી પરે તેહ. ૪.
તે સ્થંભ તણે અતિ પાસેં, ક્ષમા ઊપર લેઇ વાસેં;
ધર્મ નીરેં કરીને ભરિયૂં, પરમાગમ કુંડ કર ધરિયું. ૫.
નિજ ચેતન કીધ કબાણુ, તિહાં ધૂનો ધીરજ બાણુ;
ઇત રાતાઇ બહુલા પ્રાણી, આઇ ઉભા કબાણુને તાણી. ૬.
થંભને પણ હાથ લગાયા, પણ તત્વકલા નવિ પાયા;
નાખીને તીર કબાણુ, ઘણા નાઠા મૂઢ અજાણુ. ૭.
લોકેં બહુ હાસા કીધા, ફિર પાછા ચાલ્યા સીધા;
હવે વીર વિવેકની વારી, આવિ ઊભો કરિ હુસિયારી. ૮.
પહિલા જગનાથને વંદે, વળતો ગુરૂચરણ આનંદે:
વર તત્વ કલા જે રાધા, સીખાઈ જેણુ અગાધા. ૯.
આવ્યો તિણુ કુંડની પાસેં, ઝાલે બાણુ કબાણુ ઉલ્લાસેં;
સીધો કુંડા હવે થાપે, ચરમ ચક્રતણે રૂપ વ્યાપે. ૧૦.
કર્મચક્ર સ્વરૂપને દેખે, કુંડ દર્પણમાંહિ વિશેષેં;
લેઇ બાણુ કબાણુ ચઢાયો, ટંકાર શબ્દ સુણાયો. ૧૧.
ઉંચી દિશિ બાણુને બાંધે, નીચી દગ્ કરૂણા બાધે;
ભાવિત કરૂણા કરિ ગાઢી, શુદ્ધ શીલ કછોટી ડાઢી. ૧૨.
ક્રમ ચક્ર ફિરંતો ધારી, તિહાં અંતર જ્ઞાન વિચારી;
રાધાવેધના શેષને ભેદે, શુદ્ધ આતમ અનુભવ વેદે. ૧૩.
તબ જય જય શબ્દ ભણીજેં, વળી ધવલ મંગલપણુદીજેં;
વરસાવે ફૂલને દેવા, કરે વીર વિવેકની સેવા. ૧૪.
વરમાળા કન્યાયેં ઘાલી, પાસેં ઉભી આઠે આલી;
સખિયાં એ પ્રવચન માતા, તસુ ઉપની અધિકી શાતા. ૧૫.
હર્ષિત હૂઆ અતિ પ્રાણી, તરસ્યાં જ્યું લાધે પાણી;
તિહાં પરમ પ્રમોદ પ્રકાશે, શુભ ભાવના ભાવ નિવાસે. ૧૬.
પરસંગતણો હુઓ ત્યાગી, સૂધો મુનિ મુખ્ય વૈરાગી;
સંયમશ્રી પરણી નારી, અરિ જીપણને હુશીયારી. ૧૭.

## દોહરા.

ચોરી ચઢવાની હતી, હોંશ ઘણી મનમાંહિ;
પૂગી તેહ વિવેકની, ધરિ જિનવરની છાંહિ. ૧.
તીન ભુવનમેં યશ થયો, સારો હે સંસાર;
ભાગ અધિક એ વીરનો, લાધી સંયમ નાર. ૨.
પ્રેમ ઘણો પ્રમદા ધરે, પ્રીતમશું રસરંગ;
વિલસે વીર વિવેકશું, અનુપમ સુખ અભંગ. ૩.
વાસુદેવ વળી ચક્રવર્તી, સુરપતિ નરપતિ વૃંદ;
એહના સુખથી પણ અધિક, સુખ શોભા આનંદ. ૪.

## ઢાલ ૭ મી.

શ્રી જિનપ્રતિમા હો, જિન સરખી કહી;—એ દેશી.

વૈરાગી સૌભાગી હો, વીર વિવેક છે, નિરૂપમ ગુણ મણિ રાશિ;
ઉત્તમ આતમ હો, નિજ બલ ફોરિયો, અંતર વાસ સુવાસ. વૈરાગી૦ ૧.
જ્ઞાનાવરણી હો, કર્મ ઉદય કરી, દોય પરિસહ ધાર;
દર્શન મોહથી હો, એક પરિસહો, વેદની થાય અગ્યાર. વૈરાગી૦ ૨
એકજ હોવે હો, અંતરાય કર્મથી, ચારિત્ર મોહથી સાત;
એહવા પરિસહ હો, બાવિશ ઉપજે, સહે ખમે દૃઢગાત. વૈરાગી૦ ૩
પંચ મહાવ્રત હો, મેરૂ ઉપાડિયા, તૃણ જિમ ન ગણે ભાર;
બલવંત મહોટો હો, રિપુદલ જીપવા, ચરણ કરણ હથિયાર. વૈરાગી૦ ૪
દિન દિન અધિકો હો, સંયમ નારીશું, અધિક અધિક સસ્નેહ;
તપ જપ તેજેં હો, દીપે અતિ ઘણું, ક્રોધ દાવાનલ મેહ. વૈરાગી૦ ૫.
કરવતની પરેં હો, ક્ષત્રિવટ દોહિલી, શરણે રાખણહાર;
જંગમ સ્થાવર હો, સમભાવેં કરી, રાખે ચિત્ત મઝાર. વૈરાગી૦ ૬.
ઇક દિન આવી હો, જિનપતિ વિનવ્યા, હુકમ કરો મહારાજ,
અરિદલ ભાંજી હો, ભવ ભવ ભયહરૂં, વાલું શિવપુર રાજ. વૈરાગી૦ ૭.
સમયે દેખી હો, ભગવંત ભાખિયો, ન કરો ઢીલ લગાર;
મોહ મહીપતિ હો, હવે તું જીપસી, નહિં છે વિઘ્ન વિકાર. વૈરાગી૦ ૮.
અધિક કરારો હો, આશ્રમ મોહ છે, હજીય ન મૂકે કેડ;

તો હવે નિજ બલ હો, ભુજ બલ ફેરવી, અરિ નાખું ઉથેડ. વૈરાગી૦ ૯.
ઇણિ પરેં ચિન્તી હો, જયભંભા ભલી, વજડાવે શુભ વાર;
કટક સહાયી હો, સઘળૂં સજ કરે, અરિ જીપણ અધિકાર. વૈરાગી૦૧૦.
સામંત સખરા હો, સાથે વડ વડા, પુત્ર કલત્ર પરિવાર;
હય ગય પાયક હો, રથ ચતુરંગશું, તે સુણજો વિસ્તાર. વૈરાગી૦૧૧.

## દોહરા.

જય જય શબ્દ સહુ ભણે, માંગલિક મુખ ચાર;
અરિહંત સિદ્ધ ને સાધુ ધર્મ, એ ચારે સુખકાર. ૧.
શીખ દિયે હવે જગગુરૂ, સુણ વિવેક વડ વીર;
સમય માત્ર પણ મત ધરે, પ્રમાદસેંતી શીર. ૨.
માતા શીખેં ચાલજે, એ નારી અનુકુલ;
નિશ્ચે સન્નાહ તું પહેરજે, અરિ હોશે અકતુલ. ૩.

## ઢાળ ૮ મી.

ભવિક કમલ પ્રતિબોધવા, સાધુ તણ પરિવાર;—એ દેશી.

વિનય વિવેક વિચારશું, કરજે તું મહેલાણ;
વેશાસ ન કરે કેહનો, એ છે માહરી આણો રે;
સુણ સુણ શુભમતિ, તું છે ચતુર સુજાણો રે;
તો પણ આખિયે, રિપુ જીપણરો ટાણો રે. સુણ૦ એ આંકણી. ૧.
જન્મ થકી તું જાણ છે રે, પુરો પાત્ર સુપાત્ર;
તો પણ ઉપદેશ જાણીને રે, થાપી જેં તુજ ગાત્રો રે. સુણ૦ ૨.
તુજ વૈરી તીખો અછે રે, તું શીલો છે વીર;
એહુમાં બલ છે ઘણું રે, ઓ પાવક તું નીરો રે. સુણ૦ ૩.
શાંત રસીલો તું અછે રે, તે છે તામસ ધીર;
તું સુરતરૂ છાયા અછે રે, ઓ આતપના ભારો રે. સુણ૦ ૪.
નિજ ગુણ ને મત મૂકજે રે, રહેજે માતા પાસ;
અમિય કચોલાં એહનાં રે, લોચન છે ગુણ રાસો રે. સુણ૦ ૫.

ભવ વૈરાગ્ય એ તાહરો રે, સુત મહોટો શિરદાર;
મુખ આગેં રાખે સહી રે, જીપશે રિપુ પરિવારો રે. સુણુ૦ ૬.

સંવેગ નિર્વેદ લઘુ સુતા રે, જય કરશે તુજ જોર;
રણુ રસિયા રિપુ જીપશે રે, આતમનો બલ ફોરો રે. સુણુ૦ ૭.

સમકિત દૃષ્ટિ જે મંત્રવી રે, ધરજે કાજને મુખ્ય;
ઉદ્યમ સફલો એ હુશે રે, જાશે સઘળાં દુઃખો રે. સુણુ૦ ૮.

શમ દમ તપ જપ ઉમરા રે, વડ વડા વીર વિખ્યાત;
આદરજે તું એહને રે, દુશમનને કરિ ઘાતો રે. સુણુ૦ ૯.

જ્ઞાન તલાર એ તાહરો રે, બુદ્ધિતણો ભંડાર;
સ્વસમય પરસમય જાણુ છે રે, રિપુદલ ભાર ઉતારો રે. સુણુ૦ ૧૦.

સામાયિક આદેં કરી રે, આવસ્યક નિર્ધાર;
તે તુજ પુરોહિત આખિયે રે, તેહને મત વીસારો રે. સુણુ૦ ૧૧.

દશવિધ યતિ ધર્મ હાથિયા રે, ફોજોના શણગાર;
શીલંગ રથ તે રથ ભલા રે, સંખ્યા સહસ અઢારો રે. સુણુ૦ ૧૨.

નવ નવ તપ ભેદ તુરંગ છે રે, તીખા તેજી વેગ;
તે ઉપર બેસી કરી રે, દીપાવે નિજ તેજો રે. સુણુ૦ ૧૩.

શુભ પરિણામ તે સાબતા રે, પાયક પ્રૌઢા પદૂર;
તુજ મુખ આગેં રણુ ભિડે રે, રાખે આપ હજૂરો રે. સુણુ૦ ૧૪.

પ્રાયશ્ચિત્ત તે કેમ છે રે, તેહને લેજે સાથ;
ઘાયલને એ સજ કરે રે, સિદ્ધિ સખરી જસુ હાથો રે. સુણુ૦ ૧૫.

રાણી બેહુ સાથ લે રે, જે છે બુદ્ધિનિધાન;
નારી જાણુ ન પરિહરે રે, કુણુ શૂરો એ સમાનો રે. સુણુ૦ ૧૬.

## દોહરા.

ઇમ સુણી વીર વિવેક હવે, આવે નારી પાસ;
આખે સુંદરી સાંભળો, ધરી મનમાં ઉલ્લાસ. ૧.

જિનવર વચન હુઓ અછે, નારી લેજો સાથ;
તુમચો સ્યો આલોચ છે, સ્ત્રી બોલી સુણુ નાથ. ૨.

## ઢાળ ૯ મી.

વાડી ફૂલી અતિ ભલી, મન ભમરા રે;—એ દેશી.

કર જોડી કામિની કહે, મુજ ભમરા રે;
સુણ સાહિબ ભરતાર, લાલ મુજ ભમરા રે;
કટક યાત્રા ભણી થેં ચલ્યા. મુજ૦ મેં પણ થાહુરે લાર. લાલ૦ ૧.
તનુ છાયા જયું મેં અછાં, મુજ૦ કેડ ન મૂકું આજ; લાલ૦
ચંદ્રકલા ચંદ્ર સાથ છે, મુજ૦ વાદલ સાથેં ગાજ. લાલ૦ ૨.
સાહિબ બાગ સમાન છે, મુજ૦ મેં વેલી વિસ્તાર; લાલ૦
થેં સરોવર નીરેં ભર્યાં, મુજ૦ મેં કમલિની સુખકાર. લાલ૦ ૩.
તું જીવન તું આતમા, મુજ૦ તું અમ પ્રાણાધાર; લાલ૦
તુમ વિરહો ન ખમી શકું, મુજ૦ દેખી રહ્યો કિરતાર. લાલ૦ ૪.
શક્તિ અમારી દેખજો, મુજ૦ રિપુદલ ભેલો જેથ; લાલ૦
શૂરા પૂરા દેખશે, મુજ૦ કસવટી અમચી તેથ. લાલ૦ ૫.
અવર નારી સમ હું નહિં, મુજ૦ રાજસુતા રજપૂત; લાલ૦
રિપુદલ તૃણસમ લેખવાં, મુજ૦ નિજ ઘર રાખ્યાં સૂત. લાલ૦ ૬.
વીર વિવેક ખુશી થયો, મુજ૦ પ્રમદાની સુણિ વાત; લાલ૦
સામંત સઘળા તેડિયા, મુજ૦ એહ વિચાર કહાત. લાલ૦ ૭.
આપ આપણી નારીને, મુજ૦ લેજો સઘળી સાથ; લાલ૦
જીત હુશે એ શક્તિથી, મુજ૦ કહિયો છે જગનાથ. લાલ૦ ૮.
પ્રશમ સામંતેં તબ ગ્રહી, મુજ૦ ક્ષમા નારી જસુ નામ; લાલ૦
માર્દવ વરી પ્રિય નમ્રતા, મુજ૦ સાથ હુઇ અભિરામ. લાલ૦ ૯.
આર્જવ સામંતેં ગ્રહી, મુજ૦ પ્રસન્નતા નામે નાર; લાલ૦
સંતોષ સામંતેં ગ્રહી, મુજ૦ ધૃતિ લલના સુખકાર. લાલ૦ ૧૦.
વિમલબોધ શુભ માર્ગણા, મુજ૦ લીધી સુંદર સાર; લાલ૦
પુરોહિત આસ્તિકયબુદ્ધિને, મુજ૦ લીધી પત્ની તિવાર. લાલ૦ ૧૧.
શેઠ સત્યવાણી વધૂ, મુજ૦ વેદકતા મંત્રી નાર; લાલ૦
ભવમંદા પુત્ર તે ગ્રહી, મુજ૦ નારી પ્રેમ ઉદાર. લાલ૦ ૧૨.
ઘણિ પરેં સઘળે સાથીયેં, મુજ૦ સાથેં લીધી નાર; લાલ૦

હુકમ હુવો સાહિબતણો, મુજ૦ વેગેં હૂઇ અસવાર. લાલ૦ ૧૩.
પાંચેઇ હથીયાર બાંધિયા, મુજ૦ ઝગમગ જ્યોતિ અપાર; લાલ૦
ઉજ્જ્વલ શુક્લ ધ્યાન છે, મુજ૦ હથિઆરમાં શિરદાર. લાલ૦ ૧૪.
જહર જોસણ ગુરૂશીખ તે, મુજ૦ પહેરી રક્ષા કાજ; લાલ૦
સકળ સજાઇ લેઇ કરી, મુજ૦ મગન કરે મહારાજ. લાલ૦ ૧૫.

## દોહરા.

સાધુ સંયમ ગજરાજ દઢ, વરદાયી વડ વીર;
પ્રવચન પુરથી ચાલિયા, સાથ વડ વડા ધીર. ૧.
મોહ મહીપતી જીપવા, શુરા પૂરા સાથ;
વીરબલેં ધરતા થકા, જય લક્ષ્મીના નાથ. ૨.
નવ નવ ગુણઠાણ ભૂમિકા, આક્રમતા તિણિવાર;
પસરી કીર્ત્તિ દહદિશેં, હરખ્યાં લોક અપાર. ૩.

## ઢાળ ૧૦ મી.

( પાસ જીણંદ જુહારિયેં;—એ દેશી. )

વરદાયી વીર ગાઇયેં, જગ સઘલેઇ યશવાસો રે;
હિંસક ચોર નાસી ગયા, તમ નાસેં સૂર પ્રકાશો રે. વરદાયી૦ ૧.
મિથ્યાભ્રમ દૂરેં ગયા, હવે કપટ ક્રિયા રહી દૂરો રે;
અપૂર્વ કરણ કરતો હવે, પ્રતપ્યો નિજ તેજ પંડૂરો રે. વરદાયી૦ ૨.
ભૂર ભવિક ભટ કટકમાં, આવીને ભેળા થાયો રે;
વાહલેં જીમ નદિયાં વદે, રિપુ જીપણ સબળ ઉપાયો રે. વરદાયી૦ ૩.
ગામ નગરનાં ભેટણાં, નવ નવલા સમ રસ લેવે રે;
નમતા ખમતા તસુ દેખીને, ઉપદેશ તે શિરપાવ દેવે રે. વરદાયી૦ ૪.
મંત્રી સઘળાને કહે, સુખ થાશે ધરો વીર આણો રે;
મોહતણો ભય મિટ ગયો, હવે ધરજો મન શુભ ધ્યાનો રે. વરદાયી૦ ૫.
દુઃખ દોહગ દૂરેં ગયાં, ગયા આધિ વ્યાધિ વિકારો રે;
રોષ વિરોધ વિલય ગયા, સમતાયેં શ્રી સુખકારો રે. વરદાયી૦ ૬.
પરમ પ્રતીતિ પ્રગટ ભઇ, ધન વૂઠો જ્યું હરી કાયો રે;
પાપ તાપ દૂરેં ગયા, ભવિ લોકાંને મન ભાયો રે. વરદાયી૦ ૭.

શ્રીજિનચંદ્ર સૂરીશ્વર, જસુ નામેં સુખ અપારો રે;
દયાકુશલ પાઠકવર, ગુરૂ ગિરૂઆ ગુણ ભંડારો રે. વરદાયી૦ ૮.
તાસુ પ્રસાદેં એ રચ્યો, ખંડ પાંચમો ભવિ ઉપકારો રે;
ધર્મમંદિર કહે સાંભળ્યાં, લાભીજેં સુખ શ્રીકારો રે. વરદાયી૦ ૯.

---

## ખંડ ૬ ઠ્ઠો.

### દોહરા.

શ્રીજિનવાસ સુવાસ નિત, મહોટો મહિમા નિધાન;
ચરણ કમળ શ્રીપાસનાં, પ્રણમું પરમ પ્રધાન. ૧.
ઇણ અવસર હવે મોહ નૃપ, ચર મુખ સાંભળી વાત;
સાધે સઘળા દેશને, વીર વિવેક વિખ્યાત. ૨.
માની મછરાળો ઘણું, પર ઉન્નત ન સુહાય;
નિજ મંત્રીને તેડીને, આખે ચિત્ત લગાય. ૩.
આયો વૈરી છલ કરી, સિંહ તણી પરેં એહ;
પાછાં પાગલાં દેઇને, ફિર માંડ્યો મતિ ગેહ. ૪.
મેં પહિલાંહી જાણિયું, અવસર સાધ્યો એણ;
થેં મનમાં હરખ્યા ઘણું, ભાગો કાયર એણ. ૫.
મલ્લતણો બલ મલ્લ વિણુ, જાણે નહિં છે કોય;
મુગ્ધમને થેં મૃગ અછો, છલ બલ હવે સ્યો હોય. ૬.
નયણ પ્રમુખ બોલ્યા હવે, સુણ સ્વામી મોહરાય;
ન કરો ચિન્તા એવડી, કરશું દાય ઉપાય. ૭.

### ઢાળ ૧ લી.

આજ નિહેજો રે દીસે નાહલો;—એ દેશી.

મોહ મહીપતિને ઇમ વીનવે, કર જોડીને કામ;
તુજ મુખ આગેં વડ વડા વીર છે, ધર ધીરજ અભિરામ. મોહ૦ ૧.
એ કૂકર જ્યું ફિરે અબ નાસતો, દેખાડું છું શૂર;
ખજૂઓ ત્યાં લગી જ્યોતિ કરે ફિર્યો, જ્યાં નવિ ઉગ્યો સૂર. મોહ૦ ૨.

અવસરથકી જે તેજ લહી કરી, નીચ દૂઇ દુઃખ જાય;
સૂરજ જ્યોતિ ન દાહક તેહવી, જેહવી વેલૂ થાય. મોહ૦ ૩
ટીટોડી પંખીની પરેં હવે, પાઉ ધરેં છે એહ;
મિંડકની પરેં સોર કરે રહ્યો, અલ્પ લહીને મેહ. મોહ૦ ૪.
વરસાલાના જ્યું વહે વાયરા, ઓછાના જ્યું નેહ;
એહની પણ છે પરહચ્છ સંપદા, ઝટક દેખાડે છેહ. મોહ૦ ૫.
આજ ન કોઈ તુજ જોડે અછે, સુરપતિ નરપતિ જોય;
સંસારી પ્રભુતા પૂરી લહી, તુજ સમ તુંહીજ હોય. મોહ૦ ૬.
હેલા ખેલામાં જગ જીપીયો, તું ગિરૂઓ ગંભીર;
નહાનાશું થેં યુદ્ધ કરો નહિં, સરિખા સરિખી ભીર. મોહ૦ ૭.
જનકેં કાઢ્યો ઘરથી એહને, ફરિયો દેશ વિદેશ;
અરિહંત નૃપ સેવાથી ઇણે લહ્યો, રુદ્ધિતણો લવલેશ. મોહ૦ ૮.
એહની ચિન્તા મનમાં મત ધરો, મત લ્યો એહનું નામ;
ચણક ઉછલિયો ભાવિ ન ભાંજશે, લોક ઉખાણો આમ. મોહ૦ ૯.
ઇમ સુણી મોહ મહિપતિ બોલિયો, મલકીને મન માંહી;
હાથ ન દેખ્યા છે તેં એહના, તો ઇવડો મદ કાંહી. મોહ૦ ૧૦.
અવગણના એહવી નવિ કીજીયેં, એ ઊંડા અસરાલ;
વૈરી વ્યાધિ ન નહાના જાણિયે, દુઃખ સરોવરની પાલ. મોહ૦ ૧૧.
મોહ નહીં કે એહ નહિં હુવે, એહુમાંહે એક વાત;
અવસર આવ્યાં ટાલો કિમ હુવે, તાપ મુખેં ગલે ધાત. મોહ૦ ૧૨.
યુદ્ધ કર્યા પણ ક્ષત્રી ધર્મ નવિ રહે, ન ધરું મમતા એહ;
ધર્મમંદિર કહે મોહ મહા બળી, હુકમ કીયો સુણો તેહ. મોહ૦ ૧૩.

## દોહરા.

પાખંડી સેવક ભણી, કહેવે છે વડ વીર;
મિથ્યાવાણી ભેરી એ, વજડાવો ધરિ ધીર. ૧.
ભેરી શબ્દ સુણી કરી, સજ્જ હુઆ ભટ વૃંદ;
જય લક્ષ્મી વરવા ભણી, મન આણે આનંદ. ૨.
મન્મથ સુત આદેં કરી, વડ વડ વીર નરિંદ;
સજ્જાઇ સબળી કરે, ભાંજણ અરિદલ ફન્દ. ૩.

### ઢાળ ૨ જી. રાગ મારૂ.

ऋषभ देव मोरा हो;—એ દેશી.

અભિમાની હો રાજા અભિમાની હો, મોહ મહિપતિ કોપિયો;
મનમાં ક્રુદ્ધ ધ્યાની હો, રાજા અભિમાની હો. રાજા૦ ૧.
જડતા નારી તિણે સમે, શ્રૃંગાર બણાવે હો;
માંગલિક મુખ ઉચ્ચરે, અઘ તિલક કરાવે હો. રાજા૦ ૨.
હિંસા હરિણાક્ષી મળી, જય મંગળ ગાવે હો;
બાળ ગોપાળ સહુ ભણે, મોહ ચઢતે દાવે હો. રાજા૦ ૩.
પાપ શાસ્ત્ર ભટ બોલિયો, બિરુદાવલી નીકી હો;
વિવેક વીરની હોય જો, સેના સબ ફીકી હો. રાજા૦ ૪.
અનરથ દંડ કબાન લેઇ, વાંકી અતિ તીખી હો;
મતિ અજ્ઞાન ભાથડા ભર્યાં, બાણાવળિ શીખી હો. રાજા૦ ૫.
તાપ સ્વભાવ તે ટોપ છે, તર્જન અતિ લીધી હો;
મદ સન્નાહ તે પહેરિયું, જિનશાલી કીધી હો. રાજા૦ ૬.
મિથ્યાવાદ વાજિત્ર ઘણાં, વાજે તિણ વેળા હો;
વજ્ર થઇ શૂરા સહુ, તબ હૂવા ભેળા હો. રાજા૦ ૭.
ભારી કર્મતણે ઉદે, મુહૂર્ત્ત તિહાં સાધ્યો હો;
નીચ સંગ ગજપર ચઢી, જાણે જય વાધ્યો હો. રાજા૦ ૮.
પાપ વિકાર પ્યાદા ઘણા, મુખ આગેં કીધા હો;
આર્ત્ત ધ્યાન બંધૂક લેઇ, હવે વંછિત સીધાં હો. રાજા૦ ૯.
પાપ મનોરથ રથ ભલા, સજિયા રણ સારૂ હો;
કામ વિકાર તુરંગમાં, વાયુ વેગ જ્યું વારૂ હો. રાજા૦ ૧૦.
અતિ અભિમાન તે હાથિયા, પર્વત સમ દીસે હો;
મેઘતણી પરેં ગાજતા, મોહ દેખા દીસે હો. રાજા૦ ૧૧.
પ્રમાદ સેનાની કિયો, આપ મોહેં માન્યો હો;
ચતુરંગ સેનાયેં પરવર્યો, અબ નાયક જાણ્યો હો. રાજા૦ ૧૨.
નરપતિ તેડીને કહે, હોજો હવે શૂરો હો;
તેં શ્રુતજ્ઞાની પાડિયા, પરતો તુજ પૂરો હો. રાજા૦ ૧૩.

મેરૂથકી દક્ષિણ દિશે, પ્રાયેં પરમાદો હો;
બાંધ્યો મોહપ્રસાદથી, અધિકો ઉન્માદો હો. રાજા૦ ૧૪.

### દોહરા.

ઇણપરેં જોરો મોહનો, સુણિયો વીર વિવેક;
સજ્જ હુવે ઇક તાનશું, જૂઝણુની ધરિ ટેક. ૧.
દૃગ્ગોચર દલ મોહનાં, ઇક દિન મળિયાં આય;
પર દલ દરિયાવેલ જ્યું, કાયરને મન થાય. ૨.
આનંદ અધિકો શૂર મન, જાણે આજ વિવાહ;
આરણ ભેલણુરો કરે, મનમાંહે ઉત્સાહ. ૩.
ઝબકે દામિનીની પરેં, કૂદાવે હથિયાર;
ઉન્નમિયા આષાઢ જ્યું, ઘોરઘટા જલધાર. ૪.
સમરાવે રણભૂમિકા, વિષમ વિદારે દૂર;
વીર વિવેકતણો ભલો, રાજનીતિ અંકૂર. ૫.
હવે મનમંત્રી પણ તિહાં, આવે સુતને પ્રેમ;
ક્ષણ વિવેક ક્ષણ મોહશું, જાય મળે છે એમ. ૬.
તિહાં જાયેં તબ તેહનો, જય વંછે મન એહ;
ઇણ અવસર વિચ આવિયા, સંધિપાલ સુસનેહ. ૭.
ઇહાં છે અધ્યવસાય તે, સંધિપાલ સુખદાય;
પહેલી વીર વિવેકને, અરજ કરે મન લાય. ૮.

### ઢાળ ૩ જી.

ઉઠ કલાલણી ભર ઘડો હે, નયણે નીંદ નિવાર;—એ દેશી.

સુણ સાહિબ અમ વીનતિ હો, મન દેઇને આજ;
સેવક મેં નહિં કેહનો હો, સાધું અવસર કાજ;
રાયજાદા વીરા હો, થેં રાજન છો રઢીયાલ. રાય૦ એ આંકણી. ૧.
હિત વાણી છે અમતણી હો, હૃદય કમલ સુવિચાર;
તું પ્રભુ આજ હુઓ સહી હો, ભાગ્યતણે અનુસાર. રાય૦ ૨.
પણ એ મોહ નૃપ આવિયો હો, જૂનો રાજા તેહ;
અવગણિયેં કયું એહને હો, અનંત યુગારો જેહ. રાય૦ ૩.

કટક વિકટ સબળો ઘણો હો, વળી પૂરો પરિવાર;
વડ શાખા જ્યું વિષ ભર્યો હો, વ્યાપિ રહ્યો સંસાર. રાય૦ ૪.
કોટ ખજાનો કાં નહી હો, જ્યું માનસ અંભોજ;
સકલ ક્રિયામેં સુંદરુ હો, કુણુ લે ઇણરો ખોજ. રાય૦ ૫.
ઇન્દ્ર ચન્દ્ર નાગેન્દ્ર જે હો, માને એહની આણ;
અવર ન કો એહવો અછે હો, ઇણશું સાધે વાણ. રાય૦ ૬.
જો થેં મોહ ન માનિયો હો, એને દોષ ન કોય;
હંસ ભણી વહાલો નહિં હો, મેહ કયું ભૂંડો હોય. રાય૦ ૭.
બહુ જનને જે વાલહો હો, તિણશું કયું રીસાય;
અન્ન અધિક પ્યારો સહુ હો, અંત સમે ન સુહાય. રાય૦ ૮.
પગ પગ દેખૂં એહનો હો, લશ્કર લાંગર જોર;
મોહ સેના સાગર જિસી હો, તુજ દલ એકો કોર. રાય૦ ૯.
તીન ભુવનમાં એ અછે હો, તું ઇક નરમેં હોય;
તે પણ આરજમાં વસે હો, તિહાં પણ ભવિજીવ કોય. રાય૦ ૧૦.
તિહાં પણ શુભ મતિમાં વસે હો, વળી રૂચિ શુદ્ધ પ્રતીત;
તે લોકોનો રાજિયો હો, તું છે લોકાતીત; રાય૦ ૧૧.
તાહરી સેના પણ સહુ હો, તેહને મિલશે જાય;
તે મુખ વિરલો થોભશે હો, અર્ક તૂલ કરે ન્યાય. રાય૦ ૧૨.
કુણુ ન સેવે તેહને હો, ભવ્ય અભવ્ય અપાર;
કોઇક વિરલો થોભશે હો, તુજ વેળા નિરધાર. રાય૦ ૧૩.
તું હમણાં વાધ્યો અછે હો, ઘટતાં નહિં છે વાર;
ઓ અનાદિ વાધ્યો રહે હો, અમર કીધા અવતાર. રાય૦ ૧૪.
તું સેવક ને સુખ દિયે હો, અખય અગોચર જેહ;
ઓ ઇન્દ્રિયને સુખ દિયે હો, મુખ મીઠા છે તેહ. રાય૦ ૧૫.
તું સેવકને દાખવે હો, ગિરિ કંદર વન વાસ;
ઓ આપે સેવક ભણી હો, મંદિર નારી વિલાસ. રાય૦ ૧૬.
તું પરિવારને છોડવે હો, એકાકી ઠહરાય;
ઓ મેળે પુત્ર મિત્રને હો, લોકોને મન ભાવ. રાય૦ ૧૭.
બૂઢા સેવક તાહરા હો, જૂના જર્જર તેહ;

અરણુ તરુણુ તીખા ઘણું હો, તસુ સેવક સુસનેહ રાય૦ ૧૮.
તેહ ભણી તે સેંતી ક્રીસી હો, ખસ ખૂટણુની વાત;
ફિરજાવો નિજ ઘર ભણી હો, અમ મન એહ સુહાત. રાય૦ ૧૯.

## દોહરા.

ઇમ કહીને ચૂપ કરિ રહ્યા, સંધિપાલ તિણવાર;
હસી કરી વીર વદે તિહાં, વાહ વાહ મતિસાર. ૧.
મોહતણો મહિમા કહી, જાણ્યાં વચન વિશાળ;
ક્યું કર છાનો હોયશે, મા આગેં મોશાળ. ૨.
મેં જાણ્યો પ્રીછ્યો અછે, છલ બલ એહનું દીઠ;
વ્યાઘ્રમુખેં એ શિયાળ છે, તુમને લાગે મીઠ. ૩.

## ઢાળ ૪ થી.

વીર વખાણી રાણી ચેલણાજી;—એ દેશી.

વીર વિવેક વળતો કહે જી, સાંભળો થેં સંધિપાલ;
વીચ કરો ભલ માણસાં જી, ગુણ કહ્યા આલપંપાલ. વીર૦ ૧.
મેહ વહાલો સહુને હુવે જી, હંસને ન્યાય સુહાય;
પંખ કરે દિન તમ કરે જી, શ્યામ કબ ઉજ્જવલ થાય. વીર૦ ૨.
માનસવાહી હંસ છે જી, ઉજ્જવલ મોતિ આહાર;
પંખ બેહુ ધવલી કરે જી, દુધ પાણી કરે સાર. વીર૦ ૩.
કટક ઘણું તસુ આખિયું જી, ભુંગર તૂસ સમ તેહ;
ત્યાં લગી ધૂલી ઉડે ઘણી જી, જ્યાં લગી વૂઠો ન મેહ. વીર૦ ૪.
લોહ સમ તે જગમેં ઘણા જી, હેમ તે અલ્પ તું જોય;
ચંદન વન વન નવિ હુવે જી, ગજ ગજ મોતી ન કોય. વીર૦ ૫.
તિમિરતણી પરેં તે ઘણા જી, સૂરજ એકજ થાય;
અંકુશ કેવડો ગજ કિહાં જી, શંકુની વાત ઠહરાય. વીર૦ ૬.
રંકનાં વૃંદ સ્યાં કામનાં જી, એકજ શ્રીમંત સાર;
સિંહ એકો બહુ ત્રાસવેજી, શિયાળની કાંઇ નહિં કાર. વીર૦ ૭.
અમર થેં એહને આખિયો જી, દેખસ્યાં તે હવે આજ;
કસવટી આપથી આખશે જી, જૂઠી એ શરદની ગાજ. વીર૦ ૮.

બાહ્ય સુખ દેખીને રાચિયા જી, એહના સેવક ભૂર;
અન્તર સુખ નવિ અનુભવ્યો જી, આતમ અનુભવ નૂર. વીર૦ ૯.
ભોગ સંયોગ જે એ હિયે જી, તિહાં પણ મ્હારૂં સુખ;
એહથી નિઃકેવલ નરક છે જી, ઘોર અતિ જોર દે દુઃખ. વીર૦ ૧૦.
ભવ જળ તારણ એકલા જી, કુટુંબનું ત્યાં નહિં કામ;
રાગ કરી મોહિયા મોહશું જી, જાણિયું નહિં નિજ ધામ. વીર૦ ૧૧.
થાહરો વાંક ઇહાં કો નહિં જી, વડ વડા ભોળવ્યા ધીર;
કૃષ્ણ કલેવર લેઇ ભમ્યો જી, બલભદ્ર મોહ કરી વીર. વીર૦ ૧૨.
ક્રોધથી કંસ ચૂકયો સહી જી, માન દુર્યોધન દેખ;
દંભ ઉદાયન નૃપ મારિયો જી, લોભ સંભૂમ વિશેષ. વીર૦ ૧૩.
કંડરિક પ્રમાદેં પાડિયો જી, ચંડપ્રદ્યોતન કામ;
રાગથી બ્રહ્મદત્ત દુઃખ લહ્યાં જી, દ્વેષથી કોણિક આમ. વીર૦ ૧૪.
વ્યસનથી કીચક ચૂકિયો જી, કપિલ મિથ્યાત્વથી જેમ;
પાખંડ સંગ કુસંગથી જી, બહુ નર ચૂકિયા એમ. વીર૦ ૧૫.
જગત જન પીડિયા બહુ પરે જી, મોહ નિઃકારણ શત્રુ;
તેહ અન્યાય હું કેમ સહું જી, થેં સુણો મ્હારા મિત્ર. વીર૦ ૧૬.
માહરે સેવકેં કો કદેં જી, આચર્યો હોય અન્યાય;
તેહનું નામ લેઇ દાખવો જી, શીખ દેઉં સુખદાય. વીર૦ ૧૭.
ધર્મથી જય હુવે જગતમેં જી, પાપથી ક્ષય કહેવાય;
એહ બેહુ વાતાં અછે જી, આદરો મન તણી દાય. વીર૦ ૧૮.
જિમ જિમ ખુંદ ખમે એહના જી, વળી કીયાં વચન પ્રમાણ;
તેમ તેમ એ શિર ચઢિ ગયો જી, શીખ દેશિં અભિરામ. વીર૦ ૧૯.

## દોહરા.

એહ વચન સુણિ વીરનાં, સંધિપાલ ગયા ધામ;
હવે શ્રી વીરવિવેક નૃપ, યોદ્ધાને કહે આમ. ૧.
શૂરા પૂરા સાંભળો, આયો છે રણ એહ;
હાથ તમારા દેખસ્યાં, અરિ દલ કાદિમ એહ. ૨.
સાથી હાથી છો તમેં, અરિદલ એહ કરીર;
જય લક્ષ્મી વરસ્યાં હવે, જો કરશો થેં ભીર. ૩.

હાર મુકુટ કેયુરેં કરી, શોભા શુરા નાંહિ;
રિપુ સન્મુખ ધાયેં કરી, યશ પસરે જગમાંહિ. ૪.
અસિ ધારા તીરથ અછે, દેવતણી ગતિ દેય;
નિજ ભુજ બળ સંભારિને, સામ ધર્મ ધરિ ધેય. ૫.
અંગજ અંગ ને અંગના, રાજ કાજ જીવ પ્રાણ;
ત્યાં લગી સઘળા વલ્લહા, જયાં ન મિલે અરિ બાણ. ૬.
વાહન કવચેં શસ્ત્ર ભરી, વહે આડંબર એમ;
અંતરંગ સાહસ વિના, જય પદ પ્રાપ્તિ કેમ. ૭.
બોલો કુણ ક્યાં શોભશે, નિજ નિજ લેઇ પરિવાર;
કોણ કોણ કેહને જીપશે, તબ બોલ્યો સુત સાર. ૮.

## ઢાળ ૫ મી. રાગ સોરઠ.

એવા બાહિરા કહિયે કો સેવક;—એ દેશી.

નંદન ભવ વૈરાગ વદે તબ, વિનયવંત વરદાય;
સાહિબ આગેં નિજ ગુણ વર્ણન, કહો કિણ કીધો જાઇ. નંદન૦ ૧.
પણ સાહિબ જે પુછી વાણી, તસુ ઉત્તર હું આખું;
અરિ મુખ ઝાલું પહેલી અણિયેં, ટેક ભલી પરેં રાખું. નંદન૦ ૨.
ચક્રતણી પરેં ભવ ભવ ફેરે, ભૂર ભવિકને જેહ;
વિપરિત ભાવ અભાવ વડો અરિ, હું વશ કરશું તેહ. નંદન૦ ૩.
શમરસ રસ આદિ કરીને મહારા, અંતર સેવક તાજા;
કરકંડૂ આદિક દેઇને, બાહિજ સેવક સાજા. નંદન૦ ૪.
પંચમ ગુણ ઠાણકની ધરતી, દેશ વિરતિ જયદાઇ;
દેશેં ઉણી પૂરવ કોડી, માન્ય કહું મન લાઇ. નંદન૦ ૫.
ધર્મ ધ્યાન મધ્યમ ત્યાં જાણો, પ્રતિમા શ્રાવક કેરી;
ખટ આવશ્યક કિરિયા કીજેં, વ્રત લઘુ શુદ્ધ વિહારી. નંદન૦ ૬.
સડશઠ પ્રકૃતિતણો તિહાં બાંધી, મોહતણો મદ ગાળું;
અપ્રત્યાખ્યાનતણો ક્ષય કીધો, વૈરકદમી વાળું. નંદન૦ ૭.
આનંદ ને કામદેવ કહીજેં, તે મુજ સેવક સારો;
ખટ આવશ્યક પુરોહિત કેરો, એ રણખેત વિચારો. નંદન૦ ૮.

હવે સંવેગ ને નિર્વેદ બેઉ, લઘુ સુત ભોળા શૂરા;
મોહ મહિપતિનું દલ મોડું, ભુજબલી ભીમ સનૂરા. નંદન૦ ૯.
છઠ્ઠો સત્તમ ગુણઠાણુ ધરતી, તે રણ ખેત બુહાર્યો;
અન્તર મુહૂર્ત્ત સ્થિતિ મતિ બેહુ, ચઢી ઉતાર નિહાર્યો. નંદન૦ ૧૦.
ત્રેસઠ પ્રકૃતિ પ્રમત્તે બાંધે, સત્તર અઠાવન્ના;
મોહતણું બલ પલ પલ છીજે, સહુ વદે ધનધન્ના. નંદન૦ ૧૧.
નિરાલંબ ધર્મ ધ્યાન વિશુદ્ધા, તેહિજ અંતર વેલી;
પાંચે પાંડવ બાહિજ સેવક, કાઢે મોહને ઠેલી. નંદન૦ ૧૨.
અપ્રમત્ત ગુણઠાણથી કરસું, અપૂર્વ ધ્યાન વિચારી;
ગુણશ્રેણીયેં ગુણ નિજ સંક્રમ, ક્રિયા દૂર નિવારી. નંદન૦ ૧૩.
સત્તમ અંતે શુકલ ધ્યાના, સામો આવે શૂરો;
મોહ મહીપતિનું બલ ધ્રૂટે, અનુભવ હોય સનૂરો. નંદન૦ ૧૪.
ઇણિ પરેં પુત્રેં ફોજાં ઝાલ્યા,હવે સમકિત મંત્રી બોલે;
ભવજળ તારણ પોત પ્રવીણો, કુણ આવે મુજ તોલે. નંદન૦ ૧૫.
એ સંસાર અાદિ અપારા, મિથ્યાભૂષણ ભારી;
ત્યાં ભવિજનને હાથ ગ્રહીને, હું ઊતારૂં પારી. નંદન૦ ૧૬.
દેવ ગુરૂ ધર્મ તત્વ દેખાઉં, ભાંજું કર્મ વિકારા;
શ્રદ્ધા કરૂણા આતમક માહરા, અંતર સેવક સારા. નંદન૦ ૧૭.
બાહિજ સેવક શ્રેણિક કેશવ, ઇત્યાદિક બહુ લહિજેં;
ક્ષાયિક ભાવ ખજીનો પામી, વિરતિ ક્રિયા નવહીજેં. નંદન૦ ૧૮.
તેત્રીશ સાગર કિંચિત્ અધિકો, માન કહીજેં એહી;
ચોથે ગુણઠાણે બહુ લાભે, ધર્મરાગી ગુણ ગેહી. નંદન૦ ૧૯.
પ્રકૃતિ સત્યોત્તર ચોથે બાંધે, ભુંડી પ્રકૃતિ નિવારે;
ધર્મ ધ્યાન મંદો સહુ દીસે, આરત રૌદ્ર વિચારે. નંદન૦ ૨૦.
મોહતણો મંત્રી મિથ્યાદગ્, તે હું જીપન જોરે;
મોહતણું દલ મુડશે તબહી, દેખાડે નિજ તોરે. નંદન૦ ૨૧.
ઇણિપરેસમકિત મંત્રીયે આખ્યો,ભુજબલ કીધપ્રકાશો;
ધર્મમંદિર કહે અધિકો કીયો, વીર વિવેક ઉલ્લાસો. નંદન૦ ૨૨.

## દોહરા.

ઉપશમ શૂરો બોલિયો, સુણુ સ્વામી મુજ વાણુ;
શ્રેણિસુથિર રણ આદમો, ગુણઠાણે ગુણ ખાણ. ૧.
આળસ નિદ્રા ભય સકળ, દૂર નિવારૂં સંગ;
ક્રોધ જોધને જીપશું, નવ ગુણઠાણે રંગ. ૨.
ક્રોધ દાવાનળ ક્રૂર છે, સંતાપ્યો સંસાર;
હું સઘળાને સુખ કરૂં, નિજ ગુણ અમૃત ધાર. ૩.
શત્રુ મિત્ર સમ ભાવને, અન્તર મુજ પરિવાર;
સાગરચંદ નાગદત્ત બહુ, બાહિજ સેવક સાર. ૪.

## ઢાળ ૬ ઠી.

જેટલે ભાર ધાંગુ જે રાજ, વાતાં કેમ કરો છો;—એ દેશી.

નવમે ગુણઠાણે વળી શિક્ષા, શૂરા પૂરા સારા.
મોહતણો હવે મદ ઉતારૂં, શુકલ ધ્યાન હથિયારા;
મ્હોટો માર્દવ શૂર સુજાણ, અરજ કરે કર જોડી. એ આંકણી. ૧.
ગાઢો અનમી માન જે વૈરી, જીપીશ હું રિપુ તેહો;
પ્રાણાયામ તે અંતર સેવક, અતિ બલ મન વચ દેહો. મ્હોટો૦ ૨.
બાહુબળી ગણધર ઇન્દ્રભૂતા, એ મુજ બાહિર શૂરા;
અહંકાર છોડીને દીધા, અનુભવ લીધ સનૂરા. મ્હોટો૦ ૩.
આર્જવ સામંત તિહાં કિણે બોલ્યો, માયા જીપણહારો;
શરણસ્વરૂપી શાન્તિ શિરોમણિ, અંતરંગ પરિવારો. મ્હોટો૦ ૪.
રાજા પૂછ્યો તેણે પ્રકાશ્યો, માયા વચન અબોલા;
ક્ષુલ્લક કુંવર પ્રમુખ મુજ બાહિજ, સેવક રાખ અમોલા. મ્હોટો૦ ૫.
મોહતણો જે મ્હોટો સેવક, દંભ કહીજે દરિયો;
તે પણ હું નવમે ગુણઠાણે, જીપણ બીડા ધરિયો. મ્હોટો૦ ૬.
સંતોષ મ્હોટો સામંત કહીજે, તે હવે બોલે એમો;
તૃષ્ણા તરલ તરંગિણી તરશું, ધરશું ધૃતિ રતિ ક્ષેમો. મ્હોટો૦ ૭.
પરમ સમાધિ તણો અંકૂરો, તે મુજ વહાલો જોધો;
કપિલાદિક મુજ સેવક સારા, ત્યાગી અંતર સોધો. મ્હોટો૦ ૮.

દશમ ગુણઠાણુ ઠામ લહીને, સૂક્ષ્મ લોભને જીતી;
સંપરાયકી કીરિયા સઘળી, તબથેં હોય વિતીતિ. મહોટો૦ ૯.
ઉચ્છાહ સેનાની તિહાંકણે બોલ્યો, સુણુ સ્વામી મુજ વાર્તા;
સઘળી ફોજામેં હું ફિરશું, મેં લાધી તુમ ધાતાં. મહોટો૦ ૧૦.
સઘળા શૂરાને ઉપકારૂં, વડ વડ બિરુદ સંભારૂં;
વેદ વિકાર નિવારણ અંતર, સેવક સખરા ધારૂં. મહોટો૦ ૧૧.
ઇન્દ્રાનુજ ને મહાગિરિ મુનિવર, બાહિજ સેવક શૂરા;
સઘળા શુભ ગુણઠાણા માંહે, વજડાવૂં જગતૂરા. મહોટો૦ ૧૨.
વિમળબોધ કોટવાળ કહે ઇમ, સુણુ સ્વામી મુજ વાણી;
મોહમહિપતિના ચર ઝાલું, નિર્ણય તુરત પિછાણી. મહોટો૦ ૧૩.
ચર્ચન અર્ચન અંતર સેવક, દૃઢમતિ દૃઢ ધર્મ ધારા;
બાહિજ સેવક ધર્મ રૂચિ પ્રમુખા,બહુવિધ ભક્તિ વિચારા. મહોટો૦ ૧૪.

## દોહરા.

ઇણિ પરે બીજો પણ તિહાં, નિજ નિજ બલ પરકાશ;
મોહરાયને જીપવા, આણે અધિક ઉલ્લાસ. ૧.
વનિતા પણ સુભટાં તણી, હરખી બોલે એમ;
જીણ વિધ પ્રીતમ જૂઝશે, મેં પણ જૂઝાં તેમ. ૨.
નિજ પ્રીતમ પાસેં રહી, કરસ્યાં શસ્ત્ર પ્રહાર;
અબળા સબળા કામ મેં, કરસ્યાં સ્વામી તિવાર. ૩.
ઇણ પરે સઘળા સાથરો, સાહસ સબળો જોય;
રાજા વીરવિવેક તબ, અધિકો હર્ષિત હોય. ૪.
અધિકાધિક પરિણામશું, પર્યાલોચન સાર;
તેહિજ વાજાં વાજીયાં, શિવપદ મંગળ સાર. ૫.
ઇણિ અવસર હવે મોહ નૃપ, સજ્જ હુઇ સુવિચાર;
સઘળા જોધાને કહે, સુણજો એ નિરધાર. ૬.
ચઢશે વીર વિવેક હવે, રણ કરવાને કાજ;
ઢીલ ન કીજેં તો ભલો, મુજરો દ્યો મુજ આજ. ૭.
કુણ કેહી ફોજેં ખડો, માજી હોશે તેહ;
નામ લેઇને દાખવો, અરિ મુજ ઝાલે જેહ. ૮.

## ઢાળ ૭ મી.

દેશી વિંછીયાની.

મયણ વયણ તબ ઉચ્ચરે, સુણ તાતજી સાહિબ આજ રે લાલ;
આપ મુખેં કરી આપણી, કીર્ત્તિ કરતાં હુવે લાજ રે લાલ. મયણ૦ ૧.
તૃણસમ અરિદલ જાણજો, દાવાનલ સમ મુજ જોર રે લાલ;
નાસોકડ હવે ન્હાસશે, મુજ આગળ એ છે ચોર રે લાલ. મયણ૦ ૨.
લઘુ ભાઇ શ્રીનેમરો, વળી આષાઢ રુષિ નંદિષેણ રે લાલ;
આર્દ્રકુમર કુલવાલૂઓ, મેં જીત્યા મન હરખેણ રે લાલ. મયણ૦ ૩.
વડ વડા શૂરા એહના, જીત્યા કહું કેતાં નામ રે લાલ;
છળ બળ કરીને છેતર્યા, મુજ સાથી છે અભિરામ રે લાલ. મયણ૦ ૪.
મણિરથ ચંડ પ્રદ્યોતના, મધુ કુમર અને ગર્દભિલ્લ રાય રે લાલ;
નામ લેઇ કેતા ગણું, સેવક બાહિજ કહેવાય રે લાલ. મયણ૦ ૫.
ફૂલ વસંત અંબુદ ઘટા, કોકશાસ્ત્ર શ્રૃંગાર સંભોગ રે લાલ;
સ્નાન અને મદ પાન તે, મુજ અંતર સેવક જોગ રે લાલ. મયણ૦ ૬.
રાગ વદે હવે સાંભળો, હું જતન કરૂં રાગંધ રે લાલ;
મયણ તણો પણ મિત્ર છું, જોડું હું સઘળી સંધ રે લાલ. મયણ૦ ૭.
કિહાં કિહાં આંખ છે, કિહાં ચંદ્ર અછે કિહાં મુખ મુદ્ધરે લાલ;
પરવાળા કિહાં અધર છે, એ ઉપમા રાગ નિરૂદ્ધ રે લાલ. મયણ૦ ૮.
કિહાં હીરા કિહાં દશન છે, કિહાં કનકકલશ માંસગ્રંથ રે લાલ;
કિહાં વાપી કિહાં નાભિ છે, પણ રાગવશેં એ સંથ રે લાલ. મયણ૦ ૯.
સડણ પડણ વિધ્વંસ છે, અંગ અશુભતણો ભંડાર રે લાલ;
તે દેખાડી ભોળવું, જોરાવર રાગ અપાર રે લાલ. મયણ૦ ૧૦.
મીઠા મન્મથ બોલડા, મિલવો ભિલવો બહુ પ્રેમ રે લાલ;
અંતર સેવક છે બહુ, માહરે જોરાવર એમ રે લાલ. મયણ૦ ૧૧.
ઇન્દુષેણ બિન્દુષેણ જે, ચિલાતી ચોર ઇલાપુત્ર રે લાલ;
બાહિજ સેવક માહરા, પહેલાથી મહારા મિત્ર રે લાલ. મયણ૦ ૧૨.
દ્વેષ વદે હવે સાંભળો, હું કરડો શૂરો તુજ રે લાલ;
કુણ અછે જગમેં તિકો, જે કરશે મુજશું જુઝ રે લાલ. મયણ૦ ૧૩.

ચંડ રૂદ્ર બિભત્સમાં, દર્શન અતિ ભયનો હેત રે લાલ;
સન્મુખ કુણ જોઇ શકે, રિપુ જિપું ઉભે ખેત રે લાલ. મયણ૦ ૧૪.
મત્સર નિંદા પિશુનતા, સંગ્રામ શરાપ ને મર્મ રે લાલ;
આક્રોશન અતિ ચંડતા, અંતરસેવક ધર્મ રે લાલ. મયણ૦ ૧૫.
કૈરવ ને ચંડકોશિયો, પાલક ને સંગદેવ રે લાલ;
કમઠાદિક બહુ પ્રાણિયા, સાચવે છે માહરી સેવ રે લાલ. મયણ૦ ૧૬.
હવે મિથ્યામંત્રી બોલિયો, સુણ મારી શક્તિ અનંત રે લાલ;
તીન ભુવનમાં પ્રાણિયા, મુજ સાન્નિધ્યથી ભામંત રે લાલ. મયણ૦ ૧૭.
જાતિ યોનિ કુલ કોડી એ, નહિં કોઇ છે તે ઠામ રે લાલ;
સેવક વીર વિવેકના, બહુ ઝાલી પાડયા આમ રે લાલ. મયણ૦ ૧૮.
કુગુરૂ કુદેવ કુધર્મને, વશ પડ્યાં પ્રાણી જેમ રે લાલ;
અંતરંગ મુજ કામના, કિંકર સઘળાયે તેહ રે લાલ. મયણ૦ ૧૯.
મતિ વિપરીત તણા ધણી, પાલક કપિલાદિક તેમ રે લાલ;
બાહિજ સેવક બહુ અછે, પાર નાવે ગણતાં એમ રે લાલ. મયણ૦ ૨૦.

**દોહરા.**

સ્યામ શરીરી દૂબળો, ડીંભા જોર અનંત;
લાલ રંગ લોચનધરૂ, ત્રાસે તેહથી સંત. ૧.
ક્રોધ જોધ છે એહવો, તે બોલ્યો સુણ સ્વામ;
કુણ મુજ હોડ કરે ઇહાં, તે દાખે તસુ નામ. ૨.
નયણ વયણ કરી હોઠ બહુ, ધ્રુજાવું છું જોર;
નરક ભુજંગે બહુ વસું, થોડા બીજી ઠોર. ૩.
ચંડભાવ દુર્વચનતા, તામસ વૈર સરાપ;
એ મુજ સેવક શાશ્વતા, કુણ સહે એહનો તાપ. ૪.
સંન્યાસી શિશુપાલ નૃપ, કુરૂડ દીપાયન જોય;
બ્રહ્મદત્ત આદેં કરી, બહુ સેવક મુજ હોય. ૫.

**ઢાળ ૮ મી.**

રાજીમતી રાણી ઇણિપરેં બોલે;—એ દેશી.

સુણજો સ્વામી અંતરજામી, હવે અહંકાર કહે શિર નામી; સુણજો૦
તીન ભુવનમાં વાસો મેરો, માનવ માંહે દેખો ઘણેરો. સુણજો૦ ૧.

વિદ્યા જ્ઞાન તણો ફલ હારે, જે નર હોવે માહરે સારે; સુણજો૦
ગુરૂ જનનો પણ માહરે લેખો, મયમત્ત હાથીની પરેં દેખો. સુણજો૦ ૨.
ચક્રવર્ત્તિ આપ તપ ચાખ્યો, મેરો સ્વરૂપ ઇણીપરેં ભાંખ્યો; સુણજો૦
દૂર વિનીત મુજ ભાવ સદાઇ, સેવક સેવે ચિત્ત લગાઇ. સુણજો૦ ૩.
ચમર દાનવ ને પ્રતિવાસુદેવા, લાખે જ્ઞાને કરે મુજ સેવા; સુણજો૦
દંભ કહે મુજ વાર્તા મહોટી, અવસર નાવે એહ હથોટી. સુણજો૦ ૪.
પીણા સર્પતણી મુજ કરણી, અંતરમાં કાતર અનુસરણી; સુણજો૦
મીઠું બોલું પાશમાં પાડું, સૂક્ષ્મ બાદર નિગોદ દેખાડું. સુણજો૦ ૫.
જૂઠું બોલું છલ બલ સાધૂં, વેશ્યા સંઘાતી દ્રોહ આરાધું; સુણજો૦
અંગારમર્દક આષાઢભૂતા, કપટ કરી મુનિ ભારે જૂતા. સુણજો૦ ૬.
મહાબલ વનિતા ગોત્ર જે ધરિયો, પીઠ મહાપીઠ તેહિજ વરિયો; સુણજો૦
સેવક સખરા તિર્યંચ માંહે, સંસાર ફેરૂં ઝાલી બાંહે. સુણજો૦ ૭.
લોભ બોલ્યો હું મહોટો વીરો, હું સંસારેં જાચો હીરો; સુણજો૦
આદર માન દીયે મુજ દેવા, નરવર પન્નગ સારે સેવા. સુણજો૦ ૮.
જલ થલ ગિરિવર ભૂમિ પરાઇ, તે અવગાહું ક્ષણમેં જાઇ; સુણજો૦
ભૂખ તૃષા તપ શીત ન જાણું, લાલચ ને મુખ સબ લોભાણું. સુણજો૦ ૯.
મમતા આરંભ મૂર્ચ્છા મહોટી, કૃપણ સાહસ એ સેવક કોટી; સુણજો૦
સુભૂમ ચક્રી અને નૃપનંદા, લોભ ઉદય કેશરી મુનિચંદા. સુણજો૦ ૧૦.
અંતર બાહિજ સેવક ઝાઝા, કોઇ ન લાભે અમચી માઝા; સુણજો૦
હવે પ્રમાદ તે શૂર સવાઇ, રાજા આગેં બોલ્યો ધાઈ. સુણજો૦ ૧૧.
ઉંચી પદવી કોઇક ચઢિયો, માહરી શક્તિ તુરત તે પડિયો; સુણજો૦
ચઉદે પૂર્વધરે કેઇ મુનીશા, ઉપશાન્તમોહી જેહ જોગીશા. સુણજો૦ ૧૨.
તેહ નિગોદેં જાયે સીધા, પ્રમાદના સંગ જેણેં લીધા; સુણજો૦
સ્નાન મજ્જન જલકેલિ શિખાઉં, નાટક ચેટક બાર દેખાઉં. સુણજો૦ ૧૩.
પાસેં ખેલું વિકથા ભાખું, પરની નિંદા તે પણ દાખું; સુણજો૦
વેર વિરોધના વંશ વધારૂં, આળસ ઉંઘ ઘણેરી ધારૂં. સુણજો૦ ૧૪.
તેરે કાઠિયા વ્યસન જે સાતે, તિણસું મેરે મિલતી ધાતે; સુણજો૦
નટ વિટ સંગતિ વિષયા અંશા, અંતર સેવક મુજ અવતંસા. સુણજો૦ ૧૫.

મંગૂ શૈલક મરીચ વદીતો, કુંડરીક સૌદાસ મેં જીત્યો; સુણજો૦
બાહ્ય સેવક ઇમ કેતા દાખું, મુજ ગુણ નિજ મુખ કેતા ભાખું. સુણજો૦ ૧૬.
ધર્મમંદિર કહે પ્રમાદ ધોરા, વીર વિવેકશું ન ચલે જોરા. સુણજો૦

## દોહરા.

ઇણિ પરેં સામંત બોલિયા, શૂરા પૂરા સાથ;
મોહ શીલ હવે પાખર્યો, નાવે કેહને હાથ. ૧.
જૂઠી ને સત્યામૃષા, દુંદ દમામા દીધ;
હલકારે રણ જીપવા, અમલકરાએ કીધ. ૨.
શુભધ્યાન અપધ્યાન બે, આમા સાહામા હોય;
શુદ્ધાશુદ્ધ ઉપયોગ અસિ, મહિપ પ્રબળ યુદ્ધ જોય. ૩.
અપધ્યાન નર બોલિયો, કરિ પહિલો હથિયાર;
જોરાવર મુજ શસ્ત્ર છે, ઇણસું જીત અપાર. ૪.
રહનેમી નલ રાય બહુ, ચુકાયાં નર નાર;
મુજ આગેં તૂં નાં ટકે, નાશ મૂક હથિયાર. ૫.
શુદ્ધધ્યાન બોલ્યો હવે, તું મહેલો મનમાંહિ;
શીખ ઇસી શૂરા કહે, તું કાયરની બાંહિ. ૬.
દઢ પ્રહારી ચિલાતીયસુત, હત્યાકારક જેહ;
મેં તાર્યા એક પલકમેં, બાંહ ગ્રહીને તેહ. ૭.
બહુ કાળેં તું આવિયો, સાંકડે મહારે સાથ;
હવે જીપીને મૂકશું, જો કરશે જગનાથ. ૮.
ઇણિપરેં બહુ કટકમાં, સજ્જ થઇ તિણ વાર;
નિજ નિજ બલ પરકાશતા, વદે તે વારો વાર. ૯.

## ઢાળ ૯ મી.

તુંગિયા ગિરિ શિખર સોહે;—એ દેશી.

ઝૂઝનો હવે જૂઝ સુણજો, ભવિક જન મન લાય રે;
અવર જૂઝે નરક જઇયેં, એહથી શિવ થાય રે. ઝૂઝનો૦ ૧.
મિથ્યાત્વ તેહિજ રાતિ બહુલી, જ્ઞાન ભાનુપ્રકાશ રે;
તિણુ સમે માંહો માંહિ અડિયા, ભીડિયા ધરિય ઉલ્લાસ રે. ઝૂઝનો૦ ૨.

જોધ શૂરો ક્રોધસંતી, જૂઝે વીર પ્રસિદ્ધ રે;
આવશ્યક પુરોહિત જૂઝે, જય પ્રતિજ્ઞા કીધ રે. ખૂઝનો૦ ૩.
ભદ્ર ભાવ તે તુરંગ બેસી, જૂઝે માર્દવ રૂઠ રે;
સરલ અસિ હથિયાર લેઇ, ધાયો માનને પૂઠ રે. ખૂઝનો૦ ૪.
આર્જવ ને સંતોષ બેહુ, વિવેકના વડ વીર રે;
માયા લોભશું સબલ જૂઝે, કાં ન કરે તકસીર રે. ખૂઝનો૦ ૫.
અતિઘોર પહિલા રૂપ જાણો, અનંતાનુબંધિયા ચાર રે;
છેદવા અપૂર્વ કરણેં, હુઓ સમાચાર રે. ખૂઝનો૦ ૬.
સ્યાદ્વાદ સિંધુર બેસિ આવે, મંત્રી સમ્યક્ દષ્ટિ રે;
આસ્તિક્ય આયુધ હાથ લેઇ, બોલાવે રિપુદષ્ટિ રે. ખૂઝનો૦ ૭.
મિથ્યાત્વ મોહનો મંત્રી આયો, પંચરૂપ વિકાર રે;
એક ઘાયેં હણ્યા પાંચે, સમકિત જોર અપાર રે. ખૂઝનો૦ ૮.
ઉપશમાદિક વીર સંગ લઇ, અપ્રત્યાખ્યાની શત્રુ રે;
ગુણઠાણ ચઢતાં ભૂમિ ચાંપી, અરણ્યા હરખ્યા મિત્ર રે. ખૂઝનો૦ ૯.
હવે તિહાં ભય વૈરાગ્ય વીરેં, વહી આયો જ્યાં મયણ રે;
સજ્જ થઈ મદન બોલ્યો, સાંભળ મોરાં વયણ રે. ખૂઝનો૦ ૧૦.
વિષમશર હું જગત જીતા, તેં સુણ્યો નહિં કાન રે;
માહરાં બાણ તે ઉરગ સરિખાં, ઉતારૂં તુજ માન રે. ખૂઝનો૦ ૧૧.
નાસવાની કળા તાહરી, તાતનીશરે થિત્ત રે;
તું નાશ હવણાં કહું તુજને, પસ્તાઇશ તું ચિત્ત રે. ખૂઝનો૦ ૧૨.
પુરૂષ નારી પંઢ વેદેં, રૂપ કીધાં મયણ રે;
વચન એ વૈરાગ સુણિને, કોપિયો કહે વયણ રે. ખૂઝનો૦ ૧૩.
તીન રૂપેં હું ન બીહું, સાંભળજે તું કામ રે;
પ્રબલ પાયક તામ દીસેં, જલદ નાવે જામ રે. ખૂઝનો૦ ૧૪.
ઇમ કહીને પેહેલા, તિણે તે પંડનારી વેદ રે;
શૂર થઇ વૈરાગ્ય વીરેં, અરિતણો કિયો છેદ રે; ખૂઝનો૦ ૧૫.
ઉદાસીનતા ગજ રાજ ચઢિયા, બરછી અનિત્યતા ભાવ રે;
સંવેગ ને નિર્વેદ ભાઇ, આયા તિણ પ્રસ્તાવ રે. ખૂઝનો૦ ૧૬.
હાસ્ય ને રતિ અરતિ શોકાં, છેદિયા તિણવાર રે;
પછે તિણેં પુંવેદ છેદ્યો, નાઠા વિષય વિકાર રે. ખૂઝનો૦ ૧૭.

## દોહરા.

હવે વળિ સમ સંતોષ ભટ, રણખેત ખુંદે જોર;
સંજલના ક્રોધાદિ સબ, છેદે નિજ બળ ફોર. ૧.
વિકટ કટક નાસી ગયો, મોહ તણું બળ ક્ષીણ;
જીપે ધીર વિવેકના, સબળ શૂર પરવીણ. ૨.
દૂર્ભર સંજલના ભણી, ખંડ ખંડ બહુ કીધ;
દશમે ગુણઠાણે ક્ષપક, સંતોષે યશ લીધ. ૩.
આતમ ઉદ્યમ જાગિયો, જ્ઞાન ધ્યાન ભરપૂર;
હરખ્યા વીર વિવેક ભટ, મોહ સુભટ ચકચૂર. ૪.
મોહ કટકની યોષિતા, નિજ પતિ પડિયા દેખ;
જલ સૂકાં જ્યું કમલિની, જીવન વિણ તનુ શેષ. ૫.
મોહરાય મન ચિન્તવે, મુજ ભટ પડિયા ભૂર;
ભોંય ભારી હવે નાસતાં, સન્મુખ હો તું શૂર. ૬.
શૂર ભણી દોય ગતિ કહી, જય અથવા છે નાશ;
ક્ષપક શ્રેણી રણ ભૂમિમાં, આવે અધિક ઉલ્લાસ. ૭.

## ઢાળ ૧૦ મી.

દેશી સૂંબના ગીતની; અથવા

લાગો સબલ સંગ્રામ, લાગો સબલ સંગ્રામ, બે દલ જૂઝે નગરી બાહિરેં હો;–એ દેશી.

મોહ મહિપતિ આપ, મોહ મહીપતિ આપ;
આવે હો આવે હો, ગજ પર બેસી જૂઝમેં હો;
સબલા કરતો નાદ; સબલા૦
નાસો હો નાસો હો, અધ્યાતમ મૂકી બૂજને હો. ૧.
દેવ દાનવ કુણ હોડ; દેવ૦
આગેં હો આગેં હો, નાઠા ભય ખમિયો નહિં હો.
બીવરાવે અતિ ઘોર; બીવરાવે૦
વડ વડ હો વડ વડ ઉપશમ, શૂરા ભણી સહીહો. ૨.
ધ્રૂજ્યા કાયર પ્રાણી; ધ્રૂજ્યા૦
આયો હો આયો હો, મોહ મહીપતિ આકરો હો.

પીપલ પાન સમાન; પીપલ૦
ધીરજ હો ધીરજ, ન રહે કોઇ વાતરો હો. ૩.

અંધારૂં આકાશ; અંધારૂં૦
છાઇ હો છાઇ હો, રજેં કરી સઘળી દશે દિશા હો;
હાક અધિક હૂંકાર; હાક૦
સુભટાં હો સુભટાં હો, ઉપર શર પડે ધસી હો. ૪.

લાગે સબલ સંગ્રામ; લાગે૦
બે દલ હો બે દલ હો, જૂઝે ખૂઝે કોવિદા હો;
ઘોડા ઘોડે ઘેર; ઘોડા૦
હાથી હો હાથી હો, હાથીશું જૂઝે તદા હો ૫.

પાયક પાયક લાગ; પાયક૦
માજી હો માજી હો, માજીશું ભીડીયા ભલા હો;
આવે રાય વિવેક; આવે૦
હાથી હો હાથી હો, એસી ચઢતી કલા હો; ૬.

બરછી શુકલ ધ્યાન; બરછી૦
ઝગમગ હો ઝગમગ હો, સોહે હાથે જેહને હો.
નવ વધૂનો પરિવાર; નવ૦
સાથેં હો સાથેં હો, વપુકારે સહુ તેહને હો; ૭.

મોહ વદે તવ આય; મોહ૦
વીરા હો વીરા હો, ધીરા હવે હોશો નહિં હો;
નાશ તું ચતુર સુજાણ; નાશ૦
થારી હો થારી હો, મૂલગી વાતાં એ સહી હો. ૮

ધર્મ ધાર તું માગ; ધર્મ૦
મૂકો હો મૂકો હો, જીવતો તુજને જાણુતે હો;
સુભટ પડ્યા મન જાણ; સુભટ૦
બેઠા હો બેઠા હો. કરશું અમૃત આણુને હો. ૯.

મો હુંતે સબ કોય; મો હુંતે૦
જીવે હો જીવે હો, જોધા સઘળા માહરા હો;

થુહર વડની ન્યાય; થુહર૦
શાખા હો શાખા હો, છેદ્યાં ફિર પલ્લવધરા હો. ૧૦
જીત્યા હો ત્રણે લોક; જીત્યા૦
એહવો હો એહવો હો, મન્મથ તેં સુણિયો હશે હો;
તેહનો ગુરૂ હું તાત; તેહનો૦
જાણે હો જાણે હો, જૂઠો કયું આતમ કસે હો. ૧૧
વજ્ર ગદા હથિયાર; વજ્ર૦
મુજને હો મુજને હો, લાગે નહિં એ સદા હો;
મંત્ર તંત્ર વિષ વ્યાલ; મંત્ર૦
નાવે હો નાવે હો, મુજ નેડા કોવિદા હો. ૧૨.
મેં બહુલાં રણ કીધ; મેં૦
કાઠાં હો કાઠાં હો, તરકસ હાથ છે માહરા હો;
તું શીલો સુખકાર; તું૦
કોમલ હો કોમલ હો, પુદ્ગલ તન છે તાહરાં હો. ૧૩

## દોહરા.

મોહ રાય ગર્વે ચઢયો, વળી બોલે સુણુ વીર;
બહુ વેળા તુજ હાથમાં, પહિરાયા જંજીર. ૧.
આદિમ ચક્રી સુત ભલો, નામ મરીચ વિખ્યાત;
સાગર કોડાકોડિમેં, ફેર્યો, એમ કહાત. ૨.
રસનેન્દ્રિય મુજ સેવકેં, કંડરીક તુજ વીર;
ક્ષણમાંહે બાંધી કરી, સાતમી મૂકયો મીર. ૩.
સત્યકી શ્રેણિક આદિ દે, તુજ સેવક અતિ સાર;
અવિરતિ માહરી નારિયેં, બાંધી લિયા તેવાર. ૪.
જીત્યા કેતા આખિયેં, તું પણ નાઠો તેથ;
લાજ તજી આયો વળી, શ્યું ખાટિશ તું એથ. ૫.
ઇમ સુણી વીર વિવેક હવે, ઉત્તર આખે એમ;
નિજ મુખ ઇંદ્ર પ્રશંસતો, લઘુતા ન લહે કેમ. ૬.

## ઢાળ ૧૧ મી.

પ્રભુ નરક પડંતો રાખી, વાણી જાણી;—એ દેશી.

રાજા એસા વચન ન બોલિશ, ગર્વતણું તું ગેહ હો;
શારદ જલદની ગાજ સરિખી, વાણી જાણી એહ હો. રાજા૦ ૧.
માદલ મ્હોટા નાદ કરે બહુ, અંતર પોલા જાણુ હો;
અંતે સાચા તે નહીં કાચા, એહ વડાની વાણુ હો. રાજા૦ ૨.
પૂર્ણ કલશ નાં છલકે ભરિયો, ઠાલા ઠીંકર જોઇ હો;
ઉછળે તોય અલ્પ પામીને, એ ઉત્તમ તુજ હોઇ હો. રાજા૦ ૩.
પાકાં પીપલ પાનતણી પરેં, ખડ ખડ કરે તું આજ હો;
તે ખડ ખડ હું આજ ઉતારૂં, જો કરશે જિનરાજ હો. રાજા૦ ૪.
મત મુજને તું શીળો જાણે, ધૂરથકી હું ક્રૂર હો;
અગ્નિ ઝળ ઉપરથી બાળે, મૂળ હણે જળપૂર હો. રાજા૦ ૫.
હું હિમની પરેં ટાઢો ગાઢો, તુજ દલ વૃક્ષ અપાર હો;
ઝાંખર કીધા પલ ભરમાંહે, હવે તહારી છે વાર હો. રાજા૦ ૬.
હય ગય સેવક સઘળા નાઠા, ખોઇશ ખજાનો તુજ હો;
ધિક્ ધિક્ તુજને ધીઠ હુઇને, કરવા આવ્યો જુઝ હો. રાજા૦ ૭.
નાશ તું હમણાં જીવતો મૂકું, ખોટી કાં ધરે ધીર હો;
પાળ તૂટી તો કિણુ પરેં રહેશે, સરવરકેરો નીર હો. રાજા૦ ૮.
ચેતન વૃંદેં શૂરે સંતે, જીપી મૂકયો તેહ હો;
નિર્લજ્જની પરેં આવે દોડી, એહવી તાહરી સોહ હો. રાજા૦ ૯.
માહરા સેવક મુજશું રુશી, કોઇક તુજપેં આય હો;
પણ તે અંતર સેવક મહારો, સ્વામી ધર્મ સુખદાય હો. રાજા૦ ૧૦.
ભોળવિયો તેં ભરતભણી બહુ, પણ ભૂલો નહિં તેહ હો;
અનુભવ રસિયો સેવક મેરો, પરમ અધ્યાતમ ગેહ હો. રાજા૦ ૧૧.
પાંચે પાંડવેં બે ભાઇ હણિયા, તે સહુ કર્ત્તવ્ય તુજ હો;
ઉત્તમ જાણી મેં ઉદ્ધરિયા, હોડ કરિશ કયું મુજ હો. રાજા૦ ૧૨.
હત્યાકારક અર્જુનમાલી, દઢપ્રહારી વળિ દેખ હો;
તેં અધિકારી નરકના કીધા, મેં સુખ દીધાં અલેખ હો. રાજા૦ ૧૩.

તેં કન્યાનો શિર છેદાયો, મનમેં ન કરી લાજ હો;
તેહ ચિલાતીને મેં દીધો, સ્વર્ગતણો સુખસાજ હો. રાજા૦ ૧૪.
જૂનો જર્જર દેહ દેખીને, કરૂણા આવે મુજ હો;
નિલા વૃક્ષને અગ્નિ પ્રજાળે, તોસ્યે નીરસ ગુઝ હો. રાજા૦ ૧૫.

## દોહરા.

ઇણિ પરેં વીર વિવેકની, વાણિ સુણી નૃપ મોહ;
વૃદ્ધ હૂઓ પણ તરૂણ હુઈ, કોપ્યો અધિકેં છોહ. ૧.
નિજ હથિયારેં વરસતો, હણવા વીર વિવેક;
વહિ આયો તિહાં વાધ જ્યું, બે જુઝ્યા અતિરેક. ૨.
મલ્લતણી પરેં બે જણા, જૂઝે માંહોમાંહિ;
અંજનગિરિ હિમગિરિ મળ્યા, સરસાખી રહ્યા તાંહિ. ૩.
વીરવિવેકેં મોહને, ઉપાડિયો ગ્રહિ પાય;
નાખ્યો ધરણી ઊપરેં, ક્ષીણ હુઓ સ સકાય. ૪.
દ્રોહી તું સબ જગતનો, પાપી પાપ નિવાસ;
વિરૂઇ વિષ વેલી હતી, તે ભણી કીજેં નાશ. ૫,
દેવ સમર તું આપણો, જે સારે તુજ કાજ;
નવિ છૂટે તું ઝાલિયો, યજ્ઞતણો અજ આજ ૬.
સુત સહોદર કોઈ અવર, ઊવટ ચાલણહાર;
નરપતિ તસુ રાખે નહિં, એ નૃપનીતિ વિચાર. ૭.
જનની જનક ન કો ઇહાં, રાખિ શકે નહિં તોહિ;
પાપતણાં ફલ આઇયાં, દોષ નહિં છે મોહિ. ૮.
સાક્ષીધર છું હું સહી, કિંચિત કારણ હોય;
પાપ ફલ અધ વૃક્ષના, તે મારે છે તોય. ૯.
ઇમ કહી વીર વિવેક તબ, બ્રહ્મશસ્ત્રશું મોહ;
હણિયોસુર નર દેખતાં, આતમ અનુબલ સોહ. ૧૦.
જ્ઞાનાવરણ્યાદિક પ્રકૃતિ, સેવક નાઠા શેષ;
જય જય શબ્દ કરાઇયા, જીત્યો વીર વિશેષ. ૧૧.

## ઢાળ ૧૨ મી.

નયન નિહાળો રે નાહલા,—એ દેશી.

જડતા ઝૂરે રે ગોપિતા, ઝૂરે માયા રે માત;
એ અવસ્થા રે ક્યું થઈ, તું જગ અમર કહાત. જડતા૦ ૧.
તું જગજીવન વાલહો, તું અમ પ્રાણાધાર;
જે વૃક્ષ વળગી રે વેલડી, તે વૃક્ષ પામ્યો સંહાર. જડતા૦ ૨.
આશ ઘણી મનમાં હતી, તે રહી દીસે રે આજ;
વલ્લભ તું દુરલંભ છે, મન માન્યો મહારાજ. જડતા૦ ૩.
તું સમ અવર ન કોય છે, પૂરણ મનની આશ;
તુજ ગુણ કેતા રે દાખવું, તોં વિણસ્યો ઘરવાસ. જડતા૦ ૪.
એ તનું દીપકવાટ છે, તું વહાલો તૈલ પૂર;
તું સરવર મેં માછલી, મેં કમલિની તું સૂર. જડતા૦ ૫.
તું વાદલ મેં દામિની, તું તરૂવર મેં પાન;
તું માનસર મેં હંસલી, તું ઉત્તમંગ મેં કાન. જડતા૦ ૬.
દાદુર ચાતક મોર હે, તું ગિરૂઆ ઘન મેહ;
દર્શન પ્યાસ બુઝાઇયેં, ઇમ કિમ દીજેં રે છેહ. જડતા૦ ૭.
કોમળ કુમુદિની મે અછાં, તું છે ચન્દ્ર સમાન;
તું તરૂવર મેં પંખિયા, કુણ હવે દેશે રે માન. જડતા૦ ૮.
ઇણ પરેં માયા રે ગોપિતા, ઝુરતી ધરતી ઢળી તામ;
મોહતણો પરિવાર જે, બીજો પણ ગયો આમ. જડતા૦ ૯.
મોહતણું મૃત્યુ દેખીને, હરખ્યા સુર નર રાય;
ફૂલતણી વૃષ્ટિ વીરને, શિરપર કીધી રે આય. જડતા૦ ૧૦,
જય જય શબ્દ સહૂ કહે, થારી શક્તિ અપાર;
હિમગિરિ હીર તણી પરેં, તુજ ગુણ નિર્મળહાર. જડતા૦ ૧૧.
એરવત ભરત વિદેહમેં, તુંહિજ સખરો હેત;
સકળશરીરી રે જીવને, તું સુખ બીજનો ખેત. જડતા૦ ૧૨.
તું હિતવચ્છળ માત જ્યું, વિઘ્ન વિદારણ વીર;
કલિયુગ પાવક જીપવા, અધિકું નિર્મળ નીર. જડતા૦ ૧૩.

તું સાહિબ શિર સેહરો, ભૂરભવિક સુખકાર;
ભવભય હરણ હરાયવા, તું પંચાયણ સાર. જડતા૦ ૧૪.
કજ્જલ યમુનાજલ કોકિલા, એહો કાલોરે પાપ;
તે ગયો દૂરે આજથી. દૂર ગયો દુઃખ વ્યાપ. જડતા૦ ૧૫.
ઉદયાચળ જિનશાસને, તું ઉગો અબ સૂર;
તિમિરપાખંડ દૂરે ગયાં, દિન અધિક પંડૂર. જડતા૦ ૧૬.
રવિ તો ઉગે આથમે, ચન્દ્ર કલંકી રે હોય;
મણિ તો પચ્છર આખિયે, સુરતરૂને વૃક્ષ જોય. જડતા૦ ૧૭.
તાહરી ઓપમ જે હુવે, તે જગમેં નહિં દીઠ;
અધિકું અમૃત પાનથી, તુજ દર્શન અમ મીઠ. જડતા૦ ૧૮.
શ્રી જિનરાજ મયા કરી, એ રુદ્ધિ આપરે તોહિ;
વીર વિબુધ શિર સેહરો, દિન દિન અધિકી રે સોહ. જડતા૦ ૧૯.
ઇણિ પરે સુરનર કિન્નરે, ગુણ ગાયા ધર્મ ટેક;
ધર્મમંદિર ધન તે સહી, સેવે વીર વિવેક. જડતા૦ ૨૦.

## દોહરા.

જયત દૂઇ જાણી કરી, હરખી વીરની માત;
પુત્ર સમીપે આઇને, આખે મધુરી વાત. ૧.
ચિરંજીવ જીવન જગત, તીન ભુવન વિખ્યાત;
સુત સંગમ શીતલ ઇસ્યો, ચંદન ચન્દ્ર કહાત. ૩.
સાચી ધારા દૂધની, તેં ધાવી છે મુજ;
સ્વચ્છ વત્સ તું હવે થયો, શોભ વધી બહુ તુજ. ૩.
ચિત મનોરથ માહરા, ભવ્ય જીવ કિધ એહ;
સિદ્ધિ પ્રતે પામ્યા સહી, એ ઊપમ સસ્નેહ. ૪.
સિંહ સમા હું તુજ સુતે, ગંજી શકે કુણ મોહ;
બીજાની મા બાપડી, કુણ જાણશે સમ તોહ. ૫.
અવિચલ રૂદ્ધિ હોજો સદા, ધર્મ નીતિ આધાર;
નિજ કુળ દીપાયો ખરો, સકળ જીવ સુખકાર. ૬.
એહ વચન નિર્વૃત્તિનાં, સુણિયાં વીર વિવેક;
મધ્યભાવ ભાવી રહ્યો, નિજગુણ નિર્મળ ટેક. ૭.

રણુ ખેતર રહ્યો મોહનો, સઘળોઈ પરિવાર;
એક તાત મન તિહાં કિણે, જીવતો દીઠ તિવાર. ૮.

## ઢાળ ૧૨ મી.

પિયુ ચલે પરદેશ, સબે ગુણ લે ચલે;—એ દેશી.

તિણુ વેલાં ત્યાં વીર વિવેકેં તાતને,
નિરખ્યો પરખ્યો ક્ષીણુ ખરો તસુ ગાતને;
નાંહિ વિલેપન કર્મ તણો નહિં અતિ ઘણો,
અતિ નહિંચંચલ અંચલ ઉપમ કિમ ભણો. ૧.
મૂકે બહુ નિઃશ્વાસ આશ મન સંભરે,
મોહશું સબળો સ્નેહ મેહ આંસૂ ઝરે;
આથમિયો મોહ સૂર નિશિ સહૂ કો કહે,
સિંહ ગયો જિમ હરિણુ વનમાં આવી રહે. ૨.
રાજ કાજ સુખ સાજ સહુ મુજ હાથથો,
રાગાદિક પરિવાર પ્રવર્તનો નાથ થો;
હૈ હૈ દોષી દેવ તેં એવડો શું કિયો,
ચિન્તામણિ મોહરાય ઉલ્લાસીને દીયો. ૩.
ભક્તિ યુગતિ ભરપૂર ભલી પરેં મુજ હતી,
હવે કુણુ કરશે સેવ દેવ મન ભાવતી;
વિરહ વિલાપ સંતાપ તાતને જાણીને,
આયો રાય વિવેક નેક મન આણીને. ૪.
વીર કહે સુણુ વાત તાત હવે માહરી,
એ માર્યો જે મોહ સોહ સવિ તાહરી;
તીન ભુવન દુઃખદાય રાય મોહ એ હતો,
પાપ તાપ બહુ વ્યાપ કળા ગુરૂ એ છતો. ૫
જીવ હણાય બણાય વહે જૂઠો સદા,
પરધન હરણુ પરદાર સેવે છે એ મુદા;
મિત્રશું દ્રોહ વિછોહ કરી ધન મેળવે,
નિશદિન મદિરાપાન ખાન છાક્યો લવે. ૬.

જીવ ભણીએ નરક નિગોદ લઇ ફેરવે,
ભૂખ તૃષા તપ શીત રીત પણ જેરવે;
આધિ વ્યાધિ બહુ સાધ અગાધ સમુદ્ર છે,
જ્ઞાન ધ્યાન સુધ પાન ભણી મુનિ ક્ષુદ્ર છે. ૭.
કરડો એહ કપૂત કુકર્મતણો ધણી,
એહના બહુ અપરાધ સહ્યા મેં અવગણી;
ધિક્ ધિક્ તુઝને પ્રેમ જે મોહ વધારીઓ,
શાન્તિ પ્રકૃતિ મુઝ જાણુ તિહાંથી વારીયો. ૮.
નિવૃત્તિ તાહરી નારી સારીપૂત્ર હું છતો,
હવે મુઝ ઘરમેં આવણરો કર તું મતો;
લોક કથીર તણી ભૂષા તુઝ તનુ હતી,
હેમ તણી હિતસોહ તોહિ દૂખહી રતી. ૯.
દેવ નિરંજન ધ્યાયો આયો મુઝ ગેહમેં,
આલ પંપાલ વિચાર વિકારે કારમે;
લોક કહેશે વાહ વાહ મંત્રી તો ભણી,
ભક્તિ ભાવ ભરપૂર કરસ્યાં તુમ તણી. ૧૦.

એહ વચન સુણી મંત્રી વિચારે મન કરી,
વીર વિવેક વિચાર કહે છે હિતધરી;
પણ માહરી સુખ વાત ધાત મોહશું મિલે,
વિરશું નવલી પ્રીત રીત કહો કિમ ભિલે. ૧૧.

એહની માતા શાતા મુઝથી નવિ લહી,
તે દુઃખ હિયામાંહિ નાહિં કહો કિમ સહી;
પુત્ર વધુને હાથ સાથ જીમણ હુશે,
આગુલિયાની શાન તાન મનને કશે. ૧૨.
ભવ વૈરાગ્ય પ્રમુખ એ કહેશે મો ભણી,
તાત તણો નહીં બાપ સાપ એ ઘરધણી;
પુત્રતણે બહુમાન ન કોઇ વિચરશે,
તો પણ નયણાં શાન વાન ઉતારશે. ૧૩.

રત્નરાય મન ભંગ મિલે કહો કિણિ પરેં,
શીલ ભણી કોપાય વાસ ભેલો વસે;
સાપ આશીર્ષે ધાર કહો કુણ નર રહે,
એ ઉપમ અવધાર વિચાર મંત્રી કહે. ૧૪.
મોહદશા વિપરીત જીત નવિ અનુસરી,
તો કયું રહિયેં નેહ ગેહ કિણુશું ધરી;
મને મેલું પરિવાર સાર વિણુ રસ નાંહિં,
તોશું એ ધર વાસ દાસ પરનારહી. ૧૫.

## દોહરા.

ઇમ આલોચી મંત્રવી, દીરઘદર્શી એહ;
વીર વિવેક ભણી કહે, સુણુ સુપૂત સસ્નેહ. ૧
તુઝવાણી હિતકારિણી, મીઠી અમૃત ધાર;
પણુ પરચિત્ત ચિર કાલનો, જયારે હતો મનોહાર. ૨
એહ ગયે થઇ ના રહે, મન મંત્રી નિર્ધાર;
ઇણુ શું વાચા મેં કરી, હું થારી છું લાર. ૩
બોલ કોલ કિમ પલટિયેં, ઉત્તમ એ આચાર;
તે સંબલ સખરો દિયો, હિતાશિક્ષા સુવિચાર. ૪
તું આજ્ઞા દે મંત્રીને, જ્યું કરે અગ્નિ પ્રવેશ;
અતિ આગ્રહ કીધાં થકાં, વીંદ દીયો આદેશ. ૫
ચઢી ગુણુઠાણે બારમે, ભાવતીર્થ જલ સ્નાન;
સ્નાતક ક્ષાયિક કુંડમાં, શુદ્ધ હુયો બહુ માન. ૬
અંતરાય પ્રચલા પ્રમુખ, ઇંધણુ કર્મ વિશેષ;
શુકલ ધ્યાન પાયક પ્રબલ, મન મંત્રિ શુદ્ધ શેષ. ૭
સાખી વીર વિવેક હુય, વલી બીજો પરિવાર;
ગત વીર જગ તીવેદ હુય, ભસ્મ થયો તિણુવાર. ૮
મૂલ જ્યોતિ પરગટ ભઇ, પ્રગટયો ચેતનરાય;
ઇણુ અવસર હવે મૂલગી, ચેતન રાણી આય. ૯

## ઢાલ ૧૪ મી.

( થારો કેશરિઓ કસબીનો—એ દેશી. )

અબ ચેતના શ્રી વીનવે રાણી, સુણજો સાહિબજી૦
આજ અવસર પાયો મનહર પ્રાણી; સુણજો૦
હું એટલા દિન જે તુમપેં નાઈ, સુણજો૦
તે સબ ગુનહો બક્ષજ્યો મન લાઈ, સુણજો૦ ૧
હું અવિહડ નેહો મનમાં ધરતી; સુણજો૦
હવે આપ મિલ્યા જ્યું મેહને ધરતી; સુણજો૦
હવે જુઆ ન હુઆ કબહી વહાલા, સુણજો૦
ઝબ મારો માયા દોપી કાહલા. સુણજો૦ ૨
હવે હું તુમ ચરણની હુઈ દાસી, સુણજો૦
જ્યું માનસરોવર હંસી વાસી; સુણજો૦
એ મોહ અને મન મંત્રી થારે, સુણજો૦
તબ તાંઈ રૂસણો હુતો મારે. સુણજો૦ ૩
ઈતરા દિન માયા જાલેં બાંધ્યો, સુણજો૦
હવે પરમાનંદ પદ પૂરણ લાધ્યો; સુણજો૦
ઇતરા દિન વયરી વશ પડિયો, સુણજો૦
તિહાં બંધન સંધન સબલો અડિયો. સુણજો૦ ૪
હવે જ્ઞાન ગુલાબ કરી અંગ ભીનો, સુણજો૦
થારો મૂલગા રૂપરો મુઝરો કીનો; સુણજો૦
માનું વાદલ મૂક્યો સૂરજ શોહે, સુણજો૦
માનું રાહેં મુક્યો શશિધર મોહે. સુણજો૦ ૫
માનું નિર્ધૂમ પાવક પ્રબળ સુહાયો; સુણજો૦
માનું માટીથી એ કંચન આયો; સુણજો૦
જાણે ખાણ ખણંતાં માણક પાયો, સુણજો૦
તું અનુપમ દીપક તેજ સવાયો. સુણજો૦ ૬
એ હેમ તણો સિંહાસન દેવા, સુણજો૦
રચિયો છે બેસો કરશે સેવા; સુણજો૦

ઉપદેશ દિયો હવે મનને રંગે, સુણજો૦
ભવિલોક ભણી સુખ તુમચે સંગે, સુણજો૦ ૭
ઇમ વયણ સુણી પટરાણી કેરાં, સુણજો૦
હંસ રાજાને મન હર્ષ ઘણેરા: સુણજો૦
હવે પ્યારી કેરો વિરહો નાંહી, સુણજો૦
નિજરૂપ વિરાજ્યો નિજગુણ માંહી. સુણજો૦ ૮

## દોહરા.

જય જય શબ્દ સહુ ભણે, ધન ધન તું મહારાય;
ન્યાય ધર્મ દીપાવિયો, તેરમ ગુણઠાણાં પાય. ૧
નિજપદ પ્રભુતા પદ લહ્યો, લાધો મૂલગો રાગ;
બંધન અરિ દૂરે ગયા, પરમહંસ નૃપરાજ. ૨
સુરપતિ નરપતિ ભાવશું, મનમદ મચ્છર છોડિ;
ભય ભય બંધન મૂકવા, સેવે છે કર જોડિ. ૩
વાણી ઇણિ પરે ભાંખશે, ભવિજનને ઉપકાર.
નિજગુણ પરગુણ કર્મ રિપુ, વિવરે ધરજો સાર. ૪
મોહરાય જીત્યા વિના, શિવપદ લહિયે કેમ;
જીપણની વિધિ મેં કહી, સઘલી માંડી એમ. ૫
વિનય વિવેક વિચારણા, આતમનો ગુણ એહ,
વસ્તુ થકી જોતાં થકાં, ઉપાવન ધરી નેહ. ૬

## ઢાલ ૧૫ મી.

( કપૂર હુવે અતિ ઊજલોરે—એ દેશી. )

શ્રામણી આગે એ કહ્યો રે, સઘળો એ વિરતંત,
પરમહંસ હું ઇણી પરે રે, હુઓ તું સંત રે પ્રાણી;
કર શ્રી આતમધર્મ, જીપીજે જ્યું કર્મ રે પ્રાણી. કર૦ એ આંકણી ૧.
હંસ નામ તે માહરૂં રે, મૂલ ગુણે નિર્ધાર;
રૂઢ નામ તે ધર્મ રુચિજી, એહ અરથ અવધાર રે પ્રાણી. કર૦ ૨.
માયા મોહ એ મેં ક્રિયાજી, નાના રૂપ પ્રકાર;
સુમતિ વિવેક વિના સહુજી, ભરિયાં પાપભંડાર રે પ્રાણી. કર૦ ૩.

આપદ સંપદ નવિ લહેજી, જ્ઞાન તણો કિયો માન;
ભૂલો ભ્રામક ભાવશું જી, ન ધરયો નિરંજન ધ્યાનરે પ્રાણી. કર૦ ૪.
બહુ વિધ જીવાયોનિમેં જી, બહુ વિધ ધરિયાં નામ;
નાના વિધ ત્યાં દુઃખ સહ્યાં જી, સઘળી ફરસી ઠામરે પ્રાણી. કર૦ ૫.
સમય તણો બલ સાધીને જી, શ્રી પરમેષ્ઠિ પસાય;
મલિયા વિવેક વૈરાગ્યશું જી, મેં જીત્યો મોહરાયરે પ્રાણી. કર૦ ૬.
મોહ જીત્યો માયા ગઇ જી, નાઠા વિષય વિકાર;
નિજ ગુણ મણિ કરિ શોભતોજી, પરતિખ દેખતું સારરે પ્રાણી. કર૦ ૭.
ચેતના પટરાણી મલીજી, નાકે નિર્મલ નૂર;
સતીય શિરોમણિ શોભતીજી, દીઠા આનંદ પૂર રે પ્રાણી. કર૦ ૮.
રાણી ગુણ કેતા કહુજી, ગણતાં ન આવે પાર;
અવિચલ પદ હવે એહથીજી, આમણી તું અવધાર રે પ્રાણી. કર૦ ૯.
કર્મ ભરમ દૂરે ગયાજી, આયો આપ સ્વભાવ;
જ્ઞાન સુરજ ઉગ્યો સહીજી, નાઠા વિકલ વિભાવ રે પ્રાણી. કર૦ ૧૦.
ઇમ સુણી આમણી આવશેજી, સાચી સઘળી વાત;
એ ભવ મુઝને તેં દીયોજી, ભેદાણી મુજ ધાત રે પ્રાણી. કર૦ ૧૧.
મોહ માયા કરી નવિ લખ્યોજી, એહ સ્વરૂપ વિચાર;
મિથ્યા તિમિર દુરેં ગયાંજી, સ્વામી મુઝને તાર રે પ્રાણી. કર૦ ૧૨.
સૂર ભરમ નાશી ગયાજી, સૂરજ સાચો દીઠ;
એ વિરતંત મેં અનુભવ્યોજી, અમૃતથી બહુ મીઠ રે પ્રાણી. કર૦ ૧૩.
આપ સમોવડ મુઝ કરોજી, અવધારો અરદાસ;
ચરણ ન છોડું તાહરાંજી, છોડિ વિભવનો પાસ રે પ્રાણી. કર૦ ૧૪.
સંવેગ નિર્વેદ દેખિનેજી, ધર્મ રુચિ અણગાર;
દેશે દિક્ષા તેહનેજી, આણી મન ઉપકાર રે પ્રાણી. કર૦ ૧૫.
આમણી દિક્ષા લેઇનેજી, રહેશે ગુરુની સાથ;
તપ જપ સંયમ ખપ કરેજી, હોશે સહુનો નાથ રે પ્રાણી. કર૦ ૧૬.
આમણી કર્મ ખાપઇનેજી, લહેશે કેવળજ્ઞાન;
લોકાલોક વિલોકશેજી, અનુપમ રુપનિધાન રે પ્રાણી. કર૦ ૧૭

મુક્તેં જાશે મુનિવરુજી, એ જિનધર્મ પસાય;
ધર્મમંદિરગણિ તેહનાજી, ચરણ નમે ચિત્ત લાય રે પ્રાણી. કર૦ ૧૮

## દોહરા.

ચેતના રાણી એકદા, અવસર સમયો દેખ;
હંસરાયને વીનવે, વારુ વાત વિશેષ. ૧.
જ્ઞાન અંતર દર્શન વલી, અનંત વીર્ય સુખકાર;
અવિચલ પદ પુર પરગડો તિહાં જઇયેં અવધાર. ૨.

## ઢાલ ૧૬ મી.

(અસ્થિર આ સંપદા રે—એ દેશી.)

કાયા નગરી કારમી રે, અશુચિ તણો ભંડાર;
સાત ધાત નવ બારણાં રે, માંસ રુધિર વિસ્તાર.
વાલેસર વીનવો રે, આતમ તું અવધાર. વાલેસર૦
એ આકણી૦ ૧
ચર્મ માંસ આતાં શિરા હાંડે કરીરે; બંધાણો જસ બંધ;
લાલ સિંહાસન મલ મૂત્ર શું રે, વાસ રહયો દુર્ગંધ. વાલેસર૦ ૨.
દમક ચમક કંચન જિસી રે, પરિ પુદ્ગલ પરસંગ;
સુરતિ મૂરતિ સોહિણી રે, ક્ષણમેં પામે ભંગ. વાલેસર૦ ૩.
મણિ મુક્તા ફૂલ એ નહિં રે, કંચન રંગ ન હોય;
મોહી જન મોહી રહ્યા રે, વાર વાર મુખ જોય. વાલેસર૦ ૪.
અન્ન પાન ઘૃત ગોલ જે રે, સખરા ફલ ફૂલ પાન;
ચૂઆ ચંદન અરગજારે, તનુ સંગેં મણિ જાણ. વાલેસર૦ ૫.
નક્ર ચક્ર મચ્છ કચ્છપારે, નકુલ ઉંદર સિંહ સાપ;
ભૂત પ્રેત મંત્ર શાકિની રે, ગુલ્મ ગ્રંથિ વાત તાપ. વાલેસર૦ ૬.
ચક્ર ધનુષ બાણ ખડ્ગ જે રે, બરછી તુંબ બંદૂક પ્રહાર;
ઇત્યાદિકથી ભય ધરે રે, પગ પગ વિઘ્ન વિકાર રે પ્રાણી. વાલેસર૦ ૭.
રોગ શોક રિપુ રોષથી રે, સબલો તનુ સૂકાય;
દુષ્ટ દૃષ્ટિ ઋષિ કોપથી રે, ભસ્મ સમોવડ થાય રે પ્રાણી. વાલેસર૦ ૮.
સ્નેહ રાગ શોષ ભય થકી રે, કોમલ તનુ કુમલાય;

અતિ આહાર શીત તાપથી રે, ઘાત પાત વશ થાયરે પ્રાણી. વાલેસર૦ ૯.
અંગ સંગ પંક નીરમેં રે, વસીયો કમલ સમાન;
સર્પશિરે જ્યું મણિ રહે રે, આપ અલેપ સુજાણરે પ્રાણી. વાલેસર૦ ૧૦.
પાંચ ભૂત જડ એક મિલ્યા રે, નામ કર્મ સંયોગ;
તું પવન પ્રકાર લહી કરી રે, જ્યું વાદલનું જોર રે પ્રાણી. વાલેસર૦ ૧૧.
ચિદાનંદ તું જ્યોતિ છે રે, અવિનાશી અવિકાર;
ઇહાં રહેવું તુઝને નહિં રે, આપો આપ વિચાર રે પ્રાણી. વાલેસર૦ ૧૨.
અનંતવાર લઇ મૂકિયાં રે, એહવા દેહ સ્વરૂપ;
હવે કાંઇ ધરવું નહિં રે, સ્વયંમરુપ ચિદ્રુપ રે પ્રાણી. વાલેસર૦ ૧૩.
એહ વચન નિજ નારીનું રે, માન્યું આતમરાય;
પરમ બ્રહ્મ પદ પામવા રે, કીધો એહ ઉપાય રે પ્રાણી. વાલેસર૦ ૧૪.
જોગ નિરુંધન સાચવે રે, તન મન વચન પ્રકાર;
પ્રકૃતિ પચ્ચાસી, છોડવે રે, લાગીથી જ્યું છારરે પ્રાણી. વાલેસર૦ ૧૫.
ગુણઠાણુ ચૌદમે સ્થિર રહે રે, લઘુ અક્ષર પંચ સાર;
ચેતના રાણી પરવરયો રે, જાયે મુક્તિ મઝાર રે પ્રાણી. વાલેસર૦ ૧૬.
બાણ છુટો જિમ ધનુપથી રે, નિર્લેપ :તુંબી દેખ;
દીપ શિખા ઉંચી ધસે રે, યુગતે કીધ વિશેષ રે પ્રાણી. વાલેસર૦ ૧૭.
અતુલી બલ એ આતમા રે, એક સમયમાં જાય;
રિજુ ગતિ સમશ્રેણે કરીરે, પરમાનંદ પદ થાય રે પ્રાણી. વાલેસર૦ ૧૮.
પરમ ધ્યાન પદ પામિયો રે, પરમ મંગલ પરકાશ;
ધર્મ મંદિર કહે એ સુણ્યાં રે, થાયે અધિક ઉલ્લાસરે પ્રાણી. વાલેસર૦ ૧૯.

## ઢાળ. ૧૭ મી.

( પ્રણુમી પાસ જિનેસર કેરા—એ દેશી. )

હવે શિવપદ ગુણુસ્થાનક ગુણ થુણિયે, આગમ અર્થ થકી જ્યું સુણિયે;
અચલ અક્ષય પદ એહજ કહિયે, ચૌદેરાજ શિરોપર વહિયે. ૧
નરલોક જેતી લાંબી પહોલી, છત્રાકારે અતિહી ધવલી;
સિદ્ધ શિલા ઉપર આકાશે, નિજ નિજ અવગાહન કરી ભાસે. ૨
જ્ઞાનાવરણુ ગયાથી પાયો, કેવલ જ્ઞાન અનંત સમાયો;

દર્શનાવરણ ગયાથી આયો, દર્શન અનંત તણો સુખ ભાયો. ૩
ચરિત્ર ક્ષાયિક સમકિત લીધો, એહુ મોહ તણો ક્ષય કીધો;
વેદની જાતાં અનંત સુખ સારા, અનંત વીર્ય હુઆ વિઘ્ન નિવારા. ૪
અક્ષય સ્થિતિ હુઇ આયુ ખપાયા, ક્ષાયિક પારિણામિક તસુ ભાયા;
નામ કર્મ ગયા તે અશરીરી, ગોત્ર ગયા અવગાહન ધીરી. ૫
ગર્ભ પ્રસવની વેદ ન છાંહી, વેદની કર્મ તણો બલ નાંહિ;
વિષય કષાયતણા ભય નાવે, યોગ વિયોગનો દુઃખ ન પાવે; ૬
લેવા દેવા ન કરે સેવા, ધન વન મનરી મમતા ન ધરેવા;
જલથલ જાણિ આવું જોરા, તિહાં કિણે કેહનો ન ચલે તોરા. ૭
ડંસ મસક ક્ષુદ્ર જીવની પીડા, માખી ભમરી કીડી તીડા;
બીંછુ સાપ વીરોધી જીવા, નાંહીં અંધારો નાંહી દીવા. ૮
સાતે ભયની કા નહિં ભીતિ, રિતુ પાલટણરીકા નહીં રીતિ;
મંત્ર યંત્રકો જાણું જોશી, નદીકા ગાયાં ભેસાં ઘોસી. ૯
રાજા રંક ન કોઇ લોકા, આધિ વ્યાધિ નહીં કોઇ શોકા;
ડાકિની શાકિની વ્યંતર દોષા, આશા પાશા નહીંકો શોષા. ૧૦
અશન વસન નહીં રમણી રંગા, હાસ વિલાસ તણી નહીં સંગા;
ખાટ પાટ નનહીં પોઢી સેઝા, રુસે તુસે નહીં કો હેજા. ૧૧
ભૂખ તૃષા તપ શીત ન બાધા, કોઇ ન બોલા ઘાટન વાધા;
મંદિર મહિલ ન કોઇ વિમાના, કોઇ ન કરે આદર માના. ૧૨
તપ જપ કિરિયા શીલ ન પાલે, દાન દયા વળી કોઇ ન નિહાલે;
ધ્યાન નહિં કો ધર્મની ચર્ચા, દેવ તણી નહિં સેવા અર્ચા. ૧૩
પાપને પુણ્ય તણા નહિં બંધા, આશ્રવ સંવરનો નહિં સંધા;
ગુણઠાણા નહિં ચઢણ ઉતારા, એ સાધકતા નહિંય લગારા. ૧૪
છેદન ભેદન નહિંકો ખેદા, શોષણ તોષણ વર્ણન વેદા;
શબ્દ રુપ રસ ફરસ નં ગંધા, સ્થિતિ ગતિ સુખ દુઃખ ગહી પ્રતિબંધા. ૧૫
ઉપમ દીજે એહની જીકાઇ, તે જગમાં હે વસ્તુ ન કાંઇ;
જ્યોતિરુપ તણે અનુસારેં, પંડિત નર મનમેં અવધારે. ૧૬
સુરપતિ નરપતિનાં સુખ જેતાં, સઘલાં ભેલાં કીજે તેતાં;

તેહ થકા અનંત કહી જેં સંપૂરણ સુખ તે નવિ છીજે. ૧૭
કેવલજ્ઞાની શિવ સુખ દેખે, કહી ન શકે તે સુખ સુવિશેષ;
ઇંદ્રિયનાં સુખ તે દુઃખ લેખે, સંસારી મીઠાં કરી દેખે. ૧૮
સ્થિર પદ સ્થાનક ઇણિ પરેં પાયો, ભવિજન સુણતાં સુખ સવાયો;
ધર્મમંદિર કહે ધન ધન તેહા, એ પદ પામે પૂરણ જેહા. ૧૯

## દોહરા.

પરમહંસ રાજા તિહાં, રાજ કરે નિતમેવ;
પ્રહ ઉઠીને પ્રણમતાં, મન વંછિત તતખેવ. ૧

## ઢાળ ૧૮ મી.

(દેશી હંસલાની.)

નિશ્ચે ગુણ હંસ રાયના, તે સુણજો હો ભવિજન મન લાયકે, ,,
હંસજી ભલો ભલો હંસ રાજા હો અતિ છવલ સુહાય કે; હંસજી૦
લોકાલોક વિલોકિને, સુખ માને હો નિજપદ સુપસાય કે. ,, ૧
બંધન સવિ દૂરે ગયાં, જ્યોતિ પ્રગટી હો અતિહી ઉદારકે; ,,
અલખ અરુપી આતમા, અવિનાશી હો પર બ્રહ્મ પ્રકારકે. ,, ૨
અકથા અકર્તા એ સહી, ચિદ્રૂપી હો ચિદાનંદ વિલાસ કે; ,,
વિષયાતિત અજીત એ, ચિન્મૂરતિ હો ચિન્મય સુપ્રકાશકે. ,, ૩
અગુરૂ લઘુ ગુણ શોભતો, ખેમરુપી હો માહાધામ નિધાનકે; ,,
પરમ પ્રબોધ પ્રકાશએ, સંધાતી હો શિવરુપ પ્રધાનકે ,, ૪
જ્ઞાનાદિક ગુણ શોભતા, જ્ઞાન દષ્ટિ હોનિજ સકલ:સ્વરુપકે; ,,
નિષ્કલંકી નિર્લેપ એ, નિઃસંગી હો નિર્ભોગી ભૂપકે ,, ૫
દ્રવ્ય ગુણે કરી એક છે, જ્ઞાન દર્શન હો ચારિત્ર અનંતકે;
સંસારી સુખ જે ધરે, તો તેહને હો દુઃખમાને સંતકે. ,, ૬
અવિકારી અવિકારતું, સુખ માણે હો નિજ ગુણનિર્માયકો; ,,
વચન અગોચર એહનાં, ગુણ વર્ણન હો કેવલી ન કહાયકે. ,, ૭
સંસારી સુખ એકઠો, સહુ કીજેં હો મન બુદ્ધિ વિજ્ઞાનકે; ,,
એહ થકો અધિકો સહી, લવેં સત હો સુર સુખ નિધાનકે. ,, ૮
હંસ રાજા સુખ અગલેં, અનંત ભગેં હો હીણો સુખ તેહકે; ,,

સદા વિરાજિત એહવા, ગુણ પ્રગટ્યા હો નાવે તસુ છેહકે. „ ૯
કિણ ઈક નૃપજયું આણિઓ, ભિલ વનનો હો ઉપકારી જાણકે; „
સઘળાં સુખ તેહને દિયાં, નવનવલાં હો દિયા ખાન ને પાનકે; „ ૧૦
ફિરી તે અટવીમાં ગયો, આવી મીલિયો હો સઘળો પરિવારકે; „
પૂછી વાતાં સુખતણી, કહી ન શકે હો સઘળો વિસ્તારકે. „ ૧૧
સરખાં કરીને દાખવે, તે વનમાં હો નહિં કાંઈ વાતકે; „
ઇણી પરે સુખ હંસ રાજનાં,કહી ન શકું હો સઘળાં વિખ્યાતકે. „ ૧૨
કારમું સુખ સંસારમું, રોગશોકે હો ભરિયું ભરપૂર કે; „
પરમ પવિત્ર પ્રધાનએ, અઘભંજન હો રંજન બહુ ભૂરકે. „ ૧૩
મહિમા બ્રહ્મ વિલાસની, કહી ન શકે હો સુરગુરૂ પણ એહકે; „
ધર્મમંદિર કહે વંદણા, કરજોડી હો ધરી ધર્મ સ્નેહકે. „ ૧૪

## દોહરા.

મંગલ કારણ એ સહી, માંગલીક સુખ રૂપ;
જ્ઞેય ધ્યેય કરી ધવલપદ, આતમ આપ સ્વરુપ. ૧
પરમદેવ પણ એ સહી, તારણ તરણ સુ એહ;
પરમ સમાધિ સ્વરુપ એ, જ્ઞાન રતન ગુણગેહ. ૨
બ્રહ્મ રસાયણ સંગથી, હેમ કુધાતુ વિકાર;
તિમ એ અંતર આતમા, પરમાતમતા સાર. ૩
ત્યાં લગિ મીઠાં અવર રસ, જ્યાં લગ એ નવદીઠ;
જ્યાં અમૃત ચાખ્યું નહિં, ત્યાં જલ સ્વાદો મીઠ. ૪
ખટ્ દર્શન નદીયાં સમાં, નિજનિજ નય વિસ્તાર;
સઘલા નય સમવાયધર, જિન મત સાગર સાર. ૫
સ્યાદ્વાદ મતિ અનુસરે, તે પામે બ્રહ્મરૂપ;
એહ વિના સઘલા ગણો, ભવ સંસાર સ્વરૂપ. ૬
ઉદ્યમ સંસારી સકલ, સફલ નિષ્ફળ પણ હોય;
એ અમોઘ ફલ લ્યો સદા, ઇહાં સંદેહ ન કોય. ૭
જ્ઞાની જ્ઞાને રાચશે, અજ્ઞાની અજ્ઞાન;
જ્ઞાન તણા ગુણ સેવતાં, જ્ઞાન ધ્યાન બહુવાન. ૮

## ઢાળ ૧૯ મી.

( ઇણિ પરેં ભાવ ભક્તિ મન આણી—એ દેશી, )

ધન ધન ધર્મ રુચિ શ્રી ઋષિરાયા, આત્મ ધર્મ બતાયાજી;
રૂક્મિણી પ્રમુખ ભવિકજન તાર્યા, આતમ કામ સમારયાજી.
ધન૦ એ આંકણી. ૧

આતમ સુરતરૂકામિત દાતા, કામ ધેનુ વિખ્યાતાજી;
રત્ન ચિંતામણિ કામિત કુંભા, આતમમહિમા અચંભાજી. ધન૦ ૨

પરમાતમ સેવો ભવિ પ્રાણી, એ શિવપદ સહી નાણીજી;
રસના પામી સફલી ગણિયેં, જો જિનધર્મ ગુણ થુણીયેંજી. ધન૦ ૩

પુણ્ય પાપ બેહુએ જવાસી, ઇણથી હોય ઉદાસીજી;
આતમકેરૂં રૂપ નિહાલો, વિષય થકી મનેવાલોજી. ધન૦ ૪

નિજગુણ પરગુણ બેઉ જુઝે, અંતર ગતિતસુ સૂઝેજી;
બાહિજ તપ જપ બહુલાં સાધે, વિરલા જ્ઞાન આરાધેજી. ધન૦ ૫

દેશ વિરાધક જ્ઞાની હોવે, જો પ્રમાદને સેવેજી;
અજ્ઞાની કિરિયા ગુણ ભરિયો, દેશે આરાધક વાર વોજી. ધન૦ ૬

આરાધક જ્ઞાની આગમમેં, સાચો શુદ્ધ શમ દમમેંજી;
અજ્ઞાથી આરાધક નાંહિં, જો તપ જપ ખપમાંહીજી. ધન૦ ૭

માંગલીક મહોટો ધર્મ જાણો, મંત્ર મહા મન આણોજી;
ભાવના સૂધી આતમ ભાવો, પરમાનંદ સુખ પાવોજી. ધન૦ ૮

ધ્યેય ન ગેય ન હેય ન કોઈ, અતંરજ્ઞાને જોઇજી;
પ્રહ ઉઠીને કીજેં પ્રણામા, ફલે મનોરથ કામાજી. ધન૦ ૯

**પ્રબોધ ચિંતામણી ગ્રંથ** પ્રસિધ્ધો, શ્રી જયશેખર કીધોજી;
**મોહ-વિવેક** તણા અધિકારા, ગિર્વાણ વાણી સારાજી. ધન૦ ૧૦

મંદ મતિ જે મનમેં આણે, આલસ પણ અંગ આણેજી;
તિણે એ ઢાલો ભાષાપ્રબંધે, ભવિજનને સુખ સંધેજી. ધન૦ ૧૧

શ્રી જિનધર્મ સૂરીશ્વર રાજે, દિન દિન અધિક દિવાજેજી;
આદેશ તાસ લહી ચોમાસા, કીધી ધર્મ ઉલ્લાસાજી. ધન૦ ૧૨

શ્રી મુલતાન નગરમેં સોહે, પાર્શ્વનાથ મન માહેજી;

તાસુ પસાયેં ચોપાઇ કીધી, મંગલમાલ પ્રસિદ્ધીજી. ધન૦ ૧૩
અધ્યાતમ શૈલી મન લાઇ, સુખાનંદ સુખ દાયીજી,
ધર્મ ધુરંધર શ્રાવક સંગે, વાધે જ્ઞાન સુરંગેજી; ધન૦ ૧૪
ઉદ્યમ આદર એહનો જાણી, એ રચના મન આણીજી;
લાભ થયો મુઝને ધર્મ ધ્યાના, ભવિજનને વધ્યો જ્ઞાનજી. ધન૦ ૧૫
સત્તરશેં એકતાલે વર્ષે, ઉજ્જવલ પક્ષ શુભ દિવસેંજી;
માગશિર દશમી સ્થિર શુભયોગા, ચૌપાઇ થઇ સુપ્રયોગાજી. ધન૦ ૧૬
વડવખતી **ખડતરગણ** ઇંદા, યુગવર શ્રી જિન ચંદાજી;
ભુવન મેરુ ગણિ સુમતિ સુરંગા, પુન્ય તણા શીષ ચંગાજી. ધન૦ ૧૭
પુણ્ય રત્ન વાચક પરધાના, તાસુ શિષ્ય બહુ માનાજી;
**દયાકુશલ** પાઠક પદધારી, સુવિહિત સાધુ વિહારીજી. ધન૦ ૧૮
તસુ શિષ્ય ધર્મ મંદિર ગુણ ગાવે, ચઢતી દોલત પાવેજી;
રૂપ રત્ન સુખ સંપતિ વાધેજી, જે જિનધર્મ આરાધેજી. ધન૦ ૧૯
સુણતાં ભણતાં પાપ પલાવે, જ્ઞાન કલાદિક પાવેજી;
જે નર હોશે જાણ પ્રવીણા, તે ઇણ અધિકારેં લીણાજી. ધન૦ ૨૦
મોર તણા જે મેલૂ હોઇ, તે ઇણ સાહમો ન જોઇજી;
કરેશે કલ્પના કૂડી આખી, કિણ દીઠી કુણ સાખીજી. ધન૦ ૨૧
વીર વિવેક તણા જે ભાઇ, કરશે પ્રીતિ સવાઇજી;
આતમજ્ઞાન તણા જે રસિયા, તસુ મન વચન એ વસિયાજી. ધન૦ ૨૨
પરમાદી પ્રાયેં સંસારી, શુદ્ધ ઉપયોગ વિસારીજી;
આગમથી ઉપરાંઠા જે હો, મિચ્છામિ દુક્કડ તેહોજી. ધન૦ ૨૩
જ્ઞાન તણી એ મંજરી મહકે, નવ નવ ઢાલે લહેકેજી;
ચતુરાને એ કંઠે છાજે, આતમગુણ ધરી રાજેજી. ધન૦ ૨૪
છ ખંડે કરી ચોપાઇ દીપે, મિથ્યા ભાવને જીપેજી;
આતમ દર્શી અર્થ કરેશીજી, આનંદ અંગ મહેસીજી. ધન૦ ૨૫
ભાવભક્તિ કરી ભવીજન ભણસે, જે કોઇ આવી સુણસેજી;
ધર્મમંદિર કહે એ પરધાના, આપે નવેઇ નિધાનાજી. ધન૦ ૨૬

**મોહ-વિવેક સંપૂર્ણ.**

# પંડિત શ્રી દેવચંદ્રજી.

પંડિત શ્રી દેવચંદ્રજી ખરતર ગચ્છને વિષે ૧૭૦૦ ના સૈકાની લગભગમાં થયા છે.

તેઓશ્રીના ગુરૂશ્રીનું નામ દિપચંદ્રજી હતું.

## ચતુર્વિંશતિ.

### સ્તવના ૧ લી.

( નિદ્રડી વેરણ હુઈ રહી.—એ દેશી. )

ઋષભ જિણંદશું પ્રીતડી, કિમ કીજે હો કહો ચતુર વિચાર;
પ્રભુજી જઇ અલગા વસ્યા, તિહાં કિણે નવિ હો કો વચન ઉચ્ચાર. ઋષભ૦ ૧.

કાગલ પણ પોહોંચે નહિ, નવિ પોહોંચે હો તિહાં કો પરધાન;
જે પોહોંચે તે તુમ સમો, નહિ ભાખે હો કોઇનું વ્યવધાન. ઋષભ૦ ૨.

પ્રીતિ કરે તે રાગીયા, જિનવરજી હો તુમે તો વીતરાગ;
પ્રીતડી જેહ અરાગીથી, ભેલવવી હો લોકોત્તર માગ. ઋષભ૦ ૩.

પ્રીતિ અનાદિની વિષ ભરી, તે રીતે હો કરવા મુઝ ભાવ;
કરવી નિર્વિષ પ્રીતડી, કિણ ભાતે હો કહો બને બનાવ. ઋષભ૦ ૪.

પ્રીતિ અનંતી પરથકી, જે તોડે હો તે જોડે એહ;
પરમ પુરૂષથી રાગતા, એકત્વતા હો દાખી ગુણ ગેહ. ઋષભ૦ ૫.

પ્રભુજીને અવલંબતાં, નિજ પ્રભુતા હો પ્રગટે ગુણરાશ;
દેવચંદ્રની સેવના, આપે મુઝ હો અવિચલ સુખવાસ. ઋષભ૦ ૬.

## સ્તવના ૨ જી.

( દેખો ગતિ દૈવની રે.—એ દેશી. )

જ્ઞાનાદિક ગુણ સંપદા રે, તુઝ અનંત અપાર;
તે સાંભલતાં ઉપની રે, રૂચિ તેણે પાર ઉતાર,
અજિત જિન તારજો રે, તારજો દીન દયાળ. અજિત૦ ૧.
જે જે કારણ જેહનાં રે, સામગ્રી સંયોગ;
મળતાં કારજ નીપજે રે, કર્ત્તા તણે પ્રયોગ. અજિત૦ ૨.
કાર્ય સિદ્ધિ કર્ત્તા વસુ રે, લહિ કારણ સંયોગ;
નિજ પદ કારક પ્રભુ મિલ્યા રે, હોય નિમિત્તહ ભોગ. અજિત૦ ૩.
અજકુલ ગત કેસરી લહે રે, નિજપદ સિંહ નિહાળ;
તિમ પ્રભુ ભકતે ભવિ લહે રે, આતમ શક્તિ સંભાળ. અજિત૦ ૪.
કારણ પદ કર્તાપણે રે, કરી આરોપ અભેદ;
નિજપદ અરથી પ્રભુ થકી રે, કરે અનેક ઉમેદ. અજિત૦ ૫.
એહવા પરમાતમ પ્રભુ રે, પરમાનંદ સ્વરૂપ;
સ્યાદવાદ સત્તા રસી રે, અમલ અખંડ અનૂપ. અજિત૦ ૬.
આરોપિત સુખ ભ્રમ ટલ્યો રે, ભાસ્યો અવ્યાબાધ;
સમર્યું અભિલાષીપણું રે, કરતા સાધન સાધ્ય. અજિત૦ ૭.
ગ્રાહકતા સ્વામિત્વતા રે, વ્યાપક ભોક્તા ભાવ;
કારણતા કારજતા દશા રે, સકલ ગ્રહ્યું નિજભાવ. અજિત૦ ૮.
શ્રદ્ધા ભાસન રમણતા રે, દાનાદિક પરિણામ;
સકલ થયા સત્તારસી રે, જીનવર દરિસણ પામ. અજિત૦ ૯.
તિણે નિર્યામક માહણો રે, વૈદ્ય ગોપ આધાર;
દેવચંદ્ર સુખસાગર રે, ભાવ ધરમ દાતાર અજિત૦ ૧૦.

## સ્તવના ૩ જી.

( ધણુરા ઢોલા—એ દેશી. )

શ્રી સંભવજિન રાજજી રે, તાહરૂં અકલ સ્વરૂપ. જિનવર પૂજો;
સ્વપરપ્રકાશક દિનમણિ રે, સમતા રસનો ભૂપ. જિનવર૦ ૧.
પૂજો પૂજો રે ભવિક જિન પૂજો, પ્રભુ પૂજ્યા પરમાનંદ. જિનવર૦ એ આંકણી.

અવિસંવાદ નિમિત્ત છો રે, જગત જંતુ સુખ કાજ; જિનવર૦
હેતુ સત્ય બહુ માનથી રે, જિન સેવ્યાં શિવરાજ. જિનવર૦ ૨.
ઉપાદાન આતમ સહી રે, પુષ્ટાલંબન દેવ; જિનવર૦
ઉપાદાન કારણપણે રે, પ્રગટ કરે પ્રભુ સેવ. જિનવર૦ ૩.
કાર્ય ગુણ કારણપણે રે, કારણ કાર્ય અનૂપ; જિનવર૦
સકલ સિદ્ધતા તાહરી રે, માહારે સાધનરૂપ, જિનવર૦ ૪.
એકવાર પ્રભુ વંદના રે, આગમ રીતે થાય; જિનવર૦
કારણ સત્યે કાર્યની રે, સિદ્ધિ પ્રતીતિ કરાય. જિનવર૦ ૫.
પ્રભુપણે પ્રભુ ઓલખી રે, અમલ વિમલ ગુણ ગેહ; જિનવર૦
સાધ્યદૃષ્ટિ સાધકપણે રે, વંદે ધન્ય નર તેહ. જિનવર૦ ૬.
જન્મ કૃતારથ તેહનો રે, દિવસ સફલ પણ તાસ; જિનવર૦
જગત શરણ જિન ચરણને રે, વંદે ધરિય ઉલ્લાસ જિનવર૦ ૭.
નિજ સત્તા નિજ ભાવથી રે, ગુણ અનંતનું ઠાણ; જિનવર૦
દેવચંદ્ર જિન રાજજી રે, શુદ્ધ સિદ્ધ સુખ ખાણ. જિનવર૦ ૮.

## સ્તવના ૪ થી.

( બ્રહ્મચરિજ પદ પૂજીયેં.—એ દેશી. )

ક્યું જાણું ક્યું બની આવહી, અભિનંદન રસ રીતિ હો મિત્ત;
પુદ્ગલ અનુભવ ત્યાગથી, કરવી જસુ પરતીત હો મિત્ત. ક્યું૦ ૧.
પરમાતમ પરમેશ્વરૂ, વસ્તુગતે તે અલિપ્ત હો મિત્ત;
દ્રવ્યે દ્રવ્ય મિલે નહીં, ભાવે તે અન્ય અવ્યાપ્ત હો મિત્ત. ક્યું૦ ૨.
શુદ્ધ સ્વરૂપ સનાતનો, નિર્મલ જે નિઃસંગ હો મિત્ત;
આતમ વિભૂતિ પરિણમ્યો, ન કરે તે પરસંગ હો મિત્ત. ક્યું૦ ૩.
પણ જાણું આગમબલે, મિલવું તુમ પ્રભુ સાથ હો મિત્ત;
પ્રભુ તો સ્વસંપત્તિમયી, શુદ્ધ સ્વરૂપનો નાથ હો મિત્ત. ક્યું૦ ૪.
પર પરિણામિકતા અછે, જે તુઝ પદ્ગલ જોગ હો મિત્ત;
જડ ચલ જગની એઠનો, ન ઘટે તુઝને ભોગ હો મિત્ત. ક્યું૦ ૫.
શુદ્ધ નિમિત્તિ પ્રભુ ગ્રહો, કરી અશુદ્ધ પર હેય હો મિત્ત;
આત્માલંબી ગુણ લહી, સહુ સાધકનો ધ્યેય હો મિત્ત. ક્યું૦ ૬.
જિમ જિનવર આલંબને, વધે સધે એક તાન હો મિત્ત;

તિમ તિમ આત્માલંબની, ગ્રહે સ્વરૂપ નિદાન હો મિત્ત. ક્યું૦ ૭.
સ્વસ્વરૂપ એકત્વતા, સાધે પુર્ણાનંદ હો મિત્ત;
રમે ભોગવે આતમા, રત્નત્રયી ગુણ વૃંદ હો મિત્ત. ક્યું૦ ૮.
અભિનંદન અવલંબને, પરમાનંદ વિલાસ હો મિત્ત;
દેવચંદ્ર પ્રભુ સેવના, કરિ અનુભવ અભ્યાસ હો મિત્ત. ક્યું૦ ૯.

## સ્તવના ૫ મી.

( દેશી કડખાની. )

અહો શ્રી સુમતિ જિન શુદ્ધતા તાહરી, સ્વગુણ પર્યાય પરિણામ રામી;
નિત્યતા એકતા અસ્તિતા ઇતરયુત, ભોગ્ય ભોગી થકો પ્રભુ અકામી. અહો૦ ૧.
ઉપજે વ્યય લહે તહવિ તેહવો રહે, ગુણ પ્રમુખ બહુલતા તહવિ પિંડી;
આત્મભાવે રહે અપરતા નવિ ગ્રહે, લોક પ્રદેશ મિત પણ અખંડિ. અહો૦ ૨.
કાર્ય કારણપણે પરિણમે તહવિ ધ્રુવ, કાર્ય ભેદે કરે પણ અભેદી;
કર્તૃતા પરિણમે નવ્યતા નવિ રમે, સકલવેત્તા થકો પણ અવેદી. અહો૦ ૩.
શુદ્ધતા બુદ્ધતા દેવ પરમાત્મતા, સહજ નિજ ભાવ ભોગી અયોગી;
સ્વપર ઉપયોગી તાદાત્મ્ય સત્તારસી, શક્તિ પ્રયુંજતો ન પ્રયોગી. અહો૦ ૪.
વસ્તુ નિજ પરિણતે સર્વ પરિણામકા, એટલે કોઇ પ્રભુતા ન પામે;
કરે જાણે રમે અનુભવે તે પ્રભુ, તત્ત્વ સ્વામિત્વ શુચિ તત્વ ધામે. અહો૦ ૫.
જીવ નવિ પુગ્ગલી નૈવ પુગ્ગલ કદા, પુગ્ગલાધાર નહીં તાસ રંગી;
પરતણો ઇશ નહી અપર ઐશ્વર્યતા, વસ્તુ ધર્મે કદા ન પરસંગી. અહો૦ ૬.
સંગ્રહે નહીં આપે નહીં પરભણી, નવિ કરે આદરે નપર રાખે;
શુદ્ધ સ્યાદ્વાદ નિજ ભાવ ભોગીજિકે, તેહ પરભાવને કેમ ચાખે. અહો૦ ૭.
તાહરી શુદ્ધતા ભાસ આશ્ચર્યથી, ઉપજે રૂચિ તેણે તત્વ ઇહે;
તત્વરંગી થયો દોષથી ઉભગ્યો, દોષ ત્યાગે ઢલે તત્વ લીહે. અહો૦ ૮.
શુદ્ધ માર્ગે વધ્યા સાધ્ય સાધન સધ્યો, સ્વામી પ્રતિછંદે સત્તા આરાધે;
આત્મ નિષ્પત્તિ તિમ સાધના નવિ ટકે, વસ્તુ ઉત્સર્ગ આતમ સમાધે. અહો૦ ૯.
માહરી શુદ્ધ સત્તા તણી પૂર્ણતા, તેહનો હેતુ પ્રભુ તુંહિ સાચો;
દેવચંદ્રે સતવ્યો મુનિગણે અનુભવ્યો, તત્વ ભકતે ભવિક સકલ રાચો. અહો૦ ૧૦.

## સ્તવના ૬ ઠી.

( હું તુજ આગલ શી કહું કેશરીયાલાલ.—એ દેશી.)

શ્રી પદ્મપ્રભ જિન ગુણ નિધિ રે લાલ, જગતારક જગદીશરે વાલ્હેસર;
જિન ઉપગાર થકી લહે રે લાલ, ભવિજન સિદ્ધિ જગીશ રે. વાલ્હેસર. તુઝ૦ ૧.
તુઝ દરિસણ મુઝ વાલહું રે લાલ, દરિસણ શુદ્ધ પવિત્ત રે; વાલ્હેસર;
દર્શન શબ્દ નયે કરે રે લાલ, સંગ્રહ એવંભૂત રે. વાલ્હેસર. તુઝ૦ ૨.
બીજે વૃક્ષ અનંતતા રે લાલ, પ્રસરે ભૂજલ યોગ રે; વાલ્હેસર;
તિમ મુઝ આતમ સંપદા રે લાલ, પ્રગટે પ્રભુ સંયોગ રે. વાલ્હેસર. તુઝ૦ ૩.
જગત જંતુ કારજ રૂચી રે લાલ, સાધે ઉદયે ભાણુ રે; વાલ્હેસર;
ચિદાનંદ સુવિલાસતા રે લાલ, વાધે જિનવર ઝાણુ રે. વાલ્હેસર. તુઝ૦ ૪.
લબ્ધિ સિદ્ધિ મંત્રાક્ષરે રે લાલ, ઉપજે સાધન સંગ રે; વાલ્હેસર;
સહજ અધ્યાતમ તત્વતા રે લાલ, પ્રગટે તત્વી રંગ રે. વાલ્હેસર. તુઝ૦ ૫.
લોહ ધાતુ કંચન હુવે રે લાલ, પારસ ફરસન પામી રે; વાલ્હેસર;
પ્રગટે અધ્યાતમ દશા રે લાલ, વ્યક્ત ગુણી ગુણ ગ્રામ રે. વાલ્હેસર. તુઝ૦ ૬.
આતમ સિદ્ધિ કારજ ભણિ રે લાલ, સહજ નિયામક હેતુ રે; વાલ્હેસર;
નામાદિક જિનરાજનાં રે લાલ, ભવસાગર માંહે સેતુ રે. વાલ્હેસર. તુઝ૦ ૭.
સ્થંભન ઇંદ્રિય યોગનોરે લાલ, રક્ત વરણ ગુણ રાય રે; વાલ્હેસર;
દેવચંદ્ર વૃંદે સ્તવ્યો રે લાલ, આપ અવર્ણ અકાયરે. વાલ્હેસર. તુઝ૦ ૮.

## સ્તવના ૭ મી.

( હો સુંદરતપ સરિખો, જગ કો નહીં. એ દેશી. )

શ્રી સુપાસ આનંદમેં, ગુણ અનંતનો કંદ હો; જિનજી૦
જ્ઞાનાનંદે પૂરણો, પવિત્ર ચારિત્રાનંદ હો. જિનજી૦ શ્રીસુપાસ૦ ૧.
સંરક્ષણ વિણુ નાથ છો, દ્રવ્ય વિના ધનવંત હો; જિનજી૦
કર્ત્તા પદ કિરિયા વિના, સંત અજેય અનંત હો. જિનજી૦ શ્રીસુપાસ૦ ૨.
અગમ અગોચર અમર તું અવ્યય ઋદ્ધિ સમૂહ હો; જિનજી૦
વર્ણ ગંધરસ ફરસવિણ,નિજ ભોક્તા ગુણ વ્યૂહ હો. જિનજી૦ શ્રીસુપાસ૦ ૩.
અક્ષય દાન અચિંતના, લાભ અયત્ને ભોગ હો; જિનજી૦
વીર્ય શકિત અપ્રયાસતા,શુદ્ધ સ્વગુણ ઉપભોગ હો. જિનજી૦ શ્રીસુપાસ૦ ૪.

એકાંતિક આત્યંતિકો, સહજ અકૃત સ્વાધીન હો; જિનજી૦
નિરૂપચરિત નિર્દ્વંદ્વસુખ, અન્ય અહેતુક પીનહો. જિનજી૦ શ્રીસુપાસ૦ ૫.
એક પ્રદેશે તાહરે, અવ્યાબાધ સમાય હો; જિનજી૦
તસુ પર્યાય અવિભાગતા, સર્વાકાશ ન માય હો. જિનજી૦ શ્રીસુપાસ૦ ૬.
એમ અનંત ગુણનો ધણી,ગુણ ગણનો આનંદ હો; જિનજી૦
ભોગર મણ આસ્વાદ યુત, પ્રભુ તું પરમાનંદ હો. જિનજી૦ શ્રીસુપાસ૦ ૭.
અવ્યાબાધ રૂચિ થઇ, સાધે અવ્યાબાધ હો; જિનજી૦
દેવચંદ્ર પદ તે લહે, પરમાનંદ સમાધ હો. જિનજી૦ શ્રીસુપાસ૦ ૮.

## સ્તવના ૮ મી.

( શ્રી શ્રેયાંસ જિન અંતરજામી.—એ દેશી. )

શ્રી ચંદ્રપ્રભ જિનપદ સેવા, હેવાએ જે હલિયાજી;
આતમ ગુણ અનુભવથી મલિયા, તે ભવ ભયથી ટલિયાજી. શ્રીચંદ્રપ્રભ૦ ૧.
દ્રવ્ય સેવ વંદન નમનાદિક, અર્ચન વલી ગુણગ્રામોજી;
ભાવ અભેદ થવાની ઇહા, પરભાવે નિઃકામોજી. શ્રીચંદ્રપ્રભ૦ ૨.
ભાવ સેવ અપવાદે નૈગમ, પ્રભુ ગુણને સંકલ્પેજી;
સંગ્રહ સત્તા તુલ્યારોપે, ભેદાભેદ વિકલ્પેજી. શ્રીચંદ્રપ્રભ૦ ૩.
વ્યવહારે બહુ માન જ્ઞાન નિજ, ચરણે જિન ગુણ રમણાજી;
પ્રભુ ગુણ આલંબી પરિણામે, ઋજુ પદ ધ્યાન સ્મરણાજી. શ્રીચંદ્રપ્રભ૦ ૪.
શબ્દે શુકલ ધ્યાનારોહણ, સમભિરૂઢ ગુણ દશમેજી;
બીઅ શુકલ અવિકલ્પ એકત્વે, એ૦ ૧ તે અમમેજી. શ્રીચંદ્રપ્રભ૦ ૫.
ઉત્સર્ગે સમકિત ગુણ પ્રગટ્યો, નૈગમ પ્રભુતા અંશેજી;
સંગ્રહ આતમ સત્તા લંબી, મુનિપદ ભાવ પ્રશંસેજી. શ્રીચંદ્રપ્રભ૦ ૬.
ઋજુસૂત્રે જે શ્રેણિપદસ્થે, આતમ શક્તિ પ્રકાશેજી;
યથાખ્યાત પદ શબ્દ સ્વરૂપે, શુદ્ધ ધર્મ ઉલ્લાસેજી. શ્રીચંદ્રપ્રભ૦ ૭.
ભાવ સયોગિ અયોગિ શૈલેશે, અંતીમ દુગ નય જાણોજી;
સાધનતાએ નિજ ગુણ વ્યક્તિ, તેહ સેવના વખાણોજી. શ્રીચંદ્રપ્રભ૦ ૮.
કારણ ભાવ તેહ અપવાદે, કાર્ય રૂપ ઉત્સર્ગેજી;
આત્મભાવ તે ભાવ દ્રવ્ય પદ, બાહ્ય પ્રવૃત્તિ નિસર્ગેજી. શ્રીચંદ્રપ્રભ૦ ૯.
કારણ ભાવ પરંપર સેવન, પ્રગટે કારજ ભાવોજી;

કારજ સિદ્ધે કારણતા વ્યય, શુચિ પરિણામિક ભાવેજી. શ્રીચંદ્રપ્રભ૦ ૧૦.
પરમ ગુણી સેવક તન્મયતા, નિશ્ચય ધ્યાને ધ્યાવેજી;
શુદ્ધાતમ અનુભવ આસ્વાદી, દેવચંદ્ર પદ પાવેજી. શ્રીચંદ્રપ્રભ૦ ૧૧.

## સ્તવના ૯ મી.

(થારા મહેલા ઉપર મેહ, ઝરૂખે વીજલી હો લાલ.—એ દેશી.)

દીઠા સુવિધિ જિણંદ, સમાધિરસે ભર્યો હો લાલ,
ભાસ્યું આત્મસ્વરૂપ, અનાદિનો વિસર્યો હો લાલ; અનાદિનો૦
સકલ વિભાવ ઉપાધિ, થકી મન ઓસર્યો હો લાલ, થકી૦
સત્તા સાધન માર્ગ, ભણી એ સંચર્યો હો લાલ. ભણી૦ ૧.
તુમ પ્રભુ જાણગ રીતિ, સરવ જગ દેખતા હો લાલ, સરવ૦
નિજ સત્તાએ શુદ્ધ, સહુને લેખતા હો લાલ; સહુને૦
પર પરિણતિ અદ્વેષ, પણે ઉવેખતા હો લાલ, પણે૦
ભાગ્યપણે નિજ શક્તિ, અનંત ગવેખતા હો લાલ. અનંત૦ ૨.
દાનાદિક નિજ ભાવ, હતા જે પરવશા હો લાલ, હતા૦
તે નિજ સનમુખ ભાવ, ગ્રહી લહી તુઝ દશા હો લાલ; ગ્રહી૦
પ્રભુનો અદ્ભુત યોગ, સ્વરૂપ તણી રસા હો લાલ, સ્વરૂપ૦
ભાસે વાસે તાસ, જાસ ગુણ તુઝ જિસા હો લાલ. જાસ૦ ૩.
મોહાદિકની ઘૂમિ, અનાદિની ઉતરે હો લાલ, અનાદિની૦
અમલ અખંડ અલિપ્ત, સ્વભાવજ સાંભરે હો લાલ; સ્વભાવજ૦
તત્ત્વ રમણ શુચિ ધ્યાન, ભણી જે આદરે હો લાલ, ભણી૦
તે સમતારસ ધામ, સ્વામી મુદ્રા વરે હો લાલ. સ્વામી૦ ૪.
પ્રભુ છો ત્રિભુવન નાથ, દાસ હું તાહરો હો લાલ, દાસ૦
કરુણાનિધિ અભિલાપ, અછે મુઝ એ ખરો હો લાલ; અછે૦
આત્મવસ્તુ સ્વભાવ, સદા મુઝ સાંભરો હો લાલ, સદા૦
ભાસન વાસન એહ, ચરણ ધ્યાને ધરો હો લાલ. ચરણ૦ ૫.
પ્રભુમુદ્રાને યોગ, પ્રભુ પ્રભુતા લખે હો લાલ, પ્રભુ૦
દ્રવ્ય તણે સાધર્મ્ય, સ્વસંપતિ ઓલખે હો લાલ; સ્વસંપતિ૦
ઓલખતાં બહુ માન, સહિત રૂચિ પણ વધે હો લાલ, સહિત૦
રૂચિ અનુયાયી વીર્ય, ચરણ ધારા સધે હો લાલ. ચરણ૦ ૬.

ક્ષાયોપશમિક ગુણ સર્વ, થયા તુઝ ગુણ રસી હો લાલ, થયા૦
સત્તા સાધન શક્તિ, વ્યક્તતા ઉલ્લસી હો લાલ; વ્યક્તતા૦
હવે સંપૂરણ સિદ્ધ, તણી શી વાર છે હો લાલ, તણી૦
દેવચંદ્ર જિનરાજ, જગત આધાર છે હો લાલ. જગત૦ ૭.

## સ્તવના. ૧૦ મી.

( આદર જીવ ક્ષમા ગુણ આદર.—એ દેશી. )

શીતળ જિનપતિ પ્રભુતા પ્રભુની, મુઝથી કહિય ન જાયજી;
અનંતતા નિર્મલતા પૂર્ણતા, જ્ઞાન વિના ન જણાયજી. શીતળ૦ ૧.
ચરમજલધિ જલમિણે અંજલી, ગતિ ઝીપે અતિવાયજી;
સર્વ આકાશ ઓલંઘે ચરણે, પણ પ્રભુતા ન ગણાયજી. શીતળ૦ ૨.
સર્વ દ્રવ્ય પ્રદેશ અનંતા, તેહથી ગુણ પર્યાયજી;
તાસ વર્ગથી અનંત ગુણું પ્રભુ. કેવળજ્ઞાન કહાયજી. શીતળ૦ ૩.
કેવળ દર્શન એમ અનંતું, ગ્રહે સામાન્ય સ્વભાવજી;
સ્વપર અનંતથી ચરણ અનંતુ, સમરણ સંવર ભાવજી. શીતળ૦ ૪.
દ્રવ્ય ક્ષેત્રને કાલ ભાવ ગુણ, રાજનીતિ એ ચારજી;
ત્રાસ વિના જડ ચેતન પ્રભુની, કોઇ ન લોપે કારજી. શીતળ૦ ૫.
શુદ્ધાશય થિર પ્રભુ ઉપયોગે, જે સમરે તુજ નામજી;
અવ્યાબાધ અનંતુ પામે, પરમ અમૃત સુખધામજી. શીતળ૦ ૬.
આણી ઇશ્વરતા નિર્ભયતા, નિર્વાંછકતા રૂપજી;
ભાવ સ્વાધિન તે અવ્યય રીતે, ઇમ અનંત ગુણ ભુપજી. શીતળ૦ ૭.
અવ્યાબાધ સુખ નિર્મળ તે તો, કરણ જ્ઞાને ન જણાયજી;
તેહજ એહનો જાણગ ભોક્તા, જે તુમ સમ ગુણ રાયજી. શીતળ૦ ૮.
એમ અનંત દાનાદિક નિજગુણ, વચનાતિત પંડુરજી;
વાસન ભાસન ભાવે દુર્લભ, પ્રાપતી તો અતિ દુરજી. શીતળ૦ ૯.
સકલ પ્રત્યક્ષપણે ત્રિભુવન ગુરૂ, જાણું તુઝ ગુણ ગ્રામજી;
બીજું કાંઇ ન માગું સ્વામી, એહિજ છે મુઝ કામજી. શીતળ૦ ૧૦.
એમ અનંત પ્રભુતા સર્દહતાં, અર્ચે જે પ્રભુ રૂપજી;
દેવચંદ્ર પ્રભુતા તે પામે, પરમાનંદ સ્વરૂપજી. શીતળ૦ ૧૧.

## સ્તવના. ૧૧ મી.

( પ્રાણી વાણી જિનતણી.-એ દેશી. )

શ્રી શ્રેયાંસ પ્રભુ તણો, અતિ અદ્ભુત સહજાનંદ રે;
ગુણ એકવિધ ત્રિક પરણુમ્યો, એમ ગુણ અનંતનો વૃંદ રે;
મુનિચંદ જિણંદ અમંદ દિણંદ પરે,નિત્ય દીપતો સુખકંદ રે. એ આંકણી. ૧.
નિજ જ્ઞાને કરી જ્ઞેયનો, જ્ઞાયક જ્ઞાતા પદ ઇશરે;
દેખે નિજ દર્શન કરી, નિજ દશ્ય સામાન્ય જગીશ રે. મુનિચંદ૦ ૨.
નિજ રમ્યે રમણ કરો, પ્રભુ ચારિત્રે રમતા રામ રે;
ભોગ અનંતને ભોગવો, ભોગે તેણે ભોક્તા સ્વામ રે. મુનિચંદ૦ ૩.
દેય દાન નિત દીજતે, અતિ દાતા પ્રભુ સ્વયંભવ રે;
પાત્ર તુમ્હે નિજ શક્તિના, ગ્રાહક વ્યાપકમય દેવ રે. મુનિચંદ૦ ૪.
પરિણામિક કારજ તણો, કર્ત્તા ગુણ કરણે નાથ રે;
અક્રિય અક્ષય સ્થિતિમયી, નિકલંક અનંતી આથરે. મુનિચંદ૦ ૫.
પરિણામિક સત્તા તણો, આવિર્ભાવ વિલાસ નિવાસ રે;
સહજ અકૃત્રિમ અપરાશ્રયી, નિર્વિકલ્પ ને નિઃપ્રયાસ રે. મુનિચંદ૦ ૬.
પ્રભુ પ્રભુતા સંભારતાં, ગાતાં કરતાં ગુણગ્રામ રે;
સેવક સાધનતા વરે, નિજ સંવર પરિણતિ પામ રે. મુનિચંદ૦ ૭.
પ્રગટ તત્વતા ધ્યાવતાં, નિજ તત્વનો ધ્યાતા થાય રે;
તત્વરમણ એકાગ્રતા, પૂરણ તત્વે એહ સમાય રે. મુનિચંદ૦ ૮.
પ્રભુ દીઠે મુઝ સાંભરે, પરમાતમ પૂર્ણાનંદ રે;
દેવચંદ્ર જિનરાજના, નિત્ય વંદો પય અરવિંદ રે. મુનિચંદ૦ ૯.

## સ્તવન ૧૨ મી.

( પંથડો નિહાલું રે બીજા જિન તણો રે.-એ દેશી. )

પૂજના તો કીજે રે બારમા જિનતણી રે, જસુ પ્રગટ્યો પૂજ્ય સ્વભાવ;
પરકૃત પૂજા રે જે ઇચ્છે નહીં રે, સાધક કારજ દાવ. પૂજના૦ ૧.
દ્રવ્યથી પૂજા રે કારણ ભાવનું રે, ભાવ પ્રશસ્તને શુદ્ધ;
પરમ ઇષ્ટ વલ્લભ ત્રિભુવન ધણી રે, વાસુપૂજ્ય સ્વયંબુદ્ધ. પૂજના૦ ૨.
અતીશય મહિમા રે અતિ ઉપગારતા રે, નિર્મલ પ્રભુ ગુણ રાગ;

સુરમણિ સુરઘટ સુરતરૂ તું છતે રે, જિત રાગી મહાભાગ. પૂજના૦ ૩.
દર્શન જ્ઞાનાદિક ગુણ આતમના રે, પ્રભુ પ્રભુતા લયલીન;
શુદ્ધ સ્વરૂપી રૂપે તન્મયી રે, તસુ આસ્વાદન પીન. પૂજના૦ ૪.
શુદ્ધ તત્વ રસ રંગી ચેતના રે, પામે આતમસ્વભાવ;
આત્માલંબી નિજ ગુણ સાધતો રે, પ્રગટે પૂજ્યસ્વભાવ. પૂજના૦ ૫.
આપ અકર્તા સેવાથી હુવે રે, સેવક પૂરણ સિદ્ધિ;
નિજ ધન ન દીયે પણ આશ્રિત લહે રે, અક્ષય અક્ષર રિદ્ધિ. પૂજના૦ ૬.
જિનવર પૂજા રે તે નિજ પૂજના રે, પ્રગટે અન્વય શક્તિ;
પરમાનંદ વિલાસી અનુભવે રે, દેવચંદ્ર પદ વ્યક્તિ. પૂજના૦ ૭.

## સ્તવના ૧૩ મી.

( દાસ અરદાસ શી પેરે કરેજી.—એ દેશી. )

વિમલજિન વિમલતા તાહરીજી, અવર બીજે ન કહાય;
લઘુ નદી જિમ તિમ લંઘીયેજી, સ્વયંભુરમણ ન તરાય. વિમલજિન૦ ૧.
સયલ પુઢવી ગિરિ જલ તરૂજી, કોઇ તોલે એક હથ્થ;
તેહ પણ તુઝ ગુણ ગણ ભણીજી, ભાખવા નહિ સમરથ. વિમલજિન૦ ૨.
સર્વ પુદ્ગળ નભ ધર્મનાજી, તેમ અધર્મ પ્રદેશ;
તાસ ગુણ ધર્મ પજ્જવ સહુજી, તુઝ ગુણ એકતણો લેશ. વિમલજિન૦ ૩.
એમ નિજ ભાવ અનંતનીજી, અસ્તિતા કેટલી થાય;
નાસ્તિતા સ્વપર પદ અસ્તિતાજી, તુઝ સમકાલ સમાય. વિમલજિન૦ ૪.
તાહરા શુદ્ધ સ્વભાવનેજી, આદરે ધરી બહુ માન;
તેહને તેહીજ નીપજેજી, એ કોઇ અદ્ભુત તાન. વિમલજિન૦ ૫.
તુમ્હ પ્રભુ તુમ્હ તારક વિભુજી, તુમ સમો અવર ન કોય;
તુમ દરિસણ થકી હું તર્યોજી, શુદ્ધ આલંબન હોય. વિમલજિન૦ ૬.
પ્રભુ તણી વિમલતા ઓલખીજી, જે કરે થિર મન સેવ;
દેવચંદ્ર પદ તે લહેજી, વિમલ આનંદ સ્વયમેવ. વિમલજિન૦ ૭.

## સ્તવના ૧૪ મી.

( દીઠી હો પ્રભુ દીઠી જગગુરૂ તુઝ.—એ દેશી. )

મૂરતિ હો પ્રભુ મૂરતિ અનંત જિણંદ, તાહરી હો પ્રભુ તાહરી મુઝ નયણે વશીજી.

સમતા હો પ્રભુ સમતા રસનો કંદ, સહેજે હો પ્રભુ સહેજે અનભવ રસ લસીજી. ૧.
ભવદવ હો પ્રભુ ભવદવ તાપિત જીવ, તેહને હો પ્રભુ તેહને અમૃત ઘન સમીજી;
મિથ્યા વિષ હો પ્રભુ મિથ્યા વિષની ખીવ, હરવા હો પ્રભુ હરવા જાંગુલિ મન રમીજી. ૨.
ભાવ હો પ્રભુ ભાવ ચિંતામણી એહ, આતમ હો પ્રભુ આતમ સંપતિ આપવાજી;
એહિજ હો પ્રભુ એહિજ શિવસુખ ગેહ, તત્વ હો પ્રભુ તત્વાલંબન થાપવાજી. ૩.
જાયે હો પ્રભુ જાએ આશ્રવ ચાલ, દીઠે હો પ્રભુ દીઠે સંવરતા વધેજી
રત્ન હો પ્રભુ રત્નત્રયી ગુણમાલ, અધ્યાતમ હો પ્રભુ અધ્યાત્મ સાધન સધેજી. ૪.
મીઠી હો પ્રભુ મીઠી સૂરત તુઝ, દીઠી હો પ્રભુ દીઠી રૂચિ બહુ માનથીજી;
તુઝ ગુણ હો પ્રભુ તુઝ ગુણ ભાસન યુક્ત, સેવે હો પ્રભુ સેવે તસુ ભવ ભય નથીજી. ૫.
નામે હો પ્રભુ નામે અદ્ભુત રંગ, ઠવણા હો પ્રભુ ઠવણા દીઠે ઉલ્લસેજી;
ગુણ આસ્વાદ હો પ્રભુ ગુણ આસ્વાદ અભંગ, તન્મય હો પ્રભુ તન્મયતાએ જે ધસેજી. ૬.
ગુણ અનંત હો પ્રભુ ગુણ અનંતનો વૃંદ, નાથ હો પ્રભુ નાથ અનંતને આદરેજી;
દેવચંદ્ર હો પ્રભુ દેવચંદ્રને આનંદ; પરમ હો પ્રભુ પરમ મહોદય તે વરેજી. ૭.

## સ્તવના ૧૫ મી.

( સફલ સંસાર અવતાર એ હું ગણું.—એ દેશી. )

ધર્મ જગનાથનો ધર્મ સુચિ ગાઇયે, આપણો આતમા તેહવો ભાવિયે;
જાતિ જસુ એકતા તેહ પલટે નહીં, શુદ્ધ ગુણ પજ્જવા વસ્તુ સત્તામયી. ૧.
નિત્ય નિરવયવ વલિ એક અક્રિયપણે, સર્વ ગત તેહ સામાન્ય ભાવે ભણે;
તેહથી ઇતર સાવયવ વિશેષતા, વ્યક્તિભેદે પડે તેહની ભેદતા. ૨.
એકતા પિંડને નિત્ય અવિનાશતા, અસ્તિ નિજ ઋદ્ધિથી કાર્ય ગત ભેદતા:
ભાવ શ્રુત ગમ્ય અભિલાપ્ય અનંતતા, ભવ્ય પર્યાયની જે પરાવર્ત્તિતા. ૩.
ક્ષેત્ર ગુણ ભાવ અવિભાગ અનેકતા, નાશ ઉત્પાદ અનિત્ય પર નાસ્તિતા;
ક્ષેત્ર વ્યાપ્યત્વ અભેદ અવ્યક્તતા, વસ્તુ તે રૂપથી નિત્ય અભવ્યતા. ૪.
ધર્મ પ્રાગ્ભાવતા સકલ ગુણ શુદ્ધતા, ભોગ્યતા કર્તૃતા રમણ પરિણામતા;
શુદ્ધ સ્વપ્રદેશતા તત્વ ચેતન્યતા, વ્યાપ્ય વ્યાપક તથા ગ્રાહ્ય ગ્રાહક ગતા. ૫.
સંગ પરિહારથી સ્વામી નિજ પદ લહ્યું, શુદ્ધ આત્મિક આનંદ પદ સંગ્રહ્યું:
જદપિ પરભાવથી હું ભવોદધિ વસ્યો, પરતણો સંગ સંસારતાયે ગ્રસ્યો. ૬.
તદપિ સત્તા ગુણે જીવ એ નિર્મલો, અન્ય સંશ્લેષ જિમ સ્ફટિક નવિ શામલો;
જે પરોપાધિથી દુષ્ટ પરિણતિ ગ્રહી, ભાવ તાદાત્મ્યમાં માહરૂં તે નહીં. ૭.

તિણે પરમાત્મ પ્રભુ ભક્તિ રંગી થઇ, શુદ્ધ કારણ રસે તત્ત્વ પરિણતિમયી;
આત્મગ્રાહક થયે તજે પર ગ્રહણતા, તત્વ ભોગી થયે ટલે પર ભોગ્યતા. ૮.
શુદ્ધ નિઃપ્રયાસ નિજભાવ ભોગી યદા, આત્મક્ષેત્રે નહિં અન્ય રક્ષણ તદા;
એક અસહાય નિસ્સંગ નિર્દ્વંદતા, શક્તિ ઉત્સર્ગની હોય સહુ વ્યક્તતા. ૯.
તેણે મુઝ આતમા તુઝ થકી નીપજે, માહરી સંપદા સકલ મુઝ સંપજે;
તિણે મન મંદિરે ધર્મ પ્રભુ ધ્યાઇયે, પરમ દેવચંદ્ર નિજ સિદ્ધિ સુખ પાઇયે. ૧૦.

## સ્તવના ૧૬ મી.

(માહ્મા કિહાં છે રે.—એ દેશી.)

જગત દિવાકર જગત કૃપાનિધિ, વાલ્હા મારા સમવસરણમાં બેઠા રે;
ચઉમુખ ચઉવિહ ધર્મ પ્રકાશે, તે મેં નયણે દીઠા રે.
ભવિક જન હરખો રે, નિરખી શાંતિજિણંદ. ભવિક૦ ૧.
ઉપશમ રસનો કંદ, નહિ ઇણ સરિખો રે. એ આંકણી.
પ્રાતિહારજ અતિશય શોભા વાલ્હા, તે તો કહિય ન જાવે રે;
ઘુક બાલકથી રવિ કરભરનું, વર્ણન કેણિપરે થાવે રે. ભવિક૦ ૨.
વાણી ગુણ પાંત્રીશ અનોપમ વાલ્હા, અવિસંવાદ સરૂપે રે;
ભવ દુઃખ વારણ શિવ સુખ કારણ, સુધો ધર્મ પ્રરૂપે રે. ભવિક૦ ૩.
દક્ષિણ પશ્ચિમ ઉત્તર દિશિ મુખ વાલ્હા, ઠવણા જિન ઉપગારી રે;
તસુ આલંબન લહિય અનેકા, તિહાં થયા સમકિત ધારી રે. ભવિક૦ ૪.
ખટનય કારજરૂપે ઠવણા વાલ્હા, સગ નય કારણ ઠાણી રે;
નિમિત્ત સમાન થાપના જિનજી, એ આગમની વાણી રે. ભવિક૦ ૫.
સાધક તીન નિક્ષેપા મુખ્ય વાલ્હા, જે વિણ ભાવ ન લહિએ રે;
ઉપકારી દુગ ભાખ્યે ભાખ્યા, ભાવ વંદકનો ગ્રહીયે રે. ભવિક૦ ૬.
ઠવણા સમવસરણે જિનસેંતી વાલ્હા, જો અભેદતા વાધી રે;
એ આતમના સ્વસ્વભાવ ગુણ, વ્યક્તિ યોગ્યતા સાધી રે. ભવિક૦ ૭.
ભલું થયું મેં પ્રભુ ગુણ ગાયા વાલ્હા, રસનાનો ફળ લીધો રે;
દેવચંદ્ર કહે માહરા મનનો, સકલ મનોરથ સીધો રે. ભવિક૦ ૮.

## સ્તવના ૧૭ મી.

(ચરમ જિનેસરૂ.—એ દેશી.)

શમવસરણ બેસી કરી રે, બારહ પરષદ માંહિ,
વસ્તુ સ્વરૂપ પ્રકાશતા રે, કરૂણા રજગ નાહો રે. કુંથુજિનેસરૂ. ૧.

નિર્મલ તુઝ મુખ વાણી રે, જે શ્રવણે સુણે;
તેહિજ ગુણ મહિ ખાણી રે, કુંથુજિનેસર. એ આંકણી.
ગુણ પર્યાય અનંતતા રે, વલી સ્વભાવ અગાહ;
નય ગમ ભંગ નિક્ષેપના રે, હેયાદેય પ્રવાહ રે. કુંથુજિનેસર૦ ૨.
કુંથુનાથ પ્રભુ દેશના રે, સાધન સાધક સિદ્ધિ;
ગૌણ મુખ્યતા વચનમાં રે, જ્ઞાન તે સકલ સમૃદ્ધિ રે. કુંથુજિનેસર૦ ૩.
વસ્તુ અનંત સ્વભાવછે રે, અનંત કથક તસુ નામ;
ગ્રાહક અવસર બોધથી રે, કહેવે અર્પિત કામો રે. કુંથુજિનેસર૦ ૪.
શેષ અનર્પિત ધર્મ્મને રે, સાપેક્ષ શ્રદ્ધાબોધ;
ઉભય રહિત ભાસન હવે રે, પ્રગટે કેવલ બોધ રે. કુંથુજિનેસર૦ ૫.
છતિ પરિણતિ ગુણ વિર્ત્તના રે, ભાસન ભોગ આનંદ;
સમકાલે પ્રભુ તાહરે રે, રમ્ય રમણ ગુણ વૃંદો રે. કુંથુજિનેસર૦ ૬.
નિજ ભાવે શી અસ્તિતા રે, પરનાસ્તિત્વ સ્વભાવ;
અસ્તિપણે તે નાસ્તિતા રે, સીય તે ઉભય સ્વભાવો રે. કુંથુજિનેસર૦ ૭.
અસ્તિભાવ જે આપણો રે, રૂચિ વૈરાગ્ય સમેત;
પ્રભુ સન્મુખ વંદન કરી રે, માગિશ આતમ હેતો રે. કુંથુજિનેસર૦ ૮.
અસ્તિ સ્વભાવ રૂચિ થઇ રે, ધ્યાતો અસ્તિ સ્વભાવ;
દેવચંદ્ર પદ તે લહે રે, પરમાનંદ જમાવો રે. કુંથુજિનેસર૦ ૯.

## સ્તવન ૧૮ મી.

( રામચંદ્રકેબાગમેં, ચાંપામોરી રહ્યોરે.—એ દેશી. )

પ્રણમો શ્રી અરનાથ, શિવપુર સાથ ખરોરી;
ત્રિભુવન જન આધાર, ભવનિસ્તાર કરોરી. ૧.
કર્ત્તા કારણ યોગ, કારજ સિદ્ધિ લહેરી;
કારણ ચાર અનૂપ, કાર્યથી તેહ ગ્રહેરી. ૨.
જે કારણ તે કાર્ય, થાએ પૂર્ણ પદેરી;
ઉપાદાન તે હેતુ, માટી ઘટ તે વદેરી. ૩.
ઉપાદાનથી ભિન્ન જે વિણું કાર્ય ન થાયે;
ન હુવે કારજ રૂપ, કર્ત્તાને વ્યવસાયે. ૪.
કારણ તેહ નિમિત્ત, ચક્રાદિક ઘટ ભાવે;

કાર્ય તથા સમવાય, કારણ નિયતને દાવે. ૫.
વસ્તુ અભેદ સ્વરૂપ, કાર્યપણું ન ગ્રહેરી;
તે અસાધારણ હેતુ, કુંભેસ્થાસ લહેરી. ૬.
જેહનો નવિ વ્યાપાર, ભિન્ન નિયત બહુ ભાવી;
ભૂમિકાલ આકાશ, ઘટ કારણ સદ્ભાવી. ૭.
એહ અપેક્ષા હેતુ, આગમ માંહી કહ્યોરી;
કારણ પદ ઉત્પન્ન, કાર્યે થયે ન લહ્યોરી. ૮.
કર્તા આતમ દ્રવ્ય, કારજ સિદ્ધિ પણોરી;
નિજ સત્તાગત ધર્મ, તે ઉપાદાન ગણોરી. ૯.
યોગસમાધિ વિધાન, અસાધારણ તેહ વદેરી;
વિધિ આચરણા ભક્તિ, જેણે નિજ કાર્ય સધેરી. ૧૦.
નરગતિ પઢમ સંઘયણ, તેહ અપેક્ષા જાણો;
નિમિત્તાશ્રીત ઉપાદાન, તેહને લેખે આણો. ૧૧.
નિમિત્ત હેતુ જિનરાજ, સમતા અમૃત ખાણી;
પ્રભુ અવલંબન સિદ્ધિ, નિયમા એહ વખાણી. ૧૨.
પુષ્ટ હેતુ અરનાથ, તેહને ગુણથી હલિયે;
રીઝ ભક્તિ બહુ માન, ભોગ ધ્યાનથી મલિયે. ૧૩.
મોહોટાને ઉત્સંગ, બેઠાને શી ચિંતા;
તિમ પ્રભુ ચરણ પસાય, સેવક થયા નિચિંતા. ૧૪.
અરપ્રભુ પ્રભુતા રંગ, અંતર શક્તિ વિકાશી;
દેવચંદ્રને આનંદ, અક્ષય ભોગ વિલાસી. ૧૫.

## સ્તવન ૧૯ મી.

( દેખી કામની દોય.—એ દેશી. )

મલ્લિનાથ જગનાથ, ચરણ યુગ ધ્યાઇએ રે ચરણ૦
શુદ્ધાતમ પ્રાગ્ભાવ, પરમ પદ પાઇયે રે પરમ૦
સાધક કારક ષટ્ક, કરે ગુણ સાધના રે કરે૦
તેહહિજ શુદ્ધ સ્વરુપ, થાયે નિરાબાધના રે થાયે૦ ૧.
કર્તા આતમ દ્રવ્ય, કારજ નિજ સિદ્ધતા રે કારજ૦
ઉપાદાન પરિણામ, પ્રયુક્ત તે કરણતા રે પ્રયુક્ત૦

આતમ સંપદ દાન, તેહ સંપ્રદાનતા રે તેહ૦
દાતા પાત્રને દેય, ત્રિભાવ અભેદતા રે ત્રિભાવ૦ ૨.
સ્વપર વિવેચન કરણ, તેહ અપાદાનથી રે તેહ૦
સકલ પર્યાય આધાર, સંબંધ આ સ્થાનથી રે સંબંધ૦
બાધક કારક ભાવ, અનાદિ નિવારવા રે અનાદિ૦
સાધકતા અવલંબી, તેહ સમારવા રે તેહ૦ ૩.
શુદ્ધપણે પર્યાય, પ્રવર્તન કાર્યમેં રે પ્રવર્ત્તન૦
કર્ત્તાદિક પરિણામ, તે આતમ ધર્મમેં રે તે૦
ચેતન ચેતન ભાવ, કરે સમ વેતમેં રે કરે૦
સાદિ અનંતો કાલ, રહે નિજ ખેતમેં રે રહે૦ ૪.
પરકર્તૃત્વ ભાવ, કરે તાં લગી કરે રે કરે૦
શુદ્ધ કાર્ય રૂચિ ભાસ, થયે નવિ આદરે રે થયે૦
શુદ્ધાતમ નિજ કાર્ય, રૂચિકારક ફિરે રે રૂચિ૦
તેહિજ મૂલ સ્વભાવ, ગ્રહે નિજ પદ વરે રે ગ્રહે૦ ૫.
કારણ કારજ રૂપ, અછે કારક દશા રે અછે૦
વસ્તુ પ્રગટ પર્યાય, એહ મનમેં વસ્યા રે એહ૦
પણ શુદ્ધ સ્વરૂપ ધ્યાન, તે ચેતનતા ગ્રહે રે તે૦
તવ નિજ સાધક ભાવ, સકલ કારક લહે રે સકલ૦ ૬.
માહરૂં પૂર્ણાનંદ, પ્રગટ કરવા ભણી રે પ્રગટ૦
પુષ્ટાલંબન રૂપ, સેવ પ્રભુજી તણી રે સેવ૦
દેવચંદ્ર જિનચંદ્ર, ભગતિ મનમેં ધરો રે ભગતિ૦
અવ્યાબાધ અનંત, અક્ષય પદ આદરો રે અક્ષય૦ ૭.

## સ્તવના ૨૦ મી.

( ઓલંગડી ઓલંગડી સુહેલી હો શ્રી શ્રેયાંસની રે.—એ દેશી. )

ઓલંગડી ઓલંગડી તો કીજે શ્રી મુનિસુવ્રત સ્વામીની રે, જેહથી નિજ પદ સિદ્ધિ;
કેવલ કેવલ જ્ઞાનાદિક ગુણ ઉલસે રે, લહીયે સહજ સમૃદ્ધિ. ઓલંગડી૦ ૧.
ઉપાદાન ઉપાદાન નિજ પરિણતિ વસ્તુની રે, પણ કારણ નિમિત્ત આધીન;
પુષ્ટ અપુષ્ટ દુવિધ તે ઉપદિસ્યો રે, ગ્રાહક વિધિ આધીન. ઓલંગડી૦ ૨.
સાધ્ય સાધ્ય ધર્મ જે માંહી હુવે રે, તે નિમિત્ત અતિ પુષ્ટ;

પુષ્ટ પુષ્ટ માંહી તિલ વાસક વાસના રે, નવિ પ્રધ્વંસક દુષ્ટ. ઓલંગડી૦ ૩.
દંડ દંડ નિમિત્ત અપુષ્ટ ઘડા તણો રે, નવિ ઘટતા તસુ માંહી;
સાધક સાધક પ્રધ્વંસકતા અછે રે, તિણે નહીં નિયત પ્રવાહ. ઓલંગડી. ૪.
પટકારક પટકારક તે કારણ કાર્યનાં રે, જે કારણ સ્વાધિન;
તે કર્તા તે કર્તા સહુકારક તે વસુ રે, કર્મ તે કારણ પીન. ઓલંગડી૦ ૫.
કારણ કારણ સંકલ્પે કારક દશા રે, છતિ સત્તા સદ્દભાવ;
અથવા અથવા તુલ્ય ધર્મને જોયવે રે, સાધ્યારોપણ દાવ. ઓલંગડી૦ ૬.
અતિશય અતિશય કારણકારક કરણતા રે, નિમિત્ત અને ઉપાદાન:
સંપ્રદાન કારણ પદ ભવનથી રે, કારણ વ્યય અપાદાન. ઓલંગડી૦ ૭.
ભવન ભવન વ્યયવિણું કારજ નવિ હુવે રે, જિમ દપદે ન ઘટત્વ;
શુદ્ધાધાર શુદ્ધાધાર સ્વગુણનું દ્રવ્ય છે રે, સત્તાધાર સુતત્વ. ઓલંગડી૦ ૮.
આતમ આતમ કર્તા કારજ સિદ્ધતા રે, તસુ સાધન જિનરાજ;
પ્રભુ દીઠે પ્રભુ દીઠે કારજ રુચિ ઉપજે રે, પ્રગટે આત્મ સમાજ. ઓલંગડી૦ ૯.
વંદન વંદન સેવન નમન વલિ પૂજના રે, સમરણ સ્તવન વલી ધ્યાન:
દેવચંદ્ર દેવચંદ્ર કિજે જિન રાજની રે, પ્રગટે પૂર્ણ નિધાન. ઓલંગડી૦ ૧૦.

## સ્તવના ૨૧ મી.

( પીછોલારી પાલ, ઉભા હોય રાજવી રે.—એ દેશી. )

શ્રી નમિ જિનવર સેવ, ઘનાઘન ઉનમ્યો રે ઘનાઘન૦
દીઠાં મિથ્યારોર, ભવિક ચિતથી ગમ્યો રે ભવિક૦
શુચિ આચરણા રીતિ તે, અભ્ર વધ વડાં રે તે૦
આતમ પરિણતિ શુદ્ધ, તે વીજ ઝબુકડા રે તે૦ ૧.
વાજે વાય સુવાય, તે પાવન ભાવના રે તે૦
ઈંદ્રિ ધનુષ ત્રિક યોગ, તે ભક્તિ ઇકમના રે તે૦
નિર્મલ પ્રભુ સ્તવ ઘોષ, ધ્વની ઘન ગર્જના રે ધ્વની૦
તૃષ્ણા ગ્રીશ્મ કાલ, તાપની તર્જના રે તાપની૦ ૨.
શુભ લેસ્યાની આલિ, તે બગ પંક્તિ બની રે તે૦
શ્રેણી સરોવર હંશ, વસે શુચિ ગુણ મુનિ રે વસે૦
ચઉગતિ મારગ બંધ, ભવિકજન ઘર રહ્યા રે ભવિક૦
ચેતન સમતા સંગ, રંગમેં ઉમહ્યા રે રંગમેં૦ ૩.

સમ્યક્દષ્ટિ મોર, તિહાં હરખે ઘણું રે તિહાં૦
દેખી અદ્ભુત રૂપ, પરમ જિનવર તણું રે પરમ૦
પ્રભુ ગુણનો ઉપદેશ, તે જલધારા વહી રે તે૦
ધરમ રૂચિ ચિત્ત ભૂમિ, માંહિ નિશ્ચલ રહી રે માંહિ૦ ૪.
ચાતક શ્રમણ સમૂહ, કરે તવ પારણો રે કરે૦
અનુભવ રસ આસ્વાદ, સકલ દુઃખ વારણો રે સકલ૦
અશુભાચાર નિવારણ, તૃણ અંકૂરતા રે તૃણ૦
વિરતિ તણા પરિણામ, તે બીજની પૂરતા રે તે૦ ૫.
પંચ મહાવ્રત ધાન્ય, તણા કર્ષણ વધ્યાં રે તણા૦
સાધ્ય ભાવ નિજ થાપી, સાધનતાએ સધ્યા રે સાધનતા૦
ક્ષાયિક દરિશન ગ્યાન, ચરણ ગુણ ઉપના રે ચરણ૦
આદિક બહુ ગુણ સસ્ય, આતમ ઘર નીપના રે આતમ૦ ૬.
પ્રભુ દરિસણ મહામેહ, તણે પરવેશમેં રે તણે૦
પરમાનંદ સુભિક્ષ, થયા મુઝ દેશમેં રે થયા૦
દેવચંદ્ર જિનચંદ્ર, તણો અનુભવ કરો રે તણો૦
સાદિ અનંતો કાળ, આતમ સુખ અનુસરો રે આતમ૦ ૭.

## સ્તવના ૨૨ મી.

( પદ્મપ્રભ જિન જઈ અલગા વસ્યા.—એ દેશી. )

નેમિ જિણેસર નિજ કારજ કર્યું, છાંડ્યો સર્વ વિભાવો જી;
આતમશક્તિ સકલ પ્રગટી કરી, આસ્વાદ્યો નિજ ભાવો જી નેમિ૦ ૧.
રાજુલ નારીરે સારી મતિ ધરી, અવલંબ્યા અરિહંતો જી;
ઉત્તમ સંગેરે ઉત્તમતા વધે, સધે આનંદ અનંતો જી. નેમિ૦ ૨.
ધર્મ અધર્મ આકાશ અચેતના, તે વિજાતિ અગ્રાહ્યો જી;
પુદ્ગલ ગ્રહવેરે કર્મ કલંકતા, વાધે બાધક બાહ્યો જી. નેમિ૦ ૩.
રાગી સંગે રે રાગ દશા વધે, થાયે તિણે સંસારો જી;
નીરાગીથી રે રાગનું જોડવું, લહીએ ભવનો પારો જી. નેમિ૦ ૪.
અપ્રશસ્તારે ટાલિ પ્રશસ્તતા, કરતાં આશ્રમ નાસે જી;
સંવર વાધે રે સાધે નિર્જરા, આતમભાવ પ્રકાસે જી. નેમિ૦ ૫.

નેમિ પ્રભુ ધ્યાને રે એકત્વતા, નિજ તત્વે એક તાનો જી;
શુક્લ ધ્યાને રે સાધિ સુસિદ્ધતા, લહિયે મુક્તિ નિદાનો જી. નેમિ૦ ૬.
અગમ અરૂપી રે અલખ અગોચરૂ, પરમાતમ પરમીસો જી;
દેવચંદ્ર જિનવરની સેવના, કરતાં વાધે જગીસો જી. નેમિ૦ ૭.

## સ્તવના ૨૩ મી.

( કડખાની—દેશી. )

સહજ ગુણ આગરો, સ્વામી સુખ સાગરો,
જ્ઞાન વૈરાગ્યરો પ્રભુ સવાયો;
શુદ્ધતા એકતા, તીક્ષ્ણતા ભાવથી,
મોહ રિપુ જીતિ જય પડહ વાયો. સહજ૦ ૧.
વસ્તુ નિજ ભાવ, અવિભાસ નિકલંકતા,
પરિણતિ વૃત્તિતા કરી અભેદે;
ભાવ તાદાત્મ્યતા, શક્તિ ઉલ્લાસથી,
સંતિત યોગને તું ઉચ્છેદે. સહજ૦ ૨.
દોષ ગુણ વસ્તુની, લખિય યથાર્થતા,
લહિ ઉદાસીનતા અપર ભાવે;
ધ્વંસિ તજ્જન્યતા, ભાવ કર્ત્તાપણું,
પરમ પ્રભુ તું, રમ્યો નિજ સ્વભાવે. સહજ૦ ૩.
શુભ અશુભ ભાવ, અવિભાસ તહકીકતા,
શુભ અશુભ ભાવ, તિહાં પ્રભુ ન કીધો;
શુદ્ધ પરિણામતા, વીર્ય કર્ત્તા થઈ,
પરમ અક્રીયતા, અમૃત પીધો. સહજ૦ ૪.
શુદ્ધતા પ્રભુ તણી, આત્મભાવે રમે,
પરમ પરમાત્માતા, તાસ થાયે;
મિશ્ર ભાવે અછે, ત્રિગુણની ભિન્નતા,
ત્રિગુણ એકત્વ તુઝ ચરણ આયે. સહજ૦ ૫.
ઉપશમ રસ ભરી, સર્વ જન શંકરી,
મૂર્ત્તિ જિનરાજની આજ ભેટી;

કારણે કાર્યનિષ્પત્તિ શ્રદ્ધાન છે,
તિણે ભવ ભ્રમણની ભીડ મેટી. સહજ૦ ૬.
નયર ખંભાયતે, પાર્શ્વ પ્રભુ દર્શને,
વિકસતે હર્ષ ઉત્સાહ વાધ્યો;
હેતુ એકત્વતા, રમણ પરિણામથી,
સિદ્ધિ સાધક પણો આજ સાધ્યો. સહજ૦ ૭.
આજ કૃત પુણ્ય, ધન્ય દાહ મારો થયો,
આજ નર જનમ મેં સફલ ભાવ્યો;
દેવચંદ્ર સ્વામી ત્રેવીશમો વંદીયો,
ભક્તિભર ચિત્ત તુઝ ગુણ રમાવ્યો. સહજ૦ ૮.

## સ્તવના ૨૪ મી.

( કડખાની—દેશી. )

તાર હો તાર પ્રભુ, મુઝ સેવક ભણી, જગતમાં એટલું સુજશ લીજે;
દાસ અવગુણ ભર્યો, જાણી પોતા તણો, દયાનિધી દીન પર દયા કીજે. તાર૦ ૧.
રાગદ્વેષે ભર્યો, મોહ વૈરી નડ્યો, લોકની રીતિમાં ઘણુંયે રાતો;
ક્રોધવશ ધમધમ્યો, શુદ્ધ ગુણ નવિ રમ્યો, ભમ્યો ભવમાંહિ હું વિષય માતો. તાર૦ ૨.
આદર્યું આચરણ, લોક ઉપચારથી, શાસ્ત્ર અભ્યાસ પણ કાંઇ કીધો;
શુદ્ધ શ્રદ્ધાન વલિ, આત્મ અવલંબ વિનુ, તેહવો કાર્ય તિણે કો ન સીધો. તાર૦ ૩.
સ્વામી દરિસણ સમો, નિમિત્ત લહી નિર્મલો, જો ઉપાદાન એ શુચિ ન થાશે;
દોષ કો વસ્તુનો, અહવા ઉદ્યમ તણો, સ્વામી સેવા સહી નિકટ લાશે. તાર૦ ૪.
સ્વામી ગુણ ઓલખી, સ્વામીને જે ભજે દરિસણ સુદ્ધતા તેહ પામે;
જ્ઞાન ચારિત્ર તપ, વીર્ય ઉલ્લાસથી કર્મ ઝીપી વસે મુક્તિ ધામે. તાર૦ ૫.
જગતવત્સલ, મહાવીર જિનવર સુની, ચિત્ત પ્રભુચરણને શરણ વાસ્યો;
તારજો બાપજી, બિરુદ નિજ રાખવા, દાસની સેવના રખે જોશો. તાર૦ ૬.
વીનતિ માનજો, શક્તિ એ આપજો, ભાવ સ્યાદ્વાદતા શુદ્ધ ભાસે;
સાધિ સાધકદશા, સિદ્ધતા અનુભવી, દેવચંદ્ર વિમલ પ્રભુતા પ્રકાસે. તાર૦ ૭.

## કળશ.

ચોવીસે જિનગુણ ગાઇયે, ધ્યાઇયે તત્વ સ્વરુપો જી;
પરમાનંદ પદ પાઇયે, અક્ષય જ્ઞાન અનૂપો જી. ચોવીસે૦ ૧.

ચવદહસેં બાવન ભલા, ગણધર ગુણ ભંડારો જી;
સમતામયિ સાહુ સાહુણી, સાવય સાવઇ સારો જી. ચોવિસે૦ ૨.
વર્દ્ધમાન જીનવર તણો, શાસન અતિ સુખકારો જી;
ચઉવિહ સંઘ વિરાજતાં, દુસમ કાલ આધારો જી. ચોવીસે૦ ૩.
જિન સેવનથી જ્ઞાનતા, લહે હિતાહિત બોધો જી;
અહિત ત્યાગ હિત આદરે, સંયમ તપની શોધો જી. ચોવિસે૦ ૪.
અભિનવ કર્મ અગ્રહણતા, જીર્ણ કર્મ અભાવો જી.
નિઃકર્માને અબાધતા, અવેદન અનાકુલ ભાવો જી. ચોવિસે૦ ૫.
ભાવ રોગના વિગમથી, અચલ અક્ષય નિરાબાધો જી;
પુર્ણાનંદ દશા લહી, વિલસે સિદ્ધ સમાધો જી. ચોવિસે૦ ૬.
શ્રી જિનચંદ્રની સેવના, પ્રગટે પુણ્ય પ્રધાનો જી;
સુમતિ સાગર અતિ ઉલ્લસે, સાધુરંગ પ્રભુધ્યાનો જી. ચોવિસે૦ ૭.
સુવિહિત ગચ્છ ખરતરવરૂ, રાજ સાગર ઉવઝાયો જી;
જ્ઞાન ધર્મ પાઠક તણો, શિષ્ય સુજસ સુખદાયો જી. ચોવિસે૦ ૮.
દીપચંદ્ર પાઠક તણો, શિષ્ય સ્તવે જિનરાજો જી;
દેવચંદ્ર પદ સેવતાં, પુર્ણાનંદ સમાજો જી. ચોવિસે૦ ૮.

ઈતિ શ્રી દેવચંદ્રજી કૃત ચતુર્વિશતિ સમાપ્ત.

# શ્રીમાન્ વીરવિજયજી.

શ્રીમાન્ વીરવિજયજી આ સૈકાના પ્રારંભની લગભગમાં વિદ્યમાન હતા. તેઓ સંવેગી-ગચ્છમાં થયા છે. તેઓના ગુરૂશ્રીનું નામ શ્રીમાન્ શુભવિજયગણિ હતું.

## ધમ્મિલ કુમાર.

### द्रुतविलंबितवृत्तम्.

सकलशास्त्रमहोदधिपारगं, समरसैकसुधारससागरं;
सुखकरं शुभविजयनामकं, मनसि मंत्र मिमं प्रजपाम्यहम्. १.
कमलभूतनयामभिनम्य तां, कविजनेष्टमनोरथदायनीं,
रसिक प्राकृतबंध कथामिमां, विरचयामि व्रतोदयहेतवे. २.

### દોહરા.

શ્રી શંખેસ્વર પાસજી, જે જગમાં વિખ્યાત;
સમરી અમરી પરવરી, સુરી પદ્માવતિ માત. १.
વિજયવતિ વિજયાભિધા, માતથી અધિક સ્નેહ;
નિત્ય રહે હૃદયાંતરે, વિર્યંભૃત મુજ દેહ. २.
નામ પકારાદિક સુણિ, પૂરણ પ્રગટે પ્રીત;
મુજ પદ્માવતી નામની, શંકાશંકિત ચિત્ત: ૩.
તેહ તણા સુપસાયથી, રચના રચશું સાર;
વસુદેવ હિંડે કહ્યો, સુંદર જે અધિકાર. ४.
વિરજિણંદ સમોસર્યા, ગુણશિલચૈત્ય મઝાર;
બારે પરખદા આગલે, ભાંખે વ્રત આચાર. ૫.
સમકિતવંતને મુક્તિનો, મારગ દોય પ્રકાર;
દેશવિરતિ શ્રાવક તણો, સર્વ વિરતિ અણગાર. ૬.

ચરણ રથેં ધોરી બેહુ, દોરી બહુ શ્રુત હાથ;
જ્ઞાનિ નર જો આગુઓ, તો સવિ સુખિયો સાથ. ૭.
મારગગમન સાધન વિધિ, સદ્ગુરૂ વચન પ્રમાણ;
ઉત્સર્ગનેં અપવાદથી, બિહુ ભેદેં પચ્ચખ્ખાણ. ૮.
આશનિરાશિ ભાવથિ, તપ કિધું ભગવંત;
સ્યાદ્વાદ સિદ્ધાંતમાં, સાચે નહિ એકાંત. ૯.
આશાભાવેં તપ કર્યું, આંબિલનું ખટમાસ;
આ ભવમાં ધમ્મિલ કુંઅર, પામ્યો ઋદ્ધિ વિલાસ. ૧૦.
પ્રેમે પૃછે પરખદા, કુણ ધમ્મિલ કુમાર;
જગત્ ગુરૂ કરૂણાનિધિ, ઉપદેશે અધિકાર. ૧૧.

## ઢાલ ૧ લી.

(દેશી રસિયાનિ.)

સયલ દ્વીપસાગર સેવિત સદા, સમવૃત સોવન થાલ; સલૂણા૦
જંબુદ્વીપ મનોહર દ્વીપમાં, મોહોટો મેરૂ વિચાલ. સલૂણા૦ ૧.
જિનવચનામૃત પ્રેમેં પીજીએ; એ આંકણી.
ચાલીશ જોજન ઉપર ચુલિકા, મહિપતિ મુકુટ વિભ્રાજ; સલૂણા૦
ધરી ધૈર્ય ઉભો રહિ જોવતો, ચારે બાંધવનું રાજ્ય; સલૂણા૦ જિન૦ ૨.
નૈષધ રોષ વશેં રાતો રહે, મદભર છાકયો નીલવંત; સલૂણા૦
મેરૂ મહિધરની મરજાદથી, પીતરી પણ ના જુઝંત, સલૂણા૦ જિન૦ ૩.
ચાર દિશિ વિદિશિ મેરૂથકી, સુર નર વસતિ વિખ્યાત. સલૂણા૦
સાતે ક્ષેત્ર યથા સાધન તણાં, તેમ વસતીનાં રે સાત. સલૂણા૦ જિન૦ ૪.
દક્ષણ દિશિ જલધિ તટ લવણને, ધનુષ ચઢિત આકાર સલૂણા૦
ખેત્ર ભરતમાં તીરથ ધરમનાં, વિચરંતા અણગાર. સલૂણા૦ જિન૦ ૫.
પુરવ દેશ મનોહર તેહમાં, નામેં નયર કુશાર્ત; સલૂણા૦
હરી નગરી હલકી ઉંચી રહી, વલિય વિશેષે રે વાત. સલૂણા૦ જિન૦ ૬.
વાપીવપ્ર વિહાર વર્ણું ઘણા, વાઘેશ્વરીના પ્રાસાદ. સલૂણા૦
વાચંયમ વનિતા વન વાટિકા, વિદ્યા વિબુધના વાદ. સલૂણા૦ જિન૦ ૭.
વાદી વિપ્ર વણિક વેશ્યા વસેં, વારણ વાજી ને વીર. સલૂણા૦
વારી વૈદ્ય વિવેકી વિનયી છે, વાહિની વેહેતાં રે નીર; સલૂણા૦ જિન૦ ૮.

વેસર વસ્ત્ર વિત્ત ને વલિકા, સજ્જન સુખિયા રે ખાસ; સલૂણા૦
રાજા જિતશત્રુ તે નયરનો, ધારણી રાણિ રે તાસ. સલૂણા૦ જિન૦ ૯.
નામે સુરેંદ્રદત્ત શ્રેષ્ટી વસે, તે નગરેં ધનવંત; સલૂણા૦
નારી સુભદ્રા સતિય શિરોમણિ, પ્રીતમ પ્રીતિ અત્યંત. સલૂણા૦ જિન૦ ૧૦.
સુખીયાં દેવદુગુંદુકની પરે, પાલંતા ઘરવાસ. સલૂણા૦
પણ એક સુત વિણ ઘર શોભે નહિ, જો બહુ સજ્જનદાસ. સલૂણા૦ જિન૦ ૧૧.
રડતાં વઢતાં પડતાં રજભર્યાં, માયને ખોલે રે બાલ; સલૂણા૦
હૃદય મુખે કંઠે વળગ્યાં રહે, જનક જુએ ઉજમાલ. સલૂણા૦ જિન૦ ૧૨.
ભોજન વેલા ભેલાં રસવતી, જમતાં રમતાં તે જાય; સલૂણા૦
ઓચ્છવ નાતિ જમણ જન શંસતાં,પુણ્ય પનોતી રે માય. સલૂણા૦ જિન૦ ૧૩.
એમ ચિંતવતાં દોય દંપતિ, કુળ દેવીને પૂછાય; સલૂણા૦
દેવી કહે જિનધર્મ પસાયથી, પુત્રાદિક સુખ થાય. સલૂણા૦ જિન૦ ૧૪.
સદ્ગુરૂ સંગે ધર્મને સેવતાં; જનમ્યો નંદન એક; સલૂણા૦
વિદ્યાવંત પુરૂષને હૃદયમાં, જિમવર પ્રગટેરે વિવેક. સલૂણા૦ જિન૦ ૧૫.
ધમ્મિલ નામ ઠવ્યું ઓચ્છવ કરી, ભોજન સાજન સાર; સલૂણા૦
જેમ ગિરિક દરમાં સુખભર વધે, નિર્ભય કેશરીબાલ. સલૂણા૦ જિન૦ ૧૬.
પંચ ધાવશું ધમ્મિલકુંવર તે, તેમ વૃદ્ધિવંતો રે નિત્ય; સલૂણા૦
માતા મુખ જોતી હુલરાવતી, ગાવતી મંગળ ગીત. સલૂણા૦ જિન૦ ૧૭.
આઠ વર્ષનો કુંવર હુઓ યદા, જનકેં મૂક્યો નિશાલ; સલૂણા૦
પુરૂષ કલા બહુતેર નિપુણ ભણ્યો, સુંદર રૂપ રસાલ. સલૂણા૦ જિન૦ ૧૮.
વિદ્યામંત્ર વિધાન કુશલ હુઓ, સદ્ગુરૂ વિનએં ઉપદેશ; સલૂણા૦
માત પિતા ભૂપતિ મન રંજતો, પામ્યો યૌવન વેશ. સલૂણા૦ જિન૦ ૧૯.
નવતત્ત્વાદિક ભાવ સકલ ભણ્યો, જૈન મુનિની રે પાસ; સલૂણા૦
ભાવ વિશુદ્ધે જિન પૂજા કરે, શ્રદ્ધાસંયુત વાસ. સલૂણા૦ જિન૦ ૨૦.
રાસ ભલો શ્રી ધમ્મિલ કુંવરનો, તેની પેહેલી રે ઢાલ; સલૂણા૦
શ્રી શુભ વીર રસિક શ્રોતાજન, સુણજો થઇ ઉજમાલ. સલૂણા૦ જિન૦ ૨૧.

**દોહરા.**

લક્ષ્મી ગજાંત ઘરે વસે, ધનવસુ નામેં એક;
તેણે નગરેં વ્યવહારીયો, ધર્મ ટેક અતિ રેક. ૧.

ધનદત્તા તસ વલ્લભા, પુત્રી પાવન અંગ;
નામે યશોમતી ગુણવતી, સુમતી સહેલી પ્રસંગ. ૨.
લાવણ્યીય રૂપ અલંકરી, ચોશઠ કલા નિધાન;
તેહિજ ગુરૂ પાસેં ભણે, તત્વજ્ઞાન વિજ્ઞાન. ૩.
ધમ્મિલ કુંવરને દેખીનેં, સા પામી વ્યામોહ;
ભણવું ગણવું નવિ રૂચે, વેધકનેં વિચ્છોહ. ૪.
એક દીપકથી ગેહમેં, સર્વ પ્રગટ નિધિ હોય;
નેહ છુપાયો નહિં છુપે, જિહાં દ્રગદીપક દોય. ૫.
વાત લહી સખીયો કહે, શેઠની આગલ એમ;
ધમ્મિલ રંગી તુમસુતા, બીજે વરવા નેમ. ૬.

## ઢાલ ૨૭.

(પાપસ્થાનક અગીઆરમું રાગ રે—એ દેશી.)

ધનવસુ વાત એ દિલમાં લાવે રે, સુરેંદ્રદત્ત તેણે ઘર જાવે રે;
વાત સુણાવી વચન તે લીધું રે, ધમ્મિલ કુંવર તિલક શિર કીધું રે. ૧.
બહુ ઘર વિવાહ ઓચ્છવ થાય રે, એક એકને ઘેર જમવા જાય રે;
ઓચ્છવ મહોચ્છવ સાજન મેળા રે, જોશી સાધે લગનની વેળા રે. ૨.
ચોરી બાંધી સુંદર ઠામે રે, વરકન્યા પરણાવ્યાં પ્રેમે રે;
બહુ ઋદ્ધિ વિસર્જન કીધાં રે, નિજ ઘર માંહે પોંખી લીધાં રે. ૩.
વર આવાસેં વસીયાં પ્રીતે રે, સુખ ભોગવતાં સ્વર્ગની રીતે રે;
કેતા દિનરસસુખ ભર જાતા રે, પુણ્યાર્થી ધમ્મિલ ધર્મે રાતા રે. ૪.
અધ્યાતમ રસ ભણતા માંડે રે, પુસ્તક હાથથકી નવિ છાંડે રે;
સાધર્મિશું બેઠક ભલી રે, પોસહ પડિક્કમણાની ટોલી રે. ૫.
વણિજ ક્રિયા જુઠે વ્યવહાર રે, મોહની જાલ યશોમતી નાર રે;
તે કીધો સઘળો પરિહાર રે, આત્મધ્યાની હુઆ વ્રતધાર રે. ૬.
નારી વંછે વનજલ ક્રીડા રે, કુંઅર કહે એકેંદ્રી પીડા રે;
સા કહે ચાલો આજ ઊજાણી રે, કુંઅર કહે નહીં એ જિનવાણી રે. ૭.
છે મેલા ખટરસ પાક રે, આજ નવિ ખાધાં ઘૃત શાક રે;
વંછે સા કનકાવલી હાર રે, લ્યો માળા ને ગણો નવકાર રે. ૮.

વેહેપારી આવે ઘરબાર રે, બોલાવે ભોળા અણગાર રે;
પૂછે સખીયો યશોમતી કેમ રે, પ્રીતમ તુજ પાલે છે પ્રેમ રે. ૯.
બોલે સા મુજ પીયુ સંયોગ રે, પારવતી ને શંકર યોગ રે;
જબ ચાહે સા ભોજન ભાવે રે, આક તણાં ફળ શિવ મંગાવે રે. ૧૦.
સામગ્રી સંભોગની ધ્યાવે રે, તવ એક પાદેં જોગ ધરાવે રે;
અંગે ચાહે જબ શણગાર રે, તવ આપે પન્નગ બેચાર રે. ૧૧.
ચાહે વિલેપન ભસ્મ ચઢાવે રે, ગીત ગાન સર ગાલ બજાવે રે;
વાહનવેલા સાંઢ પ્રયાણ રે. મંદિર માગે વસે સમશાન રે. ૧૨.
પરનારી દેખીને રાચે રે, બાલડી પૂઠેં નાગો નાચે રે;
ધરી અર્ધાંગ હૃદયથી ઉવેખી રે, એ વર ગૌરી અમર તે દેખી રે. ૧૩.
યાગ ઘણા જન ઘર ધૂંમાવે રે, રહો રહો ગૌરી મા કહી ગાવે રે;
પણ પતિ દેખી મન લજાવે રે, કૂપેં પડતી દુઃખ સમાવે રે. ૧૪.
એમ સુણી સખીયો કરતી વાત રે, વાત લહે ધમ્મિલની માત રે;
શેઠની આગેં વાત પ્રકાશી રે, પુત્ર ભલો પણ લોકમેં હાંસી રે. ૧૫.
આ સંસાર તણો આચાર રે, જાણે નહીં નીતિવ્યવહાર રે;
પંડિત મૂરખ કહી લોક તે ગાવે રે, ઘરનો ભાર તે કોણ ઊઠાવે રે. ૧૬.
પુત્ર વિના અહોનિશ દુઃખ ધરતા રે, પુત્ર થયે પણ નહીં શીતલતા રે;
તે માટે જુગટીઆ ટોલે રે, રહેતાં તે સંસારે બોલે રે, ૧૭.
ધમ્મિલ કુંવનો રાસ રસાળ રે, ત્યાં એ બોલી બીજી ઢાળ રે;
એકવરગી સંસારેં દુઃખીઆ રે, શ્રી શુભવીર ત્રિવર્ગે સુખીઆ રે. ૧૮.

**દોહરા.**

શેઠ કહે સુણ સુંદરી, તેં સાચી કહી વાત;
પણ સંગાત વ્યસનીતણી, ગુણી જનનેં ગુણઘાત. ૧.
મંસ પ્રસંગે દયા નહીં, મદિરાએ યશનાશ;
કુલક્ષય વેસ્યા સંગતેં, હિંસા ધર્મ વિનાશ. ૨.
મરણ લહે ચોરી થકી, સર્વનાશ પરદાર;
જુગટીયાની સોબતેં, ઘરધનનો અપહાર. ૩.
નલદમયંતી હારીયાં, રાજ્ય કાજ સુખવાસ;
પાંડવ હાર્યા દ્રૌપદી, વળી વસિયા વનવાસ. ૪.

નીચ જુગટીયા જાતની, સંગતિ ન ધરે નાર;
ઊંચ પ્રસંગે પામીયેં, સુખ સંપદ સંસાર. ૫.

### ઢાળ ૩ જી.

( ચોરી વ્યસન નિવારીએ.—એ દેશી. )

મૃગનયની મન સહચરી, સંસારેં રે નીચ સંગતિ ટાલ કે;
ઉંચ નીચ સંગતિ તણાં, ફલ ઉપર રે દૃષ્ટાંત નિહાલ કે. ૧.
ઉંચ પ્રસંગી સુખ લહે.—એ આંકણી.
વાયસ સંગી હંસને, નૃપ મારી રે કહે ઊજલ કાક કે;
હંસ કહે હું હંસલો, મુજ પ્રગટ્યા રે નીચ સંગ વિપાક કે. ઉંચ૦ ૨.
વલીય વિશેષે સાંભળો, સૂડાનો રે સુંદર અધિકાર કે;
એક નગરે એક રાજીયો, વક્રાશ્વે રે ગત અટવી મઝાર કે. ઉંચ૦ ૩.
ભીલની પાલાં નેં પરિસરે, નૃપ ઉભો રે શીતલ તરૂછાંહી કે;
ઉંચતર એક પાંજરૂં, શુક ભણીયો રે રેહેતો તે માંહી કે. ઉંચ૦ ૪.
ઉભો રણમાં એકલો, ભૂષણયુત નૃપ રે પકડયો એણી વેલા કે;
ધાઇ આવો સબરા મળી, શુક બોલે રે થાઓ લક્ષ્મી ભેલા કે. ઉંચ૦ ૫.
સાંભળી નાઠો નરપતિ, ભયચિત્તેં રે રણમાંહે તેહ કે;
આશ્રમ તાપસનાં લહી, જઇ પેઠો રે કુલપતિને ગેહ કે. ઉંચ૦ ૬.
તિહાં પણ પોપટ પાંજરે, કહે ઉઠો રે તાપસ શિરદાર કે;
આપણે પુણ્યેં આવીયો, નૃપ એકલો રે કુલપતિનેં દ્વાર કે. ઉંચ૦ ૭.
આ અવસર ભક્તિ કરો, દીયો આસન રે પંખા જલપાન કે;
મરણ કરી ફરી અવતરે, ગયો અવસર રે નાવે નિદાન કે. ઉંચ૦ ૮.
સાંભળી સન્મુખ મુનિવરા, આવી તેડી રે લાવ્યા બહુ માન કે;
ભકિત કરે જલ ફલ તણી, તાપસિણી રે ગાવે ગીત ગાન કે. ઉંચ૦ ૯.
સૈન્ય પુઠેં આવી મળ્યું, નૃપ પૂછે રે, કુલપતિને એમ કે;
સબરકુલે શુક પેખીયો, આ શુકમાં રે, વચનાંતર કેમ કે. ઉંચ૦ ૧૦.
તવ પંજર શુક બોલીયો, રાય સુણીએ રે એક વનતરૂ જોય કે;
કીરજુગલ માલે વસે, તસ અંગજ રે અમેં બાંધવ દોય કે. ઉંચ૦ ૧૧.
માતપિતાસુ બેહુ જણા, અમેં રમતા રે તરૂ સરોવર પાલ કે;
પારધી પાપીએ ઝાલીયા, એક વેચ્યો રે જઇ ભીલનીપાલિ કે. ઉંચ૦ ૧૨.

શબરથી ચોરી શાખીયો, મુજ લીધો રે કુલપતિએં આંહી કે;
સાધુની સંગતેં શાખીયો, વિનયાદિક રે નીતિશાસ્ત્ર ઉચ્છાહી કે. ઉચ૦ ૧૩.

## तथा चोक्तं.

माता पीका पिता पीको, सेराती श्चैव पक्षिणः
अहं मुनिभिरानीतः स च नीतो गवाशनैः ?
गवाशनानां स गिरः शृणोति, अहं च राजन् मुनिपुंगवानां
प्रत्यक्षमेतद् भवतापि दृष्टं, संसर्गजा दोषगुणा भवंति. २

## પૂર્વ ઢાલ.

દુર્જન પણ સજ્જન હોવે, નિત્ય રેહેતાં રે સાધુની પાસ કે;
લિંબાદિક ચંદન હોવે, મલયાગર રે સુગંધિત વાસ કે. ઉચ૦ ૧૪.
શેઠનાં વચન સુણી હસ્યાં, સુભદ્રા રે દિલમાંહિં ધ્યાય કે;
પુત્ર પિતાએં બગાડીયો, પણ દુનીઆં રે કીતી નવિ જાય કે. ઉચ૦ ૧૫.
માએં પુત્ર ભળાવીયો, જુગટીઆને રે ટોલેં ધરી પ્રીત કે;
ખાય પીએ ખેલે તિહાં, વીસારી રે ભણવાની રીત કે. ઉચ૦ ૧૬.
હસન રૂદન ને ખેલવું, કામ ક્રીડા રે ગતિ લક્ષણ લિદ્ધ કે;
ઇંક્ષણ શયન નિદ્રાશનેં, અણુશાખી રે આવે પર સિદ્ધ કે. ઉચ૦ ૧૭.
કોઇ દિન વનક્રીડા કરે, તરૂ ઉપર રે હિંચોલા ખાટ કે;
જલક્રીડા જુવટે રમે, વેશ્યા ઘર રે વલી ગીતનેં નાટ કે. ઉચ૦ ૧૮.
રાસ રસિક ધમ્મિલ તણો, તિહાં ત્રીજી રે એ સુંદર ઢાલ કે;
શ્રી શુભવીર કહે સદા, શ્રોતા ઘર રે હોજો મંગલમાલ કે. ઉચ૦ ૧૯.

## દોહરા.

વસંતસેના વેશ્યા વસેં, તેણે નગરેં ધનવંત;
પુત્રી વસંતતિલકાભિધા, છે તસ બહુ ગુણવંત. ૧.
રૂપકલા રતિ આગલી, લવણિમ બહુ વિજ્ઞાન;
નાટક ગીતસ્વરેં કરી, મેનારંભ સમાન. ૨.
મુખ સોહે પૂરણ શશી, અધર પવાલારંગ;
મૃગનયની કુંભસ્તની, ભૂષણ ભૂષિત અંગ. ૩.

એકદિન તસ મંદિર ગયો, ધમ્મિલ મિત્રની સાથ;
વસંતતિલકા લઇ ગઇ, ચિત્રશાલિ ગ્રહિ હાથ. ૪.
જુગટીઆ ધન હારતા, રમતાં દ્યૂતેં જેહ;
ધનપતિની શી વારતા, ખાલી ગયા નિજગેહ. ૫.

## ઢાલ ૪ થી.

( થાંપર વારિ મારા સાહિબા, કંબલમત જાજ્યો.—એ દેશી. )

ચતુર ચિત્રામણ ચાતુરેં, ચિતરી ચિત્રશાલી;
ચમકે નરચિત ચિંતવી, ચતુરાં ચરચાલી. ૧.
વિનયવતી વારાંગના, વચને વિધાંણો;
વિકસિત વનજ વનાશ્રયેં, અલી જ્યું લપટાણો. વિનયવતી૦ ૨.
વિકસ્યો કુંવર વિહાંયસેં, વચ્ચે વીજલી ભાલી;
લલિત લીલાવતી લીલમાં, લાધી લટકાલી. વિનયવતી૦ ૩.
લંબી વેણુ વિલોકાનેં, ભૂમિ ભોરિંગ પેઠો;
લંક કટિ તટ કેસરી, વનમાં જઈ બેઠો. વિનયવતી૦ ૪.
પાણી ચરણ સુકુમાલતા, જલ કમલ તે દેખી;
રંભા લઘુ ઊંચી ગઇ, જુવે સુર અનિમેખી. વિનયવતી૦ ૫.
દલમંડણ ગજરાજ છે, સોહે રાજદુવાર;
પણ નબલો એક લક્ષણેં, નાખે શિર છાર. વિનયવતી૦ ૬.
દંત તણો ચૂડો કીઓ, હેયે મોતીનો હાર;
હસ્તીગતિ હરિ નારિએં, દુઃખભર ધરે છાર. વિનયવતી૦ ૭.
ધરી શણગાર વિનોદની, કરે વાત વિલાસી;
મોહની મંત્ર મિશે ધડી, ધાતેં ઈહાં વાસી. વિનયવતી૦ ૮.
કુંવર તે દેખી મોહિયો, નવે નિત્ય શણગાર;
પંચવિષય સુખ ભોગમાં, ભૂલ્યો ઘરબાર. વિનયવતી૦ ૯.
વાત સુણી માતા ઘણું, મનમાં હરખાણી;
આઠ હજાર દીનાર સા, મોકલે નિત જાણી. વિનયવતી૦ ૧૦.
વસંતતિલકા કુંવરશું, લાગી અતિ પ્રીત;
માંસ નખે જલમાછલી, તસ સરસી પ્રીત. વિનયવતી૦ ૧૧.

ખાનપાન ક્રીડારસેં; જુએ નાટકશાલ;
ગીત વિનોદ વિલાસમાં, વીત્યો બહુ કાલ. વિનયવતિ૦ ૧૨.
જનની ઘર તેડું કરે, પણ કુંવર ન આવે;
દ્રવ્ય ન મોકલે ઘરથકી, પણ તે મંગાવે. વિનયવતી૦ ૧૩.
નારી કહે નિજ કંથને, ઘર ખાલી કીધું;
પુત્રેં માય ને બાપને, સુખ ઘડીય ન દીધું. વિનયવતી૦ ૧૪.
શેઠ કહે સુણ સુંદરી, હવે કાંઇ વિમાસો;
ઝાઝી ચિંતા શી કરો, નાખી અવળો પાસો. વિનયવતી૦ ૧૫.
ઊંચ નીચ દૃષ્ટાંતથી, મેં તુજ સમજાવી;
પણ સમજે નહીં નારીની, જાતિ હઠમેં આવી. વિનયવતી૦ ૧૬.
બાળક નારી મૂરખા, યોગી હઠવાલા;
પંડિત સૌ સાથે મલે, નહીં કૃપણ દયાલા. વિનયવતી૦ ૧૭.
પુત્રથી સ્વર્ગગતિ નહીં, મૃગતૃષ્ણા છંડો;
સાસુ વહૂ એમ સાથસ્યું, કરો ધર્મ અખંડો. વિનયવતી૦ ૧૮.
એમ ચિંતિ જિનમંદિરે, કરે પૂજા ત્રિકાલ;
સામાયિક સમતા ધરી, ગણતા નવકાર. વિનયવતી૦ ૧૯.
શેઠ શેઠાણી બહુ ધન, સાત ખેતરે વાવે;
વિનયે વહૂની જામતે, પરલોક સધાવે. વિનયવતી૦ ૨૦.
મૃત કારજ તેહનાં કરી, સમતામાં રહેતી;
નારી યશોમતી મહાસતી, પતિવાતો સહેતી. વિનયવતી૦ ૨૧.
ધમ્મિલ જે જે મગાવતો, તે તે સા આપે;
ધન ઘરવાખરી સહુ ગયાં, વ્યસનીને પાપે. વિવયવતી૦ ૨૨.
સર્વ આભૂષણ અંગનાં, વેસ્યા ઘર દેતી;
અક્કા પાછાં મોકલે, તે પાછાં લેતી. વિનયવતી૦ ૨૩.
ઘર હાટ આદે વેચીને, ધન પોતે લેતી;
નારી યશોમતી સોચતી, પીયર જઇ રહેતી. વિનયવતી૦ ૨૪.
માએં દુઃખ ભર આંસુએં, બેટી નવરાવી;
મરણ પ્રેમ હૃદય ધરી, બાપે બોલાવી. વિનયવતી૦ ૨૫.

ધર્મરૂચિ મુનિ પાસથી, લહે જ્ઞાનવિચાર:
સરખી સહેલી સાથ શું, ધરે શીલ આચાર. વિનયવતી૦ ૨૬.

પતિ નજરેં સતીયો કરે, શોલે શણગાર:
પિતૃધરે મોટો ભલો, શીલાલંકાર. વિનયવતી૦ ૨૭.

દૈવતમંત્ર એ નારીનેં, દેવવંછિત સાધે;
કષ્ટ વિના શેં આ ભવેં, જગ શોભા વાધે. વિનયવતી૦ ૨૮.

અરિ કેસરી નૃપગેહિની, રાણી ચંપકમાલા:
શીયલસુધારસ શીંચતેં, શમી પાવકજવાલા. વિનયવતી૦ ૨૯.

ધમ્મિલરાસેં ઢાલ એ, ચોથી ઉપદેશી:
વીર કહે વેશ્યા ઘરેં, હવે વાત બની શી. વિનયવતી૦ ૩૦.

## દોહરા.

અક્કા ભૂષણ દેખીને, ચિત ચિંતે તેણિવાર;
ધમ્મિલ ઘર નિર્ધન થયું, હવે કાઢું ઘરબાર. ૧.

વસંતતિલકા તેડીનેં, સમજાવે સા એમ:
તુજ સ્વામી નિર્ધન થયો, તેણે હવે છંડો પ્રેમ. ૨.

ઇક્ષુ ખંડ જે રસ ભરયા, તે ચૂસે નર નાર;
રસ રહિત અંતેં છેકે, તસ પશુ કૃત આહાર. ૩.

ધનપતિ સાથેં પ્રીતડી, કરવી કુલવટ રીત;
નિર્ધન નરનેં પરિહરી, અવરશું કીજે પ્રીત. ૪.

વલતું પુત્રી એમ કહે, માત સુણો એક વાત;
પ્રીત કરી નવિ પરિહરે, નારી ઉત્તમ જાત. ૫.

ખીર નીર જ્યું પ્રીતડી, બંધાણી છે માય;
ત્રિકરણ યોગેં તે હવે, કેમ કરી છોડી જાય. ૬.

અવર પુરૂષશું આ ભવેં, માત મેં કીધો નીમ;
સુખ દુ:ખ સંપદ આપદા, એ નરસાથે સીમ. ૭.

વસંતસેના સાંભલી, કપટે મૌન કરાય;
પુત્રી વિલુદ્ધી એહનેં, કરવો કોય ઉપાય, ૮.

## ઢાળ ૫ મી.

( વાલ્હોજી વાયેછે વાંસલીરે—એ દેશી. )

અક્કાએં ઓચ્છવ માંડીયો રે, દેવમાનતિને ઉદ્દેશ
જમવા તેડે કુમારિકા રે, એકસો આઠ બાલે વેશ. ૧.
નાટક દેખો દુનીયાં તણું રે, મધુ બિંદુ સમો સુખ લેશ; નાટક૦
વેશ્યા જાતિને નોહોતરી રે, પીરસે ભોજન પકવાન્ન;
તંબોલ દેઇ વીસર્જતી રે. બાલિકાને શ્રીફલ પાન. નાટક૦ ૨.
તવ પુત્રી સાથે કુમારને રે, પાય કેફી મદિરા જાત;
સુતાં થઇ અચેતન બેહુ જણાં રે, જ્યારે રહી પાછલી રાત. નાટક૦ ૩.
કુંવર ઉપાડી ગાડી ઠવ્યા રે, વિશ્વાસી દાસી સાથ;
પુર બાહિર દૂર વનાંતરે રે, ભોંયે નાખ્યો ઝાલી હાથ. નાટક૦ ૪.
દાસી પાછી ગઈ મંદિરે રે, અક્કા આગલ કહી વાત;
રાત ગઇ સહુ નિદ્રા ભરે રે, રવિ ઉદય થયો પ્રભાત. નાટક૦ ૫.
જાગી વસંતતિલકા કહે રે, માતા મુજ સ્વામી કયાંહ;
સા કહે નિર્ધન નાશી ગયો રે, શી શકીતરૂવર છાંહ. નાટક૦ ૬.
સાંભલી સા ધરણી ઢલી રે, લહીં મૂર્છા થઇ નિરાશ;
અક્કા દાસી ટોલે મલી રે, જોઇ નાકે શ્વાસોશ્વાસ. નાટક૦ ૭.
શીતલ વાયુ ચંદન જલે રે, વળી ચેતના રોતી તેહ;
બોલે પતિ પરદેશી થયો રે, હવે રણ વન સરખું ગેહ. નાટક૦ ૮.
ઓચ્છવ કીધા કપટે કરી રે, મુજ કંતને કાઢણ હેત;
તો મેં નિયમ લીયો હવે આજથી રે, મળવા મોહન સંકેત. નાટક૦ ૯.
મેલે ખેલે હીંચોલે ન હીંચીએં રે, નવિ કરશું સરસ આહાર;
જીરણ વસ્ત્રે તનું ઢાંકશું રે, તજીયાં સ્નાન અને શણગાર. નાટક૦ ૧૦.
ઘેર વસંતતિલકા રહે રે, હવે ધમ્મિલનો અધિકાર;
કર્મે નડ્યો ને ભૂયે પડ્યો રે, વનખંડે પશુ અવતાર. નાટક૦ ૧૧.
ઉતરી કેફ તવ ઉઠીયો રે, ચિત્રભાનુ ચઢ્યો ઘડી ચાર;
કાયા દીઠી કચરે ભરી રે, ઉતારી લીયો અલંકાર. નાટક૦ ૧૨.
અક્કાએં મુજ કાઢિયો રે, ચિંતે ધિગવેશ્યા વિલાસ;
પૂરણ દ્રવ્યે પાએ પડે રે, નવી બેસે નિર્ધન પાસ. નાટક૦ ૧૩.

વેશ્યા વાઘ અગ્નિ નૃપને અહીરે, એ નધરે કિણુસ્યું પ્રેમ;
તાતે દ્રવ્ય ન તોલીયું રે, તેણે કીધું કારજ એમ. નાટક૦ ૧૪.
ચિંતવતો નિજ ગેહેં ગયો રે; નવિ દીઠાં માત ને તાત;
પૂછતાં એક વિપ્ર તે બોલીયો રે, સુણ સુંદર શેઠની વાત. નાટક૦ ૧૫.
શેઠનો પુત્ર વેશ્યા ઘરેં રે, ખાતાં ધન નીઠું જામ;
માત પિતા સુત દાહથી રે, પોહોતાં પરલોકેં તામ. નાટક૦ ૧૬.
ધમ્મિલ નારી જશોમતી રે, ઘરભૂષણ ભરીયાં તાસ;
સ્નાન કરી સાસરીયા તણાં રે, ગઇ પીહર માયની પાસ. નાટક૦ ૧૭.
એમ નિસુણી ક્ષીણવજ્રાહત રે, લહી મૂર્છા અંતર ઝાલ;
ચેતવલે નયરથી નીકલ્યો રે, જઇ બેઠો સરોવર પાલ. નાટક૦ ૧૮.
સ્નાન કરી માત પિતા તણું રે, નિર્મલ શીતલ જલ પીધ;
કાલ સમા વડપાદપ તલેં રે, સૂતો ક્ષણ નિદ્રા લીધ. નાટક૦ ૧૯.
ધમ્મિલ રાસેં એ પાંચમી રે, નીચ સંગતિ ફલની ઢાલ;
વીર કહે ઉચ્ચ સંગતિ રે, પામે સુખ ઋદ્ધિ રસાલ. નાટક૦ ૨૦.

## દોહરા.

ક્ષણ નિદ્રા લહી જાગીયો, પડીયો ચિંતા ઝાલ;
ક્ષણ રોતો ક્ષણ શોચતો, ઝાલી તરૂવર ડાલ. ૧.
નિર્ધનને જીવિત કિશું, નિર્ધન મૃતક સમાન;
ધમ્મિલ ચિંતવતો ગયો, જિહાં છે જીરણ ઉદ્યાન; ૨.
વનપાલક સૂતો તિહાં, લેઇ તસ તરવાર;
વનદેવે તે અપહરી, કરતાં શિર સંહાર. ૩.
ચય ખડકી અગ્નિ કરી, પેઠો જઇ એકાંત;
વનદેવેં શીતલ કરી, પામ્યો ખેદ અત્યંત. ૪.
કાલ કૂટ સુર સેહરો, તરૂ શિર નિપતન જાત;
ચૂલ તલાઇ સુર કરે, કરતાં ઝંપાપાત. ૫.
એમ ઘણા મરવા તણા, ચિંતે અવર ઉપાય;
તવ તે કોપી સુર કહે, મા મા સાહસ કરાય: ૬.
ચિંતે હજી આગલ કિસ્યા, દેશે દૈવ કલેશ;
વારે છે મુજ દેવતા, કરતાં મરણ ઉદ્દેશ. ૭.

એમ ચિંતવતો તે ગયો, સ્નિગ્ધ વનેં સુખ કાજ;
તિહાં તરૂતલ દીયે દેશના, દીઠા એક મુનિરાજ. ૮.
જંગમ તીરથ ભૂતલેં, કરતા ભવિ ઉપગાર;
જ્ઞાન દિશાએં જાગતા, કર્મવૈદ્ય અણગાર. ૯.

## ઢાળ ૬ ઠ્ઠી.

(મન મલવા મુજ અલજેયો—એ દેશી.)

મુનિવાણી રસ માલતી, ચૂસંતા અલિ લોક રે:
વૃક્ષ અશોક તરૂ તલેં, સુર નર નારીના થોક રે. મુનિવાણી૦ ૧.
બેઠા હેમ સિંહાસનેં, અગડદત્ત મુનિરાય રે:
ધમ્મિલ દેખી વિનયથી, વંદે ગુરૂના પાય રે. મુનિવાણી૦ ૨.
બેઠા યથોચિત થાનકેં, કહે મુનિ ધર્મ રસાલ રે:
ધર્મ કરો નરભવ લહી, છંડી મોહ જંજાલ રે. મુનિવાણી૦ ૩.
મોહે મૂંજ્યા મત ફિરો, છોડી પંથ ગમાર રે:
મોહની મદિરા છાકથી, રાગ દિશા સંસાર રે. મુનિવાણી૦ ૪.
રાગે વાહ્યા નર ચલે, છંડી ઘર પરદેશ રે:
નંદી સોવનકાર જ્યું, જલતા જ્વલન પ્રવેશ રે. મુનિવાણી૦ ૫.
વિષભક્ષણ કૂપે પડે, ગિરિ શિરેં ઝંપાપાત રે:
એકાદશ ગુણઠાણથી, પડીયા હેઠલ જાત રે. મુનિવાણી૦ ૬.
દૃષ્ટિ રાગેં આંધળા, નહી નિજપરનો વિચાર રે:
અતિ રાગંધેલો થયો, વિજયપાલ ભૂપાલ રે. મુનિવાણી૦ ૭.
પ્રેમેં પૂછે પરષદા, સ્વામી તેહ કહો વાત રે;
પુરી મતાલ પુર ભૂપતિ, રંભા રાણી શું જાત રે. મુનિવાણી૦ ૮.
શેઠ સુતા પદમાવતી, દીઠી રૂપ નિધાન રે;
રાયવાડી જાતાં થકાં, લાગ્યું તેહશું ધ્યાન રે. મુનિવાણી૦ ૯.
શેઠઘરેં માગું કરી, રાજા પરણ્યો તેહ રે;
નાવે રાજ કચેરીયેં, લાગો તાસ સનેહ રે. મુનિવાણી૦ ૧૦.
દિન કેતે પદમાવતી, મરણ લહે શલ રોગેં રે;
વિજયપાલ ઘેહેલો થયો, અંતરદાહ વિયોગેં રે. મુનિવાણી૦ ૧૧.

દહન કરવા નવિ દીએ, એહો મૃતકની પાસ રે;
કહે મંત્રી એ મરણ ગઇ, મૂકો રાણીની આશ રે. મુનિવાણી૦ ૧૨.
નૃપ કહે તુજ માતાપિતા, મરશે સુત પ્રિયા જાત રે,
જીવે રાણી અમ તણી, કોડી વરસ કરો વાત રે. મુનિવાણી૦ ૧૩.
મંત્રી કહે તુમેં રીશવી, દૂર રહો નરનાહ રે;
મંત્રી રાયને છેતરી, દીધો અગ્નિદાહ રે. મુનિવાણી૦ ૧૪.
ફરી સ્વર્ગે સા ગઈ, નિયમ લીયે નૃપ તામ રે;
વિણ દીઠેં પદમાવતી, ન લીએ ભોજન નામ રે. મુનિવાણી૦ ૧૫.
દિન દશ વીતે મંત્રિયેં, તવ એક બુદ્ધિ ઉડાય રે;
વિપ્ર વધામણી મોકલ્યો, સુણી નૃપ હર્ષિત થાય રે. મુનિવાણી૦ ૧૬.
પૂછ્યો દ્વિજ કહે સ્વર્ગમાં, વિલસે સુખ વિશેષ રે;
થોડા દિનમાં આવશે, પણ વંછે તુમ લેખ રે. મુનિવાણી૦ ૧૭.
મુદિત મને મહીપતિ સુણી, ભોજન કીધ સનેહ રે;
લેખ લખી દેઈ પાઠવ્યો, વળી કેતે દિન તેહ રે. મુનિવાણી૦ ૧૮.
આવી રાયને કર દીયે, ફલ નારિંગ રસાલ રે;
ખાવા રાણીએ મોકલ્યાં, તુમ પર ભક્તિ વિશાલ રે. મુનિવાણી૦ ૧૯.
રીઝ્યો ભૂષણ તસ દીએ, પસરી ઘર ઘર વાત રે;
રાજા પાસેં આવિયો, દ્વિજ એક ધૂરત જાત રે. મુનિવાણી૦ ૨૦.
લેખ દીઓ નૃપ વાંચીયો, હું તુમ દાસી રાય રે;
આવણ ન દીએ સાહેલીયો, વરસ સમા દીન જાય રે. મુનિવાણી૦ ૨૧.
કોટી ધન પેહેરામણી, મેં કીધી સુર લોક રે;
દેવું આપી આવશું, મોકલજો ધન રોક રે. મુનિવાણી૦ ૨૨.
મંત્રીને કહે ધન દીયો, ભૂષણ કંચુઆ ચીર રે;
મંત્રી કહે નૃપ વિપ્ર એ, કીએ પંથેં જશે ધીર રે. મુનિવાણી૦ ૨૩.
નૃપ કહે પૂર્વે દ્વિજ ગયો, તે મારગેં કરો એહ રે;
મંત્રિ કહે અગ્નિ વિચેં, તેણિ વિધિ જાશે સંદેહ રે. મુનિવાણી૦ ૨૪.
મંત્રી ધૂર્તને લેઇ ચલ્યો, બાહિર બાંધી નિઘટ રે;
અગનિમાંહે પ્રજાલીયો, વેહેલા આવજો ભટ રે. મુનિવાણી૦ ૨૫.

કેતા વાસર અંતરે, નૃપ આગ્રહથી તામ રે;
કંચ વરણુ રૂપ વયસમી, વેશ્યા પદ્મા નામ રે. મુનિવાણી૦ ૨૬.
શીખાવી વનમાં ધરી, મંત્રી દેત વધાઇ રે;
રાજા સન્મુખ આવતો, લેઇ સકલ સજાઇ રે. મુનિવાણી૦ ૨૭.
હોંશે હસ્તી શિરે ચઢી, ઊતરીયા દરબાર રે;
પુષ્ટિ અમૃત આહારથી, ચિંતે ચિત્ત મઝાર રે. મુનિવાણી૦ ૨૮.
સ્વર્ગની વાતો પૂછતાં, સા કહે ભૂપને તેમ રે;
મંત્રીયે જેમ શીખવી, ચતુર તે ભૂલે કેમ રે. મુનિવાણી૦ ૨૯.
સુખ વિલસંતા રસ ભરે, ભમશે બહુ સંસાર રે;
રાગ વિરાગે કેવલી, સિદ્ધિ વધૂ ભરતાર રે. મુનિવાણી૦ ૩૦.
ધમ્મિલ કુંવરના રાસની, છઠ્ઠી ઢાલ રસાલ રે;
શ્રી શુભવીર રસિક જનો, સુણજો થઇ ઊજમાલ રે. મુનિવાણી૦ ૩૧.

## દોહરા.

પૂછે સાધુ કુમારને, કેમ સાહસિક કરાય;
પ્રાણી કુમરણે કરી, નડિયા દુર્ગતિ જાય. ૧.

કુંવર કહે સ્વામી સુણો, હું દુઃખનો ભંડાર;
કૂપની છાયા કૂપમેં, નવિ પામે વિસ્તાર. ૨.

સાધુ કહે શું દુઃખ અછે, કહો વિવરીને કુમાર;
બાર વેચાયે બોલતાં, શિર હોયે હલકો ભાર. ૩.

કુંવર કહે મુજ દુઃખને, કુણ ઊદ્ધરણ સમથ્થ;
જલધિ જલમાં ડૂબતાં, કહો કોણ ઝાલે હથ્થ. ૪.

વિરલા પર કારજ કરા, વિરલા પાલે નેહ;
વિરલા ગુણ કાંધા અહે, પર દુઃખે દુઃખીયા જેહ. ૫.

આ ભવ દુઃખ ન પામીયો, પર દુઃખ હરણ ન ઘાત;
દુઃખ દેખી દુઃખ નવિ ધરે, તે આગલ શી વાત. ૬

કહે મુનિ મેં દુઃખ દેખીયું, હું દુઃખ હરણ સમથ્થ;
દુઃખ દેખી દુઃખીયા અમે, ભાંખો નિજ પરમથ્થ. ૭

## ઢાળ ૭ મી.

( રામચંદ્રકે બાગ, આંબો મોહોરી રહ્યોરી.—એ દેશી. )

કુંવર કહે મુજ આજ, સુરતરૂ તુંહી ફલ્યો રી:
દુઃખદાયક મહારાજ, નાડી વૈદ્ય મલ્યો રી. ૧.
નયર કુસારત નિવાસ, હું સુત શેઠ તણો રી:
જ્ઞાન કલા વિજ્ઞાન પાઠક પાસ ભણ્યો રી. ૨.
વસીયો વેશ્યા ગેહ, તેહશું નેહ કર્યો રી:
ખાઇ ઘર ઘર વાત. મુજ વનમાંહી ધસ્યો રી. ૩.
જાગ્યો ઉગેં પ્રભાત, નિજમંદિરીએ ગયો રી:
મરણ લહ્યાં મા બાપ, સાંભલી દાહ થયો રી. ૪.
મરણ ઉપાય મેં કીધ. દુઃખભર વન ઉરણે રી:
વાર્યો દેવેં તામ, આવ્યો તુમ ચરણે રી. ૫
લોહ ચમક દૃષ્ટાંત, તેં મુજ ખેંચી લીયો રી:
નયન સુધાંજનરૂપ, દર્શન દેવેં દીયો રી. ૬.
હઇય લગેં માહારાજ, વેશ્યા ચિત્ત વસી રી:
નવિ પલટાએ રંગ, સોવનરેખ રસી રી. ૭.
કરી એણે દુર્જન રીત, પણ મેં ભાવેં ભજી રી:
સાચો કીધ સનેહ, પરણી દૂર તજી રી. ૮.
મુજથી અધિકું દુઃખ, કહો કેમ નાથેં લહુ રી:
મુજ દુઃખ ખમીયું ન જાય, તો તુમે કેમ સહુ રી. ૯.
તવ બોલે મુનિરાજ, વીતી વાત જિસી રી:
સાંભલ શેઠ કુમાર, કહીએં તેહ તસી રી. ૧૦.
સયલનયર શણગાર, શોભા તાસ હરી રી:
વસુમતી તિલક સમાન, નયરી શંખ પુરી રી. ૧૧.
તીન જગત વિખ્યાત, શક્તિ ત્રણ ભણી રી:
સાધન તો ત્રણ વર્ગ, સુંદર નામ ધણી રી: ૧૨.
દક્ષા રૂપ નિધાન, સુભગા સીયલેં સતી રી:
રાણી સુલસા નામ, લાવણિમ શીઅલવતી રી. ૧૩.

તાસ ઉઅરસરહંસ, કુલ અવતંસ શિરે રી;
નામ અગડદત્ત તાસ, ઓચ્છવ સાથ ધરે રી. ૧૪.
બુદ્ધિ ઊદ્યમ ગુરૂ જોગ, વિદ્યા સર્વ ભણ્યો રી;
કલા બોહોંતેર સીધ, પણ એક દોષ હણ્યો રી. ૧૫.
ચોરી કરે પુરમાંહી, વ્યસની સર્વ થયો રી;
ન્યાય ધર્મ શુચિ માર્ગ, દુષ્ટથી દૂર ગયો રી. ૧૬.
રત્ન કલંકિત કીધ, જબવિધિ સૃષ્ટી કીયો રી;
કમલે કંટક કીધ, ચંદ્ર કલંક દીયો રી. ૧૭.
સમસંજોગે વિજોગ, દુર્ભગ રૂપે ધર્યો રી;
નિર્ધન પંડિત વિપ્ર, જલનિધિ ખાર કર્યો રી. ૧૮.
ધનવતી કૃપણ સ્વભાવ, લક્ષ્મી મ્લેચ્છ ધરે રી;
ધર્મી સુત ધન હીન, નારી નીચ વરે રી. ૧૯.
રાજ કચેરી મધ્ય, પુર વ્યવહારી ઘણા રી;
બોલે ભૂપ સમક્ષ, અવગુણ કુંઅર તણા રી. ૨૦.
સાંભળી ચિંતે રાય, પુત્ર કુપુત્ર હુઓ રી;
દીઠે દાઝે દેહ, સુંદર તેથી મુઓ રી. ૨૧.
માત પિતા કુલલાજ, નહીં મરજાદ કશી રી;
વ્યસને વંઠ્યો જેહ, તે કુલ કુચ મશી રી. ૨૨.
ધનપતિ સુતને કાજ, દેવને માની લીયે રી;
અવિનિત પ્રગટે પુત્ર, સુખવન દાહ દીએ રી. ૨૩.
સુત જનની હુલરાય, મોહોટા જામ હુવે રી;
શત્રુથી અધિકા થાય, તાતનું નામ ખુવે રી. ૨૪.
મધુર અશન તજે માય, સુતના રોગ ભયે રી;
કુવચન જીવિતશલ્ય, થાયે મોટા થયે રી. ૨૫.
મૂઢ પ્રાણી ગમાર, કૂડાં કપટ કરી રી;
વંચી લોક અનેક, તસ ધન લેત હરી રી. ૨૬.
ખાય પીએ નહીં પેટ, દેશ વિદેશે ફરે રી;
દાન ધરમ કરી દૂર, મંદિર માલ કરે રી. ૨૭.

ભોગવે ધન ઘરપુત્ર, મા મલ મૂત્ર ધુવે રી;
વહુ પરણી મુખ જોઈ, છેડો વાલી રૂવે રી. ૨૮.
પરિજન સેવે પાય; જબ લગેં સુત ન ધરે રી;
જનમે નંદન જામ, સજ્જન જાય ઘરે રી. ૨૯.
નરથી સુખી પશુ જાત, સુખ ભર વનમાં રમે રી;
નહિ સુત ચિંતા કાંઈ, બાલકવય નિગમે રી. ૩૦.
ચાકરી દાસ કરંત, વાહને સુત વિચરે રી;
વૃદ્ધ હોવે મા બાપ, ચિંતે કિમ ન મરે રી. ૩૧.
અશનમાત્ર ગુણ જાણ, ચાંપો પણ ન ચરે રી;
ગંડલ મંડલ જાત, રયણી ચોકી ભરે રી. ૩૨.
બાલક બ્યાલક તુલ્ય, પ્રગટે પુત્ર તિસ્યો રી;
માત પિતા દુઃખદાય, કોણિક રાય જિસ્યો રી. ૩૩.
રાજ્ય વિઘન પુરશ્ચાત, એક દિન જીવ હરે રી;
મણિએ વિભૂષિત નાગ, કુણ જન રાખે ઘરે રી. ૩૪.
એમ ચિંતી નર રાય, કહે પ્રજાને તદા રી;
કરશું અમે જાકિં ગેહ, જેમ સુખ વરતે સદા રી. ૩૫.
ધમ્મિલ રાસેં રસાલ, સાતમી ઢાલ કહી રી;
વિશ્વમાંહિં શુભ વીર, ગુણથી ખ્યાતિ લહી રી. ૩૬.

**દોહરા.**

કોપ કઠિણ રાજા હવે, તેડી કુંવરને ત્યાંહી;
કહે સુત ચાહું સુખ ભણી, નહીં તુજ શીતલ છાંહી. ૧.
તું શિક્ષાને અયોગ્ય છે, મુજ કુલ કીધ કલંક;
કમલો ન હોવે પાંસરો, વૃશ્ચિક કંટક વંક. ૨.
મેં જાણ્યું આ રાજ્યમાં, પુત્રપ્રદીપ અનુહાર;
ભામણ તેલે અગ્નિ વિણ, તુંહી છતે અંધકાર. ૩.
ચોશઠ દીવા જો બલે, બારે રવિ ઊગંત;
અંધારૂં છે તસ ઘરે, જસ ઘર પુત્ર ન હુંત. ૪.
પણ એ જૂઠી વારતા, જસ ઘર વંહિલ પુત્ર;
માત પિતા ઘરમાં રૂએ, વંહયું તસ ઘરસૂત્ર. ૫.

અન્યાયી વ્યસને ભર્યો, જા રે નજરથી દૂર:
જબ અમે આંણું મોકલું, આવજો તામ હજૂર. ૬.
હુકમ લહી વિલખો થયો, આવ્યો સહચર પાસ;
ભાઇ સખાએ હવે તુમો, તાતેં કીધ નિરાશ. ૭.
વાત સુણી તે ચિંતવે, થાનક ભ્રષ્ટ કુમાર;
શંકર કંઠથી ઉતર્યો, પામે અહિ અપકાર. ૮.
પ્રાણી પાણી આપણું, રાખી સકે તો રાખ;
રતીભર પાણી ઊતર્યું, ન ચઢે ખરચ્યે લાખ. ૯.
નૃપ અપમાને લોકમાં, ન કરે કોઇ સલામ;
રાંકને રેહેવા ઝુંપડાં, પણ નહીં એહનેં ઠામ. ૧૦.
સમ સંપી સહુ ઘર ગયા, નૃપ સુત જનની પાસ;
માએ પણ ન બોલાવિયો, ગયો પ્રણમી આવાસ. ૧૧.

## ઢાળ ૮ મી.

( સીરોહીનો સાલુ હો કે ઊપર ચાંદ પુરી—એ દેશી. )

મન સંકલપી હો કે નયરથી નીકલ્યો, રાતની વેલા હો કે કોઇ ન અટકલ્યો;
રતિપતિ મંદિર હો કે જઇને ઉતર્યો, દેશી નિમિત્તિએ હો કે ભોજને નોતર્યો. ૧.
અશન કરીનેં હો કે પૂછે વાત મિશે, ઉદય અમારો હો કે કહીએ કઇ દિશે;
કહે નૈમિત્તિક હો કે જાવૂં પૂરવ દિશિ, કાશીદેશે હો કે નયરી વણારસી. ૨.
લાખનું ભૂષણ હો કે સાંભળી તાસ દીએ, ચાલ્યા અગડદત્ત હો કે રયણી પાછલીએ;
ખેડા પાટણ હો કે નયરનેં ગામ ઘણાં, વન સર જોતો હો કે કૌતુક તેહ તણાં. ૩.
એક ગિરિ શિખરે હો કે ચઢીઓ કૌતુકસેં, દેખે દેવલ હો કે વજરા માત વસે;
દીઠા દોનર હો કે જાપ ધ્યાન ધરતા, અગનિકુંડે હો કે હોમ હવન કરતા. ૪.
કુંવરને ઉઠી હો કે દોય જુહાર કરે, બોલે તુમચે હો કે આવે કાજ સરે;
ઢાલ ખડ્ગ કર હો કે આકૃતિ ક્ષત્રિ ખરો, કુંઅર કહે મુજ હો કે સરિખું કામ ધરો. ૫.
તે કહે ગુરૂદત્ત હો કે વિદ્યા સાધ્ય કરૂં, ઊત્તમ નર વિણ હો કે ન રહે ધ્યાન ખરૂં;
કુંવર કહે મુજ હો કે ઉભે ખડ્ગ ધરે, નહીં તુમ પીડા હો કે સાધો ચિત્ત ખરે. ૬.
સાધનપૂરે હો કે વજરા મા અતિસેં, પ્રગટ થઇને હો કે બોલે વચન ઇસેં;
સુણજો સાધક હો કે ખેડા ગામ ધણી, શત્રુ લોકેં હો કે તુમચી લાજ હણી. ૭

દોય સહોદર હો કે જનની એક જણ્યા, બદરી કંટક હો કે સરિખા નીતિ ભણ્યા;
સુમતિ દુર્મતિ હો કે લોક વિખ્યાત થયા, શત્રુ પરાભવે હો કે જમુના પાર ગયા. ૮.
મથુરાં વનમાં હો કે જોગી સિદ્ધ મલે, બહુ ગુણ દરીયો હો કે ભરીયો મંત્ર બલે;
ચોસઠ જોગણી હો કે જેહને પાય પરી, તસ એક ચેલો હો કે નામે નખોધપુરી. ૯.
વ્યસની જૂઠો હો કે અવિનય દોષ ભર્યો, ગુરૂનો દ્વેષી હો કે લોકે દૂર કર્યો;
તેહની પાસે હો કે દુર્મતિ નિત્ય રૂએ, ભંગી ભેલા હો કે ગુરૂનાં છિદ્ર જુએ. ૧૦.
સરિખે સરિખી હો કે જગમાં જોડી ભલે, મૂરખે મૂરખ હો કે ચતુરે ચતુર મલે;
ગર્દભ ભૂકે હો કે મંડલ તામ રૂએ, ખર મુખ ચાટે હો કે વટલ્યો કુણ જુએ. ૧૧.
ચેલો ગુરૂથી હો કે નિત્ય છલભેદ રમે, ગુરૂ સેવાએ હો કે આવે તે ન ગમે;
વચન વિઘાતી હો કે ગુરૂને નિત્ય દમે, રાહુ નડતો હો કે જગ દ્વિરાજ ખમે. ૧૨.
અમીય શીતલતા હો કે ન લહે રાહુ કિમે, ગુરૂ તસ દૂરે હો કે રાખે ધ્યાન સમે;
સુણ તું સુમતિ હો કે તેં ગુરૂ સેવ લહી, સાચી ભક્તિ હો કે સેવ્યા પાસ રહી. ૧૩.
તેણે તુજ દીધી હો કે વિદ્યા દોય ખરી, તેં પણ લીધી હો કે ગુરૂને પાય પરી;
મોહની સિદ્ધિ હો કે ગુરૂને વચન બની, વિદ્યા બીજી હો કે શત્રુ પરાજયની. ૧૪.
સિદ્ધ કરેવા હો કે ગુરૂયે મોકલિયો, વિનયે સાધી હો કે વચને સાંકલિયો;
મેં તુજ સિદ્ધિ હો કે આપી તેહ તણી, ચિત્ત પ્રસન્ને હો કે જા તું ગેહ ભણી. ૧૫.
પણ દુર્મતિને હો કે સિદ્ધિ ન હોય ખરી, ગુરૂયે ન દીધી હો કે લીધી ચોરી કરી;
એમ કહી દેવી હો કે જાય અદૃશ્ય થઇ, ભોજન કરતાં હો કે વચ્ચે એકાંત જઇ. ૧૬.

॥ यदुक्तं ॥ लोभी मच्छरी भोगभूषणपरो नीचप्रसंगी सदा,
छीद्रान्वेषकसद्गुरोराविनयी द्वेषी गुरूणामपि ॥
धूर्त्तोऽसत्यप्रजलपलंपटखलः दुष्ट कर्मांगानुगः,
स्तेषांयंत्रकमंत्रसाधनाविधिः सिद्ध्यतिनो कर्हिचित् । १ ।

## પૂર્વઢાલ.

સુમતિ સાધકે હો કે બહુ ઉપકાર લીયો, અગડદત્તને હો કે મોહની મંત્ર દિયો;
લેઇ ચલ્યા એ હો કે કરી તસ પાય નતિ, અનુક્રમે આવ્યો હો કે પુરી અમરાવતી. ૧૭.
તે પુર પરિસર હો કે મુનિ ઉપદેશ દીએ, તિહાં જઇ બેઠા હો કે ધર્મ પિયુષ પીએ;
શીતલતાએ હો કે આતમ ઉપશમિયો, જુઠ ચોરી હો કે હિંસા નિયમ લિયો. ૧૮.

નૃપસુત ગુરૂને હો કે કહે મુજ ઉદ્ધરયો, નિયમ દીયંતાં હો કે પંથ સખાઐં કર્યો;
મુનિ નમી ચાલ્યા હો કે પામ્યા પ્રેમ વશી, કાશી દેશેં હો કે નયરી વણારશી. ૧૯.
ધમ્મિલરાસેં હો કે આઠમી ઢાલ કહી, મૂરખપ્રેમેં હો કે વિખ ભખે નહીં;
શ્રી શુભ વીરની હો કે વાણી અમૃતસી, સજ્જન વિનયી હો કે કંચન સેત કશી. ૨૦.

## દોહરા.

અગડદત્ત થાકો ગયો, સુર સરિતાનેં તીર;
પંથ પિપાસા શ્રમ ટલ્યો, પીતાં નિર્મલ નીર. ૧.
પટ દરશન ફરસન જલે, ગંગાતીરથ રૂપ;
મુનિવર કોઈ મુગતિ ગયા, માને સુર નર ભૂપ. ૨.
એક વારણ બીજી અશી, નામેં નદીયો હોય;
મધ્ય વશીય વરાણશી, નગરી ગુણથી જોય. ૩.
ભાગ્ય ઉદય જોવાભણી, કુંવરેં કીધ પ્રવેશ;
નાનાવિધ કૌતક જુવે, ફરતો સુંદર વેશ. ૪.
મઠ એક મોટો દેખીયો, જિહાં ભણે છાત્ર અનેક;
જ્ઞાનકલા રસ વસ ગયો, તિહાં ધરી વિનય વિવેક. ૫.
ઉપાધ્યાય કલાનિધિ, પવનચંડ છે નામ;
કર જોડી એઠો તિહાં, ધુર કરી તાસ પ્રણામ. ૬.

## ઢાળ ૯ મી.

( કીડા કરી ઘર આવીયો—એ દેશી. )

પાઠક પ્રેમ રસેં કહે, છાત્રનેં કરીઅ વિદાય રે;
કહો કોણ દેશથી આવીયા, નામ કિશું તુજ ભાય રે. પાઠક૦ ૧.
શે કારણ ઇહાં આવીયા, કોણ તુજ ઉત્તમ વંશ રે;
પ્રેમેં તેહ પ્રકાશીયેં, જેમ હીરેં અમ હંસ રે. પાઠક૦ ૨.
મૂલ થકી વિવરી કહ્યો, કુંવરેં નિજ અવદાત રે;
સુણી પાઠક વલતું કહે, વત્સ સુણો એક વાત રે. પાઠક૦ ૩.
માત પિતા તજવે કરી, રૂડું ન કીધું કાજ રે;
નાત સજ્જન પુર લોકમાં, નાવી કશી તુજ લાજ રે. પાઠક૦ ૪.
ક્રમ નખ કાંતિ પીતર તણી, જાણી તીર્થ સમાણી રે;
ઉત્તમ નર પૂજન કરે, પંડિત શાસ્ત્રેં વાણી રે. પાઠક૦ ૫.

કટુકગિરા ગુરૂ માતની, આગલ હિત કર જાણે રે:
કષ્ટહંતા ભેષજ પરે, નીરૂજા વૈદ્ય વખાણે રે. પાહ૦ ૬.
ગુરૂ તાડંતાં હિત કરે, ઊન્મારગથી વારે રે;
મણિકારક ઘસતા મણિ, રત્નનું તેજ વધારે રે. પાહ૦ ૭.
પીતર નિભ્રંછે દોષને, પણ નવિ પુત્રને તાડે રે;
જેમ ન વિતાડે પાત્રને, મંત્રિક ભૂત પછાડે રે. પાહ૦ ૮.
જગત ગુણે ગૌરવ લહે, શું કરે પરપોતાને રે:
નિજ અંગજમલ પરિહરે, વનજકુસુમશિર માને રે. પાહ૦ ૯.
માત પિતા ગુરૂ કુલવશે, હોય જગત બહુ માને રે:
કંચન ગિરિ વલગાં રહ્યાં, તૃણતરૂ કનક સમાનો રે. પાહ૦ ૧૦.
હાણુપુરે વ્યવહારિયો, સુંદર નામેં સાર રે:
માત પિતા વૃદ્ધપય નમી, પૂછી કરત આહાર રે. પાહ૦ ૧૧.
સુત વિનયી તસ હોય છે, બહુલ કરે વ્યાપાર રે:
દાનદયા તસ ચિત્ત વસી, દ્રવ્યતણો નહીં પાર રે. પાહ૦ ૧૨.
લાભેં લોભ વધે ઘણો, ઇંધણથી જેમ આગ્ય રે:
તૃષ્ણાદાહ સમાવવા, જલસમ જ્ઞાન વૈરાગ્ય રે. પાહ૦ ૧૩.
ગુરૂવિણ જ્ઞાન ન સંપજે, તેણે અતિ લોભ જમાવે રે:
માલ બહુલ વોહોરી કરી, સુંદર જાઝ ચઢાવે રે. પાહ૦ ૧૪.
માત પિતા સુત દોયશું, વાત એકાંત બનાવી રે:
સહુ સાથે વાહાણે ચઢ્યા, ઘર પરિકરને ભલાવી રે. પાહ૦ ૧૫.
જલધિવચે જાતાં થકાં, લાગ્યો પવન પ્રચંડ રે;
પ્રભુ પ્રભુ કરતાં પ્રલય થયો, વાહાણ થયું શતખંડ રે. પાહ૦ ૧૬.
માત પિતા વધૂ સુત જલે, ડૂબ્યાં દૈવ ઊપરાંઠે રે;
સુંદર શેઠ ફલક ગ્રહી, આવ્યો જલનિધિ કાંઠે રે. પાહ૦ ૧૭.
ભમતો અનુક્રમેં આવીયો, હાણાપુર નિજગેહે રે:
મૃતકારજ સહુનાં કરી, પરણ્યો નવી સ્ત્રી નેહે રે. પાહ૦ ૧૮.
પુત્ર વધૂ સુત સંતતી, પૂર્વતણી પરે થાતી રે;
પણ એક માત પિતા ગયાં, ભવ લગે બલતી છાતી રે. પાહ૦ ૧૯.

એમ સુણી પાઠક પાય નમી, કુંવર કહે ગુરૂ રાજ રે;
આજ તુમે પ્રતિબોધીઓ, સિદ્ધાંવંછિત કાજ રે. પાઠક૦ ૨૦.
તાત મેં શિક્ષા શિર ધરી, મુજ મન શાસ્ત્ર કલાશું રે;
ભણી ગણી પિતૃપદાર્ચનેં, તુમ આણા લેઇ જાશું રે. પાઠક૦ ૨૧.
ધમ્મિલ કુંવરના રાસની, એ કહી નવમી ઢાલ રે;
શિક્ષા શ્રીશુભવીરની, વિનયો સુણો ભૂજમાલ રે. પાઠક૦ ૨૨.

## દોહરા.

કુંવર વચન સુણી રીઝીયો, પવનચંદ ઉવઝાય;
દૃષ્ટિવદન સદનેં ગયો, તેડી કરી સુપસાય. ૧.
સ્નાન અશન વસનાદિકેં, કરતો તસ મનોહાર;
કહે પિતુ ઘર સમ મુઝ ઘરે, વિલસો પ્રિય દિલધાર. ૨.
કુંવર તિહાં રહેતો થકો, કરી ગુરૂવચન પ્રમાણ;
આરાધે નિત્ય વિનયથી, માત પિતા સમ જાણ. ૩.
શાસ્ત્રનેં શસ્ત્રકલા તણો, પામી સુગુરૂ પસાય;
પાર લહી ગૃહ ઉપવનેં, એકદિન રમવા જાય. ૪.
કુસુમ સુગંધ પવન લહી, રહી સ્થિર દૃષ્ટિ નિશાન;
બાણાવલી બાણે કરી, વેધે તાણી કમાન. ૫.
એણે સમે કુસુમ દડો પડ્યો, પૂઠે લાગ્યો ઘાત;
ચક્ષુ લક્ષથી ઓસરી, ચિંતે શ્યો ઉતપાત. ૬.
પુંઠ દીઠી અપછરા, સમ નવયૌવન નાર;
શક્તિવસંતઋતુ વન સુરી, આવી ચિંતે કુમાર. ૭.
તવ સા નિર્દયહૃદય તસ, વેધનકૃતચિત્ત લક્ષ;
ભ્રૂધનુમુક્ત શરે કરી, ભેદત નયન કટાક્ષ. ૮.
સા કહે સંપૂર્ણ લોચનેં, તૃણ લવે ન ધર કુઠાર;
હું સ્મર માર્ગણે પીડિયો, ઉચિત ન મૃતકને માર. ૯.
તું કોણ કસ્ય સુતાભિધા, પૂછે કુંવર સવિકાર;
ચંદ્રવદની મદનાતુરા, બોલે વચન રસાલ. ૧૦.

## ઢાલ ૧૦ મી.

( કૃતમલની દેશી. )

ચિત્તહર તું મુજ મુકુટસમાન, મનસાખેં હું તુજ વરી; ચિત્તહર૦
મેહેલથી દર્શન દીઠ, નેહદોરેં રે ખેંચી ઉતરી. ચિત્તહર૦ ૧.
આવી હું કંત હજૂર, પિઉડે પ્રેમ ધરી પૂછીયું; ચિત્તહર૦
વાલ્હાની આગળ વાત, કહેતાં સવિ દુઃખ ઊલસિયું. ચિત્તહર૦ ૨.
પ્રીત પટંતર હોય, ન રહે ઇક્ષુ તણી પરે; ચિત્તહર૦
મૂલ થકી અધિકાર, વિવરી કહું પિયુ આગલેં. ચિત્તહર૦ ૩.
બંધુદત્ત મુજ તાત, શેઠ ધુરંધર ઇંહાં વસે; ચિત્તહર૦
સન્મુખ એ પ્રાસાદ, દેવ વિમાનનેં પણ હસે; ચિત્તહર૦ ૪.
લક્ષ્મીવતી મુઝ માત, લક્ષ્મી ઘરે પાએ પડી; ચિત્તહર૦
મદનમંજરી મુજ નામ, ધાતેં રૂપવતી ઘડી. ચિત્તહર૦ ૫.
પિતૃવચ્છલ ગુરૂ જોગ, ચતુરકલા ચોશઠ ભણી; ચિત્તહર૦
ઇંહાં એક શેઠનો બાલ, કાલવ્યાલસમદૃગપ્રણી. ચિત્તહર૦ ૬.
વિવાહ સાજન સાથ, કાથ કુવૈદ્યેં મેલીયો; ચિત્તહર૦
કરમેં વિડંબી મુજ, કુષ્ટરોગ પશુ હેલિઓ. ચિત્તહર૦ ૭.
નારક સૂકરરૂપ, વેંહેલ વલે લહી નાલીયું; ચિત્તહર૦
ચોરીએ વિણ ચિત્ત સાખ, હાથ બાલ્યાનેં હઈયું બાલીયું. ચિત્તહર૦ ૮.
વાસ ભુવન કર જોડ, ઉભો મૂર્ખ ઓલગ કરે; ચિત્તહર૦
બીહિનો ગયો પિતુ ગેહ, હું રે ગઇ માતા ઘરેં. ચિત્તહર૦ ૯.
લક્ષ્મી કૃપણનેં હાથ, મંદમતિ પુરભારતી; ચિત્તહર૦
ચતુર નારી પતિ મૂર્ખ, એથી મરણગતિ સુખવતી. ચિત્તહર૦ ૧૦.
તેણેં વસતાં પિતુ ગેહ, વીત્યા દિન કેતા સમા; ચિત્તહર૦
તુમ દરશનેં હું આજ, ચમકી ચકોરી ચંદ્રમા. ચિત્તહર૦ ૧૧.
આ ભવ તું ભરતાર, ચતુર ચરણ ચિત્ત ઉલ્લસ્યો; ચિત્તહર૦
તું મારે હઈડાનો હાર, દીઠો તિહાંથી દિલ વસ્યો. ચિત્તહર૦ ૧૨.
તુજ ગુણવંત સસનેહ, કાંટો ભાગો રે કાચા કેરનો; ચિત્તહર૦
કામ ભુજંગ ડશેલ, નેહી કો ઊતારણ ઝેરનો. ચિત્તહર૦ ૧૩.

આવી હું શરણે આજ, વાલ્હિમવિણ નહિ જાંગુલી; ચિત્તહર૦
રાગ ભરી દુર્ગંધ, અલગી ન થાએ આંગુલી. ચિત્તહર૦ ૧૪.
કપટી કલંકી મિત્ર, અવસાનેં વિહિતો દયો; ચિત્તહર૦
દોષાકર પણ ચંદ્ર, શિવશિર વલ્લભતા થયો. ચિત્તહર૦ ૧૫.
મહાદેવ ન જુએ દોષ, આશ્રિતને નવિ પરિહર્યો; ચિત્તહર૦
આકૃતિ રાજકુમાર, ઓલખીને મેં આદર્યો. ચિત્તહર૦ ૧૬.
શરણાગત કરે દૂર, નહીં કોઇ ક્ષત્રી જાતમાં; ચિત્તહર૦
પ્રાર્થના કરશો ભંગ, તો મરશું આજ રાતમાં. ચિત્તહર૦ ૧૭.
કામણગારે નેહ, નયણેં મુજ કામણ કર્યાં; ચિત્તહર૦
પલક ન છોડયો જાય, ચિત્ત સાંકલીએં સાંકલ્યો. ચિત્તહર૦ ૧૮.
મરણ જીવન નાથ હાથ, સાથ ન છોડું તુમ તણો; ચિત્તહર૦
મોહ્યો કુમર સુણી વાત, દેખી રૂપ અતિ ઘણો. ચિત્તહર૦ ૧૯.
મોહનાં લાગ્યાં બાણ, પ્રાણ સમાણીનેં એમ કહે; ચિત્તહર૦
હું રે વસું પરદેશ, કલેશ કરણ તું કિહાં રહે. ચિત્તહર૦ ૨૦.
જાશું અમેં નિજ દેશ, તે દિન તુજ તેડું કરૂં; ચિત્તહર૦
પટરાણી પદ તુજ, સાચું વચન એ માહરૂં. ચિત્તહર૦ ૨૧.
વાલ્હમ સુણી રે વચન, માલતી કુસુમેં વધાવતી; ચિત્તહર૦
વિકસિત નયનવદન, કંચુક છાતી નમાવતી. ચિત્તહર૦ ૨૨.
હાથમાં લઇ કરકોલ, મુદિત થઇ ગઇ નિજ ઘરેં; ચિત્તહર૦
કુંઅર ગયો ગુરૂગેહ, નજર મેલાવા નિત્ય કરે. ચિત્તહર૦ ૨૩.
ધમ્મિલરાસેં ઢાલ એહ, દશમી અમીરસ વેલડી; ચિત્તહર૦
અઢી છીપ સ્વાંતીનીર, વીરવચન રસ સેલડી. ચિત્તહર૦ ૨૪.

## દોહરા.

એક દિન વનક્રીડા કરી, અશ્વારૂઢ કુમાર;
નયરીમાં જબ આવીયો, તવ દેવાણાં દ્વાર. ૧.
કોલાહલ દીઠો બહુ, પુરજન ભરીયા શોક;
મેડી માલ તરૂવર ચઢે, નરનારીના થોક. ૨.
જનસંમર્દનથી પડે, કેઈ પંથે ભયભ્રાંત;

પિહિતદ્વાર ઘર હાટમાં, પેઠ વણિક મહંત. ૩.
સુભટ ઘણાં ભાલાં ધર્યાં, ખડ્ગ મુશલ કરજોડ;
પગભાંગે મુખ ધેરજે, કરતા દોડા દોડ. ૪.
ચહુટે જોતો તે ગયો, વિસ્મય ચિત્તકુમાર;
ઊંચે ઘરતર ગોખડે, પૂછે તાસ વિચાર. ૫.

## ઢાળ ૧૧ મી.

(તેહ પ્રતિજ્ઞા વાત, નગરમાં ઘરઘરે હો લાલ ન૦—એ દેશી.)

તેહ કહે નર સુંદર, સાંભલો વાતને હો લાલકે; સાંભલો૦
જોરે વસો પુરમાં ન, લહો ભિતપાતને હો લાલ. લહો૦
ભુવનપાલ ભૂપાલ, ઇહાં છે રાજ્યો હો લાલ; ઇહાં૦
જસ મહિમા મહી માંહી, અતુલ બલ ગાજ્યો હો લાલ. અતુલ૦ ૧.
દલમંડણ રિપુ ખંડણ, ગજ ગુણ ધામ છે હો લાલકે; ગજ૦
હસ્તી ગટામેં પટાવત, ચંપક નામ છે હો લાલકે. ચંપક૦
તે મદ ભરીઓ ધરીઓ, ન જાય માહાવતે હો લાલ; ન૦
આલાન થંભ ઉમેલી, કરલી ભટ ધાવતે હો લાલ. કરલી૦ ૨.
પાડંતો ઘર હાટ, ઇહાં હલકારશે હો લાલ; ઇહાં૦
નાસો લેઇ જીવ, તુરંગને મારશે હો લાલ. તુરંગને૦
એમ કેહેતાં તેણી વાર, સુભટ ભાલાં ધર્યાં હો લાલ; સુભટ૦
પાસત નાસત ત્રાસત, ચાકર હાકરા હો લાલકે. ચાકર૦ ૩.
ગર્જિત ઉર્જિત શુંઢ, પ્રચંડ ઉલાલતો હો લાલ; પ્રચંડ૦
ગતિવિટોલ પ્રાભંજન, ધૂળ ઉચ્છાલતો હો લાલકે. ધૂલ૦
પ્રાવૃટ અંભોદસોદર, કાલો વારણો હો લાલકે; કાલો૦
અગ્નિ ધમ્યું જેમ તામ્ર, રતાક્ષેં ભીષણો હો લાલ. રતાક્ષેં૦ ૪.
સાતે સ્રોત સ્રવંત, જલાશ્રય દારૂણે હો લાલ; જલાશ્રય૦
જંગમ ગિરિ નિઝરણ, ઝરંતાં બારણે હો લાલ. ઝરંતાં૦
પાછલ પગ વિલગંતી, ખલંતી સંખલા હો લાલ; ખલંતી૦
શુંબારવ કરે લોક, ફિરંતા વેગલા હો લાલ. ફિરંતા૦ ૫.
એકલો દેખી કુમાર, કરી ક્રોધેં ભરે હો લાલ; કરી૦

આવ્યો હસ્તી કુમાર, તુરંગથી ઉતરે હો લાલ. તુરંગથી૦
ધૈર્યજ ધરી કર વસ્ત્ર, કરી સાહામો ચલે હો લાલ; કરી૦
પાથરી પંથેં વસ્ત્ર કુમર, વેગો વલે હો લાલ. કુમર૦ ૬.
નર જાણી ગજ ક્રોધેં હણે દંતુસ લેં હો લાલ; હણે૦
તવ લઘુ વેગેં કુમાર, તે વલગ્યો પાછલેં હો લાલ. તે૦
પૂંછડે વલગ્યો લેવા, કરી ભમરી ફરે હો લાલ; કરી૦
છાત્ર હણ્યો પરદેશી, જન હા હા કરે હો લાલકે. જન૦ ૭.
મદન મંજરી સુણી વાત, તે ચિત્તશોકાકુલેં હો લાલ; તે૦
થાકયો હસ્તી કુમાર. ચઢયો તવ ઉપરેં હો લાલ. ચઢયો૦
મુષ્ટિ પ્રહારેં હણ્યો કરી, તવ નિર્મદ થયા હો લાલકે; તવ૦
ઊતરી મોહની સમરી, કુંમર આગલ ગયો હો લાલ. કુંમર૦ ૮.
તવ મોહ્યો કરિરાજ, કુમર પાયેં પડયો હો લાલ; કુમર૦
લોક કહે નર રત્ન, ભલેં આવી ચઢયો હો લાલ. ભલેં૦
નરનારી થઈ નિર્ભય, ફુલેં વધાવતાં હો લાલ; ફુલે૦
પવન ચંડ ઉવજ્જાય, વિલોકન આવતા હો લાલ. વિલોકન૦ ૯.
શેઠ સુતા સુણી વાત, હૈએ રીઝી ઘણું હો લાલ; હૈયે૦
પુરજન હરખ મિશેં, દે સખીનેં વધામણું હો લાલ. સખીને૦
શણગારી ગજ આલાન, થંભેં સાંકલ્યો હો લાલ, થંભેં૦
દેખી અચંભો લોક, ખલક જોવા મલ્યો હો લાલ. ખલક૦ ૧૦.
પુણ્ય પડૂર હજૂર, નૃપેં તેડાવિયો હો લાલ; નૃપેં૦
પાઠક સાથ કુમાર, તિહાં કને આવીઓ હો લાલ. તિહાં૦
કરત પ્રણામ નરશરેં, માનેં બોલાવીઓ હો લાલ; માને૦
ગાઢ આલિંગન દેઈ, પાસેં બેસાવીયો હો લાલ. પાસેં૦ ૧૧.
રાય કહે વત્સ જાણ્યું, ગુણે કરી તાહરૂં હો લાલ; ગુણે૦
ઉજ્જવલ કુલ નવી હીરો, વિણ વયરાગરૂ હો લાલ. વિણ૦
પણ સુણવા તુમ વંશકે, અમ ઇચ્છા ઘણી હો લાલકે; અમ૦
પ્રેમેં તેહ પ્રકાશો, ઉતપત્તિ આપણી હો લાલકે. ઉતપત્તિ૦ ૧૨.
કુમર સુણી લજ વાણો, મૌન પણે રહ્યો હો લાલકે; મૌન૦
પાઠકેં તામ વૃત્તાંત, સકલ માંડી કહ્યો હો લાલ. સકલ૦

રાય સુણો કહે વત્સ, કિશું આ તેં કરયું હો લાલ; કિશું૦
સુંદર રાય અમો વચેં, ગણીયું આંતરં હો લાલકે. ગણીયું૦ ૧૩.
નવિ જણવ્યું તેં કાંઇ, એણે નગરેં રહી હો લાલ; એણે૦
આ નગરીનું રાજ્ય, સકલ તાહરે સહી હો લાલ. સકલ૦
રાય કિયો શિરપાવ, કુંવર પાઠક ભણે હો લાલ; કુંવર૦
અશ્વાદિક વર વાહન, અંબર ભૂષણેં હો લાલકે. અંબર૦ ૧૪.
મોકલીઓ બહુ માનશું, પાઠકને ઘરેં ,હો લાલકે; પાઠકનેં૦
કુંવર ભુજબલ વિશાલ, તિહાં લીલા કરે હો લાલ. તિહાં૦
ધમ્મિલરાસેં ઢાલ, અગીઆરમી મન રલી હો લાલ; અગીઆરમી૦
શ્રી શુભ વીરની ચાકરી, પાઠકને ફલી હો લાલકે. પાઠકનેં૦ ૧૫.

## દોહરા.

એક દિન રાજસભા વચેં, પ્રાભૃત સંભૃત હાથ;
આવી નમી કહે રાયનેં, માહાજન પુરજન સાથ. ૧.
દેવપુરી સમી આ પુરી, પૂર્વે હતી મહારાજ;
તુચ્છગ્રામ સમ સંપ્રતિ, થઇ ન રહી કાંઇ લાજ. ૨.
કોઇક ચોર અદષ્ટચર, લૂંટે નગરી સર્વના;
ધનધાન્યેં નિર્ધન થયા, ન રહ્યો કોઇનો ગર્વ. ૩.
તુમ સરિખા સ્વામી છતે, પુરજનનેં શી ભીત;
તિમિરોદય તરણી છતે, વાત વડી વિપરીત. ૪.
રાય સુણી કોપ્યો તિશેં, બોલાવે કોટવાલ;
તસ્કર લૂંટે લોકનેં, તું ન કરે રખવાલ. ૫.
તે કહે સ્વામી સાભલો, વિદ્યામંત્ર ભરેલ;
અદૃષ્ટ ચોર ચોરી કરે, કરતો નવ નવા ખેલ. ૬.
રાત દિવસ જોતો ફરૂં, પણ નવિ ઝાલ્યો જાય;
ભૂપ કહે સુણ સચિવનેં, કરવે કોઇ ઉપાય. ૭.

## ઢાળ બારમી.

( જુઓ અગમતિ પુણ્યનીરે—એ દેશી. )

મંત્રી સેનાપતિ ભૂપતિ રે, પુરોહિતનેં કોટવાલ રે;
પાંચે પાટે તિહાં મલી રે, ચિંતે થઇ ઉજમાલ રે. જુઓ૦ ૧.

જૂઓ અકળ ગતિ ચોરની રે. (એ આંકણી.)
પંચ તિહાં પરમેસરૂ સે લૌકિક વાત વિચાર રે;
ભૂપ પૂરવ દ્વારે રહે રે, મંત્રી ઉત્તર દ્વાર રે. જૂઓ૦ ૨.
પુરોહિત દાહિણ દિશેં રે, પચ્છિમેં સેના ભૂપાળ રે;
સુભટ સહિત અહોનિશિ રહે રે, ફરતો રહે કોટવાળ રે. જૂઓ૦ ૩.
ઇચ્છિત થાનકે સહુ રહ્યા રે, તસ્કર કરીઅ વિચાર રે;
ધોબી ઘરવાસો વસી રે, અંગ ધરી શણગાર રે. જૂઓ૦ ૪.
નયરી માંહે નીકળ્યો રે, જનમુખ સુણીઅ વિચાર રે;
રમતાં દીઠા જૂવટે રે, જક્ષાલય કોટવાળ રે. જૂઓ૦ ૫.
રમવા બેઠા તે વચ્ચે રે, આભૂષણ પણ કીધ રે;
આરક્ષક કર મુદ્રિકા રે, નામાંકિત જીત લીધ રે. જૂઓ૦ ૬.
ઉઠી તલાર પુરે ભમે રે, વેશ્યા રજક કલાલ રે;
કંતિવ માળી પ્રજાપતિ રે, મઠ સોની ઘરબાળ રે. જૂઓ૦ ૭.
તુમ પતિ ચોર સખાઇઆ રે, જાણી બાંધ્યો નિઘટ્ટ રે;
રાય સુભટ ઘર લૂંટશે રે, કાઢો માલ ઝટપટ રે. જૂઓ૦ ૮.
દેખી કંતની મુદ્રિકા રે, દીધો સકળ ઘરમાલ રે;
વિદ્યાબળે ચોર લેઇ ગયો રે, ખાવા ન મૂક્યો થાળ રે. જૂઓ૦ ૯.
લેહેણું એક પતાવીને રે, ગયો સેનાપતિ પાસ રે;
એકાંતે કહે સાહિબા રે, સુણજો એક અરજ દાસ રે. જૂઓ૦ ૧૦.
વારણ નય વનમાં વસે રે, જોગી એક અવધૂત રે;
બાર વરસે સેવા ફળી રે, મંત્ર લિયો અદ્‌ભુત રે. જૂઓ૦ ૧૧.
પણ સાધનવિધિ દોહિલી રે, અમો વણિકથી ન થાય રે;
એક રાત નિર્ભય જપે રે, દેવ દેઇ વર જાય રે. જૂઓ૦ ૧૨.
વિશ્વ સકળ નજરે હુવે રે, ચોર તણી શી વાત રે;
હસ્તિ શત ભુજબળ હુવે રે, થાશો જગત વિખ્યાત રે. જૂઓ૦ ૧૩.
જોગી અદૃશ્યપણે રહે રે, જઇએં તાસ સમીપ રે;
પંચ રતન પદ પૂજીને રે, ધૂપઘટા ઘૃત દીપ રે. જૂઓ૦ ૧૪.
શીખવી મંત્ર સધાવશું રે, દેજો મુજએ ક ગામ રે;
સેનાપતિ સુણી ચિંતવે રે, રાખું જગત એક નામ રે. જૂઓ૦ ૧૫.

અશ્વારૂઢ સેનાપતિ રે, પોહોતા તે વનમાંહિ રે;
પંચ રતન ઠવી ભૂતળે રે. સાચવતા વિધિ ત્યાંહિ રે. જૂઓ૦ ૧૬.
ભૂષણ વસ્ત્ર તુરગ તજી રે, પડદે કરતા જાપ રે;
રત્નાદિક ચોર લેઇ ગયો રે, આથમતે રવિ તાપ રે. જૂઓ૦ ૧૭.
વેશ આહેરણનો કરી રે, શિર ધરી સુરા ચંદ્રહાસ રે;
રમઝમ કરતી નીસરી રે, મંત્રીશ્વરની પાસ રે. જૂઓ૦ ૧૮.
મહી લ્યો ગોરસ રાજવી રે, કોકિલ સ્વર સુણી બોલ રે;
તંબૂમાં તેડી કરી રે, વાત કરે રંગરોળ રે. જૂઓ૦ ૧૯.
નયન–કટાક્ષેં વેધતી રે, દેતી ગોરસ તાસ રે;
સાહેબ પ્રેમેં આરોગીએં રે, બેઠી છું તુમ પાસ રે. જૂઓ૦ ૨૦.
વિશ્વાસી વિષયી નરા રે, મંત્રી પીએ ચંદ્રહાસ્ય રે;
મદિરા મૂર્ચ્છિત ભૂતળે રે, પડિયો થઇય નિરાશરે. જૂઓ૦ ૨૧.
ડાઢી મુંછ અરધા કરી રે, હેડે જડયા પગ દોય રે;
મુખ ઊપર ઠવી ખાસડું રે, મિલકત સઘળી જોય રે. જૂઓ૦ ૨૨.
ધનભૂષણ ભરણો ભરી રે, નિકળી કરતી સોર રે;
ધોબી ઘર ઘડી દોય વસી રે, રજક વેશ લિયે ચોર રે. જૂઓ૦ ૨૩.
ખર ઊપર લાદી ધરી રે, ચાલ્યો તે મધ્ય રાત રે:
પૂરવ દ્વારેં ભૂપતિ રે, પૂછે કોણ કિહાં જાત રે. જૂઓ૦ ૨૪.
તુમ પટરાણી પદમણી રે, ચોર કહે તસ ચીર રે;
ધોવા કારણ નીસરૂં રે, નીતર્યાં નિરમળ નીર રે. જૂઓ. ૨૫.
ભાનુ ઉદય ભમરા ભએં રે, રાણી હુકમ અધરાત રે;
સેવા કઠણ સરકારની રે, હું છું રજકની જાત રે. જૂઓ૦ ૨૬.
ભૂપ કહે તસ્કર ભએં રે, કેમ જાઇશ પુરબાહાર રે;
તે કહે હું નવિ ભય ધરૂં રે, તીખી તુજ તરવાર રે. જૂઓ૦ ૨૭.
નૃપ કહે ચોર નજર પડે રે, તો કરજે ડિંડીર રે;
તહત્ત કહીને તે ગયો રે, પોહોતો સરોવર તીર રે. જૂઓ૦ ૨૮.
ઘટ એક ચૂને લેપિયો રે, મૂક્યો તરતો નીર રે;
તુરગ ચઢી નૃપ આવિયો રે, વજાડતાં ડિંડીર રે. જૂઓ૦ ૨૯.
પૂછત કહે તુમ ભયથકી રે, નીરમાં નાઠો જાય રે;

વસ્ત્ર તુરગ દેઇ તસ્કરેં રે, લોહ ડંડ લેઇ ધાય રે. જૂઓ૦ ૩૦.
નૃપ રૂપ ચોર તુરગ ચઢી રે, આવ્યો નયર મઝાર રે;
દ્વાર દેઇ ભટને કહે રે, ચોરને કાઢયો બાર રે. જૂઓ૦ ૩૧.
ફંદી ફંદ સુણશો નહી રે, કહીને ગયો વિસરામ રે;
જળઘટ હલકે નૃપ ગયો રે, સન્મુખ કોઠે જામરે. જૂઓ૦ ૩૨.
ડંડે હણ્યો ઘટ ભાંગિયો રે, જાણી ચોર ચરિત્ર રે;
દરવાજે નૃપ એકલો રે, આવ્યો રાંકની રીત રે. જૂઓ૦ ૩૩.
જક્ષ સૂતો દેવાલયેં રે, દરવાજા લહી બંધ રે;
ચોર અદૃશ્ય રૂપ દેવનેં રે. કુસુમાભરણુ સુગંધ રે. જૂઓ૦ ૩૪.
ગણુપતિમંદિર જપ કરે રે, પુરોહિત ચોરને હેત રે;
ચોર પ્રસન્ન થઈ કહે રે, તૂઠો ધ્યાનસંકેત રે. જૂઓ૦ ૩૫-
તસ્કર ગ્રહી તુજનેં દિયું રે, ચાલ અમારી સાથ રે;
તામ પુરોહિત ધસમસ્યો રે, વળગ્યો ગણુપતિ હાથ રે. જૂઓ૦ ૩૬.
મંત્રબળેં કરી વાંદરો રે, પીંપળ વૃક્ષની ડાળ રે;
બાંધ્યું કાખમેં ટીપણું રે, એક હાથેં જપમાળ રે. જૂઓ૦ ૩૭.
યજ્ઞોપવિત અર્ચા શિરે રે, શાંતિ કરે જો ભૂપ રે;
બે દિન ઠકુરાઈ ભોગવો રે, પછેં પુરોહિત રૂપ રે. જૂઓ૦ ૩૮.
પત્ર લખી તરૂ ચોઢિયો રે, નિજ ઠામેં ગયો તેહ રે;
રાય પ્રભાતેં ઓળખ્યા રે, લજવાણા ગયા ગેહ રે. જૂઓ૦ ૩૯.
ઠામ ઠામ કૌતુક જુએ રે, લોક હસંત હજાર રે;
રાજસભાએં નૃપ જુઓ રે, ફરિયાદ આવી ચાર રે. જૂઓ૦ ૪૦.
વાંચી પત્ર તરૂતળેં રે, ખેદ મહોત્સવ રૂપ રે;
પ્રગટયા પુરોહિત દો દિનેં રે, નિજ ઘર ગત સહ ભૂપ રે. જૂઓ૦ ૪૧.
ધમ્મિલકુંવરના રાસની રે, એ કહી બારમી ઢાળ રે;
શ્રીશુભવીર કુંવરતણો રે, હવે રહિ ઉદય નિહાળ રે; જૂઓ૦ ૪૨.

**દોહરા.**

**પંચમ દિન નૃપ સંસદિ, મંત્રી પ્રમુખ જન સર્વ;**
**એહ તસ્કર વ્યતિકરેં, ચિંતાતુર ગત ગર્વ. ૧**

રાય કહે મંત્રી સુણો, કરવો કોણ ઉપાય;
અગડદત્ત તવ બોલિયો, પ્રણમી ભૂપતિ પાય. ૨.
ચોર ગ્રહણ હેતેં તુમેં, ઉચિત નહિ નિરધાર;
કમળ ઉખેડણ ઈંદ્રગજ, નખ છેદનને કુહાર. ૩.
તેણે તસ્કરને ઝાલવા, આપો મુજ આદેશ;
સાત દિને નિગ્રહ કરૂં, નહી તો અગ્નિપ્રવેશ. ૪.
અવનીપતિ વળતું કહે, તેં વારણ વશ કીધ;
તેણેં તસ્કર નિગ્રહ ભણી, મેં તુજ આણા દીધ. ૫.
પવનચંડશું કુમર તે, મુદિત ગયો ગુરૂગેહ;
ગુરૂ આણા લહી નીકળ્યો, ખડ્ગ સખાઇ તેહ. ૬.

## ઢાળ ૧૩ મી.

(એણેં અવસર તિહાં ડુંબનું રે, આવ્યું ટોળું-એ દેશી.)

રાજકુંવર જોતો ફરે રે, કંદોઇ વેશ્યા ગેહ રે, ચતુરનર,
કામદેવ દેહરેં ગયો હો લાલ; પૂજી નમી ધૂપ દીપશું રે,
ધ્યાનદિશા નિશિ તેહ રે, ચતુરનર, પ્રગટ થઇ તે બોલિયો હો લાલ. ૧.
ચોરની વાત કિશી કહું રે, રતિપ્રીતિ શણગાર રે, ચતુરનર,
ચોર વસી નિશિ લેઇ ગયો હો લાલ; હું વચમાં આડો પડ્યો રે,
નાગી કરી દોય નાર રે, ચતુરનર, માર ખાધો મેં બોલતાં હો લાલ. ૨.
કુંવર સુણી એમ ઉઠિયો રે, ચિંતે લૂંટયા દેવ રે, ચતુરનર,
બીજે દિન માહાકાળીનેં હો લાલ; મંદિર જઇ જપતો નિશિ રે,
પ્રગટ થઇ તતખેવ રે, ચતુર નર, કહે સુણ તું ચોરની કથા હો લાલ. ૩.
એક દિન મુજ ઘર ક્ષણ વસી રે, શકુન કરેવા કાજ રે, ચતુરનર,
પગ દોય ઝાંઝર લેઇ ગયો હો લાલ; કુંવર કહે તુમ દેવની રે,
ચોરેં લીધી લાજ રે, ચતુરનર, આશ કિસી ઓર દેવની હો લાલ. ૪.
એમ ષટ દિન પુરમાં ગયા રે, લોક બનાવે વાત રે, ચતુરનર,
ચિંતે ચોર ન કર ચઢ્યો હો લાલ; શું મુખ નૃપનેં દેખાડિયેં રે,
સાતમે દિન પરભાત રે, ચતુરનર, નગરી બાહેર નીકળ્યો હો લાલ. ૫.
ચિત્ત વીંખીનેં તે ગયો રે, એક સમશાન મઝાર રે, ચતુરનર,

જઈ બેઠો વડ તરૂતળે હો લાલ; ચાર દિશાયેં વિલોકતો રે,
ગ્રહી તરવાર રે, ચતુરનર, પાછને પોહોરેં દેખતો હો લાલ. ૬.
દૂરથકી તિહાં આવતો રે, કંઠે રૂદ્રાક્ષની માળ રે, ચતુરનર,
રક્તાંબર દેહેં ધર્યાં હો લાલ; ત્રિદંડ કુંડી હાથમાં રે,
શોભિત ભાળ વિશાળ રે, ચતુરનર, છત્રીકા ધરી મસ્તકેં હો લાલ. ૭.
ફૂલજ્યું વિકસિત નાસિકા રે, રક્ત નયન પીત વાળ રે, ચતુરનર,
જંઘા ભુજ ગ્રીવ મોટકાં હો લાલ; વેપાંતર દેશાંતરી રે,
આકૃતિ અતિ વિકરાળ રે, ચતુરનર, પરિવ્રાજક નજરેં લહ્યો હો લાલ. ૮.
ચિંતે કુંવર એ ચોરની રે, ચેષ્ટા દુષ્ટ વિકાર રે, ચતુરનર,
કરી કુંવર પાયેં પડ્યો હો લાલ; પરિવ્રાજક નૃપ પુત્રને રે,
આશીષ દેઈ સાર રે, ચતુરનર, પૂછે મિત્રતણી પરેં હો લાલ. ૯.
બેઠો કેમ ચિંતા ભરેં રે, રાજકુંવર કહે તામ રે, ચતુરનર,
મુનિવર હું પરદેશિયો હો લાલ; દાલિદ્રગર્તામાં પડ્યો રે,
જુવટે હાર્યો દામ રે, ચતુરનર, દુઃખના દાહાડા દોહિલા હો લાલ. ૧૦.
વ્યાધિ વ્યસન વિવાદ ને રે, વૈશ્વાનર ને વૈર રે, ચતુરનર,
પાંચ વધ્યા વધ્યા દુઃખ દિયે હો લાલ; દાલિદ્ર નામ મનુષ્યનેરે,
આયુ વિના મૃતી ઝેર રે, ચતુરનર, રોગ વિના રોગીપણું હો લાલ. ૧૧.
સિદ્ધ પુત્ર કહે એ સવી રે, તેં ભાખ્યું મિથ્યાત રે, ચતુરનર,
રવિ ઉદયેં હિમ કેમ પડે હો લાલ; દલિદ્ર કંદ કુદાળ હું રે,
નામ છતે શી વાત રે, ચતુરનર, માહા પ્રસાદ કુંવર કહે હો લાલ. ૧૨.
કુંવરનેં તિહાં બેસારીનેં રે, સિદ્ધ ગયો સમશાન રે, ચતુરનર,
એણેં અવસર રવિ આથમ્યો હો લાલ; કૌશિક ચોર નેં ભૂતડાં રે,
નર પરદારા ધ્યાન રે, ચતુરનર, રાત્રિ વલ્લભ ચોરને હો લાલ. ૧૩.
ખાતરિયાં દોય લોહનાં રે, હાથ ધરી તરવાર રે, ચતુરનર,
પરિવ્રાજક તિહાં આવિયો હો લાલ; કુંવર ઉઠાડી લેઈ ચલ્યો રે,
પેઠો નયરી મઝાર રે, ચતુરનર, બાંધે નજર પુર લોકની હો લાલ. ૧૪.
અદૃશ્ય વિદ્યાને બળેં રે, કોટીધ્વજ ઘર ઠેલ રે, ચતુરનર,
ખાત્ર દેઈ ઘર પેસિયો હો લાલ; દો જણે બહુ ગ્રહી પેટિયો રે,
વસ્ત્રાભરણ ભરેલ રે, ચતુરનર, લઇ જઈ યક્ષાલય ધરી હો લાલ. ૧૫.

પરદેશી સૂતા તિહાં રે, ઉહાડી દીએ દામ રે, ચતુરનર,
પેહા ધરી તસ મસ્તકે હો લાલ; અગ્રેસરી થઇ નીકળ્યો રે,
પુર બાહેર વિશ્રામ રે, ચતુરનર, પિતૃવનાસન ચૂતવને હો લાલ. ૧૬.
વડતરૂ હેઠે વિશ્રામતાં રે, સૂતા ભારક ધાર રે, ચતુરનર,
ચોર કપટનિદ્રા કરે હો લાલ; સૂતો કુમર તવ ચિંતવ રે,
ચોરનું ધૈર્ય અપાર રે, ચતુરનર, શક્તિ પ્રપંચ મતિ ઘણી હો લાલ. ૧૭.
એહને વિશ્વાસી હણું રે, વસ્ત્ર પાથરી બિછાય રે, ચતુરનર,
ગુપ્ત ખડ્ગ ગ્રહી ઉઠિયો હો લાલ; જઇ પેઠો વડ કોટરે રે,
ચોર ખડગ લઇ ધાય રે, ચતુરનર, પરદેશી સૂતા હણ્યા હો લાલ. ૧૮.
કુંવર પથારી દ્વિધા કરી રે, દીઠી શની જામ રે, ચતુરનર,
આગળ પાછળ જોવતાં હો લાલ; કહે કુંવર રે ચોરટા રે,
ખેંચી ખડગને તામરે, ચતુરનર, વિશ્વાસઘાતી પાતકી હો લાલ. ૧૯.
મૃગપતિ આગે મૃગ યથા રે, મુજ આગે કિહાં જાય રે, ચતુરનર,
જીવિત નહી નાહા વિના હો લાલ; કુંવર ખડ્ગ ઝલકી દિયે રે,
ઝંપા સંપા ધાય રે, ચતુરનર, તસ ઉરૂ જુગલને છેદતો હો લાલ. ૨૦.
સાહસિક ધૈર્યમતિ ગુણે રે, હું રીંજ્યો સુણ દક્ષ રે, ચતુરનર,
ચોર કહે ગુણી ગુણ ગ્રહું હો લાલ; શૂન્ય દેવાલય પાછળે રે,
સન્મુખ છે વટવૃક્ષ રે, ચતુરનર, વિસ્તારે એક કોશનો હો લાલ. ૨૧.
તસ કોટરમાં મોટકી રે, શિલાયે ઢાંકયું દ્વાર રે, ચતુરનર,
રત્નભુવન મુજ તે તળે હો લાલ; વીરમતિ ભગિની કરી રે,
લઘુ યૌવન રૂપ સાર રે, ચતુરનર, મેં તુજ દીધી ધન માલશું હો લાલ. ૨૨.
સંકેતે તે પરણશે રે, દ્રવ્ય સહિત હિતકાર રે, ચતુરનર,
આ મુજ ખડ્ગ દેખાવજે હો લાલ; વીરમતિ નામે કહી રે,
જઇ ઉઘડાવજે દ્વાર રે, ચતુરનર, એમ સુણી તે મૃત જવ લિયો હો લાલ. ૨૩
કુમર યથોદિત જઈ કરી રે, પાતાળ કીધ પ્રવેશ રે, ચતુરનર,
દેખી ઘર ચિત્ત ચમકિયો હો લાલ; નયનાનંદન કૌમુદી રે,
વીરમતિ રૂપ વેશ રે, ચતુરનર, દેખી વીતક કહે ભાઈનું હો લાલ. ૨૪
આપી નિશાની ખડ્ગની રે, તવ સા હર્ષિત થાય રે, ચતુરનર,
વાસભુવન પીયુ વીસસો હો લાલ; વિવાહ સામગ્રી કરે રે,

તવલગેં પલ્યંક હોય રે, ચતુરનર, એમ કહી મેડી ઉપર ચઢી હો લાલ. ૨૫.
ચિંતે કુંવર નવિ વીસસો રે, ઠગ ઠક્કર સોનાર રે, ચતુરનર,
સર્પ રિપુ ને વાણીયા હો લાલ; હથીઆરબંધ ને વાંદરાં રે,
પરદારા મંઝાર રે, ચતુરનર, તેણે પલ્યંક ખુણે છુપ્યો હો લાલ. ૨૬.
કળસંચે મૂકી શિલા રે, ચૂરણ કૃત પલ્યંક રે, ચતુરનર,
સા કહે હેઠી ઊતરી હો લાલ; મુજ બાંધવ હણીનેં કિહાં રે,
જીવતો જાઇશ રંક રે, ચતુરનર, કેશે ગ્રહી કુંવરે તદા હો લાલ. ૨૭.
મંદિર બાહેર નિકળ્યો રે, વિકસ્યાં કમળની જાત રે, ચતુરનર,
નૃપસુત મુખકજ દેખવા હો લાલ, ચિંતા તિમિર દૂરે ગયું રે,
રવિ પ્રગટયો પરભાત રે, ચતુરનર, ઉદયાચળ ઊપર ચઢયો હો લાલ. ૨૮.
વીરમતિ આગળ કરી રે, તસ્કર ઘર પિધાય રે, ચતુરનર,
કુંવર પુરીમાં આવિયો હો લાલ; લોક હસે કોઇ નારીને રે,
ચોર મિશે લેઇ જાય રે, ચતુરનર, સુણતો જઇ નૃપને નમે હો લાલ. ૨૯.
સોંપી ચોરસહોદરી રે, ભૂપ દીયે બહુ માન રે, ચતુરનર,
રંજ્યો રાય ઇસ્યું કહે હો લાલ; શક્તિ ભક્તિ મતિ ધીરતા રે,
વિનય અહો ગુણવાન રે, ચતુરનર, મુજ પુરીજન સુખિયાં કિયાં હો લાલ. ૩૦.
જે જેનું ચોર્યું હતું રે, તે તે આપ્યું તાસ રે, ચતુરનર,
વીરમતિ ગઇ પાલ્યમાં હો લાલ; કુંવરનેં તિલક વધાવીનેં રે,
તેડી જોશી ખાસ રે, ચતુરનર, લગન દિવસ નિરધારિયો હો લાલ. ૩૧.
વરઘોડા બહુ ઓચ્છવે રે, દીધું કન્યાદાન રે, ચતુરનર,
ચૉરી ચતુર રચી ચોકમાં હો લાલ; કમળસેના નિજ અંગજા રે,
રંભા રૂપનિધાન રે, ચતુરનર, કુંવરને પરણાવી નૃપે હો લાલ. ૩૨.
હસ્તી હજાર અલંકર્યા રે, ઘોડા દશ હજાર રે, ચતુરનર,
કોડિ સોનઇયા દાયજે હો લાલ; દેશ દિયો લખ ગામશું રે,
ચૈલ રતન અલંકાર રે, ચતુરનર, રથવાહન દાસી ઘણી હો લાલ. ૩૩.
પ્રાસાદ સુંદર એક દીયો રે, રહે સુખભર નૃપમાન રે, ચતુરનર,
દીન દુઃખીને ઉદ્ધરે હો લાલ; ઉપાધ્યાયને તાત જ્યું રે,
દાન અને બહુ માન રે, ચતુરનર, શેઠસુતાને સંભારતો હો લાલ. ૩૪.
નિશ્ચય પદ મુનિ અનુસરે રે, પણ પાળે વ્યવહાર રે, ચતુરનર,

કમળસેનાશું સુખ વરે હો લાલ; ધમ્મિલરાસેં તેરમી રે,
ઢાળ પ્રથમ ખંડ સાર રે, ચતુરનર, શ્રીશુભવીર કુંવર સુખી હો લાલ. ૩૫.

ચોપાઇ.

ખંડ ખંડ મધુરતા ઘણી, જેમ રસ શેલડી સાંઠે ભણી;
શ્રી શુભવીર વચન રસ લતા, ધમ્મિલ રાસેં ચખો પુણ્યવતા. ૧.

**ઇતિશ્રીમત્તપાગચ્છીય સંવિજ્ઞશિરોમણિ પ્રંડિતશિરોરત્ન પંડિતશ્રી શુભવિજયગણિશિષ્યપંડિત શ્રી વીરવિજયગણિવિરચિતે શ્રીધમ્મિલચરિતે પ્રાકૃત પ્રબંધે પ્રથમખંડઃ સમાપ્તઃ**

---

# દ્વિતિય ખંડ પ્રારંભ.

## દોહરા.

શુભગુરૂ ચરણકમળ નમી, કહિશું આગળ વાત;
ધમ્મિલ આગેં મુનિવરેં. ભાખ્યા નિજ અવદાત. ૧.
પ્રથમ ખંડ અખંડ રસ, પૂર્ણ હુઓ સુપ્રમાણ;
બીજો ખંડ કહું હવે, સુણજો વિકસિત જાણ. ૨.
ધાર્મિક પંડિત કૌતુકી, વૈરાગી નરનાર;
ઇસી કથા આગળ કહું, તસ ચિત રંજનહાર. ૩.
એક દિન રમવા નિકળ્યો, અગડદત્ત સવિવેક;
પગ પગ દેખણ કારણેં, મળિયા લોક અનેક. ૪.
મુખ સોહે પૂરણ શશી, અર્દ્ધચંદ્ર સમ ભાળ;
તપનોપમ તેજેં કરી, અધર અરૂણ પરવાળ. ૫.
મદનમંજરી દેખતી, કામદેવ અવતાર;
કમળસેનાયેં વશ કિયો, ચિંતે મુજ ભરતાર. ૬.
લેખ લખ્યો ચતુરાઇશું, લલિત વચન નિજ હાથ;
ઊપર મુદ્રા દેઇને, મોકલતી સખી સાથ. ૭.
માલતી ફૂલ રકેબીમાં, અક્ષત લેખ સમેત;
એકાંતે જઈ કુંવરને, વધાવતી ધરી હેત. ૮.
લેખ દિયે તસ હાથમાં, વૃદ્ધ સખી સુવિનીત;
વાંચે કુંવર ઉખેલીને, પૂરણ ધરતો પ્રીત. ૯.

## ઢાળ પેહેલી.

(નોરણેથી રથ ફેરીયોરે હાં–એ દેશી.)

નંદસુતા નમી નાથને હો રાજ, નયણે ભરિયાં નીર; મેરે વાલહા૦
અરજ કરૂં અવનીપતિ હો રાજ, ભીંજ્યાં લખતાં ચીર. મેરે૦ ૧.
પટરાણી પદ પાઠવી હો રાજ, પિયુડે કરી પરિહાર રે; મેરે૦
સુણી વનતરૂ વ્યંતરા હો રાજ, કંત કોલ કરનાર. મેરે૦ ૨.
વાત રહી તે વેગળી હો રાજ, કિણ દિશિ વાયો સમીર; મેરે૦
પણ છિલ્લર જળ કોણ પિયે હો રાજ, પામી ગંગા નીર. મેરે૦ ૩.
સૂર્ય વિભાત પૂરવ દિશે હો રાજ, પચ્છિમ રાત્રિ રહાય; મેરે૦
મહિલા દો મન સાચવે હો રાજ, દિનમણિ જગતનો રાય મેરે૦ ૪.
કેતકી માલતિ માહી રહ્યો હો રાજ, ભમરો વન ભટકાય; મેરે૦
જાઇ ચંબેલી ફૂલની હો રાજ, સુગંધ લેતો જાય. મેરે૦ ૫.
પ્રેમ ભરી પૂરવ પ્રિયા હો રાજ, સમરી તિહાં આવંત; મેરે૦
દેખી દવ લાગી કેતકી હો રાજ, તાસ રક્ષાએ લૂટંત. મેરે૦ ૬.
દેખી હંસ વિયોગિયો હો રાજ, પૂછે કિમ લોટાય; મેરે૦
ભમર કહે વિરહેદહે હો રાજ, તનુ રક્ષાએ હરાય. મેરે૦ ૭.
મરશ્યો ભમરો નહી રચે હો રાજ, કેતકી લાગ્યો પ્રેમ; મેરે૦
વેધક ગતિ વેધક લહે હો રાજ, મૂરખ જાણે કેમ. મેરે૦ ૮.
હંસ કહે હું વેધકી હો રાજ, પૂછું તુજને એમ; મેરે૦
કાળું તુજ સવિ અંગ છે હો રાજ, પૂંઠે પીળું કેમ. મેરે૦ ૯.
ભમર કહે મુજ પ્રેમનો હો રાજ, ઘા લાગ્યો છે અંગ; મેરે૦
સાજી હલદી ચોપડી હો રાજ, પીળો દીસે રંગ. મેરે૦ ૧૦.
નર ભમરા ઓપમ ધરો હો રાજ, તો દિલ ધરજો વાત; મેરે૦
રણશૂરા કેમ ક્ષત્રીને હો રાજ, લાગ્યો કમલિણી ઘાત. મેરે૦ ૧૧.
પોપટ વનમાળે વશે હો રાજ, નિરખે તિહાં એક નાર; મેરે૦
દાડિમકળી પિંજર ધરી હો રાજ, દેખાડે ધરી પ્યાર. મેરે૦ ૧૨.
પોપટ જઇ પિંજર પડયો હો રાજ, તુમચો એ પણ ઘાટ; મેરે૦
નેહ વિશુદ્ધિ શુક પ્રિયા હો રાજ, રોતી જોતી વાટ. મેરે૦ ૧૩.
વાયુભર જીવન હતો હો રાજ, તવ લગે નજર મિલાપ; મેરે૦

ઉત્તમ વચને ઘર રહી હો રાજ, નામનો કરતી જાપ. મેરે૦ ૧૪.
લંક બિભાષણ થાપિયો હો રાજ, રામે વચન છળેણ; મેરે૦
વાંચો ધારી વિચારીને હો રાજ, ઉત્તર દેજો શેણ. મેરે૦ ૧૫.
દોય પ્રિયા પતિવ્રત કિયો હો રાજ, વ્યભિચારી લઘુ નાર; મેરે૦
અપમાની વૃદ્ધા પ્રિયા હો રાજ, ચારે નિત્ય ભરતાર. મેરે૦ ૧૬.
ભેટ પ્રિયાપ્રશ્ને કહે હો રાજ, એ વન ભૂમિ મઝાર; મેરે૦
સંજીવિની બૂટી ચરે હો રાજ, પામે નર અવતાર. મેરે૦ ૧૭.
સા સુણી પતિ નેહેં ભરી હો રાજ, ભેગી કરી દીએ ચાર; મેરે૦
સંજીવિની ચારો ચરી હો રાજ, સજ્જ કિયો ભરતાર. મેરે૦ ૧૮.
ઉક્તિ યુક્તિ છે લેખમાં હો રાજ, પંડિત જાણે લાગ; મેરે૦
નારી દેખાડે ધ્યાનનેં હો રાજ, મૂરખ તોલડરાગ. મેરે૦ ૧૯.
નજર થકી દૂરે રહ્યા હો રાજ, પણ મુજ ઘટ વિસરામ; મેરે૦
હૃદય થકી દૂરે ખસો હો રાજ, માનું કૌતક તામ. મેરે૦ ૨૦.
સુખભર રહેજો સાહિબા હો રાજ, વેહેલો ઉત્તર દેઇ; મેરે૦
કુંવર સખીને પૂછતો હો રાજ, આ લખનારી કેઇ. મેરે૦ ૨૧.
વૃદ્ધા કહે નૃપ સાંભળો હો રાજ, શેઠસુતા સતી જેહ; મેરે૦
ભુવનવનેં સિંચો તુમે હો રાજ, વચનઅમૃતરસ નેહ. મેરે૦ ૨૨.
મદનમંજરિયેં એ લખ્યો હો રાજ, નેહ ભરી દિન રાત; મેરે૦
દંતીદમન નૃપરંજને હો રાજ, ચોરનો કીધો ઘાત. મેરે૦ ૨૩.
રાજ્યસુતા પરણી સહી હો રાજ, સાંભળી હર્ષિત ચિત્ત; મેરે૦
મુજ વિશ્વાસેં મોકલી હો રાજ, તુમને વધાવવા નિમિત્ત. મેરે૦ ૨૪.
એમ કહેતી કુંવર ગળે હો રાજ, મોતીનો ઠવે હાર; મેરે૦
વનિતા વીતક સાંભળો હો રાજ, બળતી વિયોગી નાર. મેરે૦ ૨૫.
વિષ પીતાં મેં ઢોળીયું હો રાજ, કાપ્યો ફાંસો દેખ; મેરે૦
મેં વચનેં કરી ધીરવી હો રાજ, તવ એ લખિયો લેખ. મેરે૦ ૨૬.
કુંવર કહે કેમ આવડી હો રાજ, શંકા ચિતમાં આય; મેરે૦
થોડે દિન તેડી જશું હો રાજ, મિથ્યા વચન ન થાય. મેરે૦ ૨૭.
વસ્ત્ર ભૂષણ તાંબુલ દેઇ હો રાજ, દાસી મુદિતા કીધ; મેરે૦
રત્ન જડી નિજ મુદ્રિકા હો રાજ, પટરાણી કર દીધ. મેરે૦ ૨૮.

પ્રાણુ પ્રિયા તુજ સ્વામિની હો રાજ, ધરજે અંગુળી તાસ મેરે૦
વિસરજી સા એમ કહી હો રાજ, લેખ ધરે નિત્ય પાસ. મેરે૦ ૨૯.
બીજે ખંડે પ્રેમની હો રાજ, ઢાળ પ્રથમ કહી છેક; મેરે૦
વીરવચની સંસારમાં હો રાજ, ધર્મે પણ તસ ટેક. મેરે૦ ૩૦.

## દોહરા.

સખી વિસર્જી તિણે સમે, બેઠા રાજકુમાર;
કર જોડીને એમ કહે, આવી નમી પ્રતિહાર. ૧.
સ્વામી શંખપુરી થકી, કરભીસ્થિત નર દોય;
આવી ખડા તુમ દેખવા, સ્યો તસ હુકમજ હોય. ૨.
દેઇ હુકમને તેડિયા, આવ્યા જામ હજૂર;
તામ કુમારે ઓળખ્યા, દેખી આણંદપૂર. ૩.
સુવેગ વાયુવેગ એ, પિતૃ વલ્લભ તસ નામ;
હર્ષિત કુમરને દેખીને, કરતા દોય પ્રણામ. ૪.
ઉઠી કુમરે આલિંગિયા, બેસાર્યા નિજ પાસ;
સ્નેહે માત પિતા તણા, પૂછે કુશળ વિલાસ. ૫.

## ઢાળ ૨ જી.

( સાહેલાની દેશી. )

સાહેલાહે કુંવરને મધુરે બોલ, સુવેગ કહે વળતું તદા હો લાલ;
સાહેલાહે માત પિતા તુમ દોય, વરતે છે કુશળી સદા હો લાલ. ૧.
સાહેલાહે તુમ વિરહા નળ દાહ, દેહ દહે દિન નિર્ગમે હો લાલ;
સાહેલાહે નયન રૂદન ઘન નીર, તાપ હૃદયનો નવિ શમે હો લાલ. ૨.
સાહેલાહે પુત્રવિયોગ ત્રિકાળ, કાળ દશા ઇચ્છે ઘણી હો લાલ;
સાહેલાહે ગંગાવાસી લોક, જીવે તસ વયણાં સુણી હો લાલ. ૩.
સાહેલાહે ગજવશી ચોરનો ઘાત, રાજસુતા વરી સાંભળી હો લાલ;
સાહેલાહે અમને મોકલ્યા આંહી, આજ વાત તે સવિ મળી હો લાલ. ૪.
સાહેલાહે સુવેગ મુખ સુણી વાત, નૃપસુત નયણે જલસિરા હો લાલ;
સાહેલાહે બોલે દુઃખિત દેહ, પ્રસ્વેદ મેંદુરિયા ગિરા હો લાલ. ૫.
સાહેલાહે ધિગ ધિગ મુજ અવતાર, અવિનીત દુર્જન નથી સરે હો લાલ;

સાહેલાહે હું થયો શત્રુ સમાન, માત પિતા સુતથી ધરે હો લાલ. ૬.
સાહેલાહે બાવળને કરકંધુ, વાવી જેહ ઉચ્છેરવી હો લાલ;
સાહેલાહે પીડાકારક તાસ, હોવે કંટક ખેરવી હો લાલ. ૭.
સાહેલાહે કુળપતિ કુર્ચસમાન, વિષધર સરિખો હું થયો હો લાલ;
સાહેલાહે ચંદન સરિખા પુત્ર, ઘસે સુગંધે ફલ જ્યો હો લાલ. ૮.
સાહેલાહે માતને ક્લેશનું હેત, જનમથી વાત સકળ થઇ હો લાલ;
સાહેલાહે ધાતે કર્યું શું કામ, પુત્રાભિધાન મુધામયી હો લાલ. ૯.
સાહેલાહે જનમથી વસતાં ગેહ, માત પિતા શોક ભર્યાં હો લાલ;
સાહેલાહે દેશાંતર રહ્યો તોહી, દુશતમાએં દુખી કર્યાં હો લાલ. ૧૦.
સાહેલાહે એક અચંભો કેમ, અવિનીત હું સુખ શ્રી વર્યો હો લાલ;
સાહેલાહે નહી કૌતુક મા બાપ, સમરે મુજ તેણે સુખી કર્યો હો લાલ. ૧૧.
સાહેલાહે માછલી સમરણ જાત, મીન યુગલ જન જીવતાં હો લાલ;
સાહેલાહે ભુજંગી આલિંગિત બાળ, કૂર્મી તથા અવલોકતાં હો લાલ. ૧૨.
સાહેલાહે કહે સુવેગ કુમાર, ખેદ કરો નહિ અતિ ઘણો હો લાલ;
સાહેલાહે દુઃખ દાયક નહી પુત્ર, જનકને દુઃખ અવગુણ તણો હો લાલ. ૧૩.
સાહેલાહે પિંડથી અધિકો દામ, દામ થકી વાહાલી પ્રિયા હો લાલ;
સાહેલાહે તેહથી અધિકો પુત્ર, પુંઠે અધિક ધરમ ક્રિયા હો લાલ. ૧૪.
સાહેલાહે તાતે દિયો પરદેશ, જોવા તુજ પુણ્ય તારણે હો લાલ;
સાહેલાહે ભાગ્ય ઉદય સુવિનીત, ગુણશ્રેણી લહી બારણે હો લાલ. ૧૫.
સાહેલાહે પ્રગટયો નૃપને પ્રમોદ, હૃદયાનંદન નંદને હો લાલ;
સાહેલાહે ન લહે કોણ આણંદ, પામી સુગંધિ ચંદને હો લાલ. ૧૬.
સાહેલાહે વસ્ત્ર મલિન તજે લોક, રજકઘરે તડકે તપે હો લાલ;
સાહેલાહે ઉજ્વળ નિર્મળ તેહ, દેવસેવાવસરે ખપે હો લાલ. ૧૭.
સાહેલાહે તુમ દર્શન શીત વાત, તાત હૃદયજ્વર વારણું હો લાલ;
સાહેલાહે દેખી તુમ મુખચંદ, નયન સુધારસ પારણું હો લાલ. ૧૮.
સાહેલાહે મળવા બહુ ઉતકંઠ, રહિયત શંખપુરી તણી હો લાલ;
સાહેલાહે ક્ષણ વરસાં સો થાય, વિનતિ શી કહીએં ઘણી હો લાલ. ૧૯.
સાહેલાહે પિતૃ મિલન ઉચ્છરંગ, એમ નિસુણીને કુંવર ધરે હો લાલ;
સાહેલાહે દેશ ગામ લખ તાસ, નામાં લેખાં તસ કરે હો લાલ. ૨૦.

સાહેલાહે બહુ અધિકારી કીધ, એક પટાવત ઊપરે હો લાલ:
સાહેલાહે તેડાવી ઉવજ્ઝાય, વિનયે નમી કહે એણીપરે હો લાલ. ૨૧.
સાહેલાહે શી આજ્ઞા ગુરૂરાય, તાતે મુજ તેડાવિયો હો લાલ:
સાહેલાહે ટાળણુ પિતૃવિયોગ, કહે ગુરૂ હુકમજ આપિયો હો લાલ. ૨૨.
સાહેલાહે કામ અરથ દોય વર્ગ, સાધ્યા પણ ન સુહાવિયે હો લાલ;
સાહેલાહે ધર્મ વર્ગ જયકાર, તેણે તે સાધી સધાવિયે હો લાલ. ૨૩.
સાહેલાહે ગુરૂ વચને જિનચૈત્ય, આઠ દિવસ પૂજા રચે હો લાલ;
સાહેલાહે ઓચ્છવ નાટકશાળ, ગુણિજન જોવા સહુ મચે હો લાલ. ૨૪.
સાહેલાહે સાહમીવચ્છલ નિજગેહ, પટ રસ પાક ભોજન ધરી હો લાલ;
સાહેલાહે શ્રીમંત ગુણી નરનાર, પેહેરામણી વસ્ત્રે કરી હો લાલ. ૨૫.
સાહેલાહે મદનમંજરીને દીધ, કંચુઓ કસબી સોહામણો હો લાલ;
સાહેલાહે દેતાં દિલભર કીધ, મુહૂરત દિન જાવા તણો હો લાલ. ૨૬.
સાહેલાહે બીજે ખંડે એહ, બીજી ઢાળ સોહામણી હો લાલ;
સાહેલાહે વીરવચન રસ હેત, ખાસ સખીને વધામણી હો લાલ. ૨૭

## દોહરા.

પવનચંડપ્રિયા સતી, રત્નવતી તસ નામ;
કુંવર ઘરે ગુરૂને જઈ, બોલે કરીઅ પ્રણામ. ૧.
માત તમે સુલસા સમાં, દિયો આશીષ સનેહ;
તાતનું તેડું આવિયું, જઈશું હવે નિજગેહ. ૨.
સા કહે વત્સ વિજોગનાં, મેં એ દુખ ન સહાય;
ત્રિવિધ વીર સુલસા સતી, તેણેં એ દુઃખ સહાય. ૩.
કુંવર કહે નર ઉત્તમે, સાસરીએ ન રહાય;
માત પિતા સજ્જન પ્રમુખ, ઇણ વાતે લજવાય. ૪.
ગુરણી કહે કુશળાં રહો, છો મુજ ચિત્ત મઝાર;
કુંવર દીએ દશ ગામ તસ, લીએ આશીષ અપાર. ૫.

## ઢાળ ૩ જી.

( ચિત્રોડા રાજાની દેશી. )

ગતિ લલિત વિલાસે રે, અવની પતિપાસે રે,
કુંવર પ્રકાશે આવી એણી પરે રે;

આવ્યું તાતનું આણું રે, ઘરનાં દે અટાણું રે,
મુજ મન ઊજાણું માત મિલણભણી રે. ૧.
અમને વોળાવોરે, હવે વાર ન લાવો રે,
શંખપુરી જાવો પંથ દૂરેં ઘણો રે;
મન ચિંતે રાજા રે, નિત્ય કોડી દીવાજા રે,
કુંવર દિન ઝાઝા રહ્યા પણ ઘડી સમા રે. ૨.
પુત્રી જે જાઇ રે, તે અંતેં પરાઈ રે,
એહથી શી વડાઈ ઘરવસ્તી તણી રે;
બદામનું નાણું રે, ઘેંસ છાશનું ખાણું રે,
કાંસાકૂટ ભાણું લહી ધનમદ કરે રે. ૩.
તમરાનું ગાણું રે, છાળીનું દુઝાણું રે,
પરઘરનું ઘરાણું પેહેરી સુખ ગણે રે;
ત્રિપંડીનું ટાણું રે, ચણોઠીનું ઘરાણું રે,
બોરકૂટ અથાણું ભોજનમાં નહી રે. ૪.
વાદળની છાયા રે, કપટીની માયા રે,
તૃષ્ણાજળ ધાયા જળ નહિ પામતા રે;
પરદેશીની પ્રીતી રે, બળી ભૂમિએં ખેતી રે,
પરોણેં ઘરવસ્તી કેતી માનીયેં રે. ૫.
એમ ચિંતી રાય રે, અંતે ઊરજાય રે,
પુત્રીની માયશું વાત સવે કરી રે;
ઉઠ કુંવર રજાઇ રે, નૃપ કરત સજાઇ રે,
રથ ઘોડા નવાઇ આસન બેસણાં રે. ૬.
દિયે ભૂષણ વાસ રે, ઘણાં દાસી દાસ રે,
દેઇ કુંવરને પાસ રહી એમ વીનવે રે;
પુત્રી ઉછરંગેં રે, ઉછરી ઉછંગેં રે,
ગુણવંતને સંગેં તુમ ખોળે ઠવી રે. ૭.
દેશો ન વિસારી રે, નવી પરણો નારી રે,
પણ એ દિલ ધારી કદિય ન દુહવો રે;
સુણી કુંવર સજેલા રે, થઇ ભોજનવેળા રે,

સવિ સાજન ભેળા રતનવતી તેડતી રે. ૮.
ઘર આસન માંડે રે, સુત ભક્તેં જમાડે રે,
સુગંધ વસાડે ધૂપ ઉખેવતાં રે;
શણગાર સુહાવી રે, માયેં તિલક વધાવી રે,
કહે વચ્છ વોળાવી વેહેલા આવજો રે. ૯.
મળો જઈ માતાશું રે, રેહેજો શાતાશું રે,
કોઇ દિન વ્હેલાશું મુજ સંભારજો રે;
ઉપગાર વખાણી રે, મુખ મધુરી વાણી રે,
ધન બોહોળું આણી દીએ ઉવઝાયને રે. ૧૦.
હવે કુંવર સધાવે રે, નૃપ પુત્રી વોળાવે રે,
સજ્જનને મેળાવે શુભ શકુને કરી રે;
શે'ર બાહેર આવ્યા રે, મિલણાં સહુ લાવ્યા રે,
કુંવરેં બોલાવ્યા સહુનેં હિત ધરી રે. ૧૧.
સૈન્ય સુભટ મિલાવી રે, રાયરાણી આવી રે.
કમળસેના બોલાવી હિતશિક્ષા દિયે રે;
પતિઆણાએં રહેજો રે, લજ્જા નિર્વેહેજો રે,
સાસુ સસરાની સેવા કરજો ભલી પરેં રે. ૧૨.
રાએ માની તે રાણી રે, બેહેન સરખી જાણી રે,
નણદી દેરાણીનાં મન સાચવો રે;
ગુરૂ વિનય કરે જો રે, સમતામાં રહેજો રે,
દાનગુણે દીપાવજો અમ કુળ વંશને રે. ૧૩.
એમ કહી નિજ બેટી રે, હઇડા ભર ભેટી રે,
થઇ છેટી વળ્યાં નિજ ઘર આંસુ ભર્યાં રે;
રથ બેઠી નારી રે, સખીવૃંદ વિહારી રે,
કરી સેના સારી પંથે શિરેં તદા રે. ૧૪.
કુંવર ચિંતાએ રે, રવિ પશ્ચિમ જાએ રે,
અંધકાર તે થાયે અવસર પામીને રે;
કુંવર એકાકી રે, રહ્યા સુભટ તે બાકી રે,
પુર બાહેર મૂકી રથ પડદા ધરીરે. ૧૫.

આપેં એકેલારે, નગરેં નિશિ વેળારે,
દૂતિ ઘર મેલા કારણ જઇ વસ્યા રે;
તે માલણ જાતેરે, સમજાવી વાતે રે.
મદનમંજરી રાતેં તેડી મિલાવતી રે. ૧૬.
રસપ્રેમ મળિયારે, વિજોગ તે ટળિયા રે,
જઈ સુભટશું ભળીયા દૂતી વિસર્જીને રે;
મદનમંજરી નારીરે, રથમાં બેસારી રે,
શૂન્ય મારગે સુભટ હકારી ચાલીયા રે. ૧૭.
જે સામલ ખાવેરે, વચ્છનાગ જે ચાવે રે,
ન બીહે ફળ ધંતુર ચાવે તે ધણી રે;
જે ગિરિ ઓલંઘેરે, જલધિ જળ લંઘે રે,
છીલર જળ ટેકરી કાંકરી કેમ ગણે રે. ૧૮.
જેણે સાપ ખેલાયા રે વાઘવૃંદ રમાયા રે,
વિછુંસેં ડરાયા તે નર કેમ ડરે રે;
જેહને જેહશું પ્રેમરે, રહેતે વિના કેમ રે,
મૂઢલોક અજાણ્યો વેહેમ મનેં ધરે રે. ૧૯.
મારગ શિર જાતાં રે, સૈન્ય ભેલાં થાતાં રે.
બેહુ નારી સોહાતાં મન મેળો કરી રે:
શુભવીર કુમાર રે, લહ્યા ભોગ રસાલ રે,
ખંડ બીજે ત્રીજી ઢાળ સોહામણી રે. ૨૦.

### દોહરા.

અગડદત્ત નિજ સૈન્યશું, ગામ ગામ વિશરામ:
કેતે દિવસેં પામિયા, વિંધ્યાચળ રણ ઠામ. ૧.
મદભર હસ્તીઘટા ચરે, મહિષ તણો નહી પાર;
શાર્દૂલ ચિત્રક ભયકરા, શબરા શબરી અપાર. ૨.
ઈક જળ ભરિય સરોવરેં, સૈન્ય કિયો વિશ્રામ;
ડેરા તંબૂ તાણીનેં, કુંવર રહે એ ઠામ. ૩.
સુભટલોક ભોજન કરી, બેઠા કરતા વાત:
જગત વિશામેં આથમ્યો, રવિ પ્રગટી તવ રાત. ૪.

## ઢાળ ૪ થી.

( કડખાની દેશી. )

જાગતી જસરતિ દૈવગતિ દુર્બળી, તદપિ તસ દૈવ બત છિદ્ર જોવે;
ચંદ્રગુરૂ લગન બળ શુકન માલણુ મળે, તહવી પાછો વળે ખર વિરાવે.
જાગતી જસરતિ દૈવગતિ દુર્બળી. ૧.
વિશ્વહિતકારિતિમિરારિતિરસ્કૃત, ભય લહી વિંધ્ય ગંધુર વસંતો;
તિમિર ભર રજનિચર શબર પક્ષે ભલે, રિષ્ટ રવિ દૃષ્ટ જોતાં હસંતો. જાગતી૦ ૨.
સુપતિ નૃપ ગોપતિ નામ વિદુષા વદે, સુણત તમ શત્રુ બાંધવ નડેવા;
શબરસંકેત કદી તિમિર રજની ભરી, ઘૂકર બહુક ઘૂ ઘૂ કરેવા. જાગતી૦ ૩.
ભટનિકટ મધ્ય નિશિ વિકટ નિદ્રા ભરી, ઝટિતિ જાગર્ત્તિ સૈન્યે ન કોપિ;
અક્ષરનૃચક્ષ સમલક્ષ તમપક્ષગા, ધ્વાંત સંકેતિકા શિર ન ટોપી. જાગતી૦ ૪.
વાળ વિકરાળ કરવાળ કર પ્રેત જ્યું, હીક રવ કાક કપિમત્તદંતા;
બાણધનુ તાણી કર સૌમિકા ભટ પરી, ગૌમિકા ભીલ ધાટી પતીતા. જાગતી૦ ૫.
તેણે સમે જોધ નર ક્રોધ ગર્વે ભર્યા, સંચર્યા યુદ્ધ અહી ખડગ ઢાલે;
કુંવર તવ જાગીયો વીરનૃપ આગિયો, રથ ચઢયો ઝટિતિ ઝગતી મશાલે. જાગતી૦ ૬.
પલ્લીપતિ ભીમની સીમ પૌરૂષરૂપા, ક્રાંત તુરગારૂઢે પ્રૌઢ ક્રોધે;
આવતો ધાવતો સૈન્યભટ શોધતો, પતત જિમ વિદ્યુતા દંડ ગોધે. જાગતી૦ ૭.
વાયુને વાંગુદા હરિણુ હરિણા ઇવ, સૈન્યભટ સકળ તેમ દૂર નાસે;
ઉદિયો તામ તપનોપમેં કુંવર તે, ભીલ ભટવ્રાત તમ નષ્ટત્રાસે. જાગતી૦ ૮.
સોપિ પલ્લીપતિ ભીમ ભીષણગતિ, મેઘ જ્યું ગાજતો કુંવર સ્હામો;
નીર જેમ તીર વરસાવતો રસ ભરે, નવિ ધરે ધરણીતસ પળ વિશામો. જાગતી૦ ૯.
કુંવર પણુ તેહશું કેસરીસિંહ જ્યું, યુદ્ધ ઉદ્ધત પણે કો ન થાકે;
જયસિરિ હાથ વરમાળ ધરી આવતી, જોવતી સતીપણું ધરીય નાકે. જાગતી૦૧૦.
બળથકી દુર્જયો ભીમ પલ્લીપતિ, દેખી જય ઇચ્છતી છળ વિચારે;
મદનમંજરી કહે સારથિ હું રહે, જીતશો નાથજી ક્ષણિક વારે. જાગતી૦૧૧.
અથ સા સારથી તુરંગ સંચારતી, દેખિ તસ રૂપ પલ્લીશ છળીએ;
સાર કુમાર સહ પંચ બાણે પડયો, ભીમ વિણુ બીજું હત ભૂમિતળીએ. જાગતી૦૧૨.
વદત પલ્લીશ [illegible] ીશ સુત મદ તજે, નિજ ભુજે નહી હણ્યો પલ્લીરાજા;
વજ્જિદર્પઘ્ન [illegible] શરહત તનુ, મૃતક માગણુ રણે નો અવાજા. જાગતી૦૧૩.

તિમિર દળખંડતો સહસ કિરણેં કરી, તામ ઉદયો રવિ જગ પ્રકાશે;
ધ્વાંતશમ કૃષ્ણતનું સ્વકીય કાકા વદત, ભય લહી શબર જ્યું કાક નાસે. જાગતી૦ ૧૪.
રણભૂ નિહાળતો સૈન્ય નવિ ભાળતો, નષ્ટગત કષ્ટમૃત સુભટ કેઈ;
જીવતા જે રહ્યા તેહ પાસેં ગ્રહ્યા, મરણગત કાષ્ઠશું દાહ દેઈ. જાગતી૦ ૧૫.
સરજળેં સ્નાન મુખદંતધાવન કરી, તરૂતળેં દંપતી કૃતવિશામે;
ખંડ બીજા તણી ઢાળ ચોથી ભણી, વીર કહે ધર્મથી સૌખ્ય પામે. જાગતી૦ ૧૬.

### દોહરા.

બાણ તૂણીર પુંઠેં ધરી, કાર્મુક હાથ ધરંત;
એક રથેં કરી નારીશું, અલ્પ સુભટશું ચલંત. ૧.
અરધેં પંથેં આવીયા, પુરૂષ મળ્યા તવ દોય;
કુંવર પૂછે પંથનો, વ્યતિકર ભાખે સોય. ૨.
મ્હોટો વહેતો માર્ગ એ, શંખપુરી શિર જાય;
બીજો પંથ એ ઢૂકડો, છે પણ વિષમ કહાય. ૩.
ધન લૂટેં પ્રાણી હણી, દુષ્ટગતિ પરિણામ;
ચોર ફરે બહુ રૂપશું, દુર્યોધન તસ નામ. ૪.
વળી વનહસ્તી એક ફરે, કાળસમો વિકરાળ;
મત્ત મૃગેંદ્ર રણેં ફરે, દીએ ઉછળતી ફાળ. ૫.
રણ અરધું કાપ્યું તમેં, આગેં અર્ધપ્રયાણ;
પંથ યથારૂચિએં ચલો, તુમને કોડ કલ્યાણ. ૬.

### ઢાળ ૫ મી.

( ધવલશેઠ લેઇ ભેટણું.—એ દેશી. )

વયણ વધાવી કુંવર ચલ્યો, દીએ તસ પાંચ દિનાર રે;
રથ આગળ કરી જાવતાં, પંથી મળ્યા નર બાર રે. વયણ૦ ૧.
અલ્પશ્રુત મુનિ મંડળી, ગીતારથ અનુસરતા રે;
તેમ તે નર કુંવર લહી, સુંદર સાથજ કરતા રે. વયણ૦ ૨.
પંથ જતાં તે રણ વચ્ચેં, જોગી મળિયો કપાળી રે;
ભસ્મઘટા દેહેં ધરી, જટાજૂટ શિરવાળ રે. વયણ૦ ૩.
માળ કપાળ તણી ગળે, લીધો કરંડક માથે રે;
ઘંટ બજાવત આવીયો, પાણી કમંડળ હાથે રે. વયણ૦ ૪.

કર દક્ષિણ સન્મુખ કરી, બોલે દેઈ આશીષ રે;
જીવો કોટિ વરસ લગે, વાત સુણો સાર્થેશ રે. વયણ૦ ૫.
ગોકુળ ગામેં હું વસું, દેખી સંસાર કુડો રે;
કાપાલિક ગુરૂ સન્નિધેં, જોગ તે લીધો રૂડો રે. વયણ૦ ૬.
બહુ દિનથી તીરથ કરૂં, દેવ નમન સંકેતેં રે;
શંખપુરી જાવું માહરે, વચ્છતીરથ નતિ હેતેં રે. વયણ૦ ૭.
તુમ સાથેં અમેં આવશું, પણ મુજ પાસેં ભાર રે;
દેવપૂજન અરથેં દિયા, ધર્મીએં શત દિનાર રે. વયણ૦ ૮.
નોલી તુમ રથમાં ઠવો, તો નિર્ભય થઈ ચાલું રે;
દુર્યોધન ભયથી ડરૂં, તેણેં તુમ હાથે આલું રે. વયણ૦ ૯.
કુંવરને આપી એમ કહી, પંથેં કરે ગીત ગાન રે;
નૃત્યકળા જન રંજતો, મુખચેષ્ટા કરી તાન રે. વયણ૦ ૧૦.
ભિક્ષુવેશ નૃપસુત ગણે, અવિશ્વાસનું ઠામ રે;
ઘોડા શીઘ્ર ચલાવતાં, આવ્યું ગોકુળ ગામ રે. વયણ૦ ૧૧.
દૂર વનાંતર ઉતર્યા, જાણી ભોજન વેળા રે;
નૃપનંદનને એમ કહે, જોગી જટિલ તેણી વેળા રે. વયણ૦ ૧૨.
આજ પરૂણા અમ ઘરેં, ભોજન સહુને કરાવું રે;
ગોકુળ ગામ એ માહરૂં, દહી દૂધ અશન તે લાવું રે. વયણ૦ ૧૩.
ગયું ચોમાસું ઈહાં કર્યું, તેણેં આહેર મુજ રાગી રે;
ગોરસ બહુળાં આણશે, એ મુજ શુભમતિ જાગી રે. વયણ૦ ૧૪.
હું જઈ આવું તિહાં લગેં, જાવું નહિ માહારાજ રે;
જન્મ સફળ માહારો થશે, જાણું વધારી લાજ રે. વયણ૦ ૧૫.
એમ કહી તિહાં જઈ લાવીયો, ગોરસ મધુર બનાય રે;
કહે કુંવરને આરોગીએં, ઉદ્યમ સફળ કરાય રે. વયણ૦ ૧૬.
ઋષિભોજન કલ્પે નહી, વળી મસ્તક રસ જાત રે;
તેણેં ગોરસ ભોજન તણી, નવિ કરશો એ વાત રે. વયણ૦ ૧૭.
કુંવર વચન સુણી સાથનેં, દહી દૂધ તેહ જમાડે રે;
વારે કુંવર નયનેં ગુરૂ, કુશિષ્યપરેં નવિ છાંડે રે. વયણ૦ ૧૮.
તંબોળ દેઈ તે કહે, જમશું અમેં હવે પુત્તા રે;
વિષમિશ્રિત ભોજન કરી, તે તરૂતળે જઈ સુત્તા રે. વયણ૦ ૧૯.

મદનમંજરી વચનેં કરી, ભોજન કુંવર કરાવે રે;
રોષ ભર્યો જોગી તિહાં, ખેંચી ખડ્ગને ધાવે રે. વયણ૦ ૨૦.
ચંદ્રમુખી લક્ષ્મી જિસી, નારી લેઈ કુણી કોર રે;
જાઈશ કિહાં રે રાંકડા, હું દુર્યોધન ચોર રે. વયણ૦ ૨૧.
વિષ દેઈ પંથી હણ્યા, આવ્યો છે તુજ વારો રે;
ખડ્ગ બળેં ચૂરણ કરી, દેઉં જમ નૃપ ચારો રે. વયણ૦ ૨૨.
કુંવર સુણી વિસ્મિત અસિ, કુક્ષીઘાત દીએ વહેલો રે;
હાહા કરી પડયો ભૂતળેં, જે વહેલો તે પહેલો રે. વયણ૦ ૨૩.
દીનપણેં તરસ્યો જુએ, કુંવર મુખ જળ ધ્યાવે રે;
સુલસાસુત તવ તેહને, પાણી દયાએ પાવે રે. વયણ૦ ૨૪.
સ્વસ્થ થયો શીતળ જળેં, કુંવર ક્રોધ સમારિં રે:
બીજે ખંડે પાંચમી, ઢાળ કહી શુભ વારિં રે. વયણ૦ ૨૫.

**દોહરા.**

કુંવર કૃપાળુ ગુણેં કરી, કરતો ચોર વિચાર;
કરૂણાયર એ ગુણનિધિ, ધિગ ધિગ મુજ અવતાર. ૧.
મેં અતિથિ કરી મારિયા, પંથીજન વિશ્વાસ;
બાળ વૃદ્ધ ધર્મી હણી, બાંધી પાપની રાશ. ૨.
એ ગુણવંત સુપાત્રનેં, આપી ધન ઘરબાર;
પવન જળદાયક તણો, વાળું પ્રતિ ઉપગાર. ૩.
ગુણરંજિત તસ્કર કહે, સાંભળ રાજકુમાર;
હું મૂરખ પણ તુજ ગુણેં, રીઝ્યો ચિત્ત મઝાર. ૪.
અજીત હું તેં જીતિઓ, તુજ બળ ધીરજ ધન્ય;
હું તૂઠયો તુજનેં કહું, છેલ્લું સત્ય વચન. ૫.
સન્મુખ ગિરિ મધ્યેં જતાં, વામ દિશેં નદી હોય;
તિહાં મંદિર છે જક્ષનું, પણ નર વસ્તી ન કોય. ૬.
ચૈત્ય થકી ડાબી દિશેં, સજીત શિલ્લા એક;
વામ દિશેં દૂરેં કરી, ભૂમિઘર છે છેક. ૭.
જયસુંદરી મુજ વલ્લભા, રૂપેં રંભ સમાન;
મેં તુંજને આપી મુદા, નારી સદ્રવ્ય નિધાન. ૮.

મુજ મરણે પરજાળીને, કરજો સઘળું હાથ;
એમ કહેતાં તે મરણ લહ્યો, દિયે અગનિ મહિનાથ. ૯.

## ઢાળ ૬ ઠ્ઠી.

( નદી યમુનાકે તીર, ઉડે દોય પંખીયાં—એ દેશી. )

રથ બેસી ગિરિ મજ્ઝ ગયો નદી ઊતરી, કુંવર શિલા કરી દૂર બોલાવે સુંદરી;
ઊંચે સ્વરે સુણી શબ્દ તુરત ચિંતા ભરે, આવી કહે સા આદરે આવો એમ ધરે. ૧.
રથ ઠવી વિવરે દંપતી ભૂધર સંચરે, તવ કહે ચોરપ્રિયા કેમ આવિયા એમ ધરે;
વાત સકળ કુંવરે તિહાં મૂળ થકી કહી, દેખી ખડ્ગ સા સાચપણે માની સહી. ૨.
કુંવર મકરધ્વજતુલ્ય સ્વરૂપે સા ચળી, જયસુંદરી પણ થંભી ચિત્રામણ પૂતળી;
નૃપનંદન પણ મોહિની દેખી મોહી રહ્યો, દિલ વસી રંભા ઉર્વશી એમ વિસ્મય થયો. ૩.
નાગકની પાતાળથી ચોરે અપહરી, નાગદેવ ભયે નામ ઠવ્યું જયસુંદરી;
નયણે નયણ મિલાવી રહ્યા વાદી પરે, તવ સા હ્રદયશું નેહ ધરી એમ ઉચ્ચરે. ૪.
તુજ મુખ દેખી હું શુદ્ધિ બુદ્ધિ ભૂલી ગઇ, પ્રેમકટારી લાગી તેણે ઘાયલ થઈ;
ઘાયલ ચોરને શીતળ જળ પાયો ખરો, પ્રેમ સુધારસ સિંચતો તે મુજ ઉદ્ધરો. ૫.
તુમ સઘળી નારીની દાસી થઇ રહું, તેહનાં કડુક વચન પણ તુમ હુકમે સહું;
રયણ પડ્યું વિષ્ટામાં પણ લઇ સમારવું, બાળ વચન પણ હિતનું ચિત્તમાં ધારવું. ૬.
ચંડાળ પાસથી ઉત્તમ વિદ્યા શીખવી, નારીરતન પણ લેવું દુઃકુળ સંભવી;
લવણસુતા હરિ કેશવે ઘર લખમી કરી, કાળી ગૌરી પર્વતજા રૂદ્રે વરી. ૭.
કનક કોડ ધન તુમને સોંપી સેવશું, આ ભવમાં વહાલેશર માનું દેવશું;
રાગ વિલુધ્ધો કુંવર એ સાચું સદ્દહે, મદનમંજરી ચિત્ત ચમકી કુંવરને એમ કહે. ૮.
સુણ પ્રીતમ નિર્લજ પડ્યો તું પાસમાં, હરણ પરે પડી હું રે વળી તુજ આશમાં;
આ રાજપુત્ર પવિત્ર પુરૂષવ્રત કિહાં રહ્યું, નીચ મારગ અનુસરતાં નિર્મળ કુળ ગયું. ૯.
કુળવટ ઉત્તમવંશ ને ક્ષત્રીપણું ટળ્યું, મુજ સાથે કરકોલ વચન બોલ્યું બળ્યું;
કાક અમેધ્ય પરે ચોરદારાએ રંજિયો, ભ્રષ્ટ સકળ ગુણજાત ભાતમાંથી ગયો. ૧૦.
વણિક્સુતા પણ હું તુમથી રૂડી ઘણી, સતીવયણે ઘર રાખી માઝા આપણી;
કેતા વરસ કુમારીસમી ઘરમાં રહી, પીઉડા વરી હું તુમ ઉત્તમ જાતિ લહી. ૧૧.
છંડી સાહેલી સાથ નાથ સાથે સજ્યાં, તુમ વચને બંધાણી પીહરીયાં તજ્યાં;
માત પિતા સાસરીયાંને કુળખંપણ ધરી, શિયળ તજી તુમ સજ્જન સંગે નીકળી. ૧૨.

એ સવિ કીધું પ્રીતમ તાહરે કારણે, મતિ વિણુ ઘર પેઠી રહી હું બારણે;
વિણ દેખે હા દૈવ ધરી જલધિ સહી, ઉતરવાનો આરો તે એકે રહ્યો નહી.૧૩.

એણે સંગે રહી ખેલો પ્રીતમજી ભૂધરે, સુલસા સાસુ ચરણે જશું અમે સાસરે;
કહિસ્યું અમે જો મોકલશે તુમ ખોળવા, કૃષ્ણપરે ગયા તુમ સુત પાતાળ સાધવા. ૧૪.

કાંતાવચન ગંગોદક કલ્લોલે કરી, નીચરાગ મલ ધોઈ ચિત્ત સુમતિ વરી;
અગડદત્ત નીકળિયો ચોર સંપદ તજી, મદનમંજરી શું રથ બેસી ચલિયો સજી.૧૫.

નારીચરિત્ર ગહન તેમ ગહનવને વસે, ભિલવૃંદ જિહાં ત્રાસે નાસે દશો દિશે;
દેખી કુંવર મન ચિંતે એ ઉત્પાત સ્યો, તવ દીઠો મદ ભરીયો હસ્તી કૃતાંતશો.૧૬.

વશ કરી રાજકુંવર તિહાં આગળ ચલે, લાંગુલઘાત નિપાત પટહભૂત ભૂતળે;
સન્મુખ આવ્યો વાઘ વદન જિશું ગવ્હરા, ધાવત ક્રોધ ભરયો રહી ઉંચી કેસરા. ૧૭.

મદનમંજરી ભયભ્રાંત થઇ તે દેખતાં, ધીરજ દેવે તાસ વાઘ હણુવા જતાં;
વામ કરાંબર વીંટી હરિવદને ધરી, દક્ષિણ ભુજ ખડ્ગે કટિ છેદી દિધા કરી.૧૮.

રથ બેસી વનખંડ વચે વળી જાવતો, અતિ ઉત્કટ ફણી મણિધર સાહામો આવતો;
રક્ત નયન કાળકાંતિ ધમણ ફુતકાર એ, જમદંડ તુલ્ય પ્રચંડ દિસે વિકરાળ એ.૧૯.

દેખી ભયે પતિકંઠે વળગી મંજરી, ભય મ ધરો કહે કુંવર હેઠો ઉતરી;
થંભી મંત્રે ગારૂડી પરે અહીને દમી, બેશી રથ પથ ચાલ્યાં રણ સઘળું વમી.૨૦.

શંખપુરીને દેશ સીમે વિશરામીયા, ભવઅટવી ઓળંગી નરભવ પામીયા;
બીજે ખંડે ઢાળ એ છઠ્ઠી ઉચ્ચરી, કમળસેના શુભ વીર કુમારને સાંભરી.૨૧.

## દોહરા.

એણે અવસર તિહાં સૈન્યના, ડેરા તંબૂ દૂર;
દેખી સંશય ડોલતા, આવ્યા સુભટ હજૂર. ૧.
અગડદત્તને ઓળખી, કરતા તેહ પ્રમાણ;
કમળસેના રાણી પ્રતે, દેત વધામણી તામ. ૨.
રાણી મંત્રી પ્રમુખ સવિ, આવી પ્રણમે પાય;
બોલાવે તસ પ્રેમશું, કુંવર કરી સુપસાય. ૩.
શિબિરમાંહે સહુ આવિયાં, નૃપસુત કરી વિશ્રામ;
પૂર્વ વૃત્તાંતે પૂછીયો, કહે સેનાપતિ તામ. ૪.

## ઢાળ સાતમી.

( જીરેજીની દેશી. )

જીરે મારે સ્વામી સુણો તે વાત, ભિલ્લસર્ણે રણમાં થઇ; જીરે૦
નિદ્રાવશ ભટ લોક, ધાડ પડી નિદ્રા ગઈ. જીરે૦ ૧.
રયણી ઘણી અંધકાર, ગાફલ રણ ભટ મંડળી જીરે૦
કુંવર ગયા રથ લેઇ, વાત કોઈક મુખ સાંભળી. જીરે૦ ૨.
સુભટ ઘણા તવ નઠ્ઠ, નિજ નિજ મિલકત કર ધરી; જીરે૦
રાણીપટ આવાસ, ભિલ્લ ભટેં હલ્લાં કરી. જીરે૦ ૩.
અમેં સુભટ લેઇ તામ, લોહકોટ પરતો કિયો; જીરે૦
અમેં દેખાડયા હાથ, તવ ભિલ્લેં મારગ દિયો. જીરે૦ ૪.
સુભટ સજી ચિહું કોર, રાણી રથ બેસારીનેં; જીરે૦
નિકળીયા નિશિમધ્ય, નાઠા સુભટ મિલાવીને. જીરે૦ ૫.
હલકારા ઠામ ઠામ, મેહલી નાથ ગવેષિયા; જીરે૦
રણ કાપી એણે ઠામ, વાટ જોવંતાં શોભાયા. જીરે૦ ૬.
સકળ ફળી અમ આશ, તુમ દરસનેં સુખ પાવીયા; જીરે૦
કુંવર હુકમ કરી તામ, સૈન્ય સજી કરી ચાલીયા. જીરે૦ ૭.
પામ્યા અખંડ પ્રયાણ, શંખપુરીને પરિસરે; જીરે૦
દેઇ પટ આવાસ, ઉતારા સરવે કરે. જીરે૦ ૮.
આગળ જઈ અસવાર, રાયનેં દિયે વધામણી; જીરે૦
હરખ્યો સહુ પરિવાર; માત પિતા ઉલટ ઘણી. જીરે૦ ૯.
સન્મુખ જાવે સર્વ, હર્ષ કલ્લોલ ધરા નરા; જીરે૦
પૂનમ ઉદયો ચંદ, સાગરની પરેં નાગરા. જીરે૦ ૧૦
હરખ્યાં સુખભર નેત્ર, આવે સન્મુખ ભૂપતિ; જીરે૦
લોટત ભૂમિ કુમાર, તાતચરણ કરતો નતિ. જીરે૦ ૧૧.
હાથે ઉઠાવી કુમાર, હઈડા ભર ભેટી મળ્યા; જીરે૦
તોરણ ઘર ઘર હાટ, બાંધી ઓચ્છવ બહુ કર્યા. જીરે૦ ૧૨.
ઉંચી કરી વૈજયંત, ફુલપગર શેરી ભર્યા; જીરે૦
હસ્તીખંધ કુમાર, બેશી પુરમાં સંચર્યાં. જીરે૦ ૧૩.

પુરવધૂ ગાવે ગીત, બેઠી રથમાં દોય વહુ; જીરે૦
મેડી માળ ચડી નાર, વધાવતી અક્ષત બહુ. જીરે૦ ૧૪.
વાજે બહુ વાજિંત્ર, બંદી બિરૂદાવળી ભણે; જીરે૦
પગ પગ કરતે સલામ, નગરલોક આદર ઘણે. જીરે૦ ૧૫.
એમ મોહોટે મંડાણ, રાજદુવારે ઊતરે; જીરે૦
રાજકચેરી મધ્ય, તાતચરણ વંદન કરે; જીરે૦ ૧૬.
રાય કહે ગઈ રાત, આજ પ્રભાત ઉદય થયો; જીરે૦
પુણ્યઉદય ગુણશ્રેણી, જો તું પરદેશેં ગયો. જીરે૦ ૧૭.
કુંવર કહે માહારાજ, તુમ દર્શન સુરતરૂ ફળ્યો; જીરે૦
વૂઠા અમીયેં મેહ, નાઠો અશુભ શુભ દિન વળ્યો. જીરે૦ ૧૮.
પામી નૃપ આદેશ, જઇ માતા ચરણ નમે; જીરે૦
માય દિયે આશીષ, ચિરંજીવો આણંદમે. જીરે૦ ૧૯.
નયનાનંદશું નંદ, મળવે શીતળતા થઇ; જીરે૦
જનની શોક સંતાપ, વત્સવિયોગ વ્યથા ગઈ. જીરે૦ ૨૦.
સુતનેં દેહ સનેહ, ફરસે સુલસા નિજ કરે; જીરે૦
હરખેં નયન જળરેલ, નવરાવી પોતેં ઠરે. જીરે૦ ૨૧.
સુરવધૂ સમ વહૂ દોય, સાસુને પાયે પડે; જીરે૦
સાસુ દિયે આશીષ, હોજો પનોતી સુતવડે. જીરે૦ ૨૨.
મંત્રી પ્રમુખ પુરલોક, જે જે નમવા આવતા; જીરે૦
બાંધવપરેં નૃપનંદ, પ્રેમ ધરીને બોલાવતા. જીરે૦ ૨૩.
ભોજન જનની હાથ, કરીને નિજમંદિરે જતા; જીરે૦
સુતમુખેં સુત વૃત્તાંત, સુણી નૃપ વિસ્મય પામતા. જીરે૦ ૨૪.
એક દિન કુંવરનેં ભૂપ, જોઇ લગન ગ્રહ બળવતા; જીરે૦
જુવરાજ પદવી રૂપ, ત્રીજી વહુ પરણાવતા. જીરે૦ ૨૫.
બીજે ખંડે ઢાળ, ખેદવિચ્છેદન સાતમી; જીરે૦
મન તન મેળની વાત, વીર કહે ગુણીને ગમી. જીરે૦ ૨૬.

**દોહરા.**

મદનમંજરી મોટે પદેં, કમળસેના લઘુ કાય;
અગડદત્ત બળપુણ્યને, બોલ્યું વચન તે સિદ્ધ. ૧.

જ્યેષ્ટ પ્રિયા તે પ્રિયતમા, લક્ષ્મી પ્રતિ મતિગેહ;
જીવિત વિશ્વાસી પણે, ધરતો ગાઢ સનેહ. ૨.
તાતશિખામણ સમરતી, સતિપતિ ભક્તિકાર;
દેવસમા ગણે કંતને, કમળસેના લઘુ નાર. ૩.
શોક્ય સહોદરી સમ ગણે, ન ધરે મત્સર ધ્યાન;
ગુરૂજન વાત્સલ્યતા ધરે સેવકને સન્માન. ૪.
ન મળે નવિ વાસો વસે, રોહિણીશું રતિભાવ;
પણ કુમુદિની શશીદર્શને, વિકસિત જાતિસ્વભાવ.

## ઢાળ ૮ મી.

(વનમાં વિસારી વાલ્હે વાંસળી—એ દેશી.)

નૃપનંદનચંદન સમગુણે, પણ પટ્ટરાણી સંઘાત;
રાગવિલુધ્ધો નિત્ય રહે, જેમ જીવન પયની સાથ.
મદનમંજરી મુખમોહી રહ્યો, ચિત્રાવેલી ચતુરને હાથ;
લોહ ચમક જ્યું ચિત્ત હર્યું, દૂર પલક ન પ્રેયસી નાથ. મદનમંજરી૦ ૨.
ખીરે ગુણ દીધા નીરને, પય અગનિ ધરતો જોય;
નિજતનુ જીવિત જવાળ તે, ઝંપાવે અગનિ પય સોય. મદનમંજરી૦ ૩.
ધર્યું કોઇનું પખ્ખું નવી વળે; વળે પાણીથી પાછું દૂધ;
દોય પ્રીતિભર ખેલતાં, બીજી ભૂલી ગયાં શુધબુદ્ધ. મદનમંજરી૦ ૪.
પણ તાતની આણા શિર વહે, દોય રાજ્યપ્રતાપ તપંત;
મધુ માધવ સુરભિ કરે, દિશિ દક્ષિણ વાયુ વહંત. મદનમંજરી૦ ૫.
એણે અવસર રવિ દક્ષિણ જતે, ભૂમિસ્ત્રીશીતપીડા દેખ;
અનંગ આકાશથી ઊતર્યો, વરતાવે આણ વિશેષ. મદનમંજરી૦ ૬.
મધુમત્ત ભમરીયો રણઝણે, ઝંકારવ મંગળગીત;
ઋતુ વસંત રાય આવિયો, વેધક જન વિકસ્યાં ચિત્ત. મદનમંજરી૦ ૭.
ચતુરાં જોબન વય ઝગમગે, પતિસંગે તેમ ઋતુરાય;
દેખી અવનીતળ ઝગી, વનરાજી કિસલપત્ત છાય. મદનમંજરી૦ ૮.
જાઈ કેતકી માલતી ભોગીયા, ભમરા વન ફૂલે ફરંત;
શુક શુકા મેનાં વનતરૂ, કરી માળા જુગલ રમંત. મદનમંજરી૦ ૯.

હંસ હંસી જુગલ જળ ઝીલતાં, કરે ક્રીડા સરોવર પાળ;
મદભર કોયલ ટહુકતી, મુખમંજરી આંબા ડાળ. મદનમંજરી૦ ૧૦.
પણસ ચાંપા નારંગિયો, રાયણ દાહાડિમ સહકાર;
શેહતુત સીતાફળ જાંબુડી, નમી કેળિ તરૂફળ ભાર. મદનમંજરી૦ ૧૧.
ધૈરજહર વિરહિણી નારીનો, મલયાનિલ સુરભિ વાય;
મદ ઉપજાવે જુવાનને, વર્ત્યો ઓચ્છવ મધુરાય. મદનમંજરી૦ ૧૨.
નાગરજનશું નૃપ પરિવર્યા, જાય રમવાને ઉદ્યાન;
પવનપ્રેરિત તરૂપલ્લવા, માનું નૃપને કરત આવ્હાન. મદનમંજરી૦ ૧૩.
તવ અગડદત્ત ચંદન રસેં, તનું લેપિત રોપિત માળ;
માલતીફૂલેં બાંધીયો, ધમ્મિલ્લ સમારી વાળ. મદનમંજરી૦ ૧૪.
શણગાર સજી નિજ હાથશું, મુખ આગળ નાટકશાળ;
બેસાડી રમણી રથેં, ગયો વનખેલણ ઉજમાળ. મદનમંજરી૦ ૧૫.
એમ નગરલોક સહુ વન ગયા, ન રહ્યા સુખીયો ઘર કોઇ;
પણ ન ગઇ સુલસા સતી, વહુ કમળસેના મુખ જોઇ. મદનમંજરી૦ ૧૬.
દીયરને દેરાણીયો ઘર રહી, ભોજાઇની ભક્તિ નિમિત્ત;
પૂછે દેરાણી જેઠાણીનેં, આ વાત કશી વિપરીત. મદનમંજરી૦ ૧૭.
તુમેં ભુવનપાળ નૃપનંદિની, વારો વાસો નહી એકરાત;
રાગવિલુદ્ધા જેઠ છે, એ મદનમંજરી કોણ જાત. મદનમંજરી૦ ૧૮.
સા કહે એ પ્રીતમ મન વસી, નકશી શાલી સોવન પ્રીત;
મુજથી અધિક એ ગુણવતી, કુળઉત્તમ જાતિ વિનીત. મદનમંજરી૦ ૧૯.
ખાસ દાસી કુમરની તેણેં સમે, ભોગસામગ્રી લેઇ જાત;
કમળસેના તેડી કહે, મુજ પીયુને કહો રહવાત. મદનમંજરી૦ ૨૦.
એક નગરેં રજક ઘર રાસભો, વદે નિજ પતિને નિશિ વાણ;
અવનીપતિનેં કહો એક દિનેં, મુજ ઉપર કરે પરિયાણ. મદનમંજરી૦ ૨૧.
નિશિચર જાયે નૃપ તે સુણી, તેડી રજકનેં પૂછે સાચ;
તે કહે ખર વ્યંતર છળ્યો, નિત્ય વદત વિરૂપી વાચ. મદનમંજરી૦ ૨૨.
નૃપ નિશિ ખર ઘર લાવી જળેં, નવરાવી ઠવિ શણગાર;
બેસી નૃપ સેના સજી, અશ્વપાટ દીએ પુર બાર. મદનમંજરી૦ ૨૩.
લોકેં તુરગ વખાણ્યો પણ નવી, મુજ જાતિપ્રશંસી લેત;
ચિંતી ખર તિહાં ભુંકીયો, થયો રાજા જગત ફજેત. મદનમંજરી૦ ૨૪.

વળી વાયસી અંબશિખર રહી, તિહાં કોકિલ વ્રતધરલોક;
પીક લહી પૂજાપા ધરે, કરે વચન સુણી સહુ શોક. મદનમંજરી૦ ૨૫.
બળિયા પણ છળિયા રાગમાં, રખે બાગમાં પ્રગટે એમ;
શાખ એ કડવા તીસ્શી, જસ દષ્ટિરાગનો પ્રેમ. મદનમંજરી૦ ૨૬.
સુણી દાસીએં કુંવરને સવિ કહ્યું, પણ વાંસ નળીમેં ફૂંક;
ઓખધ ન સમે જેહને, ખેટ કામણ કેરી ચૂંક. મદનમંજરી૦ ૨૭.
કેઈ ગાવે ગીત વસંતનાં, નારીકંઠે ફુલની માળ;
મદિરાપાન કરી નાચતા, કેઈ હાથ ગ્રહી કંસતાળ. મદનમંજરી૦ ૨૮.
નર નારી કરી ઘર કેળનાં, રમે સોગઠાંબાજી સાર;
તરૂઉચ્ચ કુસુમને વીણતી, ઉંચ્ચહસ્તે સ્પર્દ્ધિત તાર. મદનમંજરી૦ ૨૯.
પ્રિયા બેઠી હીંચોળે નિજપતિ, કોઇ જુગલ જળે કલ્લોલ;
કેઈ હાથ પ્રિયાકંઠે ઠવી, લાલ ગુલાલસેં રંગ રોળ. મદનમંજરી૦ ૩૦.
તિહાં કુંવર કુસુમવન ખેલતો, તરૂ બાંધી હિંચોળા ખાટ;
મદનમંજરી અંકે ધરી, જુવે નવ રસ નવ નવ નાટ. મદનમંજરી૦ ૩૧.
જઈ સરોવર જળક્રીડા કરે, જેમ કમળાશું મોરારિ;
સંધ્યાસમે સહુ ઘર ગયાં, નૃપ સાથે નગર નર નારિ. મદનમંજરી૦ ૩૨.
તવ મદનમંજરી કહે કંથને, આજ રમવા સરિખી રાત;
પરિકર સહુ ઘર મોકલો, આપણ દોય જશું પરભાત. મદનમંજરી૦ ૩૩.
રહ્યો કુંવર વિસર્જી પરિકરા, વનિતાશું વનમાં તેહ;
સવિતા સમરી વલ્લભા, ગયો પશ્ચિમદિશે નિજગેહ. મદનમંજરી૦ ૩૪.
ધમ્મિલકુંઅરના રાસમાં, ખંડ બીજે આઠમી ઢાળ;
વીર કહે વૈરાગિયા, સુણો આગળ વાત રસાળ. મદનમંજરી૦ ૩૫.

**દોહરા.** સોરઠી.

નિર્ભય રાજકુમાર, રથ તરૂ હેઠે થાપીયો;
સંધ્યા સમય વિચાર, વનિતાશું વનમાં વસ્યો. ૧.
ચૂડી ઝલક ખલકાર, પ્રીતમ ગળે ધરી બાંહડી;
પગ ઝાંઝર ઝમકાર, ભાળ તિલક દીપે ઘણું. ૨.
ફરતાં વન મોઝાર, મુખ તંબોલ ધરી કરી;
જાણું જુગલ અવતાર, પવન સુગંધી ફરસતાં. ૩.

રાત્રિ ગઇ ઘડી ચાર, શ્રમ પામી પાછાં વળ્યાં;
સૂતાં બેહુ નર નાર, આવી રથમાં સુખ ભર્યાં. ૪.

## ઢાળ ૯ મી.

( જીવ જીવન પ્રભુ કિહાં ગયા રે—એ દેશી. )

રાગેં રંગાણી ચેતના રે, વસા વસી ગળી પાસ રે;
વાસ ભુવન ધન તન તજી રે, રોરૂએ રૂદત નિરાશ રે. રાગેં૦ ૧.
તપ જપ સુત દૂરેં વમે રે, રાગનદી ધન પૂર રે;
પડિયા નડિયા નવિ જડે રે, પૂર્વે ભાનુદત્ત સૂર રે. રાગેં૦ ૨.
દેશ ત્યાગ અગનિ સહે રે, ઘણ કુટ્ટણ દુખ દિઠ્ઠ રે;
રાગ તણો ગુણ એહ છે રે, જોયતી રાતી મજીઠ રે. રાગેં૦ ૩.
પણ ચિત્રશાળી વનગણે રે, યુવરાજ રમણી પાસ રે;
એક પ્રહર રાત્રિ ગઈ રે, સુખભર નિંદ નિવાસ રે. રાગેં૦ ૪.
મદનમંજરી નિદ્રા વશેં રે, લટકંતો એક હાથ રે;
રથ બાહેર કજનાળી જયું રે, રથનાભિની સાથ રે. રાગેં૦ ૫.
ભુજેં ભુજંગમ ડંશીયો રે, દુષ્ટ ફણીધર જાત રે;
ડશી ડશી મુજ પન્નગેં રે, બોલી નિંદ વિઘાત રે. રાગેં૦ ૬.
જાગ્યો કુંવર નિદ્રા તજી રે, શીઘ્ર ઊતરીયો હેઠ રે;
તમશી નિશી પણ જોવતાં રે, મૂર્ધમણિ ફણી દીઠ રે. રાગેં૦ ૭.
સા મૂર્ચ્છિત વિષ વેગથી રે, તસ દુઃખ શોક વિભાગ રે;
કુમરેં પણ મૂરછા લહી રે, જેમ વૃક દેખી છાગ રે. રાગેં૦ ૮.
વન વાયુ શીતળ લહી રે, ચૈતન્ય પામ્યો કુમાર રે;
પણ નવિ ઊઠી વલ્લભા રે, કીધા બહુ ઉપચાર રે. રાગેં૦ ૯.
મંત્ર તંત્રાદિક બહુ કિયા રે, પણ ન થયો ગુણ તાસ રે;
થઈ અચેત મૃતક સમી રે, ન લહે નાકેં નિઃશ્વાસ રે. રાગેં૦ ૧૦.
અંકેં આરોપી તેહનેં રે, મોહિત સ્નેહ કુમાર રે;
કરૂણ સ્વર રોતો તિહાં રે, જેમ વિજોગી નાર રે. રાગેં૦ ૧૧.
પ્રાણ પ્રિયા હા કયાં ગઇ રેં, એકલો તજી મુજ રાણ રે;
રાજ્ય ભોગ તુજ વિણ કિસ્યા રે, તુજ સાથેં મુજ પ્રાણ રે. રાગેં૦ ૧૨.

લક્ષ્મીરૂપ શશીમુખ કળા રે, વચન અમૃત કિહાં તુજજ રે;
દક્ષ કટાક્ષ નયન કિહાં રે, હંસગામિની કહો મુજજ રે. રાગેં૦ ૧૩.
જો ઉત્તર તું નવિ દિયે રે, તો જીવિત ધિક્કાર રે;
દીર્ઘ પંથે પ્રિયા ચાલીયાં રે, ફુટે ન હઇઆ ગમાર રે. રાગેં૦ ૧૪.
શી ચિંતા કરવી ઘણી રે, કરવો કાષ્ઠ પ્રવેશ રે;
પ્રાણપ્રિયા સહ પાવકેં રે, બળતાં સમશે ક્લેશ રે. રાગેં૦ ૧૫.
એમ ચિંતી ખડકી ચિતા રે, માંહે સુવારી નાર રે;
વનદેવને કહે પરભવેં રે, હોજો સ્ત્રી ભરતાર રે. રાગેં૦ ૧૬.
એમ કહી હાથ અગ્નિ ગ્રહી રે, જવ પેસે ચય સોય રે;
તવ આકાશથી ઉતરી રે, આવ્યા વિદ્યાધર દોય રે. રાગેં૦ ૧૭.
તે કહે સાહસ મત કરો રે, સાંભળ અમ વિરતંત રે;
વૈતાઢ્યેં રથનપુરે રે, અમ વસતી સુણ સંત રે. રાગેં૦ ૧૮.
સમેતશીખર યાત્રા કરી રે, બળતાં આ વનવાસ રે;
અગ્નિચિતા નર દેખીને રે, આવ્યા અમેં તુમ પાસ રે. રાગેં૦ ૧૯.
આચરણા અવિવેકની રે, કેમ કરો કહો સત્ય વાત રે;
કુંવરે મૂળથકી કહ્યો રે, સર્પાદિક અવદાત રે. રાગેં૦ ૨૦.
વાત સુણી વિદ્યાધરેં રે, છાંટયું મંત્રી જળ અંગ રે;
નયનકમળવિકસી તદા રે, ઉઠી બેઠી ખડંગ રે. રાગેં૦ ૨૧.
મદનમંજરી અવલોકતાં રે, વિસ્મય પામ્યો કુમાર રે;
કહે ભલેં પાણિધારીયા રે, કીધો અમ ઉપકાર રે. રાગેં૦ ૨૨.
તુમ સરિખા નરરત્નનાં રે, દર્શન દુર્લભ થાય રે;
જેમ મરૂધરના લોકને રે, સુરતરૂ શીતળછાંય રે. રાગેં૦ ૨૩.
મેઘ નદીજળ તરૂ ફળ્યાં રે, રવિ શશી અંબર ઠામ રે;
તુમ સરિખા વિધિયેં ધર્યા રે, રત્નગર્ભા ભુવિ નામ રે. રાગેં૦ ૨૪.
ખેટ કહે અમે નવિ કીયો રે, તુમ ઉપકૃતિ લવલેશ રે;
ખેતીબળ કરે કરપણી રે, નિજ આતમ ઉદ્દેશ રે. રાગેં૦ ૨૫.
એમ કહી ખેટ ગગન ગયા રે, કુંવર પ્રિયા ગ્રહી બાંહી રે;
મંદ મંદ પગ ચાલતી રે, અંધકાર નિશિ માંહી રે. રાગેં૦ ૨૬.
કામદેવ દેહરે જઇ રે, હાથે વસ્ત્ર બિછાય રે;
શયન કરાવી સુંદરી રે, કહે તનુ શાતે કરાય રે. રાગેં૦ ૨૭.

તવ કુંવર વનમાં જઇરે, અરણીમાંથી શીખી કીધ રે;
જગતે હાથ હુતાશને રે, કાષ્ઠની ભારી લીધ રે. રાગે૦ ૨૮.
આવતો અતિ વેગશું રે, દીઠો ચૈત્યે ઉદ્યોત રે;
દીપક સરખો દેખતાં રે, શીઘ્ર બુઝાવી જ્યોત રે. રાગે૦ ૨૯.
આવી અગનિ પાસે ઠવ્યો રે, પૂછે જ્યોતિ વિચાર રે;
સા કહે તુમને આવતાં રે, ઝળકયો અગ્નિ લગાર રે. રાગે૦ ૩૦.
આભા ઉજળી ભીતમાં રે, પડતી તે તુમેં દીઠ રે;
અવર કારણ નવિ જાણિયું રે, વાલ્હમ સુગુણગરિષ્ઠ રે. રાગે૦ ૩૧.
સાચું કહી પ્રિયા હાથમાં રે, આપી નિજ તરવાર રે;
ઊંધે મુખે અગ્નિ ધમે રે; શીતવ્યથા પરિહાર રે. રાગે૦ ૩૨.
તેણે સમે કોશ બહી કરી રે, ખડગ પડી દૂર જાય રે;
મેઘથકી જેમ વીજળી રે, ઝલકતી શબ્દ સુણાય રે. રાગે૦ ૩૩.
વિક્ષોભ લહી ઉઠી કહે રે, શેં પડી અસિ તુમ હાથ રે;
સા કહે શીત કર ધ્રૂજતે રે, કોશથકી પ્રાણનાથ રે. રાગે૦ ૩૪.
નીકળી પડી વસુધાતળે રે, ઝાલતાં ન ઝલાય રે;
શીતલતા તનુ ધ્રૂજતે રે, ઠંડે હાથ ઠરાય રે. રાગે૦ ૩૫.
કુંવર ખડગ મ્યાને કરે રે, હરે હુતાશને શીત રે;
ચિત્ત ચતુર રસ રીઝમાં રે, રયણી સકળ વ્યતીત રે. રાગે૦ ૩૬.
બીજો ખંડ એ રાસનો રે, તેહની નવમી ઢાળ રે;
વીર કહે શ્રોતા તણાં રે, વિઘન હર્યો વિસરાળ રે. રાગે૦ ૩૭

### દોહરા.

વિષધર વિષ ભયે શર્વરી, જાગરણે વહીજાય;
શેષ ઘડી રહી એક તવ, નયણે નિંદ ભરાય. ૧.
સૂતી નિદ્રાભર પ્રિયા, પતિ અંકે ધરી શીશ;
નૃપસુત સાસ અધર જુએ, ચરણ ભુજા નખ વીશ. ૨.
કમળ કુસુમ વન વિકસતે, ઊગ્યો કિરણહજાર;
નગરથકી નૃપ પાઠવ્યો, આવ્યો ભટ પરિવાર. ૩.
રાજકુંવર તે દેખીને, મોહનીમુખ દ્રગ દેત;
ઇષ્ટ વચન મધુરે કરી, જાગવતો ધરી હેત. ૪.

( તથાહિ. )

પ્રોજ્જૃંભતે પરિમલઃ કમલાવલીનાં, શબ્દાયતે ક્ષિતિરુહોપરિ તામ્રચૂડઃ;
શૃંગં પવિત્રયતિ મેરુગીરેર્વિવસ્વા, નુત્થીયતાં સુનયને રજની જગામ. ૫.
એતે વ્રજંતિહરિણા સ્તૃણભક્ષણાર્થં, ચૂર્ણં વિધાતુમથયાંતિ હિ પક્ષિણોપિ;
માર્ગસ્તથાપિ સુવહઃ કિલ શીતલેશા, દુત્થીયતાં સુનયને રજની જગામ. ૬

**દોહરા.**

જાગી મુખશુદ્ધિ કરી, રથ બેઠી તેણી વાર;
કુંવર સુભટસું પરિવર્યો, આવ્યો નયર મઝાર. ૭.
તાત નમી માતાચરણ, પ્રણમે જામ કુમાર;
તવ માતા બોલે વચન, શિક્ષાગર્ભિત સાર. ૮.
એક આંખેં જે દેખતા, એક ભુજ કરતા કાજ;
એક પગે નર ચાલતાં, પામે જગમાં લાજ. ૯,
કુંવર સુણી મંદિર જઈ, કમળસેનાની પાસ;
આવી મનાવી બહુપરેં, અંતરપ્રેમ વિલાસ. ૧૦.
વારો વાસો દિવસનો, વેહેંચણ કરતો ત્યાંહિં;
સુખવિલસે બેહુ નારીશું, ન્યાય ધર્મ ઉત્સાહિં. ૧૧.
લઘુ બાંધવ આગળ કહે, સઘળી વનની વાત;
ત્રણે વર્ગને સાધતો, ભક્તિ માત ને તાત. ૧૨.
વર્ષ દિવસ સમ વહી ગયાં, એક દિન સભા મઝાર;
કર જોડી જુવરાજનેં, એમ ભાખે પ્રતિહાર. ૧૩.

**ઢાળ ૧૦ મી.**

( હુંતો મોહી છું તમારા રૂપને રે લો—એ દેશી. )

ઉત્તરાપંથના વાણીયા રે લો, જાતેં સોદાગર જાણીયા રે લો;
વાણિજ્યહેતેં આવિયા રે લો, અશ્વરતન બહુ લાવીયા રે લો. ૧.
બારણે ઊભા તે ધણી રે લો, વંછે સાહેબ મળવા ભણી રે લો;
કુંવર રજાએં પ્રવેશીયારે લો, પ્રણમી સુખાસન બેસીયા રે લો. ૨.
તે કહે અમ ઘરે મંદુરા રે લો, મધ્યે તુરગ બહુ સુંદરા રે લો;
એક તુરગ લક્ષણ ભર્યો રે લો, જવન પવનસેં સંચર્યો રે લો. ૩.

આહેંબનેં જોવા જિસ્યો રે લો, લાખફોજેં મેં શોભે તિસ્યો રે લો;
સાંભળી કુંવર તિહાં ગયો રે લો, દેખી તુરગ વિસ્મય થયો રે લો. ૪.
રોમ સનેહા પાતળા રે લો, વાંકી સમુ ધર કંધરા રે લો.
પૂંઠ પૃથુ વક્ષસ્થૂળતા રે લો, કાન લઘુ પીઠ પોહોળતા રે લો. ૫.
ગગન લંઘન જંઘા બળેં રે લો, ચરણછળેં નભ ઉચ્છળે રે લો;
નિર્માંસ મુખ લક્ષણ ઘણાં રે લો, દેખી તે અશ્વરતન તણાં રે લો. ૬.
તુંગ તનુ તુરગારૂહે રે લો, અસવાર દુર્દ્ધર સમૂહેં રે લો;
નગર બાહેર પાટી દીયે રે લો, સૈન્યસુભટ ચિત્ત શંકાયેં રે લો. ૭.
વળગાએ કર વળગાડીયો રે લો, પંખીપરેં હય ઊડીયો રે લો;
જેમ જેમ ખેંચે લગામનેં રે લો, તેમ તેમ વેગે વહે ઘણે રે લો. ૮.
પંચમી ધારા તે વહે રે લો, રાખ્યો પવનપરેં નવિ રહે રે લો;
નજરેં કુંવર નવિ અટકળ્યા રે લો, થાકયા સુભટ પાછા વળ્યા રે લો. ૯.
નિર્જન વન રણમાં પડયો રે લો, વડતરૂ ડાળ ઉપર ચઢયો રે લો;
ચાપી ચરણ રહ્યો તેટલે રે લો, અશ્વ ચિત્ર જેમ ના ચળે રે લો. ૧૦.
વક્ર શિક્ષિત એ ના વળ્યો રે લો, દુષ્ટ ચેલો ગુરૂને મળ્યો રે લો;
વળગા ગ્રહી ઘણું તાણીયો રે લો, વિપરિત અશ્વ ન જાણીયો રે લો. ૧૧.
દોય પિંડ દુખીયા કર્યાં રે લો, ચિંતી અગડદત્ત ઊતર્યાં રે લો;
અશ્વમરણેં ચિંતા થઇ રે લો, મધ્યાન્હ વેળા વહી ગઈ રે લો. ૧૨.
અદ્વૈતરૂપ વનેં ચરે રે લો, વનફળ સર જોતો ફરે રે લો;
ચંદનવન સુરભિ ઘણે રે લો, પંથપરિશ્રમ પ્રાહુણે રે લો. ૧૩.
તાપ વિપત્તિહર સુંદરી રે લો, સહકાર પિંજરી મંજરી રે લો;
બેઠી કોયલ ટહુકા કરે રે લો, આવ્યો કુંવર એમ ઉચ્ચરે રે લો. ૧૪.
આવ્યો અગડદત્ત તે વનેં રે લો, દેખે સ્ફટિક પીઠિકા કનેં રે લો;
પદ્મરાગ મણિએં ઘડ્યા રે લો, વિવિધ રતન વચમાં જડ્યા રે લો. ૧૫.
ઘંટ છે બહુળ અવાજનો રે લો, મંદિર શ્રી જિનરાજનો રે લો;
વાયુધ્વનિત ધ્વજ પેખણાં રે લો, દિગ્વધૂ માનું કરે લૂંછણાં રે લો. ૧૬.
વાવી પુખ્ખરિણીએ નાહીને રે લો, કનક કમળ કર સાહીનેં રે લો;
પ્રાસાદ સુંદર દેખીને રે લો, આણંદભર પ્રવેશીને રે લો. ૧૭.
આદિ દેવ નાતિ આચરી રે લો, પૂજે કમલ વિધિયેં કરી રે લો;
નયનદીપજુગથી ચલે રે લો, હર્ષાશ્રુકણ મુકતાફળેં રે લો. ૧૮.

ભરત પ્રજિન જિન સંસ્તવે રે લો, જેહ સ્તવ્યા સુરદાનવે રે લો;
નાથજી લોકાગ્રે રહ્યા રે લો, ભક્તિથકી મેં હ્રદે ગ્રહ્યા રે લો. ૧૯.
શક્તિ અનંતી સાંભળી રે લો, ભક્તિથી શક્તિ વેગળી રે લો;
શક્તિ ખાયક ગોપમાન છો રે લો, ભક્તિ વશેં ભગવાન છો રે લો. ૨૦.
ભાવના ભક્તિએં સાંકળ્યો રે લો, પ્રાસાદથી તે નિકળ્યો રે લો;
આગળ પાછળ જોવતો રે લો, દીઠો અશોક તરૂ સોહતો રે લો. ૨૧.
માનું વનમાં નોતર્યા રે લો, વિદ્યા ચારણ મુનિ ઊતર્યા રે લો;
મુનિગણ મંડળ મારગી રે લો, ચાર જ્ઞાન જ્યોતિ જગી રે લો. ૨૨.
તીરથ જંગમ સુરતરૂ રે લો, શાંત સુધારસ સાગરૂ રે લો;
સાહસગતિ સર નામ છે રે લો, નામ તિશ્યો પરિણામ છે રે લો. ૨૩.
સંસારદુઃખ દવ જાળમાં રે લો, છાયા શીતળ સંસારમાં રે લો;
પુત્ર કલત્ર મુનિવરારે લો, દુઃખમાં વિસામા એ ખરા રે લો. ૨૪.
રત્ન રોહણગિરિ જાણીને રે લો, મેઘધ્વનિ સુણિ વાણીને રે લો;
દેખી કુંવર આણંદિયા રે લો, આવી સૂરીશ્વર વંદીયા રે લો. ૨૫.
બેઠાં તિહાં વિનયેં કરી રે લો, ભૂખ તરષ છંડી પરી રે લો;
ધર્મઉદયસ્થિતિ સાંભરી રે લો, સંસારશેરી વિસરી રે લો. ૨૬.
ખંડ બીજે દશમી ભણી રે લો, ઢાળ મુક્તિ મેળા તણી રે લો;
પૂરણ ખંડ ઇહાં થયો રે લો, જંગલમેં મંગલ ભયો રે લો. ૨૭.

ચોપાઇ.

ખંડેં ખંડેં મધુરતા ઘણી, ધમ્મિલકુંવર ચરિત્રેં ભણી;
કહે મુનિ વીતક ધમ્મિલ સુણો, શ્રી શુભવીર વચન રસ ઘણો. ૨૮.

**इति श्री तपोगच्छाधिराजभट्टारक श्री विजयसिंहसूरीश्वरशिष्य संविग्न पंडित श्री सत्यविजयगणिशिष्य पंडित कर्पूरविजयगणिशिष्य पंडित क्षमाविजयगणिशिष्य पंडित यशोविजयगणिशिष्य पंडित शिरोरत्न श्री शुभविजयगणीशिष्य पंडित श्री वीरविजयगणिविरचिते श्री धम्मिलकुमार चरित्रे प्राकृतप्रबंधे.**

**द्वितीयः खंडः समाप्तः**

---

# તૃતીય ખંડ પ્રારંભ.

## દોહરા.

જય જય તું જગદીશ્વરી, જંગદંબા જગમાય;
જિનવરમુખકંજવાસિની, વિદુષી માત કહાય. ૧.
તું ત્રીપદી ત્રિપુરા તથા, તું ત્રિરૂપમય દેવી;
શક્તિ સ્વરૂપેં ખેલતી, નવનવ રૂપ ધરેવી. ૨.
જે ત્રિભુવનમાં ત્રિહુ પદેં, તે સવિ તુમ આકાર;
નિત્ય અનિત્ય અને વળી, નિત્યાનિત્ય વિચાર. ૩.
આદિ શક્તિ તું અભિનવી, ત્રિકકાળેં થિર ભાવ;
સરસ્વતી પ્રણુમી નમી, મુજ ગુરૂ પ્રબળ પ્રભાવ. ૪.
ઇષ્ટદેવ પદ્માવતી, કાર્ય સકળ સહચાર;
તાસ નમી હવે વર્ણવું, ત્રીજો ખંડ ઉદાર. ૫.
વક્તા વાત વિવેકની, લહે પરીક્ષાવંત;
જાણુ ઝવેરી આગળેં, માણુક મૂલ મિલંત. ૬.
ગામના નટનેં મૂર્ખનો, જોગ મળ્યો નહીં સોઝ;
આડું અવળું જોવતા, બેહાં રચુનાં રોઝ. ૭.
રોઝ તણાં મન રીઝવી, ન શકે પંડિત લોક;
વિપ્રકથા વનિતા સુણી, સૌરભનો ધરે શોક. ૮.
અંધાગ્રે નાટકકળા, બેહેરા આગળ ગીત;
મૂરખ આગેં રસકથા, ત્રણે સરખી રીત. ૯.
કુસુમ સુગંધી ધેંશમાં, ખાયક કુટંબી જેમ;
શાસ્ત્ર રસિક કવિની કળા, થાય નિરર્થક તેમ. ૧૦.
મૃત સૌરભ શુક ચાળણી, કંક હંસ શશી સાર;
જળપુર અહિઘટ છિદ્ર પશુ, મશક શિલા મંજાર. ૧૧.
સભા ચતુર્દશધા મળે, તિહાં શશી હંસ સમાણુ;
શ્રોતા વિકસિત ચિત્તશું, સુણજો શાસ્ત્ર પ્રમાણુ. ૧૨.

અગડદત્ત બેઠો તિહાં, ગુરૂ સન્મુખ સુવિનીત;
ગુરૂ પણ અવસર દેશના, દેતા સમય અધીત. ૧૩.

ઢાળ. ૧ લી.

( ઈડર આંબા આંબલી રે—એ દેશી. )

ચેતન ચતુરી ચેતના રે, પામી આ સંસાર;
દશ દષ્ટાંતે દોહિલો રે, માનવનો અવતાર;
ચતુર નર ચેતો ચિત્ત મઝાર, ધર્મ પરમ આધાર. ચતુર૦ ૧.
ધર્મવિના પશુ પ્રાણીયા રે, પાપે પેટ ભરંત;
રૌરવ તે નરકે પડે રે, પામે દુઃખ અનંત. ચ૦ ૨.
સુગુરૂ વચન ઉપદેશથી રે, જે ધરશે મનરંગ;
ભવ અટવી ઓળઘીને રે, લહે શિવવધૂસુખ સંગ. ચ૦ ૩.
એણે અવસર તિહાં નૃપસુતે રે, દીઠા પાંચ જુવાન;
બેઠા વૈરાગે ભર્યા રે, ધર્મ સુણે વ્રત ધ્યાન. ચ૦ ૪.
કુંવર પૂછે સાધુને રે, રત્ન જડિત ઝળકાર;
જિનમંદિર અટવી વચ્ચે રે, કોણ કરાવણહાર. ચ૦ ૫.
પંચબાણને જીતીને રે, પંચ મહાવ્રત હેત;
પંચ પુરૂષ યૌવન વયે રે, કીધો કેમ સંકેત. ચ૦ ૬.
વૈરાગ્યકારણ કેમ બન્યું રે, તે કહીએ મહારાજ;
સૂરિ કહે સુંદર સુણો રે, રથનૂપુર પુરરાજ. ચ૦ ૭.
તે વિદ્યાધરે એ કીયો રે, વિદ્યાધર અવતાર;
નામે જિનમંદિર વડું રે, ઋષભ દેવ દરબાર. ચ૦ ૮.
પાંચ પુરૂષનું હવે સુણો રે, વૈરાગ્યકારણ જેહ;
ભીમ નામે પલ્લીપતિ રે, વંધ્યાટવી રહે તેહ. ચ૦ ૯.
એ પાંચે તસ બાંધવા રે, પંચાનનબળ જાસ;
એક દિન તહાંનિશિ સૈન્યશું રે, કોઇ નૃપસુતે લીયો વાસ. ચ૦ ૧૦.
મદનમંજરી પ્રિયાશું તેણે રે, કીધો દૂર નિવાસ;
ધાડ પડી પલ્લીશની રે, સૈન્ય સુભટ લહે ત્રાસ. ચ૦ ૧૧.
કમળસેના રાણી ગ્રહી રે, નાઠા સુભટ સવિ તામ;

પલ્લીશ ભીમશું રથ ચઢી રે, કુંવર કરે સંગ્રામ. ચ૦ ૧૨.
શંકાણો નૃપભૂ તિહાં રે, જીત્યો ભીમ ન જાય;
ચિંતી પ્રિયા થઇ સારથીરે, નયન કટાક્ષિં અહાય. ચ૦ ૧૩.
તવ કુંવર હણી ભીમનેરે, રથ બેસી કરી જાય;
ભીમ સહોદર પંચ એ રે, ગ્રામાંતરથી આય. ચ૦ ૧૪.
મૃતકારજ કરી ભીમનાં રે, કરી પ્રતિજ્ઞા એમ;
બાંધવ વૈર લીધા વિના રે, જીવિતનું છે નેમ. ચ૦ ૧૫.
એ પાંચે ભમતા થકા રે, વીત્યો કેટલો કાળ;
શત્રુ મરણ વિણ નવિ શમીરે, ચિત્ત હુતાશનઝાળ. ચ૦ ૧૬.
અમર્ષે પૂર્યા થકા રે, કરતાં રૈદ્ર ધ્યાન;
દેવકુળે આવી રહ્યા રે, શંખ પુરી ઉદ્યાન. ચ૦ ૧૭.
રાજકુંવર તે નયરીનો રે, પલ્લીપતિ હણનાર;
મદનમંજરીશું નિશિ રહ્યોરે, તેહજ વનમોઝાર. ચ૦ ૧૮.
સર્પ ડસ્યો પ્રિયા નેહશું રે, વહ્નિ પ્રવેશ કરંત;
વિદ્યાધર વિષ અપહરી રે, જીવિતદાન દીયંત. ચ૦ ૧૯.
દેવકુળે જઈ નિશિ વર્યા રે, વન છંડી નર નાર;
પ્રિયા સુવારી પ્રેમશું રે, હૃદય ફરસ કરધાર. ચ૦ ૨૦.
ત્રીજે ખંડે એ કહી રે, સુંદર પહેલી ઢાળ;
વીર કહે શ્રોતા સુણો રે, જ્ઞાની વચન ઉજમાળ. ચ૦ ૨૧.

## દોહરા.

વનતરૂ શીતળ પવનથી, મંત્રજળે નિશિ શેક;
અંબપલ્લવ પ્રિયસોવતી, અંગ શિથિલ અતિ રેક. ૧.
તે ટાઢયે કરી ધ્રૂજતી, દેખી રાજકુમાર;
કાષ્ઠ આમ લેવા ગયો, એકલી મેલી નાર. ૨.
શય્યાસન ભોજન વસ્તુ, રાજ્ય રમણી ઘર પ્રાય;
સૂનાં મૂકયાં સાત એ, અન્ય અધિષ્ઠિત થાય. ૩.
એકલી નારી ન મૂકીએ, જો પણ સતીય કહાય;
બાંધવ બાપને દેખીને, ચાપળા ચિત્ત ડોલાય. ૪.

ક્ષણભર રાજા વેગળો, કાને પિશુ ન લગાય;
નિશ્ચિત પઠિત દિનાંતરેં, વિદ્યા વિસરી જાય. ૫.
ઉત્સંગેં રહી નારીનો, નવિ કીજેં વિશ્વાસ;
મંસ રૂધિર તનનાં દીઆં, તો પણ ન થઇ તાસ. ૬.
લાલી કેહેતી બાપડી, અવળા ખ્યાલ મ ખેલ;
જિહાંથી લાવ્યો લાકડી, તિહાંની તિહાં જઇ મેલ. ૭.

## ઢાળ ૨ જી.

( પાપસ્થાનક ચોથું વરજીએં—એ દેશી.)

પંચ પુરૂપ છળ પામીનેં, દેવકુળેં રહ્યા જેહ;
રાજકુંવર આજ મારવો, ચિંતવતા એમ તેહ. ૧.
ધિગ્ધિગ્ રમણીના રાગને, રાગે મોહ્યા સંસાર;
નરભ્રમણી રમણા ભલી, માને મૂઢ ગમાર. ધિગ્ધિગ્. ૨.
લઘુ બંધવ દ્વારસન્નિધિં, ઉભો લેઇ તરવાર;
નૃપસુત બળતો જે કાષ્ટમેં, એહવી કેહવી છે નાર. ધિ૦ ૩.
ચારે બાંધવ ચિંતવી, ધરીયો ડાબલા માંહી;
કહાડી દીપક બારણે, જોતાં રૂપ ઉચ્છાહી. ધિ૦ ૪.
કુંવર પથારી વિલોકતાં, તવ શીત કંપતી નાર;
લઘુ તસ્કર નજરેં પડ્યો, મોહી તે તેણીવાર. ધિ૦ ૫.
નારી રાગ નદી પૂર જ્યું, રહેવું વાદળી છાય;
મેઘ પ્રિયા ક્ષણ વિજળી, ભુનર ફરસતી જાય. ધિ૦ ૬.
તસ્કર લવણિમ જલધિએં, બુડ્યું તન મન આજ;
ઓડી વળગી તે છાતીએં, મેહેલી કુળપતિ લાજ. ધિ૦ ૭.
મદનમંજરી કહે ચોરનેં, તુંહીજ મુજ ભરતાર;
રાજકુંવરશું રે વિલસતાં, એળેં ગયો અવતાર. ધિ૦ ૮.
મ કરીશ ભંગ તું પ્રાર્થના, થઇ રહું ઘર તણી નાર;
વિષયા નદીપૂરમાં પડી, પિયુડા પાર ઉતાર. ધિ૦ ૯.
મરવું છે તુજ ઉપરે, જો નવિ અંગીકરેશ;
ચોર વિચારીનેં એમ કહે, સાંભળ વાત વિશેષ. ધિ૦ ૧૦.

તુમ પતિશું એક વેર છે, બીજું તુજ અપહાર;
પણ સરગે નવિ પામીયે, રત્નસમી તુંહી નાર. ધિ૦ ૧૧.
પણ તુજ કંથને જીવતાં, કેમ તુમ સાથ લેવાય;
સા કહે ભય નવિ રાખશો, કરશું તાસ ઉપાય. ધિ૦ ૧૨.
રાજકુંવર આજ રાતમાં, મારૂં હું નિજ હાથ:
દોય વૈર કરી વેગળા, ચાલીશું તુમ સાથ. ધિ૦ ૧૩.
કરતાં વાત અગ્નિ ચ્હી; આવંતો પતિ જામ;
દેખી સુંદરી શાનથી, દીપક બુઝવિયો તામ. ધિ૦ ૧૪.
ઉદ્યોત કારણ પૂછતો, આવી કુંવર તે તાસ;
સા કહે તુમ કર ઝળકિયો, પાવક તાસ પ્રકાશ. ધિ૦ ૧૫.
સરળ સ્વભાવે તે માનતો, સાચું નેહવિલુબ્ધ;
ધમતો અગ્નિ નીચો પડી, ખડ્ગ પ્રિયા કર દીધ. ધિ૦ ૧૬.
કુંવર ઉગારણ ચઉ સજ્યા, રયણી અંધારી ઘોર;
નારી ચરિત્ર વિલોકવા, આ પૂઠે લઘુ ચોર. ધિ૦ ૧૭.
કંઠે કુંવરને કામિની, જબ દેવે અસિઘાત;
ચોરે કરતલ ઘા દિયો, ખડ્ગ પડી ભુવિ જાત. ધિ૦ ૧૮.
ચોર લઘુ ચિત ચિંતવે, દીપ પતંગને ન્યાય;
ભેગો બળવાને ઉઠીયો, સાત સમારણ ધાય. ધિ૦ ૧૯.
રક્તા મુજ થઇ રાક્ષસી, અંતે એહ હવાલ;
રંગ પતંગ એ નારીનો, એ વિષ વેલી વિશાળ. ધિ૦ ૨૦.
દાસપણું કરે એ ધણી, ન ગણિયો પ્રેમ લગાર;
કર્મ કઠાર એ નારીએ, દીધો ખડ્ગ પ્રહાર. ધિ૦ ૨૧.
તો મુજને શું એ સુખ દીયે, દીઠું દુષ્ટ ચરિત્ર;
મેં ઉગાર્યો એ રાંકને, પ્રગટ્યું પુણ્ય પવિત્ર. ધિ૦ ૨૨.
ગામ સુકર તપ્યો તાપથી, ગંગાજળ ન સુહાય;
મૂત્રમળે વિટકર્દમે, રતિ પામીને ભખાય. ધિ૦ ૨૩.
તેમ કુળવંતી ને ગુણવતી, તજી અમૃતરસ ઘૂંટ;
છંડી દ્રાખના માંડવા, કંટક રાતો ઉંટ. ધિ૦ ૨૪.

ચિંતી બાઇ ભેગો થઇ, જોવે મોહની રીત;
કુંવર કહે અસિ કેમ પડી. સા કહે સાંભળો મિત્ત. ધિ૦ ૨૫.
શીતેં ધ્રૂજતે કરથકી, ખડ્ગ અહી પડી તેણુ;
સાચું માની ઉઠી કરી, ધીધી અસિ કરી મેણ. ધિ૦ ૨૬.
હેડે ભેટી બેસારતાં, ધ્રુજતી વળગતી જાય;
અગ્નિ લેવા ગયા વેગળા, તુમ વિરહો ન ખમાય. ધિ૦ ૨૭.
વાહલેસર વિના એક ઘડી, દૂરેં મેં ન રહાય;
માંસ નખેં જળ માચ્છલી, પ્રીતમ પ્રિત લગાય. ધિ૦ ૨૮.
પ્રાણ અધિક તુમેં વાલહા, માહારે તો મન એક;
બીજો નજરેં ન દેખીએં, એ મુજ મોહોટી છે ટેક. ધિ૦ ૨૯.
ચોર હસેં વિકસે પતિ, કરતો તાપનો શેક;
પ્રેમદા પાસમાં જે પડયા, ન રહે તાસ વિવેક. ધિ૦ ૩૦.

## સવૈયા.

કામિનીકી બાત માનેં, તાકેં મુખ ધૂર જ્યું.
કપટ નિપટ બોલે, હદેકી ન ગંઠિ ખોલે;
મનસેં ઉઠાય કહે, બાત સવિ કૂડ જ્યું.
જેસો હે પતંગ રંગ, તેસો હે કામિની સંગ;
વિસરત ન લગે વાર, જેસો નદી પૂર જ્યું.
કહે કવિ ભદ્રસેન, તપથી ચુકાય એન;
કામિનીકી બાત માનેં, તાકેં મુખ ધૂર જ્યું. ૧.
એકકું ધારકેં ઔરકું ધાવત, એક ક્રિયો પતિ ઓર કરેંગી;
જાસું મિલે તાસું જુંજ કહે, મેંતો તેરી હું તેરે પાય પરેંગી.
ભદ્રસેન કહે એમ કામિની, કેતે કીએ નર કેતે કરેંગી;
રે મૂઢ મન્ન બિચાર કરો બીયા, સંગસેં વાત સબી બિગરેંગી. ૨.
ત્રિયાં ચરિત્ર એક લખ, બેઠી બે લખ જોડે;
દીહે બીહે દોરડે, રયણી વિપ હર ફણ મોડે;
ઉંદર દેખી ઉધકે, વેઢ જઈ વાઘ વિડારે;
શય્યાએં ચઢતાં લડથડે, ચઢે કુંઅર સરાડેં;

સુકી નદી ડુબી મરે, આપ અરથેં સાયર તરે;
કવિ ગંગ કહે રે ઠાકરો, સ્ત્રિયાં ચારિત્ર એતાં કરે. ૩.

## ૫મી ઢાળ.

જોઇ પાંચે તે ચિંતવે, માર્યો મહિલાએ એહ;
ન ઘટે મૃતકને મારવું, ચાલો આપણે ગેહ. ધિ૦ ૩૧.
વહેલીશું રે વાતડી, કરતાં વીતી તે રાત;
દોય ગયા પુર મંદિરે, જબ પ્રગટ્યો પરભાત. ધિ૦ ૩૨.
પાંચે બાંધવ નિકળ્યા, કરતા નારી વિચાર;
શોક સરોવર પાળ એ, દુરિત વને ઘન નાર. ધિ૦ ૩૩.
પેટિ વિકટ કપટ તણી, દુઃખ દલિદ્રની ખાણ;
તમ મન ધન જેણે સોંપીયાં,કરતી તેહની હાણ. ધિ૦ ૩૪.
ઇહ પરલોક ઉવેખીને, છંડી નિજ કુળલાજ;
તૃણ સમ પ્રાણ ગણ્યાં જેણે, તિહાં એ કરતી અકાજ. ધિ૦ ૩૫.
રાણી રાયની નવિ થઇ, અમ ઘર ભીલડી નાર;
વિણ ખૂટે એક દિન હણે, ધિક આપનો ઘર બાર. ધિ૦ ૩૬.
આ સંસારે રે સુખ કરી, રહેવાનો નહીં લાગ;
ધિગ્ ધિગ્ વિષયા રે જીવને, એમ પામ્યા વૈરાગ. ધિ૦ ૩૭.
ચિત્ત ઉદાસીનતા ભજી, છંડી નિજ ઘરબાર;
યમુના ઝીલીને આવ્યા, મથુરા નયરી મોઝાર. ધિ૦ ૩૮.
ત્રીજે ખંડે એ રસભરી, બીજી ઢાળ વિશેષ;
શ્રી શુભવીરની વાણીએ, ભીના ભિલ્લ નરેશ. ધિ૦ ૩૯.

## દોહરા.

મથુરામાંહી તે દિને, દીઠો અતિ ઉત્પાત;
મદઝારીયો હસ્તી ફરે, કરે ઘર વૃક્ષ વિઘાત. ૧.
નૃપ સુભટે તે ઝાલીયો, બાંધીયો જઇ દરબાર;
લોક ખબક ચાતે મળ્યા, ચઉટામાં તેણિ વાર. ૨.
પાંચે બાંધવ પણ તિહાં, બેઠા આવી ઉચ્છાહી;
તવ એક નારી જળ ભરી, આવી ચઉટામાંહી. ૩.

જળ બેડું ભાંગી પડયું, રેલી મોકળે કંઠ;
જન પૂછે તવ એમ કહે, મુજ ઘર સાસુ ઉલંઠ. ૪.
ઘરમાં નવિ પેસણુ દીયે, હું જાઇશ ઘર જામ;
લોક સુણી તસ આપતા, બીજું બેડું તામ. ૫.
દધિ ભાજન મસ્તક ધરી, એક મહિયારી ત્યાંહી;
જન ભીડે કરી ફુટીયું, તવ હરખી મન માંહી. ૬.
હસતી હસતી નવિ રહે, પૂછે રાજકુમાર;
દહિ દૂધ ભાજન ફૂટતે, કેમ નહીં શોક લગાર. ૭.
વળતું સા કહે ધુંલમાં, રોળ્યો આ અવતાર;
શી શી હું સોચણુ કરૂં, સાંભળ રાજકુમાર. ૮.
નૃપનંદન કહે તુમતણી, વાત કહો વિસ્તાર;
આભીરણુ કહે પંચ જણુ, સુણતાં નિજ અધિકાર. ૯.

સવૈયો.

નૃપ માર ચલી અપને પતિપે, પતિ સાપ ડસ્યો ભુજહિ પરસ્યું;
વન ચોર ગ્રહી ઉને બેચ દિઇ, સુખ ભોગ લહી ગણિકા ઘરશું,
સુતસંગતિ હોત ચલી જલણેકું, નદી પરવાહ ગઇ તરસું;
અબ ગૂજર હોત મહારાજ કુમારકે, છાસિકા સોચ કહા કરશું. ૧૦.

ઢાળ ત્રીજી.

(કેસર વરણો હો કે, કાઢ કસુંબો માહારા લાલ—એ દેશી.)

શિવપુર નગરે હો કે શોભા સારી, માહારા લાલ.
માધવ નામે હો કે દ્વિજ આચારી; માહારા લાલ.
કામલતાભિધ હો કે તેહને નારી, માહારા૦
રંભારૂપે હો કે અપચ્છર હારી. માહારા૦ ૧.
પ્રીતિ વિશાળી હો કે છે ઘરબારી, માહારા૦
બેહુને લાગી હો કે પ્રેમ કટારી; માહારા૦
તસ લઘુ બાળક હોકે દૂધ આહારી, માહારા૦
એક દિન ઘરમાં હો કે બાળ બેસારી. માહારા૦ ૨.
કૂપક દૂરે હો કે નિર્મળ વારી, માહારા૦
જળવા ચાલી હો કે સા હ પાણીહારી; માહારા૦

જળ ભરી ભાજન હો શિરપર ધારી, માહારા૦
બેડ ઉપર હો કે ઝળકે ઝારી. માહારા૦ ૩.
રમઝમ કરતી હો કે વેષ સમારી, માહારા૦
સહીયર ટોળે હો કે પંથ વિહારી; માહારા૦
નિજ પતિવાતે હો કે કરે વિસ્તારી, માહારા૦
આઠે થાનક હો કે વિકથા કારી. માહારા૦ ૪.

ગરબે રમતી હો કે જમણુ પીયારી, માહારા૦
નદીએં ધોતી હો કે વસ્ત્ર ઉતારી; માહારા૦
કથા સુણુતાં હો કે ચૈત્ય જુહારી, માહારા૦
બાહેર ભૂમિએં હો કે વાત ન કારી. માહારા૦ ૫.
પાપડ વણુતાં હો કે પણ ઘટહારી, માહારા૦
પાછી વળતી હો કે સુત સંભારી; માહારા૦
લટકે ચલતી હો કે હાથ પસારી, માહારા૦
એણે સમે ભાગ્યાં હો કે ફળ ઝળકારી. માહારા૦ ૬.

લશકર લોધ્ધે હો કે લૂંટી નારી, માહારા૦
કામલતાને હો કે રંભા ધારી; માહારા૦
સુભટે ઝાલી હો કે રથ બેસારી, માહારા૦
કંપિલ પુરીયે હો કે ગઇ અસ્વારી. માહારા૦ ૭.
આપી સુભટે હો કે રાયે સકારી, માહારા૦
કરી પટરાણી હો કે સુખમાં ભારી; માહારા૦
વિષય વિલુબ્ધી હો કે થઇ વ્યભિચારી, માહારા૦
રંગભર રમતી હો કે પુત્ર વિસારી. માહારા૦ ૮.

પૂરવ ઘરમાં હો કે બાળ વિસાર્યો, માહારા૦
ચોદ વરસની હો કે તે વય પામ્યો; માહારા૦
ગુરૂ ઉદ્યમથી હો કે વિદ્યા લીધી, માહારા૦
વિસ્તરી લખમી હો કે લોક પ્રસિદ્ધિ. માહારા૦ ૯.
કામલતાની હો કે ખબર તે આવી, માહારા૦
કેશવ પુત્રને હો કે એહ જણાવી; માહારા૦

માધવ વાડવ હો કે વેગે સધાવ્યો, માહારા૦
કંપિલ નગરે હો કે તે પણ આવ્યો. માહારા૦ ૧૦.
પૂછે સહુને હો કે વાત વિશેષે, માહારા૦
એક દિન ગોખે હો કે બેઠી દેખે; માહારા૦
કામલતાયે હો કે તે પણ દીઠો, માહારા૦
બહુ કાળાંતરે હો કે લાગે મીઠો. માહારા૦ ૧૧.
વૈદ્ય કરીને હો કે તેડી તપાસ્યો, માહારા૦
વાત કરીને હો કે દીધી આશા: માહારા૦
કાળી દેવીને હો કે દેહરે આવીશ, માહારા૦
છાના રેહેજો હો કે બહુ ધન લાવીશ. માહારા૦ ૧૨.
વિપ્ર વિસર્જી હો કે નેહ ઉતરીયો, માહારા૦
નૃપ સુરયણે હો કે ડાબડો ભરિયો; માહારા૦
કરીય સજાઇ હો કે રાડ તે પાડી, માહારા૦
ઉદરે આવે હો કે ચૂક તે ધાડી. માહારા૦ ૧૩.
રાય તેડાવે હો કે વૈદ્ય તે દક્ષા, માહારા૦
પણ કુશિષ્યને હો કે ગુરૂની શિક્ષા; માહારા૦
રાણી બોલે હો કે કારણ જાણ્યું, માહારા૦
તુમ પીડાએ હો કે મેં એમ માન્યું. માહારા૦ ૧૪.
રાયને શાતા હો કે હોશે જ્યારે, માહારા૦
કાળી દેવી હો કે સહસ દીનારે; માહારા૦
બલિબાકુળશું હો કે બિહું જણ જાને, માહારા૦
કરશું પૂજા હો કે આવી રાતે. માહારા૦ ૧૫.
વાત તે ભૂલી હો કે તેણે દુઃખ કરશું, માહારા૦
રાય કહે તવ હો કે આજ તે કરશું; માહારા૦
ભૂપતિ કેહેતાં હો કે ચુંક ખસિ જઇ, માહારા૦
સુખમાં રાત્રિ હો કે ચાર ઘડી ગઇ. માહારા૦ ૧૬.
કાળીચૈત્યે હો કે બેહુ જણ આવી, માહારા૦
ખડ્ગ અહીને હો કે ભૂપ નમાવી; માહારા૦

રાણી ખડ્‌ગે હો કે ઘાય લગાવે, માહારા૦
રાયને મારી હો કે કંથ જગાવે. માહારા૦ ૧૭.
શિરપે ડંશ્યો હો કે માધવ મૂઓ, માહારા૦
કર્મવિટંબણ હો કે નારીની જૂઓ; માહારા૦
બ્રાહ્મણી ચિંતે હો કે દોય વિછૂટી, માહારા૦
નાઠી વનમાં હો કે ચોરે લૂંટી. માહારા૦ ૧૮.
વળી બિત્રરાવી હો કે ખર્જૂજ ખેંચી, માહારા૦
બળદેવગામેં હો કે જઇને વેચી; માહારા૦
ધન દેઇ વેશ્યા હો કે નિજ ઘર લાવે, માહારા૦
ભોગી નરશું હો કે ભોગ મેલાવે. માહારા૦ ૧૯.
કાળ ઘણેરો હો કે તસ ઘર ગમિયો, માહારા૦
તાત ગવેષણ હો કે કેશવ ભમિયો; માહારા૦
ફરતાં આવ્યો હો કે બળદેવ ગામેં, માહારા૦
તેહિજ વેશ્યા હો કે ઘર વિસામે. માહારા૦ ૨૦.
યૌવન વયમાં હો કે ધન સંજોગે, માહારા૦
કામલતાશું હો કે વિલસે ભોગે; માહારા૦
એક દિન પૂછે હો કે પ્રેમ વિશેષે, માહારા૦
ભટકેમ ભટકે હો કે દેશ વિદેશે. માહારા૦ ૨૧.
કિયા ગામના હો કે છો રે'વાસી, માહારા૦
તવ તેણે મૂળથી હો કે વાત પ્રકાશી; માહારા૦
વાત સુણીને હો કે મનમાં મૂંઝી, માહારા૦
સુત સંભોગે હો કે હઇડે ધ્રૂજી. માહારા૦ ૨૨.
પાપ અઘોરે હો કે દુર્મતિ મૂકી, માહારા૦
દેઉં અગનિમાં હો કે કાયા ફુંકી; માહારા૦
કહે નિજ સુતને હો કે ઘેર સધાવો, માહારા૦
નહીં આ ભવમાં હો કે તાત મિલાવો. માહારા૦ ૨૩.
ઇંધણ ખડકી હો કે જમુનાં તીરે, માહારા૦
ચયમાં પેઠી હો કે નાઠી નીરે; માહારા૦

તો પણ વીતક હો કે કર્મ અધૂરે, માહારા૦
ચિતા તણાણી હો કે યમુના પૂરે. માહારા૦ ૨૪.

કાષ્ઠે વળગી હો કે પવને ઠેલી, માહારા૦
વૃંદારવનમાં હો કે જઇને મેહલી; માહારા૦
ગોધણ ચારે હો કે તિહાં ભરૂઆડી, માહારા૦
એક આહીરેં હો કે લીધી ઉપાડી. માહારા૦ ૨૫.
નિજ ઘર લાવી હો કે રૂમાં ભારી, માહારા૦
સજ થઇ તવ હો કે કરી નિજ નારી; માહારા૦
હું તે નારી હો કે મથુરાં આવી, માહારા૦
ગોરસ ભાજન હો કે જાઉં વધાવી. માહારા૦ ૨૬.

પતિ સુત રાજા હો કે સહુ સુખ ખોયું, માહારા૦
કેહને જોઉં હો કે કેહને રોઉં; માહારા૦
દૈવેં કીધી હો કે સહુની વેરણ, માહારા૦
દ્વિજકુળ લજવી હો કે હુઇ આહેરણ. માહારા૦ ૨૭.
તપવે લોચન હો કે કર્મ વિરોચન, માહારા૦
તક વેરાતેં હો કે શી કરૂં શોચન; માહારા૦
એમ કહી ચાલી હો કે પંથ વિશેષેં, માહારા૦
મથુરા વનમાં હો કે મુનિવર દેખે. માહારા૦ ૨૮.

ગુરૂપદ પ્રણમી હો કે પાસેં બેઠી, માહારા૦
વાણી સુણતાં હો કે લાગી મીઠી; માહારા૦
દીક્ષા લેઇ હો કે પાપ વિઘાતી, માહારા૦
કેવળ પામી હો કે મુક્તિ જાતી. માહારા૦ ૨૯.
પાંચે બાંધવ હો કે નજરેં દેખી, માહારા૦
નારી ઉપર હો કે ચિત્ત ઉવેખી; માહારા૦
સાથની સાથેં હો કે પંથ સિધાવ્યા, માહારા૦
કંચનપુરમાં હો કે સુખભર આવ્યા. માહારા૦ ૩૦.
ત્રીજે ખંડે હો કે ત્રીજી ઢાળે, માહારા૦
ધમ્મિલકુંવરને હો કે રાસ રસાળે; માહારા૦

સુણો વૈરાગી હો કે તત્ત્વ વિલાસી, માહારા૦
શ્રી શુભવીરેં હો કે વાણી પ્રકાશી. માહારા૦ ૩૧.

## દોહરા.

કંચનપુર ચહુટેં ગયા, પાંચે પુણ્ય પવિત્ર;
તવ તિહાં કુલટા નારીનું, દીઠું દુષ્ટ ચરિત્ર. ૧.
શિર મુંડી ધરી રાસભેં, કાઢે નૃપ પુરબાર;
એક નરનેં શિરપાવ દેઇ, કરે ઘણો સત્કાર. ૨.
પૂછે પાંચે બાંધવા, કોઇકનેં તેણી વાર;
તે નર કહે કૌતક જિસ્યો, નારી તણો અધિકાર. ૩.

## ઢાળ ૪ થી.

( જોઈ જોઈ રે જોગતણી દશા, અલબેલાજી—એ દેશી. )

આ નગરસેં સાગરદત્ત ઇસે, સુણ પરદેશી,એક વ્યવહારી રૂડો વસે; સુણ૦
તસ શ્રીદત્ત નામેં સુત જયો, સુ૦ એક દિન શ્રીપુર નગરેં ગયો. સુ૦ ૧.
સોમદત્ત શેઠ છે તિહાં કને, સુ૦ જયશ્રી પુત્રિ છે તેહનેં; સુ૦
શ્રીદત્ત પરણ્યો તે અભિનવી, સુ૦ પરણીનેં પીયરીએ ઠવી. સુ૦ ૨.
ભરી કિરીયાણાં પ્રવહણ ચડયો,સુ૦ પાછળ યૌવન વનિતા નડયો; સુ૦
નવલા નરશું મન મેલતી, સુ૦ સરખી સખી સાથેં ખેલતી. સુ૦ ૩.
નર દેખી બાળ હસાવતી, સુ૦ હસતી હઇડું દેખાવતી; સુ૦
સખીયો બાળક હુલરાવતી, સુ૦ નરનજરેં બીડાં ચાવતી. સુ૦ ૪.
વળી ગરબા ઘર ઘર ગાવતી, સુ૦ પગ હાથેં મેંદી લગાવતી; સુ૦
મેલે ખેલે જાને જતી, સુ૦ નર નજરેં આળસ મોડતી. સુ૦ ૫.
ઘર ગણુતી નર વેધાણીએ, સુ૦ કુલટા લક્ષણ એ જાણીએં; સુ૦
કંદરૂપી સ્ત્રી જોવન સમે, સુ૦ ચાળા ચેષ્ટા કરતી ભમે. સુ૦ ૬.
તો રૂપવતી કેમ રહે ઘડી, સુ૦ પાકફળે લીંબોળી મીઠડી; સુ૦
એક દિન મંદિર મેડી ચડી, સુ૦ જોતાં એક નર નજરેં પડી. સુ૦ ૭.
સખિ માલતી તસ ઘર મોકલી,સુ૦ સંકેત કરી ચિત્ત સાંકળી; સુ૦
સંજોગ બન્યો આળસુ ઘરે, સુ૦ પ્રતિદિન તસ ઘર એમ સંચરે. સુ૦ ૮.

પરતટથી શ્રીદત્ત આવીયો, સુ૦ નિજ ઘર લખમી બહુ લાવીઓ; સુ૦
સસરા ઘર સ્ત્રી તેડણ ગયો, સુ૦ પતિ દેખી જયસિરિ દુઃખ થયો. સુ૦ ૯.
કહે સખીને હવે કિહાં જાઇશું, સુ૦ ચિંતાપન્નગિયેં ચિત્ત ડસ્યું; સુ૦
કપટે મધુરેં વચનેં હસી, સુ૦ નિશિ શયન પતિ પાસેં વસી. સુ૦ ૧૦.
શ્રીદત્તવચન અમૃત ઘડો, સુ૦ સા ચિંતે વળગ્યો ઝાંપડો; સુ૦
ગુરૂ પ્રેમ વચન શિક્ષા કહે, સુ૦ કુશિષ્ય વિરેચન ધા લહેં. સુ૦ ૧૧.
અણબોલી પતિ નિદ્રા વરી, સુ૦ તવ ઉઠી ચાલી જયસિરી; સુ૦
સખી ઘર જાવા મારગ ચડી, સુ૦ એક ચોર તણી નજરેં પડી. સુ૦ ૧૨.
તે ચાલ્યો પૂંઠે સજ થઇ, સુ૦ સા ચહુટામાં પરવે ગઇ; સુ૦
જે નરશું તિહાં મેળો હતો, સુ૦ ઘણી વાર થઇ તે ઘર જતો. સુ૦ ૧૩.
એક રાજપુરૂષ કોઇ સ્ત્રી હણ્યો, સુ૦ તિહાં તે દિન તેણે મેળો કર્યો; સુ૦
કોટવાળ હણે તસ તીરથી, સુ૦ ચોર ભાંતેં ગયો તે જીવથી. સુ૦ ૧૪.
દેખી પણ સા કામાતુરી, સુ૦ કરે આલિંગન ઉપર પરી; સુ૦
ગળે વળગી મુખચુંબન કરે, સુ૦ જુએ ચોર એ કુલટા શું કરે. સુ૦ ૧૫.
તિહાં તરૂ ઉપર એક ભૂતડું, સુ૦ ચિંતે એહને વળગી પડું; સુ૦
કુલટાની હોંશ પુરી કરૂં, સુ૦ ચિંતી મુડદામાં સંચર્યું. સુ૦ ૧૬.
કરે ભોગ પ્રિયા અનુકૂળથી, સુ૦ નાક કરડી ખાધું મૂળથી; સુ૦
ચિંતે બુચ્ચી આ શું થયું, સુ૦ તે મૃતકશું ભૂત ઊડી ગયું. સુ૦ ૧૭.
રૂધિરેં ચૂતી સખી ઘર ગઇ, સુ૦ સખીને જણવી જેહવી થઇ; સુ૦
ઘર આવી પતિશું સોવતી, સુ૦ ઉઠી પોકારી રોવતી. સુ૦ ૧૮.
તસ્કર જોઇ પાછો વળ્યો, સુ૦ સવિ લોક તિહાં ભેગો મળ્યો; સુ૦
ધિગ્ પાપી કેણે શિખાવિયો, સુ૦ જઇ રાજદુવારેં જણાવિયો. સુ૦ ૧૯.
શ્રીદત્તેં કલંક દિયો અતિ, સુ૦ અમ બેટી જગમાં મહા સતી; સુ૦
નૃપને મન વાત ખરી વશી, સુ૦ શ્રીદત્તને બાંધ્યો તિહાં કશી. સુ૦ ૨૦.
તવ ચોર તિહાં પાસેં રહી, સુ૦ જેહવી દીઠી તેહવી કહી; સુ૦
સાચે સવિ જૂઠ નસાવિયો, સુ૦ સરપાવ શ્રીદત્તને નૃપેં દિયો. સુ૦ ૨૧.
ગર્દભેં બેસારી કુસતી, સુ૦ ઘર ઘર ફેરવતો ભૂપતિ; સુ૦
જે રમણી અંગેં રાચિયા, સુ૦ ધન આપી તે જગ નાચિયા. સુ૦ ૨૨.

એમ સાંભળીને પાંચે જણા, સુ૦ સંસાર થકી ઉભગ્યા ઘણા; સુ૦
તે કંચનપુરથી નીકળ્યા, સુ૦ જઇ સાગ્ર મનોહરમાં ભળ્યા. સુ૦ ૨૩.
ત્રીજે ખંડે ચોથી કહી, સુ૦ એ ઢાળ ગુણી ચિત્તમાં ગ્રહી; સુ૦
શુભવીર કહે તે નિર્મળા, સુ૦ વનિતાથી વસિયા વેગળા. સુ૦ ૨૪

## દોહરા.

પાંચ સહોદર પંથમાં, કરતાં એમ વિચાર;
છઠ્ઠો બાંધવ ઘર રહ્યો, તસ નવી મળવું સાર. ૧.
જઇશું તો આ રાક્ષસી, એક દિન કરશે ઘાત;
તેણે ગિરિવર ઉપર ચઢી, કરશું ઝંપાપાત. ૨.
એમ નિશ્ચય કરી ચાલતા, પાંચે અશનને હેત;
મારગ ગામે જઇ જમી, સુખભર નિદ્રા લેત. ૩.
સાથ સકળ કેઇ દિશ ગયો, મારગ ભુલ્યા તેહ;
પાંચે જણ રણ ઉતરી, આવી બેઠા એહ. ૪.
ઝંપાપાત કુમરણથી, વાર્યા દેઇ ઉપદેશ;
સંજમ લેવા સજ થયા, છંડી સર્વ કલેશ. ૫.
એમ કેહેતાં એક આવીયો, ભીલ ધરી ધનુ બાણ;
તવ પાંચે ઉઠી મળ્યા, છઠ્ઠો બાંધવ જાણ. ૬.
પૂછતાં તે એમ કહે, ભાઇ ગવેષણ કાજ;
નિકળિયો પંચે નિમિત્તિક,વચને મળ્યો તુમ આજ. ૭.
ચાલો જઇએ ઘર ભણી, જોવે છે સહુ વાટ;
તે કહે કબહુ ન આવીએ, દેખી આ ભવ નાટ. ૮.
નાટક શું દીઠું તમે, પંચ કહે લહી લાગ,
મૂળ થકી સુણી પામીયો, ચિત્તમાં તે વૈરાગ. ૯.
ષટ્ બાંધવ ષટ્ કાયના, ભાવે થયા રખવાળ;
મલ ધર્મછાંએ બેસીયા, સુણવા ધર્મ રસાળ. ૧૦.
ગુરૂ કહે પૂછ્યું તે કહ્યું, બિહ વૈરાગનું ગુઝ,
કુંવર કહે ગુરૂને તદા, એહ કથાનક મુઝ. ૧૧.

## ઢાળ ૫ મી.

( મનડું અટં રહ્યું મારૂં જી—એ દેશી. )

કુંવર કહે સુણો સ્વામી, મેં હવે તુમ શિક્ષા પામી રે;
મનડું મોહી રહ્યું તારૂં જી.
અનૃત સાહસ માયા, લોભ મુર્ખ નિર્દય જાયા રે. મ૦ ૧.
એ દુષ્ટાચારી નારી, મેં પ્રાણુથી અધિકી ધારીરે; મ૦
હા હા એટલો કાળ, મુંઝાણો મોહની જાળ રે. મ૦ ૨.
જાત્યે રતનમયી નારી, તજી કુલટાને ગણી સારી રે; મ૦
કિંપાક તરૂતળ ઠાયા, છંડી સુરતરૂની છાયા રે. મ૦ ૩.
પરનારી શું કિધ અકાજ, હરી ધર્મ પીતરકુળ લાજરે; મ૦
દીયું ભિલ્લે જીવિત દાન, નિઃકારણ બંધુ સમાન રે. મ૦ ૪.
વાઘ સર્પથી પાપી નારી, મેં સતીયથી અધિકી ધારી રે; મ૦
મુજ જીવિત તે હરનારી, જેમ જોગી હુઆ ઘરબારી રે. મ૦ ૫.
તવ પલ્લીશ કહે સુણો રાજન, કહે અમને જોગી અવાજા રે; મ૦
કહે કુંવર નિસુણો ભાઇ, તુમેં છો અમ ધર્મ સખાયી રે. મ૦ ૬.
એક ધનગિરિ નામે જોગી, જોગી પણ તનમન ભોગીરે; મ૦
જોગી થઇ જોગ વિખેરી, એક બાલિકા બાળ ઉછેરી રે. મ૦ ૭.
ચંદ્રાવતી પુર વનમાંહી, ભોંયરામાં રાખી ઉત્સાહી રે; મ૦
ભીખ વૃત્તિએં વસે આરામ, જિહાં કોઇ ન જાણે ઠામ રે. મ૦ ૮.
જોવનવયમાં જબ આવી, રીઝવતો કિન્નર વજાવી રે; મ૦
તે રમતો ભોગ વિલાસેં, અણુવિશ્વાસેં રહે પાસેં રે. મ૦ ૯.
તસ નામ રૂપાવલી થાપે, જે જોઇએં તે આણી આપે રે; મ૦
ભીખ માગે તસ શી ભૂખ, પણ માગવું એટલું દુઃખ રે. મ૦ ૧૦.
ભીખ માગતાં ભવ બીત્યો, તે જાણે મેં જગ જીત્યો રે; મ૦
ધરે ભીક્ષુના ગુણ બાર, તસ દીએ જન સરસ આહાર રે. મ૦ ૧૧.

### શાર્દૂલ.

उच्चैरध्ययनं चिरंतनकथाः स्त्रीभिः सहालापनम् ।
तासामर्भकलालनं पतिरतिस्तस्यैव मिथ्या स्तुतिः ॥

संदेशश्च करावलोकनमथो पांडित्यलेशः क्वचित् ।
होरागारुडिमंत्रवादविधयो भिक्षोर्गुणा द्वादश ॥ १ ॥

પૂર્વ ઢાળ.

રૂપાવલીશું લય લાગી, મિષ્ટાન્ન જમાડે માગી રે; મ૰
ભિક્ષા સમે ઘર ઘર વદતી, અમ ઘર સતી અમ ઘર સતીરે. મ૰ ૧૨.
એમ ઘર ઘર નિત્ય જલપતે, એક વણિક સુણી મન ચિંતે રે; મ૰
કોઇ નારી મળી છે રાગી, એ જોગીનેં તિહાં લય લાગી રે. મ૰ ૧૩.
વૈદ્ય વણિક ને વાયસ વેશ્યા, એ ચારની નહીં શુભ લેશ્યા રે; મ૰
ધડયો ઘાતે વણિક બગ ધ્યાની, પરછિદ્ર ગવેષણ જ્ઞાની રે. મ૰ ૧૪.
જગમાં સવિ વણિક તે ભૂંડા, ત્રણ વણિક છે તેહમાં રૂડા રે; મ૰
વિણ જન્મ્યો ગરભાવાસેં, ગયો બીજો મરણ નિરાશેં રે. મ૰ ૧૫.
ત્રીજો ચિત્રામણેં ભાળ્યો, જઇ વણીકેં ઠામ નિહાળ્યો રે; મ૰
બીજે દિન ભિક્ષા વેળા, ચલે શેઠજી કરવા મેળા રે. મ૰ ૧૬.
જોગીને જાતો દીઠો, તવ વણિક ભુવિ ઘર પેઠો રે; મ૰
જઇ બેઠો રૂપાવલી પાસેં, દીએ આદર સા ઉલ્લાસેં રે. મ૰ ૧૭.
સા દેખી નરવર રૂપેં, મન ચિંતે પડી હું કૂપેં રે; મ૰
ધન્ય હું જો એ અંગ મિલાવે, સો જોગી ભસ્મ લગાવે રે. મ૰ ૧૮.
જઇ બારણું બંધ તે કીધું, આવી નરનેં આલિંગન દીધું રે; મ૰
નર નારી રાગ પ્રસંગેં, રંગભોગ બન્યો ઉછરંગેં રે. મ૰ ૧૯.
જોગી તેણી વેળા આવી, મહા સતીય કહી બોલાવી રે; મ૰
સુણી કોઠીએં નરનેં છુપાવે, પછેં જોગીનેં ઘર લાવે રે. મ૰ ૨૦.
દીએ જોગી સુખડો મીઠી, સા રીશ ચઢાવી ઉઠી રે; મ૰
કહે નહિ કોઇ જગ તુમ રાગી, તો આવડી વાર કિહાં લાગીરે. મ૰ ૨૧.
કહે જોગી ન વદો જૂઠ, મેં તો એકજ તુજનેં દીઠરે; મ૰
સા જલ્પે જો છો રાગી, તો મુજનેં એ લય લાગી રે. મ૰ ૨૨.
પટ બાંધી નયન ગીત ગાવો, નાચો કૂદો કિન્નર વજાવો રે; મ૰
રાગેં અંધો તેમ કરે જોગી, ભામાયેં નસાડયો ભોગી રે. મ૰ ૨૩.
બીજેં દિનેં જોગી જાવે, ભિક્ષાયેં વણિક ઘર આવે રે; મ૰

અમ ઘેર સતી કહી ગાવે, ખલ વણિક તે ભાવ જણાવે રે. મ૦ ૨૪.
યોગી ઉવાચઃ—અમ ઘર સતી, બાવા અમ ઘર સતી.
વણિક ઉવાચઃ—તુમ ઘર સતી તે અમ ઘર હતી.
જોગી ઉવાચઃ—અમો વસું રન્નેં વનેં, તિહાં તુમેં કિહાં.
વણિક ઉવાચઃ—આંખે પાટા નેં કિન્નર વાજે, ત્યારેં અમેં તિહાં. ૨૫.
જોગી સુણી નારીનેં ત્રાસેં, તજી કંચુક અહીપરેં નાસે રે; મ૦
જુઓ રાખી હતી પાતાળેં, તિહાં પણ વંઠી વય બાળેં રે. મ૦ ૨૬.
સંસાર દવેં દઝવાયા, મળી સદ્ગુરૂ શીતળ છાયા રે; મ૦
રાત્રિ અંધકારેં ભાર્યો, પટ્ બાંધવ મિત્રેં ઉગાર્યોરે. મ૦ ૨૭.
મોહનેં અંધારેં માર્યો, ગુરૂ જ્ઞાનીએં વચનેં વાર્યો રે; મ૦
નૃપ નંદ કહી રહ્યા જામ, પટ બાંધવ બોલે તામ રે. મ૦ ૨૮.
ખંડ ત્રીજે પંચમી ઢાળેં, થયા વ્રત ધરવા ઉજમાળેં રે; મ૦
શુભવીર વચન રસ લાગે, સુખ મળતાં વાર ન લાગે રે. મ૦ ૨૯.

## દોહરા.

ભિલ્લ કહે નૃપ સુત સુણો, આપણ અટવી મઝાર;
સગભયહર સગ ભાઇને, મળિયા પ્રભુ અણગાર. ૧.
તુમ અમ ધર્મ સહોદરા, ધર્મ સખાઇ મિત્ર;
ગુરૂ આણા મસ્તક ધરી, કરીએં જન્મ પવિત્ર. ૨.
એમ સંપી સાતે જણા, પૂછે ગુરૂનેં ત્યાંહી;
વિષયરાગ આ ભવ નડે, કે નડે પરભવ માંહી. ૩.

## ઢાળ ૬ ઠ્ઠી.

(રાજ તજી રહો રીસ, રતનકે મંદિરેં, માહારા લાલ—એ દેશી.)

એટ મુનિ કહે ધન્ય, તુમેં સાતે જણાં પ્યારાલાલ;
એક વયણેં પ્રતિબોધ, લહો ન રહી મણા; પ્યા૦
શત ઉપદેશેં પણ રાગીનેં યથા જલો, પ્યા૦
લક્ષ રવિઉદયેં નવિ, દેખે આંધળો. પ્યા૦ ૧.
ગર્ભવાસ ગદત્રાસ, જરા મરણાં કરે, પ્યા૦
પરભવ સૌખ્ય કિહાંથી, અમૃત ઉખરે; પ્યા૦

જેમ ચકલો ચકલી તૃષા, બિંદુએ આવીયાં, પ્યા૦
તું પી તું પી કેહેતાં, બેહું મરણે ગયાં. પ્યા૦ ૨.

નર નારીના રાગ તે, નાગર માંડવા, પ્યા૦
વાઘ ચિતર મંઝારનેં, મેલી જમાડવા; પ્યા૦
વિષયી પ્રાણીઆ ભવમાં, દુઃખમાં પડે, પ્યા૦
વિષય રાગ નરભવ હરી, પરભવમાં નડે. પ્યા૦ ૩.

તન ધન જોબન આયુ, સમય જાતાં વહી, પ્યા૦
આખંડલકો દંડ અખંડ રહે નહીં; પ્યા૦
તિલકપુરેં કનકધ્વજ, રાણી યશોમતી, પ્યા૦
દો સુત ઉપર પુત્રી, સુનંદા રૂપેં રતિ. પ્યા૦ ૪.

લઘુ વયેં ઘર ઉપર ચઢી, દેખે એક ઘરે, પ્યા૦
દોષ દેઈ ગુણવંતીનેં પતિ તાડન કરે; પ્યા૦
નિર્દય નર લહી માનેં, કહે સખી મોકલી, પ્યા૦
કરવો નથી વિવાહ, રહીશ હું એકલી. પ્યા૦ ૫.

વલ્લભસુખ ન ગણે લઘુ, વય બાળા સહી, પ્યા૦
અનુભવ જ્ઞાન વિના જેમ, ધ્યાન ઠરે નહીં; પ્યા૦
જોબન વન ફૂળિયો તવ, અધર કુસુમ હસ્યાં, પ્યા૦
રતિએં રીસાવ્યા કામ, દેવ અંગેં વસ્યા. પ્યા૦ ૬.

જઠરતણી ગુરતા, કુચ કુંભેં વસી જઇ, પ્યા૦
ચરણતણી ચંચલતા, ચક્ષુ વચેં ગઈ; પ્યા૦
અભિનવ જોબનવેળા, મેળા ખેલતી, પ્યા૦
એક દિન મંદિર ઉપર, જઇ ફરતી હતી. પ્યા૦ ૭.

ઇભ્યવડો ધનવંત, સમીપેં તિહાં વસે, પ્યા૦
ખેલે વસંત પ્રિયાશું, અગાસેં સુરત રસેં; પ્યા૦
દેખી સુનંદા વિષય, રૂચિ કહે માયનેં, પ્યા૦
મુઝ વિવાહ કરો, જાણુવી નરરાયને. પ્યા૦ ૮.

એક દિન ઘરસન્મુખ, તંબોલી દુકાનમેં, પ્યા૦
શેઠ વસુદત્ત રૂપસેન, લીગો સાનમેં; પ્યા૦

લાગ્યો નયણેં નેહ, સખી હાથે દિયો, પ્યા૦
શ્લોક અર્ધ લખી પત્ર, તે રૂપસેનેં લીયો. પ્યા૦ ૯.
વાંચીનેં મન હરખી, અરથ તેણેં પૂરિયો, પ્યા૦
પાછો પત્ર સખી એ, સુનંદાનેં દીયો; પ્યા૦
વાંચી હરખી સા, તન મન વિકસાવતી, પ્યા૦
પત્ર પ્રિતમકર ફરસિત, હઈડે દાબતી. પ્યા૦ ૧૦.

## द्वयोर्लिखितः श्लोकः ।

निरर्थकं जन्म गतं नलिन्याः ।
यया न दृष्टंतुहिनांशुबिंबम् ॥
उत्पत्तिरिंदोरपि निष्फलैव ।
दृष्टा विनिद्रा नलिनी न येन ॥१॥

## પૂર્વ ઢાળ.

દાસી મુખેં કહે નિત્ય, ઇહાં તુમ આવવું, પ્યા૦
તુમ મુખ દીઠા વિના નવિ, ભોજન ભાવવું; પ્યા૦
સાંભળીનેં રૂપસેન, ગયો જબ મંદિરેં, પ્યા૦
દિન પાંચ ઓછે કોમુદી, ડંડેરો ફરે. પ્યા૦ ૧૧.
અવસર પામી સુનંદા, તાસ જણાવતી, પ્યા૦
જે દિન વન ઓચ્છવ, નરનારી જાવતી; પ્યા૦
તે રાત્રેં ઘર પાછળ, પીયુ પધારજો, પ્યા૦
બાંધશું દોર નિસરણી, તેણેં ચઢી આવજો. પ્યા૦ ૧૨.
ચતુર વિચિક્ષણ અવસર, ચિત્ત ન ચૂકશો, પ્યા૦
રંભા સમી મહિલા મળી, તે નવિ મૂકશો; પ્યા૦
અહોનિશિ વાલ્હમ ધ્યાન, ધરૂં રહી વેગળી, પ્યા૦
માહારા પ્રેમની વાત, તે જાણે કેવળી. પ્યા૦ ૧૩.

## शार्दूल ।

रात्रिश्चांद्रमसी न चास्तितिमिरं गंतुं न मे युज्यते ।

छिद्रान्वेषणतत्परः प्रियसखे प्रायेण लोकोऽखिलः ॥
नोवाच्यंसखि चित्तहारिणि जने गंतव्यमेवाधुना ।
युक्तायुक्तविचारणा यदिभवत्स्नेहाय दत्तं जलम् ॥१॥

पूर्व ઢાળ.

દાસીમુખેં સુણી તે, હરખેં સંકેતીયા, પ્યા૦
વરસ સમા દિન પાંચ, વિયોગેં વીતિયા; પ્યા૦
કૌમુદીને દિન રાણી, સુતા તેડું કરે, પ્યા૦
આ કહે શિર દુઃખે છે, તેણેં રહીશું ઘરેં. પ્યા૦ ૧૪.
દોય સખીશું સુનંદા, રહી નિજ મંદિરેં, પ્યા૦
દોર નીસરણી ગોંખ, તળે રાત્રેં ધરે; પ્યા૦
એણે અવસર એક જુગ–ટીયો ધન હારીને, પ્યા૦
ચોરી કરવા ફરતો, ધનપતિ ધારીને; પ્યા૦ ૧૫.
દોર દેખી મન કૌતુક, ધારી તે ચડે, પ્યા૦
અણબોલી સખી લેઇ, ગઇ તસ ઓરડે; પ્યા૦
હરખી સુનંદા સ્નાન, તનુ શણગારતી, પ્યા૦
ચંદનલેપ કુસુમ, આભૂષણ ધારતી. પ્યા૦ ૧૬.
તેણે સમે રાણીયેં દાસી, જોવા મોકલી, પ્યા૦
દીપક બુઝવી તેશું, સખી વાતેં ભળી; પ્યા૦
કહે સખીયો હવણાં, વેદન સઘળી ટળી, પ્યા૦
સુતાં સુનંદા સુખભર, ક્ષીણ નિદ્રાં મળી. પ્યા૦ ૧૭.
દાસી સુણી તે વાત, કહી જઇ રાણીને, પ્યા૦
આવી સુનંદા ઓરડે, ઘુંઘટ તાણીને; પ્યા૦
શય્યામેં ફૂલ પુંજ, બિછાયાં મોકળા, પ્યા૦
બોલે સુનંદા નાથ, વસ્યા કેમ વેગળા. પ્યા૦ ૧૮.
તાણી લિએ શય્યાયેં, વિષયવ્યાકુળ થઇ, પ્યા૦
સુખ ભોગવતાં વિયોગ, વેળા દૂરેં ગઇ; પ્યા૦
સુરતશ્રમેં નિદ્રાભર, મૂકી છેડિયો, પ્યા૦

મુક્તાફળનો હાર, જુગઠિયો લેઇ ગયો. પ્યા૦ ૧૯.
દોર નિસરણી નાખીયો, ઘરમાં લાવતી, પ્યા૦
જાગી સુનંદા સખીયોને એમ જલપતી; પ્યા૦
વલ્લભશું નવિ વાત, વિચાર થયો કિસ્યો, પ્યા૦
રાણીની દાસી ભયેં કરી, વેહલો નીકસ્યો. પ્યા૦ ૨૦.
પૂરણ ભાગ્યેં મેળો, બન્યો પણ ક્ષણ રહ્યો, પ્યા૦
અંધારે અંધારૂં, કરીને તે ગયો; પ્યા૦
મુઝ ચિત્ત ચોરી ગયો ફરી, મળણ કઠિણ ઘણો, પ્યા૦
દુર્ભગ દાસિએં ખેલ, બગાડ્યો અમ તણો. પ્યા૦ ૨૧.
હવે સુણજો રૂપસેન, બન્યો જે પ્રીતમાં, પ્યા૦
રાત ઘડી ગઇ ચાર, ચિવટ થઇ ચિત્તમાં; પ્યા૦
કંચન વરણો ચરણો, ઘુઘરિયો તગે, પ્યા૦
કસબી નાડે નંગ, જડયાં તે ઝગ ઝગે. પ્યા૦ ૨૨.
કંચુઓ કસબી દોરનો, હીરા હસી રહ્યા, પ્યા૦
મેવા મિઠાઇ લેપ, સુગંધી સંગ્રહ્યા; પ્યા૦
ચીર પટોળી ભાત, તે રાતેં રૂચે ઘણી, પ્યા૦
નેઉર નેં કટિમેખલ, વાળી દામણી. પ્યા૦ ૨૩.
હારાદિ અલંકાર, લિયા બહુ મૂલના, પ્યા૦
કુંડળ ધમ્મિલ હાથ, ગજેરા ફૂલના; પ્યા૦
એ સઘળું લેઇ ઉવટ, મારગ સંચરે, પ્યા૦
સુનંદા મળવાના, મનોરથ બહુ કરે. પ્યા૦ ૨૪.
પંથે પડી ઘર ભીત, તે ચંપાઇ મુઓ, પ્યા૦
સંસારમાંહે રાગ, વિટંબણ એ જુઓ; પ્યા૦
મરણ થયો ન ગયો રાગ, રમણીરૂપનો, પ્યા૦
સુનંદા ઉદરેં ગર્ભ, જઇને ઉપન્યો. પ્યા૦ ૨૫.
કપોતિકા કહે કંતને, મરવું એણે સમે, પ્યા૦
હેઠ આહેડી બાણ, ઉપર શકરો ભમે; પ્યા૦
નાગ ડસ્યો ભિલ્લને, શકરો બાણેં મુઓ, પ્યા૦
દૈવગતિ વિપરીત, ચાર ચિંતન જુઓ. પ્યા૦ ૨૬.

રાત્રિ જશે પરભાતેં, રવિ જબ ઊગશે, પ્યા૦
જાઇશું કુસુમવન પુષ્ટિ, થશે પંકજરસેં; પ્યા૦
કજકોશેં અલિ રાતેં, રહ્યો દિલશું લખે, પ્યા૦
વનગજ શર જલ્પીનેં, કમળસાથેં ભખે. પ્યા૦ ૨૭.
મનના મનોરથ સઘળા, તે મનમાં રહ્યા, પ્યા૦
દૃષ્ટિરાગવશ પડિયા, તે દુઃખિયા કહ્યા; પ્યા૦
પરરમણીરસ રાવણુ, દશ મસ્તક ગયાં, પ્યા૦
સીતા સતી વ્રત પાળી, અચ્યુત પતિ થયા. પ્યા૦ ૨૮.
વિષયવિનોદથી જેહ, રહ્યા દૂરેં સદા, પ્યા૦
આ ભવ પરભવ તેહ, લહે સુખ સંપદા; પ્યા૦
ત્રીજે ખંડેં ઢાળ એ, છઠ્ઠી મન ધરો, પ્યા૦
શ્રી શુભવીર વચનરસ, આસ્વાદન કરો. પ્યા૦ ૨૯.

### દોહરા.

બીજે દિવસેં ગવેષવા, વસુદત્તના સુત ચાર;
ભીંત પડી ઉપડાવતાં, મળીયા લોક હજાર. ૧.
મૃતક તિહાં રૂપસેનનું, નિકળ્યું વસ્તુ સહીત;
વાત સુનંદા સાંભળી, ચિંતે બન્યું વિપરીત. ૨.
શોક ભરી સખીનેં કહે, આ શી બની ગઇ વાત;
અંધારે નવિ ઓળખ્યો, મળિયો કોઇ કુજાત. ૩.
વસ્તુ નિહાળત જાણીયો, ધૂર્ત્ત હરી ગયો હાર;
પણ રૂપસેન મરણુ સુણી, રૂદન કરે તેણી વાર. ૪.
તસ શોકેં દિન કાઢતાં, ગર્ભ વધિયો દોય માસ;
દેખી રાય તણે ભયેં, સખીયો પામી ત્રાસ. ૫.
ઔાષધિં ગર્ભ જ પાડિયો, સા થઇ સજ્જિત દેહ;
રાયેં રથપુર રાયનેં, દીધી સુનંદા તેહ. ૬.

### ઢાળ ૭ મી.

( ચોપાઈની દેશી. )

પરણી નૃપ રથપુર લેઇ ગયો, રૂપસેન તિહાં પન્નગ થયો;

ત્રીજે ભવ નરભવ હારિયો, સુનંદા નજરે ધારીયો. ૧.
ફણુ વિસ્તારી રાગે નડ્યો, ધાઇ સુનંદા કેડે પડ્યો;
હા હા કરતાં નૃપ આવીયો, લેઇ ખડ્ગ પૂંઠે ધાવીયો. ૨.
માર્યો અહિ ચોથે ભવ ગયો, તે વનમાંહે વાયસ થયો;
એક દિન દંપતી વનમાં ગયાં, રાગરંગ રસ રીજે રહ્યાં. ૩.
વાયસ તે તરૂ ઉપર ચડ્યો, સુનંદાને રાગે નડ્યો;
કર્ણકટુક શબ્દે તે ભણે, તામ નરેશ્વર બાણે હણે. ૪.
હંસ થયો તે ભવ પાંચમે, હંસતણા ટોળામાં રમે;
રાજા રાણી સર જળ જુવે, હંસ સુનંદા દેખી રૂએ. ૫.
ઉડી બેહુ પાંખે આવર્યો, નૃપસુભટે ખડ્ગે કરી હણ્યો;
તેહિ જ વન છઠ્ઠો ભવ ભયો, હરણી ઉદરે હરણો થયો. ૬.
દેખી રાણી રાગે ઠર્યો, ઝૂરે ઉભો આંસુ ભર્યો;
આહેડી નૃપ બાણે હણી, લિયો શિકાર તે ભક્ષણ ભણી. ૭.
માંસ પચાવી તે મૃગતણું, ખાતાં રાણી વખાણે ઘણું;
અવધિનાણી મુનિ દોય જતા, તે દેખી મસ્તક ધૂણતા. ૮.
પૂછે રાણી મુનિને તિસે, સ્વામી મસ્તક ધૂણે કિસે;
સાધુ કહે કારણ છે ઇહાં, આવી સુણો અમો વસીયે જિહાં. ૯.
તિહાં ગયાં નૃપ રાણી મળી, મુનિ મુખ્ય વાત સકળ સાંભળી;
રાગી નરનું માંસજ ભખો, જ્ઞાનવિના તુમે નવિ ઓળખો. ૧૦.
રાણી કહે રૂપસેન કુમાર, આગળ શો થાશે અવતાર;
તવ બોલ્યા જ્ઞાની અણગાર, સાતમે ભવ હાથી અવતાર. ૧૧.
તુજ ઉપદેશે શમતા વરી, સમકિત પાળી વ્રત આદરી;
સહસારે સુરસ્વામીજ થશે, નરભવ પામી મુગતે જશે. ૧૨.
એમ કહી મુનિ ઉપદેશજ દીયો, સાંભળિ દંપતી દીક્ષા લિયો;
રાજઋષિ ગુરૂ સાથે ગયા, સંયમ પાળી સુખિયા થયા. ૧૩.
ગુરૂણી પાસે સુનંદા ભણે, અરિ મિત્ત તૃણ મણિ સરખા ગણે;
લિયે આતાપના તાપે જઇ, અવધિજ્ઞાની સુનંદા થઇ. ૧૪.
રૂપસેન હસ્તી જિહાં ફરે, સુનંદા તિહાં વસતી કરે;

એણે અવસર હસ્તી મદ ચડયો, કંચનપુર કોટે જઇ અડયો. ૧૫.
લોક કુલાહલ કરતા ભમે, સુનંદા આવ્યાં તેણે સમે;
રાજા સુભટેં ઘણુંએ દમ્યો, પણ સાધવી દેખી ઉપશમ્યો. ૧૬.
સાધવી કહે સુણ મત્ત ગમાર, દુઃખના દાહાડા તુજ સંભાર;
રાગવિલુદ્ધો પામ્યો ઘાત, પાતકી તેં કીધા ભવ સાત. ૧૭.
(૧)રૂપસેન(૨)ગર્ભ(૩)ફણિધાર,(૪)વાયસ(૫)હંસ(૬)હરણ અવતાર;
સાતમે ભવ તુમે હાથી થયા, ધર્મ વિના ભવ એળેં ગયા. ૧૮.
તે સુણતાં ગજ મૂર્ચ્છા લહી, જાતિ સમરણ પામ્યો સહી;
લોક વચ્ચેં ઉભો રહી રડયો, સુનંદાનેં પાયેં પડયો. ૧૯.
સમકિતવ્રત ગજ ધરતો જિહાં, લોક અચ્છેરૂં દેખે તિહાં;
ગુરૂણી કહે નૃપને એ ખરો, સાધર્મી ગજ સેવા કરો. ૨૦.
આદર કરી નૃપ તેડી ગયો, નેહ સુનંદાએં સફળો કિયો;
સુનંદા આણંદિત થયાં, કેવળ પામી મુકતેં ગયાં. ૨૧.
એમ મુનિ કહે રાજકુમાર, વૈરાગ્ય રાગ તણી ગતિ ધાર;
સુખ માની વિષયેં જે રમે, તે ભવનાટક કરતા ભમે. ૨૨.
માત પિતા બાંધવ સુત નાર, સ્વારથીયો સવિએ સંસાર;
આયુ જોવન લખમી મળી, મેઘઘટા ચંચળ વીજળી. ૨૩.
બાળપણે મળમૂત્રેં ભર્યો, શીળી ઓરીએ સંહર્યો;
પરણ્યો તો આમય ખય થઇ, જોબન વેળા નિષ્ફળ ગઇ. ૨૪.
વૃદ્ધપણે નર પરવશ થયો, પરભવ હાથ ઘસંતો ગયો;
તેણેં નરભવ સામગ્રી લહી, કરશે ધર્મ તે સુખિયા સહી. ૨૫.
ત્રીજે ખંડેં ગુણિજન ગમી, ઢાળ રસાળ કહી સાતમી;
શ્રી શુભવીર વચન રસ ઘડી, સાકર દ્રાખ કિસી સેલડી. ૨૬.

## દોહરા.

એણી પરેં દેઇ દેશના, જામ રહ્યા મુનિ ચંદ;
અગડદત્ત ચકોર જ્યું, પામ્યો અતિ આનંદ. ૧.
કહે તુમ વચનેંથી થયો, જન્મ સફળ મુજ આજ;
જંગમ તીરથ દર્શનેં, સિધ્ધાં સઘળાં કાજ. ૨.

પ્રભુ સુપસાયે આ થયા, ધર્મબંધવ ખટ એહ;
સંજમ લેઇ વિચારશું, ગુરૂકુળ વિનય વસેહ. ૩.
પણ ઘર જઇ નમિ માયને, છે મુજ ઇચ્છા નાથ;
પિત્રીકૃત સમહોત્સવે, લિયું દીક્ષા તુમ હાથ. ૪.
એમ કેહેતાં આકાશથી, વિદ્યાધર નર એક;
ઉતરીયો મરજાદથી, ધરતો વિનય વિવેક. ૫.
સપરિકરે જિનઘર જઇ, પ્રણમ્યા શ્રી જિનરાજ;
એહ સન્મુખ આવીને, વંદી તિહાં મુનિરાજ. ૬.

## ઢાળ ૮ મી.

( સાહેલડીયાં-એ દેશી. )

અગડદત્ત અણગારને, સુણો સંતાજી;
પૂછંતો ધરી નેહ, ગુણવંતાજી;
ઉત્તમ પુરૂષ એ કોણ છે, સુ૦ દાખો મુઝને તેહ. ગુ૦ ૧.
મુનિવર કહે અમ પુત્ર છે, સુ૦ રત્નચૂડ વર નામ; ગુ૦
સાતે જણ ગુરૂ પુત્રને, સુ૦ સુણિ કરતા પરણામ. ગુ૦ ૨.
રત્નચૂડ કહે કોણ તુમે, સુ૦ કહે સૂરિ વાત અશેષ; ગુ૦
ભાવ ચારિત્રિયા એ થયા, સુ૦ પામી અમ ઉપદેશ. ગુ૦ ૩.
વંછે સાહાય્ય એ તુમતણું સુ૦ શંખપુરી ઉદ્દેશ; ગુ૦
અમે પણ તિહાં વન આવશું, સુ૦ જાણી યોગ્ય વિશેષ. ગુ૦ ૪.
ખેટ કહે કહો તાતજી, સુ૦ ઉત્તમ નર એ દયાળ; ગુ૦
આ સંસારે વ્રત વરી, સુ૦ રેહેશે કેટલો કાળ. ગુ૦ ૫.
સૂરિ વદે ખેચર સુણો, સુ૦ કમળસેના ધરનાર; ગુ૦
તે સાથે વૈરાગ્યથી, સુ૦ લેશે સંજમ ભાર. ગુ૦ ૬.
આ ભવમાં આઠે જણાં, સુ૦ પામી કેવળ નાણ; ગુ૦
ભૂતળ વિચરી બહુ સમા, સુ૦ લેશે અક્ષય ઠાણ. ગુ૦ ૭.
સાંભળી ખેચર હરખિયો, સુ૦ બેસારી વૈમાન; ગુ૦
સાતે જણશું ઉતર્યા, સુ૦ શંખપુરી ઉદ્યાન. ગુ૦ ૮.
વિદ્યાચારણ મુનિવરા, સુ૦ તે આકાશ ચલંત; ગુ૦

આવી વનમેં સમોસર્યો, સુ૦ ઉપગારી ગુણવંત. ગુ૦ ૯.
વનપાળક મુખ સાંભળી, સુ૦ કુંવરેં કહાવી વાત; ગુ૦
રાય રાણી હરખ્યાં સહુ, સુ૦ બહુ ઉછરંગેં જાત. ગુ૦ ૧૦.

ઉઠી કુંવર નમી તાતનેં, સુ૦ સકળ કહ્યું વિરતંત; ગુ૦
ભક્તિયેં દેઇ પ્રદક્ષિણા, સુ૦ મુનિવર ચરણ નમંત. ગુ૦ ૧૧.
જ્યેષ્ઠ સહોદર સમ ગણી, સુ૦ વિદ્યાધરને ત્યાંહી; ગુ૦
ભૂપચરણ ભેટી કરી, સુ૦ બોલે વચન ઉત્સાહિ. ગુ૦ ૧૨.
મુજ નગરી પાવન કરો, સુ૦ દેખે લોક અચંભ; ગુ૦
મરૂધર દેશી લોકને, સુ૦ સુરતરૂ ફુલ સુરંભ. ગુ૦ ૧૩.
નગર સવિ શણગારીયું, સુ૦ રત્નચૂડ ધરિ નેહ. ગુ૦
ગજ બેસારી મહોત્સવેં, સુ૦ પધરાવ્યા નિજ ગેહ. ગુ૦ ૧૪.
આગત સ્વાગત બહુ કરે, સુ૦ ભોજન વિવિધ પ્રકાર; ગુ૦
ભક્તિભરે ઘર તેડીને, સુ૦ પડિલાભ્યા અણગાર. ગુ૦ ૧૫.

બીજે દિન સમહોત્સવેં, સુ૦ તેડ્યા ઘર મુનિરાય; ગુ૦
પંચ સહસ સોવન પગેં, સુ૦ પૂજી નમે નરરાય. ગુ૦ ૧૬.
અગડદત્ત કુમર હવે, સુ૦ કમળસેના ઘર જાય; ગુ૦
માન તજી ભજી નારીનેં, સુ૦ શીતળ વયણેં ઠરાય. ગુ૦ ૧૭.
તુજ સરિખી જે સુંદરી, સુ૦ છંડી વિણ અપરાધ; ગુ૦
મદનમંજરી કુલટા સમી, સુ૦ મેં માની કરી સાધ. ગુ૦ ૧૮.
રેતિ ધનંજય સમ ગણી, સુ૦ સોવન રેતિ સમાન; ગુ૦
અનુભવી વાત સકળ કહી, સુ૦ હું અવિવેક નિધાન. ગુ૦ ૧૯.
મેં અજ્ઞાનપણે કરી, સુ૦ ન લહ્યું નારીચરિત્ર; ગુ૦
નયણેં રૂએ મનમેં હસે, સુ૦ વાત કરે તે વિચિત્ર. ગુ૦ ૨૦.

મત્સ્ય જળેં ખગ અંબરેં, સુ૦ જાણે ન બુધપદ ઠામ; ગુ૦
સબળાને સમજાવતી, સુ૦ જૂઠું અબળા નામ. ગુ૦ ૨૧.
મુનિવર મુખ આલમ પડી, સુ૦ એ વિનિનતા વાત; ગુ૦
મોહ તિમિર રજની ગઇ, સુ૦ જ્ઞાન ઉદય પ્રભાત. ગુ૦ ૨૨.
સંયમ લેશું ગુરૂ કનેં, સુ૦ રેહેજો સુખભર ગેહ; ગુ૦

સા કહે અમે પણ સંયમી, સુ૦ જિહાં છાયા તિહાં દેહ. ગુ૦ ૨૩.
સમસંપી કુંવર ગયો, સુ૦ મદનમંજરી આવાસ; ગુ૦
કહે ભવદવ તાપે તપ્યા, સુ૦ વ્રત ધરશું ગુરૂ પાસ. ગુ૦ ૨૪.
કરજ્યો સાસુ સેવના, સુ૦ એમ કહી ઉઠ્યો કુમાર; ગુ૦
માત તાતને જઇ કહે, સુ૦ લેશું સંજમ ભાર. ગુ૦ ૨૫.
પટ બાંધવ એ અમતણા, સુ૦ જીવિતના દાતાર; ગુ૦
બંધાણા વચને અમો, સુ૦ સાથે સવિ અણગાર. ગુ૦ ૨૬.
રણથી ગુરૂ સહ લાવીયા, સુ૦ ક્ષણ ન રહું સંસાર; ગુ૦
નિશ્ચય દેખી નરપતિ, સુ૦ કરે સજ્જાઇ સાર. ગુ૦ ૨૭.
બાંધવ વર્ગને પૂછીને, સુ૦ કરતો દીન ઉદ્ધાર; ગુ૦
શિબિકાયે બેસતાં, સુ૦ પટ બાંધવશું કુમાર. ગુ૦ ૨૮.
કમળસેના શણગારતી, સુ૦ સસરો સાસુ નિજ હાથ; ગુ૦
શિબિકાયે પધરાવતાં, જાણે શાસનસૂરિ સાથ. ગુ૦ ૨૯.
રત્નચૂડ નૃપ બેહુ મળી, સુ૦ કરતા મહોત્સવ સાર; ગુ૦
જેમ જમાલી નિકળ્યો, સુ૦ આવે જિહાં અણગાર. ગુ૦ ૩૦.
આભૂષણ તજી અડજણાં, સુ૦ લીયે મહાવ્રત ચાર; ગુ૦
વૃષ્ટિ કુસુમવન સુર કરે, સુ૦ ગુરૂવાસક્ષેપ ઉદાર. ગુ૦ ૩૧.
વંદી સહુ પાછા વળે, સુ૦ મુનિ સવિ કરત વિહાર; ગુ૦
કમળસેના સન્મુખ રહી, સુ૦ આંસુ પડતે ધાર. ગુ૦ ૩૨.
સાસુ કહે બેટા સુણો, સુ૦ તું દેહે સુકુમાર; ગુ૦
ફૂલનો ભાર ન શિર ધરે, સુ૦ કેમ વહો મેરૂભાર. ગુ૦ ૩૩.
પણ તું ત્રિહુ પખ ઉજળી, સુ૦ ચોથો ગુરૂકુળવાસ; ગુ૦
દુષ્કર નહીં તુજ મુનિપણું, સુ૦ પણ મુજ જાવ નિરાશ. ગુ૦ ૩૪.
તું નિઃસ્નેહી થઇ ચલી, સુ૦ મુજ તરછોડી હાથ; ગુ૦
જાઇશ ઘર કેમ એકલી, સુ૦ ભોજન કરૂં કેણી સાથ. ગુ૦ ૩૫.
નિરાગી થઇ નીકળ્યા, સુ૦ પણ વરસે એક વાર; ગુ૦
મુજ સુલસા સાસુ હતી, સુ૦ સંભારજો ધરી પ્યાર. ગુ૦ ૩૬.
આ વનમાં નથી આવવું, સુ૦ શત્રુ સમ વન એહ; ગુ૦
જોતી ને રોતી વળી, સુ૦ સખીગેશું ગઇ ગેહ. ગુ૦ ૩૭.

રત્નચૂડ નિજ ઘર ગયો, સુ૦ મુનિવર કરત વિહાર; ગુ૦
આવ્યા ઇહાં ગુરૂ આણથી, સુ૦ જારે થયા શ્રુતધાર. ગુ૦ ૩૮.
એહ ચરિત્ર તે અમતણું, સુ૦ સુણ ધમ્મિલ ગંભીર; ગુ૦
ત્રીજે ખંડે આઠમી, સુ૦ ઢાળ કહે શુભવીર. ગુ૦ ૩૯.

## દોહરા.

અશ્વપ્લુત ધનગર્જના, ગંગાવેણુ પ્રમાણ;
જલનિધિજળ ચરિત સ્ત્રીનાં, જાણે ન કોઇ સુજાણ. ૧.
દેખી ચરિત આ ષટ્ મુનિ, નારીથી લહી ઉદ્વેગ;
અમ ગુરૂયે નામજ દિયાં, લહીય દિશા સંવેગ. ૨.
(૧) દૃઢધર્મા ને (૨) ધર્મરૂચિ, (૩) ધર્મદાસ મુનિનામ;
(૪) સુવ્રત (૫) દૃઢવ્રત (૬) ધર્મપ્રિય, નામ તિસ્યા પરિણામ. ૩.
એમ નિસુણી ધમ્મિલ કહે, સરિખો નહીં સંસાર;
બહુ રત્ના હિ વસુંધરા, જેમ ધનસિરી વર નાર. ૪.
પરનર દ્વેષીપણે કરી, બાર વરસ રહી ગેહ;
સતીયપણે જોબન વયે, ન કર્યો કિણશું નેહ. ૫.
અગડદત્ત મુનિવર વદે, કહો કોણ ઉત્તમ નાર;
ધમ્મિલ કહે ભગવન્ સુણો, સેવક મુખ અધિકાર. ૬.

## ઢાળ ૯ મી.

(દેખો ગતિ દૈવની રે—એ દેશી).

સુંદર માલવ દેશમાં રે, નયરી ઉજ્જેણી ખાસ;
જિતશત્રુ રાજા તિહાં રે, ધારણી રાણી તાસ;
સતી ગુણ સાંભળો રે, સતી જગ મોહન વેલ. સતી ગુ૦ ૧.
શેઠ કોટિધ્વજ તિહાં વસે રે, સાગરચંદ છે નામ;
સાગરવર ગંભિરતા રે, ચંદ્ર શીતળ પરિણામ. સ૦ ૨.
ચંદ્રસિરી પ્રિયા તેહને રે, લવણિમ રૂપ નિધાન;
પુત્ર સમુદ્રદત શીખતો રે, સકળ કળા વિજ્ઞાન. સ૦ ૩.
પરિવ્રાજક વિદ્યાનિધિ રે, ઘર પાસે મઠ તાસ;
શેઠે સોંપ્યો સુત તિહાં ભણે રે, લઘુ વય બુદ્ધિપ્રકાશ. સ૦ ૪.
એક દિન ગણિતનો પાટલો રે, ઘરમાં ઠવણ પઇઠ;

અનાચાર નિજ માયશું રે, તાપસ ગુરૂ તેણે દિઠ. સ૦ ૫.
મનમાં ચિંતે નારીયો રે, જગમાં સર્વ કુશીલ;
પાણિગ્રહણ કરી તેહશું રે, કુણ વંછે ઘર લીલ. સ૦ ૬.
કૃષ્ણાદિકા હરિતા શુકા રે, સઘળે વિષધી નાર;
યા સા સા સા પ્રભુ કહે રે, પણ સય ભિલ્લ વિચાર. સ૦ ૭.
વિપ્ર અગ્નિ યમ ભૂપતિ રે, જલધિ ઉદર ઘરનાર;
સર્વ સમિધ જીવ ભૂ નદિ રે, અશન ધને વ્યભિચાર. સ૦ ૮.
એ આઠે આઠે થકી રે, નવિ પામે સંતોષ;
ઇચ્છા પ્રમાણે આપીયે રે, છંડે ન માગણ દોષ. સ૦ ૯.
તેણે નવિ કરવો માહરે રે, આ ભવમાં વિવાહ;
એમ પ્રતિબંધ કરી ભણે રે, પણ ભાંગે ઉત્સાહ. સ૦ ૧૦.
કુલશીલ વૈભવ સારસી રે, કન્યા ખોળે તાત;
કુંવર કહે તવ તાતને રે, નવિ કરશો એ વાત. સ૦ ૧૧.
કેટલો કાળ ગયે થકે રે, એક દિન સાગરચંદ;
સોરઠ દેશે આવીયા રે, ગિરિનગરે સહનંદ. સ૦ ૧૨.
ધન સારથવાહ તિહાં વસે રે, પુત્રી છે તસ ખાસ;
રંભા લઘુ ઉંચી ગઇ રે, જોડ ન આવે તાસ. સ૦ ૧૩.
અધર વિદ્રુમ સ્મિત ફુલડાં રે, કુચફળ કઠિન વિશાળ;
ધનસિરી નામે તેહ છે રે, જોવન રૂપ રસાળ. સ૦ ૧૪.
સાગરચંદ તે દેખીને રે, નિજ સુત સરખી જોડ;
વણિજ કરે તસ તાતશું રે, લેહેણુ દેણ લખ કોડ. સ૦ ૧૫.
સમુદ્રદત્ત તણો કર્યો રે, ધનસિરી સાથે વિવાહ;
કુંવર ન જાણે તેમ કર્યો રે, દોય જનક ઉત્સાહ. સ૦ ૧૬.
લગનદિવસ નિરધારીને રે, શેઠ ગયા ઉજ્જેણ;
લગન ઉપર કહે પુત્રને રે, કારજ શીઘ્ર તરેણ. સ૦ ૧૭.
ગિરિનગરે બહુ માલ છે રે, ધન સારથવાહ પાસ;
જઇને જણશ ઇહાં લાવજો રે, વયણ ન લોપશો તાસ. સ૦ ૧૮.
સમુદ્રદત્ત સુણી નીકળ્યો રે, પોહોતો સસરા ગેહ;
રૂપ ચતુર વર દેખીને રે, ધરતી ધનસિરી નેહ. સ૦ ૧૯.

તિલક કરી બીડાં દિયાં રે, મિત્રશું મંડપ માંહિ;
ધવલ મંગળ મહિલા ભણે રે, પૂછે કુંવર અહીં બાંહી. સ૦ ૨૦.
મિત્ર કહે તુજ લગ્ન છે રે, પિતૃવચન સંકેત;
પરણો ઇહાં રહી પાંસર્યાં રે, નહિ તો થાશો ફજેત. સ૦ ૨૧.
સમજી વરઘોડે ચઢી રે, પરણ્યો તે તેણે ઠાય;
મિત્ર વર્ગ પ્રેર્યો થકો રે, વાસભુવનમેં જાય. સ૦ ૨૨.
કાર્યમિષે કરી નિકળ્યો રે, સૂતો મિત્રમેં જાત;
ધનસિરી મિત્ર વર્ગ તજી રે, નાઠો લેઇ રાત. સ૦ ૨૩.
મિત્ર વર્ગ વિલખા થઇ રે, ગયા ઉજ્જેણી તેહ;
વાત કહી તસ તાતને રે, પોહોતા સુખે નિજ ગેહ. સ૦ ૨૪.
ત્રીજે ખંડે એ કહી રે, નવમી સુંદર ઢાળ;
વીર કહે શ્રોતા ઘરે રે, હોજ્જો મંગળ માળ. સ૦ ૨૫.

## દોહરા.

સાગરચંદ સુણી કરી, ગયો ગિરિનગર ઉદાસ;
ધન સારથવાહને મળી, કરત ગવેષણ તાસ. ૧.
ગામ ગામ બેહુ જણ ભમ્યા, નર પણ ભ્રમણ કરાય;
પણ સુત સુદ્ધી લહી નહીં, પાછા ગિરિપુર જાય. ૨.
દીન મુખે દિન કેટલા, વસીયા પુત્ર વશેણ;
સારથવાહને કહી કરી, આવ્યા નયર ઉજ્જેણ. ૩.
ફરતો દેશ વિદેશમેં, સમુદ્રદત્ત કુમાર;
વળી ધનસિરી ઘરમાં રહી, સુણજ્જો તસ અધિકાર. ૪.

## ઢાળ ૧૦ મી.

(તેરી બીબીકું લે ગયે ગુલામ, મીયાં ખડા દેખતા; હાં હાં મીયાં૦
અથવા, સખરેમેં સખરી કોણ, જગતકી મોહની—એ દેશી )

સુનીએ મુનીશ્વર બાત કે, ધનસિરી યા સતી; ધનસિરી૦
સારી આલમમેં સા સમ રૂપ કે, રંભા ન આવતી; મેરે લાલ, રંભા૦ મુનિરાજ૦ રંભા૦
સહી રે ચિલાતી સુણોને રે, ખાવન કિહાં ગયે; ખાવન૦
મેરે પ્રીતમ બિન દુનિયામેં, ખલક ખાલી ભયે. મેરે૦ ખ૦ મુનિ૦ ખ૦ ૧.

બોલે ચીલાતી ગલેકું, પકડકે વિવાહ કીયા; પ૦
મેંને ખીચ પકાઇ, એક દાના ચાંપી લીયા. મે૦ દા૦ મુ૦ દા૦
ઓરત છોર વદન, છુપાઇ દૂરેં ભયા; છુ૦
તેરી જુલમ જવાની દીવાની, જલા કર આ ગયા. મે૦ જ૦ મુ૦ જ૦ ૨.
નામરદ હોત તુજે, પરણીને બુરા કીયા; પ૦
રાત લેકર નાગા ભાગા, બુરેસેં બુરા કીયા. મે૦ બુ૦ મુ૦ બુ૦
કુલવંતી ઘર હોત, પતિસહ ખેલણા; પ૦
નહીં તો ગુરૂપાસ પઢો, ન કિસીસેં બોલનાં. મે૦ કિ૦ મુ૦ કિ૦ ૩.
સુનિય સતી શીલવંતી, પઢત ગુરૂકે મુખેં; પ૦
બાર વર્ષ ગયે નર ખેદ, ધર્મ કરતી સુખેં. મે૦ ધ૦ મુ૦ ધ૦
સમુદ્રદત્ત ગિરિપુર, બન આયા ફૂડસેં; બ૦
ધરી કાપડી વેશ બડા નખ, કેશ કુબંડશે. મે૦ કે૦ મુ૦ કે૦ ૪.
ધનસથ્થવાહ નિજ બાગ, મેં દેખી વંદતે; મે૦
તરૂઆલ વાલ રખવાલ, રહું યું બોલતે. મે૦ ર૦ મુ૦ ર૦
શેઠ કહે કયા દેવે, હમું તુમ નોકરી; હ૦
વદે આ વિનયંધર નામ, હમું ઉદરંભરી. મે૦ હ૦ મુ૦ હ૦ ૫.
નોકરી દેખ પીછેં, હમકું કરનાં ખુશી; હ૦
સુની શેઠકે દીલમેં બાત, સબી રૂડી બસી. મે૦ સ૦ મુ૦ સ૦
વિન્નાની દિન થોરેમેં, બાગ ખીલાવતે; બા૦
હુઆ શેઠ બડા હુશીયાર, નિધા જખ દેખતે. મે૦ નિ૦ મુ૦ નિ૦ ૬.
અતિશય વિદ્યાવંત, પીછાણેગો ભૂપતિ; પી૦
તબ લે જાયગો દરબાર, શેઠ મન ધ્યાવતી. મે૦ શે૦ મુ૦ શે૦
વસ્ત્ર જુગલ દેઇ તાસ, નિજ ઘર લે ગયા; નિ૦
બહુ આગરસેં વિનયંધર, ભંડારી કીયા. મે૦ ભં૦ મુ૦ ભં૦ ૭.
ઘર પરિજનકું સુનાવત, એ દેવતીકો; એ૦
વિનયંધર હુકમેં સુખ ભર, તુમ લેનાં તિકો. મે૦ તુ૦ મુ૦ તુ૦
યા રીત રેહેત હે મંદિરમેં વિશ્વાસ જયું; મે૦
ધનસિરીકો વિનય વિનયંધર, કરતે દાસ જયું. મે૦ દા૦ મુ૦ દા૦ ૮.

ધનસિરીકું વિશ્વાસ, ભયા બહુ નેહસેં; જા૦
એણે અવસર ડંડિર નામેં, તલાર ઉહાં બસે. મે૦ ત૦ મુ૦ ત૦
ધનસિરી સહીયર સાથકે, ગોંખમેં આવતી; ગોં૦
લેત જિનધંધર તંબોલ, દિયા મુખ ચાવતી. મે૦ દિ૦ મુ૦ દિ૦ ૯.
મુખરસ ભરી પિચકારીયાં, ડારત ખાવતે; ડા૦
ડંડીર શિરેં છટકાવ, લગાત લજાવતે. મે૦ લ૦ મુ૦ લ૦
ઉંચે બદન નિધા કર, દેખત સુંદરી; દે૦
લગા પ્રેમસેં અંતર ઘાય, ખડા રહ્યા દો ઘરી. મે૦ ખ૦ મુ૦ ખ૦ ૧૦.
ડંડીર કહે સુણુ સુંદરી, પિયુ વિણુ ક્યું રહે; પિ૦
તેરા જોબન હો વન ફૂલ, વિજોગેં ક્યું દહે. મે૦ વિ૦ મુ૦ વિ૦
મુખ તબોલસેં પ્રેમ રસેં, હમ ભીંજીએ; હ૦
તેરે લોચનકે લટકે રે, હમુ દિલ રિઝીએં. મે૦ હ૦ મુ૦ હ૦ ૧૧.
હમ ઉસંગેં રંગેં, રમો એક બેરિયાં; ર૦
હમ હુકમી સંગત હોત, કરત કોણુ હેરિયાં. મે૦ ક૦ મુ૦ ક૦
જેને ખેલાયા સાપ, વિછુંસેં ક્યું ડરે; વિ૦
જેણે ખાયા વચ્છનાગ ધંતુરે કયા મરે. મે૦ ધં૦ મુ૦ ધં૦ ૧૨.
રાંકસેં પ્રીત બનાઇ, સો ભાગા રાતમેં; સો૦
મેરા જાન લગા તેરી સાથ, રહેંગી નીરાતમેં. મે૦ ર૦ મુ૦ ર૦
આવલ ફૂલ હજાર, ચંપેકી એક કલી; ચં૦
મૂરખ નરસેં જન્મારા, ચતુરકી એક ઘડી. મે૦ ચ૦ મુ૦ ચ૦ ૧૩.
બોલી સતી સુન હો, શેહરકા કોટવાલીયા; શે૦
ઉન્મત્ત વદે વગડે, જ્યું ઢોર ગોવાળીયા. મે૦ જ્યું૦ મુ૦ જ્યું૦
પીયુજી ચલે પરદેશમેં, દીલસેં ન વેગલી; દી૦
તેરી અમ્માકું જા કર પુછ, પતિ બિન એકલી. મે૦ પ૦ મુ૦ પ૦ ૧૪.
વિરહે દહી તોરી માયકું, અંકે ખેલાવણું; અં૦
જેણે બાલમેં ગોદ રમાયા, જી કારણુ ધાવણું. મે૦ જી૦ મુ૦ જી૦
કેસરી કંતકે આગેં, સબ હરણાં વલી; સ૦
તેરે સરીખે ગુલામ, મેરે ઘર કરતા નોકરી. મે૦ મે૦ મુ૦ મે૦ ૧૫.

સોય વદે કટુ બોલે, મરેગી છોકરી; મ૦
કહે સા સતી આગલ છાગલ, ભૂપને કેસરી. મે૦ ભૂ૦ મુ૦ ભૂ૦
સું નિસુણી કોટવાલ, ગયો ઘર ચિંતવે; ગ૦
કરી નેહ સતીકો શીલ, ચુકાવું હું હવે. મે૦ ચુ૦ મુ૦ ચુ૦ ૧૬.
ગેહ બોલાઇ વિનયંધરકું દોસ્તી કીયો; દો૦
એક દિન બોલાકર પાંઉં, પરિ સનમાનીયો. મે૦ પ૦ મુ૦ પ૦
ધનસિરી સાથ હમેશ, મિલાવા તુમ કરો; મિ૦
કહે સો ઉનકું સમઝાઉં, માનેગી તો ખરો. મે૦ મા૦ મુ૦ મા૦ ૧૭.
આઇ વિનયંધર બાત, સતીકું સુણાવીયાં; સ૦
બોલી સા એસી બાત કરેંગા તો, ખાયગા ગાલીયાં. મે૦ ખા૦ મુ૦ ખા૦
લાંચ પરાઇ ખાવત, ધિગ્ તુંહી બાવરા; ધિ૦
મેરા કંત વિના સારી આલમ, સર્વ સહોદરા. મે૦ સ૦ મુ૦ સ૦ ૧૮.
સુનીય વિનયંધર બોલે, હમું તકશિર પરી; હ૦
પૂછે દિન દુજેં તલાર, હુમ કયા પાંશરી. મે૦ હુ૦ મુ૦ હુ૦
વિનય વદે સવિ ધીરેં, બનેગી વારતા; બ૦
ઘર આઇ બદન ચઢાઇ, રહ્યો ધરી મૌનતા. મે૦ ૨૦ મુ૦ ૨૦ ૧૯.
દેખી લહી ચિત્તભાવ, કહે સા કૈડમેં; ક૦
તુઝે મલીયા દુર્જન, ડંડીર સાથેં કયું રમે. મે૦ ડં૦ મુ૦ ડં૦
તીજે દિન ફેર યાહી, રીત વિનયંધરા; રી૦
કહે સા મોય ડંડીર, દામ દીયેગા કેતરા. મે૦ દા૦ મુ૦ દા૦ ૨૦.
લાખ લેઇ ઉસેં લાઓ, અશોકવનેં નિશિ; અ૦
તવ હરખ્યો વિનય ડંડીરકું, જાય કરે ખુશી. મે૦ જા૦ મુ૦ જા૦
આયે તલાર અશોક, વાડીમેં એકલે; વા૦
તવ ધનસિરી સજયા સાજ, ઉહાં એક મોકલે. મે૦ ઉ૦ મુ૦ ઉ૦ ૨૧.
સુભ શિપાઇ છુપાઇ, ખડ્ગ સા ગઇ વને; ખ૦
મદિરા દેત કીધ અચેત, સુભટ ખડ્ગેં હણે. મે૦ સુ૦ મુ૦ સુ૦
બોલે સતી નીચ સંગી, વિનયશિર સંહરું; વિ૦
સોપી કંપત બોલે એસા ફેર, કામ મેં નહીં કરું. મે૦ કા૦ મુ૦ કા૦ ૨૨.
સતીકે હુકમ વિનયેં જાઇ, નાંખીયો કૂપમેં; નાં૦

જાણી નારી સતીકી જાત, ભરાણી રૂપમેં. મે૦ ભ૦ મુ૦ ભ૦
એક દિન પૂછે વિનયંધર, કાહા તુમ સાસરા; કા૦
સતીએ સબી બાત સુણાઇ, હુઆ નેહેં ભરા. મે૦ હુ૦ મુ૦ હુ૦ ૨૩.
વિનય વદે તુમ પિયુસેં, મેલાવા મેં કરૂં; મે૦
સતી બોલે દેઉં સિરપાવ, બધારૂંગી આબરૂ. મે૦ બ૦ મુ૦ બ૦
તવ મૂલરૂપ ધરી જાઇ, માત પિતા મલે; મા૦
સાસુ સસરો વધાઇ સાથકે, આણું મોકલે. મે૦ આ૦ મુ૦ આ૦ ૨૪.
નારી સહિત સથ્થવાહ, ઉજ્જેણી આવીયા; ઉ૦
બડે ઓચ્છવસેં ફેર દોતું, ઉહાં પરણાવિયાં. મે૦ ઉ૦ મુ૦ ઉ૦
દંપતી વાસ ભુવન સુખ, વિલસે નેહશું; વિ૦
વિનયંધરકા શિરપાવ, તે માગે તેહશું. મે૦ તે૦ મુ૦ તે૦ ૨૫.
સા કહે તુમ કયું માગો, વિનયકું પિછાણીએં; વિ૦
સમુદ્રદત્ત કહે સોય, અમો એક જાણીયેં. મે૦ અ૦ મુ૦ અ૦
પ્રેમવતી પ્રિયા પ્રીત, બની ક્ષીર નીરસેં; બ૦
ખંડ ત્રીજે દશમી ઢાળ, બની શુભવીરસેં. મે૦ બ૦ મુ૦ બ૦ ૨૬.

## દોહરા.

સર્વ વસા સરખી નહીં. કહે ધમ્મિલ કુમાર;
સંસારેં સતીયો ઘણી, તિમ ઘણી કુલટા નાર. ૧.
વારણ વાજી લોહકાડ, કાષ્ઠ ઉપલ નર નાર;
વસ્ત્ર નવમ બહુ અંતરૂં, સરખાં નહીં સંસાર. ૨.
મુજ ઇચ્છા નવિ ઉપશમી, નવિ પામ્યો નિર્વેદ;
અધવચ સુખથી નીકળ્યો, તે દીલ ભરિયો ખેદ. ૩.
તરૂ છાયા બેસણ દીયે, પત્ર દીએ ફળ ભક્ષ;
તુમ છાયા શીતળ લહી, વંછું સુખ પ્રત્યક્ષ. ૪.
કલ્પતરૂની જાચના, છંડી જુગલિક લોક;
અવર તરૂવર પામીનેં, કેમ જાચે તે ફોક. ૫.
તેણે સ્વામી તુમને કહ્યું, કરીએં મુજ ઉપગાર;
નદી નાળાં ઘન જળ ભરે, તુંબ ભરણ ફિસિધાર. ૬.

## ઢાળ ૧૧ મી.

( નવમી નિર્જરા ભાવના, ચિત્ત ચેતો રે–એ દેશી ).

મુનિવર વળતું એમ કહે, ચિત્ત ચેતો રે;
સુણ ધમ્મિલ્લ કુમાર, ચતુર ચિત્ત ચેતો રે.
ઉપદેશ આશ્રવ દ્વારનો, ચિ૦ નહિ મુનિનો આચાર. ચ૦ ૧.
પણ આશ્રવ સંવર હુવે, ચિ૦ આચારંગ વખાણ; ચ૦
તેણે તુઝ વંછિત સિદ્ધિએં, ચિ૦ કહું સિદ્ધાંત પ્રમાણ. ચ૦ ૨.
કર્મ વિઘન ઉચ્છેદવા, ચિ૦ ભાંખ્યા તપ સવિધાન; ચ૦
ભાવ નિરાશીયેં નિર્જરા, ચિ૦ તપ આંબિલ વર્દ્ધમાન. ચ૦ ૩.
રયણેં જડિત રત્નાવલી, ચિ૦ કનકાવલીને ઠામ; ચ૦
રત્નાવલી કનકાવલી, ચિ૦ અદલ બદલ દોય નામ. ચ૦ ૪.
ઉતરતાં દોય પાસથી, ચિ૦ એક દોય ત્રણ અંક; ચ૦
નવકોઠા વચ્ચે શૂન્ય છે, ચિ૦ શેષ ધરે ત્રણ ટંક. ચ૦ ૫.
એકાદિકા શોલ સરમા, ચિ૦ ડુગડુગીનો હવે ઠાહ; ચ૦
પાંતરીશ કોઠેં ઝુમખું, ચિ૦ પટ્ રેખાયત આઠ. ચ૦ ૬.
ચોત્રીશ ત્રિગડા થાપીએં, ચિ૦ શૂન્ય વચ્ચેં કરી એક; ચ૦
અથવા દુતિ ચઉ પણ ખટેં, ચિ૦ પણ ચઉ તિગડું વિવેક. ચ૦ ૭.
વાયક દો ચઉ ખટ અડેં, ચિ૦ ખટ ચઉ દો એક સાર; ચ૦
ગુરૂગમ થાપનથી ઘણા, ચિ૦ ડુગડુગીના અધિકાર. ચ૦ ૮.
પારણાં અઠ્યાશી તપ સવી, ચિ૦ માસ સત્તર દિન બાર; ચ૦
ચાર વાર રત્નાવલી, ચિ૦ તો હોયે ચોસરો હાર. ચ૦ ૯.
કોઠા નવ નવ પણુતિસેં, ચિ૦ ત્રિક ઠામેં દોય દોય; ચ૦
એ વિધિયેં કનકાવલી, ચિ૦ એકેં એકાવલી હોય. ચ૦ ૧૦.
લઘુ ગુરૂ પદ સંયોજના, ચિ૦ સિંહ નિકળિયા દોય; ચ૦
શક્તિધરા તપ એ કરે, ચિ૦ મુક્તાવલી દોય મોય. ચ૦ ૧૧.
શક્તિ નથી તુજ એવડી, ચિ૦ પણ તુજ યોગ્યતા જોય; ચ૦
મંત્ર વિદ્યા તપસ્યા વિના, ચિ૦ લક્ષ્મી ન પામે કોય. ચ૦ ૧૨.
તેણે તુમ આરાધન કરો, ચિ૦ પરમેષ્ટી મહામંત્ર; ચ૦

મહિમા ઘણો શ્રુતમાં કહ્યો, ચિ૦ એ સમો મંત્ર ન જંત્ર. ચ૦ ૧૩.
અષ્ટકમળ દળ પાંખડી, ચિ૦ કાર્ણિકાયેં અરિહંત; ચ૦
સિદ્ધાદિક ચઉ ચિહુ દિશે, ચિ૦ વિદેશેં ચૂલા થાપંત. ચ૦ ૧૪.
એણી વિધેં હૃદય કમળ ઠવી, ચિ૦ જાપ જપો નવ લક્ષ; ચ૦
વિદ્યા ષોડશ અક્ષરી, ચિ૦ દેવ હોવે પ્રત્યક્ષ. ચ૦ ૧૫.
પ્રથમ બલિદાન દેવને, ચિ૦ દેઇ જપે શુભવાસ; ચ૦
અરિ કરી સાગર કેસરી, ચિ૦ ભૂત ભુજંગ ભય નાશ. ચ૦ ૧૬.
પણ મુનિવેશેં અમોઘ છે, ચિ૦ તપ આંબિલ ઉપવાસ; ચ૦
સુરદર્શન દિન વીજળી, ચિ૦ ગાજનિસિ ન નિરાશ. ચ૦ ૧૭.
દ્રવ્યવેશ મુનિનો ધરી, ચિ૦ ઉપગરણાં અનુરૂપ; ચ૦
સકળ ક્રિયા શુદ્ધે કરો, ચિ૦ જેમ કરતા મુનિ ભૂપ. ચ૦ ૧૮.
સામુદાણી ગોચરી, ચિ૦ વિગય ત્યજી ઉપવાસ; ચ૦
પ્રથમ પછે નિર્લેપતા, ચિ૦ કરે આંબિલ ષટ્ માસ. ચ૦ ૧૯.
વંછિત ફળ તસ સંપજે, ચિ૦ રમણી ઋદ્ધિ વિલાસ; ચ૦
આ ભવમાં સુખ ભોગવે, ચિ૦ પરભવ પુણ્ય પ્રકાશ. ચ૦ ૨૦.
ત્રીજે ખંડે મુનિવરેં, ચિ૦ કહી અગીયારમી ઢાળ; ચ૦
વીર કહે ગુરૂવયણથી, ચિ૦ પામીયેં મંગળ માળ. ચ૦ ૨૧.

## દોહરા.

ધમ્મિલ ગુરૂવયણાં સુણી, હરખ્યો હૃદય મઝાર;
માતપિતા બંધવથકી, અધિકો ગુરૂ ઉપગાર. ૧.
ગુરૂ દીવો ગુરૂ દેવતા, ગુરૂથી લહીયેં નાણ;
આ ભવ સુખ સંપદ દીયેં, પરભવ કોડિ કલ્યાણ. ૨.
કર જોડી ગુરૂને કહે, મુજ આપો મુનિવેશ;
આચારશું સુધી ક્રિયા, સફળો તુમ આદેશ. ૩.
તવ ગુરૂ મુનિવેશજ દિયે, મંત્ર તથા આશીષ;
કરી ઉપવાસ ગુરૂમુખેં, મંત્ર જપે અહોનિશ. ૪.

## ઢાળ ૧૨ મી.

( હાંરે હું તો જળ ભરવાને ગઇ'તી જમુનાતીર જો—એ દેશી).

હાંરે હવે ધમ્મિલ મુનિવર વેશ ધરી કરી તામ જો,
ઉપગરણાં દશ ચાર મુનિંદ્રાં ધરે રે લો;
હાંરે ષટ્ આવશ્યક પડિલેહણ શુભ પરિણામ જો,
વિધિયેં મંત્ર જપંતા ષોડશ અક્ષરેં રે લો. ૧.

હાંરે મન શુદ્ધિ ત્રિકરણ યોગેં તપ જપ પોષ જો,
પ્રત્યાહારને ધારણ ધ્યેય દિશા વરી રે લો;
હાંરે તજી આધાકર્માદિક વળિ કેતા દોષ જો,
સામુદાણી કરતા ફરતા ગોચરી રે લો. ૨.

હાંરે ષટ્પદ વૃત્તિ કરિ નિર્લેપક લિયે આહાર જો,
ઉપવાસાંતર આંબિલ કરતા નિત્ય પ્રત્યેં રે લો;
હાંરે ત્યજી ધૂમ્રદોષ તપ સઘળો ચઉવિહાર જો,
એમ કરતાં ષટ્માસ ગયા તપ વાધતે રે લો. ૩.

હાંરે તપ ચરણેં શોષિત માંસ રૂધિર નિજ કાય જો,
પુણ્યેં પોષિત હિતકર ગુરૂ પાસેં ગયો રે લો;
હાંરે તિહાં સાધુવેશ તજી પ્રણમી ગુરૂપાય જો,
ગુરૂઆશીષેં ચાલ્યો વન હસ્તી થયો રે લો. ૪.

હાંરે પરિભ્રમણ કરંતાં ભૂતનું મંદીર દીઠ જો,
તપ શ્રમ તાપ સમાવા, તાપન આથમ્યોરે લો;
હાંરે રયણી સુખ હેતેં ભૂત ધરે સપવિટ્ટ જો,
સુતો ભરનિદ્રાએ ચિંતાયેં વમ્યો રે લો. ૫.

હાંરે તવ સ્વપનેં બોલે દેવ થઇ પરસન્ન જો,
સુગુરુવચન સુપસાયેં રહો સુખમાં સદા રે લો;
હાંરે સુણ ધમ્મિલ પરણીશ તું સુખમાંહી મગન જો,
બત્રીશ કન્યા ખેચર ભૂપ તણી મુદા રે લો. ૬.

હાંરે એમ અમીય સમાણી વાણી સુણિય કુમાર જો,
જાગ્યા રે મુહ માગ્યા મુઝ પાસા ઢળ્યા રે લો;
હાંરે ચિંતે સુર તૂઠા વૂઠા અમિજળધાર જો,
નાઠા રે દિન માઠા શુભ દહાડા વળ્યા રે લો. ૭.

હાંરે ગતશોક કોક રવિઉદયેં તેમ હરખંત જો,
ચિંતે તપ મહિમા ચિંતામણિથી સરે રે લો;
હાંરે વળિ શાસ્ત્રેં નવધા સુપન નિર્ણય ભાખંત જો,
અનુભવી સાંભળી દીઠો લહે સ્વપનાંતરેં રે લો. ૮.

હાંરે ત્રણ પગઇ વં દેખે સહજ સભાવ જો,
આરતિધ્યાનેં પડિયો ચિંતા સંભવે રે લો;
હાંરે વળિ પાપને ઉદયેં ધર્મતણો પરભાવ જો,
દેવ હિયે સ્વપનાં એ તિગ સાચાં હુવે રે લો. ૯.
હાંરે એમ સ્વપનવિચારે રાતિ ગઇ એક જામ જો,
એણે અવસરેં તેણેં દ્વારેં રથ આવ્યો ચલી રે લો;
હાંરે રથ જોડ્યા ઉજ્જ્વલ ઘોડા ધરીય લગામ જો,
હાંકંતી એક નારી તિહાં કણે ઉતરા રે લો. ૧૦.

હાંરે રહિ દ્વારેં પૂછે કોણ છે ધમ્મિલ આંહિ જો,
કુંવર કહે હું ધમ્મિલ આ બેઠો ઇહાં રે લો;
હાંરે ધીમેં સા બોલી જો છો ધમ્મિલ માંહિ જો,
તો તુમ નારી બોલાવે રથ બેઠી તિહાં રે લો. ૧૧.
હાંરે તવ ધમ્મિલ ચિંતે સંકેતિક સંજોગ જો,
મુઝ નામેં બોલાવે કોઇક સુંદરી રે લો;
હાંરે વનવ્યંતર દેવી અથવા ખેટવી જોગ જો,
પામી આવી વિષયાકુળ વિદ્યાધરી રે લો. ૧૨.

હાંરે તેશું મૌનપણું કરી જાવું મુઝ નિરધાર જો,
હુંહુંકાર કરંતાં વાત ખરી જડે રે લો;
હાંરે જેમ ખુની પગલાં બગલાં સૌખ્યવિહાર જો,
બોલંતાં શુક સારીકા પંજર પડે રે લો. ૧૩.
હાંરે એમ ચિંતી ચૈત્ય થકી નિકળીયો તેહ જો,
તનમુખ ઢાંકી રથતુંડેં બેઠો જઇ રે લો;
હાંરે રથ બેઠી દીઠી કન્યા અપછરદેહ જો,
હરખ્યો સા પણ સખીશું બહુ રાજી થઇ રે લો. ૧૪.

હાંરે તે કન્યા વચનેં રથ હાંકંત કુમાર જો,
ચંપાપુરીને મારગ ચોંપે સંચરે રે લો;
હાંરે મારગ ચલતાં જે જે પૂછે બહુ નારી જો,
પડિઉત્તર નવિ દેવે તે હું હું કરે રે લો. ૧૫.
હાંરે વાજીવિશ્રામણ લહિ જળઠામ વિશાળ જો,
નાની ગમાવણ થાક સમાવણ ઉતરે રે લો;
હાંરે કાંઇ ત્રીજે ખંડે બોલી બારમી ઢાળ જો,
શ્રી શુભવીર કુમાર વિનોદ હૃદય ધરે રે લો. ૧૬.

## દોહરા.

નૃપકુંવરી નિજ ધાવશું, ઉતરીયાં જળઠામ;
સુંદર ભૂમિ વિલોકિનેં, લે તરૂતળ વિશ્રામ. ૧.
જળ પાવણ હોય અશ્વનેં, જાવે જામ કુમાર;
કુંવરી દેખી તેહનેં, ચમકી ચિત્ત મઝાર. ૨.
નવિ જાણે એ તપથકી, દુબળ શ્યામ સ્વરૂપ;
પરદુઃખ ન લહે તસ્કરાં, વંધ્યા બળક ભૂપ. ૩.
પંથ પવનશીતેં ઠરી, અગ્નિ પ્રજાળ્યો જામ;
સંગેં દેખી કરી, કહે નિજ ધાવને તામ. ૪.

## ઢાળ ૧૩ મી.

( કપૂર હોવે અતિ ઉજળો રે—એ દેશી. )

કુંવરી કહે કોણ કારિમો રે, મા એ મૂઢ ગમાર;
ડાંગે અંધારૂં ફૂટીયું રે, લૂંટી હું ભર બાજાર રે. ૧.
માડી બડી રે બલા નર એહ, દીઠે દાઝે દેહ રે; માડી બ૦
નબલાશું શ્યો નેહ રે, માડી૦ એ આંકણી૦
ભૂખેં દાઝ્યો દેહડી રે, પ્રગટ નસાની જાળ,
સૂતો જાળે કરોળિયો રે, શ્યામતનુ વિકરાળ રે. મા૦ ૨.
વસ્ત્ર મલિન તન મળ ભર્યાં રે, દીસે દારિદ્ર રૂપ;
મૂક પરે હું હું કરે રે, દેખી પડે કોણ કૂપ રે. મા૦ ૩.
સંકેતિક નર કિહાં રહ્યો રે, કામદેવ અવતાર;

મનવલ્લભ હૃદયેં ધર્યો રે, જેમ મુક્તાફળ હાર રે. મા૦ ૪.
કિહાં સોવન પિત્તલ કિહાંરે, કિહાં મણિ ખંડિત કાચ;
રવિ ખજુઓ શશી રાહુઓ રે, કિહાં જૂઠ કિહાં સાચરે. મા૦ ૫.
તે નર કોણે આણીયો રે, બોલી ન જાણે વાચ;
રણમાં રાક્ષસ સમ મળ્યો રે, ભૂત પ્રેત પિશાચ રે. મા૦ ૬.

પાયરીયાં પાછળ તજ્યાં રે, બીજો મળિયો સંતાપ;
એકલાં રણમાં પ્રગટિયાં રે, પૂરવ ભવનાં પાપ રે. મા૦ ૭.
વસ્ત્રેં શસ્ત્રેં રથ સજ્યો રે, યોદ્ધારવ નર જાણ;
રત્નેં ભર્યો લિયો ડાબલો રે, કરવા ઘરમંડાણ રે. મા૦ ૮.
નીતિધર્મ રસ કેલિનાં રે, પુસ્તક રાખ્યાં સાથ;
ગાડીવાન હાલી જશ્યો રે, ઝાલી ન જાણે હાથ રે. મા૦ ૯.

ચતુરશું ચિત્ત મિલાવડે રે, રંગભર રમે એક રાત;
કદીય સનેહી ન વીસરે રે, જો હોય માથે જાત રે. મા૦ ૧૦.
મૂરખ સાથેં ગોઠડી રે, પળ પળ કલેશ વિઘાત;
તેથી મરણ રૂડું કહ્યું રે, કરી ગિરિઝંપાપાત રે. મા૦ ૧૧.
દુશ્મન પણ દાનો ભલો રે, વિપ્ર ચોર કરે સાર;
વાંદરે રાયને મારિયો રે, મા મૂરખ હિતકાર રે. મા૦ ૧૨.
નજરેં દીઠા નવિ ગમે રે, એ મૂરખ સંજોગ:
તો ઘરવાસ વિલાસના રે, દૂરેં રહ્યા સંભોગ રે. મા૦ ૧૩.

ગેહ ભણી પાછી વળું રે, નહીં કોઇનું મુઝ કાજ;
બ્રહ્મચર્ય ધરશું સદા રે, લોકમાં વધશે લાજ રે. મા૦ ૧૪.
ધાવ કહે વત્સ સાંભળો રે, મ ધરો મનમાં ખેદ;
જ્ઞાનીનું દીઠું હોશે રે, તિહાં નહીં કિશો વિભેદ રે; બેટી૦
મ મ કર બાલક બુદ્ધિ, છે તુઝ પુણ્ય વિશુદ્ધ રે. બેટી મ૦ ૧૫.
નૃપકન્યા વરી ભિલ્લને રે, તેજ આનંદ ભૂપાળ;
કુષ્ટી વર્યો મયણા સતી રે, નીકળિયો શ્રીપાળ રે. બે૦ ૧૬.
સંકેતિક નર નાવિયો રે, જૂઠ તણો ભંડાર;
કુંવારી કન્યાતણા રે, બોલ્યા સાત ભરતાર રે. બે૦ ૧૭.

તૃપ્તિ નહીં ખારે જળે રે, તેમ જૂઠાની વાત;
જૂઠસમો નહીં પાપિયો રે, એક દિન કરે વિઘાત રે. એ૦ ૧૮.
વિદ્યામંત્ર ફળે નહીં રે, ફૂડકપટનું ધામ;
જૂઠથી સુર રહે વેગળા રે, અણુવિશ્વાસનું ઠામ રે. એ૦ ૧૯.
શ્યો ઘરવાસજ તેહશું રે, બોલે જસ નહીં બંધ;
સોળ શણગાર સતી તણા રે, નિષ્ફળ લહી પતિ અંધ રે. એ૦ ૨૦.
રૂડું થયું જે નાવિયો રે, દૈવેં મેલ્યો અન્ય;
સોનું કશે માણુસ વસે રે, જાણીયેં ધન્ય અધન્ય રે. એ૦ ૨૧.
રૂપ દેખી રાચી રહે રે, ન કરે પરીક્ષા સાર;
જાય જન્મારો ઝૂરતાં રે, ભુચ્છ મળે ભરતાર રે. એ૦ ૨૨.
આચારેં કુળ જાણિયેં રે, સંભ્રમ સ્નેહ જણાય;
ભોજનવાત વપુ કહે રે, વાતથી સર્વ કળાય રે. એ૦ ૨૩.
ગેહ ભણી જાતાં થકાં રે, હોશે હાંસી હાણ;
માત પિતાદિ પરાભવે રે, જીવિત દુઃખની ખાણ રે. એ૦ ૨૪.
બોલાવે માલમ પડે રે, જુઓ બોલે શ્યા બોલ;
દેશ કળા કુળ જાણીને રે, આપણ કરશું તોલ રે. એ૦ ૨૫.
ત્રીજે ખંડે એ કહી રે, તેરમી ઢાળ રસાળ;
શ્રી શુભવીર કુંવર તણો રે, પુણ્ય ઉદય ઉજમાળ રે. એ૦ ૨૬

## દોહરા.

ધાવ વચન સુણિ શીખનાં, ખેદ ભરી અકળાય;
મન ચિંતે સંકટ પડી, વાઘ નદીને ન્યાય. ૧.
તરૂ અંતર કુમરેં સુણી, વાત ઉભયની ત્યાંહિ;
ચિંતે ચિત્ત જોઉં પારખું, દેવવચનનું આંહિ. ૨.
સખી સાથેં બોલાવતી, તસ કુમરી તેણી વાર;
પૂછે તુમ કોણ દેશ કુળ, કેમ અમ સાથ વિહાર. ૩.
કોણ દેશેં જાવા તણો, છે તુમચો ઉદ્દેશ;
શાસ્ત્રકળા શી શી ભણ્યા, કહો એ વાત અશેષ. ૪.

## ઢાળ ૧૪ મી.

( રાગ પરજીયો. ફટરે પડયો તેરો ખીસણો—એ દેશી. )

કુંવર કપટસેં બોલીયો રે, મેરા કામરૂ દેશ;
ફરતે ફરે અમ એકિલે, કરી નવ નવ વેશ;
કરણી ફકીરી કયા દિલગિરી. એ આંકણી૦ ૧.
હાલી મેં હરિપુર સેહેરકા રે, નહીં માય ને બાપ;
જોરૂ જુલમ મેંને ના કીયા, બહુ હુવે સંતાપ. કરણી૦ ૨.
સગે સણીજજેં ઘર કયા કરે રે, હમ જુલમી લોક;
ખાનાં પીનાં કરૂં હાથસેં, ફેર દેવે બી લોક. ક૦ ૩.
સ્નાન માસ ખટ અંતરેં રે, વરસેં દોય વાર;
કપડે બી યા રીત ધોવણાં, નહિં ફુરસત લગાર. ક૦ ૪.
ભૂત સેતાનકે દેવલેં રે, હમ રેહતે રાત;
દિનમેં દિવાના હો રહે, કહું કયા બુનિયાત. ક૦ ૫.
ઓર કલા ન પિછાનિયેં રે, મતિ વિકલ ગમાર;
મોર કલા વનમેં ધરે, એક દેખીયેં સાર. ક૦ ૬.
શાસ્ત્ર પઢે બકવા કરે રે, જેસા લવરી ખોર;
ગોવાલ હમ ઉસેં કયા કરે, નિત્ય ચારંત ઢોર. ક૦ ૭.
ઉનમેંસી ઢોર કેતે બેચીકે રે, લિએ પેસે હજાર;
ઓ બી જૂગટ ખેલમેં ગયે, નહીં ખાયે લગાર. ક૦ ૮.
ખાવનનેં ફેર મુઝે ના દીયાં રે, પશુ ચારણ ઘાસ;
કોઈ રખે નહીં નોકરી, નહિ કવડી બી પાસ. ક૦ ૯.
ખ્યાલ તમાસા દેખતે રે, રહે ફિરતે હી ગામ;
ઠામ ઠેકાણાં નહીં કિસ્યાં, મેરા કાયેલ નામ. ક૦ ૧૦.
જંગમ જંગલ જોગટે રે, જેસેં ખાખી હી લોક;
કરતે મોજ મસ્તાઈમેં, નાહીં કિસીકા શોક. ક૦ ૧૧.
તુમ સમ ઓરત જો મળે રે, ઉસેં કરતેં બી હાથ;
બેચી વિદેશેં કરૂં દોકડા, રમું વેશ્યાકી સાથ. ક૦ ૧૨.
રોટી પકાનાં હાથેં પડે રે, અબ તું મિલી નાર;
ખાનાં પીનાં મુજે જો દીયે, રમું તુઝે ઘર બાર. ક૦ ૧૩.
બંટી બાવટા લાયગે રે, પીસો નિત્ય તીન શેર;

રોજી ચલેંગી જાન તીનકી, મત જાનોગે ફેર. ક૦ ૧૪.
કુંવરી કહે દાઘા પરી રે, તેરા બોલ હે લૂણ;
વેશ ફકીરી તેરી જલ ગઇ, તુમ હોતા હે કૂણ;
જલ રે ગઇ ગઈ તેરી જિંદગી. એ આંકણી૦ ૧૫.
લાલ લાલ જેસી તોરી અંખીયાં રે, જેસી જલતી મશાલ;
મેં હું બડી કુલબેટીયાં, તું હી હાલી હમાલ. જલ રે ગઇ૦ ૧૬.
ભૂતદેવલ વસતો ફરે રે, તું હી આપેં હી ભૂત;
જુલમી હુવા તો હમ કયા કરે, સુણુ રંકકે પૂત. જલરે૦ ૧૭.
શાસ્ત્રકલા વિકલા નહીં રે, ઢોર ચારે સો ઢોર;
ગોવાલ હમ ઘર બોહોત હે, નહીં તુમ સમ ચોર. જ૦ ૧૮.
મૂરખરાજ કચેરીયેં રે, જુએ હસ્તીવદન;
દોનું પુચ્છ મુખ ના મલે, સુણી સ્વામી પ્રચ્છન્ન. જ૦ ૧૯.
પરકી લાંચ દૂરેં ગયેં રે, હુઇ લોકમેં હાંસ;
તું બી બડે એસે મૂરખે, વિણુ વિદ્યા વિલાસ. જ૦ ૨૦.
તેરી જિંદગાની ગઇ ધૂલમેં રે, બડા વ્યસની હરામ;
સંગ તજે દૂર સજ્જનનાં, રહે પાસેં ન દામ. જ૦ ૨૧.
જોગીપરેં ફરે જંગલેં રે, તેરે કીસીકા શોક;
ચિંતા ચતુર ઘટમેં વસે, નહીં મૂરખ લોક. જ૦ ૨૨.
ઓરત બેચી બિદેશમેં રે, નહીં ખત્રીકી જાત;
બહુત ઉંદર બિલ દેખીયેં, હોત અહિ બિલ ઘાત. જ૦ ૨૩.
રાંક મુજે તું કયા કરે રે, બડી સતી હું નાર;
રાજસુતા મેરા હાતકી, નહીં દેખી તરવાર. જ૦ ૨૪.
બંટી બાવરા તું ભખે રે, તોરી પીસેંગી માય;
ખાનાં પીનાં દેઉં નોકરી, જબ સેવેંગા પાય. જ૦ ૨૫.
લૂંચે હરિકી કેસરા રે, લગે ખડ્ગને ન ઘાય;
જલણુ બિચેં કોઉ ના જલે, મણિ ફણીકા અહાય. જ૦ ૨૬
તાલપુટેં કોઇ ના મરે રે, પણુ સતીઆંકે સાપ;
જીવે ન મંત્ર વિદ્યાધરા, એસી મેરી બી છાપ. જ૦ ૨૭.

ખંડ ત્રીજે સંવાદની રે, કહી ચોદમી ઢાળ;
વીર કહે સતી ના બીહે, લહે લક્ષ્મી વિશાળ. જ૦ ૨૮.

## દોહરા.

કુંવર સુણી ચિત્ત ચિંતવે, દ્રવ્ય સહિત મળિ નાર;
પણ ચિત્ત ભીંજે એહનું, સફળ હુએ સંસાર. ૧.
જળગિરિ ભેદે અનુક્રમેં, કપટેં શત્રુ હણાય;
કારજ સિઝે વિનયથી, અનુક્રમેં સઘળું થાય. ૨.
વચન વિવાદ ન કીજીએ, ચલીયેં તસ મન રીત;
અનુક્રમેં વશ કીજીયેં, ન હોય પરાણે પ્રીત. ૩.
વયણેં મધુરતા રાખવી, કટુક વચન કરી દૂર;
જસ મન ગમતું બોલીયેં, તો હોય તેહ હજૂર. ૪.
જીભા કર કછોટડી, એ ત્રણે વશ હુંત;
સજ્જન ચાલે મલપતા, દુર્જન કાળુ કરંત. ૫.
ઉષ્ણ શીતળ વર્ષાઋતુ, ઝગડો કરતા દેવ;
ભૂતળ આવી એક ધરેં, પ્રશ્ન કરે તતખેવ. ૬.
કટુક વચન વહુનાં સુણી, દીયે શિક્ષા સુર તાસ;
સાસુ વખાણી તિગ ઋતુ, લહે સુર સુણી ઉલ્લાસ. ૭.
વસ્ત્રાભૂષણ સાસુને, દીયેં દેવો ધરી પ્રેમ;
હરખ્યા સુર સ્વર્ગે ગયા, અમે પણ કરશું તેમ. ૮.
ભાવ કહે બેડી સુણો, પંથેં કરી થિર ચિત્ત;
એ નર સાથેં ચાલવું, આપણ કાર્યનિમિત્ત. ૯.
રણ ઉતરી ચંપા જઇ, કરશું સઘળો તોલ;
તુજ ઇચ્છાયેં સંપ્રતિ, કડુઆં વચન ન બોલ. ૧૦.
એમ સુણી મૌનપણે રહે, બેહાં બેહુ સુજાણ;
કુંવર હુકમ કુંવરી તણે, જોતરીયાં કેકાણ. ૧૧.

## ઢાળ ૧૫ મી.

( સુંદર પાપસ્થાનક તજો સોળમું—એ દેશી. )

સુંદર કુંવરેં રથ હલકારીયો, જાતાં પંથ વિચાલ હો;

સુંદર એક વનમાં જઇ ઉતર્યા, દેખી સરોવર પાળ હો;
સુંદર તપ મહિમા મન સદ્દહે. એ આંકણી. ૧.
સુંદર ભોજન વેળા ત્યાંહાં થઇ, રસવતી ધાવ નીપાય હો;
સુંદર સ્નાન ભોજન કરી સહુ જણાં, રથ બેસી કરી જાય હો.
સુંદર તપ મહિમા મન સદ્દહે. ૨.
સુંદર નિર્ભય નદીયો નીહાળતાં, ગિરિવર વન આરામ હો;
સુંદર પાછલે પોહોરે પામિયો, ચરમા નામે ગામ હો. સુંદર૦ ૩.
સુંદર કુંવર કહે દોય નારીને, રેહેજો તુમે વનમાંહી હો;
સુંદર ઠામ ઉતારાનું કરી, વેગે આવીશ આંહી હો. સું૦ ૪.
સુંદર એમ કહી રથ સાથે ઠવી, ગામમાં ચાલિયો કુમાર હો;
સુંદર ગામનો સ્વામી દેખીયો, પરવરિયો પરિવાર હો. સું૦ ૫.
સુંદર અશ્વ ગ્રહી ઉભા સહુ, કુમરે દીઠા તામ હો;
સુંદર ગામ ધણીને પૂછતો, કુંવર કરીય સલામ હો. સું૦ ૬.
સુંદર દરદ કિશું છે ઠાકોરને, શ્યો પ્રતિકારજ કીધ હો;
સુંદર તે કહે ક્ષેત્રરૂપે ગયા, તિહાં લોહકંટક વિદ્ધ હો. સું૦ ૭.
સુંદર નહીં કોઇ ઇહાં પ્રતિકારીયો, શલ્ય છે પેટ મઝાર હો;
સુંદર જો જાણો તો સજ્જ કરો, માનશું તુમ ઉપગાર હો. સું૦ ૮.
સુંદર ક્ષેત્રની માટી અણાવતો, જોઇ કુંવર તેણી વાર હો;
સુંદર તન લેપો ઘડી દો પછે, સૂકો અંગુલ ચાર હો. સું૦ ૯.
સુંદર ફેરવ્યો ચમક સકળ તનુ, તે પણ ઠરીયો ત્યાંહી હો;
સુંદર ફાડી પ્રદેશને કાઢીયો, શલ્ય દીયો કરમાંહી હો. સું૦ ૧૦.
સુંદર વણ સંરોહિણી ચોપડી, સજ્જ કીયો તુરગેશ હો;
સુંદર ગ્રામેશ તૂઠો પૂછતો, ભાઇ જવું કિયે દેશ હો. સું૦ ૧૧.
સુંદર ધમ્મિલ કહે પૂર્વદિશે, પણ છે માણસ બાર હો;
સુંદર ગ્રામેશ સુણી આગ્રહ કરી, તેડી લાવ્યા તેણિ વાર હો. સું૦ ૧૨.
સુંદર વરવસતીયે ઉતારીયાં, રથ ઘોડા પણ પાસ હો;
સુંદર સેવાભક્તિ બહુ સાચવે, રાત્રિ વસ્યા સુખવાસ હો. સું૦ ૧૩.
સુંદર વંછિત નર અણુ પામવે, ઉજાગરો ભર ખેદ હો;

સુંદર સુતી કુંવરી નિદ્રા ભરે, પૂછે કુંવર તસ ભેદ હો. સું૦ ૧૪.
સુંદર ધાવ કહે માગધપુરે, અરિ દમણ ભૂપાળ હો;
સુંદર વિમળા નામે તસ સુતા, રૂપકળા ભંડાર હો. સું૦ ૧૫.
સુંદર ધાત્રી હું કમળાભિધા, મુજ સાથે બહુ નેહ હો;
સુંદર નિર્દય નર દેખી કરી, થઇ નરદ્વેષિણી તેહ હો. સું૦ ૧૬.
સુંદર જેમ તેમ નર દેખી લવે, પામી જોબન વેશ હો;
સુંદર રાજમારગ કરી મેહેલમાં, રાખે પુત્રી નરેશ હો. સું૦ ૧૭.
સુંદર અન્ય દિને પુર વાસિયો, સમુદ્રદત્ત સથવાહ હો;
સુંદર તસ સુત ધમ્મિલ નામ છે, ગુણકળા રૂપ અથાહ હો. સું૦ ૧૮.
સુંદર પંથે જતો તે દેખીને, અંગે વ્યાપ્યો કામ હો;
સુંદર રક્ત થઇ સખીયો પ્રત્યે, પૂછી તેહને ધામ હો. સું૦ ૧૯.
સુંદર મોકલી સખી તસ એમ કહે, પરણો સ્વામિની મુઝ હો;
સુંદર ધમ્મિલ કહે હું વાણીયો, ન ઘટે વાત એ ગુઝ હો. સું૦ ૨૦.
સુંદર કેમ પરણું નૃપનંદિની, કહે સખી પરણો એકાંત હો;
સુંદર પરદેશે જઇ બેહુ રહો, નહિ તો કરે તનુઘાત હો. સું૦ ૨૧.
સુંદર વળતું દયાયે તે કહે, જો છે વિમળા પ્રેમ હો;
સુંદર ભૂતઘરે અમો આવશું, સંકેત કીધો એમ હો. સું૦ ૨૨.
સુંદર સખીવયણે વિમળા તિહાં, પૂછે મુજને વાત હો;
સુંદર મેં ધાર્યો નર નવિ ગમે, એહ કિશ્યો ઉત્પાત હો. સું૦ ૨૩.
સુંદર તસ મન ગમતું મેં કહ્યું, જુગતે જોડ એ હોય હો;
સુંદર રથ બેસી નિશિ આવીયાં, ભુતઘરે અમે દોય હો. સું૦ ૨૪.
સુંદર તેહ સોભાગી ન આવીયો, દૈવ સંજોગે ત્યાંહિ હો;
સુંદર મેં બોલાવ્યો બોલીયો, તેણે નામે તું માંહી હો. સું૦ ૨૫.
સુંદર તેણે રાગે તુજ દેખીને, કંદરૂપ પામી ત્રાસ હો;
સુંદર મુજ વયણે આવી ઇહાં, સુતી નાખી નિસાસ હો. સું૦ ૨૬.
સુંદર કમળા વચન કુમરે સુણી, નિજ વીતક કહે તાસ હો;
સુંદર કુંવર કહે કર જોડીને, મુજ એહશું ઘરવાસ હો. સું૦ ૨૭.
સુંદર મુજ વશ કરવી તુમ ઘટે, ભૂલું ન તુમ ઉપગાર હો;

સુંદર સુખ ભર સૂતાં બેહું જણાં, કરી નિજ કોલ કરાર હો. સું૦ ૨૮.
સુંદર ત્રીજો ખંડ પૂરણ થયો, પનરમી તસ ઢાળ હો;
સુંદર વીર કહે શ્રોતા ઘરેં, હોજો મંગળ માળ હો. સું૦ ૨૯.

**ચોપાઈ.**

ખંડ ખંડ જેમ ઇક્ષુખંડ, મીઠી ધમ્મિલ હિંડ અખંડ;
શ્રી શુભવિજય સુગુરૂથી લહ્યો, પુણ્ય ઉદય હવે આગળ કહ્યો. ૩૦.

**इत्याचार्य श्री विजयसिंहसूरिसंतानीयपंडित श्री यशोविजय गणिशिष्य पंडित श्री शुभविजयगणिशिष्य पंडित श्री वीरविजय गणिविरचिते श्री धम्मिल कुमरचरित्रे प्राकृतप्रबंधे प्रथम राज्यकन्यामिलनाभिधानस्तृतीयखंडः समाप्तः.**

---

# ચતુર્થ ખંડ પ્રારંભ.

---

**દોહરા.**

પરમ પુરૂષ પરમાતમા, પ્રણમી પાસજિણંદ;
ઇષ્ટદેવ પદ્માવતી, નામેં નિત્ય આણંદ. ૧.
ત્રીજો ખંડ અખંડ રસ, પૂર્ણ થયો સુપ્રમાણ;
ચોથો ખંડ કહું હવે, સુણજો શ્રોતા જાણ. ૨.
જાણ સભા પામી કરી, કવિજન કરતા કેલ;
તે આગેં ધન શું કરે, જે પત્થર મગ સેલ. ૩.
અજ્ઞ સુખેં સમઝાવીયેં, પણ અર્ધ બલીક ગમાર;
પ્રભા પણ નવિ રીઝવે, જેહનેં છે મુખ ચાર. ૪.
તન વિકસે મન ઉલ્લસે, રીઝ બુઝ એકતાન;
દક્ષ સભા પામી કવિ, વરસે અંતર જ્ઞાન. ૫.
ગુરૂભક્તિ શ્રવણે રૂચિ, ગર્વ ચપલતા હીન;
પ્રશ્નજાણ બહુશ્રુત સુધિ, કૃતગુણ દાન અદીન. ૬.

અનલસત્યક્ત કથાંતરી નિંદ રહિત જસ નેણ;
અંતર પ્રીતિ ધરે સદા, નહીં નંઘા જસ વેણ. ૭.
ચોદે ગુણ શ્રોતા ધરી, સાંભળજો ધરી હેત;
ઘનજળધારા ફળ દીયે, પણ જિહાં જેહવું ખેત. ૮.
કવિ ભટ્ટવાણી બાણી એ, ભૂકે નહીં નિશાન;
રસિયા જાણને રીઝવું, તેણે સુણજો થિર કાન. ૯.

## ઢાળ ૧ લી.

(ગુરૂને બોલડીએ, તથા, નહીં ચારૂં રે નવલખ ધેનુ, ના રે મા નહીં ચારૂં—એ દેશી.)

પરભાતે સહુ જાગીયાં તવ, મા કહે બેટી બોલાવ્ય રે;
નહીં બોલું એહશું કહે સા, તું મુઝ બહુ સમઝાય. ૧.
નારે મા નહીં બોલું, નહીં બોલું, રે એહની સાથ, નારે મા,
એ નિર્ગુણ નબળો નાથ ના૦ નવિ ઝાલું નિર્ધન હાથ.ના૦ એ આંકણી.
કમળા કહે સુત શેઠનો, તપ મહિમા દેવ હજૂર રે;
નિશિએ વાત સવી સુણી, કહે વિમળા તજિએ દૂર. ના૦ ૨.
ભોજન કરી રથ જોડીને, બેસારી બેહુ જણી માંહી રે;
ગામ ધણીને મળી કરી, ધમ્મિલ નિકળિયો ત્યાંહિ. ના૦ ૩.
ગામ ધણી સહુ સાજને, ઉપગારે પ્રીતિ ભરાવ રે;
વોળાવી પાછો વળ્યો, વસ્ત્રાદિક દેઇ સિરપાવ. ના૦ ૪.
પંથ ચલંતાં અનુક્રમે, ભવજળ નિધિ સમ ભયકાર રે;
ચોર ચરડ વૃક ભય જિહાં, એહવી પામી કંતાર. ના૦ ૫.
ગુરૂદત્ત મંત્ર હૃદયે જપે, ષોડશ અક્ષર મહા ભાગ રે;
રણમાં પંથ વચે પડ્યો, એક દીઠો ફણિધર નાગ. ના૦ ૬.
વિષધર ફૂંફાડે કરી, બહુ ઉડે ગગને ખેહ રે;
મેઘઘટા કાજળ જિસી, કાંઇ દીપે કાળી દેહ. ના૦ ૭.
ગુંજાર્ધરાગ રત્તનયનાં, ડક ડક ગુંજા વાય રે;
જીભ જુગલ લલકારતો, રથ દેખી સાહામો ધાય. ના૦ ૮.
તે દેખી માતા સુતા થઇ, ચિત્તમાંહી ભય ભ્રાંત રે;
રજ્જુપરે પુચ્છે ગ્રહી, નાખે ધમ્મિલ એકાંત. ના૦ ૯.

નર મૃગ મંસ રૂધિર ભર્યાં, જીભાવરણુ મેદાન રે;
વિજળી જ્યું નયણાં ઝગે, તનુ પીલે ચિત્રક વાન. ના૦ ૧૦.
કેસર વરણી કેસરા, ઝળકંતી અગ્નિની ઝાળ રે;
કુંડળિયાળો લાંગુલેં, ઉચ્છળતો દેવે ફાળ. ના૦ ૧૧.
વદન ફાડ ગિરિ કંદરા, ધુધુઆટા ભીષણુ જાસ રે;
વિમળા વળગી ધાવ્યને, હરિ દેખી પામી ત્રાસ. ના૦ ૧૨.
ધમ્મિલ રથથી ઉતરી, કહે મ ધરો ભય તિલ માત્ત રે;
હું નરસિંહની આગળેં, એ સિંહ પશુ કોણુ માત્ત. ના૦ ૧૩.
પંચપરમેષ્ટિ પ્રભાવથી, થયો અષ્ટાપદ સમરૂપ રે;
નાઠો સિંહ વનાંતરેં, જેમ તસ્કર દેખી ભૂપ. ના૦ ૧૪.
વનહસ્તી પર્વત જીસો, રણુમાં દીઠો વિકરાળ રે;
દુર્દિન સમ ગુલ ગુલાય શબ્દેં, મદઝર દંત વિશાળ. ના૦ ૧૫.
કુંવર કહે કમળા જુઓ, ગજ ખેલાવું ઘડી દોય રે;
રથ ઉતરી સન્મુખ ગયો, વિમળા ચિત્ત રંજન સોય. ના૦ ૧૬.
વસ્ત્ર બિછાઇ હકારીયો, પૂંછે વળગીને ભમાય રે;
ઉદડીયેં થાકયો કરી, થઈ ગળીયો ભૂમિ પડાય. ના૦ ૧૭.
દંતોશળ પગ દેઇનેં, ચઢી દીયે ઉપર ઘન ઘાય રે;
આરડતો ગજ ઉઠીને, ગિરિ વનમાં ભાગ્યો જાય. ના૦ ૧૮.
બેહું નારી વિસ્મય લહી, રથ હાંકી કુંવર તે જાય રે;
અરણુ મહિષ મોહોટો ભયકારી, અશ્વ ઉપર તે ધાય. ના૦ ૧૯.
રથ લેઇ જાળાંતરે, જઇ કુંવર કરે સિંહ નાદ રે;
મહિષ જીવ લેઇ નાસિયો, જેમ મુનિ જ્ઞાનેં પરમાદ. ના૦ ૨૦.
પાછલી રાત્રેં ચાલતાં, અર્જુન સેનાપતિ દીઠ રે;
ભિલ્લ વૃંદ લેઇ લુંટવા, આવ્યો કિકિઆટે ધીઠ. ના૦ ૨૧.
ધીરજ દેઇ બેહું નારીનેં, રથમાંથી લેઇ હથીયાર રે;
પરમેષ્ટિ સમરણુ કરી, રણુ ચઢિયો તિહ કુમાર. ના૦ ૨૨.
શક્તિ ફલક એક ભિલ્લનું, હણી કીધું કુમરેં હાથ રે;
રુદન કરત ભાગ્યા સવે, તવ ઉઠયો અર્જુન નાથ. ના૦ ૨૩.

ગર્જતા બેહુ ઝુઝતા, છજે શક્તિ ફલે હણ્યો તાસ રે;
ભાગ્યા ભિલ્લ અનાથથી, જેમ પવને ઉડયું ઘાસ. ના૦ ૨૪.
આવી રથ બેસી ચલે, તવ કમળા કહે સુણુ વચ્છ રે;
રાંક નથી રાજા થશે, જેમ જલધિ રોહિત મચ્છ. ના૦ ૨૫.
હાલીને ગોવાલની જે, કહિ વાતો તે જૂડ રે;
શ્રેષ્ટિસુત ક્ષત્રી જીસો, પ્રત્યક્ષ કળાએં દીઠ. ના૦ ૨૬.
તવ વળતું વિમળા વદે, તું બોલી પામી લાગ રે;
કરીશ વિરૂદ્ધ એ વાતડી, હું હંસ લીયે છે કાગ. ના૦ ૨૭.
એમ કરતાં પંથે જતાં, ગઇ વિઘ્નરૂપ એ રાત રે;
સરોવર કાંઠે ઉતર્યાં, રવિ ઉદય થયો પરભાત. ના૦ ૨૮.
મુખ તન શુદ્ધિ સહુ કરે, ગંગોદક સમ લહી નીર રે;
ચોથે ખંડે પેહેલી એમ, ઢાળ કહે શુભવીર. ના૦ ૨૯.

## દોહરા.

એ અવસર તિહાં સાંભળ્યા, વાજિંત્ર બહુલા નાદ;
શંખ પડહ ભેરિ ઝલ્લરી, સરણાઇના સાદ. ૧.
કલકલ શબ્દ સુભટ ઘણા, ધ્વજ લઘુ ગુરૂ શોભિત;
મૃત તસ્કર બળ જાણીને, થઇ રમણી ભયભીત. ૨.
કુંવર કહે નવિ ભય ધરો, મુજ બેઠાં લવલેશ;
એમ કહેતાં તિહાં આવિયો, એક પુરૂષ શુભ વેશ. ૩.
પરિકર થોડે પરિવર્યો, વિનય કુશળ તસ નામ;
કર જોડીને વીનવે, કુંવરને કરી પ્રણામ. ૪.

## ઢાળ ૨ જી.

( રાગ ખંભાયતી. )

( હવે શ્રીપાળ કુમાર, વિધિપૂર્વક મજ્જન કરેજી—એ દેશી.)

વિનયકુશળ કહે એમ, અચરિજ વાત તમેં કરી જી;
રાત્રે એકણુ પિંડ, શબરસેના દૂરેં હરી જી. ૧.
અર્જુન તસ્કર નાથ, અમ નૃપશું શત્રુપણું જી;
તે તુમેં હણીયો જાણુ, અમ રાજા હરખ્યો ઘણું જી. ૨.

અસનપાલ છે આંહી, અંજનગિરિ તેજેં હશે જી;
અજિતસેન ભૂપાળ, પલ્લીપતિ મોહોટો વસે જી. ૩.
તુમને મળવા હેત, આવે છે ભટ સંકુળે જી;
ખબર કરેવા તુમ, મુજ મોકલીયો આગળેં જી. ૪.
એણે અવસર નૃપ ત્યાંહીં, આવ્યા સૈન્યેં પરવરી જી;
વિનયેં પ્રણમે પાય, કુંવર રથથી ઉતરી જી. ૫.
આલિંગન કરી દોય, મળિયા બહુલ હર્ષ ભરે જી;
પલ્લીપતિ કહે વત્સ, ભલેં પધાર્યા અમ ઘરેં જી. ૬.
ચોર સેનાપતિ દુષ્ટ, અર્જુનનો ઇહાં ભય ઘણો જી;
જાતાં સદેશી પંથ, ધન હરે પરદેશી તણો જી. ૭.
પંથ તજી અન્ય માર્ગ, સઘળા લોક તે સંચરે જી;
તિહાં પણ સૂતા સાથ, તેહ તણા જીવિત હરે જી. ૮.
નિર્ભય સુવહતે પંથ, કરતાં યશ પસર્યો ઘણો જી;
અચરિજ કીધી વાત, એકલે તેં અર્જુન હણ્યો જી. ૯.
મુજ વૈરી હણનાર, સાંભળી તુંડા તુજ પરી જી;
તુજ દર્શન અભિલાષ, આવીયો હું હર્ષ કરી જી. ૧૦.
તુજ સાહસિક નહિ પાર, પુણ્ય ઉદય મોહોટો ઘણો જી;
કુંવર કહે ગુરૂદેવ, મહિમા એ નહીં મુજ તણો જી. ૧૧.
રાય કહે વત્સ આજ, પાઉં ધારો મુજ મંદિરેં જી;
જોવા ઉભા લોક, એમ કહી અશ્વ રતન ધરે જી. ૧૨.
તુરગ ચડી નૃપ સાથ, બહુ અસવારેં પરિવર્યા જી;
કમળસેના રથમાંહી, વાજિંત્ર નાદ અલંકર્યા જી. ૧૩.
બેઠી પાલખી માંહે, વિમળા જાણે અપસરા જી;
ચામર ઢાળે દોય, દાસી બીજી સહચરા જી. ૧૪.
એમ મોહોટે મંડાણ, તિહું જણ પધરાવ્યાં ઘરે જી;
ગીત ગાન બહુ માન, ખાન પાન ભક્તિ કરે જી. ૧૫.
કમળસેના કહે વત્સ, ભાગ્યશાળી નર એ મળ્યો જી;
જો તું સમજેં કાંઇ, માનું જન્મ સફલ ફળ્યો જી. ૧૬.

વિમળસેના કહે માય, વારંવાર મુઝ ભોળવે જી;
જેમ ધનશેઠને ધૂર્ત્ત, જૂઠ કથા કહી રીઝવે જી. ૧૭.
ઉજ્જેણીએં ધનશેઠ, નવ્ય કથા પ્રિય તિહાં વસે જી;
આપે સોનૈયો એક, સુણિય અપૂર્વ કથા રસેં જી. ૧૮.
એક દિન ધૂરત વાત, ભાંખે ચહુટે હું ગયો જી;
દશ મણનું ચિંતાક, પાચવતો નર દેખીયો જી. ૧૯.
જોવા ગયો સુણી શેઠ, ધૂર્તને ઘર બેસારીનેં જી;
પૂછે કૂપોદક શીશ, કહે ઠગ મદના નારીને જી. ૨૦.
રંભા સમી એક નાર, સાથેં તુમ પિયુ ખેલતા જી;
દેઇ મુદ્ર તંબોળ, ઘર સોંપી ચહુટે જતા જી. ૨૧.
ઠગમુખની સુણી વાત, બેહુ ફોડી ભૂતળે જી;
મદના ચહુટા માંહી, શેઠને જઇ વળગી ગળે જી. ૨૨.
છાંટી કચરો ધૂળ, બોલે મા તુજ કિહાં ગઇ જી;
કરતા વળગા ઝુંબ, દંપતી બહુ રાંટી થઇ જી. ૨૩.
અડક્યો માતંગ ત્યાંહી, અભડાણાં નદીએં ગયાં જી;
શેઠ તણી લઘુ બેહેન, આવી ઘેર ઠગ પૂછીયા જી. ૨૪.
પુત્ર મુઆ કહે ધૂર્ત, દંપતી સમશાને વળ્યાં જી;
સા સુણી રોતી જાય, ભીનેં વસ્ત્રેં બેહુ મળ્યાં જી. ૨૫.
નણદી રોતી દેખી, ભોજાઇ પણ રોઇ પડી જી;
શેઠેં મેહેલી પોક, સજ્જન વર્ગ આવ્યાં ચડી જી. ૨૬.
રોઇ કૂટી ગેહ, બેઠા બિછાણાં પાથરી જી;
કહે ઠગ દીઓ દીનાર, કેસી કથા મેં આચરી જી. ૨૭.
લોક સુણી કહે હાસ્ય, શેઠ મૂરખ ઉઠયો હસી જી;
ધૂર્તને દેઇ દીનાર, જઈ ઘરમાં બેઠો ખુશી જી. ૨૮.
હું નહીં તેહવી નાર, તુજ વયણેં રીઝું ખરી જી;
એ ભિક્ષુકશું પ્રીતિ, મેં મનથી દૂરેં કરી જી. ૨૯.
કમળા કહે તું મૂર્ખ, જેમ નવ તપશી વિદેશિયા જી;
એક પુર નદીએં નાહી, ગણતી કરવા બેસીઆ જી. ૩૦.

ગણતાં હોવે આઠ, પિંડવિના ભૂલે સહુ જી;
જાણી મરણ ગયો એક, ભેળા મળી રોતા બહુ જી. ૩૧.
દેખે નજરે સર્વ, તોહે મૂર્ખ સમઝે નહીં જી;
તું અણુસમજુ તેમ, દક્ષપણું માનો સહી જી. ૩૨.
વિમળા કહે મા તુઝ, લાંચ મળી દીસે ખરી જી;
કમળા સાંભળી એમ, બેઠી મૌનપણું કરી જી. ૩૩.
ચોથે ખંડે એહ, બીજી ઢાળ સોહાવતી જી;
શ્રી શુભવીર કુમાર, પુણ્ય ઉદય પસરી રતી જી. ૩૪.

## દોહરા.

સુખભર દિન કેતા રહ્યા, ભૂપની ભક્તિ વિશેષ;
કુંવર કહે આપો રજા, જાવું અમ પરદેશ. ૧.
અજિતસેન કહે કુંવરને, તુમ વિરહો ન ખમાય;
પણ વૈદેશિક પ્રીતડી, અંતે છે દુઃખદાય. ૨.
પરદેશીશું પ્રીતડી, મેં કરી તું ન કરેશ;
જાશે તુરીય કુદાવતો, ઉભી હાથ ઘસેશ. ૩.
સજ્જનશું જે પ્રીતડી, છાની તે ન રહાય;
પરિમલ કસ્તૂરી તણો, મહીમાંહે મહકાય. ૪.
સજ્જન સજ્જન એક જપે, એક સજ્જન ચિત્ત ઓર;
માનત હે તસ જીવકું, એક ચિત્ત દોઉ ઠોર. ૫.
સજ્જન તો છોડી ચલે, પણ ગુણ મૂકી જાય;
અંતર ધૂઆ નીકળે, બાહેર ઝાળ ન થાય. ૬.
ભૂતળ લિંબાદિક ઘણા, પણ ચંદન કિહાં કોય;
પાષાણે પૃથિવી ભરી, પણ મણિ કિહાંએક હોય. ૭.
પ્રતિદિન કિરટા રવ કરે, પણ ચૈત્રે પિક મીઠ;
ખલ સંકુલ આ જગતમાં, વિરલા સજ્જન દીઠ. ૮.
પંથસરે જાતાં થકાં, કેમ કરી રાખું ગેહ;
તેણે મુઝને સંભારજ્યો, રાખી અવિહડ નેહ. ૯.
એમ કહી વસ્ત્રાભૂષણે, બહુલ કરી સત્કાર;

એહ નારી રથશું સજી, નિકળીયા તેણિ વાર. ૧૦.
રાજા વેળાવી વળ્યા, કુંવર ચલંતા તામ;
ઠામ ઠામ રેહતા થકા, પોહોતા ચંપા ગામ. ૧૧.

## ઢાળ ૩ જી.

( મારી અંબાના વડ હેઠ, ભર્યાં સરોવર લેહેર્યાં લે છે રે—એ દેશી ).

ચંપા નગરી ઉપકંઠ, વહે ગંગા નદી વેગળી રે;
શિવશંકર મોહોટું નામ, જાણી છાની રાગે હળી રે;
ભયભ્રાંત ભવાની બીત, પ્રીતે જટામાંહે સાંકળી રે;
હર સંગ જટામેં ગંગ, રંગ અનંગ રસશું મળી રે;
ચંપા ચંપક વન જોય, નંદનહારી મેરૂ વસે રે. એ આંકણી. ૧.
પણ ભંડશી ચાલ પ્રચંડ, ઉદ્દંડ રેહેતો તોફાનમેં રે;
નિત્ય ભસ્મ લગાવે દેહ, ગેહ કરે સમશાનમેં રે;
રંગભોગમેં હોત વિજોગ, શોક ભરે દિન કાઢતી રે;
ભામા નિબળે ભરતાર, પેટ બળે પિંડ પાડતી રે. ચં૦ ૨.
એક ભિલડી પૂંઠે ધાય, નિર્લજ રૂદ્ર વળગ્યો જઇ રે;
તે દેખી ગંગા નાર, શોક ભરે વિલખી થઇ રે;
સુરસદ્મ પદ્મદ્રહમાંહે, ઝંપા કરી ફરી અવતરી રે;
ધરી દેવ નદી નિજ નામ, કામેં હિમાચલ ઉતરી રે. ચં૦ ૩.
કરી સિંધુ સખીને શાન, બહુલ સાહેલીયેં પરિવરી રે;
જલધિવર વરવા હેત, ચંપા મારગ સંચરી રે;
નિજ જોબન મદ ઉન્માદ, જળકલ્લોલે કરી ખેલતી રે;
હંસજુગલ કરે જળકેલિ, પોપટ મેના જળ ઝિલતી રે. ચં૦ ૪.
પરદેશી ઘણાં નર નાર, તીર્થ લહી જળ ન્હાવતાં રે;
મળી મેળે સહીયર સાથ, પ્રેમભરે ગુણ ગાવતાં રે;
પાસેં ચંપક વન એક, વૃક્ષ અનેક ચંદન તણાં રે;
ફળ દાડિમ દ્રાખ રસાળ, લિંબ કદંબ ફણસાં ઘણાં રે. ચં૦ ૫.
જાંબુ રાયણ અંજીર નારંગી ને સીતાફળી રે;
રામ જામ તિલક હીંતાલ, સાલ રસાળ લિંબું વળી રે;

બહુ ચંપક વૃક્ષ અશોક, શીતળ જેહની છાંયડી રે;
મધુરાં વર નિર્મળ નીર, કૂપ સરોવર વાવડી રે. ચં૦ ૬.
સહકાર તરૂને ડાળ, કોયલ બેઠી ટહુકા કરે રે;
કમળા વિમળા ને કુમાર, હર્ષ ભરે તિહાં ઉતરે રે;
મુખ શુદ્ધ કરી લેઇ વાર, ચાર ઘડી દિન આવતો રે;
જિનરાજનું મંદિર ત્યાંહી, દેખી ધમ્મિલ જાવતો રે. ચં૦ ૭.
વિમળા પણ આવી માંહે, જિનમુખ દેખી આણંદતી રે;
આચવિયાં દશ તિગ તેણુ, વિમળમતિ વિમળા સતી રે;
વંદી ઉભી કર જોડ, બોલે પ્રભુની આગળ રહી રે;
ભવ અટવીમાં મહારાજ, કર્મકદર્થન મેં સહી રે. ચં૦ ૮.
ઠામ ઠામ કુદે વને સંગ, મારગ ભૂલી તૃષ્ણા સજી રે;
નવિ મળીયો આ સંસાર, તુમ સરીખો રે શ્રી નાથજી રે;
આજ પુણ્ય ઉદયને જોગ, મરૂધર દેશેં આંબો ફળ્યો રે;
થઈ મેહેર નજર તુમ આજ, મેં વિશ્વાસેં ચિત્ત સાંકળ્યો રે. ચં૦ ૯.
કરી સેવકનાં દુઃખ દૂર, વંછિત મેળા મેળાવજો રે;
તુમ ચરણ શરણ મુજ નાથ, સાથ મેળાવો ભવોભવ હજો રે;
જિન વંદી ઉતારી બાર, કુંવર કહે કમળા ભણી રે;
જઇ આવું ચંપા માંહે, ઠામ ઉતારાને કારણેં રે. ચં૦ ૧૦.
કહે કમળા દેશ વિદેશ, ધૂર્ત ભરી રે ચંપાપુરી રે;
તું ઠગાય રખે વત્સ ત્યાંહી, જેમ રથશું હરી સુંદરી રે;
કહે કુંવર કહો તે વાત, કમળા કહે સુણો દિલ ધરી રે;
ત્ર્યંબકપુર દક્ષિણ દેશ, નંદા સુનંદા કોટેશરી રે. ચં૦ ૧૧.
શેઠ પુત્રી રૂપાળી નામ, બીમ કુટુંબિકશું હળી રે;
રથ બેસી લેઇ ધન લાખ, કરી સંકેત ને નીકળી રે;
આવી ચંપાવન ઉપકંઠ, ચંદ્રા નદીતટે ઉતરી રે;
સિંહ ક્ષત્રી પૂછે તાસ, ધૂર્તકળા ચિત્તમાં ધરી રે. ચં૦ ૧૨.
સુણિ કન્યા મુખેં પિતુનામ, કહે સિંહ હું ભલે આવિયો રે;
મુઝ માતુલ સુત તુઝ માત, વાત સજી ઘેર લાવીયો રે;

ઘરમાળે ઉતારો દીધ, તાળું દિયે નિશિ દાદરે રે;
જુઓ ધૂર્તે ઠગ્યા નર નાર, તેમ તુજને કોઇ આચરે રે. ચં૦ ૧૩.
કમળાને બોલે કુમાર, વાત અધૂરી તમેં સાંભળી રે;
રાત્રે રૂપાળી નારી, ચિંતે ઠગેં ઠગી સાંકળી રે;
નિશિ પાછલીયેં ઘરપુંઠ, બારીથકી બેહુ ઉતર્યાં રે;
લેઇ સિંહતણો મણિહાર, રથશું મારગ સંચર્યા રે. ચં૦ ૧૪.
સિંહ જાગ્યો જિસે પરભાત, હાર હર્યો તવ જાણીયો રે;
પૂઠે ધાયો ધરી હથિયાર, અશ્વ ચડી તંગ તાણિયો રે;
વાયુવેગ તુરંગ ચલંત, બાવીશ કોશેં જઇ તે મળેં રે;
રૂપાળીએં દૂરથી દીઠ, વેગેં ચલાવ્યો રથ વડતળેં રે. ચં૦ ૧૫.
ગળે હાર અહી વડ ડાળ, બુદ્ધિ ઉપાઇ ઉપર ચડી રે;
ભાગે રથ લેઈ ભીમ, રૂપાળી વચનેં અડી રે;
સિંહ દેખી તુરગ વડ હેઠ, ઠવિ અસિ જુએ ઉપર જઇ રે;
રૂપાળી ઉતરી અન્ય ડાળ, અશ્વ ચઢી ખડ્ગ લેઇ ગઇ રે. ચં૦ ૧૬.
શેગટ કરાવે વેઠ, વાજી વેશ્યા ને વાણીયા રે;
તે વારેં તેહનેં હેઠ, જ્યારેં જે અધિકારીયા રે;
દેખી ઉતરીયો સિંહ, રોતો ધૂર્ત્ત ઘરે ગયો રે;
રૂપાળી મળી રથ સાથ, ભીમ પ્રિયાશું સુખીયો થયો રે. ચં૦ ૧૭.
વદે ધમ્મિલ એહવા ધૂર્ત્ત, જો મુજનેં બહુલા મળે રે;
પણ પરમેષ્ઠી સુપસાય, સદ્‌ગુરૂ હાથે કોઇ નહુ છળે રે;
ચોથે ખંડેં એ ઢાળ, ત્રીજી હુઈ સોહામણી રે;
શુભવીર કુમારની વાત, સુણી કમળા હરખી ઘણી રે. ચં૦ ૧૮.

## દોહરા.

કુંવરનેં કહે કમળા હસી, તુજ અતિ બુદ્ધિ પ્રકાશ;
કામ કરીને ઉતાવળા, આવો ઇહાં અમ પાસ. ૧.
ભૂપ ભુજંગમ વાણીયા, ઠગ ઠક્કર સોનાર;
વિશ્વાસેં રેહવું નહીં, મંકડ બહુઆ બીલાડ. ૨.
વેશ્યા દ્વિજ કોટવાળ ભટ્ટ, નાપિત ને જૂતકાર;

શત્રુશી સંગ ન કીજિયેં, આઠમો મૂર્ખ ગમાર. ૩.
મોકલું ભાડું પરઠજ્યો, સુંદર લેજો મેહેલ;
જેમ વિમળ સુપ્રસન્ન હુવે, રહે વળી ઘોડા વેહેલ. ૪.
કમળસેના ઉપદેશથી, ઉઠે ધમ્મિલ જામ;
શબ્દ શકુન હોવે ભલાં, સિઝે વંછિત કામ. ૫.

उक्तं च ॥ अष्टौ पादा बुधे स्यु र्नव धरणिसुते सप्त जीवे पदानि ॥
ज्ञेयान्ये कादशार्के शशिशनि भृगुजे सार्द्धचत्वारि पादाः॥
तस्मिन् काले मुहूर्त्तः सकल बुधजनः सर्वकार्यार्थसिद्धिः॥
नास्मिन् पंचांगशुद्धि र्न च खचरबलं भाषितंगर्गमुख्यैः ६

## ઢાળ ૪ થી.

(સ્વામી સીમંધર વિનતિ—એ દેશી.)

ચતુર ચિત્તચાહક ચંદ્રમા, ચાલિયો ધમ્મિલ કુમાર રે;
ચંપાની પાસેં ચંદ્રાવતી, નદી જળ ચંચળ ચાર રે. ચતુર૦ ૧.
તાસ પરવાહ જળ જઈ પડે, પાસે ગંગા એ ઉત્કંઠ રે;
રમઝમ કરતી લઘુ બાલિકા, ધાય મળે માયને કંઠ રે. ચ૦ ૨.
દોય ઘડી ત્યાંહિ નઈતટ રહી, દેખતો જળકમળ તામ રે;
કરત ક્રીડા કળાકુશળ તે, નલિનીદલ છેદ ચિત્રામ રે. ચ૦ ૩.
શુષ્કતરુત્વક્ પરિવેષ્ટીને, બીડાં તંબોલ પરેં કીધ રે;
ગંગા પ્રવાહમાં જઈ પડે, ચંદ્રા નઈજળ સહસિદ્ધ રે. ચ૦ ૪.
પત્ર ચિત્રામ એમ બહુ કરી, મેહેલતો જામ કુમાર રે;
નરજુગલ તામ ચંદ્રાતટેં, આવી દેખે તેણિ વાર રે. ચ૦ ૫.
પૂછતા દોય તે કુંવરને, પત્રછેદક કોણ દક્ષ રે;
કુંવર કહે મેં કરી મેલીયાં, પૂછવું કહો કેશું લક્ષ રે. ચ૦ ૬.
તે કહે ચતુરશિરોમણિ, સાંભળો વાત ગુણધામ રે;
કપિલ ભૂપાળ ચંપા તણો, પુત્ર રવિશેખર નામ રે. ચ૦ ૭.
મિત્ર વર્ગે કરી પરવર્યો, સુરનદી ખેલતો આજ રે;
વિવિધ કજપત્ર ચિત્રામણા, દેખી વિસ્મિત જુવરાજ રે. ચ૦ ૮.

ગુણપરીક્ષક નૃપનંદનેં, જોવા કારણ એમ હોય રે;
પ્રેષિયા તેણેં ઇહાં આવિયા, હરખિયા તુમ મુખ જોય રે. ચ૦ ૯.
તુમનેં બોલાવે જુવરાજ તે, ચાલિએં ધરિય ઉલ્લાસ રે;
ચતુરશું ચતુર મેળો મળે, તો ફળે ઉભયની આશ રે. ચ૦ ૧૦.

यदुक्तं ॥ गंगाश्रयात् सतत हैमवताग्रसंगात् ।
शीतांशुना च शिवशैत्यनिपीडतोसि ॥
तापत्रयाग्निपरिपीडित मानसे मे ।
संगत्य तिष्ठ:सि तदोभयकार्यसिद्धिः ॥

મંત્રી નૃપ વૈદ્ય દાનેસરી, ધાર્મિક ગણક કવિરાજ રે;
પંડિત સધન નવ મિત્રથી, સાધિયેં વંછિત કાજ રે. ચ૦ ૧૧.
એમ સુણી તેહશું આવિયો, ધમ્મિલ નૃપસુત પાસ રે;
કરત પ્રણામ નૃપનંદનેં, બહુત આદર દિયો તાસ રે. ચ૦ ૧૨.
ચતુર ચંપાપુરી કિહાં થકી, આવીયા પૂછે ધરી નેહ રે;
કુસગપાટણથી કુંવર કહે, દેશ દેખણ ગુણગેહ રે. ચ૦ ૧૩.
કહે જુવરાજ ધરમાણસાં, તુમ તણા કિહાં વિશ્રામ રે;
ધમ્મિલ બોલે નદીને તટેં, ચૈત્ય ચંપક વન ઠામ રે. ચ૦ ૧૪.
એમ સુણી નૃપસુત હરખિયો, હસ્તિખંધે ચઢી તામ રે;
ધમ્મિલ પાસેં બેસારીને, આવિયા તેહ વનઠામ રે. ચ૦ ૧૫.
મિત્ર એક નગરમાં મોકલી, સુંદર મંદિરમાળ રે;
ધમ્મિલ વસતીનેં કારણેં, કરત જુવરાજ ઉજમાળ રે; ચ૦ ૧૬.
કરીય બહુમાન વિમળા પ્રમુખ, રથ સજી લાવ્યા પુરમાંહિ રે;
મેહેલમેં સર્વ ઉતારીયા, દાસ દાસી દિયાં ત્યાંહિ રે. ચ૦ ૧૭.
આસન અશન વસનાદિકેં, પૂરી ધરી અંતર નેહ રે;
વળી ભલામણ કરી મિત્રને, ભૂપસુત ગયો નિજ ગેહ રે. ચ૦ ૧૮.
બીજે દિન કમળા કહે કુંવરનેં, નદીતટે ગયે પરભાત રે;
ગજશિર ચઢી તમેં આવીયા, તેણે સમે થઇ સુણો વાત રે. ચ૦ ૧૯.
વિમળસેના કહે મુજ પ્રતેં, એ કોણ ગજ ચઢી આય રે;

મેં કહ્યું ધમ્મિલ તેડવા, આવે તુઝને જેમ રાય રે. ચ૦ ૨૦.
ભાગ્યનો ઉદય ક્ષણમાં થયો, જુઓ નિજ ચિત્ત વિચાર રે;
તુજપર રાગ બહુલો ધરે, જેમ જગ પરિણીત નાર રે. ચ૦ ૨૧.
સા કહે વાત એ મત કરો, માહરી આગળ માય રે;
કાગરૂપ દ્રુમક મુઝ દાસ છે, તેણેં કરી માન પોસાય રે. ચ૦ ૨૨.
તુમ ઠકુરાઇ દેખી કરી, રીઝી નહીં એ લવલેશ રે;
બહુલકર્મીને નવિ ગુણ દીયે, સદ્ગુરૂનો ઉપદેશ રે. ચ૦ ૨૩.
ધમ્મિલ સુણી મન ચિંતવે, દેવવચનેં મળી નાર રે;
તે પણ મુઝ વશ નવિ થઇ, કીજીયેં કવણ પ્રકાર રે. ચ૦ ૨૪.
મન ધરી જાપ પરમેષ્ટીનો, કરત નિશિ વસિય એકાંત રે;
દિવસે ભોજન કરી મિત્રશું, નૃપસુત સાથેં ક્રીડંત રે. ચ૦ ૨૫.
સ્નાનતૈલાદિક મર્દનેં, સરસ મનોવંછિત આહાર રે;
તેણેં કરી રૂપકાંતિ વધી, હુઓ કામદેવ અવતાર રે. ચ૦ ૨૬.
દિવસ બેહેંતાળી વહી ગયા, સ્વપ્નામાં દેવ કહે એમ રે;
વિમળસેના તુઝ વશ હોશે, જાગતાં પ્રગટીયો પ્રેમ રે. ચ૦ ૨૭.
ખંડ ચોથેં સુખ રસભરી, ઢાળ ચોથી કહિ સાર રે;
વીર કહે ધર્મથી પામીએં, જગતમાં જય જયકાર રે. ચ૦ ૨૮.

## દોહરા.

એક દિન રાજકુંવર મળી, ગોષ્ઠિકશું કરે વાત;
વિમળા ધમ્મિલની નથી, નારી અવરશું જાત. ૧.
બોલ ચાલ નવિ દેખીયે, નહીં એહને વશ નાર;
કાલ્યેં ભેળા વન જઇ, લીજેં એહનો પાર. ૨.
સમ સંપી સહુને કહે, જળક્રીડાને હેત;
જમવું રમવું વાડીએં, આવજો નારી સમેત. ૩.
ધમ્મિલ કમળાને કહે, ગઇ ચંપામાં લાજ;
ગોષ્ઠિલ હસશે વન જશે, દેખંતાં જુવરાજ. ૪.
સુણી કમળા વિમળા પ્રત્યેં, જંપે તું ઉપરાંઠ;
અતિ તાણ્યું ત્રૂટી જશે, સાંધતાં પડશે ગાંઠ. ૫.

સુંદર રૂપે ન રાચીયેં, માચીયેં ગુણીને સંગ;
પંડિત પ્રતિ નિરવહે, મૂરખ રંગ પતંગ. ૬.

## ઢાળ ૫ મી.

( મધુબિંદુ સમો સંસાર, મુંઝાણા માહજતા—એ દેશી. )

સુણુ વિમળ વિમળમતિ, ગતિ તાહારી કિહાં ગઇ;
સમઝાવી ન સમજે કાંઇ, રોઝ પરે થઇ;
પીયરમેં તજી રાજધાની, જવાની જાગતે;
દેઇ જન્મ ઉછેરી જેણુ, રહ્યાં દિલ દાઝતેં. ૧.
શીખ દેવી ચતુરનેં સાર, ન દેવી મૂરખાં;
સુગૃહીનિગૃહી કપી કીધ, નહીં ગુણુ પારખાં. ટેક.
તિહાં પણુ અપજસનો તાગ, રહ્યો નહીં પાછળેં;
સુખ લેવા નીકળીયાં વિદેશ, રહ્યો કલેશ આગળેં;
ખલવાટ શિરે રવિતાપ, તપંતો નર ઘણો;
આવી બેઠો શીતળ તરૂ છાંહ, કોઠફળેં હણ્યો. શીખ૦ ૨.
દાન માન ઔષધ અપમાન, સુરતીકું છુપાડીએં;
આયુ ધન મંત્ર ઘરતું છિદ્ર, કહિં ન દેખાડીએં;
દૈવ રૂઠે દીએ દુઃખ પોઠ, તે સેહેવી સોહલી;
અણુસમજુ હઠીલી નાર, શીખવવી દોહલી. શી૦ ૩.
વારંવાર ઘણું શું કહીએં, કળા ચોસઠ ભણી;
પણુ દીર્ઘ નજર નહીં કાંઇ, થઇ નૃપનંદિની;
અતિ થોડી ઉઘેરી છોરી, ચકોરી સાંભળો;
અમ્મિલનું વચન પ્રમાણુ, કરો તજી આમળો. શી૦ ૪.
ન મળે નર એહવો વર, સંસારેં જોવતાં;
તજી એ વર અવર કરેશ, જશે દિન રોવતાં;
રંગરસિયા બાહેર રંગ, ચણોઠી સમ ઘણા;
એક ઉત્તમ ચૂના સમાન, બીએ રંગ નહીં મણા. શી૦ ૫.
નરદક્ષ કળા વિજ્ઞાન, રતી ગુણેં અટકળ્યો;
નિજ ભાગ્ય ઉદયથી એહ, સુરસાન્નિધ્ય મળ્યો;

કાંઈ તૂટાતૂટું સૂત્ર, સુજાણે સાંધીએં;
વળી પાણી પેહેલી પાળ, પનોતી બાંધીયેં. શી૦ ૬.
નિઃસ્નેહી દુર્જન સાથે, નેહ નિવારીયેં;
સુસનેહી સજ્જન સાથ, પ્રીતિ વધારીયેં;
જગ નારી નરને પાય, પડંતી દેખીયેં;
તુજ વિરૂઆ સહે એ બોલ, તસ ન ઉવેખીયેં. શી૦ ૭.
રતી કાક કરંકકે સંગ કે, હંસા સરવરે;
જીવ જળચર જળશું પ્રીત, પંખી તરૂવરેં:
પંડિતને પંડિત ખેલકે, મૂરખેં મૂરખાં;
તેહને તેહવાશું પ્રેમ, જે જેહ સારિખાં. શી૦ ૮
શી ચાહના કલ્પતરૂની, જે મેરૂ :રહ્યા;
મણિ માણુક નાવે કાજ, સાયર સંગ્રહ્યાં;
રાય રાણાની શી ચાહ, જે સ્વારથ પૂરીયા;
રૂડા રાયણને સહકાર, જે ઉપગારીયા. શી૦ ૯.

કેમ ધમ્મિલને ભરતારપણે નવિ માનતી;
દાન :ધર્મીવડે જગવીર, થાશે શ્રીપતિ;
તેથી અધિક હોએ જો ચાહ તો, વન ક્રીડારસેં;
પરભાતેં નૃપસુત સાથ, નર બોહોળા જશે. શી૦ ૧૦.

તુમેં પણ તિહાં જઈનેં રૂપ, નિહાળો નર તણાં;
ઇચ્છાએં વરો વર અન્ય, કુંઆરીનેં વર ઘણા;
મનમાન્યા નરશું ગોઠ, કરો ચારજી જિહાં;
અમો જઈશું અમારે દેશ, તમેં રેહેજો તિહાં. શી૦ ૧૧.

જેહનેં ઘરનારી કુનારી, કુલક્ષણ બેટીયાં;
નર નિર્ધન પુત્ર કુપુત્ર, કુસંગે ભેટીયા;
એ સર્વને સુતાં છોડી, ન રહિએં ઢુંકડે;
દૂર જઈ વસિએં દશ કોશ, લવંતે કૂકડે. શી૦ ૧૨
રૂપજોવન વણિકનું દેખી, તું રીઝી ઘણી;
પણ ન કરી પરીક્ષા કાંહિ, ગુણ અવગુણ તણી;

આ ધમ્મિલ્લ રાગી રૂપ, ધીરજ સુર સારિસો;
દેવરત્ન દિએ કંઠહાર, ઉડાવે વાયસો. શી૦ ૧૩.
આવળને ફુલ વિચાલે, પડી ચંપા કળી;
તિમ ચતુરા કેરી ગોઠ, મૂરખશું મળી;
લાત પંડિતની વર મૂરખ, હિત નહુ જાણિયા;
કુંઇ રૂઠા ભલા ભૂપાલ, તૂઠા નહીં વાણિયા. શી૦ ૧૪.
જો પેહેલી પરણીશ તો તું, હોએ પટ્ટધારિકા;
દેવ વયણે વરશે એહ, રાજકુમારિકા;
એહથી અધિકો ગુણવંત, પુરૂપ જગમાં નહીં;
આપછંદાપણું તજ વત્સ, એહને વરો સહી. શી૦ ૧૫.
આપ છંદે વિબુધ નર પણ, વિણસંત દેખાએ;
તુઝ સરિખી સુકોમળ નાર, શી ગતિ લેખાએ;
વસુદત્તા નારી ઇચ્છાવિહારી દુઃખ વરી;
વળિ શત્રુદમન નર રાય, આપ મતિ કરી. શી૦ ૧૬.
મુઝ શીખ સુધારસ પીને, મગન હો સદા;
સુખને વિલસો એહની, સાથ કરી મુદા;
ખંડ ચોથે પંચમી ઢાળ એ, ધમ્મિલ રાસની;
શુભવીર વિવેકની વાત, પૂરણ આશાની. શી૦ ૧૭.

## દોહરા.

વિમળસેના વિનયે વદે, મા તુઝ વચન પ્રમાણ;
તું હિતકર મુઝ જનમની, તુઝ સાથે મુઝ પ્રાણ. ૧.
મુઝ મેહલી તુઝને જવું, બોલવું ન ઘટે તુઝ;
હું ન રહું ખિણ વેગળી, જાણે તું હૃદયનું ગુઝ. ૨.
જે જે વચન તમે કહ્યાં, તે સવિ સાચાં માય;
ઓષધ વૈદ કડુક દિયે, રોગીને સુખ થાય. ૩.
પણ મુઝને કહો તે કયા, કોણ વસુદત્તા નાર;
આપ મતે કેમ દુઃખ લહ્યું, કહે કમળા અધિકાર. ૪.

## ઢાળ ૬ ઠ્ઠી.

( રામ ભણે હરી ઉઠીએં; અથવા, બીજી અશરણ ભાવના—એ દેશી. )

ઉજ્જેણી નગરી વસે, ગાથાપતિ શિરદાર રે;
નામેં વસુમિત્ર સુંદરૂ, ધનસિરીનો ભરતાર રે;
ધનવસુ તાસ કુમાર રે, બેટી વસુદત્તા સાર રે;
દેખી રંભાવતાર રે, નાગની કન્યા ઉદાર રે;
નાઠી પેઠી પાતાળ રે, હજીય ન આવ્યો નિકાલ રે. ૧.
આપમતી અવળો ચલે, ન વળે વાળ્યો લગાર રે;
અવળો રાહુનો ચાર રે, મૂકી માથાનો ભાર રે;
ચંદ્રને કરે અપકાર રે, તેણે તનુ કૃષ્ણ અપાર રે. આપ૦ ૨.
કોસંબી નગરી થકી, ધનદેવ સારથવાહ રે;
વેપારેં તિહાં આવીયો, લાગ્યો પ્રેમ અથાહ રે;
વસુદત્તાનો વિવાહ રે, તેશું કીધો ઉત્સાહ રે;
લેઈ નિજ ઘર જાહ રે, માતપિતા વધૂ ચાહ રે. આ૦ ૩.
સુખસંભોગ વિલાસમાં, કેતો કાળ ગમાય રે;
સુરસમ નંદન દો થયા, ત્રીજો ગર્ભ ગવાય રે;
નવમો માસ સહાય રે, પિયુ પરદેશ સધાય રે;
વસુદત્તા વિલખાય રે, માત પિતા ચિત્ત લાય રે;
મળવાનું મન થાય રે. આ૦ ૪.
તેણે સમે પુરવન ઉતર્યો, સાથ ઉજ્જેણીયેં જાય રે;
વસુદત્તા સુણી સજ થઇ, સાસુ સસરો રોકાય રે;
કહે પુત્રી કિહાં જાય રે, એકલી પંથેં બીહાય રે;
તુઝ પતિ જબ ઘર આય રે, તવ ચિત્ત કરજો સોહાય રે. આ૦ ૫.
સસરાનેં વળતું કહે, મુજ પતિ શું કરનાર રે;
આપ મતેં ચલી એકલી, ન ગણી શીખ લગાર રે;
દો સુત સાથે વિહાર રે, સાથ ગયો કોશ ચાર રે;
ભુલી પંથ ગમાર રે, ચાલી પંથ ઉજાર રે. આ૦ ૬.
તે દિન ધનદેવ આવીયો, પૂછે માયને વાત રે;

સર્વ કહે વહુ નવિ રહી, રાખી પણ પરભાત રે;
પીડે હઠીલી કુજાત રે, પીયરીયાં ભણી જાત રે;
સાથ ગયો લેઇ રાત રે, જાણીયેં ભેળી ન થાત રે. આ૦ ૭.
સાંભળી ધનદેવ ચાલીયો, તસ પગલે અનુસાર રે;
અરધી રાત્રેં તે જઈ મળ્યો, દેખી અટવી મોઝાર રે;
રોતા ચાલે કુમાર રે, વાળી ન વળી તે નાર રે;
સુંદર વૃક્ષ નિહાળ રે, રાત વસ્યાં તેણી વાર રે. આ૦ ૮.
વસુદત્તા પેટ વેદના, વ્યાપી ખમીય ન જાય રે;
લિંબાદિક તરૂપલવેં, ભારી પણ ન સમાય રે;
પુત્રજન્મ તિહાં થાય રે, રાત્રિ તિમિર ભરાય રે;
દો સુત નિંદ ઘેરાય રે, ન લહે જળ તણું ઠાય રે;
તેણે નવિ શૌચ કરાય રે. આ૦ ૯.
રૂધિર ગંધ મૃગમંસ જ્યું, પામી વાઘ આવંત રે;
લેઇ ગયો ધનદેવનેં, સા તસ દુઃખેં રોવંત રે;
લહી મૂર્ચ્છા વિલપંત રે, તમ હૃદય ભય ભ્રાંત રે;
તેણે થણ દૂધ બલંત રે, જન્મ્યો: બાલ મરંત રે;
ઉભય વિજોગે જલંત રે. આ૦ ૧૦.
રોતી પ્રભાતેં દો સુત ગ્રહી, રણમાં ચાલી તે જાય રે;
વૃષ્ટિ અકાળેં તિહાં થઇ, નદીએ નીર ભરાય રે;
દેખી વિહ્વલ થાય રે, એક સુત ઉતરી આય રે;
તે પણ તીરેં ઠવાય રે, બીજો લેવાને જાય રે;
લેઇ જળ ઉતરાય રે. આ૦ ૧૧.
વિચમાં શીલા તલ ખસી પડી, હાથ વછુટો તે બાળ રે;
જળ વેગે દોય વહી ગયાં, પામ્યો નંદન કાળ રે;
જળ પડી માત નિહાળ રે, કાંઠે જે ઠવ્યો બાળ રે;
નેહેં નદીય વિચાળ રે, પડીયો દેઇ તે ફાળ રે;
મરણ લહ્યો તતકાળ રે. આ૦ ૧૨.
જળ વેહેતો તરૂ એક લહી, વળગી જીવિત આશ રે;

દો ઘડીએં તટ ઉતરી, બેઠી થઇયે નિરાશ રે;
છુડી ગઇ વનવાસ રે, ઝાલી તસ્કરેં તાસ રે;
સિંહગુહપાલ છે પાસ રે, લેઇ ગયા ભર આસ રે. આ૦ ૧૩.
કાલદંડ સેનાપતિ, ભેટ કરી સજી વેશ રે;
પટ્ટરાણી કરી થાપતો, દેખી રૂપ વિશેષ રે;
બીજી રાણી અશેષ રે, મુખ નવિ જોવે નરેશ રે;
કરતી તેહ કલેશ રે, ચિંતે છિદ્ર લહેશ રે;
તો સવિ કાજ કરેશ રે. આ૦ ૧૪.
વરસાંતર એક સુત થયો, વસુદત્તા સમ રૂપ રે;
તવ નૃપને કહે રાણીયો, તુમેં પડીયા રૂપ કૂપ રે;
તેણેં અમેં કહીએં શું ભૂપ રે, દેખો પુત્ર સરૂપ રે;
ભોગવે પર નર ગૂપ રે, નરસમ હોએ સુતરૂપ રે;
પૂજો પ્રિય કરી ધૂપ રે. આ૦ ૧૫.
કોહાડી ખડ્ગ ધરી આગળે, સુત આતિમ પરખાય રે;
નિજ સુત મુખ શ્યામ ઉજળું, બાળ તેજ ન ખમાય રે;
નયન અધર કર પાય રે, તપનોદય જ્યું ઝગાય રે;
નિજ તનુ દેખે વિચ્છાયરે, કોપ્યો દુષ્ટ તે રાય રે;
પુત્ર હણ્યો દેઇ ઘાય રે. આ૦ ૧૬.
વસુદત્તા શિર મૂંડીનેં, મારી નેત્ર પ્રહાર રે;
ભિલ્લ સુભટનેં આપી કહે, બાંધો તરૂ પુર બાર રે;
દેખે લોક હજાર રે, તેણે જઇ બાંધી તે નાર રે;
પંથે તરૂમૂળ શાળ રે, પાસે કરૂણાધાર રે;
પાપને ઉદય વિચાર રે. આ૦ ૧૭.
અશરણ દીણ અનાથ સા, તરષી ભુખી કંગાલ રે;
એહવે ભાગ્ય ઉદયથકી, આવી ઉતરીયો વિશાલ રે;
સાથ સરોવર પાળ રે, જાયે ઉજ્જેણીયેં હાલ રે;
જોતા તૃણ કઠ હાર રે, સા તરૂ બાંધી નિહાળ રે;
છોડી લાવ્યા દયાળ રે. આ૦ ૧૮.

સારથવાહને સોંપતાં, સ્વસ્થ થઇ તેણી વાર રે;
પુછી વાત ધીરજ દીએ, કહે નવિ બીહે લગાર રે;
તુઝ બાંધવ ઘરબાર રે, તેહવું મુઝ ઘર ધાર રે;
રહે સુણી વસુદત્તા નાર રે, સાર્થવાહ કરે સાર રે. આ૦ ૧૯.

નામે સુવ્રતા સાધવી, બહુચેલી પરિવાર રે;
જીવિત સ્વામીને વાંદવા, સાથમેં કરત વિહાર રે;
થઇ તસ સંગતિ સાર રે, સુણી નવતત્ત્વ વિચાર રે;
લહી સંસાર અસાર રે, સાર્થેશ આણા આધાર રે;
લીધો સંજમ ભાર રે. આ૦ ૨૦.

ગુરૂણી સાથે ઉજ્જેણીએં, મળીયાં મા તાત ભાય રે;
વીતક વીત્યા તે સવિ કહ્યાં, સયણાં સમકિત પાય રે;
દુગુણો સવેગ થાય રે, તપ કરતી નિર્માય રે;
અંત્યે સ્વર્ગે સધાય રે, શ્રી જિન ધર્મ પસાય રે. આ૦ ૨૧.

ચોથે ખંડે રે એ કહી, છઠ્ઠી ઢળકતી ઢાળ રે;
શ્રી શુભવીરની વાણીએં, અમૃતની પરનાળ રે;
ધરજો શીખ રસાળ રે, આપમતિપણું ટાળ રે;
છંડી કર્મજંજાળ રે, લહો શિવસુખ ઉજમાળ રે. આ૦ ૨૨.

## દોહરા.

વાત સુણી વિમળા કહે, વાત ભણી ઘણી સાર;
વળી નૃપ અરિદમણ તણો, કહો બીજો અધિકાર. ૧.
તવ જંપે કમળા ઇસ્યું, મુજ કેહેવાની હેવ;
શું નિરર્થકતા બોલવું, તુજ સુણવાની ટેવ. ૨.
રવિઉદયેં વન કેલીએ, જો ધમ્મિલ સહ જાય;
તો એ વાત સુણાવીએં, કાજ સકળ સિદ્ધ થાય. ૩.
વસુદેવ હીંડેંએ કહ્યાં, સુંદર દો દ્દષ્ટાંત;
સમજુને સમઝાવવાં, એ છે મંત્ર મહંત. ૪.
વળતું તવ વિમળા વદે, કરશું સર્વ પ્રકાર;
તવ કમળા અરિદમણનો, કહે હર્ષે અધિકાર. ૫.

## ઢાળ ૭ મી.

( જૂઓ જૂઓ અચરિજ અતિ ભલું-એ દેશી ).

આપ છંદે છબીલા છલ વરે, તો રાંક તણી શી વાત હો;
ત્રંબાવતી નગરીનો ધણી, અરિદમન નામ વિખ્યાત હો;
આપમતી અવળો ચલે. ૧.
તસ રાણી સતી પ્રીતિમતી, પ્રીયા સાથે પ્રેમ અથાહ હો;
સહુ પશુંકિલિય તસ મિત્ત છે, ધણુવઇ નામા સથ્થવાહ હો. આપ૦ ૨.
એક બાળક ધનપતિને ઘરે, મૃત માત પિતાદિક તાસ હો;
ખાઇ કુકશ કંડનશાલમાં, વધે નામ ઠવ્યું કોકાસ હો. આ૦ ૩.
સજી ઝાઝ જવનદ્વીપ વાણીજે, ધણુવઇ સથ્થવાહનો પુત્ત હો;
ધનવસુ નામા જલધિ ચઢયો, કોકાસ સખા સંજુત્ત હો. આ૦ ૪.
જઇ જવનદ્વીપ તટ નાંગર્યાં; દિન થોડે સુંદર વાય હો;
ભરી વસ્તુ તંબૂ તાણીયા, ક્રય વિક્રય બહુલ થાય હો. આ૦ ૫.
રથકાર કલાનિધિ તે પુરે, ભણે છાત્ર ઘણા તસ પાસ હો;
કઠ કર્મવિનય કરી શીખતો, તસ પાસ જઇ કોકાસ હો. આ૦ ૬.
શીખી સર્વ કળા કઠ કર્મની, કળ સંચે ચલે આકાશ હો;
ગુરૂમેહેર નજર મતિ ઉદ્યમે, નહિ દૂર કળાવિધિ તાસ હો. આ૦ ૭.
શેઠ સાથે ગુરૂ આણા લહી, ત્રંબાવતી પાછા આય હો;
કોકાસ રહ્યો ઘર લેઇને, ચિંતે આજીવિકા ઉપાય હો. આ૦ ૮.
નૃપ જાણુપણું કરવા ભણી, કરે કાષ્ઠકપોત તે દોય હો;
રાય શાલ સુકાવે અગાશિએ, લેઇ જાય ન જાણે કોય હો. આ૦ ૯.
ખળાં ખેત્ર તણા ધન સંહરે, કરે ખુંબારવ રખવાળ હો;
રાય પૂછે મંત્રીને એ કિસ્યું, કહે મંત્રી સુણો ભૂપાળ હો. આ૦ ૧૦.
કોકાસ કળાયંત્રે હરે, તવ તેડી કહે કરો યંત હો;
તેણે નાવ કર્યું કળ સંચનું, દોય બેસી ગગન ભમંત હો. આ૦ ૧૧.
દિન કેતે રાણી વીનવે, નૃપને મુજ ઇચ્છા નાથ હો;
પૂછે કોકાસને રાય તે, આજ રાણી આવશે સાથ હો. આ૦ ૧૨.
કહે તે ન સમાયે જાહાજમાં, દોય નર વિણુ ત્રીજો કોય હો;

આપછંદે હઠ કહે દંપતી, વાત જૂઠી કરે શું હોય હો. આ૦ ૧૩.
એમ કહિ દંપતી નાવે ચઢયાં, તવ બોલે તિહાં કોકાસ હો;
આગળ પસ્તાવો પામશો, એટલી છે કળા મુઝ પાસ હો. આ૦ ૧૪.
હિત શિખ ન માની રાયે તે, ચાલ્યા ગગને કળસંચાર હો;
ક્રોશ સહસ ગયે અતિ ભારથી, કીલિકાં ભંગ ત્રુટા તાર હો. આ૦ ૧૫.
નાવ પડિયું સરોવરમાં જઇ, ત્રણુ જણુ નિકળિયા બા'ર હો;
પશ્ચાત્તાપે કરી સંતપ્યો, તિહાં અરિદમન નૃપ નાર હો. આ૦ ૧૬.
કોકાસ ભણે તવ ભૂપને, દોય બેસો એ તરૂછાય હો;
ઉપગરણુ યંત્ર સજવા તણાં, લેઇ આવું હું એણે ઠાય હો. આ૦ ૧૭.
પાસે તો સલીપુર સેહેરમાં, ગયો બેસારી કોકાસ હો;
સૂત્રધારની શાલે માગતો, ઉપગરણુ લહુ ગુરૂખાસ હો. આ૦ ૧૮.
કહે તે રથ રાયનો સજ્જ કરૂં, તેણે હવણાં નવિ દેવાય હો;
કોકાસ કહે હું સજ્જ કરૂં, કહિ સજ્જ કરી ચક્ર ચઢાય હો. આ૦ ૧૯.
કળા દેખી સુતારે ઓળખ્યો, ત્રંબાવતીનો કોકાસ હો;
કહે બેસો સુંદર ઘર જઇ, અધિકરણુ લાઈ આવું ખાસ હો. આ૦ ૨૦.
બેસારી ગયો દરબારમેં, કાકજંઘ નરેશર પાસ હો;
તસ વયણે તેડાવી આદરે, પૂછંતાં જણુવે કોકાસ હો. આ૦ ૨૧.
રાય રાણી તેડાવી તે નૃપે, નૃપઅંધિખાણે કીધ હો;
રાણી અંતે ઉરમાં ધરી, કહે કોકાસને ગુણુ લીધ હો. આ૦ ૨૨.
અમ સુતને સીખાવો તુમ કળા, વિણુરહસ્ય શિખાવે તેહ હો;
ઘોડા દોય યંત્રે સજ્જ કરી, સુતને જણુવે ધરિ નેહ હો. આ૦ ૨૩.
કોકાસ સૂતો નિદ્રા ભરે, નૃપનંદન ઉઠી દોય હો;
ચઢી અશ્વે ગગન ચાલ્યા તિસેં, કોકાસ પૂછે કિહાં સોય હો. આ૦ ૨૪.
સુત અવર કહે દોય ઉડીયા, કોકાસ કહે થયું શૂળ હો;
મરશે દો બાંધવ તુમ તણા, નવિ જાણે કળનું મૂળ હો. આ૦ ૨૫.
સૂણી નૃપ રૂઠો હિએ કુમરને, વધ કરવાને કોકાસ હો;
એક કુંવર વચનથી સાંભળી, કોકાસેં રચિયો પાશ હો; આ૦ ૨૬.
ચક્રયંત્ર ઉપર શળી કરી, બેસાડ્યા કુંઅર વસ્રગાસ હો;

કહે શંખનાદ કરું હું યદા, તવ ઠોકજ્યો ખીલી વિચાલ હો. આ૦ ૨૭.
કહી શંખ પૂર્યો સુણી કુંવર તે, ખીલી ઠોકી વચમેં જામ હો;
તવ ગગનેં સવે શલા પ્રતેં, ભેદાણા મરણ લહે તામ હો. આ૦ ૨૮.
સુભટેં કોકાસનેં મારિયો, રાયેં જાણી સવિ તે વાત હો;
હા હા કરતો ધરણી ઢળ્યો, કાકજંઘ મુઓ આપઘાત હો. આ૦ ૨૯.
કારાગારેં અરિદમણ તે, આપ છંદે મરણ લહે તામ હો;
કમળા કહે બેટી સાંભળો, હિતશીખ ન માની જામ હો. આ૦ ૩૦.
ખંડ ચોથે આપ મતિ તજી, સુણતાં એ સાતમી ઢાળ હો;
શુભવીર કહે શ્રોતા ઘરે, નિત્ય હોજો મંગળમાળ હો. આ૦ ૩૧.

## દોહરા.

એમ કમળા વયણાં સુણી, હરખી વિમળા નાર;
ધમ્મિલનેં વરવા ભણી, આપેં થઇ હુશિયાર. ૧.
ધમ્મિલનેં કમળા કહે, સફળ થઇ તુજ આશ;
વિમળા વરશે પ્રેમથી, નિર્વેહેજ્યો ઘર વાસ. ૨.
સુણી ધમ્મિલ હરખ્યો ઘણું, ચિંતવતો ધરિ નેહ;
ગુરૂદર્શિત વ્રતમંત્રનો, મહિમા અતુલ અચ્છેહ. ૩.
સામગ્રી સવિ મેળવી, તેહિ જ રયણીમાંહી;
ગાંધર્વે કરી પરણીયાં, બેહુ જણ ધરિ ઉચ્છાહિ. ૪.
રયણી વીતી સુખ ભરેં, રવિઉદયેં પરભાત;
કમળા વિમળા કુંવરશું, જિનઘર વંદન જાત. ૫.
પ્રભુસાખેં કમળા ગ્રહી, વિમળા દક્ષિણ હાથ;
દેઇ કુંવર દાહિણ કરેં, કહે ધરી મેં તુમ સાથ. ૬.
જીવંતાં મુઝ પુત્રીનેં, નવિ દેશો ક્ષણ છેહ;
જો પણ પરણો નવ નવી, તો પણ ધરજો નેહ. ૭.
અચ્છંદારી એહ છે, શિવશિર કુટિલા ગંગ;
પણ નિર્વેહેતું નાથનેં, રાખે મોહોટા રંગ. ૮.
સસરો ખારો જલનિધિ, બાંધવ ચંદ્રકલંક;
ચપળા કમળા કેશવેં, લચ્છી કરી ધરિ અંક. ૯.

પ્રભુનજરેં પ્રેયસી તણો, અહિ કર કુંવર સનેહ;
સાસુ વયણાં શિર ધરી, આવંતા નિજ ગેહ. ૧૦.
કમળા વિમળાનેં સજી, શોળ ભલા શણગાર;
માત સુતા રથ બેસિનેં, પોહોતાં વનહમઝાર. ૧૧.

## ઢાળ ૮ મી.

(સુતારીના બેટા તુંનેં વિનવુંરે લો, મારે ગરબે માડવડી લાવ જો, રમતાં અંગૂઠડી વિસરી રે લો—એ દેશી.)

રથ બેસીનેં રાણીયો નીકળી રે લો, જુવરાજનો ધરી શણગાર જો;
મેવા મીઠાઇ ફળ શિર થાળશું રે લો, દાસ દાસી તણે પરિવાર જો. ૧.
રસ ક્રીડા રસેં રસિયા ઘણા રે લો, તેણેં વસિયા વિખમ સંસાર જો;
જે કસિયા કસોટી જ્ઞાની ગિરા રે લો, તે વસિયા મુક્તિ દરબાર જો. રસ૦ ૨.
મિત્ર વર્ગ તણી રમણી ઘણી રે લો, વનકેલિએં ભેળી થાય જો;
જાણું ખેચરી અંતરી ઉતરી રે લો, રમે ભૂચરીરૂપ બનાય જો. ર૦ ૩.
પછેં ધમ્મિલ ગોષ્ઠિક સાથશું રે લો, આવ્યા બાગેં તિહાં જુવરાજ જો;
ઠામ ઠામ તરૂતળ માંડવી રે લો, હય હાથી સુભટ રથ સાજ જો. ર૦ ૪.
રચ્યા મંડપ શીતળ છાયમાં રે લો, જળ છાંટી ભૂતળ શુચિ કીધ જો;
પંચવર્ણી બિછાણાં પાથર્યાં રે લો, ચંદરૂઆ ગગન તળ દીધ જો. ર૦ ૫.
રસરંગ ભરેં સહુ ઉતર્યા રે લો, આવી બેઠાં તે મંડપ હેઠ જો;
ગીત ગાન તાન રસરીઝમાં રે લો, કરે ધમ્મિલશું સહુ ગોઠ જો. ર૦ ૬.
એણે અવસર ભોજન મંડપેં રે લો; બની રસવતી બાલે સુઆર જો;
તવ બેઠા આસન ધરી મંડપેં રે લો, નિજ ગેહ વિભવ અનુસાર જો. ર૦ ૭.
ચૂઆ ચંદન ધૂપ ઘટા ચલે રે લો, જુવરાજ ધમ્મિલ દોય પાસ જો;
મણિરત્ન કનકભાજન દિયે રે લો, જળ કળશ કુસુમ ધરી વાસ જો. ર૦ ૮.
રાણી સાથેં વિમળસેના મળી રે લો, દોય પીરસંતાં ધરી પ્રેમ જો;
પ્રિયા મિત્ર તણી પંખા કરે રે લો, કમળસેના હુકમ ભર સીમ જો. ર૦ ૯.
કરી ભોજન તંબોળ બીડિયો રે લો, આયે બેઠા તે મંડપે જાય જો;
પોતપોતાના પિયુને આસને રે લો, બેસી નારિયેં જમણ જમાય જો. ર૦ ૧૦.
બેઠી વિમળા ધમ્મિલનેં આસનેં રે લો, જુવરાજ પ્રિયા પણ તેમ જો;

મન ગમતે જમતે રમતે થકે રે લો, સહુ ધરતી પરસ્પર પ્રેમ જો. ૨૦ ૧૧.
સુખ તંબોળ મંડપ જાવતી રે લો, ઘડી ચાર કરી વિશરામ જો;
સવિ દંપતી દિલ ભર દીપતાં રે લો, જળક્રીડા કરે સર ઠામ જો. ૨૦ ૧૨.
તિહાં ધમ્મિલ વિમળા ખેલતાં રે લો, જેમ રેવા કરેણુનાથ જો;
જોઈ દંપતી સહુ શંસા કરે રે લો, કળાવંત વિચિક્ષણ સાથ જો. ૨૦ ૧૩.
કરી ધર્મ ધમ્મિલ નર ઉપનો રે લો, જેણે પામી એ વિમળા નાર જો;
એમ સફળ થયો ધાતા તણો રે લો, કરી જોડ જુગતિ કિરતાર જો. ૨૦ ૧૪.
હર ગૌરી શચી મઘવા જિસી રે લો, નિશિ ચંદ્ર રતિપતિ કામ જો;
હરિ કમળા હળી મળી રેવતી રે લો, જેસી જોડ સીતા ને રામ જો. ૨૦ ૧૫.
સરોવરથી નીકળીયાં તે સવિ રે લો, માંડવામેં હિંડોળા ખાટ જો;
જઈ બેઠાં જુગલ જુવતી સહી રે લો, જૂએ રસભર વેશ્યા નાટ જો. ૨૦ ૧૬.
એક નજર ધમ્મિલ વિમળા ભણી રે લો, બીજી નજરેં તે નાટકશાળજો;
પણ જોતાં તૃપ્તિ નવિ કો લહે રે લો, મુનિ દોય ગુણેં બહુ કાળ જો. ૨૦ ૧૭.
કરી શંકા ને કંખા વેગળી રે લો, હોય સમકેતિ ઉજ્વલ વાસ જો;
તેમ ગોષ્ટિલ દિલમશંકા ટળી રે લો, દેખી ધમ્મિલ વિમળા પાસ જો. ૨૦ ૧૮.
હવે નાટક પૂર્ણતા થયે રે લો, કરે વિમળા તે લાખ પસાય જો;
જગદાતાના હોય વધામણાં રે લો, પાત્ર લોક ધમ્મિલ ગુણ ગાય જો. ૨૦ ૧૯.
સજી અસવારી સવિ નગરી ભણી રે લો, ચઢયા હસ્તી ધમ્મિલ નૃપનંદ જો;
રવિ રાતો થયો ગયો વારૂણી રે લો, ઘર આવ્યા સહુ આણંદ જો. ૨૦ ૨૦.
ખંડ ચોથે ચતુર મેળા તણી રે લો; કહી આઠમી ઢાળ રસાળ જો;
શુભવીર કુંવર વિમળા મળી રે લો, રમે સુંદર ભોગ વિશાળ જો. ૨૦ ૨૧.

## દોહરા.

સુખ ભોગવતાં સ્વર્ગનાં, વિમળા ધમ્મિલ સંગ;
રતિ સુખ નૃપ તે લહી ઘણાં, ત્રિકસ્યાં અંગ ઉપાંગ. ૧.
પ્રેમ ભરેં પ્રીતમ પ્રિયા, રયણી ક્ષણભર જાય;
દેવ દુગંદુકની પરેં, સુખમાં કાળ ગમાય. ૨.
એક દિન રતિસુખ સંધિએં, રિસાણી પિયુ સાથ;
ન દિએ બોલ મનાવતાં, તરછોડે વળી હાથ. ૩.

તવ હસતાં ધમ્મિલ કહે, ના ઘટે તુઝને એહ;
કંત કટુક વચણા કહે, જાણે પ્રમદા નેહ. ૪.
રમણુની સાથેં રૂષણું, ન કરે નિપુણા નાર;
નમણી ખમણી બહુ ગુણી, સુખ દેવે ભરતાર. ૫.
વસંતતિલકા એક જગ નારી ગુણભંડાર;
કદીય ન દીઠી રૂષણે, મુઝ રૂઠે ધરે પ્યાર. ૬.
વયણ અપૂરવ સાંભળી, લાગ્યું બળતાં બાણ;
સર્વ સહે પણ નારીયો, ન સહે શોકય વખાણ. ૭.
અધર ડસંતી ક્રોધભર, કેશથી કુસુમ ઉછાળ;
નાંખે દૂરે મેખલા, મુદ્રા નેઊર હાર. ૮.
રક્ત અશોક કમળ દળેં, તુલ્ય ચરણ સુકુમાલ;
પાયતલે ધમ્મિલ હણી, વચન વદે ઇરષ્યાલ. ૯.
વસંતતિલકા દિલ વસી, જાઓ વસો તસ ગેહ;
કહે વિમળા તે વલ્લભા, સાચો જાસ સનેહ. ૧૦.
નારી વચન ઇરષ્યા તણાં, સાંભળી હસત વદન્ન;
કુંવર ઘરથી નીકળ્યો, રવિ ઉદયેં પ્રચ્છન્ન. ૧૧.

### ઢાળ ૯ મી.

( અનિહાંરે વાલ્હોજી વાએ છે વાંસળી રે—એ દેશી. )

અનિહાંરે સ્વારથ મીઠો સંસારમાં રે, સવિ સ્વારથિયો સંસાર;
માતા વલ્લભ બાળને રે, જોવન વલ્લભ નર નાર. સ્વારથ૦ ૧.
અનિહાંરે ધમ્મિલ ચાલ્યો ખેદેં ભર્યો રે, પોહોતો જુવરાજને ગેહ;
ભોજન વેળા ભેળા જમી રે, ચિત્ત ચિંતે વિમળા નેહ. સ્વા૦ ૨.
અનિહાંરે ચિત્ત વિશ્રામેં વનમેં ગયો રે, તિહાં દીઠા મુનિ અભિરામ;
ભવ અટવીમાં કરમેં તપ્યા રે, તે પ્રાણીને વિશરામ. સ્વા૦ ૩.
અનિહાંરે શ્રુતસાગર સૂરી વંદીને રે, બેઠો ધમ્મિલ કુમાર;
તવ દીઠા તિહાં દીપતા રે, નવ દીક્ષિત દો અણુગાર. સ્વા૦ ૪.
અનિહાંરે ધમ્મિલ પૂછે શે કારણે રે, જોવન વય દિક્ષા જોગ;
અઇસ્યનાણી કહે સાંભળો રે, એણે ભોગને જાણ્યો રોગ. સ્વા૦ ૫.

અનિહાંરે નયર કુશસ્થલમાં વસે રે, એક નેગમ મદન છે નામ;
ચંડા પ્રચંડા તસ નારીયો રે, જિસ્યું નામ તિસ્યો પરિણામ. સ્વા૦ ૬.
અનિહાંરે જોગી જોગણી સેવતાં રે, લહી વિદ્યા ને બહુ મંત;
કુલેશ કરે દો ક્રોધે ભરી રે, તેણે દુખાયો તે અત્યંત. સ્વા૦ ૭.
અનિહાંરે પરદેશાંતર કારાઘરે રે, વળી રૂડો નરકાવાસ;
પણ દોય નારીનો નાહલો રે, નવિ પામે સુખ ઘરવાસ. સ્વા૦ ૮.
અનિહાંરે ઝઘડા ઝાટાથી ઉભગા રે, પુર પાસ દો નદીય કિનાર;
ગામે દો ઘરે રાખીને રે, એકાંતર વિલસે વાર. સ્વા૦ ૯.

અનિહાંરે એક દિન કોઇક કારણે રે, દિન દોય પ્રચંડા ધામ;
વાસો વસીને ત્રીજે દિને રે, ચંડા ઘર જાવે જામ. સ્વા૦ ૧૦.
અનિહાંરે ચંડા ચોખા છડતી થકી રે, દેખી ક્રોધે થઇ સ્યામ;
મૂશલ મંત્રીને નાંખતી રે, નાઠો મદન તે પાછો તામ. સ્વા૦ ૧૧.

અનિહાંરે મૂશલ નાગ રૂપે ધર્યું રે, ભયભીત નદી ઉતરાય;
પેઠો પ્રચંડા ઘર બાપડો રે, તિહાં પૂઠે પન્નગ આય. સ્વા૦ ૧૨.
અનિહાંરે વસ્ત્રે વ્યાલને છેતરી રે, શેઠ આવ્યો પ્રચંડા પાસ;
સા તનુ સ્નાન પીઠી ધરે રે, તિહાં શેઠ ભણે ભરસાસ. સ્વા૦ ૧૩.
અનિહાંરે વાત કરતાં અહિ પેખીયો રે, તવ સા તનુમેલ ઉતાર;
નાખી વર્ત્તિ કરી મંત્રશું રે, થયા નકુલ ફણીને વિદાર. સ્વા૦ ૧૪.
અનિહાંરે મદન તે સ્વસ્થ થઇ તસ ઘરે રે, રહ્યો રાત્રિ ઉઠી પરભાત;
ચિંતે દોય કુલક્ષણુ નારીયો રે, એક દિન રેહેતાં હોય ઘાત. સ્વા૦ ૧૫.
અનિહાંરે એક ભયે એક રાખીયે રે, પણ દૈવગતિ જો દોય;
કોપી તો શરણુ મરણુ તણું રે, નવિ રાખણહારો કોય. સ્વા૦ ૧૬.
અનિહાંરે ઋદ્ધિ ઘણી મુજ મંદિરે રે, પણ રાક્ષસી દો પરવેશ;
છંડી જવું મુજને ઘટે રે, આ ભવ રહીશું પરદેશ. સ્વા૦ ૧૭.
અનિહાંરે ચિંતવી મદન ચલ્યો દેશાંતરે રે, ધનસાર સાર સહ લીધ;
દિન કેતે પુરસંકાશને રે, વનમાં ઉતારો કીધ. સ્વા૦ ૧૮.
અનિહાંરે તે પુરવાસી આવ્યો તિહાં રે, શેઠ ભાનુદત્ત ઉછરંગ;
પૂછે મદન ભલે તમે આવીયા રે, છે ખેમ કુશળ તુમ અંગ. સ્વા૦ ૧૯.

અનિહાંરે મુઝ મંદિર પાવન કરો રે, તબ ચિંતે મદન મનમાંહી;
નામ શું જાણે એ માહરૂં રે, ગયો વિસ્મિત તસ ઘર જ્યાંહી. સ્વા૦ ૨૦.
અનિહાંરે સ્નાન ને ભોજન કીધાં પછી રે, કહે શેઠ મદન સુણો કાજ;
વિદ્યુલ્લતા મુઝ અંગજા રે, તમે પરણી વધારો લાજ. સ્વા૦ ૨૧.
અનિહાંરે શી ઓળખાણે કન્યા દિયો રે, કહે મયણ લીયો મુઝ નામ;
ચક્ર સુત ઉપર ઇચ્છતાં રે, ભણે શેઠ બુધ ગુણ ધામ. સ્વા૦ ૨૨.
અનિહાંરે વરચિંતાયે મુઝને કહે રે, આવી કુળદેવી રાત;
મદન અશોક તરૂ તળે રે, બેસશે આવી પ્રભાત. સ્વા૦ ૨૩.
અનિહાંરે તેડી સુતા પરણાવજો રે, જાણ્યું તેણે નામ કુળ જાત;
કહી પરણાવી શુભ વાસરે રે, વાસ ભુવને વસે સુખશાત. સ્વા૦ ૨૪.
અનિહાંરે પૂરવ દુઃખ વિસારીને રે, ધરે વિદ્યુલ્લતાશું પ્રેમ;
પદ્મ સુઆવડ ઉગરી રે, રાતી સંગ ન છોડે જેમ. સ્વા૦ ૨૫.
અનિહાંરે વર્ષાકાળે ઘન ગાજતે રે, વરસંતે મૂશલધાર;
ઘર ઘર પેસી જુએ વીજળીરે, રોતીયો વીરહિણી નાર. સ્વા૦ ૨૬.
અનિહાંરે વિદ્યુલ્લતાશું શય્યાગતે રે, નિશિ દીપ અરીસા જ્યોત;
નારિ વિજોગી પાસે રહે રે, તસ બાળક ભૂખે રોત. સ્વા૦ ૨૭.
અનિહાંરે નાથ ગયો તું દેશાવરે રે, નાવ્યો આવ્યો વર્ષાકાળ;
નયણાં નેવ ઘરમાં ઝરે રે, ધનનીઠું રોવે બાળ. સ્વા૦ ૨૮.
અનિહાંરે રોતી વિજોગી વયણાં સુણી રે, દુઃખ વ્યાપે મદનને ચેત;
ચંડા પ્રચંડા ઘણું સાંભરી રે, આંસુએ ભરાણાં નેત. સ્વા૦ ૨૯.
અનિહાંરે વિદ્યુલ્લતા નિર્બંધથી રે, પૂછંતાં બોલે તેહ;
શું કરતી હશે બાપડી રે, મુઝ વિણુ દોય એકલી ગેહ. સ્વા૦ ૩૦.
અનિહાંરે જો તું રજા મુઝને દીયે રે, તો જઇ આવું એક વાર;
સાંભળી સા ચિત્ત ચિંતવે રે, મુઝથી અધિકી દોય નાર. સ્વા૦ ૩૧.
અનિહાંરે પ્રેમ લગ્યો તિહાં એહનો રે, મુઝ સાથે બાહ્ય સનેહ;
વર્ષા વીત્યે જાજ્યો તુમે રે, મનમેળે બોલી તેહ. સ્વા૦ ૩૨.
અનિહાંરે વર્ષાકાળ વીતી ગયો રે, જવા મદન થયો હુશિયાર;
વિદ્યુલ્લતા કહે નાથજી રે, કેમ રહિશું અમે સંસાર. સ્વા૦ ૩૩.

અનિહાંરે મદન વદે અમેં આવશું રે, દિન થોડે નહીં તુઝ હોડ;
ફૂલ અનેકે ભમરો ભમે રે, પણ બેસે માલતિ છોડ. સ્વા૦ ૩૪.
અનિહાંરે સા કહે વેહેલા પિયુ આવજો રે, કહી મંત્રી કરંબો દીધ;
લેઈ ગયો એક ગામડે રે, જળ ઠામ વિસામો કીધ. સ્વા૦ ૩૫.
અનિહાંરે ભોજન વેળા સંભારતો રે, કોઇ આવે અતિથિ આંહી;
દેઇ દાન ભોજન કરૂં રે, એમ ધ્યાયે મદન મન માંહી. સ્વા૦ ૩૬.
અનિહાંરે તપસી તાપસ દેખીને રે, ભક્તિભર દીધ કરંભ;
સરોવર તીરેં તાપસ જઇ રે, જબ ખાવે સ્વાદ અચંભ. સ્વા૦ ૩૭.
અનિહાંરે મદન સરોવર નાહીને રે, બેઠો ખાવાને જામ;
કવલ લીઓ એક હાથમાં રે, તિહાં છીંકયો હાલી નામ. સ્વા૦ ૩૮.
અનિહાંરે છંડી ભોજન ઉઠીયો રે, તવ તપસી થયો અજરૂપ;
ઉપગરણાં પડયાં ભૂતળેં રે, મન ચિંતે મદન ધરી ચૂપ. સ્વા૦ ૩૯.
અનિહાંરે જોઉં એ કિહાં જાય છે રે, થયો છાગની પૂંઠે મદન;
ચાલ્યો ગયો વિદ્યુલ્લતા ઘરેં રે, શેઠ જોવે રહીય પ્રચ્છન્ન. સ્વા૦ ૪૦.
અનિહાંરે દેઇ કપાટ ને કુટીયો રે, કહે તે તુઝ માતા દોય;
સંભારીને મુઝને તજી રે, કોણ શરણ ઇહાં તુઝ હોય. સ્વા૦ ૪૧.
અનિહાંરે લોકેં મળીનેં મેળાવીયો રે, સખી વયણેં મંત્રી નીર;
છાંટે તાપસ થઇ કહે રે, કરંભથી છાગ શરીર. સ્વા૦ ૪૨.
અનિહાંરે મદન તે નાઠો દેખી કરી રે, રાત્રેં દશ જોજન જાય;
પોહોતો હસંતીપુર પરિસરે રે, જોઈ જિન ઘર આણંદ થાય. સ્વા૦ ૪૩.
અનિહાંરે ચોથે ખંડે પૂરણ થઇ રે, ઢાળ નવમી ચઢતે રંગ;
વીર કહે ધન્ય તે નરા રે, જેણેં મેલ્યો મહિલા સંગ. સ્વા૦ ૪૪.

## દોહરા.

જઇ મદને જિન વંદીયા, શ્રી મરૂ દેવાનંદ;
ભવદવ તાપ શમ્યો તિહાં, દેખી પ્રભુ મુખ ચંદ. ૧.
નઇગમ એક એણેં અવસરેં, ધનદ સમો ધનવંત;
તે જિન મંદિર આવીયો, વંદન નમન કરંત. ૨.
રંગ મંડપમેં આવીયો, બેઠો કરીય પ્રણામ;

પૂછે શું દુઃખ મદનને, દેખી વદન વિરામ. ૩.
મદન શેઠ મુખ સાંભળી, મૂળથકી સવિ વાત;
તે કહે મુજ દુઃખ આગળે, તુમ દુઃખ તે કોણ માત. ૪.
મદન વદે મુઝને કહો, કેમ તુમ દુઃખ અપાર;
સજ્જન જાણી તે કહે, નિજ વીત્યો અધિકાર. ૫.

## ઢાળ ૧૦ મી.

( કામણગારો એ કૂકડો રે—એ દેશી. )

કામણગારી એ કામની રે, કામણની કરનાર;
સૂરજકંતા સ્વારથ સર્યો રે, વિષ દેતી ભરતાર. કામણ૦ ૧.
રાજા ચંદને કૂકડો રે, વીરમતી ધરનાર;
ચુલણી ચક્રી સુત મારવા રે, કરતી જંતુ કરબાર. કા૦ ૨.
દુઃખની વાત ન કીજીયે રે, પણ સાધર્મિક પાસ;
કેહેતાં હાંસી ન પામીએં રે, વળી હોવે દુઃખ નાશ. કા૦ ૩.
શેઠ હસંતીપુરમાં વસે રે, ધનપતિ ધનદ સમોય;
લક્ષ્મીવતી તેહની પ્રિયા રે, નંદન છે તસ દોય. કા૦ ૪.
ધનસાર ને ધનદેવ છે રે, પરણ્યા દોય કુમાર;
માત પિતા મરણે ગયાં રે, કલેશ કરે દોય નાર. કા૦ ૫.
ધન વેહેંચીને જૂદા થયા રે, પણ લઘુ બંધવ નાર;
કૂડ કલંકી નેહે તજી રે, ન દીયે સુખ ભરતાર. કા૦ ૬.
બાંધવ મોહોટો પરણાવતો રે, ધનદેવને લઘુ નાર;
તે પણ સંગતે તેહવી રે, નહીં તસ સુખ લગાર. કા૦ ૭.
નારી ચરિત્ર જુઓ એકદા રે, શીત જ્વર મત્સ્યગેહ;
સૂતો રાત્રે દોય નારીયે રે, ઢાંકયો વસ્ત્રે તેહ. કા૦ ૮.
સજ્જ થઇ દોય નીકળી રે, ચઢી ધર વન સહકાર;
મંત્ર વિધયે સ્મરણ કરે રે, ઉડી તદા ભરતાર. કા૦ ૯.
ચૂઆ તરૂ મૂળે વસ્ત્રે કરી રે, નિજ તનુ બાંધીયું જામ;
ગગને ચલી તરૂ ઉતર્યો રે, રયણદીવ વન ઠામ. કા૦ ૧૦.
ધનદેવ ગુપ્ત પૂઠે વળ્યો રે, રત્નપુરે ચલી નાર;

શ્રીપુંજશેઠ ઘર કન્યકા રે, શ્રીમતી બાંધવ ચાર. કા૦ ૧૧.
વસુદત્ત શ્રેષ્ઠીસુત પરણુતો રે, તે નમ્ર ઓચ્છવ થાય;
વરઘોડો જુએ બેહુ જણી રે, ધનદેવ ચોરીયે ઠામ. કા૦ ૧૨.
તોરણ આવી વર ઉતર્યો રે, પણ કોઇ દૈવવશેણ;
ખર્ડું તોરણ ત્રુટી પડ્યું રે, મરણ ગયો વર તેણ. કા૦ ૧૩.
વસુદત્ત રોતો નિજ ઘર ગયો રે, શ્રીપુંજ ચિંતા ન માય;
કુળદેવી વચનેં કરી રે, ધનદેવ તિલક ધરાય. કા૦ ૧૪.
વર વહૂ બેહુ શણગારીને રે, ચોરીએં ફેરા ફરાય;
નાટકશાલ સમહોચ્છવેં રે, મંગળ ધવળ ગવાય. કા૦ ૧૫.
ઉભી જોવે દો નારીયો રે, છોટી કહે સુણુ ભેણ;
એ વર આપણુ વર સમો રે, દીસે છે મુઝ નેણ. કા૦ ૧૬.
મોહોટી કહે જગ એ સમા રે, જે નર તે તુઝ કંત;
તુલ્ય રૂપેં નર નારીયો રે, સંસારેં બહુ હુંત. કા૦ ૧૭.
તે શીત જ્વરેં પીડિયો રે, કેણી રીતેં આવે આંહી;
વાત કરંતી વેગેં વળી રે, જુએ કૌતુક પુરમાંહી. કા૦ ૧૮.
ધનદેવ વાસભુવન જઇ રે, ચિત ચપળ અતિરેખ;
શ્રીમતી ચીરેં કેસર રસેં રે, લખીયો શલોક તે એક. કા૦ ૧૯.

तथाहि ॥ कहसंतीकरत्नपुरं। कनभोमंडलयुतश्रुतः॥
धनपतिसुतधनदेवो। भाविवशात्सुखीकृते भूत ॥१॥

નિકળીયો મસલું કરી રે, આવ્યો જિહાં સહકાર;
તામ ચઢી દોય નારીયો રે, ધનદેવ પૂર્વ પ્રકાર. કા૦ ૨૦.
ચૂતતરૂ ગગને ચલ્યો રે, જઇ મૂક્યો મૂળ ઠામ;
ધનદેવ આવી સૂતો ઘરે રે, તે પણ આવી ધામ. કા૦ ૨૧.
સૂતી દોય નિદ્રા ભરેં રે, જાગી વૈભાતેં સાથ;
ચિંતા ઉજાગરેં ઊંઘતાં રે, કંકણ દોરા હાથ. કા૦ ૨૨.
દેખી નાહાની કહે બેહેનડી રે, મુઝ નવિ માન્યું વચન;
તુમ પતિ રાત્રેં તિહાં પરણીયો રે, કંકણ હાથ પ્રચ્છન્ન. કા૦ ૨૩.
જોય જોઇ કહે તાહરું રે, વયણ જો માનત ત્યાંહી;

તો જલધિમાં નાંખી પરો રે, હોય રહત સુખમાંહિ. કા૦ ૨૪.
મ ધરીશ બીક એ શંકની રે. એમ કહી બાંધે પાય;
દોરો મંત્રી નિજ હાથશું રે, ધનદેવ પોપટ થાય. કા૦ ૨૫.
પંજર ઘાલી તાળું દીયું રે, જય છમકારે શાક;
ખડ્ગ લેઇ શુકને કહે રે, તુઝને હણી કરું પાક. કા૦ ૨૬
એમ વયણાં સુણી ધ્રૂજતો રે, રોતાં નિગમે કાળ;
હવે શ્રીપુંજ ગવેષતો રે, ન જડી જમાઇ ભાળ. કા૦ ૨૭.
શ્રીમતી આંસુ ચીરે લુહે રે, વાંચી અક્ષર તામ;
ચિંતા તજો કહે તાતને રે, ગયો હસંતી ગામ. કા૦ ૨૮.
વાંચી શ્લોકને શેઠને રે, ભાંગ્યો ચિત્તકલેશ;
સાગરદત્ત વાણિજ તદા રે, જાય હસંતી નિવેશ. કા૦ ૨૯.
હાર દેઇ એક રત્નનો રે, વાત સુણાવી તાસ;
જઇ જમાઇને આપીને રે, તેડી લાવો અમ પાસ. કા૦ ૩૦.
શેઠ સાગરદત્ત નાવે ચઢ્યો રે, ગયો હસંતી ગામ;
હાર દિયો દોય નારીને રે, શેઠ દીઠા ન તામ. કા૦ ૩૧.
પૂછે થકે બેહુ નારી કહે રે, શેઠ ગયા પરદેશ;
બારેબાર તિહાં આવશે રે, ધરશો ન ચિત્ત કલેશ. કા૦ ૩૨.
પણ અમને એમ કહી ગયા રે, રત્નપુરીથી કોય;
આવે તો શુક આપજો રે, શ્રીમતી ખેલન જોય. કા૦ ૩૩.
સાંભળી પંજર લેઇ ચલે રે, દેવે શ્રીમતી હાથ;
વાત સુણી શુક હુલરાવતી રે, જાણે મળીયો નાથ. કા૦ ૩૪.
એક દિન દોરો દેખી કરી રે, બંધન છોડે તામ;
વિસ્મય પામ્યા સાજન સહુ રે, ધનદેવ પ્રગટ્યો જામ. કા૦ ૩૫.
સસરો રાખે અન્ય મંદિરે રે, દંપતી સુખ વિલસંત;
દિન કેતે તાત મરણ ગયો રે, શ્રીમતી તામ વદંત. કા૦ ૩૬.
સસરા નામે ઓળખાવતાં રે, તુમ ગુણવંતને લોક;
અમ સસરા ઘર જઇ રહું રે, તો મુઝ થાય અશોક. કા૦ ૩૭.
કહે ધનદેવ સુણજો પ્રિયા રે, ભાજીના છમકાર;

હઈયા લગે નવિ વિસરે રે, સા કહે કેમ છમકાર. કા૦ ૩૮.
કંતમુખેં સવિ સાંભળી રે, હસીય કહે સા નાર;
પૂર્વપ્રિયા મુજ આગળે રે, શાંક તણો અવતાર. કા૦ ૩૯.
શ્રીમતી આગ્રહેં ઝાહાજેં ચઢી રે, ઉતરીયા નિજ ગામ;
સન્મુખ સજ્જન ઓછવેં રે, આવી વસ્યા નિજ ધામ. કા૦ ૪૦.
દોય જણી મન ચિંતવે રે, વિસારિયો છમકાર;
વળી આવ્યો રસ ચાખવા રે, નવલ વહૂભરતાર. કા૦ ૪૧.
આસન મંત્રી બેસારીને રે, પગ ધોવે લઘુ નાર;
જ્યેષ્ઠા મંત્રી જળ છાંટતી રે, આંગણે ફરતે બાર. કા૦ ૪૨.
તે જળપૂર નાસા લગેં રે, જબ ડૂબ્યો ધનદેવ;
શ્રીમતી તામ મંત્રેં કરી રે, શોષી લીઅે તતખેવ. કા૦ ૪૩.
શ્રીમતી પાયેં પડી બેહુ જણી રે, શેઠ જુવે થઈ થીર;
ચોથે ખંડેં દશમી ભલી રે, ઢાળ કહે શુભવીર. કા૦ ૪૪.

**દોહરા.**

તે દેખી વિસ્મય લહી, શ્રેષ્ઠી ચિંતે ચિત્ત;
ભયરણમાંથી ઉગર્યો, તો વળી આગળ બીત. ૧.
દૈવદશાથી શ્રીમતી, જો કોપી કોઇ વાર;
ત્રિહું નારી વિણુ ત્રિભુવનેં, નહીં કોઇ રાખણહાર. ૨.
નવિ રહેવું મુઝનેં ઘટે, એક દિન જીવિત હાણ;
ભયસ્થાનક તે વરજવું, બોલે ચતુર સુજાણ. ૩.
એમ ચિંતી પુર બારણેં, નાઠો તે તતખેવ;
જિન વંદી તુમનેં મળી, આ બેઠો ધનદેવ. ૪.
મુનિ કહે એણે અવસર અમેં, તેણે વન વસિયા રાત;
ભયવૈરાગેં પૂરિયા, આવી નમી કહે વાત. ૫.
અમ ઉપદેશ સુણી કરી, બેહુ જણેં દિક્ષા લીધ;
વિચરંતાં ઇહાં આવિયા, દૂરેં ભય સવિ કીધ. ૬.
તે નિસુણી ધમ્મિલ કહે, દિયો દિક્ષા મુજ આજ;
ભોગ કરમ ફળ તુઝ ઘણું, નહીં વ્રત કહે મુનિરાજ. ૭.
તવ મુનિ વંદી ઉઠીયો, જબ થયો પચ્છિમ જામ;
પુરમાં રાજપથેં ગયો, તિહાં દીઠું સુરધામ. ૮.

## ઢાળ ૧૧ મી.

( કોઈ લો પર્વત ધૂંધલો રે લો—એ દેશી. )

રાજમારગ પાસેં ભલો રે લો, દીઠ નાગવિહાર રે; ચતુર નર૦
ધૂપઘટા ગગને ચલી રે લો, દીપકમાળ હજાર રે. ચતુર નર૦ ૧.
પુણ્ય કરો જગ પ્રાણિયા રે લો, કારણ પંચમાં સિદ્ધ રે; ચ૦
મન ગમતા મેળા મળે રે લો, ધમ્મિલ જેમ ફળ લીધ રે. ચ૦ પુણ્ય૦ ૨.
વિસ્મિત નયને વિલોકિને રે લો, પિહિત અર્દ્ધ કપાટ રે; ચ૦
દ્વાર ઉઘાડી મંદિરે રે લો, પેઠો તજ્ય ઉચાટ રે. ચ૦ પુ૦ ૩.
નાગદેવ બેઠો નમી રે લો, કરતો બહુલ વિચાર રે; ચ૦
તેણે સમે પૂજાપો ગ્રહી રે લો, સુંદર સખી પરિવાર રે. ચ૦ પુ૦ ૪.
જોવન વય જસ જાગતી રે લો, લાગતે અંગે કામ રે; ચ૦
દોય પ્રિયાથી ઉભગ્યો રે લો, વસિયો લહી વર ઠામ રે. ચ૦ પુ૦ ૫.
રૂપે જયંતા તાવિખી રે લો, આવી કુમારી એક રે; ચ૦
ધોત ચરણ કર મુખ જળે રે લો, પેઠી ચૈત્ય વિવેક રે. ચ૦ પુ૦ ૬.
નાગદેવ પૂજી કરી રે લો, કહે થાઓ નાથ પ્રસન્ન રે; ચ૦
નાગ ભણે વત્સ તુઝ હજો રે લો, વંછિત વર કયપુન્ન રે. ચ૦ પુ૦ ૭.
સાંભળી ઉઠી સસંભ્રમે રે લો, દીઠો તામ કુમાર રે; ચ૦
રૂપે રંગાણી ચેતના રે લો, કામદેવ અવતાર રે. ચ૦ પુ૦ ૮.
તેણે પણ દીઠી દિલભરે રે લો, નવજોબન વનશાળ રે; ચ૦
નોતન તુંગ પયોધરા રે લો, અધર અરૂણ પરવાળ રે. ચ૦ પુ૦ ૯.
નીલ કમળદળ લોચના રે લો, શશિ મુખ સુરભિ વાસ રે; ચ૦
જાસ કળા ચોસઠ લહી રે લો, વિરતિ વિધુ અભ્યાસ રે. ચ૦ પુ૦ ૧૦.
ફૂલ ખરે મુખ બોલતાં રે લો, પૂછતી કુંવરને તેહ રે; ચ૦
કુશાગ્રપુરથી આવિયા રે લો, ધમ્મિલ કહે તુમ નેહ રે. ચ૦ પુ૦ ૧૧.
સાંભળી સા વિસ્મય લહી રે લો, અધોમુખ જોતી જાય રે; ચ૦
લજવાણી વામ પગતણે રે લો, અંગૂઠે ભૂમિ ખણાય રે. ચ૦ પુ૦ ૧૨.
ધમ્મિલ કહે સુણ સુંદરી રે લો, તું કોણ કિમ ઈહાં આય રે; ચ૦
મધુર વયણ નેહે ભરી રે લો, થાય નિપુણ ઉચ્ચરાય રે. ચ૦ પુ૦ ૧૩.
સાર્થેશ નાગવસુ ઈહાં રે લો, નાગસેનાનો કંત રે; ચ૦

નાગદેવ ભક્તિ થયો રે લો, નાગદત્ત સુત સંત રે. ચ૦ પુ૦ ૧૪.
પણ ઇચ્છા તે ઉપરે રે લો, નંદની ચંદની રાત રે; ચ૦
ઇંદ્રમહોચ્છવ પૂર્ણિમા રે લો, વંછે જેમ મણુ જાત રે. ચ૦ પુ૦ ૧૫.
નાગદેવ સેવાથકી રે લો, પુત્રી હુઇ ગુણધામ રે; ચ૦
થાપે હર્ષ મહોચ્છવે રે લો, નાગદત્તા મુઝ નામ રે. ચ૦ પુ૦ ૧૬.
જોબન વય જનકાદિકે રે લો, વરની ચિંતા થાય રે; ચ૦
સાચી સોવનમુદ્રિકા રે લો, કાચ તિહાં ન જડાય રે. ચ૦ પુ૦ ૧૭.
ગુણ લક્ષણ જોયા વિના રે લો, ભુચ્છ મળે ભરતાર રે; ચ૦
જાએ જન્મારો ઝુરતાં રે લો, અબળાનો અવતાર રે. ચ૦ પુ૦ ૧૮.
તેણે કારણ સેવા કરૂં રે લો, નાગદેવની નિત્ત રે; ચ૦
કર જોડી કરૂં વિનતિ રે લો, ઇચ્છા વર ધરી ચિત્ત રે. ચ૦ પુ૦ ૧૯.
વંછા આજ પૂરણ કરી રે લો, દેવે થઇય હજૂર રે; ચ૦
મુઝ ભાગ્યે તુમેં આવિયા રે લો, દીઠા ગુણ ભરપૂર રે. ચ૦ પુ૦ ૨૦.
સુખ ભર બેસો ઇહાં કને રે લો, એમ કહી ચાલી તેહ રે; ચ૦
પૂર્ણ મનોરથ વારતા રે લો, માયને કહે જઇ ગેહ રે. ચ૦ પુ૦ ૨૧.
સજ્જન વર્ગ સવિ હરખિયો રે લો, નાગદેવ ઘર જાત રે; ચ૦
ઘર તેડી સમહોચ્છવે રે લો, લીધું લગન તે રાત રે. ચ૦ પુ૦ ૨૨.
ચોરીએં ફેરા ફેરવી રે લો, દીધું કન્યાદાન રે; ચ૦
વાસ ભુવન સુખમેં વસે રે લો, શેઠ માન સન્માન રે. ચ૦ પુ૦ ૨૩.
ચોથે ખંડે પૂરણ થઇ રે લો, એ અગીયારમી ઢાળ રે; ચ૦
શ્રી શુભવીર કુંવર ઇહાં રે લો, ભોગવે ભોગ વિશાળ રે. ચ૦ પુ૦ ૨૪.

### દોહરા.

એણે અવસર તે નગરનો, નામ કપિલ ભૂપાળ;
તસ કુમરી કપિલા સતી, જોબન રૂપ રસાળ. ૧.
નાગદત્તાશું તેહને, વરતે છે સખિભાવ;
ધમ્મિલ વરીયો સાંભળી, કરતી ચિત્ત બનાવ. ૨.
સખીયે વર્યો વર, માહરે વરવો એ નિરધાર;
સહિયર પ્રેમ સદા રહે, ભારંડ પંખી સમાર. ૩.
એમ ચિંતી કહે રાયનેં, મુઝ ઇચ્છાવર હેત;

મંડપ રચિએં સ્વયંવરા, રાજકુંવર સંકેત. ૪.
એમ નિસુણી તતક્ષણ કિયો, મંડપ સોવન થંભ;
થંભ થંભ મણિ પૂતળી, કરતી નાટારંભ. ૫.
મંચક અતિ મંચક તણી, બાંધી શ્રેણી વિશાળ;
જેમ બેસી બહુલા જુએ, નવ રસ નાટકશાળ. ૬.

## ઢાળ ૧૨ મી.

( ભરતને પાટે ભૂપતિ રે, સિદ્ધિ વર્યા એણે ઠાય, સલૂણા—એ દેશી. )

દૂત ઠવી નૃપ તેડિયા રે, આવ્યા ક્ષત્રિ કુમાર; સલૂણા,
ઊતરીઆ ચંપાવને રે, સૈન્ય સુભટ વિસ્તાર. સ૦ ૧.
પુણ્ય ઉદય પ્રાણી લહે રે, વંછિત સકળ સમૃદ્ધિ; સ૦
પુણ્ય વિહૂણા ઝૂરતા રે, દેખી પરની ઋદ્ધિ. સ૦ પુણ્ય૦ ૨.
મંત્રી શેઠ સાર્થવાહના રે, મળીયા પુત્ર અનેક; સ૦
અશન વસન નૃપ તૃણજળે રે, સાચવે સકળ વિવેક. સ૦ પુ૦ ૩.
નયરે પડહ વજાવતા રે, ઇભ્ય શેઠ સાર્થેશ; સ૦
નંદન સાથ સ્વયંવરે રે, આવજો ધરી શુભ વેશ. સ૦ પુ૦ ૪.
મંડપે મળીયા તે સવે રે, બેઠા બેસણ ઠાય; સ૦
નંદનવનમેં દેવતા રે, મળીયા મોજ સવાય. સ૦ પુ૦ ૫.
ધમ્મિલ પણ આવી તિહાં રે, રાજકુંવરની પાસ; સ૦
માન લહી જુવરાજનું રે, બેઠા મન ઉલ્લાસ. સ૦ પુ૦ ૬.
રાય કપિલની આગળે રે, ગાયન ગાવે ગીત; સ૦
વર વધૂને નાટકેં રે, રાગ રંગ રસ રીત. સ૦ પુ૦ ૭.
એણે અવસર નૃપનંદની રે, ચંદન સહિ પરિવાર; સ૦
બેસી સુખાસન પાલખી રે, શોળ ધરી શણગાર. સ૦ પુ૦ ૮.
ઉતરી અભ્રથી ઉજળી રે, વિજળી જ્યું ઝળકાર; સ૦
વરમાળા કરમાં ધરી રે, પંખા સખી કર ધાર. સ૦ પુ૦ ૯.
સમકાળે કુમરી મુખે રે, નયણે જુએ નર દક્ષ; સ૦
ધનુર્વેદ બાણાવળી રે, સાંધે જેમ દગલક્ષ. સ૦ પુ૦ ૧૦.
પણ કુમરી ચિત્ત વેધીયું રે, નાગદત્તા ભરતાર; સ૦
વસ્તુ જગત મધુરી ઘણી રે, પણ ચિત્ત રુચિએં પ્યાર. સ૦ પુ૦ ૧૧.

નયન કટાક્ષેં બેહુ જણાં રે, વેધાણાં તેણે ઠાય; સ૦
વેધકતા લહે વેધકી રે, ઘાયલ જાણે ઘાય. સ૦ પુ૦ ૧૨.
હવે પ્રતિહારી વર્ણવે રે, સાંભળ રાજકુમાર; સ૦
પૂરવ દેશનો રાજિયો રે, નયરી વાણારસિ સાર. સ૦ પુ૦ ૧૩.
નામેં મૃગધ્વજ એહ છે રે, સૈન્ય ઋદ્ધિ બહુ ગેહ; સ૦
પરણી પ્રિયા છે પાંચશેં રે, સુંદર લક્ષણ દેહ. સ૦ પુ૦ ૧૪.
કુમરી કહે કાંતા ઘણી રે, નહીં સુખીયો ચલી અગ્ર; સ૦
વંગ કલિંગ તણો ધણી રે, જસ ઘર ઋદ્ધિ સમગ્ર. સ૦ પુ૦ ૧૫.
જયસિંહ નૃપ નેપાળનો રે, કસ્તૂરી જસ દેશ; સ૦
એમ મંત્રીસર શેઠનેં રે, વરણવિયા સવિશેષ. સ૦ પુ૦ ૧૬.
તે સવિ હેળવિયા તેણેં રે, વય રૂપ દેશના દોષ; સ૦
વર્ણવતાં દિલ હીંસતું રે, હેળવતા મન રોષ. સ૦ પુ૦ ૧૭.
વળી પ્રતિહારી બોલતી રે, એ નર ગુણ ભંડાર; સ૦
ભાગ્ય કળા રૂપેં વડો રે, મુઝ સખીનો ભરતાર. સ૦ પુ૦ ૧૮.
મન ગમતું વૈદેં કહ્યું રે, જાણી ઠવે વરમાળ; સ૦
વ્યંતર દેવી દેવતા રે, વૃષ્ટિ કુસુમ ઉજમાળ. સ૦ પુ૦ ૧૯.
તે દેખી નૃપ કોપિયા રે, ઉઠયા ખડ્ગ ધરી હાથ; સ૦
એક શૃંગ ખડ્ગી પરેં રે, થંભે દેવ સહુ સાથ. સ૦ પુ૦ ૨૦.
કપિલરાય વચનેં કરી રે, છોડે ધમ્મિલ ત્યાંહિ; સ૦
મંગળ વાજાં વાજતાં રે, સજ્જન વર્ગ ઉચ્છાહી. સ૦ પુ૦ ૨૧.
ઘર તેડી સમહોચ્છવેં રે, પરણાવે ધરી હેત; સ૦
હય ગય રથ ભટ ભૂષણાં રે, ગામ ઘણા વર દેત. સ૦ પુ૦ ૨૨.
ચોથે ખંડે એણી પેરેં રે, બોલી બારમી ઢાળ; સ૦
શ્રી શુભવીર કુંવર તણું રે, પસર્યું પુણ્ય વિશાળ. સ૦ પુ૦ ૨૩.

## દોહરા.

નાગદત્તાને નિજ ઘરે, તેડે નૃપ સસનેહ;
ધમ્મિલ હર્ષ જમણ જમે, નરપતિ સસરા ગેહ. ૧.
નવ પરણીત બેહુ નારીશું, વિલસે પ્રેમ અપાર;
આણ ત્રિમળા રાગેં જડી, વિસરતી ન લગાર. ૨.

સાતમી એ બ્રહ્મદત્ત ગયો, કુરૂમતિ કુરૂમતીકાર;
છઠ્ઠીયેં કુરૂમતી રાગશું, બ્રહ્મદત્ત વચન ઉચ્ચાર. ૩.
પૂર્વે પ્રિયા કનકાવતી, વસુદેવને પરણાય;
નર દુર્ગંધને અવગણી, ધનદ ઇહાં ઉતરાય. ૪.
બાવીશ કોડાકોડી ને, પંચાશી લખ કોડ;
કોડી સહસ ઇગસત્તરી, ચઉસય અડવિસ કોડ. ૫.
સગ વન લખ ચઉદશ સહસ, દોસય અસીઇ નાર;
એક ભવેં પટ્ટરાણીયો, હોયે હરી અવતાર. ૬.
એક રીસાવે તેહમાં, શક્ર મનાવા જાય;
તેહ મનાયે સુખ ગણે, દુર્જય રાગ કહાય. ૭.
વિમળા પણ રાગેં નડી, પડી વિરહાનળ કુંડ;
કંત વિછોહી નારીનેં, જગતમેં દુખ બ્રમંડ. ૮.

## ઢાળ ૧૩ મી.

( ગજરામારૂજી ચાલ્યા ચાકરી રે, અમનેં શી શી ભલામણ દેશ-એ દેશી. )

ચતુર ચલ્યો ચિંતા ભરે રે, રહી વિમળા કમળા પાસ;
અહિલામતિ પગપાનીએં રે, જે ચોસઠ કળા નિવાસ રે,
જે ચોસઠ કળા નિવાસ. ૧.
પ્રથમ વિચારણા ના કરે રે, કરે સહસા કર્મ કઠોર;
પતિ સુત સહસા મારીને રે, પછેં રોતી કરતી બકોર રે. પછેં રોતી૦ ૨.
દોય દિવસ વીતી ગયા રે, પણ નાથ ન આવ્યો જાસ;
વિમળસેના કહે માયને રે, માડી મેં કર્યું વીરૂઉં કામ રે. માડી૦ ૩.
રસભર રમણુને રીસવ્યો રે, ગયો કોણ જાણે કોણ ઠામ;
માય કહે ધણી માનિતી રે, કરે ઉઝડ બારે ગામ રે. કરે૦ ૪.
ઉછાંછલપ તાહરે રે, સહે સાયર એ ગંભીર;
વાયુવેલ વધે વારિધિ રે, પણ પાછાં વળે છે નીર રે. પણ૦ ૫.
તેમ તુજ પિયુ ઘર આવશે રે, મત કર તું કલેશ લગાર;
એમ દિન કેતા વહી ગયા રે, પણ નાવ્યો ધમ્મિલ ઘરબાર રે. પણ૦ ૬.
ખેદ ભરેં દિન કાઢતી રે, સતી વિમળસેના ગઇ ગેહ;
સરસ આહારનેં છંડતી રે, તેણે શોષા નિજ દેહ રે. તેણે૦ ૭.
નવિ વિકસે વન વેલડી રે, જળ સિંચ્યા વિના સૂકાય;

ધારાધર વિના જેમ ધરા રે, તપતી વળી વિશ્વ તપાય રે. તપતી૦ ૮.
તેમ નિજ સેવક પરિજના રે, નિજ સ્વામિનીનું દુઃખ દેખ;
થઇ ઓશીયાળા ચાકરી રે, કરે તન મન વચન વિશેષ રે. કરે૦ ૯.
માત પિતા સુત બાંધવા રે, હોઇ સાસુ સસરો નણુંદ;
પણ પ્રમદા પ્રીતમ વિના રે, નવિ અંતર ચિત્ત આણુંદ રે. નવિ૦ ૧૦.
દંત વિના દંતી જિસ્યો રે, જેવી ચંદ વિહૂણી રાત;
શસ્ત્ર વિના શૂર રાંકડો રે, જળ વિણુ સરોવર નવિ ભાતરે. જળ૦ ૧૧.
જીવ વિના કાયા કશી રે, સુત વિણુ સુકુલી ધનવંત;
મુખશોભા ચક્ષુ વિના રે, મુનિ દ્વિજ વિણુ વિદ્યાવંત રે. મુનિ૦ ૧૨.
નર વિણુ નારી એકલી રે, તેમ શોભે નહીં જગ કોય;
કંત વિછોહી કામની રે, ચિંતાનળ બળતી જોય રે. ચિંતા૦ ૧૩.
ચંદ્ર કિરણુ અમૃત ઝરે રે, પણ વિરહિણી તપન પ્રમાણુ;
મંદ શીતળ વાયુ વહે રે, તે તો લાગે વજ્ર સમાન રે. તે તો૦ ૧૪.
ફૂલશય્યા કંટક સમી રે, ફૂલમાળા વ્યાલ નિખેપ;
રાત્રિ કલ્પ શતશી ગમે રે, અગ્નિકણુ ચંદન લેપ રે. અગ્નિ૦ ૧૫.
ભારભૂત કાયા વહે રે, જેમ રાયેં ઝાલી વેઠ;
દુઃખ અનેક પ્રકારનાં રે, પણુ વિરહિણી નારી હેઠ રે. પણુ૦ ૧૬.
વિમળસેના થઇ દુર્બળી રે, નિજ વાલ્હમ કેરે વિજોગ;
વૈદ ન જાણે નાડીમાં રે, થયો મોહ મહા ક્ષય રોગ રે. થયો૦ ૧૭.
તેણે સમે વરઘોડે ચઢયો રે, પગ માંડયા ઓચ્છવ થાય;
દોય વહૂ દોય બાજૂયેં રે, પગે હિંડતો ધમ્મિલ્લ જાય રે. પગે૦ ૧૮.
બહુ ઠકુરાઇએં પરવર્યો રે, ગીત ગાન નેં નૃત્ય વિલાસ;
લાખ લોક જોવા મળ્યા રે, આવ્યા વિમળસેના ઘર પાસ રે. આવ્યા૦ ૧૯.
રાય બેટી કોણુ પરણીયો રે, જોવા વિમળા સેવક આય;
ધમ્મિલ દેખી હરખીયા રે, કહે ઠકરાણીને જાય રે. કહે૦ ૨૦.
સ્વામિની અમ સ્વામી થયો રે, નૃપજમાતા આ જાય;
સાંભળી વિમળા તતક્ષણેં રે, ઇરશ રોષ ભરાય રે. ઇરશા૦ ૨૧.
માતાયેં સમઝાવી થકી રે, કરી સ્નાન ધરી શણુગાર;
સોવન કળશ તે જળ ભરી રે, લેઇ પૂજાપો નિકળી બા'ર રે. લેઈ૦ ૨૨.

કુંતીલ ચલે રથ આગળે રે, પૂઠે દીક પગ માંડા થાય;
વિમળા દીયે પ્રદક્ષિણા રે, કુસુમેં કરી કંત વધાય રે. કુસુમેં૦ ૨૩.
પૂજાપો પગ આગળે રે, ધરી કમળા કહે સુણ વચ્છ;
આ સતીને પતિ દેવ છે રે, તેણે પૂજા કરે એ અચ્છ રે. તેણે૦ ૨૪.
તવ કુંવરે વિમળા તણો રે, હરખે ગ્રહી જમણો હાથ;
કહે તુમ ચેષ્ટા અમ ફળી રે, સુણ દોય વધૂની નાથ રે. સુણ૦ ૨૫.
નાગદત્તા કપિલા તદા રે, વિમળાને પડતી પાય;
કુંવર કુંતીલ રથમાં ઠવે રે, નિજ હાથે દેત વડાય રે. નિજ૦ ૨૬.
પગ હિંડણ કરી શેહેરમાં રે, પછે પોહોતા રાયને ગેહ;
વિમળા રથ થકી ઉતરી રે, જઇ પ્રણમે ભૂપને તેહ રે. જઇ૦ ૨૭.
સા દેખી નૃપ હરખીઓ રે, કરી બેટી દીયે શિરપાવ;
ચાર ગામ લખ ચારનાં રે, કપિલાથી અધિક બનાવ રે. કપિલાથી૦ ૨૮.
વિમળા સુખાસન બેસીને રે, ગઈ નિજ ઘર કમળાની પાસ;
વાસ ભુવન શણગારતી રે, અતિ પામી ચિત્ત ઉલ્લાસ રે. અતિ૦ ૨૯.
કુંવર વિસર્જે ભૂપતિ રે, દિન દોય પછે નિજ ગેહ;
પોંખી લીએ વિમળા ઘરે રે, તિહુ જણને ધરી સનેહ રે. તીહુ૦ ૩૦.
વિમળા સાથે પ્રેમશું રે, સુખ વિલસે સ્વર્ગ સમાન;
કોઇ દિન જળક્રીડા કરે રે, વળી સુખમાં રમે ઉદ્યાન રે. વળી૦ ૩૧.
ઢાળ કહી એ તેરમી રે, રમી હૃદય જિકે ગુણવંત;
ખંડ ચતુર્થ પૂરણ હુઆ રે, શુભવીર કહે સુણો સંત રે. શુભ૦ ૩૨.

ચોપાઇ.

ખંડે ખંડે મધુરતા ઘણી, ધમ્મિલ રાય ચરિત્રે ભણી;
એ વાણીથી લઘુતા ભઇ, સુધા મધુરતા સ્વર્ગે ગઇ. સુધા૦ ૩૩.

**इति श्रीमत्तपोगच्छाधिराजभट्टारक श्री विजयसिंह सूरीश्वर संतानीयसंविज्ञपक्षी पंडित श्री क्षमाविजयगणिशिष्य पंडित श्री यशोविजयगणिशिष्य पंडित श्री शुभविजयगणिशिष्य पंडित श्री वीरविजयगणिविरचिते श्री धम्मिलचरित्रे प्राकृतप्रबंधे उभयसौपाणीग्रहणकृते पुण्योदयवर्धनोनामश्चतुर्थखंडः समाप्तः ॥**

# પંચમ ખંડ પ્રારંભ.

---

### દોહરા.

ચોથો ખંડ અખંડ રસ, પૂર્ણ હુઓ સુપ્રમાણ;
પંચમ ખંડ કહું હવે, સુણજો રસિક સુજાણ. ૧.
આગેં આગેં રસ ઘણો, કથા સુણંતાં થાય;
ધમ્મિલ ચરિત ઉત્તર કથા, હવે વિસ્તાર કહાય. ૨.
એક દિન રાજ કચેરીયેં, ધમ્મિલ બેઠા જામ;
કોઇક વૈરી નૃપતિએં, અશ્વ ભેટ કરી તામ. ૩.
તેજ ઝગંતો જસ તનુ, સુંદર ઉજ્જલ વાન;
કર્ણ ઉદર કટિ લઘુવરા, પગ નળી વજ્ર સમાન. ૪.
રોમ અલ્પ લઘુ દેહડી, પાસાં પીઠ સુઘાટ;
રાત દિવસ ઉભો રહે, સાર્ધ ચરણ જેમ નાટ. ૫.
કેસરવરણી કેસરા, પવનવેગ જિતમન;
ક્ષણ લક્ષિત અંગ છે, શોભિત અશ્વ રતન. ૬.
શિર વલગી વલગા ધરી, ચામર ચાર પ્રધાન;
ધમ્મિલ નૃપ જાણે ચઢ્યો, તુરગ દમન વિજ્ઞાન. ૭.

### ઢાળ ૧ લી.

( કુંવર ગભારો નજરેં દેખતાં જી—એ દેશી ).

ચતુર કુંવર તુરંગે ચઢ્યો જી, સાથે ઘણા અસવાર રે;
નીકળીઓ નગરી થકી જી, બાહેર વેગ વિચાર રે. ચતુર૦ ૧.
વક્ર તુરંગ વેગે વળ્યો જી, ન રહ્યો હાથ લગાર રે;
સૈન્ય સુભટ રહ્યા વેગળા જી, અઇ કંત પંચમ ધાર રે. ચતુર૦ ૨.
વિષમ સમી પણ ભૂમિકા જી, ઓલંઘી ક્ષણ વાર રે;
ખેંચી લગામને થાકીયો જી, પોહોતો અટવી મઝાર રે. ચતુર૦ ૩.
કનકવાલુકા નદીતટેં જી, ધમ્મિલે છંડી લગામ રે;
ચાર પગેં તિહાં થિર થઇ જી, ઉભો તુરંગ તેણી વાર રે. ચતુર૦ ૪.
અશ્વ તરતળે મૂકીયો જી, છોડી તંગ તે ઠામ રે;

વસ્ત્ર ને શસ્ત્ર અહી કરી જી, પરમેષ્ટી સુહઝાણુ રે. ચતુર૦ ૫.
નઇ ઉપકંઠ દાહિણુ દીશેં જી, દેખતો કૌતક રંગ રે;
વૃક્ષ ઘટા વન વેલડી જી, ભેદે ન કિરણુ પતંગ રે. ચતુર૦ ૬.
એક તરૂડાળેં ઝૂલતી જી, લંબી વર તરવાર રે;
હેમ મૂઠ રત્નેં જડી જી, મણિધર મેનાકાર રે. ચતુર૦ ૭.
ખેચર ખર્ગ્ગ વિસારીને જી, નિજ ઘેર ચલીયો હોય રે;
ચિંતી કુંવર વન જોવતો જી, દીઠો નહીં નર કોય રે. ચતુર૦ ૮.
આવી ખર્ગ્ગ લેઇ દેખતો જી, ચક્રિ ખર્ગ્ગ અનુહાર રે;
મેન રહિત કરી ઝગમગે જી, ઉજ્જલ તલ તેલ ધાર રે. ચતુર૦ ૯.
અલસિ કુસુમ સમ જસ પ્રભા જી, વિજળી જ્યું દૂર પેખ રે;
દેખી અચંભો પામીયો જી, લહિ અસિરત્ન વિશેષ રે. ચતુર૦ ૧૦.
જોવા પરીક્ષા તિહાં ગયો જી, બદ્ધ કુટિલ વંશ થૂગ રે;
ગુલ્મ વિટાણાં પરસ્પરેં જી, સાઠી વંશ ઘણુ મૂળ રે. ચતુર૦ ૧૧.
વૈશાખ ઠાણુ કુંવર રહી જી, તે છેદ્યા સમકાળ રે;
વિસ્મય પામી ખર્ગ્ગ જુએ જી, દીઠું રૂધિર તસ ધાર રે. ચતુર૦ ૧૨.
વંશજાળ ફરી જોવતો જી, ધૂપકુંડ ધુમપુર રે;
નર કર જપમાળા રહી જી, કુંડળ શિર પડયું દૂર રે. ચતુર૦ ૧૩.
રૂધિર ઝરંતું દેખીને જી, પશ્ચાત્તાપ કરંત રે;
વિણુ અપરાધી મેં હણ્યો જી, સાધક વિદ્યા મંત રે. ચતુર૦ ૧૪.
નિંદન નિજ કરતો ગયો જી, નંદન વન સમશાળ રે;
શીતળ જળ વાગ્યે ખડી જી, કુંમર વળગી તરૂડાળ રે. ચતુર૦ ૧૫.
દેખી કુંવર મન ચિંતવે જી, સુંદર વન રખવાળ રે;
કિન્નર દેવી વ્યંતરી જી, અવર ન નરની બાળ રે. ચતુર૦ ૧૬.
અથવા જોવા ઉતરી જી, વિદ્યાધરી સુકુમાલ રે;
કાંતિવદન વિધુ સારસી જી, અધર અરૂણુ પરવાલ રે. ચતુર૦ ૧૭.
કિંવા કનકવાલુકા નદી જી, જળદેવી અધિષ્ટાય રે;
વાવડી નાહીનેં નીકળી જી, કનકસમી જસ કાય રે. ચતુર૦ ૧૮.
ચિંતવતો ધીરજ ધરી જી, આવીયો તેહની પાસ રે;

દેખી કુંવરી મુખ મોહી રહી જી, અંતર પ્રેમવિલાસ રે. ચતુર૦ ૧૯.
ચિંતે કુમરી ચિત્ત ચોરીને જી, પર નર સતી મન ભંડ રે;
રાજકુંવર ભૂલો પડ્યો જી, આવ્યો એણે વન ખંડ રે. ચતુર૦ ૨૦.
ન ઘટે મુઝ મુખ પૂછવું જી, પૂછ્યાનો ઉત્તર દેશ રે;
ગુણિ જન પૂછ્યે બોલતાં જી, નહીં સતી દુખણ લેશ રે. ચતુર૦ ૨૧.
મૌનપણું ધરી સા રહી જી, ભૂતળ નયણ ઠરાય રે;
તવ કુંવર મુખ ઓચ્ચરે જી, મધુર વયણ સુખદાય રે. ચતુર૦ ૨૨.
ધમ્મિલ કુંવરના રાસનો જી, પંચમ ખંડ રસાળ રે;
શ્રી શુભવીરે શી કહી જી, તેહની પેહેલી ઢાળ રે. ચતુર૦ ૨૩.

## દોહરા.

ધમ્મિલ કહે સુણ સુંદરી, તું ઉત્તમ કોણ જાત;
કિહાં રેહેવું સુકળાનિધિ, કોણ તુમ માત ને તાત. ૧.
શે કારણ આ નદીતટે, વન તરૂકુંજ નિવેસ;
નિર્ભય વિચરે એકલી, જોબન બાળે વેશ. ૨.
મેં તુઝને વનદેવતા, જાણી આવ્યો પાસ;
પગ ભૂમિ જળલોચને, મણુઅ જાતિ વિશ્વાસ. ૩.
તવ વળતું કુંમરી કહે, સુણ ઉત્તમ ગુણવંત;
મૂળ થકી માંડી કહું, સધજો મુઝ વિરતંત. ૪.

## ઢાળ ૨ જી.

( સાહીબા મોતિડો હમારો–એ દેશી ).

બોલે મીઠા બોલી એણી નયણી, વૈતાઢ્યે છે દક્ષિણ શ્રેણી;
શંખપુરી નૃપપુરી સાનંદો, તાપ શીતળતાએ રવિ ચંદો;
સાહિબા સુણ વાત રસાળી, મંદિરે મળિયો લટકાળી, સાહેલીની ટોળી. એ આંકણી.૧.
રાણી જાણી કામપતાકા, કામદેવ મંદિરની પતાકા;
કામોન્મત્ત તદંગજ નામે, કામોન્મત્ત સદા પરિણામે. સાહિબા૦ ૨.
નામે વિદ્યુન્મતી વિદ્યુલ્લતા છે, દોય સુતા ગુણ ગુણની લતા છે;
વયણ વદંતાં ફુલ ખરંતાં, લોચન જેહનાં અમીય ઝરંતાં. સાહિબા૦ ૩.
નિકટ કનક ગિરિશિખર વિહાર, આવ્યા ધર્મઘોષણ અણગાર;

વિદ્યાચારણ અતિશય જ્ઞાની, જાણે જગતની વાત જે છાની. સાહિબા૦ ૪.
વિદ્યાધર સહુ વંદન જાવે, કામપતાકા પણ તિહાં આવે;
દેઇ પ્રદક્ષિણા વંદી બેસે, તવ મુનિ ધર્મવચન ઉપદેશે. સાહિબા૦ ૫.
સુણી દેશન પૂછે નૃપ નાર, કોણ અમ પુત્રી તણો વરનાર;
જ્ઞાની કહે તુઝ સુત હણનાર, તેય પુત્રી તણો ભરતાર. સાહિબા૦ ૬.
ખેદ હરખ ભરી નિજ ઘર આવી, રાણીએ રાયને વાત જણાવી;
જનકઆણાએ કામોન્મત્તં, વિદ્યાસાધન કેરે નિમિત્તં. સાહિબા૦ ૭.
પૂજાપો ધન ન્યાયાપણુદ્ધં, ત્રાંકરણ જોગે વસ્ત્ર વિશુદ્ધં;
સ્થાનક શુદ્ધ એ સાત સુહાવે, તો વિદ્યાસાધક ફળ પાવે. સાહિબા૦ ૮.
ભગિની સહિત આવી સુપ્રકારે, કનકવાલુકા નદીય કિનારે;
મેહેલ કરી દોય બેહેનને રાખે, ગામ દેશ ફરે શ્રી અભિલાખે. સાહિબા૦ ૯.
ઇભ્યશેઠ સાર્થેસન અન્યા, રાય પ્રધાન તણી વર કન્યા;
રૂપે સતી લક્ષણવતી જાણી, અપહરીયાણી સોળ સમાણી. સાહિબા૦૧૦.
મંદિર બેહેનની પાસે રાખે, વિશ્વાસી સહુને એમ ભાખે;
વિદ્યા સિદ્ધ કરી જઇ ગેહે, સોળને સાથે પરણિશ નેહે. સાહિબા૦૧૧.
બેટ જઇ વંશજાળ અલાધિ, વર ખટ માસની વિદ્યા સાધિ;
તજીય પીહરીયાં સખી મળીયાં, અંતે તજત તે વેહલા વળીયાં. સાહિબા૦૧૨.
એમ ધારી ઘર દુઃખ વિસારી, શોળે સખી બેટક પ્રિય ધારી;
જોવન વય વર વરવા રંગે, રમીયે દા નણદીને સંગે. સાહિબા૦૧૩.
ગુરૂ નણદી કહે એક દિન આમ, શોળ જણીના કહો મુજ નામ;
તવ મેં એણી પેરે નામ પ્રકાશ્યાં, જાતિ કળા કુળ લક્ષણ વાસ્યાં. સાહિબા૦૧૪.
પ્રથમ શ્રી ચંદ્રારાયની બેટી, કળા સુલક્ષણે લક્ષ્મી ભેટી;
બીજી શ્રી સેનારાજ કુલાઇ, કુશળગીત ગંધર્વ કળાએ. સાહિબા૦૧૫.
શેના નામ પણ રવ ધારી, વિજયસેના યુદ્ધે જયકારી;
શ્રી સોમાદેવ સેવા પ્યારી, એ તિન મંત્રી સુતા દુઃખહારી. સાહિબા૦૧૬.
શ્રીદેવી સામુદ્રિક વાળી, સુમંગળા ખટ દર્શન ભાળી;
સોમમિત્રા કથા નટવી નાણુ, મીત્રવતી કાળ જ્ઞાનની જાણુ. સાહિબા૦૧૭.
ચિત્રકળાયે જસોમતી સારી, પત્ર છેદન દક્ષા ગંધારી;

અષ્ટાંગ જોગ નિમિત્ત જયસેના, શેઠ સુતા સાતે ગુણ લીના. સાહિબા૦૧૮.
વિદ્યા મંત્ર વિધાન સુનંદા, સોમદત્તા સુકળા વિવિચંદા;
સાર્થેશજા દોય શ્રીમતી પેટી, જ્યોતિષ વૈદ રાયની બેટી. સાહિબા૦૧૯.
મિત્રસેના શશી નૃપકુળ સૂધિ, શોળમી હું ઉત્પાતિકી બુદ્ધિ;
સુરમંદીર રહીયેં સુખ ભરશે, વિદ્યા સાધી અમોને વરશે. સાહિબા૦૨૦.
સાંભળી ખેટ સહોદરી બોલી, તુમ આગળ હવે વાત મેં ખોલી;
તુમ પતિ મળીયો અમનેં ન મળીયો, જ્ઞાની ગુરૂમુખ જે સાંભળીયો. સાહિબા૦૨૧.
ઉદ્ભિન્ન નવજોવન અમ વેળા, જાય નિષ્ફળ ન થયા પીયુ મેળા;
બાંધવ વિદ્યા સિદ્ધિ વરીજેં, તો અમે કંતની ખોળ કરીજેં. સાહિબા૦૨૨.
મોકલી મુઝનેં ખબર જ લેવા, તુમશું ઉભી વાત કરેવા;
સાંભળી ધમ્મિલ ચિંતે મનમાં, તેહી જ નર મેં માર્યો વનમાં. સાહિબા૦૨૩.
ધરી ધીરજ નિજ ચિત્ત વિમાસી, તે આગળ સવિ વાત પ્રકાશી;
મિત્રસેના સુણી દુઃખ ધરે મોહોટું, ચિત્ત ચિંતે મુનિવચન ન ખોટું. સાહિબા૦૨૪.
ધમ્મિલ રાસે પુણ્ય અખંડે, બીજી ઢાળ એ પાંચમે ખંડે;
શ્રી શુભવીર વચન રસ ભરીયાં, શ્રોતા લોકેં હઇડે ધરીયાં. સાહિબા૦૨૫.

## દોહરા.

દોય ઘડી આંસુ ભરી, પામી ખેદ લગાર;
મિત્રસેના કહે કર્મગતિ, ભોગવવી નિરધાર. ૧.
તવ ધમ્મિલ કહે સુંદરી, મ કરો મનમાં ખેદ;
જ્ઞાનીનું દીઠું હુએ, નહીં તિહાં કીસ્યો વિભેદ. ૨.
સા કહે આર્ય પુત્ર તુમેં, રેહેજો ઇહાં ખીણુ મંત;
ખેટ સહોદરીનેં જઈ, સંભળાવું વિરતંત. ૩.
જો તુમ ઉપર રાગિણી, હોશે તો ધજરક્ત;
મંદિર ઉર્ધ્વ હલાવશું, શ્વેત ધજા એ વિરક્ત. ૪.
રક્તેં રેહેજો થીર થઇ, શ્વેતેં જાજો દૂર;
એમ કહી ચાલી વેગશું, વિદ્યુન્મતીનેં હજૂર. ૫.
તસ સંકેતેં દો ઘડી, તદ્ગતચિત્ત કુમાર;
ઉપશમ ગુણઠાણે ચઢી, થોવ ઠરે અણગાર. ૬.

તામ પતાકા ભિજળી, હાલતી દેખી કુંમાર;
જાણી વિરક્તા તે થઇ, નાઠો નદીય કિનાર. ૭.
અટવી મધ્યેં ચાલતાં, તરૂતળ જોગી ચાર;
ઝગડો કરતા દેખીને, પૂછે તાસ કુમાર. ૮.
જોગી થઇ જંગલ રહો, સહો શીત વર્ષાતાપ;
ભીક્ષાએ ભોજન કરો, તેહમાં શો સંતાપ. ૯.
કહે જોગી સુણુ ભોગિયા, ભલે પધાર્યા આંહી;
અતિથિ કરી તુમ પૂજશું, રયણી રહો ઉચ્છાંહિ. ૧૦.
વાત સુણી અમ મુખ તણી, ભાગો અમચો કલેશ;
સુખીયા થઇશું તુમ થકી, તુમને લાભ વિશેષ. ૧૧.
એમ નિસુણી કુંવર તિહાં, ગિરિદરી વસિયા રાત;
દાક્ષિણતા ગુણ દેખીને, યોગી કરતા વાત. ૧૨.

## ઢાળ ૩ જી.

( રાગ બંગાલ. કીસકે બે ચેલે કિસકે બે પૂત—એ દેશી.)

જોગી કહે સુનો રાજકુમાર, ગનતે સુખ દુઃખીયા સંસાર;
ચિતે ચેત લો, રૂડી જ્ઞાનકી બાત. ચિતે૦
તન ધન ઘરપર રાગ અથાહ, લાખમેં અંશે ધર્મ ન ચાહ. ચિતે૦ ૧.
ઇતના રંગ જો ધર્મકા હોત, ઝગમગ દીપક જ્ઞાન ઉદ્યોત; ચિતે૦
જ્ઞાન વિના મિથ્યા અંધાર, મારગ ભૂલા મૂઢ ગમાર. ચિતે૦ ૨.
કંત હમેરા મેરિ હે નાર, કૂડી માયા હે સંસાર; ચિતે૦
કંત ચલેંગા યમ દરબાર, રોતી રહેંગી એકલી નાર. ચિતે૦ ૩.
ધુંઆં ઘટામેં ડારત હાથ, દમરા એક હિ નાવેંગા સાથ; ચિતે૦
સ્વારથ સંગી એ પરિવાર, કનક સગાઇ ઓર ન પ્યાર. ચિતે૦ ૪.
મેહેલ સેહેલ કરેં દંપતી પૂત, હોત દિવાને વલગે ભૂત; ચિતે૦
તૃષ્ણા નદંજળ પૂરણ આથ, નાથ ચલેંગા ખાલી હાથ. ચિતે૦ ૫.
સંસાર દેખ વિટંબન ભૂત, હમ ગુરૂ જોગી હુઆ અવધૂત; ચિતે૦
જંગલ રેહેતે અલક ધ્યાન, ગુરૂસેવામેં રહેં એક તાન. ચિતે૦ ૬.
ગુરૂ તસ દેઇ વસ્તુ ચાર, આપ સધાએ સરગ મઝાર; ચિતે૦
કંથા તિગ શત દેવેં દિનાર, પાવડી એ ચલે કોશ હજાર. ચિતે૦ ૭.

પાત્ર અંમૂટ ને ડંડ જ એક, દુશમન ટાળે રેહેવે ટેક; ચિતે૦
પાવડિ પેહેરી ફિરતે ગામ, હમ ઘર છોડી તીરથ ઠામ. ચિતે૦ ૮.
ફિરતે મલીએં જૈન નીગ્રંથ, તેને બતાયા જૈનકા પંથ; ચિતે૦
મિથ્યાત શલ્ય નિકાલા દૂર, તત્ત્વ સુધા લહેં આણંદપૂર. ચિતે૦ ૯.
મિથ્યાત વેષકા કયા જગ ભાર, મોક્ષ ગએ દશપંચ પ્રકાર; ચિતે૦
યું જાણી રખે ગુરૂકા વેશ, જોગ્યકું દેવેં જિન ઉપદેશ. ચિને૦ ૧૦.
હમ ચારે શિષ્યકું ગુરૂ રાય, ઉદ્ધરિયા જિન પંથ બતાય; ચિતે૦
પંચતિરથ હમું જાત્રા કીધ, ગુરૂકે પસાએ હે સવિ સિદ્ધ. ચિતે૦ ૧૧.
પણ ગુરૂ સાહેબ સર્ગ સધાય, પિછે રહે હમ ગુરૂ ગુણ ગાય; ચિતે૦
વેંહેચણ કર ગુરૂ દીધી નાહીં, ચાર ચીજ રહી ગુરૂ ઘરમાંહિ. ચિતે૦ ૧૨.
ઝગડામેં હમકી નહીં શોભ, જાણુત પણ નહિ લોભકા થોભ; ચિતે૦
જોગી જંગમ સેવનહાર, મિથ્યાતિ આવેં નર નાર. ચિતે૦ ૧૩.
અવ્રતિ પેટમેં પારકા માસ, એહિ લોકકા કયા બિશ્વાસ; ચિતે૦
તુમકું હમોએં દીનો ભર્મ, તુમચો કોણ ગુરૂ દેવ નેં ધર્મ. ચિતે૦ ૧૪.
ધમ્મિલ કહે હું જૈન સવાય, ઓર દેવ ગુરૂ લાગું ન પાય; ચિતે૦
જોગી કહે સાધર્મીક ભાઇ, મળી એ હમ ઘર હોત વધાઇ. ચિતે૦ ૧૫.
ચાર સંપ કરી ચારેં ચીજ, દેઇ ભણેં હમ જીવિત બીજ; ચિતે૦
કુંવર વદે કરી ચીઠ્ઠી ચાર, લટકંતી બાંધી તરૂ ડાળ. ચિતે૦ ૧૬.
દૂરથી આવી લિયો એક એક, કલેશ મટાવી ધરજ્યો વિવેક; ચિતે૦
જોગી ચારે કીધું એમ, ભાગ લેઇ બહુ ધરતા પ્રેમ. ચિતે૦ ૧૭.
કુંવરને દીધી ઔષધી ચાર, રોગહરણ રાજા વશીકાર; ચિતે૦
શત હસ્તીબળ શસ્ત્ર પ્રહાર, અંગ ન લાગેં કોઇ પ્રકાર. ચિતે૦ ૧૮.
જોગી કહે સુણ ધર્મકે મિત્ર, તોસેં લગા હમકેરા ચિત્ત; ચિતે૦
તુમ જાવે હમ હોવેગા શોક, જોગી ગૃહીકા મિલનાં ફોક. ચિતે૦ ૧૯.
તુમહી કીધો હમ ઉપકાર, કલેશ હરી દિયો ઉપશમ સાર; ચિતે૦
કોઈ દિન હમ પર બહુલે પ્યાર, ધરિ યાદ કરના તુમ એક વાર. ચિતે૦ ૨૦.
વાત કરંતાં રેયણી જાય, ઉદયની વેળા કુંવર સધાય; ચિતે૦
અટવી ઓલંઘીનેં જાય, શબ્દ શુકન તવ રૂડા થાય. ચિતે૦ ૨૧.

સંબાહનામે કર્બટ ગામ, દેખે દૂરથી લહે વિશરામ; ચિતે૦
સરોવર પેખી ઉભો તીર, સજ્જનચિત જ્યું નિર્મલ નીર. ચિતે૦ ૨૨
પાંચમે ખંડે ત્રીજી ઢાળ, ભાખી પૂરણ રાગ બંગાળ; ચિતે૦
વીર પુણ્યોદય પગ એ મહંત, ખેત્ર વિપાકી ખેત્ર ફલંત. ચિતે૦ ૨૩.

## દોહરા.

શીતળ જળ પાને કરી, વિકસિત ચિત્ત વિશેષ;
સુંદર શુકન નિહાળીને, કીધો ગામ પ્રવેશ. ૧.
ન્યાયવંત કર્બટ તણો, નામે સુદત્ત નરેશ;
બાંધવ ચંપાધીપ તણો, પણ બેહુને છે કલેશ. ૨.
તે નગરી જોતાં થકાં, દીઠું માળી ગેહ;
ધમ્મિલ તસ ઘર ઉતર્યો, માળણ ધરતી નેહ. ૩.
દીધી સોવન સાંકળી, માળણ હર્ખ ધરંત;
અહોનિશ ઉભી દાસી જ્યું, કુંવરની ભક્તિ કરંત. ૪.
દાને ભૂત વશી હોવે, દાને કીર્ત્તિ ઉકીટ્ટ;
માર્દલ મુખલેપે કરી, જડ પણ બોલે મીઠ. ૫.

## ઢાળ ૪ થી.

( વિમળજિન વિમળતા તાહરી જી—એ દેશી. )

ધમ્મિલ રેહેતા માલણ ઘરે જી, ધરત પરમેષ્ટીનું ધ્યાન;
પંખો વીરણતણો ગુંથીયો જી, મંત્ર સુકળાએ વિજ્ઞાન. ૧
ગુણનિધિ ઉત્તમ પદ વરે જી—એ આંકણી.
તે વચ્ચે રોગહર ઓષધી જી, ગુપ્ત ધરી ચિત્રિત સાર;
માળણ હાથ દેઇ એમ કહે જી, વેચણ જાઓ બજાર. ગુણ૦ ૨
મૂલ કરજ્યો સવા લાખનું જી, પૂછે ગુણ તુમ જખ કોય;
મુઝ ઘરે આવ્યો પરદેશીયો જી, કહો ગુણ જાણ છે સોય. ગુણ૦ ૩.
માળણ લેઇ ચહુટે ગઇ જી, સાંભળી લોક કરે વાત;
દેવરૂપી કોઇ આવીયો જી, માળણ ઘર નરજાત. ગુણ૦ ૪.
તીર્થપરે લોક કરે જાતરા જી, દેખી તસ તેજ ઝળકાર;
પૂછતાં લોક પાછા વળે જી, કુંવર નહીં વચન ઉચ્ચાર. ગુણ૦ ૫.
તેણે સમે પુરોહિત નંદની જી, તસ શુળ રોગ સવિશેષ;

વૈદમંત્રાદિ નિષ્ફળ થયાં જી, બહુલકર્માને ઉપદેશ. ગુણુ૦ ૬.
વાત પંખા તણી સાંભળી જી, મોકલે તેડવા તાસ;
કુંવર કહે નૃપ નવિ આવશે જી, આવે તરશો કૂપ પાસ. ગુણુ૦ ૭.
પુરોહિતે પુત્રિ રથમાં ઠવી જી, જાય માળણુ તણે ગેહ;
પંખો જળ બાંજવી છાંટીઓ જી, તતક્ષણુ સજ્જ થઇ દેહ. ગુણુ૦ ૮.
લાખ શરપાવ પુરોહિત કરે જી, નવિ ધરે કુંવર તે હાથ;
નૃપ ગુરૂ પુત્રી શણુગારીને જી, મોકલે જનકની સાથ. ગુણુ૦ ૯.
તેણે સમે રાય સુદત્તની જી, વસુમતી રાણીની જાત;
નામે પદ્માવતી કન્યકા જી, કળા વિજ્ઞાન વિખ્યાત. ગુણુ૦ ૧૦.
કર્મે બહુ રોગે પીડિત તનુ જી, બહુ વિધ કીધ ઉપચાર;
દેશી પરદેશી વૈદ મળી જી, નવિ થયો ગુણુ તે લગાર. ગુણુ૦ ૧૧.
તેહ ચિંતાએ નૃપ પીડિયો જી, રાણી મન દુઃખ અપાર;
વાત સવિ કુંવરની સાંભળી જી, કૃત દ્વિજ પુત્રી ઉપગાર. ગુણુ૦ ૧૨.
રાય પરધાનને તેડવા જી, મોકલ્યા માલણુ ગેહ;
બેસી સુખાસન પાલખી જી, આવી નૃપને મળ્યો તેહ. ગુણુ૦ ૧૩.
આદર દેઇ બહુ માનશું જી, રાયે બેસારીયો પાસ;
ભાઇ અમ ભાગ્યે તુમે આવીયા જી, મરૂધરે સુરતરૂ વાસ. ગુણુ૦ ૧૪.
એમ કહિ કુમરી દેખાડતાં જી, રોગે વિરૂઈ થઇ દેહ;
સજ્જ કરવી નજરે પડી જી, સજ્જન લક્ષણુ એહ. ગુણુ૦ ૧૫.
કુંવર કહે ચિંતા દૂરે ગઇ જી, શ્રી જિન ધર્મ સુપસાય;
પુરોહિત તેડી મુહૂરત્ત લિયો જી, તિથિ કરણુ શુદ્ધ મેલાય. ગુણુ૦ ૧૬.
તે દીને બહુલ આડંબરે જી, ધૂપ ઘૃત દીપની માળ;
મંડળ મધ્ય પંખો ધરી જી, હવન કરતો કરમાળ. ગુણુ૦ ૧૭.
જાપ પરમેષ્ટી મનમેં જપી જી, તીર્થ જળ વીંજણે પાય;
શિર ઠવી પંખો ન્હવરાવતાં જી, રોગ પોકારતાં જાય. ગુણુ૦ ૧૮.
અંબર વાણી વ્યંતર કરે જી, સુણુજો ધરી કાન ગુણુવંત;
સાતમે ભવ મુનિ હેલિયા જી, તેણે અમે કુમરી વળગંત. ગુણુ૦ ૧૯.
ધમ્મિલ કુંવર પુણ્યશાળીએ જી, છોડાવ્યા તર્જે વીઆજ;
કનક ઘડી પૂતળી સારસી જી, કુંવરી થઈ બેઠી ધરી લાજ. ગુણુ૦ ૨૦.

ગાન્ધર્વગી પુરજન સહુ જી, અચરિજ દેખી હરખાય;
કરીય વિવાહ બહુ ઓચ્છવે જી, કુંવરને પુત્રી દીએ રાય. ગુણ૦ ૨૧.
પંચ વિષય સુખ લીલમાં જી, રહત નૃપદત્ત આવાસ;
એક દિને રાય વાર્ત્તા કરે જી, બેસી જામાતને પાસ. ગુણ૦ ૨૨.
પાંચમે ખંડે પૂરણ થઇ જી, ચોથી ચિત્તરંજની ઢાળ;
વીર કહે ધર્મથી સુખ હુએ જી, દુઃખ થાયે વિસરાલ. ગુણ૦ ૨૩.

## દોહરા.

રાય કહે ચંપાપતિ, વૃદ્ધ સહોદર મુંજ્જ;
પણ બેહુને વરતે સદા, માંહો માંહી ઝુંજ્જ. ૧.
કરવું અનુચિત કર્મનું, પ્રમદા જન વિશ્વાસ;
સજ્જન વિરોધ સબળ રિપુ, કદિયક હોય વિનાશ. ૨.
જંબુક શિવરાત્રિ રહ્યું, કાપિ ન નાડી તાર;
બાંધવથી એડું થયું, ખંધે પડીય કુઠાર. ૩.
મિત્ર જગત્ર ઘણા મળે, પણ નહીં બાંધવ જોડ;
બાંધવ બાંહિ સમા ગણે, સાધે વંછિત કોડ. ૪.
તેણે જગ એહવો કો નહીં, જે મુઝ બાંધવ સાથ;
મેલ કરાવે તો સહિ, થાઉં જગત સનાથ. ૫.
કુંવર કહે કરશું અમે, કામ તુમારૂં એહ;
જેમ બેહુ બંધવને હુવે, સાચો અવિહડ નેહ. ૬.
નૃપ નિસુણી બીડું દીએ, કુંવર વિસર્જ્યો તામ;
ગામ ગામ વાસો વસી, પોહોતો ચંપા ઠામ. ૭.
દરવાજે આવ્યા કુંવર, સાથે સુભટ વિતાન;
નયર કોલાહલ દેખીને, પૂછત કહે દરવાન. ૮.

## ઢાળ ૫ મી.

( ઘોડી તો આઈ થારા દેશમાં, મારૂજી, ખરણી દે પાછી વાળ હો,
નણદીરા ભમર થાશું બોલું નહીં, મારૂજી—એ દેશી ).

દરવાંન બોલે સાંભળો, સાહેબજી૦ ભલે પધાર્યા આજ હો,

અલબેલા જુએ સહુ વાટડી, સાહેબજી૦ ખળવદને રજ ખેરવી, સાહેબજી૦
લાખ લોક વધી લાજ હો. અલબેલા૦ ૧.
કપિલ રાય કરી મદ ચઢયો, સાહેબજી૦ ભાંગી આલાંનનો થંભ હો; અલબેલા૦
હાટ નેં ઘર પાડે હેલમાં, સાહેબજી૦ ચાલત વેગ અચંભ હો. અલબેલા૦ ૨.
નવિ વશ થાએ કોયથી, સાહેબજી૦ કરત કોલાહલ લોક હો; અલબેલા૦
નુકશાન બહુ નગરે કરે, સાહેબજી૦ રાય સચિવ ધરે શોક હો. અલબેલા૦ ૩.
જાણું સાહિબ તુમેં ઝાલસ્યો, સાહેબજી૦ કહિનેં ગયો દરવાંન હો; અલબેલા૦
વિમળસેનાનેં વધામણિ, સાહેબજી૦ દેત વચન બહુમાન હો. અલબેલા૦ ૪.
હેમનું કંકણ હર્ખેશું, સાહેબજી૦ દેઇ વિસર્જે તાસ હો; અલબેલા૦
શબ્દ શુકન અહીં આવીયા, સાહેબજી૦ ધમ્મિલ ચહુટા પાસ હો. અલબેલા૦ ૫.
ધ્રુવ્યકુમર એક તેણે સમેં, સાહેબજી૦ મેળવી કન્યા આઠ હો; અલબેલા૦
ન્હવણ મહોચ્છવ કારણે, સાહેબજી૦ જાય તિહાં બહુ ઠાઠ હો. અલબેલા૦ ૬.
ધમ્મિલ દેખી પૂછતો, સાહેબજી૦ તવ એક બોલ્યો ત્યાંહિ હો; અલબેલા૦
આરિદ્રદત્ત સથવાહનો, સાહેબજી૦ પુત્ર સાગરદત્ત આંહી હો. અલબેલા૦ ૭.
પિતરેં મનોરથેં મેળવી, સાહેબજી૦ સુંદર કન્યા આઠ હો; અલબેલા૦
તે પણ મોહોટા શેઠની, સાહેબજી૦ સાંભળો નામનો પાઠ હો. અલબેલા૦ ૮.
દેવકી આદે ધનસિરી, સાહેબજી૦ કુમુદા નંદા નામ હો; અલબેલા૦
પદ્મસિરી નેં કમળસિરી, સાહેબજી૦ ચંદ્રસિરી ગુણધામ હો. અલબેલા૦ ૯.
વિમળા વસુમતી આઠમી, સાહેબજી૦ બેઠી રથ વર સાથ હો; અલબેલા૦
કન્યા રત્ન લક્ષણ ભરી, સાહેબજી૦ આવી રાંકને હાથ હો. અલબેલા૦ ૧૦.
ચંદ્રકલંકી વેતર્યો, સાહેબજી૦ દુર્ભગ રૂપેં નિહાલ હો; અલબેલા૦
દંપતી રાગેં વિજોગડા, સાહેબજી૦ કંટક કમળની નાળ હો. અલબેલા૦ ૧૧.
જળનિધિ જળ ખારાં કિયાં, સાહેબજી૦ પંડિત નિર્ધન કીધ હો; અલબેલા૦
ધનપતિ કૃપણતા ચઉમુખે, સાહેબજી૦ રતનનેં દૂષણ દીધ હો. અલબેલા૦ ૧૨.
વાત કરંતાં આવીયો, સાહેબજી૦ હસ્તિ જિસ્યો જમરાય હો; અલબેલા૦
કોલાહલ થયો કારિમો, સાહેબજી૦ કૌસિક મૌકુલી ન્યાય હો. અલબેલા૦ ૧૩.
વણીક તે નાઠા વેગળા, સાહેબજી૦ નાઠો સુભટનો સાથ હો; અલબેલા૦
સાગર તરછોડી નાસીયો, સાહેબજી૦ વળગી ચીવરકની હાથ હો. અલબેલા૦ ૧૪.

થઇય નિરાશા જીવિતેં, સાહેબજી૦ હરણીપરેં ભયભીત હો; અલબેલા૦
દહદિશિ જોતી રોવતી, સાહેબજી૦ ધ્રુજતી મુંઝતી ચિત્ત હો. અલબેલા૦ ૧૫.
સુંઢ ઉછાળતો આવીઓ, સાહેબજી૦ હસ્તી તેહેની પાસ હો; અલબેલા૦
કુંવર દયાળુ જઇ કહે, સાહેબજી૦ મ ધરો મહિલા ત્રાસ હો. અલબેલા૦ ૧૬.
રથ બેસારી આઠનેં, સાહેબજી૦ લેઇ ગયો ઉપકંઠ હો; અલબેલા૦
તસ જનકાદિક રોવતાં, સાહેબજી૦ વળાગાડી તસ કંઠ હો. અલબેલા૦ ૧૭.
પાછો વળીયો વેગશું, સાહેબજી૦ ગજશત બળ જડી લીધ હો; અલબેલા૦
બાંધી ભુજા ગજસંમુખે, સાહેબજી૦ કુંવરેં હોકાટો કીધ હો. અલબેલા૦ ૧૮.
સાહામો સામ જ ધાવતો, સાહેબજી૦ આવતો રોષ રસેણુ હો; અલબેલા૦
કુંવર અહી દંતોશળા, સાહેબજી૦ શિર ચઢયો પ્રબળ લહેણુ હો. અલબેલા૦ ૧૯.
શંઢાલગામ કરેં અહી, સાહેબજી૦ બેસી ખંધ પ્રદેશ હો; અલબેલા૦
ગજશિક્ષા કુશળેં કરી, સાહેબજી૦ ભમરી દિએ સવિશેષ હો. અલબેલા૦ ૨૦.
નિર્મદ હસ્તિ થઇ રહ્યો, સાહેબજી૦ ઉભો રહી ધૂણે શીસ હો; અલબેલા૦
રજ્જુલગેં ધરિ અંકુશે, સાહેબજી૦ હણિયો પાડે ચીશ હો. અલબેલા૦ ૨૧.
મહાવત ચઢિયો શિરપરેં, સાહેબજી૦ કુંવર ઉતરીયો હેઠ હો; અલબેલા૦
અજપરેં ગજરજ લોઠતે, સાહેબજી૦ આલાને બાંધ્યો હેઠ હો. અલબેલા૦ ૨૨.
નિરખે અછેરું નાગરા, સાહેબજી૦ વિસ્મય પામ્યો રાય હો; અલબેલા૦
તેડે કુંવર નૃપ મંદિરેં, સાહેબજી૦ સાસુનેં હરખ ન માય હો. અલબેલા૦ ૨૩.
ઘર ઘર હરખ વધામણાં, સાહેબજી૦ કુંવરતણા ગુણ ગાય હો; અલબેલા૦
વાત કુશળ સંખેપથી, સાહેબજી૦ કરીય વિસર્જે રાય હો. અલબેલા૦ ૨૪.
મલપતો કેશરી સિંહ જયું, સાહેબજી૦ નિજ ઘર હર્ખભરેણુ હો; અલબેલા૦
આવ્યા સેવક પય નમે, સાહેબજી૦ કમળા ઉતારે લુંણુ હો. અલબેલા૦ ૨૫.
વિમળસેના મળી પ્રેમશું, સાહેબજી૦ કંચુક તંગ શરીર હો; અલબેલા૦
પાંચમે ખંડે પાંચમી, સાહેબજી૦ ઢાળ કહે શુભવીર હો. અલબેલા૦ ૨૬.

## દોહરા.

સાગરદત્ત તે કન્યકા, પરણેવા ઉજમાળ;
તેડું કરતાં તે કહે, વાનર ચૂકયો ફાળ. ૧.
જંબુકપરે નાસિ ગયો, સોંપી અમ જમરાય;

ફરી જમી ઘર જનકને, ધમ્મિલ કુંવર પસાય. ૨.
વર કન્યા કરી ઢીંગલાં, રમિયાં ગેહ મઝાર;
રમત બની તે નગરમાં, ફોગટ બાળ વિચાર. ૩.
અમે નર ઉત્તમ બાલિકા, તું પશુ જંબુક જાત;
ચિત્રક પીંછી રંગની, શંખ ન ફરશે ભાત. ૪.
ગજભયને સુંદર ગણું, શંકથી છૂટાં જોણુ;
શુળીનું શુચિએ ગયું, જનમની ભીત ખિણુ. ૫.
આશા અમચી પરિહરી, રહો નિજ ગેહ મોઝાર;
ભય કંપન ઔષધ કરી, પછે નિકળજો બાર. ૬.

**સવૈયો.**

કુનરીકા કુનર અજબ હેં પ્યારે, લોહ કારણ ધન સહરા દિયા;
તવ છોટિનિકી શમસેર બનાઇ, શુનિ જન જાને કૈર કિયા;
ઉસકા ઔષાંન દુરસ કરનેકું, અહિરનકા દો ટુક કિયા;
તવ ચુંપ લગી કહે ફિરકર દેખે, વેંહ પાની મુલતાન ગયા. ૭.

**દોહરા.**

સાગરદત્ત સુણી કોપીયો, ચિંતે ચિત્ત મઝાર;
જોઉં બળીયો જગતમાં, કોણ પરણે મુઝ નાર. ૮.
તાસ જનક સાથે થયો, તેહને કલેશ અપાર;
પણ કન્યા માને નહીં, ચઢિયાં રાજદુઆર. ૯.

**ઢાળ ૬ ઠ્ઠી.**

(તમે વસુદેવ દેવકીના જાયા જી, લાલજી લાડકડા—એ દેશી.)

બાલિકાને બોલાવી રાયે જી, ચતુરા કેમ ચૂકે;
કહે આઠકની સમુદાયે જી, અવસર નવિ મૂકે;
સુણો તાતજી દીનદયાળ જી, ચતુરા૦ દેવલોકે ચઉ લોકપાળ જી. અવસર૦ ૧.
નવિ કરતાં નર રખવાળ જી, ચતુરા૦ તેણે રૂડા પંચમ લોકપાળ જી; અવસર૦
મરૂધરમાં એક સહકાર જી, ચતુરા૦ પુરપંથી જન ઉપગાર જી. અવસર૦ ૨.
ફળદાયક રૂડાં જાણું જી, ચતુરા૦ ઓર નિર્ગુણ હું ન વખાણું જી; અવસર૦
સુરગિરિશિર સુરતરૂ હાવે જી, ચતુરા૦ ફળછાયા કામ ન આવે જી. અવસર૦ ૩.

નર દુર્બળ નાથ વિહિના જી, ચતુરા૦ બાળ વૃદ્ધ તપસ્વી દીના જી; અવસર૦
અન્યાય પરાભવ પામે જી, ચતુરા૦ તે જીવે નૃપ વિશરામે જી. અવસર૦ ૪.
અમે નાગર સાગર બીતે જી, ચતુરા૦ તુમ શરણુ લિયો એકચિત્તે જી; અવસર૦
અમને જમરાયને દેઇ જી, ચતુરા૦ નાઠો જીવિત લેઇ જી. અવસર૦ ૫.

દવ લાગે નારી રિસાવે જી, ચતુરા૦ પંખી પણુ દૂર ન જાવે જી; અવસર૦
પાણીશું કણુક ન ખાંપી જી, ચતુરા૦ ચરૂ જોયો દાણો ચાંપી જી. અવસર૦ ૬.
ના કેહેતા નિર્લજ્જ નાઠો જી, ચતુરા૦ સીયાળ જાયું ખોટમાં પેઠો જી; અવસર૦
તજી શૂરવીર ભરતાર જી, ચતુરા૦ એ રાંકને નહિ વરનાર જી. અવસર૦ ૭.
ભરલોકે રોતો ભાગ્યો જી, ચતુરા૦ એહનો અંગ ફરસ નહીં લાગ્યો જી; અવસર૦
અમે આઠ સતી અણિઆખી જી ચતુરા૦ માત તાત ને જ્ઞાની સાખી જી. અવસર૦ ૮.
ચોરીમાં મંગળ ત્રીજે જી, ચતુરા૦ મૃતપતિ સતી પરણે બીજે જી; અવસર૦
એમ કન્યાને શું વાંકું જી, ચતુરા૦ શો અમલ કરે એ રાંકું જી. અવસર૦ ૯.
જુઓ કૃષ્ણે કરિ અપહાર જી, ચતુરા૦ રૂકમણિ સતિમાં શિરદાર જી; અવસર૦
શિશુપાલશું વિવાહ મેલ્યો જી, ચતુરા૦ નારાયણે રણમાં રોળ્યો જી. અવસર૦ ૧૦.

બાર કુંવરનું વિવાહ ટાણું જી, ચતુરા૦ કન્યા મેલી નવાણું જી; અવસર૦
જુઓ પરણી ગયો નિજ ધામ જી, ચતુરા૦ જંબુવતિનો સુતશામ જી. અવસર૦ ૧૧.
જાદવ માંહિં થયું એમ જી, ચતુરા૦ તો બીજે કુળ શો નેમ જી; અવસર૦
અમે તો એહવું નવિ કરીએ જી, ચતુરા૦ મન ઇચ્છાએ વર વરીએ જી. અવસર૦ ૧૨.
રહિ રાજુલ ઘર ઠકરાણી જી, ચતુરા૦ તે તો ત્રિભોવન નાથની રાણી જી; અવસર૦
વળિ નવભવ ભેગી ગવાણી જી, ચતુરા૦ એની જોડે કો ન ઠરાણી જી. અવસર૦ ૧૩.
જેણે જીવિત અમને દીધો જી, ચતુરા૦ અમે મનમાં નિશ્ચય કીધો જી; અવસર૦
બહુ ધમ્મિલનો ઉપગાર જી, ચતુરા૦ આ ભવમાં એ ભરતાર જી. અવસર૦ ૧૪.

રાંકશું રમવું રંગ રોળી જી, ચતુરા૦ જીવિત લગે હૈડે હોળી જી; અવસર૦
વીરા શાળવિને ઘર દીધી જી, ચતુરા૦ તેણે અંતે દિક્ષા લીધી જી. અવસર૦ ૧૫.
જો ધારી ન થાય વાત જી, ચતુરા૦ તો કરશું સહુ આપઘાત જી; અવસર૦
એ સાગર આગર ખારો જી, ચતુરા૦ અમ તાતજી પાર ઉતારો જી. અવસર૦ ૧૬.
એમ બોલી રહી કુમારી જી, ચતુરા૦ સાગરદત્ત બોલ્યો ધારી જી; અવસર૦
કુંયુ આવી શ્રિઅણિરાય જી, ચતુરા૦ મુઝ નારી પર લઇ જાય જી. અવસર૦ ૧૭.

સુણી બોલ્યા કપીલ નરેશ જી, ચતુરા૦ નહિ સાગર તુઝ મતી લેશ જી; અવસર૦
જણાવે છે તાહરી બોલી જી, ચતુરા૦ તુઝ મિત્ર મૂર્ખની ટોળી જી. અવસર૦ ૧૮.
નહિ તું નીતિશાસ્ત્ર ભણેલો જી, ચતુરા૦ ફરે ગર્દભ થઇ જેમ ઘેલો જી; અવસર૦
નીતિશાસ્ત્ર વિના વ્યવહાર જી, ચતુરા૦ નવિ જાણે ગતિ સંસાર જી. અવસર૦ ૧૯.
જે માત પિતા ધન ખાવે જી, ચતુરા૦ જાઇ ચઉટે વાત બનાવે જી; અવસર૦
નહિ વિદ્યા વિનય વિચાર જી, ચતુરા૦ તે નરનો પશુ અવતાર જી. અવસર૦ ૨૦.
મલયાચલ ભિલ્લ નિહાળે જી, ચતુરા૦ ચંદન ઇંધન કરી બાળે જી; અવસર૦
કન્યા કદળી સુકુમાળ જી, ચતુરા૦ મૂરખ સંગત દવ ઝાળ જી. અવસર૦ ૨૧.
કન્યાદાને અધિકાર જી, ચતુરા૦ તસ માત પિતા હુસિયાર જી; અવસર૦
તે કરતાં અમ ઘર આવી જી, ચતુરા૦ અમે પુત્રીપણે કરી ભાવી જી. અવસર૦ ૨૨.
સાગર બોલ્યો લંબ કરણો જી, ચતુરા૦ એના બાપ રાય સહુ પરણો જી; અવસર૦
કહી નાઠો થઇ ભયભીત જી, ચતુરા૦ થયો નગરે મૂર્ખ વિદિત જી. અવસર૦ ૨૩.
તોરણ બાંધી દરબાર જી, ચતુરા૦ ઘર તેડી રાયે કુમાર જી; અવસર૦
કરી ઉત્સવ મહોત્સવ ઠાઠ જી, ચતુરા૦ પરણાવી કન્યા આઠ જી. અવસર૦ ૨૪.
તસ જનકાદિક તેણી વાર જી, ચતુરા૦ દીએ કુમરને ઋદ્ધિ અપાર જી; અવસર૦
ભરતાંમાં સર્વ ભરાય જી, ચતુરા૦ જળધિમાં નદીયો સમાય જી. અવસર૦ ૨૫.
વરકન્યાને વોળાવે જી, ચતુરા૦ ધમ્મિલ વિમળા ઘર આવે જી; અવસર૦
સુખ વિલસે સર્ગ સમાણા જી, ચતુરા૦ નિત નિત ઘર ઉત્સવ ટાણા જી. અવસર૦ ૨૬.
ખંડ પાંચમે છઠ્ઠી ઢાળ જી; ચતુરા૦ શુભવીર વચન સુરસાળ જી; અવસર૦
જો ચાહો લક્ષ્મી કમાણી જી, ચતુરા૦ કરો પુણ્ય જગતના પ્રાણી જી. અવસર૦ ૨૭.

## દોહરા.

અપહરણ પુનરાગમન, પંથે પ્રગટી વાત;
નૃપ રવિશેખર મિત્રને, ભાંખે સવિ અવદાત. ૧.
ચંપા સંબાહણ પતી, વળી જુવરાજને મિત્ત;
દેશ નગર નર નારીયો, ગાવે કુંવરનાં ગીત. ૨.
ચંપાપતિ સમઝાવીને, સંબાહપતિશું મેલ;
કુંવર કરાવે ખીર નીર, પરે રસ બાંધવ કેળ. ૩.
પદ્માવતિને મોકલે, સંબાહણનો રાય;

ઋદ્ધિસહિત સા આવીને, પ્રણમે વિમળા પાય. ૪.
ચંપાપતિ બહુ માનથી, સુખભર રહેતાં તેહ;
દિન દિન અધિકેરો વધે, વિમળા સાથે નેહ. ૫.
એક દિન ચંપા પરિસરે, વિજયસેન સુરિરાય;
સમવસર્યા મુનિવૃંદશું, વનપતિ દેત વધાય. ૬.
કપિલરાય યુવરાજશું, વંદન નમન કરંત;
ધમ્મિલ વિમળાદિક સહિત, આવી ગુરૂને નમંત. ૭.
કહે મુનિ તેહને દેશના, પર્વાદિક ઉદ્દેશ;
પચ્ચખ્ખાણ મણુઅભવે, પામે ફળ સવિશેષ. ૮.
વ્રત પચ્ચખ્ખાણે સુખ લહ્યું, જેમ ધમ્મિલ કુમાર;
રત્નશેખર વળી રાજવી, ઇહ પરભવ સુખ સાર. ૯.
પૂછે કપિલ તે કોણ હુઆ, મુનિ કહે ધમ્મિલ એહ;
રત્નશેખર વંછિત ફળ્યાં, કહિએ વિવરી તેહ. ૧૦.

## ઢાળ ૭ મી.

( સાંભળજ્યો હવે કર્મવિપાક મુનિ કહે રે—એ દેશી ).

પુણ્યતણા થાનક અહિવેશે મુનિ કહે રે,
પુણ્યબંધ શુભ પરિણામે સુણો સંત રે;
બીજે અંગે અશનાદિક નવ વિધ કહ્યાં રે,
બહુશ્રુત ચરણે તપ કીધા ફલવંત રે. પુણ્ય૦ ૧.
ખટ અઠાઇ ત્યાગ સચિત્તનો કીજીએ રે,
ગુરૂ પધરાવી ઘર કરો ભક્તિ મહંત રે;
પંચ પર્વી સામાયિક પોસહ વ્રત ધરો રે,
ભાંખે ગણધર મહાનિશીથ સિદ્ધાંત રે. પુણ્ય૦ ૨.
ખંડણ પીશણ પીલણ ચીવર ધોવણે રે,
મસ્તક ગુંથણ સ્નાન અબંભનો ત્યાગ રે;
કરતાં દાન દિયંતાં જિન પૂજા થકી રે,
વૈમાનિક આયુ બાંધે મહાભાગ રે. પુણ્ય૦ ૩.
ભરતે રત્નપુરી નગરીનો રાજીઓ રે,

રતનશેખર નામેં ધરમી ગુણવંત રે;
તસ લોચન ત્રીજું ચઉ બુદ્ધિ તણો નિધિ રે,
નામે સુમતિ મંત્રિમાંહે મહંત રે. પુણ્ય૦ ૪.
માસ વસંતેં નૃપ મંત્રી સહ વન ગયા રે,
બેઠા તરૂતળ દેખી શીતળ છાય રે;
કિન્નર મિથુન સ્નેહરસે વાતો કરે રે,
તરૂ ઉપર સાંભળતો રસભર રાય રે. પુણ્ય૦ ૫.
રતનવતી કન્યા શચિ રંભા રૂપ હરે રે,
નજરેં દીઠી મીઠી અમિય સમાણુ રે;
જોવન વેળા નરના મેળા નવિ રૂચે રે,
રતનશેખર દેખંતો વરે સા જાણુ રે. પુણ્ય૦ ૬.
અદૃશ્યપણે સુણિ વાણી નૃપ ચિત્ત ચિંતવે રે,
કુણ મુજ નામેં સરખી નારી એહ રે;
જનમ સફળ તો માનું જો મુઝ એ મળે રે,
નહિ તો ભારભૂત શી ધરવી દેહ રે. પુણ્ય૦ ૭.
ચિંતાયેં ઘર જઇને નિદ્રાશન તજી રે,
રાગેં જડિયો પડિયો તૂટી ખાટ રે;
મંત્રી નિબંધે પૂછંતા તેણે સવિ કહ્યો રે,
મંત્રી કહે વિણુ દીઠે કેમ હોય ઘાટ રે. પુણ્ય૦ ૮.
રાય કહે મરવું સહી રતનવતી વિના રે,
ચિંતે મંત્રી દુર્જય કામવિકાર રે;
સમરણે મરણુ વિષયથી વિષ ખાધે મરે રે,
તણે ઇંહા કરવો કાળ વિલંબ વિચાર રે. પુણ્ય૦ ૯.
સાત માસમાં શુદ્ધિ કરી અમેં લાવશું રે,
ચિંતા તજી કરો રાજ્ય તમે મહારાય રે;
મંત્રી વયણુ સુણી હરખ્યો નૃપ તસ મોકલે રે,
મંત્રી ચાલ્યા શુભ શુકુને નમિ પાય રે. પુણ્ય૦ ૧૦.
ચઉ દિશિ જોતાં શુકન હુઆ દક્ષિણુ દિશે રે,

તે દિશિ ચલિયા મંત્રી ગણી નવકાર રે;
ગામ દેશ વન ગિરી સરીતાને ઓલંઘતાં રે,
પામ્યું એક વન નંદનવન અનુહાર રે. પુણ્ય૦ ૧૧.
ગિરી કૈલાસ સમાન રતનમય ભૂતળા રે,
સોવનથંભા ભીત્તિ રતન શિખરેણુ રે:
દેખે ચૈત્યપવન ચલ ધ્વજ બોલાવતો રે,
ફરતી ફળ ભર તરૂવર સુંદર શ્રેણુ રે. પુણ્ય૦ ૧૨.
સ્નાન નદીજળ ફળ ઉજ્જળ કુસુમાંજલી રે,
વિધિય વિવેક જિન ઘર મંત્રી જાત રે;
મણિમય મુરતિ મુનિસુવ્રતજિન પૂજીને રે,
નિકળીયો ભાવસ્તવ કરી પ્રણીપાત રે. પુણ્ય૦ ૧૩.
દિવ્ય રૂપ તવ કન્યા એક જિન પૂજવા રે,
આવી પુજાપો લેઇ ધરી શણગાર રે;
ચંદ્રવદની દેખી મંત્રી ચિત ચિંતવે રે,
એણે વન ખેચરી અમરી વા કુણ નાર રે. પુણ્ય૦ ૧૪.
જઇ જિન પૂજી મધુર સ્વરે સ્તવના કરી રે,
બાહેર પૂછે કોણ તું કેણે નિમિત્ત રે:
બીપણ વને એકાકી ચૈત્ય કેણે કર્યું રે,
સા કહે આવન પતિ સુરપુત્રી વદિત્ત રે. પુણ્ય૦ ૧૫.
તે જક્ષે કિયો ચૈત્ય પુજાએ મુઝ ઠવી રે,
રતનદેવ સુર નામ ગયો નિજ ઠામ રે;
મંત્રી કહે કોઇ મારગ તિહાં જાવા તણો રે,
હોવે તો મુઝ મળવાનું છે કામ રે. પુણ્ય૦ ૧૬.
સા કહે ચૈત્યાગ્રે ધૂપાનળ કુંડમાં રે,
ઝંપાવે પાવે નર જક્ષ દુવાર રે;
સાહસિક કાને કુંડળ સ્યણનાં ઝગમગે રે,
કાયર નયણે કાજળ સારે નાર રે. પુણ્ય૦ ૧૭.
મંત્રી સુણી સેવકને નિજ પુર પાઠવી રે,

શરણુ કરી જિનજક્ષ અગ્નિ ઝંપાપાત રે;
રતનદેવ પ્રણમિ પાસે ઉભો જઇ રે,
જક્ષ પ્રભાવેં ન થયો દેહેં ઘાત રે. પુણ્ય૦ ૧૮.
રયણદેવ નિજ દેવીશું બેઠા તિહાં રે,
તત્ક્ષણ કન્યા પણ આવી તે પાસ રે;
રતન જ્યોતિ દેખી મંત્રી મૌન જ ધરે રે,
તવ તે દેવ કહે તજય મંત્રિ ઉદાસ રે. પુણ્ય૦ ૧૯.

વાટ જોવંતાં તુમે આવ્યા ચિંતા ટળી રે,
આ અમ પુત્રી પરણી વધારો લાજ રે;
મંત્રી ભણે તમ દેવને સુત સંતતિ કીસિ રે,
જક્ષ કહે મુઝ ચરિત્ર સુણો મહારાજ રે. પુણ્ય૦ ૨૦.
તિલકપુરેં ધનશેઠ વસે વ્યવહારિયો રે,
શ્રીમતિ નારી પ્યારી સતિય વિશેષ રે;
ગ્નાન અમૃત સૂરિ ગ્યાની જઇ વંદી વને રે,
બેઠા તવ મુનિ દેવે શ્રુત ઉપદેશ રે. પુણ્ય૦ ૨૧.

નરભવ પામી જૈન ધર્મ ચિંતામણિ રે,
સરખો જાણી પ્રાણી સેવો નિત્ય રે;
નિત્યે ન કરી શકો તો પંચ પરવ ભજો રે,
જેથી જાએ નરય તિરિની ભીત રે. પુણ્ય૦ ૨૨.
બંધ શુભાયુ પ્રાયેં બાંધે એ તિથિ રે,
ભાંખે નિરયાવલિ સૂત્રેં ભગવંત રે;
લૌકિક શાસ્ત્રેં ચઉદશ અષ્ટમિ પૂર્ણિમા રે,
દર્શારવિસંક્રાંતિ પર્વ મહંત રે. પુણ્ય૦ ૨૩.

માંસ સુરા તૈલ સ્ત્રી પર્વેં ભોગવે રે,
તે નર નરકેં કાળ ઘણો રોળાય રે;
તેણે જ હસત્તી તવે સામાયિક પોસહે રે,
ધ્યાન ધરંતાં શ્રાવક સરગેં જાય રે. પુણ્ય૦ ૨૪.
ગુરૂમુખ પંચ પરવી વ્રત ઉચ્ચરી ઘર ગયા રે,

એક દિન અષ્ટમી પોસહ કરી કાઉસ્સગ્ગ રે;
ઇંદ્ર પ્રશંસા અણુસદ્દહિ સુર આવીયો રે,
અનુકુળ પ્રતિકુળ કીધા નિશિ ઉવસગ્ગ રે. પુણ્ય૦ ૨૫.
મેરૂપેરે નિશ્ચળ દેખી આણંદિયો રે,
સુર કહે ઇંદ્રે પ્રશંસ્યા તેહવા દીઠ રે;
ગગનગામિની વિદ્યા દેઇ કહી ગયો રે,
બીજે સુણતાં વિદ્યા જાશે નઠ રે. પુણ્ય૦ ૨૬.

વિદ્યા બળથી તીર્થ ઘણે જિન વંદતાં રે,
એક દિન શ્રીમતિ પૂછત કહી સવી વાત રે;
વારી પણ સખી આગળ કંત કથાંતરે રે,
વાત કહિ ઓદર છે તુચ્છ અત્યંત રે. પુણ્ય૦ ૨૭.
ગગન ભમંતાં પડીયા શેઠ સરોવરે રે,
આઠે માસે અષ્ટમિ દિન ઘર જાત રે;
નિવિડસનેહે શ્રીમતિ સેવા બહુ કરે રે,
ભોજન તાંબુલ વિસારી તિથિ વાત રે. પુણ્ય૦ ૨૮.

નિશિ સંભોગ સનેહે શેઠે આચર્યો રે,
તે નિશિ ગર્ભ ઉપજ્યો કોઇક જંત રે;
વિદ્યા વાત પ્રિયાને પૂછી સા કહે રે,
મેં સખી આગળ વાત કહી એકંત રે. પુણ્ય૦ ૨૯.
અનુક્રમે પુત્રી જન્મી વરસ થઇ આઠની રે,
એક દિન કેવળીને પૂછે ગતી આપ રે;
કેવળી કહે જખ્મજખ્મણી દંપતી બેહુ થશો રે,
શેઠ કહે વિરતીને એ શી છાપ રે. પુણ્ય૦ ૩૦.

કહે જ્ઞાની વ્રતભંગે આયુ બાંધીયું રે,
ભૂતાટવી વન સ્વામી થાશો દોય રે;
રયણસિહર નિવ મંત્રી તે વન આવશે રે,
તુમ પુત્રી લક્ષ્મી ભરતાર જ હોય રે. પુણ્ય૦ ૩૧.
એમ સુણી ઘર જઇ આયુક્ષયે ઇહાં ઉપનાં રે,

ચૈત્ય કરાવી પુત્રી રાખી ત્યાંહિ રે;
જ્ઞાની વચન સહિત તુમચું મળવું થયું રે,
કન્યા પરણો અંગ ધરી ઉત્સાહ રે. પુણ્ય૦ ૩૨.
પાંચમે ખંડે ઢાળ કહિ એ સાતમી રે,
એહમાં ગાયો વ્રત મહિમા મનોહાર રે;
શ્રી શુભવીર સલૂણા વ્રતને વિરાધસ્યો રે,
આરાધકતાએ સદ્ગતિ અવતાર રે. પુણ્ય૦ ૩૩.

**દોહરા.**

યક્ષ વચન મંત્રી સુણી, કહે સાચી કહી વાત;
પણ નૃપ કામે નિકળ્યો, તે હુએ વિશ્વાસ ઘાત. ૧.
જક્ષ કહે પરણો પ્રથમ, પછે કરેજ્યો કામ;
સાહાય્ય કરશું તુમ તણી, મન રાખો આરામ. ૨.
તવ મંત્રી પરણ્યા તિહાં, કૃત સુરમહિમ અચ્છેહ;
જક્ષ કહે તુમ સ્વામીનું, કાર્ય કિશું કહો તેહ. ૩.
વાત સકળ સચિવેં કહિ,સુણી કહે અવધિ બલેણ;
સગસય જોયણ જલધિમાં, સિંહલદ્વીપ વરેણ. ૪.
જયપુર જયસિંહ ભૂપતિ, ભૂપતિ માંહે સિંહ;
રતનવતી બેટી સતી, તરૂવ્યંતર કહિ જેહ. ૫.
એમ સુણી મંત્રી ચિંતવે, અહો બલી કામ કહાય;
દૂર દેશ બાણે કરી, વનિતા વિંધ્યો રાય. ૬.
રૂપ પરાવર્ત્તન તણી, કહે મંત્રી દિયો વિજ્જ;
વિજયપુરેં મુઝને ઠવો, સ્વસુરપણું સમરિજ્જ. ૭.
તે પુર ઠવી વિદ્યા દિયે, વળી કામે સમરેહ;
અવસરેં લક્ષ્મીને તેડજ્યો, કહિને ગયો સુર ગેહ. ૮.

**ઢાળ ૮ મી.**

(સહીયર પાણી સંચર્યાં રે, જમુનાને તીરેં, હાંહાં રે જમુંનાંને તીરેં—એ દેશી.)

વનતરૂલીલા જોવતાં રે, મન અચરિજ પાવે, હાંહાં રે મન૦
મંત્રી વિદ્યાએ કરી રે, એક રૂપે બનાવે; હાંહાં રે એક૦

હેમ દંડમંડિત કરે રે, બનિ જોગણી રૂડી, હાંહાં રે બની૦
મસ્તક વિણા વાંકડી રે, એક હાથે ચૂડી. હાંહાં રે એક૦ ૧.
જળ છંટકાવ કરત ચલે રે, પૂછત કહે સોઇ; હાંહાં રે૦
જૂઠા નરપગ ભૂમિકા રે, શુચિ કરત ચલેઇ; હાંહાં રે૦
જડી બુટી ઝોળી ભરી રે, ચલી ભગુઆ વેશે; હાંહાં રે૦
જપ માળા જપતી થકી રે, ગઇ કુમરી નિવેશે. હાંહાં રે૦ ૨.

રતનવતી પાયે પડી રે, પૂછે કુશળાઇ; હાંહાં રે૦
સા કહે યોગ લિયા પછે રે, છે કુશળ સદાઇ; હાંહાં રે૦
કુંવરિ કહે તુમેં કિહાં રહો રે, હમું રમતે રામ; હાંહાં રે૦
પંખિપરે ફરતા ફરે રે, નહિ ગામ ને ઠામ. હાંહાં રે૦ ૩.

નિસ્સંગી જોગણ લહી રે, કુંવરી ઘર રાખે; હાંહાં રે૦
ભોજન મન ગમતાં દીએ રે, નવિ અંતર રાખે; હાંહાં રે૦
કન્યા કહે જોવન સમે રે, કેમ જોગ સધાઇ; હાંહાં રે૦
સા કહે અમ વીતક સુણો રે, ચેતન રંગાઇ. હાંહાં રે૦ ૪.

ગજપુર સુર નૃપકન્યકા રે, હું સુમતિ નામેં; હાંહાં રે૦
ભાઇ પિતર માતુલેં કીયો રે, વિવાહ ચઉ ગામેં; હાંહાં રે૦
લગન દીનેં ચઉ તે મળી રે, સુભટે ઝુઝંતા; હાંહાં રે૦
હું કાષ્ઠેં બળી કલેશથી રે, તવ તે ઉવસંતા. હાંહાં રે૦ ૫.
એક વર મુઝ ભેગો બળ્યો રે, અતિનેહેં નડીયો; હાંહાં રે૦
બીજો દેશાંતર ગયો રે, મોહજાળેં પડીયો; હાંહાં રે૦
હાડકુસુમ એક લેઇ ગયો રે, ગંગા વહેવરાવે; હાંહાં રે૦
ચોથો તિહાં અશનાદિકે રે, પિંડ મેહલી ખાવે. હાંહાં રે૦ ૬.

દેશાંતરી એક ગામમાં રે, રાંધણી ઘર પેઠો; હાંહાં રે૦
અશન કરાવી તે કને રે, જમવાને બેઠો; હાંહાં રે૦
તસ બાળક લઘુ રોવતો રે, નવિ રેહેવે વાર્યો; હાંહાં રે૦
રાંધણી રૂઠી તેહને રે, ચુહલામાં બાળ્યો. હાંહાં રે૦ ૭.
દેખી અશન ઠવિ તિહાં રે, તે ઉઠવા લાગ્યો; હાંહાં રે૦
તવ સા કહે બાળક વિના રે, આ ભવ છે નાગો; હાંહાં રે૦

પ્રાણથી અધિકો પુત્ર છે રે, પણ શાખ દેવાઉં; હાંહાં રે૦
ભોજન તમે સુખમાં કરો રે, પછે પુત્ર દેખાઉં. હાંહાં રે૦ ૮.
શીઘ્ર અશન કરી ઉઠીયો રે, સા ઘરથી લાવે; હાંહાં રે૦
અમૃત કૂંપો છાંટીને રે, તે બાળક દેખાવે; હાંહાં રે૦
હસતો રમતો બાળકો રે, લીયો માતેં ઉછંગેં; હાંહાં રે૦
અચરિજ લહી રાનિ રહી રે, હર્ષે સીસો રંગેં. હાંહાં રે૦ ૯.
અમૃતરસ કૂંપો ગ્રહિ રે, વરગજ પુર આવે; હાંહાં રે૦
કન્યા જનકાદિક સવિ રે, સમશાન બોલાવે; હાંહાં રે૦
રક્ષાએં રસ સિંચતા રે, વરકન્યા ઉઠે; હાંહાં રે૦
જીવંતી તે દેખીને રે, ચઉ લાગ્યા પૂઠે. હાંહાં રે૦ ૧૦.
પૂર્વપરે વદતાં થકાં રે, પંચાતિ મળીયા; હાંહાં રે૦
સહિ ચારેની લેઇને રે, પછે ન્યાયે ભળીયા; હાંહાં રે૦
જીવાડી તે જનક થયો રે, સહ જન્મા ભાઈ; હાંહાં રે૦
અસ્થિ ગંગાએ ધર્યાં રે, તે પુત્ર કહાઇ. હાંહાં રે૦ ૧૧.
પિંડ દેઇ રક્ષા કરી રે, તે પતિ આણંદે; હાંહાં રે૦
ન્યાય સુણી તિગ ઘર ગયા રે, પરણી કુરૂચંદે; હાંહાં રે૦
નિજ દેશેં રાજા થયો રે, સુમતિ પટરાણી; હાંહાં રે૦
માતંગી મીઠે સ્વરે રે, ગીત ગાતી જાણી. હાંહાં રે૦ ૧૨.
દેખી મુઝ પતિ મોહિયો રે, વર કંઠ નિહાળી; હાંહાં રે૦
જન્મઠાંણુ નિર્મળ નહીં રે, વળી વરણે કાળી; હાંહાં રે૦
પંકાશંકા તન ધરી રે, કહે લોક હજૂરી; હાંહાં રે૦
સુરભિ ગંધાધિક ગુણે રે, લીએ નર કસ્તુરી. હાંહાં રે૦ ૧૩.
નિશિ માતંગી ભોગવી રે, નૃપ નીચ તે જાણી; હાંહાં રે૦
વૈરાગેં જોગણ થઇ રે, સુમતિ પટરાણી; હાંહાં રે૦
તે હું જોગણ જાતરા રે, કરતી ઇહાં આવી; હાંહાં રે૦
તું કેમ થઇ નરદ્વેષિણી રે, સુખી કર સંભળાવી. હાંહાં રે૦ ૧૪.
હસિય ભણે કન્યા ઇસ્યું રે, નહિ હું નર દ્વેષી; હાંહાં રે૦
ખેચર ભુચર નર ઘણા રે, મુઝ ચાહન લેસી; હાંહાં રે૦

પૂરવભવ ભરતા મળે રે, તવ વાત કરેસી; હાંહાં રે૦
જોગણુ કહે પૂરવ ભવે રે, તુઝ વાત બની શી. હાંહાં રે૦ ૧૫.
કન્યા કહે દુનિયાં તણાં રે, દિલ દિસે કૂડાં; હાંહાં રે૦
દુઃખ ભંજન જન રંજણા રે, તુમે જોગણુ રૂડાં; હાંહાં રે૦
તેણે તુમને કહું વારતા રે, પૂરવ ભવ કેરી; હાંહાં રે૦
ભરતે અજોધ્યાપુર વને રે, તરશ્રેણુ ભલેરી. હાંહાં રે૦ ૧૬.

હરણો હરણી તિહાં રહે રે, લાગી અતિ માયા; હાંહાં રે૦
ખાએ પીએ ઉઠે ફરે રે, જેમ દેહને છાયા; હાંહાં રે૦
ઇચ્છાએં સુખ લીલામાં રે, જેમ જુગલા કાળે; હાંહાં રે૦
તેણે સમે તિહાં સીતાપતિ રે. મુનિરામ નિહાળે. હાંહાં રે૦ ૧૭.
વૈર ભાવ છંડી કરી રે, પશુ પંખી મિલાવે; હાંહાં રે૦
દશરથસુત મુનિ તેહને રે, જિનવાણી સુણાવે; હાંહાં રે૦
એક દિન કઠીયારો કહે રે, મુનિધર્મ સુણાવો; હાંહાં રે૦
રામ કહે જિનધર્મને રે, સેવ્યે સુખ પાવો. હાંહાં રે૦ ૧૮.

નિત્ય ન કરો તો દસ તિથિ રે, વિરતિ પ્રતિબંધો; હાંહાં રે૦
એમ નિસુણી સદ્‌ગતિ ભણી રે, તેણે તે વ્રત લીધો; હાંહાં રે૦
મુનિવયણા અમૃત સમા રે, સુણુ લીઓ મૃગજુગલે; હાંહાં રે૦
ચઉવિહાર ઉપવાસનો રે, નીમ પર્વણી સઘળે. હાંહાં રે૦ ૧૯.

મુનિ મુખ પરમેષ્ટી સુણી રે, નિત જાપ જપંતાં; હાંહાં રે૦
રાજ કુળે હું અવતરી રે, હોય મરણ કરંતાં; હાંહાં રે૦
સરખે ધરમે સમગતિ રે, તેણે તે નૃપ હોઇ; હાંહાં રે૦
પૂર્વ પતિ વિણુ આ ભવે રે, નવિ કરવો કોઇ. હાંહાં રે૦ ૨૦.

પૂર્ણ શશિ મંડળ વચ્ચે રે, જોઈ હરણુ વખાણ્યો; હાંહાં રે૦
જાતિસ્મરણુ ઉપનો રે, તેણે પરભવ જાણ્યો; હાંહાં રે૦
વાત સવિ ચિત ગોપવી રે, નવી નર મુખ જોતી; હાંહાં રે૦
લોક કહે નર દ્વેષિણી રે, સુણુ પુણ્ય પનોતી. હાંહાં રે૦ ૨૧.
કામદેવ સેવા કરું રે, મન ધરી વિશ્વાસો; હાંહાં રે૦
જો તુમે જાણો જ્ઞાનથી રે, તો વાત પ્રકાશો; હાંહાં રે૦

પાંચમે ખંડે આઠમી રે, એ ઢાળ કહીજે; હાંહાં રે૦
શ્રી શુભવીર વચન સુણ્યાં રે, મનભાવ ધરીજે. હાંહાં રે૦ ૨૨.

## દોહરા.

જોગણ કહે તુમ કારણે, ધ્યાન ધરૂં એકાંત;
ધારણ ધ્યેય સમાધિયેં, પ્રગટ કરૂં તુજ કાંત. ૧.
એમ કહી ધ્યાનદિશા વરી, સાસ ઉચ્છ્વાસનો રોધ;
પાંચે ઇંદ્રી સંવરી, જગવ્યો કૃત પ્રતિબોધ. ૨.
ભણે જોગણ મત ખેદ કર, શબ્દ હુઓ સુખકાર;
ઇચ્છાયુત થોડે દિને, મળશે તે ભરતાર. ૩.
કામદેવને દેહરે, જુવટું રમતો જેહ;
પેસતાં તુઝ વારશે, પુરવ ભવ વર તેહ. ૪.
રતનવતી હરખી સુણી, જોગણ વયણ રસેણ;
મુગતા ફળનો હાર તસ, દેતી પ્રેમ વશેણ. ૫.
સાત માસ વીત્યા તિહાં, ઓછો છે દિન એક;
પ્રેમભરે જોગણ કહે, તું રાગી અતિરેક. ૬.
તીર્થભ્રમણ ફળ જોગીને, નવિ રહેવું એક ઠાણ;
તે કારણ અમે જાઇશું, તુઝને કોડ કલ્યાણ. ૭.
કુમરી કહે પાયે પડી, જેમ વર મેળો થાય;
દેજો આશીષ નિત્ય પ્રતે, એમ કહી કરત વિદાય. ૮.
જક્ષ તણું સમરણ કરી, તતક્ષણ સુમતિ પ્રધાન;
જોગણ વેશે જઇ રહ્યા, રતનપુરી ઉદ્યાન. ૯.

## ઢાળ ૯ મી.

( નામે એલાચી રે જાણીયેં, ધનદત્ત શેઠનો પુત્ર એ દેશી ).

તે દિન વન અગ્નિ તણી, ચય બળતી તિહાં એક;
ધૂમધંધા ગગને ચલી, મળીયા લોક અનેક;
મહીયલ મોહ મહા બળી, તોડે પંડિત ટેક;
રાગે રંગિત રોળવ્યા, બોલે વિશ્વ વિવેક. મહીયલ૦
એ આંકણી. ૧.

સાતે માસ પૂરણ થયા, પણ નાવ્યો પરધાન;
રતનવતી પણ ના મળી, તેણે મુઝ મરવું નિદાન. મહીયલ૦ ૨.
એમ નિશ્ચય કરી નિકળ્યો, રાજા શ્રીફળ હાથ;
વાર્યું કોઇનું નવિ કરે, ઉભા પુરજન સાથ. મહીયલ૦ ૩.
જોગણ દેખી તે તતક્ષણેં, વેગેં સન્મુખ જાય;
મંત્રી પ્રમુખ કહે રાયનેં, ગ્યાની જોગણ આય. મહીયલ૦ ૪.

ધીરજ દેતાં તે જોગણી, આવી રાયનેં પાસ;
આશિષ દેઇ ઉભી રહી, પ્રણમે ભૂપ ઉલ્લાસ. મહીયલ૦ ૫.
મંત્રી કહે સુણો જોગણી, કહીએં એક નિમિત;
રાજા તુમનેં નિવાજશે, ભાંખો થિર કરી ચિત્ત. મહીયલ૦ ૬.
અમ સ્વામી મહા મંત્રવી, અવધિ કરી સાત માસ;
રતનવતીનેં ગવેષવા, ચાલ્યા ચિત્ત ઉલ્લાસ. મહીયલ૦ ૭.
પૂર્ણાવધિ પણ નાવિયા, કયારે આવશે તેહ;
એણે સમે ભૂપતિ બોલીયા, નાવે અગ્નિ બળ્યો જેહ. મહીયલ૦ ૮.

પણ તમેં નૈમિત્તજાણ છો, ભાંખો રતનવતી વાત;
સા કહે તુમે સુખરિકરેં, બેસો કહીએ એકાંત. મહીયલ૦ ૯.
તંબુ તાણીનેં બેસીયા, કેહે જોગણ સુણ રાય;
તુઝ મંત્રી વનદેવીએં, પાવક કુંડે જળાય. મહીયલ૦ ૧૦.
જોયણ સાતશેં સાધિકા, સિંહલદ્વીપેં હરાય;
જયપુરરાજની નંદિની, રતનવતી કહેવાય. મહીયલ૦ ૧૧.
હરણો હરણી પૂરવ ભવેં, વનમેં મુનિ રામચંદ;
પાસેં વ્રત ધરી પાળતાં, પ્રીતિ રોહિણી ચંદ. મહીયલ૦ ૧૨.

મરણ કરી તિહાં અવતરી, લહિયો વન રસ કંદ;
જાતિસ્મરણ પામીયું, દેખી પૂનમ ચંદ. મહીયલ૦ ૧૩.
નિયમ લિયો ભર જોવનેં, પુરવ ભવ ભરતાર;
મળશે તો વરશું સહિ, નહિ તો મહાવ્રત ધાર. મહીયલ૦ ૧૪.
સાંભળી મૂર્છિત નૃપ લહે, જાતિસમરણ નાણ;
રોતો રાય તે એમ કહે, ધિગ્ધિગ્ ધાતા અજાણ. મહીયલ૦ ૧૫.

દૂર કરી આખુલજ્ઞા, મંત્રી પણુ પરલોક;
કાર્ય અસાધ્યને જે કરે, તે વિણુ જીવિત ફોક. મહીયલ૦ ૧૬.
જોગણુ કહે સુણુ સાહિબા, મેળવું સુમતિ પ્રધાન;
રાય કહે માય સાંભળો, દીધું જીવિત દાન. મહીયલ૦ ૧૭.
જોગણુ જઈ વન મંત્રીનું, વિદ્યાએ કરી રૂપ;
આવત મંત્રી તે દેખીને, આલિંગન દિએ ભૂપ. મહીયલ૦ ૧૮.
મંત્રી પ્રણમીને આપતો, રત્નવતી દીયો હાર;
મૂલ વ્યતિકર સહુ કહ્યો, રીઝ્યો રાય અપાર. મહીયલ૦ ૧૯.
રાજ્ય ભળામણુ દેઇને, સાન્નિધ દેવની થાય;
થોડા પરિકર લેઇને, ભૂપ વિજયપુર જાય. મહીયલ૦ ૨૦.
કામદેવ તણે મંદિરે, કરતા જૂવટ કેલ;
રત્નવતિ સખી પરવરી, આવી મોહન વેલ. મહીયલ૦ ૨૧.
કુંભા કનકની હાથમાં, બોલી દાસી તે વાર;
નીકળજો નર બારણે, આવી રાજકુમાર. મહીયલ૦ ૨૨.
મંત્રી કહે દૂર દેશથી, રત્નશેખર મહા રાય;
આવી રમતા તે જૂવટે, નારી મુખ ન દેખાય. મહીયલ૦ ૨૩.
રાજકુમારીને જઇ કહો, નહીં અમે પેંસણુ દેશ;
પુજાપાશું પાછાં વળો, નહીં તો થાશે કલેશ. મહીયલ૦ ૨૪.
તે સખી મંત્રીને એમ કહે, કોણુ એહેવો છે રાજન;
કાંતિરૂપ છે કેહેવું, જોઉં તાસ વદન. મહીયલ૦ ૨૫.
વારી મંત્રીએ નવિ રહી, પેઠી ચૈત્ય મોઝાર;
દેખી રાયને ચિંતવે, કામદેવ અવતાર. મહીયલ૦ ૨૬.
દાસી કુમરીને જઈ કહે, દિઠું અચરિજ એહ;
તુમ ભાગ્યે કરી ભૂપતિ, છે મકરધ્વજ દેહ. મહીયલ૦ ૨૭.
દ્યુતકલા રમે મંત્રીશું, પણુ નવિ પેસણુ દેશ;
સુણી કુમરી સમરણુ કરે, જોગણુનો ઉપદેશ. મહીયલ૦ ૨૮.
વામ નયન તવ ફરકીયું, મંગળ શબ્દ ઉદાર;
કુમરી હુકમે હલ્લાં કરી, પેઠા ચૈત્ય મઝાર. મહીયલ૦ ૨૯.

આવી નારીયો નારીયો, મંત્રી મુંખ કરેહ;
ઢાંકો અંગ પછેડીએં, જેમ નવિ નૃપ નિરખેહ. મહીયલ૦ ૩૦.
કુમરી ચકોરી જ્યું ચાહતી, કહે મંત્રીને આણુંદ;
કેમ ઢાંકો અમ આવતે, તુમ સ્વામી મુખચંદ. મહીયલ૦ ૩૧.
કુડ કપટ ઘર કામિની, મુખ નવિ જોવે એ રાય;
મંત્રી ભણે પરભવ પ્રિયા, મળશે તવ સુખ થાય. મહીયલ૦ ૩૨.
પૂછે કુમરી પુરવ ભવે, શો બનીયો અધિકાર;
નૃપ પૂછી ભણે મંત્રવી, નયરી અયોધ્યાને બાર. મહીયલ૦ ૩૩.
હરણો હરણી નેહે ભર્યા, રહે વન તજ્ય કલેશ;
રામચંદ મુનિ બુઝવે, કરહર દેઇ ઉપદેશ. મહીયલ૦ ૩૪.
હરણ હરણીએ તે સુણી, પૂર્વે લીઓ ઉપવાસ;
રત્નશેખર હું રાજા થયો, હરણી ગઇ કોણ વાસ. મહીયલ૦ ૩૫.
શશિ મંડળ હરણો લહી, દીઠા પરભવ એહ;
ભવ પલટે પણ નવિ ખસે, નરને પરભવ નેહ. મહીયલ૦ ૩૬.
સુણી કુમરી ચિત્ત વિકસતી, છોડી લાજ વિચાર;
વસ્ત્ર દૂર કરી એમ કહે, હું હરણી તુમ નાર. મહીયલ૦ ૩૭.
સમધર્મે ગતિ સમ થઇ, વળી સરખાં હોય નામ;
જાઇ સરણ શશિ મંડળે, નેહ નિવિડ સમ ઠામ. મહીયલ૦ ૩૮.
નેહે ભર્યાં ઘડી દો તિહાં, નયણે નયણ મિલાય;
બહુ વરસાંતર સા ગયાં, નયણે નીર ભરાય. મહીયલ૦ ૩૯.
દાસી એક જઇ રાયને, દેત વધામણી એમ;
પરભવનો વર પામીને, લાગ્યો કુમરીને પ્રેમ. મહીયલ૦ ૪૦.
સુણી નૃપ જયસિંહ આવીયો, કામદેવ દરબાર;
બહુ માને ઘર લાવીયો, રતનસેખર પરિવાર. મહીયલ૦ ૪૧.
વરઘોડા સમહોચ્છવે, દીધું કન્યાનું દાન;
હય હાથી રથ બહુ દીયા, કરી વસ્ત્રે સન્માન. મહીયલ૦ ૪૨.
વર કન્યાને વોળાવિયાં, ચાલ્યાં એક મુકામ;
સુર સાનિધ્ય ઘડી એકમાં, ભૂતાટવિ વિશરામ. મહીયલ૦ ૪૩.

જક્ષદેવ પણ લક્ષ્મીને, શણગારી દિવ્ય વેશ;
લાવી મંત્રીને સોંપતાં, વ્યંતર દાસ વિશેષ. મહીયલ૦ ૪૪.
વ્યંતર વ્યંતરી મળી કરે, ખટરસ ભોજન પાક;
જમતાં રાયનેં પરિકરા, દીએ રસભર સુરી શાક. મહીયલ૦ ૪૫.
તંબોલ દેઇ વિસર્જતા, એક દિન કરી વિશરામ;
મુનિસુવ્રત જિન પૂજના, કરતા જિન ગુણગ્રામ. મહીયલ૦ ૪૬.
બીજે દિન કહે મંત્રીનેં, અમ પુત્રી ગુણ ગેહ;
સર્ગ થકી તુમ ઘર ઠવી, ક્ષીણ નવિ દેશો વિચ્છેહ. મહીયલ૦ ૪૭.
સુણ બેટી અમે આવશું, સ્નેહ જડયા તુઝ પાસ;
સર્ગે આજ સધાવશું, સુના થઇય નિરાશ. મહીયલ૦ ૪૮.
માય ભણી વળગી ગળે, રોતી લક્ષ્મી તે ઠામ;
મા કહે વચ્છ સંભારજે, કામ પડે મુઝ નામ. મહીયલ૦ ૪૯.
રત્નપુરી વન પરિસરેં, ઠવી મંત્રી મંદિરાણ;
દેવ અદૃશ્ય થઇ ગયા, દેખો પુણ્ય પ્રમાણ. મહીયલ૦ ૫૦.
રાય કહે સુણો મંત્રવી, તેં અતિ પુણ્ય ભલેણ;
રત્ન ઠવીયું મુઝ મંદિરેં, લચ્છી ઠવી ઘર જેણ. મહીયલ૦ ૫૧.
નવમી ઢાળ એ રસભરી, પૂરી પાંચમે ખંડ;
વીર કહે ભવિ પ્રાણીયા, કરજ્યો પુણ્ય અખંડ. મહીયલ૦ ૫૨.

## દોહરા.

લોક અઙ્કુલ જોવા મળ્યો, રતનવતીને ત્યાંહિ;
દ્વીપાંતરી વર વસ્તુનેં, કોણ નવિ જુએ ઉચ્છાહિ. ૧.
પરભવનો મેળો મળ્યો, તે પણ જુગતી જોડ;
ધર્મ પ્રભાવેં પર્વદિનેં, સુણી તપ કરે જન કોડ. ૨.
નગર પ્રવેશ મહોચ્છવેં, પોહોતા નિજ નિજ ગેહ;
સર્ગ તણા સુખ ભોગવે, પરવેં પોસહ લેહ. ૩.
એક દિન બેઠા ગોખમેં, નૃપ પટ્ટરાણી સાથ;
કીરજુગલ આવી તિહાં; બેઠાં બેહુ જોડ હાથ. ૪.
રાજા પૂછે તે તેહનેં, કેમ આવ્યાં કિહાં વાસ;

કીર કહે આ વનમાં વસું, આવ્યા ધર્મી પાસ. ૫.
એમ કેહેતાં મૂર્છિત થઇ, ભૂંઇ પડયાં નર નાર;
નૃપ રાણી વિલખાં થઇ, દેતાં તસ નવકાર. ૬.
મરણ ગયાં તવ ભૂપતિ, કરે અગ્નિ સંસ્કાર;
સંશય ભરીયાં તે નિશિ, સુતાં સૌધ મઝાર. ૭.

## ઢાલ ૧૦ મી.

(માતા જશોદા વાટ જુએ છે, માંખણ સાકર ગોલ રે,હરિને ઘેર લાવો-એ દેશી)

જ્ઞાની મુનિ વનમાં સમોસરીયા, રૂડા તત્વ રૂચિ અણગાર રે;
જ્ઞાની જગતનો દીવો:
રવિ ઉદયે તે વાત સુણીને, આવે નૃપતિ પરિનાર રે. જ્ઞાની૦ ૧.
દેઇ પ્રદક્ષિણા વંદીને બેસી, જિનવાણી સુણે એક ચિત્ત રે; જ્ઞાની૦
કીર જુગલ સંશય પૂછંતાં, એક સુભટ આવ્યો ભયભીત રે. જ્ઞાની૦ ૨.
એક હાથે એક ખડ્ગ ગ્રહી છે, લેઈ સાથે રૂપાળી નાર રે: જ્ઞાની૦
કહે સુણ રાજા તું વ્રત ધારી, શરણાગત આધાર રે. જ્ઞાની૦ ૩.
બેટ અરિ એક ગગને ઉભો, હું આવું હઠાવી તાસ રે; જ્ઞાની૦
તિહાં લગે એ મુઝ નારી સતીને, રાખજો રાજા તુમ પાસ રે. જ્ઞાની૦ ૪.
રાય તુમેં પરનારી સહોદર, તેણે સોંપું છું વર નાર રે; જ્ઞાની૦
રાય કહે નિર્ભય અરિ સાધો, ચિંતા કરવી ન લગાર રે. જ્ઞાની૦ ૫.
એમ સુણી સુભટ ગયો આકાશે, તસ વાર થઇ ઘડી ચાર રે: જ્ઞાની૦
મળ છેદ એક હાથ તે પડિયો, જુએ ભાનુમતિ તે નાર રે. જ્ઞાની૦ ૬.
મુઝ પતિ હાથ એ રોતી બોલે, નૃપ ભાખે કિશું અહિ નાણુ રે; જ્ઞાની૦
સા કહે મુઝ નયનાંજન રેખાઓ, લાગી સાચ નિશાન રે. જ્ઞાની૦ ૭.
બીજી ભુજાએ હિંગુલ રેખા, તે પણ પડિયો તેણિ વાર રે; જ્ઞાની૦
મસ્તક ધડ ગગનેથી પડિયું, કરે દેખી તે હાહાકાર રે. જ્ઞાની૦ ૮.
કરીય વિલાપ સભા રોવરાવી, કહે મરવું ઇહાં નિર્ધાર રે; જ્ઞાની૦
રાજાએ રાખી પણ ન રહી, બળી કંતશું આગની મઝાર રે. જ્ઞાની૦ ૯.
રાય રાણી ચિંતાતુર બેઠાં, નમે આવી સુભટ તતકાલ રે; જ્ઞાની૦
કહે શત્રુ જીતી કરી આવિયો, મુઝ નારી દીયો ભૂપાળ રે. જ્ઞાની૦ ૧૦.

સકળ સરૂપ કહ્યું તસ રાયેં, તવ તે કહે માન્યું ન જાય રે; જ્ઞાની૦
જાય રસાતળ ભૂતળ સંપ્રતિ, વ્રતધર થઇ બોલો રાય રે. જ્ઞાની૦ ૧૧.
જીવિત નિષ્ફળ નારી વિના એ, કરૂં અગ્નિ પ્રવેશ જ છેક રે; જ્ઞાની૦
પોસહ પર્વ તણાં ફળ આપે, તો જાઓ રહે મુઝ ટેક રે. જ્ઞાની૦ ૧૨.
ભૂપ કહે એ વાત ન થાયે, પણ વાત સુણો સુવિવેક રે; જ્ઞાની૦
આ સઘળું મેં રાજ્ય દીયું તુઝ, વળી કન્યા દિયું શત એક રે. જ્ઞાની૦ ૧૩.
ગુનહ કરો બકસિસ હમારો, સુભટેં નવી માન્યું કાંઈ રે; જ્ઞાની૦
ચય કરી કાષ્ટેં તે પણ જળિયો, દેખી દુઃખ ધરતો રાય રે. જ્ઞાની૦ ૧૪.
ગુરૂ પાસેં જઇને જબ બેઠા, કહે પઉમાવઇ ધરણિંદ રે; જ્ઞાની૦
ચિરંજીવો હે પૂત્ર હમારા, વ્રતધર તું પરમાનંદ રે. જ્ઞાની૦ ૧૫.
નૃપ પૂછે કોણ દેવ એ મોહોટાં, ભણે મુનિ તુઝ પેઉ મા બાપ રે; જ્ઞાની૦
એણી નયરિએં પૂરંદર રાજા, પ્રિયા સુંદરી છે સતિ છાપ રે. જ્ઞાની૦ ૧૬.
સદ્ગુરૂ પાસે દંપતિ સમકિત, સાથેં ઉચ્ચરીયાં વ્રત બાર રે; જ્ઞાની૦
પુત્ર નહીં તેણે પુરોહિત ભાંખે, મિથ્યા શ્રુતનો આચાર રે. જ્ઞાની૦ ૧૭.
અષ્ટમી કૃષ્ણ અમાસની રાતેં, લહિ ચંદ્રોદય ખટ માસ રે; જ્ઞાની૦
તલકૂટ કૃષ્ણ ભખે એક ભાજને, એક શય્યાએં નિંદ વિલાસ રે. જ્ઞાની૦ ૧૮.
તો નિયમા સુત સંતતિ પામે, એમ સાંભળી કરતા તેહ રે; જ્ઞાની૦
માસ ગયા ખટ પુત્ર ન પ્રગટ્યો, એક દિન મુનિ આવ્યા ગેહ રે. જ્ઞાની૦ ૧૯.
દંપતી પૂછતાં મુનિ બોલે, હશે પુત્ર અનોપમ એક રે; જ્ઞાની૦
પણ મિથ્યાત ગલી નવ લેશો, ધરજો જિન ધર્મની ટેક રે. જ્ઞાની૦ ૨૦.
જૈન ધર્મ સેવે સુત પ્રગટ્યો, તે તુમચો તાત કહાય રે; જ્ઞાની૦
આલોયા વિણુ દંપતિ મરણે, બોકડો ને બોકડી થાય રે. જ્ઞાની૦ ૨૧.
શ્વાન શુકર હંસ વૃખભ ને હરણાં, બહુ જોનિ જુગલ થાય રે; જ્ઞાની૦
કીર જુગલ નંદનવન રમતાં, લેઇ ખેટ તે પંજર ઠાય રે. જ્ઞાની૦ ૨૨.
મુનિ વયણે તે ખેટ સુલોચન, શુક જુગલ ઠવે વન એક રે; જ્ઞાની૦
ફરતાં ઇહાં જિન મંદિર દેખી, જાતિ સમરણે જાગ્યો વિવેક રે. જ્ઞાની૦ ૨૩.
તુમ કર બેસી મરણની વેળા, સુણી સહતા નવકાર રે; જ્ઞાની૦
નૃપ ધરણેંદ પ્રિયા પદ્માવતી, પામી ઉત્તમ અવતાર રે. જ્ઞાની૦ ૨૪.

તુઝ દઢધર્માં જોવા કારણ, રચિયો એ સવિ ફંદ રે; જ્ઞાની૰
કહે ધરણેંદ્ર સુણો વચ્છ સઘળું, સાચું ભાખે મુણિંદ રે. જ્ઞાની૰ ૨૫.
નૃપમંદિર કરી રત્નની વૃષ્ટી, ધરણેંદ્ર ગયા નિજ ઠામ રે; જ્ઞાની૰
બારે વ્રત્ત ઉચ્ચરી નૃપ રાણી, મુનિ વંદી ગયાં નિજ ધામ રે. જ્ઞાની૰ ૨૬.
દીન દુઃખી ઉદ્ધાર કરંતાં, મંત્રીશું નૃપ ગંભીર રે; જ્ઞાની૰
દશમી ઢાળ એ પાંચમે ખંડે, પૂર્ણ કહે શુભવીર રે. જ્ઞાની૰ ૨૭.

## દોહરા.

મંત્રીશ્વર સમક્તિ લહી, પાળંતાં વ્રત બાર;
ભક્તિ કરે નવનવ પરેં, તેડી ઘર અણગાર. ૧.
લક્ષ્મીવતીની સાન્નિધે, સાસય બિંબ અનેક;
જાત્રા કરતા તીર્થની, ધરતા ધર્મની ટેક. ૨.
નીરતિ ચાર વ્રત પાળિને, પૂર્ણ કરી નિજ આય;
દેવ મહર્દ્ધિક પાંચમે, સરગેં સુખભર જાય. ૩.
શોક ધરે બહુ ભૂપતિ, કેતે દિવસેં તેહ;
તસ સુત સોહસમતી કર્યો, મંત્રિપદે ગુણગેહ. ૪.

## ઢાળ ૧૧ મી.

(વીરજિણંદ જગત ઉપગારી—એ દેશી.)

એક દિન પોસહ કરીને બેઠાં, રત્નશેખર ઘર માંહિ જી;
સામંત સર્વ પટાવત બેઠા, પોસહ લેઇ ઉચ્છાહિ જી;
ધન્ય તસ જે દઢ વ્રત પાળે. એ આંકણી. ૧.
એણે અવસર અરિ સૈન્ય મળીને, લૂંટંતા પુર ગામ જી;
બુંબ પડી વળી નગરને બાહેર, હુઓ કોલાહલ તામ જી. ધન્ય૰ ૨
સામંતાદિક પોસહ છંડી, પોહતા લેઇ હથિયાર જી;
રાયને સર્વ કહે ઉઠી રાજા, હય ગય અરિ અપહાર જી. ધન્ય૰ ૩.
પણ રાજા નવિ ધ્યાનથી ચળિયો, તવ અરિ સૈન્ય પલાય જી;
પારણા વેળા સામંત ભેળા, સઘળી વાત સુણાય જી. ધન્ય૰ ૪.
એક દિન અરિ જીતણે નૃપ ચઢીયો, રત્નવતી રહી ગેહ જી;
પોસહ અહોરત્તો લેઇ બેઠા, નિશિ કાઉસગ્ગ ધરેહ જી. ધન્ય૰ ૫.

એણે અવસર તસ દેવ પરીક્ષા, રાયતણું કરી રૂપ જી;
આવી રાત્રે કહે સુણો રાણી, તજી પોસહ ધરિ ચૂપ જી. ધન્ય૦ ૬.
તુજ રાગે હું આવ્યો પાછો, અંતર ધરીય સનેહ જી;
કામજ્વર તાપેંથી સમાવો, દેઇ ; આલિંગન દેહ જી. ધન્ય૦ ૭.
સામંતાદિક વાટ તે જોશે, જઇશું પાછલિ રાત જી;
રાણી કહે સુણ નૃપ વ્રતધારી, કોણ તમારી જાત જી. ધન્ય૦ ૮.
એક ગુરૂ મુખ વ્રત ઉચ્ચરીને, નાવે કેહતાં લાજ જી;
નરય તિરી ગતિ દુઃખ બહુ લહિએં, કરતાં એહ અકાજ જી. ધન્ય૦ ૯.
આજ તુમારે અમ કોણ સગપણ, ધર્મનું સગપણ એક જી;
ચઉદસ પોસહ હું ન વિરાધું, જો મળે દેવ અનેક જી. ધન્ય૦ ૧૦.
એણી પરે ધીરજ મન વચ દેખી, રીસ કરી ગયો રાય જી;
રત્નવતી રહી ધ્યાન ઘટામેં, આતમ રામ રમાય જી. ધન્ય૦ ૧૧.
રવિ ઉદયે પોસહ પારીને, પૂજે જિન અરિહંત જી;
આવી નૃપ સુણી વાત તે સઘળી, કૌતુક ચિત્ત લહંત જી. ધન્ય૦ ૧૨.
રાજા અષ્ટમી વાસર નિગમી, રાત્રિ પોસહ કીધ જી;
નિશીથ વેળા રતનવતીએં, આવી આલિંગન દીધ જી. ધન્ય૦ ૧૩.
રાય કહે ન ઘટે તું સતીનેં, હું પર નર છું આજ જી;
રાણી કહે આલોયણ લેશું, દેખી વળી મુનિરાજ જી. ધન્ય૦ ૧૪.
માહરૂં વચન કદા નવિ લોપ્યું, આ ભવ માંહી નરેસ જી;
પોસહ તજી રમીએં આજ રાત્રિ, નહીં તો મરણ કરેશ જી. ધન્ય૦ ૧૫.
મૌનપણું કરી ધ્યાન ધરંતા, રાયે દીધી પૂંઠ જી;
તવ પરનરશું રતનવતીનો, સંગમ રાયે દીઠ જી. ધન્ય૦ ૧૬.
ધ્યાન થકી જબ ન ચલ્યો રાજા, તવ હુઓ મંત્રી સરૂપ જી;
દેવ પ્રત્યક્ષ થઇ કહે સુજનેં, ઓળખો છો કાંઇ ભૂપ જી. ધન્ય૦ ૧૭.
રાય કહે તુમે મંત્રી અમારા, ક્યાંથી આવ્યા આજ જી;
દેવ કહે પંચમ દેવલોકેં, ભોગવીએં સામ્રાજ્ય જી. ધન્ય૦ ૧૮.
જેહવાં પ્રભુએ વખાણ્યાં તેહવાં, દંપતી દીઠાં દોય જી;
પ્રથમ પરીક્ષા રતનવતીની, બીજી તુમારી હોય જી. ધન્ય૦ ૧૯.

એમ કહિ રતનવતીને તેડી, પ્રભુને નમી સુરરાય જી;
વૃષ્ટિ વરસે રતન વર ફૂલની, ગયો નિજ સર્ગ સધાય જી. ધન્ય૦ ૨૦.
રતનશેખર એમ ધર્મ આરાધી, ઇંદ સામાનિક થાય જી;
બારમે સુરલોકે સુખ વિલસે, લહિ ઉત્કૃષ્ટું આય જી. ધન્ય૦ ૨૧.
દેવી મહર્દ્ધિક રતનવતી થઇ, ત્રિવિષ્ટપ ઇશાન જી;
તિહાં પણ દંપતી ભેળાં વિલસે, તે સુખનું નહીં માન જી. ધન્ય૦ ૨૨.
અનુક્રમે ત્ર્યણ્ય જણા એણે ભરતે, પામી કેવળ નાણ જી;
ભવ્ય જીવ પ્રતિબોધી લેશે, અક્ષય સુખ નિર્વાણ જી. ધન્ય૦ ૨૩.
એણિ પરે વ્રત પચ્ચખ્ખાણ આરાધો, સાધો વંછિત કામ જી;
વિરતિ ધરી ગુરૂભક્તિ કરંતાં, તાવીખ શિવ વિશરામ જી. ધન્ય૦ ૨૪.
એમ મુનિમુખ પદ્મદ્રહ પસરી, સુર સરિતાના તરંગ જી;
શૌચ સભા તરૂપલ્લવ વિકસ્યાં, શીતળ નિર્મળ અંગ જી. ધન્ય૦ ૨૫.
ધમ્મિલ કુંવર ને વિમળા કમળા, સમકિતશું વ્રત બાર જી;
ઉચ્ચરીને સહુ નિજ ઘર આવે, મુનિવર કરત વિહાર જી. ધન્ય૦ ૨૬.
પૂરણ પંચમ ખંડ એ રાસે, એ અગીયારમી ઢાળ જી;
શ્રી શુભવીર વચન રસ પીશે, તસ ઘર મંગળ માળ જી. ધન્ય૦ ૨૭.

## ચોપાઇ.

ખંડ અખંડ પૂરણ રસ ઠર્યો, ચાર વેદ ઉપનિષદે ધર્યો;
શ્રી શુભવીર વચન રસ ઝર્યો, પંચમ ખંડ એ પૂરણ ભર્યો. ૨૮.

**इति श्री तपोगच्छीय संविग्न पंडित श्री शुभविजयगणीशिष्य पंडित श्री वीरविजयगणिभिर्विरचिते श्री धम्मिलचारित्रे प्राकृतप्रबंधे पंचमखंडः परिसमाप्तः॥**

---

# ષષ્ઠ ખંડ પ્રારંભ.

---

## દોહરા.

નયન જુગલ કજ્જલ કલા, ભાલસ્થળ કાશ્મીર;
મુખ તંબોલે વાસિયું, વાણી રવ ગંભીર. ૧.
પૃથુકટિતટ હાટકમયિ, કાંચી કાંતી સફાર;
સરસતી ભારતિ પ્રણમીએં, ઉર મુક્તાફળ હાર. ૨.
પૂરણ પંચમ ખંડ એ, સાધે ચક્રિ નરેશ;
પણ છઠ્ઠો સાધ્યા વિના, ચક્ર ન શાલ પ્રવેશ. ૩.
તેણે હવે છઠ્ઠો વર્ણવું, સુણજો શ્રોતા લોક;
દક્ષ સભા વિકસિત હુએ, જેમ પ્રહસમયે કોક. ૪.
એક દિન મંદિર માળીએં, ચિહુ દિશિ પવન અગાશ;
તિહાં બેઠા ધમ્મિલ કુમર, સુખભર નિજ આવાસ. ૫.
એણે અવસર આકાશથી, ઉતરી કન્યા એક;
જાણે ચમકતિ વીજળી, ન ઠરે નજરની ટેક. ૬.
તે વિદ્યાધર કન્યકા, તેજ રૂપ અતિરેક;
આવી સન્મુખ કુંવરને, ઉભી કહે સુવિવેક. ૭.

## ઢાળ ૧ લી.

( છેલ છબીલા નંદના કુંવર છેલ જો—એ દેશી. )

છેલ છબીલા સુંદર સુણ એક વાત જો,
કનકવાલુકા નદિ જગમાં વિખ્યાત જો;
તેહને કાંઠે તુમ જાવું કેમ થયું જો. ૧.
કુંવર કહે સુણ છેલ છબીલી નાર જો,
એક દિન કીધો અશ્વે મુઝ અપહાર જો;
તેણીને વેળા રે જળ કારણે ગયા જો. ૨.
ભલે ગયા તો દીઠું વન ગંભીર જો,
મુક્તાફળ સમ નિર્મળ પીધાં નીર જો;

પણ વનમાં વિદ્યાસાધકને કેમ હણ્યો જો. ૩.
સાધક હણીયો પૂછો છો શેં કાજ જો,
પરની વાત કરંતાં નાવે લાજ જો;
પર ઘરની વાતોએ જીવે નંદકી જો. ૪.
નહિ હમ નંદકિ નહિ નંદકિ મા બાપ જો,
એમ કુળમાંહેં નંદકાની નહિ છાપ જો;
ચટકો કેમ લાગ્યો રે સાચું પૂછતાં જો. ૫.
સાચું પૂછો તો શું સગપણ લાગે જો,
મરમની વાતે મોટા ઉત્તર માગે જો;
નહિતો વિણુ કામે પૂછેવું નવી ઘટે જો. ૬.
વિણુ કામે નવિ જાવું કોઇને ઘેર જો,
સહજેં મરમની વાતે પ્રગટે ઝેર જો;
સગપણ વિણુ નવી બોલી શકીએ એવડું જો. ૭.
સગપણ શું લાગેં છે બોલો અમનેં જો,
એવડું જે દુઃખ લાગેં દિલમાં તમને જો;
અંતરનો ઘા લાગ્યો માલમ કેમ પડે જો. ૮.
સાધક એ મુઝ વૃદ્ધ સહોદર થાય જો,
નિરપરાધી હણીયો દેઇ ઘાય જો;
એ વાતે ક્ષત્રીની લાજ વધે નહીં જો. ૯.
સાચું કહ્યું પણ ફરતાં નદિય કનાર જો,
તરૂ લટકંતી લીધી એક તરવાર જો;
વંશ જાળ કાપંતાં સાધકનેં હણ્યો જો. ૧૦.
સહસા ઘાત ન કરવો શસ્ત્ર પ્રહાર જો,
લહિ તરવાર ન કીધો કાંઇ વિચાર જો;
ખડ્ગસ્તંભ તજીનેં નર ન રહે વેગળો જો. ૧૧.
ભૂલ પડી અમને એ સઘળી વાતેં જો,
ભિલ્લ તણી પરેં કામ કર્યું અસિ ઘાતેં જો;
પશ્ચાત્તાપ થયો તે જાણે કેવળી જો. ૧૨.

વળી તો જાણે છે સર્વ વિચાર જો,
પણ બાંધવ નાવે પાછો નિરધાર જો;
વાત સુણી બેહુ બેહેની સ્નાન કરી રહ્યાં જો. ૧૩.
વિણુ અપરાધી હણતાં હું થયો રાંક જો,
પણ એ વાતેં નથી અમારો વાંક જો;
ગુનહો કરો બકસિસ વેરાગું ટાળવું જો. ૧૪.

વેર નથી તુમ સાથેં કાંય કલેશ જો,
અમ દિલમાંહે વસીયો ગુરૂ ઉપદેશ જો;
બાંધવથી પ્રીતમ અધિકો હોયે નારીને જો. ૧૫.
પ્રીતમ કોણ તુમારે કન્યા વેશ જો,
સુણીયો સદ્‌ગુરૂ પાસે શો ઉપદેશ જો;
તુમે બેહુ બેહેની નામ ઠામ અમને કહો જો. ૧૬.
મુઝ બાંધવ વિદ્યાધર કેરો રાણો જો,
મિત્ર સેનાનેં વચનેં તમેં સહુ જાણો જો;
કામ અજુગતું કરિનેં કપટે પૂછવું જો. ૧૭.

કપટ ઘણાં તો નારી માંહે પેઠાં જો,
વળી કોઇ દિન તુમને નજરે નવિ દીઠાં જો;
નારી અગોચર દેખી કેમ વિશ્વવાસીએં જો. ૧૮.
વિશ્વાસી નિષ્કપટી છે જગ નાર જો,
નારી વિના નર હાલીનો અવતાર જો;
બીકણ ભડકણ નર તે અણવિસવાસીયા જો. ૧૯.
ભડકણ બીકણ અમને જાણ્યા કેમ જો,
નવનવિ વાત વદંતાં વિઘટે પ્રેમ જો;
સાચાં બોલાં માણસને પરતીછએં જો. ૨૦.

જુઠા બોલ્યાનો અમને છે નેમ જો,
મિત્રસેનાશું વચને દાખી પ્રેમ જો;
પુઠેથી ભડકીને નાઠા કેમ ગયા જો. ૨૧.
મિત્રસેના ગઇ અમને કરી સંકેત જો,

નાઠા અમે દેખી વિપરીત વદેઃ જો;
નારીશું ઝગડા નર ઉત્તમ નવી કરે જો. ૨૨.
પ્રેમ બન્યો તિહાં ઝગડાનું શું હેત જો,
મિત્રસેનાએ કીધો શો સંકેત જો;
સાચ કહો તો આગળ વાત પ્રકાશીએં જો. ૨૩.
ખેટસુતા આશાકતેં રાતી કેત જો,
હલવિ સહુ રેહેજો નહીં તો ધજશ્વેત જો;
ઉજ્જવલ ધજ દેખીને દેશાવર ગયા જો. ૨૪.
મિત્રસેના મુખ સાંભળી બાંધવ વાત જો,
અમે બેહુ બેહેને નવિ ચિંત્યો ઉપઘાત જો;
જ્ઞાનીને વયણે રે ચિત્ત ઉપશામીયું જો. ૨૫.
અમે જાણ્યું જે નહીં અમ તુમ મેલાપ જો,
બાંધવ ઘાતે બેહુને થયો સંતાપ જો;
મિત્રસેનાએ ઉજ્જ્વલ ધજ હલવ્યો સહી જો. ૨૬.
ભાઇ મુઆ પણ વંછિત મેળા મેલી જો,
સંપે હરખી સોળ જણીની ટોળી જો;
હર્ષમદેં મિત્રાએં ધજપતિ હાલવ્યો જો. ૨૭.
એક એક વચને સાચી વાત રસાળ જો,
છઠે ખંડે ભાખી પેહેલી ઢાળ જો;
શ્રી શુભવીર વધૂટા મેળા સહુ મળ્યો જો. ૨૮.

દોહરા.

વિદ્યુલ્લતાને કુંવર કહે, અમે વિદેશેં જાત;
પછે અઢાર મળી તમેં, કેમ જાણી તે વાત. ૧.
દાણા પાણી જોર છે, ચતુર ન ચિંત્યો જાય;
પૂર્વ દિશિ વંછા કરે, પશ્ચિમ દિશિએં સધાય. ૨.
ઇષ્ટ મેલાપા સંપજે, કાળેં કાળેં જોય;
તે પણ વસ્તુ સભાવથી, નિયતપણું જો હોય. ૩.
ઉદ્યમ પણ કરવો સહી, પણ એક પુણ્ય સહાય;
દૂર દેશાવર સજ્જનાં, વંછિત મેળા થાય. ૪.

ઢાળ ૨ જી.

( ઝુંબખડાની દેશી. )

વિદ્યુલ્લતા કહે વીતી વાતો, સાંભળો આર્ય કુમાર;
મોહન રાય મેહર કરો,
મેહર કરો મનમોજ ધરો, જુએ વાટ તે નારી અઢાર; મોહન૦ એ આંકણી.
વિદ્યુન્મતિ આદે સવિ સહીયરો, બેઠી હુતી હુશીયાર. મોહન૦ ૧.
મિત્રસેનાએં વાત કરિ તવ, અમે બેહુ કીધ વિચાર; મોહન૦
જ્ઞાની વચન સાચું થયું સહીયરો, કંતેં સફળ અવતાર. મોહન૦ ૨.
એકમના થઈ મિત્રસેનાનેં, અમે મોકલી તુમ આણે; મોહન૦
હર્ષ દિવાની થઇ તે મંદિર, શ્વેત પતાકા તાણે. મોહન૦ ૩.
ઘડિય વિલંબી ગઇ નદી તીરેં, વન તરૂ હામે જોતી; મોહન૦
પણ નવિ દીઠા મીઠા મોહન, મંદિર આવી રોતી. મોહન૦ ૪.
પુછ્યા પછી તેણેં વાત પ્રકાશી, ભૂલ પડી મુઝ મોહોટી; મોહન૦
સંકેત વાત વદ્દા સુણી બોલ્યાં, હાથે બગાડી બુટી. મોહન૦ ૫.
મુઝ ભગિની હુકમે તુમ જોવા, હું ચલી દેશ વિદેશ; મોહન૦
મળિયો એક નિમિતીયો મારગ, તેણે કહી વાત વિશેષ. મોહન૦ ૬.
જોગી મળી મારગમાં ચારેં, તુઝ પતિ શું ધરે પ્યાર; મોહન૦
હું પણ ગઇ તેણે વન જિહાં જોગી, દીઠા નહીં ભરતાર. મોહન૦ ૭.
મેં જાણ્યું જે જોગી સંગે, જોગી હુઓ અબધૂત; મોહન૦
હું પુર ગામ ગીરિવન આળગું, વળગું જાણે ભૂત. મોહન૦ ૮.
ગગન ચલત ગિરિશિખર નિહાળત, સિદ્ધ મળ્યો નર એક; મોહન૦
જોગાષ્ટાંગ સમાધિ વેળા, પુછ્યે જાગ્યો વિવેક. મોહન૦ ૯.
તે કહે કર્બટરાયની બેટી, પરણી રમેં તે સાથ; મોહન૦
તે પુર જાતાં પંથ વિચાલેં, જ્ઞાની મળ્યા મુનિ નાથ. મોહન૦ ૧૦.
મેં પુછ્યું તસ ચરણ નમીનેં, જ્ઞાની કહે સુણ વાત; મોહન૦
ધમ્મિલ કુંવર જઇ ચંપાએં, ટાળ્યો ગજ ઉતપાત. મોહન
આઠ કુમારી ભયથી ઉગારી, આપેં વરી રહ્યા ત્યાંહિ; મોહન૦
જ્ઞાની વચન સુણી ગગન ચલંતી, હું પણ આવી આંહી. મોહન૦ ૧૨.

આજ મનોરથ સઘળા ફળીયા, મળિયા પ્રાણ આધાર; મોહન૦
મુહ માગ્યા આજ મેઘ તે વરસ્યાં, તરસ્યાં અમૃત ધાર. મોહન૦ ૧૩.
સુખીયા આગળ દુઃખની વાતો, કરવી તે સવિ ફોક; મોહન૦
પરદુઃખ વાતે દુઃખ ધરે જે, વિરલા સજ્જન લોક. મોહન૦ ૧૪.
ચકવા ચકવી પ્રેમ વિજોગે, ન કરે નિશદિન નિંદ; મોહન૦
જગ નર નારી પ્રેમ વિલુદ્ધાં, નિર્ગમે રાત્રી આણંદ. મોહન૦ ૧૫.
સોળ સખી સાથે મુઝ ભગિનાં, દુઃખ ધરતી હશે ગેહ; મોહન૦
તુમ આણ્યા લહિ દેશું વધામણિ, હર્ષિત થાશે તેહ. મોહન૦ ૧૬.
કુંવર કહે તમે તેડી લાવો, સઘળી આ વન માંહી; મોહન૦
વિદ્યુલ્લતા તતક્ષણ તિહાં પોહોતી, દેતી વધાઇ ઉછાંહિ. મોહન૦ ૧૭.
તે સહુને કહી વાત તે સઘળી, તે સુણી કરત સજાઇ; મોહન૦
માતપિતાદિક ભેટ સુતાનાં, આવ્યાં પરિજન ધાઇ. મોહન૦ ૧૮.
સુંદર રત્ન વિમાન રચિનેં, ચંપાપુરી ઉદ્યાન; મોહન૦
કનકમયી એક મેહેલ બનાવી, ઉતરીયાં એક તાન. મોહન૦ ૧૯.
રાજા રહીયત દર્શન આવે, જાણી સુર સાક્ષાત; મોહન૦
દેવ નઇ જળ સ્નાનેં આવ્યા, કરવા પાતિક ઘાત. મોહન૦ ૨૦.
ધમ્મિલ કુંવર ચઢી વરઘોડે, ચોરી બાંધી વિશાળ; મોહન૦
ઉતરીયા સવિ સજ્જન સાખેં, પરણી કન્યા અઢાર. મોહન૦ ૨૧.
ખેચરે કન્યા સર્વ વોળાવી, વરને કરે સત્કાર; મોહન૦
કનક રતન આદે બહુ દેઇ, રાત્રિ વસ્યા પુર બાહાર. મોહન૦ ૨૨.
રવિ ઉદયે વૈતાઢ્ય સધાવ્યા, આવ્યા કુંવર નિજ ગેહ; મોહન૦
રમણી તીસ રમે રસ ભેળી, ધરતી પરસ્પર નેહ. મોહન૦ ૨૩.
ભાગ્યદિશા ભરપૂર વહે જસ, નહિ તસ ઘરમાં ક્લેશ; મોહન૦
જસ ઘર પુણ્ય દિશા પરવારે, તસ ઘર ક્લેશ પ્રવેશ. મોહન૦ ૨૪.
રસભર રમણી રહે આણંદે, બાળક ઇચ્છા પૂર; મોહન૦
લઘુ ગુરૂ વિનય વહે તસ ઘરમાં, લક્ષ્મી વસે ભરપૂર. મોહન૦ ૨૫.
એક એકથી ઘર નજરો ચોરે; વ્યભિચારી નર નાર; મોહન૦
તે દેખી લક્ષ્મી લજ્વાણી, જાય રૂઠી ઘર બાર. મોહન૦ ૨૬.

રાત દિવસ નર રોષ ભરાણો, રમણી ઉપર જેહ; મોહન૦
તસ મુખ સુખ લક્ષ્મી નવિ જોવે, સોવે દાઘી દેહ. મોહન૦ ૨૭.
વિકસિત નયન વદન હરખંતી, દેખી પતિ ઉજમાળા; મોહન૦
લચ્છી પ્રિયા ઘર ભેળાં મળીને, રમતી કરતી ચાળા. મોહન૦ ૨૮.
ધમ્મિલ મંદિર આી સવિ રમતી, એક એકને દેઇ તાળી; મોહન૦
તીસ અકર્મ ભૂમિને નિહાળી, લલના હરી લટકાળી. મોહન૦ ૨૯.
છટ્ઠે ખંડે પુણ્ય અખંડે, ધમ્મિલ રાસ રસાળે; મોહન૦
શ્રી શુભવીરે વિવેકની વાતો, બોલી બીજી ઢાળે. મોહન૦ ૩૦.

## દોહરા.

ઉજ્જ્વલ સુખ વિલસે તિહાં, શ્રી ધમ્મિલ કુમાર;
લોક કહે એ કુમરના, પુણ્યતણો નહિં પાર. ૧.
પુણ્યે પરણુતિ હોય ભલી, પુણ્યે રૂદ્ધિ સમૃદ્ધિ;
મનવંછિત મેળા મળે, પુણ્યે હુએ નવ નિદ્ધિ. ૨.
પુણ્યની વૃદ્ધિ કારણે, દિન દુઃખી ઉદ્ધાર;
દાન સુપાત્રેં આપતા, ચૈત્ય મહોત્સવ સાર. ૩.

## ઢાળ ૩ જી.

(મારા વાલા જી હો, હું રે ગઇ મહી વેચવા રે લો-એ દેશી.)

અન્ય દિવસ રસ રીઝમાં રે લો, (વિદ્યુન્મતિ) રતિ ખેલ; મેરે માલક હો,
વિમળસેના પ્રતેં એમ કહે રે લો, ચતુર છો મોહન વેલ, મેરે માલક હો,
મેળો મળ્યો રે મજબુતશું રે લો. એ આંકણી. ૧.
એક અજુગતું તમેં કર્યું રે લો, પીયુ પગપૂજન ધાર; મેરે૦
નારી સતીનેં પતિ દેવતા રે લો, સ્વામીથી સવિ શણગાર. મેરે૦ મેળો૦ ૨.
તેણેં તુમેં ઉચિત કર્યું ભલું રે લો, ન કરે જે ગરીબની નાર; મેરે૦
તેહ પતિને રોશેં દિયો રે લો, નિજ પગ પાટુ પ્રહાર. મેરે૦ મેળો૦ ૩.
વિમળા કહે હસી હે હલે રે લો, એ શું મેં કીધ અકાજ; મેરે૦
પર નારી શોક્ય કરી વર્ણવે રે લો, નાવી પતિ થઇ લાજ. મેરે૦ મેળો૦ ૪.
વિદ્યુન્મતિ વળતું કહે રે લો, નરને હૃદય વસી જેહ; મેરે૦

નામે વખાણે ગુણે કરી રે લો, નારીશું જસ સનેહ. મેરે૦ મેળો૦ ૫.
પણ તુમે વેગે પિયુ તાડીયો રે લો, રોપ કરી પરચંડ; મેરે૦
તે તુમ પગનો અમે મળી રે લો, કરીએ કહો શો દંડ. મેરે૦ મેળો૦ ૬.

વિમળા હસી કહે તેહને રે લો, સુણજ્યો સવે હુશીયાર; મેરે૦
જો મેં પ્રીતમને પગે કરી રે લો, કીધો ન હોત પ્રહાર. મેરે૦ મેળો૦ ૭.
તો તુમે સઘળી કુમારિકા રે લો, પરણુત કયો ભરતાર; મેરે૦
ચરણુ અમારા પસાયથી રે લો, મુઝ પતિ તુમ પ્રિય સાર. મેરે૦ મેળો૦ ૮.

તેણે કારણુ તુમે સહુ મળી રે લો, લેઇ કુસુમઘન સાર; મેરે૦
પૂજો ચરણુ મુઝ ચંદને રે લો, ભાવે લેઇ ઉપગાર. મેરે૦ મેળો૦ ૯.
સાંભળી સર્વ ખુશી થઇ રે લો, મૌનપણે રહી જામ; મેરે૦
હાસ્ય વિનોદની ગોઠડી રે લો, વાતે પૂરણુ થઇ તામ. મેરે૦ મેળો૦ ૧૦.
વિદ્યુન્મતિ પિયુને કહે રે લો, કહો મુઝને પ્રિયકાર; મેરે૦
કોણુ છે વસંતતિલકા ઇસી રે લો, નામે ચતુર વર નાર. મેરે૦ મેળો૦ ૧૧.
કુંવર ભણે ભય પામીએ રે લો, કઇને ચઢે વળી રીશ; મેરે૦
એકથી બીહિના આવિયા રે લો, હવે વળી મળી ત્રીશ. મેરે૦ મેળો૦ ૧૨.

વિમળા હસિ કહે સાહિબા રે લો, દીસો ભીરૂક વિશેષ; મેરે૦
નિર્ભય હો તુમને સદા રે લો, બીહશો નહિ લવ લેશ. મેરે૦ મેળો૦ ૧૩.
સ્વસ્થ થઇને કહો કથા રે લો, હઇડાથી કાઢો બાર; મેરે૦
વાહાલેસરીને ન રાખીએ રે લો, બહુ દિન કારાગાર. મેરે૦ મેળો૦ ૧૪.
કુંવર કહે પ્રિયા સાંભળો રે લો, નયરી કુશાગ્રહ છેક; મેરે૦
જિતશત્રુ તેહનો રાજીયો રે લો, તેહની વેશ્યા એક. મેરે૦ મેળો૦ ૧૫.
નામે વસંતસેના અછે રે લો, તાસ સુતા ગુણુવાન; મેરે૦
નામે વસંતતિલકા ભલી રે લો, ૬૪ કળા નિધાન. મેરે૦ મેળો૦ ૧૬.
મુઝને અતી પ્રિય તેહની રે લો, હું છું અતિ પ્રિય તાસ; મેરે૦
કામ ભોગ રતિની કળા રે લો, જાણે વિશેષ વિલાસ. મેરે૦ મેળો૦ ૧૭.
વિદ્યુન્મતિ કહે વાલ્હમા રે લો, હોવે હુકમ જો હજૂર; મેરે૦
તો હું તિહાં જઇ જોઇને રે લો, આવું તે આણંદ પૂર. મેરે૦ મેળો૦ ૧૮.
વેગે આવો જઇ સાંભળી રે લો, ચાલી ગગન તતકાળ; મેરે૦

ખંડ છઠ્ઠે ત્રીજી કહી રે લો, શ્રી શુભવીરે ઢાળ. મ૦ મે૦ ૧૯.

**દોહરા.**

વિયત ગતિ વીજળી, વિદ્યુન્મતિ મિત સાસ;
કુસગપુરે જઇ જોવતાં, દીઠું મંદિર તાસ. ૧.
વેશ જુવાન પુરૂષ તણો, ગણિકા યોગ્ય કરંત;
દ્રવ્ય સહિત ઘરમાં ગઇ, અદસ્ય રૂપ મહંત. ૨.
દીઠી વસંતતિલકા પતિ વિરહે કૃત કૃશ કાય;
તજી શણગાર જીરણ અતિ, ચીવર મલિન ધરાય. ૩.
બાંધી વેણી ધ્યાવતિ, ધમ્મિલને એક ધ્યાન;
નરદ્વેષી નારી પરેં, ન જુએ તેહ જુવાન. ૪.
તવ નરવેશ તજી કરી, થઇ નિજ રૂપે ત્યાંહી;
કહે તુઝ પાસેં મોકલી, ધમ્મિલ કુંવરે આંહીં. ૫.
હું છું દાસી તેહની, ખબર કરેવા તુઝ;
પ્રેમેં પાઠવી તેણે તુમેં, કે શું કહો છો મુઝ. ૬.
એમ સુણી સહસા ઉઠીનેં, ગાઢ આલિંગન દેત;
રોમ રોમ હરખિત થઇ, સાદર સ્નેહ વદેત. ૭.

**ઢાળ ૪ થી.**

( સાબરમતિએં આવ્યાં છે ભરપૂર જો, ચારે ને કાંઠે માતા રમી વળ્યાં—એ દેશી. )

આસન ઢાળી વિદ્યુન્મતિને બેસારી રે,
પૂછે રે પ્રાણવલ્લભ માહરો કિહાં વસે;
મુઝનેં વિછોહી પિયુ પરદેશ નિવેશે રે,
ભોજન કેમ ભાવે રે તે કરતા હશે;
સંદેશો પામી રે દિલ દુઃખ ઉલ્લસે. ૧.
મહિલા મનમેળા રે મનના મન રમેં,
રૂપની છાયા રે રૂપેં ઉપસમે. એ આંકણી.
વિદ્યુન્મતિ કહે દુઃખની વેળા વીતી રે,
વાલ્હિમ વિશરામી રે ચંપાએં વસે;
થોડા દિનમાં કરશું તુમ પીયુ મેળા રે,

પણ આવી વેળા રે કેમ તુમ થઈ હશે;
વાતો મલ પ્રકાશો રે તો ચિત્ત ઉલસે. મહિલા૦ ૨.

વસંતતિલકા બોલે નગરે વડેરો રે,
સુરેંદ્રદત્ત કોટિધ્વજ વ્યવહારીયો;
માત સુભદ્રા જાઓ પ્રાણ પિયારો રે,
મુઝ ઘર ઘટ માંહી રે ધમ્મિલ ધારીયો;
મોહે મુઝ મારી રે ચિત્ત ધન હારીયો. મહિલા૦ ૩.

માત પિતા તસ જબ સુરલોક સધાવ્યાં રે,
નાવ્યાં રે ધનનાં ભરણાં તે પછે;
તવ મુઝ માતા કહે એકાંતે તેડી રે,
છોડી કંત કાઢો રે એ નિરધન અછે;
પંખી પણ તજે રે તરૂ સુકયા પછે. મહિલા૦ ૪.

સુકાં નઇ સર છંડે હંસ ને ચકવા રે,
રાજ્યથી ઉતરીયો રાજા સેવકે;
નિર્ગંધ કુસુમે ભમરો પણ નવિ બેસે રે,
હરણાં પણ ન ભજે વન દાધે થકે;
આપણુ જાત ભજીએ નર ધન આવકે. મહિલા૦ ૫.

તવ મેં કહ્યું ધન ક્રોડ ગમે એણે દીધું રે,
વારધિ વન્હિ વેશ્યા સંતોષી નહીં;
પણ ધનવંત મૂરખ શું હું નવિ રાચું રે,
સાચું ચિત્ત લાગ્યું રે મુઝ એહશું સહી;
લક્ષણ ગુણ દેખી રે પ્રીત લાગી રહી. મહિલા૦ ૬.

મયુર વિષે રત પીંછ કહે સુણ કેકા રે,
ચિરં તન વળગાં અળગાં મત કરે;
જો છંડીશ તો કૃષ્ણ મુગટ સિર ચઢશું રે,
પણ તું કળા કરીને રે વનમાં નહીં ફરે;
જગજનતા તુંને રે બાંડો ઉચરે. મહિલા૦ ૭.

તેમ માતા એ મુઝ તનનો શણગાર રે,

જીવંતાં ન છોડું રે હું એહને કદા;
* સાંભળી મૌન રહી પણ છિદ્ર ગવેખે રે,
એક દિન સ્નાન કરી અળતો માગ્યો મુદા;
જીરણ ને નીરસ મા દેતી તદા. મહિલા૦ ૮.
હું બોલી અળતો નીરસ કેમ દીધો રે,
મા કહે એ ધમ્મિલ સરિખો લેખીએ;
ઇક્ષુ ખંડ નીરસ પીલ્યા મોકલીયા રે,
પૂછંતાં કહે રે પતિશું પરખીએ;
હું બોલી એ સમ જગતે ન દેખીએ. મહિલા૦ ૯.
ઇચ્છાએં તલવટના તલ મંગાવ્યા રે,
તલપુળી તલ વિણ માએં મોકલી;
પૂછંતાં કહે ધનતલ વિણુ પતિ પૂળી રે,
હું બોલી પૂળી તો બાળણુ વળી;
ધમ્મિલની મતિ રે કામે આગલી. મહિલા૦ ૧૦.

માય કહે દેવલ ઘર લીંપણુ કરશે રે,
મેં કહ્યું રે કૃતઘ્ન તુંહિ વાયસ પરે;
મા પૂછંતાં મેં કહિ લૌકિક શાસ્ત્રે રે,
વરસી બાર દુકાળે રે ધિક્ ભેગા મળે;
વાત તે વિચારે રે જગ ભુખે મરે. મહિલા૦ ૧૧.

આપણને કોણ પિંડ દિએ એણી વેળા રે,
એકું પણ મીઠું રે નર માગી જમે;
ઘર ને ઘરાંણાં બાળક નારી વેચે રે,
સીંચે રે પેટવેઠ દિન નીગમે;
ઘર છોડી લજ્જાલુ રે પરદેશે ભમે. મહિલા૦ ૧૨.

વિપ્ર વણિક પણ અસુર તણે ઘર દાસો રે,
ફાંસો ઝેર ખાઇ રે નર નારી મરે;
તિરી નર મંસ ભખંતાં જળ નવિ પાવે રે,
જાવે રે નેહી વિચ્છોહી દુઃખ શરે;

કોટિધજ મૂછાળા રે દીનપણું ધરે. મહિલા૦ ૧૩.
આપણ કાકા કેણી પરેં પેટ તે ભરશું રે,
તવ વૃદ્ધ કાગ બોલ્યો રે દુઃખ ધરશો નહીં;
જલધિતટેં કાંયજળ દ્વિક ભાંણેજા રે,
તેહની રે પાસેં સવિ જઈશું સહી;
અશનાદિક દેશે રે જલધિ મત્સ્ય વહી. મહિલા૦ ૧૪.

મોકુલી કુલ જલધિતટ પોહોતા ખેમે રે,
પ્રેમે કાંયજળ બોલાવતા;
બહુ સન્માને નિત્ય જલધિ મત્સ્ય દેવે રે,
પીવારે મીઠાં જળ દેખાવતાં;
બાર દુકાળી કાકા સુખમાં કાઢતા. મહિલા૦ ૧૫.

થયો સુગાળ મુદિત જન મુદીર ઝરંતાં રે,
મોકલી દોય દ્વિકા રે ખબર કહાવતાં;
ભાણેજને કહે અમને લોક તેડાવે રે,
ભાવે રે ભોજન ભક્તિ કરાવતાં;
પૂર્વજનેં પોષણ શ્રાધ સરાવતાં. મહિલા૦ ૧૬.

કહે ભાણેજા સારસ જલધિ વાયસ રે,
કહે માતુલસે દુઃખે જાવું પડે;
કાક કહે નિત્ય ઉડી તુમ પગ સાંમું રે,
ખાધાને સારૂ રે નીચ નજર અડે;
અમનેં એણે ઘાલ્યા રે એહવા સાંકડે. મહિલા૦ ૧૭.
કટુક વચન એમ બોલી પાછલી રાતેં રે,
બલીભુગ પિંડ ભાગી રે નિજ દેશે ગયા;
તું પણ માતા તેહવી ગુણ હણનારી રે,
હું તો ગુણ પ્યારી રે જેથી સુખી થયા;
સાંભળી માય કપટેં ગઈ આણી દયા. મહિલા૦ ૧૮.
અતિ રાગેં રંગાણી મુઝને જાણી રે,
માતાએં મોહોટો ઓચ્છવ માંડીયો;

નાત વર્ગ સંતોષી મદિરા પોખી રે,
મુઝ પીયુને રણ વગડામાં છોડીયો;
છંડી હેમ સિદ્ધિ લીધી કોડીયો. મહિલા૦ ૧૯.
તજી તંબોલ ને સરસ આહાર નિવારી રે,
વેણી બંધ જીરણુ ભુજંગ મૃતિ લતિ;
તાપસિણી જ્યું કાયાશોક કરંતિ રે,
હું ઘરમાંહે રોતી પીયર જશોમતિ;
ખેમ કુશળ પૂછંતાં મેં કહી છતી. મહિલા૦ ૨૦.
પણ માહારો સંદેશો જઈને કેહેજો રે,
ઘરણીને પરણી છંડી વેગળી;
તેમ વળી નવનવી પરણી હશે કોઇ નારી રે,
તેહનેં રખે વીસારી રે મુકતાં વળી;
જો જાએ લાખા રે સાખા ન હું ચલી. મહિલા૦ ૨૧.
ઘર ને ઘરાંણું વેચી માલ ખવારી રે,
પીયર દેહ ધારી રે અન માગી જમે;
સખી સહેલી પીતરીયા ભોજાઈ રે,
તેહનાં રે મેહેણું પરણી નિત્ય ખમે;
પ્રીતમનેં સાબાશી પરદેશે રમે. મહિલા૦ ૨૨.
એમ વયણું સુણી ખેચરી કહે રહો છાનાં રે,
જઇશું અમે રેહેજો તુમે દુઃખ પરિહરી;
એમ કહિ ગગન ચલી શુભવીરની પાસેં રે,
ચોથી ઢાળ છટ્ઠે ખંડે રસભરી;
ચતુરા ચિત્ત ચૂંપેં ગઇ ચંપાપુરી. મહિલા૦ ૨૩.

## દોહરા.

વિદ્યુન્મતિ વેગે જઈ, ધમ્મિલ કુંવરને પાસ;
મૂળ ચૂલ માંડી કરી, સઘળી વાત પ્રકાશ. ૧.
તે સુણતાં દુઃખ ઉલ્લસ્યું, નયણે નીર ભરાય;
પણ વિમળાના ભયથકી, વચનેં નવિ ઉચ્ચરાય. ૨

વિદ્યુન્મતિ કહે નાથજી, મ કરો શોચ લગાર;
કુશગપુરેં જાવા તણો, જો હોયે દિલમેં પ્યાર. ૩.
તો બોલો નિર્ભયપણે, કુંવર કહે છે પ્યાર;
પણ ઇચ્છા હોએ સર્વની, તો જાવું જયકાર. ૪.
એમ નિસુણી ખેચર સુતા, મેળવી સઘળી નાર;
નિજ નયરેં જાવા તણો, કીધો એક વિચાર. ૫.
કુંવર જઇ નૃપને કહે, જઇશું અમે નિજ દેશ;
રાય કહે કેમ રાખીએં, પરૂણાગત સવિશેષ. ૬.

## ઢાળ ૫ મી.

( ત્રીજે ભવ વરથાનક તપ કરી—એ દેશી. )

કુંવર સજ્જાઇ કરી પુર બાહર, દેહેરા તંબૂ દેવે;
હય ગય રથ પાયક દલ સાથેં, વસ્તુ અવર વર લેવે રે;
પ્રાણી પુણ્ય તણી ગતિ દેખો, પુણ્ય જગતમાં વિશેષો રે. પ્રાણી૰
એ આંકણી. ૧.
કપિલરાય બેટી વોળાવે, મળણાં સજ્જન સહુ લાવે;
દાસી દાસ દીએ બહુ સાથેં, હય ગય સુભટ ચલાવે રે. પ્રાણી૰ ૨.
રવિશેખર જુવરાજ મિલાપેં, દીએ ધન કંચન કોડી;
નવ શ્રેષ્ટી સસરા ધન દેઈ, વળીયા નમી કર જોડી રે. પ્રાણી૰ ૩.
ખેટસુતાએં વિદ્યાબળેં રચીયો; રત્ન વિમાન વિશાળ;
સર્વ પરિકર વાહન સઘાં, બેઠાં થઇ ઉજમાળ રે. પ્રાણી૰ ૪.
દેવ વિમાન ગરૂખે બેઠી, વિમળાદિક સવિ નારી;
વન ગિરિ સર નદી ગામ વિલોકી, વાત કરે બહુ પ્યારી રે. પ્રાણી૰ ૫.
ક્ષણમેં કુશાગ્રપુરી વન ખંડે, ઉતર્યા હર્ષ વિશેષ;
વિયતચરી વિદ્યાધર લોકનેં, દૂર કિસ્યો પરદેશ રે. પ્રાણી૰ ૬.
દેરા તંબુ દીયા વનમાંહી, રત્નવિમાન આકાશેં;
નગર લોક મળી કોતુક જોતા, પામ્યા ચિત્ત ઉલ્લાસેં રે. પ્રાણી૰ ૭.
સુરેંદ્રદત્ત તણો સુત ધમ્મિલ્લ, બહુ વરશે ઘર આવ્યા;
રાજસુતા વિદ્યાધર કુમરી, પરણી બહુ ઋદ્ધિ લાવ્યા રે. પ્રાણી૰ ૮.

એમ નિસુણી અરિદમણ તે રાજા, સન્મુખ આવી તામ;
પુર શણગારી નિજ ઘર તેડી, આપ્યું રેહેવા ધામ રે. પ્રાણી૦ ૯.
રત્નવિમાનની રચના દેખી, રાય હર્ષ બહુ પાવે;
ધમ્મિલ મંદિર હુકમેં તતક્ષણ, નૌતમ રાય કરાવે રે. પ્રાણી૦ ૧૦.
વેસ્યા વસંતસેના ઘર જાવે, તે પણ સન્મુખ આવે;
નિજ બેટીનેં વાત જણાવે, કુંવરનેં ભેળા મિલાવે રે. પ્રાણી૦ ૧૧.
મેઘમયરી ચંદ્રચકોરી, તેણી પરેં હર્ષ ભરાણી;
સ્નાન કરી શણગાર ધરીનેં, અંગોઅંગે ઠરાણી રે. પ્રાણી૦ ૧૨.
વસંતતિલકા પુત્રી સમી ગણેં, શત્રુદમણ ભૂપાળ;
તેણેં નિજ રાજ્યનો ભાગ તે ત્રીજો, કુંવરનેં દીએ ઉજમાળ રે. પ્રાણી૦ ૧૩.
પ્રથમ સતી પરણી જે જશોમતિ, ધનવશુ શેઠની બેટી;
બેહુ કુલ ઉજ્જલતા દેખાવી, જૈન ધર્મ ગુણ પેટી રે. પ્રાણી૦ ૧૪.
તેહને તેડવા કારણ પોતેં, માન વધારણ સારૂં;
જઇ કહે સર્વ ગયાં પણ તુમવડેં, ઇહાં કનેં નામ અમારૂં રે. પ્રાણી૦ ૧૫.
સસરા સાસુએં આદર દેઇ, નિજ પુત્રીને વોળાવે;
બેસી સુખાસનેં નિજ ઘર આવે, વિમળા ભક્તિ કરાવે રે. પ્રાણી૦ ૧૬.
ત્રીજેં દીસેં રાજ્યની લીલા, નૃપ અભિષેક કરાવે;
જોગીદત્ત વિદ્યાએં સાધ્યા, દેશ અવર વશ થાવે રે. પ્રાણી૦ ૧૭.
પ્રથમ જશોમતિ કરી પટરાણી, બીજી વિમળા રાણી;
વિદ્યુન્મતિ ને વિદ્યુલ્લતા દોય, ચઉ અભિષેક ઠરાણી રે. પ્રાણી૦ ૧૮.
વિમળસેનાના માત પિતાદિક, આવી તિહાં સવિ મળિયાં;
બેટી ભેટી દીએ બહુ સંપદ, કુંવર રજાએ વળીયાં રે. પ્રાણી૦ ૧૯.
આ ભવઅર્થેં કીઆે ખટમાસી, આંબિલ તપ ફળ વાધ્યો;
સુરરમણી પામી, વંછિત સુખ સવિ સાધ્યો રે. પ્રાણી૦ ૨૦.
છટ્ઠે ખંડેં પાંચમી ઢાળેં, કુંવર વસ્યા નિજ ધામ;
શ્રી શુભવીર રસિક લોકોત્તરા, ઘર પામે વિશરામ રે. પ્રાણી૦ ૨૧.

**દોહરા.**

એક દિન ધમ્મિલ રાયનેં, વસંતતિલકા એમ;
કહે ગત નિશિ વેષાંતરેં, રતિસુખ વિલસ્યા કેમ. ૧.

પણ મેં તુમનેં ઓળખ્યા, રતિ સંભોગનેં કાળ;
સાંભળી ધમ્મિલનેં મને, પ્રગટી અંતર ઝાળ. ૨.

ચિંતી કહે નારી પ્રતેં, તુમને વિસ્મય હેત;
હું આવ્યો વેશાંતરેં, બીજો નહીં સંકેત. ૩.

એમ કહી ચિંતે મુઝ સરૂપ, કરે કોઇ ધૂરત ફંદ;
મુઝ નારી અભિલાખીઓ, વિદ્યાધર મતિ મંદ. ૪.
પણ એ દુષ્ટને મારવા, કરવો કોઇ ઉપાય;
ચિંતિ ઘર ફરતો ભુવિ, સિંદૂર પૂજ્ય રાય. ૫.

ધમ્મિલ કર કરવાળશું, પૂઠેં ભ્રમણ કરંત;
દેખી તસ પદ પદ્ધતી, તે અનુસારે ચલંત. ૬.
ઘર પેસંતાં ધમ્મિલે, દીધો ખડ્ગ પ્રહાર;
દોય ભાગ કરી નાંખીયો, ગરતાં કૂપ મઝાર. ૭.
ભુવિ જળ શૌચ કરી ગયો, વિદ્યુન્મતિને પાસ;
પુરૂષ બધા શંકિત મને, નિશિદિન રેહેત ઉદાસ. ૮.
એક દિન મંદિર ઉપવને, વૃક્ષ અશોકને પાસ;
પુઢવિ શિલા પટ ઉપરેં, બેઠો કરત વિખાસ. ૯.
પશ્ચાત્તાપ દવાનળે, તાપિત હૃદય કુમાર;
ચિંતે કરવું નવિ ઘટે, હું શ્રાવક વ્રતધાર. ૧૦.

## ઢાળ ૬ ઠ્ઠી.

( એક સમેં વૃંદાવનેં સામળીયા જી—એ દેશી. )

તેહ સમેં નવ જોવના, અતિ રંગીલી;
કુચ ફળ ભર નમી તન ડાળ, અપચ્છરરૂ પે રે અતિ રંગીલી;
ધીમે ધીમે ચરણુ ઠવે, અતિ૦ ચમકંતી ચતુરા ચાલ. અપચ્છર૦ ૧.
રક્ત વરણુ સાડી ધરી, અતિ૦ મણિતિલક કપાલે હેજ; અપચ્છર૦
ચરણે ઝગત પીત કિંકણી, અતિ૦ કંચુક મણિ હીરા તેજ. અપચ્છર૦ ૨.
લોચન કજ્જલતા ઝગેં, અતિ૦ ઓષધિપતિ સમેર વદન; અપચ્છર૦
બિંબાધર રદ ઉજલા, અતિ૦ દર્શનથી દેવ પ્રસન્ન. અપચ્છર૦ ૩.
ચોવમહર્ઘા ભૂષણેં, અતિ૦ ભૂષન રાજિત તંબોલ; અપચ્છર૦

આવી ઉભી કુંવર છબી, અતિ૦ જોતાં રંગ લાગ્યો ચોળ. અપચ્છર૦ ૪.
વિનય કરી એમ બોલતી, મન મોહન જી;
મુઝ વાત સુણો ગુણધામ, મનડું મોહ્યું રે મનમોહન જી;
વૈતાઢ્યે દક્ષિણ દિશેં, મન૦ છે નગર અશોક તે નામ. મનડું૦ ૫.
વિદ્યાધર નરરાજીઓ, મન૦ તે નામે છે મહસેન; મનડું૦
ચંદ્રપ્રભા રાણી સતી, મન૦ બેહુ સુખીયાં પ્રેમ રસેણ. મનડું૦ ૬.
મેઘરથાભિધ તેહને, મન૦ છે પુત્ર ઘણો અવિનીત; મનડું૦
મેઘમાળા નામે સુતા, મન૦ હું નૃપની કુળવટ રીત. મનડું૦ ૭.
અન્ય દિને માતા પિતા, મન૦ કરે બેહાં અંતર વાત; મનડું૦
પુત્ર કુલક્ષણ ઉઠીયો, મન૦ કરે કોપ્યો એક દિન ઘાત. મનડું૦ ૮.
છે પરદારા લંપટી, મન૦ નાવે એહનો વિશ્વાસ; મનડું૦
અંતે જો રાજા થશે, મન૦ તો કરશે સર્વ વિનાશ. મનડું૦ ૯.
ધૂમ અગ્નિથી ઉઠીયો, મન૦ વાદળ ઘન પદવી પાય; મનડું૦
જ્વલન જનકને નાસવે, મન૦ ગાજંતો જળ વરસાય. મનડું૦ ૧૦.
તેમ દુર્જન બળ દૈવથી, મન૦ લહે લક્ષ્મી રાજ્ય વિશેષ; મનડું૦
પ્રાયે પિતા બાંધવ પ્રતેં, મન૦ કરે તર્જન ઘાત કલેશ. મનડું૦ ૧૧.
રહીયત પણ રાજી નહીં, મન૦ હું નહીં દીયું એહને રાજ્ય; મનડું૦
કોઇક નરરતિ આગળો, મન૦ ભોગવશે આ સામ્રાજ્ય. મનડું૦ ૧૨.
રાણી કહે સુણો નાથ જી, મન૦ કરો ધારી કાંઇ ઉપાય; મનડું૦
અહિ ડશી અંગુલી છેદિએ, મન૦ રહે જીવિત તો સુખ થાય. મનડું૦ ૧૩.
કહે નૃપ રાણી સાંભળો, મન૦ સુત દીઠે દાઝે દેહ; મનડું૦
વિદ્યાપન્નતી પૂછીએં, મન૦ સો ઉત્તર આપે તેહ. મનડું૦ ૧૪.
રાયેં વિદ્યા પ્રગટ કરી, મન૦ પૂછંતાં બોલી એમ; મનડું૦
સુત સાતે વ્યસની થયો, મન૦ શો એ ઉપર તુઝ પ્રેમ. મનડું૦ ૧૫.
પુત્રી જે મેઘમાલિકા, મન૦ થાશે તસ જે ભરતાર; મનડું૦
મેઘરથને જમને ઘરેં, મન૦ તે મોકલશે નિરધાર. મનડું૦ ૧૬.
તુઝ પદેં અન્ય રાજા થશે, મન૦ તેહથી વધશે તુઝ લાજ; મનડું૦
સુત ન દીએ સુખ જીવતાં, મન૦ તે પુત્ર નહીં અહિરાજ. મનડું૦ ૧૭.

એમ કહી દેવી અદશ થઇ, મન૦ કહી રાયે રાણીને વાત; મનડું૦
મુઝ માતા સુણી દુઃખ ધરે, મન૦ ગયું રાજ્ય ને પુત્રવિઘાત. મનડું૦ ૧૮.
મુઝ ઉપર રાગેં કરી, મન૦ વન ગિરિ પુર રમણિક ઠાય; મનડું૦
તિહાં જઇ ખેલે નિશિદિનેં, મન૦ પણ મુઝને નિત્ય કહી જાય. મનડું૦ ૧૯.
મુઝથી રહે નહીં વેગળો, મન૦ એહથી હું પણ ઘડી એક; મનડું૦
ભાઇ બેહેનને એહવો, મન૦ વરતે તે રાગ વિવેક. મનડું૦ ૨૦.
આજ થકી ત્રીજે દનેં, મન૦ નીકળિયો પૂછી એમ; મનડું૦
કુશાગ્રપુરેં અમેં જાઇશું, મન૦ તિહાં છે એક જણશું પ્રેમ. મનડું૦ ૨૧.
હજિય લગેં ઘર નાવીયો, મન૦ હું આવી નેહ ભરાય; મનડું૦
તવ મેં ઇહાં એમ સાંભળ્યું, મન૦ નૃપ ધમ્મિલેં ખડ્ગેં હણાય. મનડું૦ ૨૨.
રોપભરી આ વન ફરૂં, મન૦ તુમ દર્શન દીઠું આજ; મનડું૦
રોપ ગયો રાગી થઇ, મન૦ ઉભી સન્મુખ ધરી લાજ. મનડું૦ ૨૩.
અશરણ શરણ હવે તુમેં, મન૦ સુરિ વચને ઝાલ્યો હાથ; મનડું૦
એમ કહીને ચરણે નમી, મન૦ મન ગમતો પામી નાથ. મનડું૦ ૨૪.
ગાંધર્વ વિવાહેં પરણીયા, મન૦ ઘર લાવે કુંવર ભલી ભાત; મનડું૦
બત્રીશ પ્રેમદા પ્રેમશું, મન૦ સુખ વિલસંતા દિન રાત. મનડું૦ ૨૫.
છઠ્ઠે ખંડે એ થઇ, મન૦ સંપૂર્ણ છઠ્ઠી ઢાળ; મનડું૦
શ્રી શુભવીર વચન સુણી,મન૦ કરો વ્રત પચ્ચખ્ખાણ વિશાળ. મનડું૦ ૨૬.

### દોહરા.

સુખ ભોગવતાં સ્વર્ગનાં, વીત્યો કેટલો કાળ;
વિમળસેનાયેં જનમિયો, ભૂસેવધિ સમ બાળ. ૧
જન્મોત્સવ બહુલો કિયો, દશ દિન નાટકશાળ;
દાન અતુલ દેતા વળી, ઘર ઘર તોરણ માળ. ૨.
સજ્જન વર્ગ સંતોષીને, દિન દ્વાદશ જબ હુંત;
પદ્મનાભ પ્રેમેં કરી, તેહનું નામ દિયંત. ૩.
આઠ વરસનો જબ હુઓ, દેખી બુદ્ધિ વિશાળ;
માત પિતા હરખેં કરી, તવ ઠવિયો નિશાળ. ૪.
ઉદ્યમ ગુરૂ મેહેરે ભણ્યો, સુકળા શાસ્ત્ર અનેક;
જોવન વય પરણાવીયો, પ્રગટ્યો જામ વિવેક. ૫.

પુત્ર મિત્ર કાંતાદિકા, વિનયવંત પરિવાર;
સુખમાં કાળ ગમે સદા, સુગુરૂ મહિમ દિલ ધાર. ૬.
ધમ્મિલ નૃપ બત્રીશ પ્રિયા, એક દિન કરત વિચાર;
જિનવચનામૃત પીજીએં, જો આવે અણુગાર. ૭.

## ઢાળ ૭ મી.

( શીતળજિન સહજાનંદી—એ દેશી).

વાચંયમ વિનય વિલાસી, સહજાનંદ સુખના આશી;
અનુપમ આગમ અભ્યાસી, મુનિ સઘળા ગુરૂકુળવાસી.
સલૂણા સંત એ શીખ ધરીએં, ગુરૂભક્તિ સદા અનુસરીએ. સલૂણા૦
એ આંકણી. ૧.
સુંદર પરિકર પરિવરિયા, પ્રત્યક્ષ જ્ઞાન ગુણ દરીયા;
અવધિ મન પર્જવ ધરીયા, વૈભાર ગિરિ સમોસરીયા. સલૂણા૦ ૨.
નામેં ધર્મરૂચિ સૂરિરાયા, કુશાગ્રપુરી વન ઠાયા;
વનપાળ વધામણી દેતા, જિતશત્રુ ધમ્મિલ હરખંતા. સલૂણા૦ ૩.
મંગલની ભેરી વજાવે, સહુ લોકને એમ સુણાવે;
પુણ્યેં મેળા મળ્યા અણુગાર, આવજો સહુ સજી શણગાર. સલૂણા૦ ૪.
નગરેં તોરણ બંધાવે, મારગ સઘળા સમરાવે;
પગ પગ છંટકાવ કરાવે, ફૂલપૂંજ સુગંધી બિછાવે. સલૂણા૦ ૫.
વળી ધૂપઘટા મહકંતી, પંચવર્ણી ધજા ઝળકંતી;
સજે સાહામૈયું સહુ ભેળા, જાણે નાવે ફરી આ વેળા. સલૂણા૦ ૬.
અષ્ટ મંગળ જળ ભરી ઝારી, હય ગય રથ ભટ શણગારી;
રથ બત્રીશ બેઠી નારી, તેમ રાય પ્રિયા રથ ધારી. સલૂણા૦ ૭.
વાડવ ક્ષત્રી ભટ જોહા, ઇભ્ય કૌટંબિક સંબોહા;
ઈશ્વર ધનવંત સમૂહા, શેઠ સેનાપતિ સત્થવાહા. સલૂણા૦ ૮.
પટ્ટહસ્તી ચઢ્યા દોય રાજા, વીણા ભુંગળ તૂર અવાજા;
ચામર ધજ છત્ર ને તાલા, કેઇ ચાલે સિંહાસનવાળા. સલૂણા૦ ૯.
અસિ કુંત ધનુષ શરવાળા, ખંધ લેઈ ચલે લઘુ બાલા;

ઇગસય અઠ જોગી જટાળા, કેઇ બોલે મંગલમાળા. સલૂણા૦ ૧૦.
ઇત્યાદિક નરની ટોળી, ભરી આલે ગલાલની ઝોળી;
વેશ્યા વર નાટક થાતે, ચક્રિનાણી તણા ગુણ ગાતે. સલૂણા૦ ૧૧.
જેમ સૂત્ર ઉવાઇ કહાવે, તેમ જિનપરેં મુનિનેં થાવે;
ગુણવંત સૂરિ ઉવઝાયા, બહુશ્રત ગીતારથ રાયા. સલૂણા૦ ૧૨.
ત્રણેને સાહામઇયાં થાવે, શિર કસબી દુશાલા ધરાવે;
નહીં બહુશ્રુતને કોઇ તોલેં, એમ રત્નશેખર સૂરિ બોલે. સલૂણા૦ ૧૩.
ગીતારથ સૂરિ સમાન, અંગ ત્રીજે લહે બહુ માન;
ગીતારથ વૃષભ કહાવે, પરમતવાદીને હઠાવે. સલૂણા૦ ૧૪.
બહુશ્રુત તનું શૌચ વહંતા, બહુમૂલાં વસ્ત્ર ધરંતા;
મલિનાં શુકમલ પરિહાર, કહે પ્રવચનસાર ઉદ્ધાર. સલૂણા૦ ૧૫.
કહે કોઇ તપસ્વી કેરૂં, સાહામૈયું કરવું ભલેરૂં;
તે મિથ્યા મન નવિકલ્પા, સિદ્ધાંતેં નથી કાંઇ જલ્પા. સલૂણા૦ ૧૬.
તપસી અજ્ઞાની ટોળે, વળગા મૂર્ખને બોલે;
ગુરૂકુળવાસેં એ સાચા, એમ ધર્મદાસ ગણિ વાચા. સલૂણા૦ ૧૭.
ગીતારથ મિશ્રા ચાર, નવિ ભાંખ્યો ત્રીજો વિહાર;
તે કરતાં ગીતાર્થ આણે, શ્રાવક કરતા સહુ ટાણે. સલૂણા૦ ૧૮.
સહામૈ યુંસજી સંચરીયા, વૈભારગિરિ ઉતરિકા;
ખંડ છઠ્ઠે સાતમી ઢાળેં, શુભવીર વિવેકી નિહાળેં. સલૂણા૦ ૧૯.

દોહરા.

ભૂપતિ ધમ્મિલ ઊતરી, દૂરથી કરત પ્રણામ;
અભિગમ સઘળા સાચવી, કર ધરી શ્રીફળ દામ. ૧.

દેઇ ત્રણ પ્રદક્ષિણા, ભેટ ધરી બહુમૂલ;
કર જોડી સ્તવના કરી, બેઠાં ચિત્ત અનુકૂળ. ૨.
બેઠી સઘળી પરખદા, ગુરૂસન્મુખ સુવિનીત;
રાણી બત્રીશ પણ તિહાં, હરખે ઉલ્લસિત ચિત્ત. ૩.
સુણવા વંછે ધર્મ તે, નૃપ ધમ્મિલ કુમાર;
ગુરૂ પણ તેહને દેશના, દીએ પુષ્કર જળધાર. ૪.

## ઢાળ ૮ મી.

( હસ્તિનાગ પુર વર ભલું—એ દેશી. )

ચેતન ચતુરી ચેતના, તમે ચેતો ચિત્ત મઝાર રે;
મોહની મદિરા છાકમાં, નહિ લોકોત્તર સુખસાર રે. ૧.
નહિ લોકોત્તર સુખ સાર, કરો રૂચિ તત્વની, ગુણવંત રે;
ગુણવંત પ્રસંત ભદંત, સમય વેદી કહે, અરિહંત રે. એ આંકણી.
ગિરિસરિ દુપલના ન્યાયથી, કાકતાલીને દૃષ્ટાંત રે;
નરભવ દુર્લભ પામીયો, નાવ ભુલું રતનદ્વીપ જંત રે. નાવ૦ કરો૦ ૨.
દેશ અનારજ જગ ઘણા, જિહાં ધર્મઅક્ષર નહીં દોય રે;
મણુઅ થયો એળે ગયો, સ્યો નરભવ પામ્યો સોય રે. સ્યો૦ કરો૦ ૩.
આરજ દેશે જનમ હુઓ, પણ આર્જે અનારજ હોય રે;
ભાષા આચાર વણિજ ક્રિયા, કુળ જાત વેશ ગામ જોય રે. કુળ૦ કરો૦ ૪.
કાંઇક પુણ્ય બળે કરી, લહે ઉત્તમ કુલ દુર્લભ રે;
અલ્પાયુ રોગે ગ્રહ્યો, કુળ પામે પણ શો અચંભ રે. કુળ૦ કરો૦ ૫.
પૂરણ પુણ્યે પામીએ, કુળ આયુ નિરામય દેહ રે;
પાંચે ઇંદ્રિય પરવડાં વળી, આજીવિકા સુખ ગેહ રે. વળી૦ કરો૦ ૬.
તે પણ પામ્યે દલહો, બહુશ્રુત ગુરૂનો સંજોગ રે;
ગામ નગર પુર જોવતાં, નહિ સઘળે મુનિનો જોગ રે. નહિ૦ કરો૦ ૭.
ભાગ્ય ઉદયથી ગુરૂ મળ્યા, ચઉઅંગે એ ધુર અંગ રે;
સાંભળવું સિદ્ધાંતનું, તે દુર્લભ ગુરૂને સંગ રે. તે૦ કરો૦ ૮.
આલસ મોહ પ્રમાદને, તજી ધર્મ સુણે એક ચિત્ત રે;
શ્રદ્ધા ભાસન રમણતા, ધરે સમકિત લક્ષણ નિત્ય રે. ધરે૦ કરો૦ ૯.
સમસંવેગાદિક ગુણે, વસીયો રસીયો શ્રુત ધર્મ રે;
તત્વરૂચિ થઇ સાંભળે, દોય ભેદે ધર્મનો મર્મ રે. દોય૦ કરો૦ ૧૦.
સર્વ દેશવિરતિ થકી, તિહાં સર્વ વિરત અણગાર રે;
ચરણ કરણ ગુણ ઉત્તરે, મૂળ ભેદે મહાવ્રત ધાર રે. મૂળ૦ કરો૦ ૧૧.
ભૂ જળ જલણ અનિલ તરૂ, એ થાવર પંચ પ્રકાર રે;
દુ તિ ચઉ પણિંદિ મળી, ત્રસ ભેદ કહ્યા એ ચાર રે. ત્રસ૦ કરો૦ ૧૨.

નવવિધ જીવની કાયની, તજે હિંસા મન વચ કાય રે;
કૃત કારિત અનુમોદના, એમ ભેદ એકાશી થાય રે. એમ૦ કરો૦ ૧૩.
કાલત્રિકે તસ વર્જતા, અરિહંતાદિક કરી સાખ રે;
બીજું મૃષાવાદ છંડતા, ભવભ્રમણાદિક ભય દાખ્ય રે. ભય૦ કરો૦ ૧૪.
સત્ય અસત્ય ને મિશ્રતા, એ દશવિધ તિગુણા ત્રીશ રે;
બાર ભેદ વ્યવહારના, મળી સર્વે એ બેંતાળીશ રે. મળી૦ કરો૦ ૧૫.
દ્રવ્યથી ખટ દ્રવ્ય આસરી, વળી ખેત્રથી લોગાલોગ રે;
દિન રાત્રિ કહિ કાળથી, ભાવથી રાગ રોષ સંજોગ રે. ભાવથી૦કરો૦ ૧૬.
સ્વામી જીવ ગુરૂ જિનથકી, અદત્ત ચતુર્વિધ હોય રે;
દ્રવ્યાદિકથી ચોગુણા, સોળ ભેદ એણી પરે જોય રે. સોળ૦ કરો૦ ૧૭.
કાળત્રિકે મન વચ તણું, એકસો ચુંઆળીશ ભેદ રે;
અબ્રહ્મ વર્જે મુનિવરા, જે ટાળે ભવભય ખેદ રે. જે૦ કરો૦ ૧૮.
દેહ ઔદારિક વૈક્રિએં, નવ વાડે ભેદ અઢાર રે;
દ્રવ્યાદિકથી ચોગુણા, ચિત્ત ધરતા તે અણગાર રે. ચિત્ત૦ કરો૦ ૧૯.
નવવિધ પરિગ્રહ છંડતા, પગ મંડતાં જયણા ધરંત રે;
કાળ બહુ છઠ્ઠે ગુણે, સાતમેં થોવ કાળ વસંત રે. સાતમે૦કરો૦ ૨૦.
સર્પ જલણ ગિરિસાગર, વ્યોમ તરગણ અલિ મૃગસૂર રે;
પદ્મ પવન ધરણી સમા, મુનિ ભાંખે અનુજોગ દ્વાર રે. મુનિ૦ કરો૦ ૨૧.
દેશ વિરતિધર થૂલથી, હિંસાનાં કરે પચ્ચખ્ખાણ રે;
પાંચ મોટકાં જૂઠનાં, પચ્ચખ્ખે થૂલથી વ્રત જાણ રે. પચ્ચ૦ કરો૦ ૨૨.
ત્રીજે અદત્તાદાનનું, ચોથે પરદારા નીમ રે;
ઇચ્છા પ્રમાણે થૂળથી, પરિગ્રહ નવવિધની સીમ રે. પરિગ્રહ૦કરો૦ ૨૩.
દિશિ પરિમાણે ગમન કરે, ભોગ ઉવભોગ નિયમ વિચાર રે;
કર્માદાન પન્નર તજે, અનર્થ દંડ પરિહાર રે. અનર્થ૦ કરો૦ ૨૪.
નવમે સામાયિક નિત્ય કરે, દશમે વ્રત સંખેપ થાય રે;
મંત્ર બળે જેમ વીંછીનું, કાંઇ ઝેર તે ડંકે જાય રે. કાંઇ૦ કરો૦ ૨૫.
ભંગા અસીતી ઓળખી, પોરહ કરતા શુભ ચિત્ત રે;
બારમે મુનિ ઘર તેડીને, પડિલાભી જમે ગૃહી નિત્ય રે. પડિલા૦ કરો૦ ૨૬.

પંચ પંચ સઘળે વ્રતે, જાણી તજવા અતિચાર રે;
રથ બેસી મારગ કટે, તેમ એ વ્રત મુક્તિ વિચાર રે. તેમ૦ કરે૦ ૨૭.
એકવીશ દ્રવ્ય ગુણ ઉત્તરા, વળિ પણતીસમ ગુણ સાર રે;
ભાવથી સત્તર જે ધરે, તે પામે ભવનો પાર રે. તે૦ કરે૦ ૨૮.
દાન શીયલ તપ ભાવના, તિહાં દાન ગૃહીને વિશેષ રે;
તે પણ ભાવે ફળ દીએ, અમૃતાનુષ્ઠાન અશેષ રે. અમૃતા૦ કરે૦ ૨૯.
દાન દીયંતાં સાધુને, વરભક્તિ વિશેષે નાર રે;
પાંચ કોડી સોવન તણી, સુરવૃષ્ટિ કરે તસ દ્વાર રે. સુર૦ કરે૦ ૩૦.
નિશ્રા પ્રાતિવેશ્મિકી, દેખી તેહ મુનિ ગેહ રે;
ખીર ખાંડ પડિલાભતી, ક્ષણ ક્ષણ જુએ ઊંચું તેહ રે. ક્ષણ૦ કરે૦ ૩૧.
પૂછંતાં મુનિને કહે, જે દીઠી વાત અશેષ રે;
આહાર સરસ તુમને દિયું, કેમ વૃષ્ટિ નહીં લવલેશ રે. કેમ૦ કરે૦ ૩૨.
તે કહે આ સરિખા મુનિ, તુઝ સરખી દાતા નાર રે;
વૃષ્ટિ ન થાએ દપદ તણી, વિણભક્તિ હૃદયમાં ધાર રે. વિણ૦ કરે૦ ૩૩.
ભાવે દીયંતા બાકળા, લહ્યું કેવળ ચંદનબાળ રે;
જિનગુરૂ વિનયને તપ ક્રિયા, ફળ વીર્ય ઉલ્લાસ વિશાળ રે. ફળ૦ કરે૦ ૩૪.
કર્યાં અંત કોડાકોડી સાગરે, જ્યમ ગંઠીભેદ કરંત રે;
જ્ઞાન ક્રિયા તવ ફળ દીયે, પ્રણિધાન દિશા વિકસંત રે. પ્રણિ૦ કરે૦ ૩૫.
તસ કારણ શ્રુતજ્ઞાન છે, તે તો બહુશ્રુત ગુરૂ આયત્ત રે;
વિનયે ગુરૂસેવા કરે, વિનયીને ગુણસંપત્ત રે. વિનયી૦ કરે૦ ૩૬.
નાહી ધોઇ નિર્મળ થઇ, જેમ દેખે આરીસે રૂપ રે;
ભાવ શોચ ગુરૂ દર્શને, પ્રગટે નિજ આતમ રૂપ રે. પ્રગટે૦ કરે૦ ૩૭.
જ્ઞાનદશા ગુરૂથી હુવે, જ્ઞાનથી સ્થિતિ કર્મની નાશ રે;
કેવળી પણ અંતે લહે, જ્ઞાનઉપયોગે શિવ વાસ રે. જ્ઞાન૦ કરે૦ ૩૮.
રવિ શશિ મણિ દીપક સમો, જ્ઞાન તે વિણ કિરિયા અંધ રે;
ઉગ્રવિહારી તપ તપે, તે જાણો જૂઠો ધંધ રે. તે૦ કરે૦ ૩૯.
પ્રભુકર દીક્ષિત છે ઘણા, પણ જ્ઞાની ગણ્યો પરિવાર રે;
સૂત્ર પયન્ના જેણે રચ્યાં, તે ગણતી ચઉદ હજાર રે. તે૦ કરે૦ ૪૦.
જગનાટક જ્ઞાની જુએ, જેણે ચાખ્યો શિવ આસ્વાદ રે;

જ્ઞાન લેહેરમાં જે રમે, શિવરમણી કરે તસ યાદ રે. શિવ૦ કરો૦ ૪૧.
છઠ્ઠે ખંડે આઠમી, ઢાળ પૂર્ણ થઇ એ ખાસ રે;
શુભવીર વચન સુણી, લહો જયકમળ ઘર વાસ રે. લહો૦ કરો૦ ૪૨.

## દોહરા.

એણી પરે દેઇ દેશના, જામ રહ્યા મુનિરાય;
તવ ધમ્મિલ તે વીનવે, વિનયે પ્રણમી પાય. ૧.
ભગવન કહો કોણ કર્મથી, માતપિતાદિ વિજોગ;
બાળપણે મુઝ કેમ થયો, વળી પામ્યા સુખ ભોગ. ૨.
ઠામ ઠામ ઋદ્ધિ મળી, રાજ્ય થયું શ્રીકાર;
ખેચર ભૂચર કન્યકા, એમ સુખ દુઃખ પ્રકાર. ૩.

## ઢાળ ૯ મી.

(જીરે દેશના સુણી રઢ લાગશે—એ દેશી.)

જીરે સૂરિ કહે સાંભળ રાજવી, જીરે પૂર્વ ભવતણી વાત;
જીરે આ ભયથી ત્રીજે ભવે, જીરે અનુભવિયાં અવદાત. ૧.
જીરે અજ્ઞાની પશુ આતમા, જીરે ન લહે પુણ્ય ને પાપ;
જીરે સોતાવર્ત્ત ભવોદધિ, જીરે ડૂબ્યો લહે સંતાપ. જીરે૦ ૨.
સૂરિ કહે સાંભળ રાજવી. એ આંકણી.
જીરે જંબુદ્વીપ ભરતે પુરા, જીરે ભરૂઅચ્ચ શેહેર મઝાર;
જીરે શત્રુદમન રાજા તિહાં, જીરે ધારણીનો ભરતાર. જીરે૦ ૩.
જીરે તિહાં મહાધન ગાથાપતિ, જીરે નારી સુનંદા તાસ;
જીરે સુનંદ નામે સુત થયો, જીરે ઘર મિથ્યાત નિવાસ. જીરે૦ ૪.
જીરે આઠ વરસનો જબ હુઓ, જીરે મૂક્યો ભણવા તેહ;
જીરે નિજ કુળ ઉચિત કળા ભણ્યો, જીરે ભદ્રક સરળ સનેહ. જીરે૦ ૫.
જીરે કાળાંતરે પરૂણાગતે, જીરે આવ્યા પ્રાચીન મિત્ર;
જીરે તસ પરૂણાગત કારણે, જીરે ભોજન કરત વિચિત્ર. જીરે૦ ૬.
જીરે શેઠ સુનંદને એમ કહે, જીરે જઇ શૌનિકને ગેહ;
જીરે લાવો પરૂણા કારણે, જીરે સુંદર મંસ સનેહ. જીરે૦ ૭.
જીરે અતિથિ સહિત સુત નિકળ્યો, જીરે સાથે લીધા દામ;
જીરે મંસ ન મળિયું તસ ઘરે, જીરે ન મલ્યું બીજે ઠામ. જીરે૦ ૮.

જીરે વાર્યો સુનંદે નવિ રહ્યો, જીરે ગયા માછીને ધામ;
જીરે પાંચ મીન લીયાં જીવતાં, જીરે આપી પરઠયા દામ. જીરે૦ ૯.
જીરે નદીય કિનારે આવતાં, જીરે મત્સ્ય સુનંદને દેઇ;
જીરે દેહ શૌચ કરી આવશું, જીરે ઘર જાશું એ લેઈ. જીરે૦ ૧૦.
જીરે અતિથિ કહી શૌચેં ગયો, જીરે તડફડતાં તે દેખ;
જીરે કુંવરે જળે વેહેવરાવીયાં, જીરે કરૂણા સુનંદ વિશેષ. જીરે૦ ૧૧.
જીરે પૂછે પંથી અતિથિ મળ્યો, જીરે તે કહે જળ મેહેલાત;
જીરે ખેદભર્યો ઘર આવીને, જીરે શેઠને કહી સવિ વાત. જીરે૦ ૧૨.
જીરે શેઠ પૂછતાં સુત કહે, જીરે કૂપ પાડ્યા જળ મધ્ય;
જીરે ક્રોધે ભર્યો શ્રેષ્ઠી કહે, જીરે તેણે દામ તુઝ વધ્ય. જીરે૦ ૧૩.
જીરે વાર્યો સજને પણ નવિ રહ્યો, જીરે મિથ્યાત્વી વિકરાળ;
જીરે ડંડ કપાળે આ હણ્યો, જીરે મરણ લહ્યો તતકાળ. જીરે૦ ૧૪.
જીરે મધ્યમ ભાવે તે મરી, જીરે વિષમવલયગિરિ માંહી;
જીરે વિષમ કંદરા પલ્લિને, જીરે મંદર રાજા ત્યાંહી. જીરે૦ ૧૫.
જીરે તસ વનમાલા વલ્લભા, જીરે દંપતી પ્રીતિ અતીવ;
જીરે નામે સરલ તસ સુત થયો, જીરે તેહ સુનંદનો જીવ. જીરે૦ ૧૬.
જીરે જોબન વેળા જાગતો, જીરે મરણ ગયો તસ તાત;
જીરે પલ્લિપતિ પદ થાપીયો, જીરે મળી તસકર સંઘાત. જીરે૦ ૧૭.
જીરે એક દિન શસ્ત્ર ધરી ગયો, જીરે પાલ્યથકી નહીં દૂર;
જીરે મારગથી ભૂલા નરા, જીરે કૃશતનુ તેજ પ્રચૂર. જીરે૦ ૧૮.
જીયે જિહાં તિહાં ફરત નિરાયુધા, જીરે દેખી ગયો તસ પાસ;
જીરે સરલ કુંવર સરલે નમે, જીરે ધર્મલાભ દિયે તાસ. જીરે૦ ૧૯.
જીરે સરલ કહે તમે કોણ છો, જીરે રેહેવું જવું કીએ દેશ;
જીરે તે કહે અમે અણગાર છું, જીરે થાનક ધર્મ વિશેષ. જીરે૦ ૨૦.
જીરે જાવું સોરઠતીરથે, જીરે ભૂલા પડ્યા અમે આજ;
જીરે સરલ કહે એણે મારગે, જીરે જાઓ સુખે મહારાજ. જીરે૦ ૨૧.
જીરે પણ કહો ધર્મ તણો વિધિ, જીરે મુનિ કહે સુણીએ કુમાર;
જીરે ધર્મ તે પરને ન દુખ હુએ, જીરે એમ કહી કરત વિહાર. જીરે૦ ૨૨.
જીરે પલ્લિપતિ પાલ્યે ગયો, જીરે એક દિન ગામને ઘાત;

જીરે વાડ સહિત તે નિકળ્યો, જીરે ગામ વનેં રહ્યા રાત. જીરે૦ ૨૩.
જીરે તિહાં મુનિ વચન તે સાંભર્યું, જીરે પરદુઃખે ન રહે ધર્મ;
જીરે લૂંટી માલ તસ્કર ભખે, જીરે મુઝ શિર હુએ પાપ કર્મ. જીરે૦ ૨૪.
જીરે તણે ગામ ઘાત તે નહીં કરૂં, જીરે ન રહું ચોરનેં લાર;
જીરે ચિંતિ ચોર ધાટી તજી, જીરે છંડી નિજ હથિયાર. જીરે૦ ૨૫.
જીરે મુનિવાસિત નગરેં ગયો, જીરે લોભ મત્સર પરિવાર;
જીરે જીવ ઉપર કરૂણા ધરે, જીરે કરે આતમ ઉદ્ધાર. જીરે૦ ૨૬.
જીરે ભદ્રકભાવેં તે મરી, જીરે તું ધમ્મિલ અવતાર;
જીરે જીવદયા ધર્મેં કરી, જીરે પામ્યો ઋદ્ધિ ઉદાર. જીરે૦ ૨૭.
જીરે પિતૃવિયોગવ્યસનથકી, જીરે ગુરૂવચને તપ કીધ;
જીરે મંત્રી રમણી નૃપ સંપદા, જીરે તપથી અટ્ઠ મહાસિદ્ધ. જીરે૦ ૨૮.
જીરે એમ સુણી ધમ્મિલ પામીયો, જીરે જાતિસ્મરણ નાણ;
જીરે કર જોડી ઉભો થઇ, જીરે કહે સવિ વાત પ્રમાણ. જીરે૦ ૨૯.
જીરે છટ્ઠે ખંડે એ કહી, જીરે નવમી સુંદર ઢાળ;
જીરે શ્રીશુભવીર મુનીસરેં, જીરે દિયો ઉપદેશ રસાળ. જીરે૦ ૩૦.

## દોહરા.

સાંભળી એમ ધમ્મિલ કહે, સુખ દુખ કર્મ વિચાર;
અહો અહો ભવનાટકેં, નાચ્યો જીઉં સંસાર. ૧.
ભવદાવાનળ ઝાળમાં, દાધો વાર અનંત;
તિહાં તુમે શીતળ છાંયડી, મળીયા મુઝ ભગવંત. ૨.
ભવજળધિમાં ઝહાઝ સમ, દીયો સંજમ મહારાજ;
ગ્રહણ આસેવન શીખથી, સિઝે વંછિત કાજ. ૩.
રાજ્યભાર સુતને દવી, જશોમતિ વિમળા સાથ;
ધમ્મિલ સંજમશ્રી વરે, ધર્મરૂચિ ગુરૂ હાથ. ૪.

## ઢાળ ૧૦ મી.

( રહીયો રે આવાસ દુવાર—એ દેશી. )

વંદીને વળીયો સવિ પરિવાર, તિહુ જણ ગુરૂની સાથે વિચરતાં જી;
ગુરૂરતનાધિક વિનય વિશેષ, રેહેત સમાધિ તત્ત્વ વિચારતાં જી. ૧.

રક્ષક ષટવ્રતને ષટકાય, પાંચ ઇંદ્રિયો વિષયથી નિગ્રહે જી;
લોભને નિગ્રહે નામ નિગ્રંથ, કરણવિશુદ્ધિ ખંતિ ગુણે રહે જી. ૨.
સંજમ જોગે રંગિત ચિત્ત, ભાવ વિશુધ્ધેં પડિલેહણ કરે જી;
અકુશળ મન વચ કાયનો રોધ, પરિસહ ઉવસગ્ગથી ચિત્ત નવિ ડરે જી. ૩.
ચરણ કરણ દોય સિત્તરી સાર, શાસ્ત્ર અભ્યાસ કરે ઉદ્યમ ભરે જી;
નવકલ્પી કરે ઉગ્ર વિહાર, દોષ બેંતાલીશ આહારના પરિહરે જી. ૪.
વેયણ ગુરૂ વેયાવચ્ચ હેત, ઇરીયા સમિઇ વળી પ્રાણને ધારણે જી;
સંજમ કિરિયા જ્ઞાન નિમિત્ત, આહાર કરે છે મુનિ ખટ કારણે જી. ૫.
રોગપીડિત ઉપસર્ગને કાળ, બ્રહ્મપાલન મદનોદય ગાળણે જી;
જીવદયા અણુસણ તપ હેત, આહાર ત્યજે છે મુનિ ખટ કારણે જી. ૬.
પ્રવચન માતા આઠ કહાય, પંચસમિઇ મળી ત્રણ ગુપ્તિ ધારતા જી;
ઇચ્છા મિચ્છાદિક દશ ચક્રવાલ, સામાચારી આચારી પાળતા જી. ૭.
અનાચિરણ બાવન પરિહાર, દશવૈકાલિક સૂત્રેં જે કહ્યાં જી;
સત્તર અસંજમ કિરિયા પણ વીશ, વીશ અસમાની ઠાણ દૂરે રહ્યાં જી. ૮.
સંત પ્રસંત તથા ઉપશાંત, સર્વ સંતાપે વર્જિત મુનિવરા જી;
અમમ અનાશ્રવ ને છિન્ન ગ્રંથ, નેહનો લેપવિબેરણ સુંદરા જી. ૯.
શંખની પેરે નિરંજન નાથ, જીવ પરે અપ્રતિહત ગતિ વરે જી;
નિરાલંબનતા જેમ આકાશ, અપ્રતિબદ્ધ વિહારી પવનપરે જી. ૧૦.
શારદજળ પરેં હૃદય છે શુદ્ધ, પંકજ દળ પરેં નિરૂપમ લેપતા જી;
કૂર્મ પરેં ગુપ્તેંદ્રિય સાધ, ખડ્ગ વિષાણ પરેં એક જાતતા જી. ૧૧.
પાખી પરેં પરિકર નિર્મુક્ત, ભારંડ પક્ષી પરેં અપ્રમત્તતામેં જી;
ગજપરેં કર્મ અરિ પ્રતિ શૂર, વૃષભની પરેં જાત પરાક્રમેં જી. ૧૨.
સિંહ જ્યું પરિસહ જંતુ અભીત, મેરૂપરેં ઉપસર્ગે નહિ ચલે જી;
સાગર પરેં ગંભીર સ્વભાવ, ચંદ્રપરેં જગવલ્લભ શીતલેં જી. ૧૩.
જ્ઞાનતપે કરી રવિસમ તેજ, જાત્ય કનક જ્યું દીપે ગતમલે જી;
વસુમતિ પરેં સવિ ફરસ સહંત, તેજ હુતાશન ધ્યાન ન તે ઝળહળે જી. ૧૪.
નહિ પ્રતિબંધ મુનિને રે કયાંહી, દ્રવ્યાદિ ભેદેં તે ચઉવિહ કહ્યો જી;
દ્રવ્ય સચિત્તાચિત્ત મિશ્ર ભાવ, ખેત્રથી ગામ નગર અટવી રહ્યો જી. ૧૫.
કાળથી સમાયાદિક દીહકાળ, ભાવથી પાપસ્થાન અઢાર છે જી;

સમ તૃણ મણિકંચન ને પાષાણ, સુખ દુઃખ ઇહ પરલોક ન પ્યાર છે જી. ૧૬.
ભવ્યકમળ પડિબોહણ સૂર, કર્મશત્રુ નિર્ઘાતન ઉદીયા જી;
એણી પરે સંજમ વ્રત ચિરકાળ, પાળતાં તિહું જણ શિવ ઉત્કંઠીયા જી. ૧૭.
એક માસ કેરૂં અણસણ કીધ, ધર્મ સુધ્યાને આયુ પૂરણ કરી જી;
અચ્યુત સ્વર્ગે ધમ્મિલ જાય, ઇંદ્રસામાનિક સુરસંપદ વરી જી. ૧૮.
જશોમતિ વિમળા તિહાં સુર થાય, બાવીસ સાગર આયુ પુરણ કરી જી;
મહાવિદેહે રાજવી કુળ પુણ્ય સંજોગે તિહું જણ અવતરી જી. ૧૯.
ભોગવી સુખ સંસાર વિલાસ, ચારિત્ર લેઇ તપ કરશે મુદા જી;
કેવળ પામી કરશે વિહાર, અવિચળ સુખ વરશે શિવ સંપદા જી. ૨૦.
છઠ્ઠે ખંડે દશમી એ ઢાળ, ચરણ કરણ ગુણ રસિક કલ્લોલસી જી;
શ્રીશુભવીર વિવેકીને ચિત્ત, ખટરસ ભોજન સાર તંબોલસી જી. ૨૧.

## દોહરા.

એ ધમ્મિલ નૃપની કથા, પૂરણ થઇ સુપ્રમાણ; ૧.
સાંભળી ઉલ્લાસિત ભાવશું, કરજ્યો વ્રત પચ્ચખ્ખાણ.
એમ નિસુણી પ્રભુદેશના, ઉઠે શ્રેણીક રાય;
ત્રિસલાનંદન વંદીને, હરખે નિજ ઘર જાય. ૨.
કુમતતિમિરને ટાળતા, વર્દ્ધમાન જિન ભાણ;
ભવિક કમળ વિકસાવતા, વિચરે મહિયલ ઠાણ. ૩.

## કળશ.

( તૂઠો તૂઠો રે—એ દેશી.)

ગાયો ગાયો રે મહાવીર જિનેશ્વર ગાયો;
લોકાલોક પ્રકાશક સાહિબ, જગનો તાત કહાયો;
રાજ્યગૃહીપુર ગુણસિલ ચૈત્યે, ધમ્મિલચરિત્ર સુણાયો રે.
મહાવીર જિનેશ્વર ગાયો. એ આંકણી. ૧.
અનભિલાપ્ય અભિલાપ્ય અનંતા, ભાગ અનંત ઉચ્ચરાયો;
સાંભળી સોહમસ્વામી ગણધર, તે શવિ સૂત્રે રચાયો રે. મહાવીર૦ ૨.
સૂત્રપરંપર ચાલ્યું આવ્યું, પંચાંગી સમુદાયો;
આચારજ વાચક વર પંડિત, શાસ્ત્ર ઘણાં વિરચાયો રે. મહાવીર૦ ૩.

પણ દ્વાદશ વરશી દુર્ભિક્ષે, વસતિ ગામ ગમાયો;
તેમ મુનિ પાઠ પઠન સ્મૃતેં ધારણ, બહુ ગઇ અલ્પ ઠરાયો રે. મહાવીર૦ ૪.
જેમ જેણે સાંભર્યું તેમ તેણે રચિયું, શંકિત શાસ્ત્ર લહાયો;
ભવભવ ભીરૂને સર્વ પ્રમાણિક, બહુ શ્રુત વયણે ઠરાયો રે. મહાવીર૦ ૫.
પૂરવધર અવધિ મન કેવળી, કળીજુગમાં તસ હાણી;
શાસ્ત્ર ઘણાં શંકિત મતિ થોડી, બહુશ્રુત વચન પ્રમાણી રે. મહાવીર૦ ૬.
વસુદેવહિંડી રચ્યો અતિ મોહોટો, તિહાં એ ચરિત કહાયો;
પૂરવ સૂરિવર પંડિત બીજે, ધમ્મિલ ચરિત રચાયો રે. મહાવીર૦ ૭.
પણ એક વાત મળે નહીં જોતાં, ભિન્ન ભિન્ન રચનાયો;
પ્રાકૃત ગદ્ય પદ્ય સવિ જોઈ, સુંદર રાસ બનાયો રે. મહાવીર૦ ૮.
બહુશ્રુત સુવિહિત નયણે જોશે, તવ શ્રમ સફળો થાયો;
ગ્રંથે ન કુશળ સુશળ મતિ ઓલેં, માણેક મૂલ ન પાયો રે. મહાવીર૦ ૯.
જેમ કપિ ગુંજા પુંજ કરીને, અગ્નિજયું શીત મટાયો;
પણ નર દક્ષ કપિકુળ સંગે, શીતાર્તે નવિ જાયો રે. મહાવીર૦ ૧૦.
પંડિત રચના બાલી સહેલેં, અજ્ઞાન ગર્વ ભરાયો;
કંચુકી કારણે નંદે કુશાંગી, જાણે ન ગર્ભ ભરાયો રે. મહાવીર૦ ૧૧.
પંડિત આગે શ્રોતા રાગે, સુણજો શાસ્ત્ર સવાયો;
વિસ્તરશે વટશાખા પુણ્યની, પંથગ શીતળ છાયો રે. મહાવીર૦ ૧૨.

## પ્રશસ્તિ:

તપગચ્છ કાનન કલ્પતરૂપમ, વિજય દેવ સૂરિરાયા જી;
નામ દશોદિશ જેહનું ચાવું, ગુણી જન વૃંદે ગવાયા જી;
વિજયસિંહ સૂરી તસ પટધર, કુમતિ મતંગજસિંહો જી;
તાસ શિષ્ય સુરપદવિ લાયક, લક્ષણલક્ષિત દેહો જી. ૧.
સંઘ ચતુર્વિધ દેશવિદેશી, મળિયા તિહાં સંકેતેં જી;
વિવિધ મહોત્સવ કરતા દેખી, નિજ સુરિપદને હેતેં જી;
પ્રાયેં શિથિલપણું બહુ દેખી, ચિત્ત વૈરાગેં વાસી જી;
સૂરિવર આગેં વિનય વિરાગેં, મનની વાત પ્રકાશી જી. ૨.
સૂરી પદવિ નવિ લેવી સ્વામી, કરશું કિરિયા ઉદ્ધાર જી;
કહે સૂરી આ ગાદિ છે તુમ શિર, તુમ વશ સહુ અણગાર જી;

એમ કહી સ્વર્ગ સધાવ્યા સૂરિવર, સંઘને વાત સુણાવી જી;
સત્યવિજય પંન્યાસની આણા, મુનિગણમાં વરતાવી જી. ૩.
સંઘની સાથે તેણે નિજ હાથે, વિજયપ્રભુસૂરિ થાપી જી;
ગચ્છનિશ્રાએ ઉગ્ર વિહારી, સંવેગતા ગુણ વ્યાપી જી;
રંગિત ચેલ લહી જગ વંદે, ચૈત્ય ધજાઓ લક્ષી જી;
સૂરિ પાઠક રહે સન્મુખ ઉભા, વાચક જસ તસ પક્ષી જી. ૪.
મુનિ સંવેગી ગૃહી નિર્વેદી, ત્રીજો સંવેગ પાખી જી;
શિવ મારગ એ ત્રણે કહીએં, ઇહાં સિદ્ધાંત છે સાખી જી;
આર્જ સુહસ્તી સૂરી જેમ વંદે, આર્યમહાગિરિ દેખી જી;
દો તિન પાટ રહી મરજાદા, પણ કલિજુગતા વિશેખી જી. ૫.
શિથિલજલાસી જનતાપાસી, નૃપ મંત્રી પણ ભળીયા જી;
સત્યવિજય ગુરૂ શિષ્ય બહુશ્રુત, કપૂરવિજય મતિ બળીયા જી;
તાસ શિષ્ય શ્રીખિમાવિજય બુધ, વિદ્યા શક્તિ વિશાળી જી;
જાસ પસાયેં જગતમેં ચાવો, કપૂરચંદ ભણશાળી જી. ૬.
તાસ શિષ્ય શ્રીસુજસવિજય બુધ, તાસ શિષ્ય ગુણવંતા જી;
શ્રી શુભવિજય વિજય જસ નામેં, જે મહીમાંહે મહંતા જી;
પંડિત વીરવિજય તસ શિષ્યે, રચના રચી સુરસાળ જી;
ધમ્મિલ ચરિત ધતિસતત વીખર્યા, મેહેલી કરી ફૂલમાળ જી. ૭.
વિજયદેવેંદ્ર સૂરીસર રાજ્યેં, દવી ભવીકંદ પ્રસિદ્ધિ જી;
રાજનગરમાં રહીય ચોમાશું, રાસની રચના કીધી જી;
સંવત(૧૮૯૬)અઢારશેં છન્નું વરસેં,શ્રાવણ ઉજાળી તીજે જી;
આ ભવમાં પચ્ચખ્ખાણ તણું ફળ,વરણવી જયું મન રીઝે જી. ૮.
ત્રણ હજાર ને પટશત ઉપર, શ્લોકની સંખ્યા ધારો જી;
દક્ષ પરીક્ષક નર જો સુણશે, તો શ્રમ સફળ અમારો જી;
જે ભાવેં એ ભણશે ગણશે, શ્રવણ ધરી સાંભળશે જી;
શ્રદ્ધાભાસન તત્ત્વરમણ રસ, સિંચત વ્રત ફળશે જી. ૯.
દેહ નિરામય સ્નેહી સુખાશ્રય, અશન સુધામય કરશે જી;
મંદરીએ પગ પગ ઝળકંતી, ચપળા કમળા ઠરશે જી;
પુત્ર પવિત્ર કલત્ર વિચિત્રા, નેત્રાનંદે વિચરશે જી;

વાજી રાજી વિરાજિત બંધુર, સિંધુર ચઢી સંચરશે જી. ૧૦.
રતન મહેલમેં સેહેલ કરશે, સજ્જન સુભટ પરિવરશે જી;
જિનગુરૂ ગીત જ્ઞાન નૃત શાળા, મંગલિક માળા વરશે જી;
ભવ તરશે હરશે સવિ પાતક, સ્નાતક પદ અનુસરશે જી;
સુખભર શિવ સુંદરી વરમાળા વિમળા કંઠે વરશે જી. ૧૧.

इति श्रीमत्तपागच्छीय संविज्ञ सुज्ञ पंडित श्री १०८ पंडित
श्रीशुभविजय गणिशिष्य पंडित श्रीवीरविजय गणिभिर्विरचिते
श्रीधम्मीलनृपचरित्रे प्राकृतप्रबंधे षष्ठः खडः समाप्तस्तत्स-
माप्तौ च धम्मिलकुमार रासोयमंपि परिपूर्णः

---

# શ્રી ચંદ્રશેખરનો રાસ.

## દ્રુતવિલંબિત વૃત્ત.

ચતુર ચિત્ત સરોજ વિકાસકમ્, જનિ જરા મરણોદ્દભવ નાશકમ્;
અખિલ વિશ્વ વિલોકન ભાસ્કરમ્, જયકરં પ્રણમામિ જિનેશ્વરમ્. ૧.
પરમ મંત્રમિમં સ્મરણે નયત્, શ્રુત મહોદધિ પારગતોસ્મ્યહમ્;
પ્રતિદિનં પ્રજપામિ જયાવહમ્, શુચિતરં શુભવૈજય નામકમ્. ૨.
જયતિ મે જનની વિજયાભિધા, હૃદય પદ્મસુસદ્મનિ સંસ્થિતા;
ગહન શાસ્ત્રપથં વિકટં મયા, ઝટિતિલંઘિત વાન્વિધ્વવત્. ૩.
વિધિસુતામભિનસ્ય સરસ્વતીમ્, વિબુધ વંદ સદેષ્ટ વિદાયિનીમ્;
રસિક પ્રાકૃતબંધ કથામિમામ્, વિરચયામિ મહોદય હેતવે. ૪.

## ખંડ ૧ લો.

### દોહરા.

શ્રી સંખેશ્વર પાસજી, નામથી વિઘન પળાય;
પ્રિયમેલક પરમેશ્વરૂ, નમિ પદ્માવતિ માય. ૧.

ઈષ્ટદેવ સમરણ કરી, વ્રત ફળનો અધિકાર;
જીમ શ્રુત સાગરે વરણવ્યો, તિમ કહું પર ઉપગાર. ૨.
કોસંબી પુરી પરિસરે, સમવસર્યા જીન વીર;
રતનગઢે દીઇ દેશના, ધ્વનિ જળધર ગંભીર. ૩.
દુવિધ ધરમ શિવ સાધને, સર્વ વિરતિ અણગાર;
દેશ વિરતિ સુખ પંથ છે, શ્રાવકનાં વ્રત બાર. ૪.
અતિથિ વિભાગ ચરમવ્રતેં, દિએ શ્રાવક મુનિ દાન;
ઉચિતાદિક બહુ ભેદમાં, અભય સુપાત્ર પ્રધાન. ૫.
આ સંસારરહિત થકો, વિકસિત રોમ વદંન;
ભક્તિ વશેં મુનિ દાનથી, પરભવ સુખ સંપન્ન. ૬.
નાયોપાર્યન ધન થકી, અશન વસન અણગાર;
સુર સુખ ભોગવી તે નરા, શિવ સુંદરી ભરતાર. ૭.
શાલિભદ્ર આદે ઘણા, તરિયા ઈણ સંસાર;
વળી અચરિજ ચરિતે હુઆ, ચંદ્રશેખર નૃપ સાર. ૮.
પ્રેમે પૂછે પરખદા, તે કુણ રાજકુમાર;
જગતગુરૂ તવ ઉપદિશે, સુંદર તસ અધિકાર. ૯.

## ઢાળ ૧ લી.

( રસિયાની દેશી. )

સયલદ્વીપ સાગરવલ આકૃતિ, પરિકર જાણું રે વિશાળ; સલુણા૦
જંબુદ્વીપ જગતિ ચઉ દ્વારસ્યું, સમવૃત સોવન થાળ. સલુણા૦ ૧.
વીર વચન અમૃત રસ પીજીયે, રીઝીયે ગુણીને રે નામ; સલુણા૦
દ્વીપ આઝ થીર નાંગર નાંખિનેં, રહ્યો ગુણી જન વિસરામ. સલુણા૦ વીર૦ ૨.
જલ દ્વી લવણ વિચાલેં એ રહે, કંચન ગિરિ થંભ રૂપ; સલુણા૦
ચૂલા ચઉમુખ ચૈત્યેં ચિત હરા, જુએ જગતનાં રે રૂપ. સલુણા૦ વીર૦ ૩.
જ્યોતિષ ચક્રપતિ સમકિત ધરા, નિત પ્રદક્ષણા દેત; સલુણા૦
આશા મોહોટી એ ઉદ્યમ કરે, કોઇ દિન વિરતીને હેત. સલુણા૦ વીર૦ ૪.
સાતે ખેત્ર તિહાં ત્રણ ધર્મનાં, અવર યુગલનાં રે ઠામ; સલુણા૦
ધર્મરાગ ભદ્રક નરનારિયો, સ્વર્ગ જતાં વિશરામ. સલુણા૦ વીર૦ ૫.

તિહાં આ દક્ષણ ભરત મનોહરૂ, કાસી દેશસું ઠામ; સલુણા૦
વારણ અશિ દો નદીય વચેં વશી, વણારસીપુરિ નામ. સલુણા૦ વીર૦ ૬.
ધનવંતા વેહેવારી વસેં ઘણા, શિલ્પીનો નહિ પાર; સલુણા૦
દાનભોગી વિવેકી વરનરા, સુખીયા વરણ અઢાર. સલુણા૦ વીર૦ ૭.
સ્વર્ગ વીમાન જસ્યું મંદારમાં લીયે, દેવે રીસાવી રે નારી; સલુણા૦
પુર શોભા જ્યોતિ જ્યોતે સજી, અપચ્છરના અવતાર. સલુણા૦ વીર૦ ૮.
ઝાઝવટી વેપાર કરે બહુ, વાણિજ્ય અડસય જોડિ; સલુણા૦
દેશવિદેશી ક્રયવિક્રય કરે, લાભ લહે લખ કોડિ. સલુણા૦ વીર૦ ૯.
વેસ્યા વિનયવતી વસતી ઘણી, સુંદર મંદિર ચિત્રામ; સલુણા૦
ઇભ ઘરે રથ હાથી ઝુલતા, જિન મંદિર સુર ધામ. સલુણા૦ વીર૦ ૧૦.
મઠ બહુલા વિદ્યા અભ્યાસનાં, વળિ વસતીના રે ગામ; સલુણા૦
શોભા કેતી કહું એ નયરની, તલ પડવા નહિ ઠામ. સલુણા૦ વીર૦ ૧૧.
પાસે દેવ નદી ગંગા વહે, માને સુરનર સર્વ; સલુણા૦
જિહાં મુનિવર બહુલા મુક્તિ ગયા, માનું પુણ્યની પર્વ. સલુણા૦ વીર૦ ૧૨.
મહસેન નામે રાજા રાજતો, હય ગય સૈન્ય સામ્રાજ્ય; સલુણા૦
ચોર પીશુન શત્રુતિમિરેં રવી, ન્યાયે પાળે રે રાજ્ય. સલુણા૦ વીર૦ ૧૩.
રતનવતી નામે પટરાણી છે, શિયળ સતીમાં રે ખ્યાત; સલુણા૦
રૂપે રતિપતિ પ્રેમરસે ભરી, બીજી રાણી રે સાત. સલુણા૦ વીર૦ ૧૪.
એક દિન પટરાણી રયણી સમે, સુપને પુનિમનો ચંદ; સલુણા૦
દેખી જાગી ગુણ જિન ગાવતી, મૌક્તિક શૌક્તિકાનંદ. સલુણા૦ વીર૦ ૧૫.
ધર્મ કરંતી ગર્ભને નીરવહેં, સંઘ વચ્છલ નિત્યમેવ; સલુણા૦
ભક્તિભરેં ગુરૂ ઘર પધરાવતી, પુજંતી ગુરૂદેવ. સલુણા૦ વીર૦ ૧૬.
જીવ અમાર પડહ વજડાવતી, વનજળ ક્રીડાયે રમંત; સલુણા૦
ઉત્તમ ગરભેં માયને ઉપજે, દોહોલા રાય પુરંત. સલુણા૦ વીર૦ ૧૭.
અધમ માત લાહલા ઠીકર ભખેં, ઘરમાં ચોરીને ખાય; સલુણા૦
પરનંદા કલહેં રાતી રહેં, પરઘર રોવાને જાય. સલુણા૦ વીર૦ ૧૮.
નવ માસાંતર પુત્ર જનમ થયો, ઘર ઘર ઓછવ થાય; સલુણા૦
ચંદ્રશેખર અભિધાન સજન ભૂઆ, સુપન પ્રમાણે દરાય. સલુણા૦ વીર૦ ૧૯.
જિમ ગિરિ કંદરમાં સુખભર વધે, નિરભય કેસરી બાળ; સલુણા૦

માય મનોરથ સાથે સુત થયો, આઠ વરસ સુકુમાળ. સલુણા૦ વીર૦ ૨૦.
ચંદ્રશેખરના રાસ રસાળની, પેહેલી ઢળકતી ઢાળ; સલુણા૦
શ્રી શુભવીર રસિક શ્રોતા ઘરે, હોજ્યો મંગળ માળ. સલુણા૦ વીર૦ ૨૧.

## દોહરા.

તિણે અવસર માતા પિતા, ચિંતે ચિત્ત મઝાર;
રાજ્યપદેં એ યોગ્ય છે, લક્ષણવંત કુમાર. ૧.
વિદ્યા વિણુ શોભે નહિ, શસ્ત્રવિના ભટ જાતિ;
પય વીણુ ગૌ નદિ જળ વિના, ચંદ્ર વિના જિમ રાતિ. ૨.
એક નગર એક રાજવી, મુરખમાં શિરદાર;
રાજ ચલાવે મંત્રવી, ભૂપ કચેરી મઝાર. ૩.
એક દિન રાજકચેરીયેં, આપ્યું આસન ભરાલ;
ટોળુ નૃપનું નાચતું, ગાવે ગીત રસાળ. ૪.
દાસી હજુરી રાયની, બેસે ભૂપતિ પાસ;
ભૂલ ચૂક બતલાવતી, કાંને ધરી મુખવાસ. ૫.
રાગરંગ કરિ પૂછતા, ભૂપને નર્તકિ જામ;
દાસી વયણે નૃપ કહે, રાગતણું તે નામ; ૬.
રાગ અલાપિ પૂછતા, નર્તકી નૃપને જામ;
દાસિ કથિત રાજા કહે, પંચમ રાગ તે તામ. ૭.
કાર્યવસ્યે દાસી ગઈ, મંદિરમાં લહિ લાગ;
નૃપ કહે નર્તકી પૂછતાં, એ સહિ છઠ્ઠમ રાગ. ૮.
દાસી આવી ઉતાવળી, કહે એ ગોડી રાગ;
ફલ તું રાય સભા વચેં, બોલે મૂર્ખ પ્રવાદ. ૯.

## ભાષા.

હે દાસી !

એહિ રાગ તો ગોડી, પણુ જો તુમ ના યાત દોડી;
બંદા વીસતલક ચઢતે, પણુ નાંહિ પીછે વળતે.

## પુનઃ દોહરા.

ઇમ સુણિ સર્વ સભા હસી, એ મુરખની રીત;

નાટકિયા નાદા સવે, જાણી મુરખની ભાત. ૧૦.
તે માટે એ કુમરને, વિદ્યા ભણવા હેત;
પંડિત પાસે મૂકિએ, નરને વિદ્યા નેત. ૧૧.
દિન સુદ્ધિ શશિ બળ લહી, ભણવા મૂકયો બાળ;
શાસ્ત્રકળા બહુ છાત્રસ્યું, શીખે એક નિશાળ. ૧૨.

## ઢાળ ૨ જી.

( ચોરી વ્યસન નિવારીએ–એ દેશી )

અણે નગરે વેહેવારિયો, ધનસાગર રે નામે ધનવંત કે;
પ્રીતિવતી નારી સતી, દોય નંદન રે તસ છે ગુણવંત કે;
સુગુણ સનેહી સાંભળો. એ આંકણી. ૧.
તે ઉપર એક ઇચ્છતાં, થઇ પુત્રી રે રૂપ લાવણ્ય ધામ કે;
સાત વરસની સા થઇ, ગુણવંતી રે ગુણસુંદરી નામ કે. સુગુણ૦ ૨.
ચંદ્રશેખર ભણતો જિહાં તિહાં મુકી રે ભણવા સા બાળ કે;
બુદ્ધિ ઉદ્યમ ગુરૂ યોગથી, દોય શીખે રે કળા શાસ્ત્ર વિશાળ કે. સુગુણ૦ ૩.
ચાર વરસ ભણતાં ગયાં, એક દિવસે રે મધ્યાનની વેળા કે;
છાત્ર સરવ પેહેલાં ગયાં, કુંઅર કુંઅરી રે થયાં મઠમાં ભેળાં કે. સુગુણ૦ ૪.
શાસ્ત્ર વિનોદ કથા રસે, રસ લાગો રે બેહુ જણને ત્યાંહિ કે;
છે કુમરી કુમરને, તસ ઉત્તર રે આપે ઉછાંહિ કે. સુગુણ૦ ૫.
મસ્તક ગંગા દેખીને, શિવ ઉપર રે ગૌરી ધરી ખેદ કે;
પિયુ કંઠે ચુંબન કરે, સ્યે કારણ રે કહો તેનો ભેદ કે. સુગુણ૦ ૬.
ગૌરી સપત્ની દુખે ભરી, પિયા મરણે રે વિષ ચુસે શિશ કે;
મર પડુત્તર સા સુણી, અંતરસ્યું રે ચિત ધરતી પ્રેમ કે. સુગુણ૦ ૭.
ચતુર મળે જો ચતુરને, કુમરી રે હોય ગુણની ગોઠ કે;
રીઝ રસે ભવ નિરવહે, કાંઇ કેહેણી રે નવી આવે હોઠ કે. સુગુણ૦ ૮.
કુંઅર વદે પરવશ સુતા, પશુવર પરણી જાવે પરદેશ કે;
મનગમતા મેળા તજી, મુરખશું રે નિત્ય કરતી કલેશ કે. સુગુણ૦ ૯.
સા કહે હું તમને વરી, વર બીજો રે વરવાનો નેમ કે;

તિણ સમે છાત્ર મળ્યા સહુ, પાઠ દેવે રે પંડિત ધરી પ્રેમ કે. સુગુણ૦ ૧૦.
શાસ્ત્રકળા ગુણ આમળા, દિન કેતે રે હોય સિખ્યાં સાર કે;
એક દિન સહિ વયણે કહ્યો, નિજ માયને રે વિવાહ વિચાર કે. સુગુણ૦ ૧૧.
શેઠ જણાવ્યું રાયને, નૃપ માની રે લિએ લગન તિવાર કે;
ઓછવ કરી પરણાવિયાં, ગુણસુંદરિ રે સહ રાજકુમાર કે. સુગુણ૦ ૧૨.
નપદત્ત વારી ભુવન વસેં, સુખ સ્વર્ગનું રે વિલસે નૃપ પુત્ર કે;
નામેં કપાલિક એકદા, એક આવ્યો રે યોગી અબધૂત કે. સુગુણ૦ ૧૩.
આસિસ દેઈ વિનય કરી, એકાંતે રે કરી કુમરને આન કે;
વાત કહે કપટેં નમી, જેમ ચિત્ત કરેં નમે ચોર કબાન કે. સુગુણ૦ ૧૪.
વિદ્યા વિશ્વ વશી કરી, સાધતાં રે ગયાં વરસ તે સાત કે;
ઉત્તર સાધકતર વિના, ભૂત વ્યંતર રે બહુ કરત વિઘાત કે. સુગુણ૦ ૧૫.
તેને પણ મેં અવગણી, મૂલ સેવન રે એ સઘળું પાધ કે;
કૃષ્ણ ચતુરદાશિ રાત્રીયેં, સમસાને રે કરવી છે શીઘ્ર કે. સુગુણ૦ ૧૬.
તિણે તુમને કરૂં વિનતી, આ પ્રાર્થના રે કરવી નહીં ભંગ કે;
ઉત્તર સાધક જો હવો, થાય વિદ્યા રે સિદ્ધિ તુમ સંગ કે. સુગુણ૦ ૧૭.
ચંદ્રશેખરના રાસની, એ બીજી રે કહિ સુંદર ઢાળ કે;
શ્રી સુભવીર કહે હવ્યો, નીત શ્રોતા રે ઘર મંગળ માળ કે. સુગુણ૦ ૧૮.

### દોહરા.

સાંભળિ નૃપ સુત ચિંતવે, કરવું એહનું કાજ;
આગે પણ ઉપગારમેં દેત દેહ ધનરાજ. ૧.
નિરગુણ પરગુણ નવી લીયેં, સ્વારથ રસિયા જેહ;
આશા ભંજક ભૂતલેં, ભારભૂત નર તેહ. ૨.
પ્રીત કરી પાળે સદા, પરદુઃખ દુખિયા અન;
વિરલા પરકારજ કરા, કૃતગુણ જાણગ ધન્ય. ૩.
યોગીજીનેં કુંઅર કહેં, એ કરસ્યું તુમ કામ;
ઉત્તર સાધક મુજ થકેં, કુણ લેવે તુઝ નામ. ૪.
નવ દિન અંતર ચઉદસેં, આવીશું તુમ ગેહ;
સાંભળિનેં યોગી ગયો, રહ્યો વનાંતર તેહ. ૫.

## ઢાળ ૩ જી.

( કોઈ લ્યો પરવત ધુંધલો રે લો;—એ દેશી. )

મંત્રી સુત તિણે અવસરે રે લો, કુમરને પૂછે વાત રે; ચતુર નર
યોગી ધુરત નિર્દય નરા રે લો, નીચસ્યું શી એકાંત રે; ચતુર નર. ૧.
નીચસ્યું નેહ ન કીજીએં રે લો, ધ્રાખ જયું જાંબૂ પાસ રે; ચતુર૦
કસ્તુરીનો ગુણ ગળે રે લો, દીજે હીંગનો વાસ રે. ચતુર૦નીચસ્યું૦ ૨.
વળતું કુમર કહે ઇસ્યું રે લો, નહિ સંગતિ અમ કીધ રે; ચતુર૦
પર ઉપગાર પણે કરી રે લો, વિદ્યા કરાવું સિદ્ધ રે. ચતુર૦નીચસ્યું૦ ૩.
ઉપગાર કરતાં નીચને રે લો, મંત્રી વદે ઘટે સાખ રે; ચતુર૦
શી તેં દીઠો હંસ ધર્યો રે લો, ઉંદરે કાપી પાખ રે. ચતુર૦નીચસ્યું૦ ૪.
કુંઅર કહે જે વચન દિયું રે લો, પાલવું મસ્કરો ભેદ રે; ચતુર૦
ઉંચ નીચ ઘર ચંદ્રમા રે લો, કરત ઉદ્યોત ન ભેદ રે. ચતુર૦નીચસ્યું૦ ૫.
ચઉદશ દિન તે આવિયો રે લો, યોગી બીજોરૂ હાથ રે; ચતુર૦
ખડગ સાહી કુમર ચલ્યો રે લો, રાત્રે યોગીની સાથ રે. ચતુર૦નીચસ્યું૦ ૬.
વીર વેશ નિરભયપણે રે લો, પોહોત્યો નૃપ સમશાન રે; ચતુર૦
યોગી એ મંડલ રચ્યો રે લો, મેલે બહુ બળિદાન રે. ચતુર૦નીચસ્યું૦ ૭.
દુષ્ટ દેવી પૂજન કરી રે લો, ભાખે કુમરને તેહ રે; ચતુર૦
શિખાબંધ મસ્તક કરૂં રે લો, રક્ષા કારણ તુજ દેહ રે. ચતુર૦નીચસ્યું૦ ૮.
રાય ભણે નિરભય રહો રે લો, તિખિ મુજ તરવાર રે; ચતુર૦
શિખ્યા બંધ મુજ ખપ નહિ રે લો, સત્ય વદો સંસાર રે. ચતુર૦નીચસ્યું૦ ૯.
ખેંચિ ખડગ નૃપ સુત ખડો રે લો, ચિંતે યોગી તામ રે; ચતુર૦
છળ કરીને હણું એહને રે લો, ગાફલ દેખું જામ રે. ચતુર૦નીચસ્યું૦ ૧૦.
મુદ્રા ધ્યાન ધરી કરે રે લો, વિદ્યા સાધન મંત્ર રે; ચતુર૦
મણુઅ મૃતક પાસે ઠવી રે લો, તસ મુખ હવન કરંત રે. ચતુર૦નીચસ્યું૦ ૧૧.
તિણે સમે વિદ્યાવ્યંતરી રે લો, તનુ ઉન્નત વિકરાળ રે; ચતુર૦
કડ કડ દંતે ગાજતી રે લો, વો કર કાતી કપાળ રે. ચતુર૦નીચસ્યું૦ ૧૨.
દેખિ કુમર એમ ઉભસી રે લો, ખડગે ધુજવી તેહ રે; ચતુર૦
ભય લહિ ભક્ષણ માગતિ રે લો, યોગી ક્રોધારૂણ દેહ રે. ચતુર૦નીચસ્યું૦ ૧૩.

લેઇ ખડગ કહે બાળકા રે લો, તુજ હાથે સુણુ ગુઝ રે; ચતુર૦
નિજ મસ્તક દિયો દેવિને રે લો, સુરી કરે મસ્તક તુજ રે. ચતુર૦નીચસ્યું૦ ૧૪.
શત્રુ જગત તુમને નમે રે લો, રવિ સમ પ્રગટે રૂપ રે; ચતુર૦
કુંઅર કહે સુણ નેગટા રે લો, તું ભિક્ષુક અમે ભુપ રે. ચતુર૦નીચસ્યું૦ ૧૫.
નિર્દય પાપી તુજ હણી રે લો, દેવિને દિયો ભોગ રે; ચતુર૦
સુરિ સંતોષવતી હુવે રે લો, જાય જગતનો રોગ રે. ચતુર૦નીચસ્યું૦ ૧૬.
યોગીયે ઘા ખડગે દીયો રે લો, કુંઅરે બચાવી લીધ રે; ચતુર૦
ઉચ્છળી સિંહપરે ચઢ્યો રે લો, કુમર યોગીને બંધ રે. ચતુર૦નીચસ્યું૦ ૧૭.
મૃતકે નૃપ ચરણે ગ્રહી રે લો, આકાશ નાંખ્યો ઉછાલ રે; ચતુર૦
ગગન ચલંતિ ત્રિલોચના રે લો, દેવીએ કુંઅર નિહાલ રે. ચતુર૦નીચસ્યું૦ ૧૮.
કાતી ખડગ લેઈ તીહુ જણા રે લો, ભૂતળ ઉભાં દીઠ રે; ચતુર૦
જક્ષણીએ ભટ પાડવી રે લો, હણીયો યોગી હેઠ રે. ચતુર૦નીચસ્યું૦ ૧૯.
જક્ષણી નૃપને લેઇ ગઇ રે લો, રત્નગિરિને શૃંગ રે; ચતુર૦
ક્રીડા મંદિરમાં જઇ રે લો, આસન દેવિ કહે રંગ રે. ચતુર૦નીચસ્યું૦ ૨૦.
ક્રિડા નીમિતે ઇહાં કર્યાં રે લો, કનક મેહેલ મનોહાર રે; ચતુર૦
ત્રિલોચના નામે રહું રે લો, દાસ સખિ પરિવાર રે. ચતુર૦નીચસ્યું૦ ૨૧.
તુમ રૂપ રંગે મોહી રહી રે લો, થઇ ધણિઆતિ આજ રે; ચતુર૦
પ્રેમરસે રસ કેળવ્યો રે લો, છાંડી તન મન લાજ રે. ચતુર૦નીચસ્યું૦ ૨૨.
કામને બાણે હું હણી રે લો, તુમ વિણ શરણ ન કોય રે; ચતુર૦
પુરૂષોત્તમ બળિયો ધણી રે લો, પુન્યવતીને હોય રે. ચતુર૦નીચસ્યું૦ ૨૩.
એ પરીકર સવી માહરો રે લો, તે તવ કિંકર યોગ રે; ચતુર૦
જનમ લગે લીલા કરો રે લો, મન ગમતા સુખ ભોગ રે. ચતુર૦નીચસ્યું૦ ૨૪.
તપ જપ કષ્ટ કરિ મરે રે લો, પામે ન સુખ તે બાલ રે; ચતુર૦
નરભવમાં સુર સુખ મળ્યું રે લો, તુમચો ભાગ્ય વિશાળ રે. ચતુર૦નીચસ્યું૦ ૨૫.
નિશિ દિન કર જોડિ રહું રે લો, સુણ શુભવીર દયાળ રે; ચતુર૦
ચંદ્રશેખરના રાસનીરે લો, એ કહી ત્રીજી ઢાળ રે. ચતુર૦નીચસ્યું૦ ૨૬.

### દોહરા.

કુંઅર સુણી મન થીર કરી, કહે દેવીને એમ;

મેં સદ્ગુરૂ પાસે લિયો, પરનારીનો નેમ. ૧.
શક્તિ અગાધ છે દેવનેં, જો કરે કમ વિધાત;
પર્વત ડોલે વાયુથી, તરૂવરની શી વાત. ૨.
મોહે મન માણુસ તણાં, મુંઝાણાં સંસાર;
વિરમ્યા વિષય કખાયથી, તે ગુણ મણિ ભંડાર. ૩.
કૃત્યાકૃત્ય હિતાહિતેં, કામ વિવશ નરનાર;
ન સુણે ન જાણે દેખતા, અપજસ મસિ વિસ્તાર. ૪.
કાંમાંધ તે સુખ ગણે, વિષય વિપત્તિ નિધાન;
ધંતુરિત નર લોહને, દેખે કનક સમાન. ૫.
જાય વિષય વિષ સર્પનું, ગરૂડી મંત્ર જિનેશ;
રાખ્યો અહનિશ હૃદયમાં, સદ્ગુરૂનો ઉપદેશ. ૬.
ત્રિહું અક્ષરે તુમ નામ છે, દેખણ લોચન જ્ઞાન દોય;
તૃતિય લોચન જુઓ, નામ સફળ તો હોય. ૭.
તુષ્ટ થઇ દેવી કહે, તુમ વચ મંત્ર બલેણ;
મોહ મહા વિષ મિટ ગયો, ધર્મ લહ્યો અચિરેણ. ૮.
તું મુજ બાંધવ ધર્મનો, તુંહિ ગુરૂ તુંહિ દેવ;
કામ પડે સંભારજો, કરશું નિત તુમ સેવ. ૯.
વાત કરંતાં સાંભળ્યો, શબ્દ મધુરતા તેણ;
કુંઅર કહે કુણ એ ભણે, કોકિલ કંઠર વેણ. ૧૦.
સા કહે ચંદ્ર ગુફા વસેં, કરતા શાસ્ત્ર ઉચ્ચાર;
ઉપવાસી ચઉમાસના, ચાર ચતુર અણગાર. ૧૧.
કુમર કથનથી મેળવ્યો, વાંદી બેઠો જામ;
શ્રુત સુણતાં નિશિ નિર્ગમે, દેવી વીસર્જી તામ. ૧૨.

## ઢાળ ૪ થી.

( જુઓ જુઓ અચરિજ અતિ ભલું—એ દેશી. )

મુનિ શાસ્ત્ર ભણે ગૃહિ દાનનાં, તિહાં પાત્ર દાન સુવિશેષ હો;
ઉત્તમ મધ્યમ મુનિ શ્રાવકા, અનુકંપા દાન અશેષ રે.
જિન મતવિણ પાત્ર ન પામીએ. એ આંકણી. ૧.

નવ પુછે કુમર મુનિરાજને, દાન લૌકિક દેવે પ્રચુર હો;
સજ્યા ઘર બ્રાહ્મણને દિએ, સંક્રાંતિ ગ્રહણ શશી સુર હો. જિન૦ ૨.
તેનું ફળ શાસ્ત્રે શું કહ્યું, વદે સાધુ સુણો મહિ કંત હો;
દેવ શર્મા બ્રાહ્મણ શ્રીપુરે, પ્રિયા જિનમતિ જિનમતવંત હો. જિન૦ ૩.
મૃત સજ્યા ગવિ ગુરૂ ગહુંરી, પાપ ઘટ તલ દાન વિશિઠ હો;
સંક્રાંતિ ગ્રહણ દિન આપતાં, જિનમતિએ નિજપતિ દિઠ હો. જિન૦ ૪.
સા ભણે એ દુરગતિ દાન છે, એ કુગુરૂ તણો ઉપદેશ હો;
મિથ્યાતની વાણી ડાકણી, આ ભવ પરભવ સંકલેશ હો. જિન૦ ૫.
દાયક ગ્રાહક દુરગતિ વરે, તુજ ન ઘટે પાપનો ખેલ હો;
ઉપદેશે પણ નવિ ભિંજિઓ, જળધરથી જિમ મગસેલ હો. જિન૦ ૬.
મરિદેવ પુરે કરહો થયો, ખાય કંટક વેહતો ભાર હો;
પ્રિયા જૈન ધર્મ ભાવે કરી, રમાપુર માંહે અવતાર હો. જિન૦ ૭.
નૃપ અમર પ્રિયા કમળાવતી, તસ પુત્રી સુરૂપા નામ હો;
સુખ ભરયોવન વય પામતી, ચઉસઠ કળાનું ધામ હો. જિન૦ ૮.
સ્વયંવર મંડપ મળિયા તિહાં, લક્ષ્મી પુરી ધન ભુપાળ હો;
તે દેખી સુરૂપા રીઝશું, તસ કંઠે ઠવે વરમાળ હો. જિન૦ ૯.
લેઈ લગ્ન જનક પરણાવિને, વોળાવે દેઈ બહુ દામ હો;
વર કન્યા ચલંતાં સન્યસ્યું, ઉત્તરિયા શ્રીપુર ગામ હો. જિન૦ ૧૦.
નિજ સૈન્ય સુખે ભારે ભર્યો, ઉંટ મુરછાણો તિણી વેર હો;
થઈ ઉભો આંસુ ધારથી, તે આરડતો ફેર ફેર હો. જિન૦ ૧૧.
તિણે વનમાં જ્ઞાન ધરા મુનિ, રાય રાણી નમે ધરિ નેહ હો;
પુછતાં પુરવ ભવ કહ્યા, દેવશર્મા જિનમતિ એહ હો. જિન૦ ૧૨.
મુનિ વયણને શ્રીપુર દેખિને, દોય જાતિ સમરણ લહંત હો;
સરૂપા આવી કહે ઉંટને, રહે છાનો પોકાર કરંત હો. જિન૦ ૧૩.

## દોહરો.

કર દામ કર કરકપડો, ભાર ઘણો ઘર દૂર;
તું દાતા હું વારતિ, રાહુ ગલંતે સુર.

**પૂર્વ ચાલ.**

સુરૂપા મુખથી માર્ગે જાતાં, સુણી જૈન ધરમ ઉપદેશ હો;
ઇટ અંતે અણસણ આદરી, સો ધરમે થયો સુરવેશ હો. જિન૦ ૧૪.
સુરૂપા પણ અંતે અણસણી, તે દેવની દેવી થાય હો;
જે પુરવ રાગે રંગિઆ, તે રાગ દિશા નવિ જાય હો. જિન૦ ૧૫.
તિહાંથી ચવિ નર ભવ પામિને, લહિ ચરણ સુગતિ પદ પાય હો;
નગજો દાનેં નગણી અંતિ, ભાખે મુનિવર સુણ રાય હો. જિન૦ ૧૬.
રવિ ઉદયેં મુનિ નમિ ચાલતાં, ગિરિ વન તરૂ શોભા દિઠ હો;
એક ચયત્ય ધજા દેખી કરી, ધરિ હરખ ઉતરિઓ હેઠ હો. જિન૦ ૧૭.
નિસિહિ કહિ પેંઠા મંદિરે, દેખિ મરૂદેવા નંદ હો;
વિધિ રંગે જિન વંદન કરી, ગુણ ગાતાં લહે આણંદ હો. જિન૦ ૧૮.
ચંદ્રશેખર રાયના રાસની, કહિ ચોથી ઢાળ રસાળ હો;
શુભવીર વચન સુણતાં થકાં, નિત લહિએ મંગળ માળ હો. જિન૦ ૧૯.

**દોહરા.**

જિન વંદી વનમેં ગયો, સરવળ દેખી વિશાળ;
મુખ સુચિ જળફળ ખાઇને, બેઠા સરવર પાળ. ૧.
ભવજળ તરવા કારણે, આવી દો વર નાર;
જળ ભરી બેહેડાં શિર ધરી, કરતી કલેશ અપાર. ૨.
એક કહે હું આગળ ચલું, તું મુજ પુંઠે ચાલ;
એક કહે હું આગળ ચલું, તું મુજ પુંઠે ચાલ. ૩.
કુંઅર કહે કુણ જાતિ છો, શે કારણ હુએ કલેશ;
એક કહે નર સાંભળો, માહારી વાત વિશેષ. ૪.
લોહકારની જાતિ હું, ગુણમંજરિ મુજ નામ;
મુજ પતિ વિજ્ઞાનેં ભર્યો, રાજદ્વાર બહુ મામ. ૫.
વિસ્મય લહિ નૃપ પૂછતો, નામ કિસ્યું વિજ્ઞાન;
સા કહે મુજ ભરતારનું, રવિશેખર અભિધાન. ૬.
મચ્છ કરે એક લોહનો, ગગન પંજે જાય;
જળધિ મણિ મુગતા ગળી, પાછો નિજ ઘર આય. ૭.

તે નિસુણિ અપરા તિહાં, બોલી ગર્વ ભરેલ;
મુજ પતિ વિદ્યા આગળે, એ સવી બાળક ખેલ. ૮.
નૃપ પુછતાં બોલતી, સ્વામી મુજ રથકાર;
સુરદેવ વિદ્યાનિધિ, રતિસુંદરિ ભરતાર. ૯.
અશ્વ ઘડે તે કાષ્ટનો, બેશી ચલત આકાશ;
જોઈ જગત આ શિવપુરે, ફરિ આવે ખટ માસ. ૧૦.

## ઢાળ ૫ મી.

( રામચંદ્રકે બાગમેં ચંપો મોરી:રહ્યો રી–એ દેશી. )

સાંભળી રાજકુમાર, કહે તુંમે દોય ભલી રી;
તુમ પતિ દો વિજ્ઞાન, જાતાં જોડી મળી રી. ૧.
વળગી અંગુલી દોય, સમગતી ચાલો રમી રી;
જાઓ હશી નિજ ગેહ, એ અમ વાત ગમી રી. ૨.
ઉકત રીત ચલી દોય, પુઠે કુમર ચલે રી;
લોહકાર ઘર જાત, રવિશેખરને મલે રી. ૩.
પામી આદર માન, પુછી વાત સહિ રી;
તિણે પણ લહિ પુણ્યવંત, સાચી વાત કહી રી. ૪.
દેખી લક્ષણવંત, રાખે તેહ ઘરે રી;
લેઇ અમુલખ લોહ, મચ્છ સ્વરૂપ કરે રી. ૫.
પૂછે અપવર કીધ, નર દો યમાં વે સહી રી;
પવન કિલિ દિએ પુંઠ, શુભ દિન વેળા લહી રી. ૬.
બિહુ જણ પેઠા માંહી, ઉડ્યા પંખી પરે રી;
જોવા નવ નવાં ગામ, ખેચર પદવી વરે રી. ૭.
જોતા જળ નિધિ મધ્ય, માંનું ગર્ભે રહે રી;
ગહ્વરંધ્રે તે મીન, જળ તળ મોતી ગ્રહે રી. ૮.
મચ્છ ગળે લઘુ મચ્છ, તેણિપરે પેટ ભરે રી;
મુકત ધનુશર તેમ, મીનસ્યું આવે ઘરે રી. ૯.
નેંચી કિલિકા લીધ, મોતી શ્રેણિ પડી રી;
પુછે નૃપ આ સિદ્ધ, વિદ્યા કયાંથી જડી રી. ૧૦.

તે કહે સિદ્ધા દેવી, પુછી એક મને રી;
કુંચી બે વિદ્યા સાથ, બક્ષિશ કરી અમને રી. ૧૧.
પણ નર રાયની ભીત, મોહોટી માથા શરે રી;
જાણે જો ભૂપાળ, મોકલે જમને ઘરે રી. ૧૨.
તે નિસુણી નૃપ નંદ, કહે સુખ માંહે રમો રી;
જબ મુજ પ્રગટે રાજ્ય, તવ તું બંધુ સમો રી. ૧૩.
નૃપ સુત પાટવી જાણ, વિદ્યા તાસ દિએ રી;
વિનય નમી કરજોડ, સાંગોપાંગ લીએ રી. ૧૪.
નૃપ કહે રેહેજ્યો મિત્ર, ચિંતાજાળ કટી રી;
આ મુજ વચન પ્રમાણ, દેશું પ્રધાન વટી રી. ૧૫.
જઈશું અમે પરદેશ, એમ કહિ પંથે થયો રી;
લેઇ મુગતા દસ શેર, રથકાર ગેહે ગયો રી. ૧૬.
મુક્તા ઠવે તસ થાળ, રતિસુંદરિ તે લીએ રી;
કુંવરને તવ સુર દેવ, બહુ સનમાન દિએ રી. ૧૭.
વિશ્વેવરિ નહિં કુશ, પુરિએ વદન અદે રી;
પિષ્ટ મુખેથી મૃદંગ, મધુરી વાણી વદે રી. ૧૮.
ઉત્તમ રાસ રસાળ, પાંચમી ઢાળ ભણી રી;
દાતા જગત શુભ વીર, મેઘની ચાહ ઘણી રી. ૧૯.

**દોહરા.**

કહો કુણ દેશથી આવીઆ, મુજ મંદિર મહારાજ;
પ્રગટ્યાં પૂરવ ભવ કીંા, પુન્ય અમારાં આજ. ૧.
સુરદેવ કહે તે કહો, જે અમ સરશું કામ;
વળતું કુમર ભણે હસ્યું, કાશી વણારશી ઠામ. ૨.
વર વિજ્ઞાન કળા સુણી, આવ્યો છું તુમ પાસ;
ભમિ ભમરો આવી ઠરે, પામી નલિન નિવાસ. ૩.
એમ સુણિ કાષ્ટ તુરંગ ઘડી, ઉપર કુમર ચઢાય;
કુંચિ બિહું ગમ ના ગમી, દેઇ કિધ વિદાય. ૪.
દેશ ફરિ એક માસમાં, પંખિ પરે આકાશ.

પાછો વળિ આવી રહે, રથકારક આવાસ. ૫.
કૌતક દેખી નૃપ સુતે, વિનયે વિદ્યા લીધ;
સેનાપતિ પદ તુજ દિયો, એણીપરે વચન જ દીધ. ૬.
નિકળિયો તસ ઘરથકી, પ્રમુદિત રાજ કુમાર;
નિશિ વિશરામ તરૂ તળે, દેખી વડ વિસ્તાર. ૭

### ઢાળ ૬ ઠી.

( કેસરવર્ણો હો કે કાઢાઢી કસુંબો મારા લાલ- એ દેશી. )

સવિતા સુતો હો કે વરૂણ દિશાએ, મારા લાલ;
વડતલ સુતો હો કે કુમર નિશાએ; મારા૦
ભય નિરવાણુ હો કે નૃપ સુત જાગે, મારા૦
ઉદ્યમ કરતાં હો કે દાળિદ્ર ભાગે. મારા૦ ૧.
મધ્ય નિશાએ હો કે પંથ ચલંતા, મારા૦
બે નર આવી હો કે પાય નમંતા; મારા૦
હરખ ધરીને હો કે પાસે બેઠા, મારા૦
મીત્ર પુરવના હો કે કુમરે દીઠા. મારા૦ ૨.
તેને પુછે હો કે કિહાંથી આવ્યા, મારા૦
કિએ દેશાવર હો કે દોય સધાવ્યા; મારા૦
તવ તે બોલે હો કે નૃપ સાંભળિએ, મારા૦
દેશાવર હો કે નાવ નિકળીએ. મારા૦ ૩.
પણ સંધ્યાએ હો કે તુમ વિણ આયે, મારા૦
ધરિ અસિ હાથે હો કે યોગી સાથે; મારા૦
ચલિઆ જાણિ હો કે તુમચે તાતે, મારા૦
સઘળે જોયા હો કે વળિ દિન રાતે. મારા૦ ૪.
સુદ્ધિ ન આવી હો કે કાંઈ તુમારી, મારા૦
રાય ને રાણી હો કે બહુ દુઃખ ભારી; મારા૦
તે સુણિ ચિંતે હો કે તુમચી નારી, મારા૦
સાથ સહેલી હો કે વાત વિચારી. મારા૦ ૫.
બુદ્ધિ બળિઆ હો કે દોય વડેરા, મારા૦

મિત્ર ભલેરા હો કે મુજ પતિ કેરા; મારા૦
જઈ દેશાવર હો કે ખબર તે જોશે, મારા૦
મેળો કરશે હો કે જ્યાંહાં તે હોશે. મારા૦ ૬.
એમ ધારીને હો કે બેહુ મોકલિઆ, મારા૦
પૂર વન જોતાં હો કે રણમાં મળિઆ; મારા૦
શત જોજનની હો કે અટવી મોહોટી, મારા૦
તુમ મળવેથી હો કે તે થઈ છોટી. મારા૦ ૭.
અગોઅંગે હો કે ભેટી મળિઆ, મારા૦
પ્રેમની વાતે હો કે રસમાં ભળિઆ; મારા૦
પણ પંથીને હો કે નિદ્રા ભેટે, મારા૦
નિંદ વિસામે હો કે શ્રમ સવિ મેટે. મારા૦ ૮.
બિહુ જણ સૂતા હો કે નૃપ જાગંતા, મારા૦
તે તરૂ ઉપર હો કે વાત કરંતાં; મારા૦
દંપતી વ્યંતર હો કે પ્રેમ ગરીઠે, મારો૦
વંતરી પૂછે હો કે કુણ એ હેઠે. મારા૦ ૯.
તત્ર સુર બોલે હો કે નર વઈપુત્તા, મારા૦
એને મળિઆ હો કે એ દોય ધુત્તા; મારા૦
વણિક ને વાડવ હો કે એ બેહુ જાતી, મારા૦
મીત્રપણાથી હો કે થાય અરાતી. મારા૦ ૧૦.
ઘાસની અગની હો કે વાદળ છાયા, મારા૦
વેશા સંગાતે હો કે વણિકની માયા; મારા૦
જળજ વૃષ્ટી હો કે નીચની સેવા, મારા૦
જળ પરપોટા હો કે તુલ્ય ગણેવા. મારા૦ ૧૧.
વણિક જગતમાં હો કે ત્રણ ભલેરા, મારા૦
ગર્ભાવાસે હો કે ચિત્ર કરેલા; મારા૦
મરણ થએલો હો કે ત્રીજો કહીએ, મારા૦
અવર ભરૂસે હો કે કબહુ ન રહિએ. મારા૦ ૧૨.
તિમ વળિ ભિક્ષુક હો કે બ્રાહ્મણ ભૂંડો, મારા૦

દાન મૃત્યકના હો કે ફળવે કૂડો; મારા૦
ધનપતિ નરના હો કે મરણુજ વંછે, મારા૦
એક દિન નાપે હો કે તાસ નીશ્રંછે. મારા૦ ૧૩.
એક દિન જમણે હો કે તિગદિન લાંઘણુ, મારા૦
માગણ જનમાં હો કે નબળો માગણુ; મારા૦
નરણુથી હલકો હો કે તુરની જાતી, મારા૦
તેથી હલકો હો કે વિપ્ર વિજાતી. મારા૦ ૧૪.
પવન ન ફરસે હો કે રખે મુજ આગે, મારા૦
માગણે ટેવે હો કે કાંઇક માગે; મારા૦
વિપ્ર સુદત્ત હો કે વણિક નરોત્તમ, મારા૦
એ દોય મીત્ર હો કે દુખનો સંક્રમ. મારા૦ ૧૫.
કુમર સુણંતાં હો કે તે દોય જાગે, મારા૦
સવિતા ઉદયે હો કે ચલિઆ આગે; મારા૦
રણુમાં દીઠો હો કે વાઘ હરામી, મારા૦
બિહુ જણુ નાઠા હો કે તસ ભય પામી. મારા૦ ૧૬.
નૃપ એક બાણે હો કે વાઘને હણતો, મારા૦
મીત્ર ન દીઠા હો કે રણુમાં જોતો; મારા૦
ફરતાં દીઠું હો કે એક સરોવર, મારા૦
કમળે સેવિત હો કે હંસ યુગલવર. મારા૦ ૧૭.
ચિહું દિસ પાલે હો કે તરૂવર ઘેરા, મારા૦
ઉપર માળા હો કે પંખિ કેરા; મારા૦
જાંબુ દાહાડિમ હો કે રાયણુ રંભા, મારા૦
જામ રામ ફળ હો કે ફુલ કસુંભા. મારા૦ ૧૮.
કિંશુક કુસુમે હો કે રાતી ધરતી, મારા૦
આંબે કોયલ હો કે ટહુકા કરતી; મારા૦
સુંદર શોભા હો કે કુમર નિહાળે; મારા૦
ફળ લેઇ આવે હો કે સરોવર પાળે. મારા૦ ૧૯.
સ્નાન કરીને હો કે તે ફળ ખાવે, મારા૦

વરૂણ દિશાએ હો કે સુરજ સધાવે; મારા૦
પૂરવ દિશાએ હો કે વનમાં સુંદર, મારા૦
કામદેવનું હો કે ઝળકે મંદિર. મારા૦ ૨૦.
ધિરજ ધરીને હો કે એ કુણ જાતે, મારા૦
તિહાં જઇ બેઠો હો કે કુમર તે રાતે; મારા૦
ઢાળ એ છઠી હો કે લીલ વિલાસી, મારા૦
શ્રી શુભવીરે હો કે તેહ પ્રકાશી. મારા૦ ૨૧.

## દોહરા.

યક્ષાલય ઉપર ચડ્યો, અપવર દેખી એક;
શયન યોગ્ય સમ ભૂતલી, મુદિત થયો અતિરેક. ૧.
દોય કમાડ જડી કરી, ભુંગળ સાંકળ સાજ;
યક્ષ શરણ સુતે થકે, ચિંતે મિત્રનું કાજ. ૨.
સત્ય વચન વ્યંતર તણું, મિત્ર ગયા દોય રાંક;
કર્મ જાતિ સંભાતિએ, અવર ન બીજો વાંક. ૩.
પણ ઉત્તમ નર સંગ્રહે, પ્રિ ન કરે તે દૂર;
પુનરપિ મેળો જો મળે, તો હોએ સુખ ભરપૂર. ૪.
દોખાકર કુટિલા કૃતી, અંગ કલંક ધરાય;
અસ્ત સમય લહી મિત્રનો, નિજ મુખ ઉજ્જ્વળ થાય. ૫.
ચંદ્ર એરશો પણ પ્રેમથી, શિવ ધરિયો નિજ સિસ;
નાગ ન કંઠથી પરીહરે, કોઇ દીન ન કરે રીસ. ૬.
એમ ચિંતવતાં કુંવરને, રાત ગઇ ઘડિ બાર;
મંદિર બાહિર જે બન્યો, તે સુણજો અધિકાર. ૭.

## ઢાળ ૭ મી.

( હું તો મોહી છું તમારા રૂપને રે લો—એ દેશી. )

વૈતાઢ્ય શ્રેણીએ ઉપની રે લો, યોવન વય સમ રૂપની રે લો;
કન્યાઓ વિદ્યાધર તણી રે લો, જ્યોતે જગી રૂપની મણી રે લો. ૧.
ચોસઠ પ્રેમે એકતા રે લો, માનું ચોસઠ હરીની સુતા રે લો;
નારી રૂપે નહીં માનવી રે લો, જાણે સર્ગથી રીસવી રે લો. ૨.

વન દેવતાએ નુતરી રે લો, ટોળી આકાશથી ઉતરી રે લો;
ચાર દેવ ચોરી ગયા રે લો, બ્રહ્મા મુરખ મતિએ થયા રે લો. ૩.
જરસાએ કર કંપે સહી રે લો, સૃષ્ટિ તિણે સરખી નહી રે લો;
અપવાદ હરણુ મેઠી ચઢી રે લો, ચોસઠ એકાંતે ઘડી રે લો. ૪.
રંભા સચી મૃદુ તાહરી રે લો, ચિંતાએ નિંદ્રા ગઇ પરી રે લો;
રૂપ રતિ પ્રીતિકો હરે રે લો, અંગ વિના સ્મર થઇ ફરે રે લો. ૫.
દેવ દુષ્ય ભુષણુ ધરી રે લો, રંગ મંડપ આવી ઠરી રે લો;
ચંપક માળા છે વડી રે લો, નાટક હુકમ કરે ખડી રે લો. ૬.
સંગીત બદ્ધ કરી સુંદરી રે લો, વીણા મૃદંગ તાલ અક્ષરી રે લો;
વાજિંત વાજે બહુ પરે રે લો, જુએ કુમર રહી ઉપરે રે લો. ૭.
રાગ સારંગ રસ રીતશું રે લો, રીજ્યો કુમર નિજ ચિત્તસ્યું રે લો;
નૃત્ય વીસર્જિ સવે રમી રે લો, જક્ષને જઇ ચરણે નમી રે લો. ૮
હાથ જોડિ કરિ માગિયો રે લો, સુંદર વર અમને દિઓ રે લો;
મંડપમાં આવી રહે રે લો, ચંપક માળા તવ કહે રે લો. ૯.
વસ્ત્ર ભુષણુ અહિંઆ મેલીએ રે લો, સરોવર જઇ જળ ઝીલિએ રે લો;
એમ સવિ એક મતે થઇ રે લો, સ્નાન કરણુ સરસી ગઇ રે લો. ૧૦.
ચંદ્રશેખર મય ઉતરી રે લો, વસ્ત્ર આભૂષણુ લેઇ કરી રે લો;
મંદિર માંહિ થિર થઇ રે લો, દેઇ કમાડ સુતો જઇ રે લો. ૧૧.
નાહિને જલ ક્રીડા કરી રે લો, આવી મંડપ સહુ સુંદરી રે લો;
ચેલ ભુષણુ નવિ દેખિને રે લો, દ્વાર જડ્યાં અવલોકિને રે લો. ૧૨.
ચતુરા કહે ચિત શું લગિ રે લો, રેરે પુરૂપ અમને ઠગી રે લો;
પણુ એ ચિરાદિક વામસ્યો રે લો, નહિં તો મરણુ ગતિ પામશો રે લો. ૧૩.
નૃપ સુત ઉત્તર ના દિએ રે લો, તામ સકળ કહે બાંધિયે રે લો;
પાદપશું લટકાવિયે રે લો, જલદી જલે જંપાવીયે રે લો. ૧૪.
કેતી કહે શીઆળીયે રે લો, કાષ્ટ અગ્નિ કરિ બાળીયે રે લો;
સાંભળી નૃપ સુત ના બીહે રે લો, ચંપકમાળા તવ કહે રે લો. ૧૫.
ઉત્તમ પરધન ના લિએ રે લો, નિચ લિએ તો ફરિ ના દિએ રે લો;
કોઇને અમે નવિ બાળવ્યાં રે લો, લેઇ ઉત્તમ તમે જાળવ્યાં રે લો. ૧૬

બાળા વચન નબળાં સુણિ રે લો, મનમાં નવી આણે મહાગુણી રે લો;
કુંઅર દયા ધરી ઉચરે રે લો, ગળે પડે તો કાંઇ ના સરે રે લો. ૧૭.
કોઇક લેઇ નાઠા હશે રે લો, અમને કહ્યાથી કહો શું થશે રે લો;
સા ભણે સિંહ નજર કરે રે લો, શીઆળ આડાં ન ઉતરે રે લો. ૧૮.
બોલ કિસ્યાં કહિએ ઘણા રે લો, રાત થોડિ ને વેશ છે ઘણા રે લો;
જે રે મુખે માગો તમે રે લો, તે વર ચીજ આપું અમે રે લો. ૧૯.
કુમર કમાડ ઉઘાડિને રે લો, નિજ અપરાધ ખમાવિને રે લો;
તાસ ચીજ તેહને દિએ રે લો, કાંઇ ન મુખ માગી લિએ રે લો. ૨૦.
ભાગ્યશાળી લક્ષણ ભર્યો રે લો, ખેચરી ચિત્તમાં ઉત્તર્યો રે લો;
ચિંતે હ્રદય વસ્તુ ગ્રહિ રે લો, રાજાનો નંદન એ સહિ રે લો. ૨૧.
ખડગ રતન મણી કંચૂઓ રે લો, દેઇ કહે મહીમા જુવો રે લો;
ખડગે અજય પદવી થશે રે લો, ચક્રી સમા જન ગાવશે રે લો. ૨૨.
પટરાણી દિયો કંચૂઓ રે લો, રંભા રૂપની રૂજા જુવો રે લો;
અમ તુમ મેળા અવસરે રે લો, ભાવી વાત જ્ઞાની સરે રે લો. ૨૩.
એમ કહી સાડુ નિજ થાનમાં રે લો, બેશી ચલી વૈમાનમાં રે લો;
શ્રી શુભ વીર કહે સાતમી રે લો, ઢાળ રસિક જનને ગમી રે લો. ૨૪

**દોહરા.**

રવિ ઉદયે કુંઅર ચલ્યો, સમરંતો નવકાર;
શુન્ય નગર એક દેખિયો, તેહિજ અટવિ મઝાર. ૧.
ફરતી તસ નવ વાડિયો, નહિ માણુસ સંચાર;
કોસીસે કરી સોહતો, સુંદર પુર પ્રકાર. ૨.
શરણુ કરિ અરિહંતનું, પેઠો નયર મઝાર;
મેહેલ અનોપમ મારગે, સુન્ય પડયા બેજાર. ૩.
હાટની શ્રેણિ ઉઘાડિયો, નર તિરિનું નહિ નામ;
ધાન્ય વિત્તર ધન ભાજને, ભરિત નિહાળે ઠામ. ૪.
નવ નવ કરત વિચારણા, કિમ સુનું પુર એહ;
રાજ પંથે જાતાં થકાં, દીઠું ભુપતી ગેહ. ૫.
ધૈરજ ધરિ ઉપર ચઢયો, પોહોત્યો સાતમે માળ;

દેખે ચિત્ર વિચિત્રતા, સુંદર ભુમિ વિશાળ. ૬.
કનક ઘટિત એક ઢોલિયો, સૂર સન્યાથી અનૂપ;
તસ ઉપર મંજારિકા, દીઠી શ્યામ સ્વરૂપ. ૭.
ઓસીસે દોય ડાબડી, અંજન રક્ત ને શ્વેત;
રક્તાંજિત નયનાં લહી, શ્વેતાંજન કરૈ નેત. ૮.
તવ રંભા સમ કન્યકા, થઇ બેઠી ધરી લાજ;
નમ્ર વદન આસન દિએ, કહે બેસો માહારાજ. ૯.
નૃપ સુત બેસી પૂછતો, એહ કિશો ઉતપાત;
તવ વળતી સા એમ ભણે, નિસુણો મુજ અવદાત. ૧૦.

## ઢાળ ૮ મી.

( દેખો ગતિ દૈવની રે—એ દેશી. )

નગર કનકપુર એહ છે રે, રાય જિતારી નામ;
જયમાળા રાણી સતી રે, લવણીમ લિલા ધામ. ૧.
કરમ ગતિ કારમી રે, સુખ દુખ કર્મ કરંત. કરમ.
એહ અંગજ એહ અંગજા રે, રતિસુંદરી નામ તાસ;
રૂપ કળા રતી જો જુઓ રે, આ બેઠી તુમ પાસ. કરમ. ૨.
એક દિન તાપસ તપ કરે રે, માસ માસ ઉપવાસ;
આવી વસ્યો વન ખંડમાં રે, ભક્તિ કરે જન તાસ. કરમ. ૩.
મહિપતિએ મહીમા સુણીરે, તાપસ વંદન જાત;
અમ ઘર કાલે પારણું રે, કરવું રહિ પરભાત. કરમ. ૪.
એમ કહિ નૃપ ઘર આવિયો રે, સકળ સજાઇ કીધ;
તાપસ તેડી ઓછવે રે, આસન બેસણુ દીધ. કરમ. ૫.
તાત હુકમ પરિ વેખણે રે, હું ગઇ તાપસ પાસ;
દેખી ચલ્યો ચિત્ત કામથી રે, કરતો હૈડે વિમાસ. કરમ. ૬.
આ કુમરી આલિંગનેં રે, સફળ હોવે અવતાર;
આ ભવ એળે ગમાવતા રે, તપસીનેં ધિક્કાર. કરમ. ૭.
બાળ રાંડ કલીવ તાપસા રે, નારિ અંતે ઉર જાણ;
હય મંદુરા સાંકળાં રે, નિશ દિન મૈથુન ધ્યાન. કરમ. ૮

ભોજન કરી નિરલજ કહે રે, રાયને કર્યું બહુ માન;
સાચું પણ તમે જો દિયો રે, અમને કન્યા દાન. કરમ. ૯.
સાંભળી નૃપ રોષે કહે રે, રેરે અધમ પાપિષ્ટ;
દેશ વીડંબક તપ કરી રે, જાતિ હિણમતિ દુષ્ટ. કરમ. ૧૦.
એમ નીભ્રંછીને કાહાઢિયો રે, ગતવન આરત વિશેષ;
માળિ પાસ ચીવર લહી રે, માલણ નોકરી વેશ. કરમ. ૧૧.
કુમરીનેં મંદિર ગયો રે, છાબ લેઇ ભરિ ફુલ;
દાસીયે ઓળખી કાહાડીયો રે, મુખપર નાંખી ધૂળ. કરમ. ૧૨.
તોયે નિરલજ લાજ્યો નહિ રે, છંડી નારી વેશ;
ખાન પાન તપ છંડીને રે, ધરતો ચિત્ત કલેશ. કરમ. ૧૩.
રાત્રે ચડ્યો મુજ મંદિરે રે, વંશે ચડે જિમ નટ્ટ;
સુભટ પોહરીએ ઝાલિયો રે, બાંધ્યો બંધની ઘટ્ટ. કરમ. ૧૪.
નિશિ નવિ દેખે વાયસા રે, દિવસે ન દેખે ઘૂક;
અહનિશ કામી આંધળો રે, મોહોટી કામની ચૂક. કરમ. ૧૫.
રાય હજુરે આણીયો રે, સુભટે સુણાવિ વાત;
નૃપ હુકમે ધર્યો સુળીયે રે, એણિ પેરે પામ્યો ઘાત. કરમ. ૧૬.
નિચ જાતિ રાક્ષસ થયો રે, જોઇ વિભંગે તેહ;
ખિણ ખિણ છળ જોતો ફરે રે, મુજપર લાગ્યો નેહ. કરમ. ૧૭.
એણે અવસર આકાશથી રે, વિદ્યાધર મુનિ રાય;
ઉતરીયા ચૈત્ય સન્નિધે રે, ભૂપતી વંદન જાય. કરમ. ૧૮.
ધર્મ સુણી નૃપ પૂછતો રે, મુજ પુત્રી ભરતાર;
કુણ હોશે કહો નાથજી રે, જ્ઞાની વદે તેણિ વાર. કરમ. ૧૯.
કાશીપતિ મહસેન સુત રે, ચંદ્રશેખર ગુણવંત;
ત્રિખંડ ભોક્તા તે થશે રે, તુજ પુત્રીનો કંત. કરમ. ૨૦.
પણ સુણિ તાપસ તે મરી રે, રાક્ષસ વ્યંતર થાત;
દિન તિજે તુમ નયરિએ રે, સર્વનો કરશે ઘાત. કરમ. ૨૧.
કરૂણા નજરથી ઉતરી રે, તુમને જણાવી વાત;
ધર્મ લાભ કહિ મુનિવરા રે, ગગને કિયો ઉતપાત. કરમ. ૨૨.

રાયે કરી ઉદ્ઘોષણા રે, નવિ રેહેશો ઇહાં કોય;
આજ નિશાએ નાસજો રે, રાક્ષસનો ભય હોય. કરમ. ૨૩.
જો જાશો તો જીવશો રે, અમે પણ જઇશું આજ;
જીવતાં જગ જોઇશું રે, તુમ સાથે સાબ્રાજ. કરમ. ૨૪.

यतः ॥

मानोश्च मंत्री दयिता सरस्वती, मृत्युंगता सा नृपकौतुकेना ॥
वाणारसी प्राप्य स एव योगी, जिनश्वरोभद्र शतानि पश्यति ॥ १ ॥

## પૂર્વઢાલ.

લોક સર્વે નાઠા નિશિ રે, મુજ જનકાદિ સમેત;
રાક્ષસે લેઇ મુજને દેવી રે, ગિરિ વન કુંજ નિકેત. કરમ. ૨૫.
શૂન્ય નગર દેખી કરી રે, દિન કેતે ચલિ તેહ;
પાણી ગ્રહણ કરવા ભણી રે, મુજને ઠગી મુજ ગેહ. કરમ. ૨૬.
આજ લગન દિન જોઇને રે, કરણ સામગ્રી હેત;
મુજ મંઝારી કરી ગયો રે, ચાર ઘડી સંકેત. કરમ. ૨૭.
ચંદ્રશેખર પણ નાવિયા રે, દેવે દિયો રહ ઘાત;
મૂળ થકી માંડી કહી રે, મુજ વીતકની વાત. કરમ. ૨૮.
ચંદ્રશેખરના રાસની રે, એ કહી આઠમી ઢાળ;
શ્રી શુભવીરના નામથી રે, ભય જાશે પાતાળ. કરમ. ૨૯.

## દોહરા.

કહે કુમરી દાખો તુમે, ઇહાં આવ્યા કુણ કામ;
જિમ અમ જીવ સુખી હુવે, દેશ ગામ તુમ નામ. ૧.
જ્ઞાની વચન જુઠું નહીં, પણ એ દૈવ દુરંત;
તનુ છાયા ઓલંઘવા, નહિ સમરથ બળવંત. ૨.
વામ નયન મુજ ફરકિયું, તુમ દરશનથી જેણ;
હું સતિ સતીની નંદના, પુછું તમને તેણ. ૩.
કુમર કહે તે સવિ કહ્યો, મુળથી મુજ અધિકાર;
જ્ઞાની વયણુજ સત્ય છે, જુઠો દૈવ વિચાર. ૪.
કુમરી હરખી તે સુણી, રોમ રોમ વિકસંત;

સા કહે કુસુમાંતર રહો, અવસર નર બળવંત. ૫.
મંજારી કરિ કુસુમમાં, રહે અંતરગત તેહ;
મણ નાણી મણ નાણીસ્યું, ભજે સુત સંદેહ. ૬.

ઢાળ ૯ મી.

( ધવળ શેઠ લેઇ ભેટણું-એ દેશી. )

ઇણે અવસર રાક્ષસ તિહાં, આવિ ધરિ બહુ પ્યાર રે;
શ્વેતાંજને કુમરી કરી, પુછંતો તેણિવાર રે. ૧.
પુણ્યે જય કમળા વરે, નર સુખ લીલા પાવે રે;
દુષ્ટમતિનું ચિંતવ્યું, કદિય સફળ ન થાવે રે. પુણ્યે. ૨.
માણસ ગંધ ઇાસી ઇહાં, સા ભણે એહ તમાસો રે;
હું માણસ ગંધ માહરી, હઇડે કાંઇ વિમાસો રે. પુણ્યે. ૩.
ગંધ મણુઅ ન ખમી શકો, તો મુજસ્યું શો રાગ રે;
કોઇ દિન રૂસો તો ભખો, માહારે રમાડવો નાગ રે. પુણ્યે. ૪.
પ્રાતિ કશી પરજાતની, એક અજા એક વાઘ રે;
પ્રીત પરાણે જે હુવે, તે નિશિદિન મન વાધ રે. પુણ્યે. ૫.
નિસુણી પલાદ તે કોપિયો, કહે જાણ્યું નર રાગી રે;
તો પ્રથમજ ભક્ષણ કરૂં, રાગ દશા ગઇ ભાગી રે. પુણ્યે. ૬.
કુમર તદા ઉઠી કહે, શી ઇચ્છા કૃત વ્યર્થે રે;
સ્ત્રિહત્યાના પાતકી, મુજ અસિધારા તિર્થે રે. પુણ્યે. ૭.
નહવરાવી નિર્મળ કરૂં, લોકની ભાવઠ ભાગે રે;
પાપીને હણતાં થકાં, પુણ્ય ઉદય બહુ જાગે રે. પુણ્યે. ૮.
રાક્ષસ સુણી ક્રોધે ચઢ્યો, તાડજ્યું રૂપ બનાવે રે;
ખેચરી દત તરવારશું, ઢાલ ગ્રહી નૃપ ધાવે રે. પુણ્યે. ૯.
ઝૂઝંતા દોય દેખીને, રતિસુંદરિ ભય પાવે રે;
સમરે કુમર ત્રિલોચના, તે બહુચરી કરે આવે રે. પુણ્યે. ૧૦.
દેવી ભટે રાક્ષસ હણ્યો, તે શતખંડજ થાવે રે;
દેવ યોનીથી જીવીયો, નાર કિમ લે સુર ધાવે રે. પુણ્યે. ૧૧.
રાક્ષસ નાઠો ભય લહિ, તન પીડિત મન કલેશે રે;

દેવી સુભટના મારથી, લવણોદધિતલ પેસે રે. પુણ્યે. ૧૨.
વ્યંતર ભટ પાછા વળ્યા, કુમરને દેત વધાઇ રે;
ત્રિલોચના નમિને કહે, મોહોટી ધર્મ સગાઇ રે. પુણ્યે. ૧૩.
રાય પ્રગનશું તેડીઆ, નિર્ભય નગર વસાવે રે;
કુમરે વિસર્જિ ત્રિલોચના, રત્નાગીરીએ સીધાવે રે. પુણ્યે. ૧૪.
ચંદ્રશેખર નમે રાયને, નૃપ પણ ઉઇઉે ભેટે રે;
કહે અમ પુણ્યે આવિયા, તુમ વિણ કુણ દુખ મેટે રે. પુણ્યે. ૧૫.
રતિસુંદરિ દાસિ મુખે, તાતને વાત જણાવે રે;
ઓછવ કરી બહુ પ્રેમશું, પુત્રી નૃપ પરણાવે રે. પુણ્યે. ૧૬
કુંઅરને રાજ્ય અરધ દીએ, કરમોચનની વેળા રે;
સુખ વિલસે સસરા ઘરે, મન ગમતા મન મેળા રે. પુણ્યે. ૧૭.
રમતા સોવન સોગટે, કોઇ દિન વન જન ક્રીડા રે;
ભાગ્ય દશા જસ જાગતી, નહીં તસ તન મન પીડા રે. પુણ્યે. ૧૮.
ખેટ સુતા દત કંચુઓ, રતિસુંદરિને આપે રે;
રંભા રૂપ તિણે બન્યું, ઇંદ્રાણી કરી થાપે રે. પુણ્યે. ૧૯.
રાય હજુર કચેરિએ, કરતા શાસ્ત્રની વાતો રે;
દો ગુંદકસુરની પરે, નિર્ગમતા દિન રાતો રે. પુણ્યે. ૨૦.
નવમા ઢાળ એ રાસની, પુરણ ખંડે આખી રે;
દુ:ખ ભંજન જન રંજની, શ્રી શુભવીરે ભાખી રે. પુણ્યે. ૨૧.

**કળસ.**

વાત વિનોદે રચના ઘણી, ચંદ્રશેખરને રાસે ભણી;
ખંડ પ્રથમ એ પુરણ કર્યો, શ્રી શુભવીર વચન રસ ભર્યો. ૧.

**इति श्री तपगच्छाधिराज भट्टारक श्री विजयसिंह सुरिसंतानीय संवेगी शिष्यरत्न पंडित श्रीयशविजयगणिशिष्यरत्न पंडितश्री शुभविजयगणिशिष्यभुजि शिष्य पंडित श्री वीरविजयगणी विरचिते चंद्रशेखर चरित्रे प्राकृत प्रबंधे त्रिलोचना मिनलामेताश्वाविद्याग्रहण राक्षसपराजयेनरतिसुंदरी पाणीग्रहणाख्य ॥**

---

## ખંડ ૨ જો.

### દોહરા.

જય જય તું જગદીશ્વરી, જગદંબા જગત્રાય;
અહિરીહા મુખકંજવાસિની, વિદુખા માત કહાય. ૧.
તું ત્રિપદિ ત્રિપુરા તથા, તું ત્રિરૂપમય દેવ;
શક્તિ સરૂપે ખેલતી, નવનવ રૂપ ધરેવ. ૨.
જે ત્રિભોવનમાં ત્રિહુપદે, તે સવિ તુમ આકાર;
નિત્ય અનિત્ય તથા વળી, નિત્યાનિત્ય વિચાર. ૩.
અભિનવ આદિ શક્તિ તું, તિહુકાળે થિર ભાવ;
તે સરસતિ નમિનેં નમું મુજ ગુરૂ પ્રબળ પ્રભાવ. ૪.
પ્રથમ ખંડ અખંડ રસ, પૂરણ હુઓ સુપ્રમાણ;
બીજો ખંડ કહું હવે, સુણજો ચતુર સુજાણ. ૫.
શ્રોતા જાણની આગળે, વક્તા વચન પ્રમાણ;
સ્વાતી જળ શુક્તિ મુખે, મુક્તાફળ બંધાણ. ૬.
ઇક્ષુ ક્ષેત્રે મેઘ જળ, પય સાકર સંકાસ;
ત્રણ્ય સભા શ્રોતા તણી, નંદી સૂત્ર પ્રકાશ. ૭.
તે માટે ચિત્ત સજ કરિ, સુણજો શ્રોતા લોક;
દક્ષ હસ્યે તે રીઝસ્યે, જિમ રવિ ઉદયે કોક. ૮.
એક દિન દંપતી બેહુ જણા, જળ ક્રીડા સંકેત;
તુરંગ રથે ચઢી નીકળ્યા, સાથે સુભટ બહુ લેત. ૯.
પુર પરિસર જાહ્નુનદી, તટ તરૂ શ્રેણી વિશેષ;
એક તરૂ તળે તે ઉતર્યા, શીતળ છાયા દેખ. ૧૦.
રતિસુંદરી કંચુક પમુહ, ભૂષણ મેહેલી ત્યાંહિ;
જળ ક્રિડા બહુ વિધ કરે, નિજ પતિસ્યું ઉછાંહિ. ૧૧.

### ઢાળ ૧ લી.

( જુઓ અગમ ગતિ પુણ્યની રે—એ દેશી. )

રાગે રંગિત રતિસુંદરીરે, ક્રીડા કરે સહનાથ રે;
રેવા નદી જળ ઝીલતાં રે, જિમ કરણી ગજ સાથ રે.

રાગે રંગિત રતિસુંદરી રે. ( એ આંકણી. ) ૧.
તે હવે કોલાહલ થયો રે, સુભટ દિશોદિશ ધાય રે;
બાણ ગગન મલતાં ઝપે રે, દારૂ અવાજ થાય રે. રાગે૦ ૨.
શાખા મૃગલી કલુ કરે રે, દંપતી ચિતડો હલાય રે;
નદીતટ આવી પૂછતાં રે, કુમરને ભટ ઉચરાય રે. રાગે૦ ૩.
સાહિબ જળ ક્રીડાવશે રે, જોતાં ભટ પરીવાર રે;
કંચુક કપિ એક લેઇ ગયો રે, પુંઠે પડ્યા અસવાર રે. રાગે૦ ૪.
તે પણ પાછા આવિઆ રે, દીઠો કપિ નહિ કોય રે;
વાત સુણી વળખી થઇ રે, રાણી તિહાં ઘણું રોય રે. રાગે૦ ૫.
કુમર પ્રિયાને એમ કહે રે, જાઓ તમે સવિ ગેહ રે;
કંચુક સાતે માસમાં રે, આવશું લેઈ તેહ રે. રાગે૦ ૬.
એમ કહિ કુમર સધાવિઆ રે, ચંદ્ર નાડિ સર જોય રે;
શબ્દે સકુન પંખિ તણા રે, તે પણ સુંદર હોય રે. રાગે૦ ૭.
સિંહજ્યું મારગ માહાલતો રે, ચઢ્યો એક ગિરિ શૃંગ રે;
બહુ વિધ કૌતક દેખતો રે, વનફળ જળ સર સંગ રે. રાગે૦ ૮.
વૃક્ષ અશોક ઘટા તળે રે, દીઠો સાધક એક રે;
માનપણે ઉભો રહ્યો રે, કુમર ધરિય વિવેક રે. રાગે૦ ૯.
જાપ પુરો કરિ તે વદે રે, ભલે પધાર્યા આજ રે;
આકૃતિએ ગુણવંત છો રે, લક્ષણથી નર રાજ રે. રાગે૦ ૧૦.
કુમર ભણે મુજને કહો રે, જે અમ સરખું કાજ રે;
આગે ઉત્તમ ઉપગારમેં રે, દીધાં દેહ ધન રાજ રે. રાગે૦ ૧૧.
તે કહે હું વિદ્યા ધરૂં રે, હિયે કામિત ગુરૂ રાય રે;
મંત્ર સાધન વિધિએ કરૂં રે, કોઇ સુર કરે અંતરાય રે. રાગે૦ ૧૨.
ઉત્તર સાધક નર વિના રે, મન રહે નહી ઠામ રે;
તીણે કરૂં તુમ વિનતિ રે, અવધારો ગુણ ધામ રે. રાગે૦ ૧૩.
કુંમર કહે સાધો સુખે રે, ચિત્ત કરી થિર થોભ રે;
ઉત્તર સાધક મુજ થકા રે, કુણ કરે તુજ ખોભ રે. રાગે૦ ૧૪.
કુમર પ્રબળ પૂણ્યે કરી રે, વિદ્યા થઇ તસ સિદ્ધ રે;

ઉત્તમ પુરૂષ જે આદરે રે, તે હાવે નવ નીચ રે. રાગે૦ ૧૫
ગૌરી પત્રનિ સ્વગામિની રે, રૂપ પરાવર્તકાર રે;
વિદ્યાધર પ્રેમે દિએ રે, કુમરને વિદ્યા ચ્યાર રે. રાગે૦ ૧૬.
કુમર ચલ્યો ગિરિ ઉપરે રે, ખેટ ગયો નિજ ઠામ રે;
પર્વત શિખરે દેખિયું રે, કાળિ દેવીનું ધામ રે. રાગે૦ ૧૭.
નર દોય રોતા સાંભળી રે, મંદિરે પોહોતો રાય રે;
દીઠા તિહાં નિજ મિત્રને રે, ચંદન ચરચિત કાય રે. રાગે૦ ૧૮.
જોગી દોય જપિ મંત્રને રે, મિહુ શિર ઠવતા ફૂલ રે;
અદશ રહી નૃપ ચિંતવે રે, કાંઇ કરે પ્રતિકૂળ રે. રાગે૦ ૧૯.
મુંડમાળ ગળે ધારણી રે, દુષ્ટ નજર વિકાળ રે;
મહિષ ઉપર બેઠી થકી રે, કાળીકા દેવી નિહાળ રે. રાગે૦ ૨૦.
રંગી રૂધીરે ભૂતલા રે, આગે અગનિનો કુંડ રે;
હવન કરેવા ઉઠિઆ રે, ધરિ અસિ યોગી પ્રચંડ રે. રાગે૦ ૨૧.
તે દોય રાંકને એમ કહે રે, ઇષ્ટ દેવનું કરો ધ્યાન રે;
ખડ્ગે હણી શિખીમાં ધરી રે, માતને દેઉં બળીદાન રે. રાગે૦ ૨૨.
તે કહે જૈન ધરમ રૂચિ રે, ચંદ્રશેખર ભૂપાળ રે;
તાસ ધરમ સર અમ કરે રે, સેવકની સંભાળ રે. રાગે૦ ૨૩.
યોગી કહે અમે ઓળખ્યો રે, અમ ગુરૂનો હણનાર રે;
પણ ગુરૂએ ગગને ધર્યો રે, હજુઅન ભૂ પગ ચ્યાર રે. રાગે૦ ૨૪.
ભૂત ભક્ષણ વેંહુચી લીયો રે, તે તુમ શી કરે સાર રે;
સાંભળી સિંહજ્યું ગાજિયો રે, બોલે રાજકુમાર રે. રાગે૦ ૨૫.
રેરે પાપિ જોગટા પાપણી રે, સુરી તુજ માત રે;
નિત નિત નિર્બળ નર ગ્રહી રે, ભક્ષ કરે કરિ ઘાત રે. રાગે૦ ૨૬.
વળિ તુમ ગુરૂએ વાટડી રે, કરૂં મેળાવો આજ રે;
ગગન ફરંત મેં પામીઓ રે, જિમ પંખી ને બાજ રે. રાગે૦ ૨૭.
જોગી સુણી સનમુખ થયા રે, કુમરે ગ્રહી તવ દોય રે;
દેવી દેખંતા નાખિઆ રે, ભસ્મ હુતાશને હોય રે. રાગે૦ ૨૮.
દોય મિત્ર લેઇ નીકળ્યો રે, સરોવર સ્નાન કરંત રે;

નૃપ પૂછંતાં તે કહે રે, સાંભળો અમ વરતાંત રે. રાગે૦ ૨૯.
વાઘ ભયે નાઠા અમે રે, જોગી મળ્યા પાપ જોગ રે;
પૂછ્યે કહ્યો અમે મૂળથી રે, તુમ અમ જોગ વિયોગ રે. રાગે૦ ૩૦.
તવ દોય કહે તુમને દિયું રે, સોવન સિદ્ધિ કરાય રે;
લોભે અમે તસ વંશ પડ્યા રે, મધમાંખીને ન્યાય રે. રાગે૦ ૩૧.
દેવી ભુવન ભેગા મળ્યા રે, નાથે દિયા અમ પ્રાણ રે;
પાપીએ જે ચિંતવ્યું રે, આપે લહ્યું નીરવાણ રે. રાગે૦ ૩૨.
તિહું જણ રણ ઓલંઘતા રે, દેખી અનોપમ ગામ રે;
વન પરિસરે વિશરામતા રે, યક્ષાલય શુભ ઠામ રે. રાગે૦ ૩૩.
બીજે ખંડે એ કહી રે, પેહેલી ઢાળ રસાળ રે;
શ્રી શુભવીર રસિક જનો રે, સુણજો થઇ ઉજમાળ રે. રાગે૦ ૩૪.

## દોહરા.

ગામ લોક શ્રીફળ ગ્રહી, અસન વસન નૈવેદ;
લેઈ જતા નર એકને, પુછે કુમર તે ભેદ. ૧.
તે કહે કિંશુક વન વચેં, કરતી તપ ઉદ્દામ:
રૂપવતી સતિ જોગણી, તેનું જસોમતિ નામ. ૨.
અવધી જ્ઞાની તેહ છે, તસ વંદન જન એહ;
ભક્તિ ભરે તિહાં જાય છે, હરવા મન સંદેહ. ૩.
ઇમ નિસુણી નૃપ મિત્રશું, ગયા જસોમતિ પાસ;
ચરણ નમી કરિ બેસતાં, પામી મન ઉલ્લાસ. ૪.
યોવન વય તુમ ઝગમગે, લક્ષણ લક્ષિત દેહ;
પૂછે લઘુ વય કિમ તપો, બીજો વળિ સંદેહ. ૫.
એમ નિસુણી સા ઉચરે, મુજ વૈરાગનિવેશ;
એક ઉત્તર દેતાં થશે, તુમ ચિનકું ગુણો કલેશ. ૬.
કુમર ભણે માતા કહો, સઘળો એ અવદાત;
કલેશ શમે તુમ વચનથી, વળિ લહિએ સુખ સાત. ૭.

## ઢાળ ૨ જી.

( સોના રૂપાકે સોગટે સૈયાં ખેલત બાજી–એ દેશી. )

જોગણુ કહે સુણુ રાજવી, સંસાર અટારે;
મોહે મુંઝ્યા માનવી, ગુણુ વાણી ન ધારે. મોહે૦ ૧.
ગુરૂવાણીથી વેગળા, સો નુગરા કહાવે;
તપ જપ સાધન ધર્મનાં, ફળ તે નહુ પાવે. તપ૦ ૨.
સૌવીર નામે દેશ હે, સુભગાપુરિ વાસિ;
ચિત્રસેન રાજા બળિ, દુર કોશ હે વ્યાશી. ચિત્રસેન૦ ૩.
તિનકુ રાણી આઠ હે, જસોમતી અગ્રેરી;
વિનય કુશળ એક પુત્ર હે, દોય બેટી ભલેરી. વિનય૦ ૪.
નૃપ સાથે લીલા કરે, તે સાતજ રાણી;
રાયે માનિ સો રાણીયો, દુજી ભરે પાણી. રાયે૦ ૫.
લઘુ રાણી નિજ મંદિરે, રેહતી ભરશોગે;
માન વિહુણી લોકમેં, નહીં નિંદ વિયોગે. માન૦ ૬.
સજ્જન મુક્ત વિદ્યાર્થિ, રોગી નેં સરોશી;
પરદારા સંગિ લોભિયા, વિરહી નેં વિદેશી. પર૦ ૭.
એ એમ નિદ્રા ના લહે, મેં બિયું રેહેતે;
હમ દુઃખ સમ વિભાગિએ, દોય નયનાં રોતે. હમ૦ ૮.
બાળ ચોર વૈદ પ્રાહુણા, નૃપ ધૂરત વેશા;
પર પીડા નહુ જાણતે, હોત બહુત કિલેશા. પર૦ ૯.
નર નિજ સ્વાધીન નારિયો, પર લલના લોટે;
પુરણોદક સર્ન છંડતે, કાક કુંભજ બોટે. પુરણો૦ ૧૦.
કૌશિક દિવસે ન દેખતે, વાયસ નિશિ વેળા;
નિશિ દિન કામી અંધ હે, કરે નીચસેં મેળા. નિશિ૦ ૧૧.
એક દિન માતંગી મળી, ગાય ગીત રસાળા;
હાવભાવ લટકા કરે, વળિ નયનકા ચાળા. હાવ૦ ૧૨.
દેખી રાજા મોહિયો, રૂપ કંઠ નિહાળી;
જન્મ દાસુ નિર્મળ નહિ, વળિ વર્ણે કાળી. જન્મ૦ ૧૩.

પંકા શંકા તન ધરી, ભણે લોક હજુરી;
સૌગંધિક ગુણ દેખકે, લિએ નર કસ્તુરી. સૌગંધિક૦ ૧૪.
નિશિ માતંગી ભોગવી, નૃપ નિચ નિહાળી;
દિલ વૈરાગે ભેદિયો, મટિ મોહકી ઝાળી. દિલ૦ ૧૫.
જૈન મુનિ વનમાં સુણી, ગઇ સખિયાં સાથે;
સેંચા વયણ સુધારસેં, કરિ શિતળ નાથે. સેંચી૦ ૧૬.
દિક્ષા દુક્કર જૈનકી, હમુ નહી પળાય;
સંસાર બૂરા છોરકે, મેંને યોગ ધરાય. સંસાર૦ ૧૭.
સમકિત મુલ વ્રત પંચ એ, મેરે દિલમેં છપાય;
જૈન જ્ઞાન તપ ધ્યાનથી, આહી નાણ ઉપાય. જૈન૦ ૧૮.
યોગીપણે વનવાસમેં, પાંચ વર્ષ તે જાતાં;
અબ સુનહો તુમ રાજવી, પ્રીયા કંચુક બાતાં. અબ૦ ૧૯.
એક દિન રાજ કચેરીમેં, પરદેશી આયા;
ભુપ ભણે અચરીજ કહો, કોઇ ગામે દેખાયા. ભુપ૦ ૨૦.
સો કહે કનકપુરી ધણી, જીતારિ કહાવે;
તસ બેટી રતિસુંદરી, રૂપ રંભા ગાવે. તસ૦ ૨૧.
દેવે દિઓ એક કંચુઓ, કહું શોભા કેતિ;
ગ્રહમંડળ ગગને રહી, જોવે તસ જ્યોતી. ગ્રહ૦ ૨૨.
રાય સુણી સુર મિત્રકું, બળિદાને બોલાયા;
કંચુક હરણકી બાતસેં, ઉનકું સમજાયા. કંચુક૦ ૨૩.
સુર કપિ રૂપ બનાયકે, નઇ તરૂપર ગાજી;
હરિ કંચુક દેઇ ગયા, કીયા રાયકું રાજી. હરિ૦ ૨૪.
કંચુક દેખી ભૂપતિ, દિલમેં યું થાવે;
કંચુકધર કાન્તા કશી, પુન્યવંત પાવે. કંચુકધર૦ ૨૫.
મુજ ભાગ્યે એ ભામની, જો દૈવ મિલાવે;
તવ હમ જન્મ સફળ હુવે, જોડિ જુગતિ થાવે. તવ૦ ૨૬.
મિત્ર દેવ બોલાયકે, ફેર કામ ભળાયા;
નૃપને તીર જર યું ભણે, કયા ફોગટ માયા. નૃપને૦ ૨૭.

ફણિધરકી મણીકો ગ્રહે, સતિ સીલન ભંજે;
ઉસમેં કોઈ નફા નહી, સતિ સુરસેન ગંજે. ઉસમેં૦ ૨૮.
રાય ભણે એક બેર તું, ઈનકું ઈહાં લાણા;
હોનાર હોગ સો હોયગા, ખુશી વા પછતાણા. હોનાર૦ ૨૯.
તવ તે સુર રતિસુંદરી, સુતિ સજ્યા લેવે;
નિરભાગીકું શેવધી, યું ભુપકું દેવે. નિરાભગી૦ ૩૦
શિયળ અખંડે સા રહે, ઘર પાસે પનોતિ;
તુમ રૂપ પટે આ લેખકે, કરે ભોજન જોતી. તુમ૦ ૩૧.
શ્રી શુભવીર કુંઅર સુણિ, યોગણ પદ પુંજી;
લલિત પદે ભણી ઢાળ એ, ખંડ દુજે દુજી. લલિત૦ ૩૨.

### દોહરા.

યોગણ વયણ સુણિ ઇસાં, હરખિત હુઆ વિશેષ;
પણ કાન્તા હરણે કરી, પામ્યો ચિત્ત કલેશ. ૧.
તસ ઉપાય વિચારિને, કેહે યોગણને તામ;
વિદ્યા વિધિ તુમ નજરથી, સિજે વંછિત કામ. ૨.
જોગણ અનુમતિ પામિને, જયમંડળ બળિદાન;
ખેટક ચિત્ત વિધિ સાચવી, બેઠા કરિ એક ધ્યાન. ૩.
ઉત્તર સાધક બિહુ રહ્યા, યોગણની આસીશ;
પૂન્ય બળે સિદ્ધિ થઇ, સાધત દિન એકવીસ. ૪.
રચિત વિમાને બેસિને, પરણુમિ યશોમતી પાય;
સુભગાપુરી વન ખંડમાં, મિત્ર સહિત તે જાય. ૫.
હવે રાતસુંદરી દેખીને, ચિત્રસેન ભુપાલ;
રૂપે મોહ્યો એણિ પેરે; વચન વદે સુકુમાર. ૬.
તુમ હમ મેળા મેળવ્યા, દૈવે સરખી જોડિ;
પ્રેમે અમ સાથે રમો, પુરવંછિત કોડિ. ૭.
સા કહે તું કુણુ રંક છે, મુજ પતિ સિંહ સમાન;
સિંહની નારી સિંહ વિણુ, ન ભજે ઓર કુઠામ. ૮.
સાંભળી એમ એક મંદિરે, રાખી તાસ નરેશ;
નિત્ય પ્રત્યે ઓળંઘ કરે, નવ નવ વચન વિશેષ. ૯.

## ઢાળ ૩ જી.

( કેરબાની દેશી. )

પ્રેમે પનોતી પધારિયાં, દિલ હરનેવાળી; કયું રે રંગીલી નહુ માનતી. દિલ૦
સુણુહો રાજાકી બેટી, તુમ હમ પુન્યે ભેટી, આનાકાની અબ કયું કરે; દિલ૦
સાત રાણીને શિરે, મેં તુજે રાખું ધરે, દુનિયાં સબી તુજ પાંઉ પડે. દિલ૦
દાસ દાસી હજુરા, એ સબી સેવક તેરા, હુકમ તુમારા ન લોપે તે; દિલ૦
સબહિ રાણિ હમેરી, ભક્તિ કરેગી તેરી, તુમ આણા શિર રોપતે. દિલ૦ ૨.
રાજ એ તુમ સંગી, સેના એ ચતુરંગી, આણા ફેરાવું સવિ દેશમાં; દિલ૦
મેં બી કરત સેવા, ખ.ઓ મિઠાઇ મેવા, તેલ સુગંધિ ધરો કેશમેં. દિલ૦ ૩.
હમકું એક સુરે દિઓ, કંચુક તુમ લિયો, રત્ન ભૂષણ સવીલાસમેં; દિલ૦
તુંહિ વિદેશી વરી, તે તુજ પરીહરી, ભટકત દેશ વિદેશમેં. દિલ૦ ૪.
ચિત્ત ખુલાસે રહો, કહના હોવે સો કહો, નિચિ નજર કર્યો કયું રહો; દિલ૦
સુંદરી બોલે ઇશું, લોક વિરૂદ્ધ કિશું, ઉત્તમ કબહુ નયું કહે. દિલ૦ ૫.
હોવે દાસીકા જાયા, ઓર ધંતૂર ખાયા, દીવાનો પણ યું ના કહે; દિલ૦
ધિગ ધિગ તેરી જાત, ક્ષત્રિ ના માત તાત, તેરા વચન સતિ ના સહે. દિલ૦ ૬.
અપજસ જગ લિયો, કુમળે કલંક દીનો, મશી કુરંચક પુરવજ મુખો; દિલ૦
સતિકી લાજ લેવે, તે નર જીવ ખોવે, આ ભવ તે ન રહે સુખે. દિલ૦ ૭.
કિયા મનોરથ મનકા, અબ્રહ્મચારી નરકા, કબહુ સફળ હોવે નહી; દિલ૦
તેં મુજ અપહરી, લૂચત કેશ હરી, માહાલત નહીં જગમાં રહી. દિલ૦ ૮.
મેરે પ્રિતમકે આગે, સિંહ નજરસે ભાગે, છાગ સરખે તુમ ભૂપતિ; દિલ૦
કંચુક પિયુ દિયા, ચોરી એ તુને લિયા, ચોરીકા માલ હૂવા છતી. દિલ૦ ૯.
સુરગિરી પવને ધ્રુજે, જીવ અભવ્ય બૂઝે, લોક અલોકમેં જાવતિ; દિલ૦
રવિ શશી ચાર ચૂકે, જલધિ મરજાદા મૂકે, હું તુજ હાથ ન આવતી. દિલ૦ ૧૦.
એમ સુણી રાય ધ્યાવે, એ અબ કહાં જાવે, ચિટ્ટી ધાગા કરી વશ કરૂં; દિલ૦
ખાનપાન દિયું, ઘડિ ઘડિ ખબર લિયું, જિયું તિયું કરૂં મન પાંસરૂં. દિલ૦ ૧૧.
ચિત્રપટે આલેખી, રૂપ પતિનું દેખી, પંચ કલવ પતિકું દિયે; દિલ૦
પાણીકો પ્યાલો ધરે, પિછે ભોજન કરે, મારીતર હેતઉદાશિએ. દિલ૦ ૧૨.

મિત્ર દોનું વનવાસે, ચંદ્રશેખર પાસે, પુરીજન તાકું પૂછતે; દિલ૦
વાત સકળ જડી, તિહું એકમત ઘડી, વિદ્યાબળે નિશિ આવતે. દિલ૦ ૧૩.
મેહેલ સત્તમ માળે, આપ પ્રિયા નિહાળે, પટ ઉર સુતિ બેહાલસેં; દિલ૦
ખિણુ ખિણુ વિરહે તપે, નામ પ્રભુકા જપે, ચિત્ર જુએ એક તાલસેં. દિલ૦ ૧૪
મિત્રકું બાત કહી, આપ અદસ રહી, તે દોય આરીત બોલતા; દિલ૦
સુણુહો રાજાકી સુત, ગુણુવંત અદભુત, અમ દોય તુમ પદ ઢુકતા. દિલ૦ ૧૫
અમ દો સેવક કહું, તુમ પતિ સંગ રહું, દેવ સાનિધ ઈહાં આવિએ; દિલ૦
હૂકમ દિયા હે નાથે, ચલો હમેરી સાથે, તુમ માત તાત મીલાવિએ. દિલ૦ ૧૬.
કિસકાએ રૂપ પટે, સતીકું નાહે ઘટે, અન્ય પુરૂષ કોપેપણો; દિલ૦
બોલે સતી યૂં વાચા, જો તુમે બિહું સાચા, પટમેં કહો રૂપ કુણુ તણો. દિલ૦ ૧૭.
હમ દિલ સાખિ ભરે, તુમ સવિ વાત કરે, નહીતર મુખ નહી દેખણો; દિલ૦
તવ દોય પટ જોવે, કહે અમ સ્વામિ હોવે, સા સુણિ હર્ષ લહે ઘણો. દિલ૦ ૧૮.
કુંઅર પ્રગટ ભએ, વિયોગ પિંડ ગએ, ચાર ચતુર નયનાં ઠરે; દિલ૦
બીજે ખંડે ઉચ્છાંહે, ત્રીજી એ ઢાળ માંહે, શ્રી શુભવીર મેળા કરે. દિલ૦ ૧૯.

**દોહરા.**

કુંઅર ભણે સુંદરી સુણો, દુખ વેળા ગઇ દૂર;
થોડા દિન આ મંદિરે, રેહેજ્યો આનંદ પૂર. ૧.
એ દોય મિત્રજ તુમ કને, મળશે અવસર દેખ,
તુમ અમ મનસુખા તણી, કેહેશે વાત વિશેષ. ૨.
એમ કહિ તિહું જણુ વન ગયા, સુખભર વીતી રાત;
ઉદ્યમભર તે ઉઠિયા, લહી નિરમળ પરભાત. ૩.
જળ ભાજન ભરિ શિર ધરી, દેખી આવતિ નાર;
પંથ સરે તે ચાલિઆ, દીઠું સરોવર પાળ. ૪.
તસ તટે એક વડ વૃક્ષ છે, વિપુલ શિતળ લહી છાય;
વેશ કરી યોગી તણો, બેઠા ધ્યાન ધરાય. ૫.

**ઢાળ ૪ થી.**

(સહીયર પાણી સંચર્યાં યમુના કે તીરે. હાંહાંરે યમુના૦—એ દેશી.)

નૃપ અબધુત હુઆ ગુરૂ, દોય ચેલા પાસે; હાંહાંરે દોય૦

મૌનપણે ગુરૂધ્યાનમાં, રહી વયણુ ન ભાસે. હાંહારે રહી૦ ૧.
મોહોટી જટા વડ ડાળસેં, બાંધિ જપ કરતા; હાંહારે બાધી૦
કુંડ અગનેં ચેલા બિહૂ રે, હુત દ્રવ્યજ ધરતા. હાંહારે હુત૦ ૨.
વાત નગર નારી કરે, પ્રભુ આપ પધાર્યા; હાંહારે પ્રભુ૦
નરનારી આવી નમે, તસ કામ સધાર્યા. હાંહારે તસ૦ ૩.
કોઇ પતિ વશ કરવા ભણી, નિજ શોકને સાલે; હાંહારે નિજ૦
કોઇ અંગજ અરથી થઇ રે, તસ ચરણુ પખાળે. હાંહારે તસ૦ ૪.
કોઇ મૃતવચ્છા દોષથી, કોઇ રોગી આવે; હાંહારે કોઇ૦
મન ગમતા ભોજન કરી, કોઇ પ્રેમે લાવે. હાંહારે કોઇ૦ ૫.
શિવ ધર્મી કેઇ સ્ત્રી નરા, લેઇ ફૂલ વધાવે; હાંહારે લેઇ૦
હવન વિભુતિ શીર ધરી, કામ કરિ ગુણુ ગાવે. હાંહારે કામ૦ ૬.
વેશા રૂપા તિણે સમે, દરબારથી આવે; હાંહારે દરબાર૦
શિર ફરસંતા ગુરૂ પગે, નવ યોવન થાવે. હાંહારે નવ૦ ૭.
રમઝમ કરતિ પ્રેમશું, દરબારમેં આવે; હાંહારે દરબાર.
વાત કહિ નૃપ પૂછતાં, યોગી ગુણુ ગાવે. હાંહારે યોગી૦ ૮.
તે દેખી નૃપ આવિયો, નમી શીષ્યનેં ભાસે; હાંહારે નમી૦
તુમે યોગીશર કીહાં થકી, આવ્યા એણે વાસે. હાંહારેઆવ્યા૦ ૯.
શીષ્ય કહે અમે શુરગિરી, ઉપર વન ફરતે; હાંહારે ઉપર૦
બાર વરસ ભોજન વિના, ગુરૂજી તપ કરતે. હાંહારે ગુરૂજી૦ ૧૦.
દેવ દેવિ રવિ ચંદ્રમા, ગુરૂ હાજર રેહેવે; હાંહારે ગુરૂ૦
નૃપ કંચુક ધરનારિનિ, સવિ વાતજ કેહેવે. હાંહારે સવિ૦ ૧૧.
તુમ ગુરૂ પાસે મોહની, હોય તો કોહો અમનેં; હાંહારે હોય૦
જે જે માગો તે દીએ, ગુરૂ છાનું તમનેં. હાંહારે ગુરૂ૦ ૧૨.
વશ કરવિ એક નારિ છે, નહિ કારજ દુજું; હાંહારે નવિ૦
નજર કરે ગુરૂ મુજ પરી, રયણે પગ પુજું. હાંહારે રયણે૦ ૧૩.
શીષ્ય ભણે શુણુ રાજવી, અમ ગુરૂ નિર્લોભી; હાંહારે અમ૦
તુમ ભાગ્યે ગુરૂ જો કરે, રંભા રેહે થોભી. હાંહારે રંભા૦ ૧૪.
વસ્તુ અધિક ગુરૂથી નહી, હમ ક્યા તુમ દેવે; હાંહારે હમ૦

એમ કહી વિનવે થકે, ગુરૂ વચન કરેવે. હાંહાંરે ગુરૂ૦ ૧૫.
હમ તુમ મંદિર આયકે, કરૂં કામ સવેરા; હાંહાંરે કરૂં૦
હમ વચને જો થીર રહે, તો હોય ભલેરા. હાંહાંરે હોય૦ ૧૬.
નૃપ મંદિર જઇ ગોપમેં, ખટ્ મંડળ કીધાં; હાંહાંરે ખટ્૦
ધુપ નૈવેદ કુસુમ ભરે, બળિદાન પ્રસીધાં. હાંહાંરે બધી૦ ૧૭.
હોંહીં ફુટ સ્વાહા જપે, પદ્માસન બેઠે; હાંહાંરે પદ્મા૦
આડંબર બહુલા કરી, દીન ચોથે ઉઠે. હાંહાંરે દીન૦ ૧૮.
મુ કેશ એક દેઇ કહે, માદળિએ રખના; હાંહાંરે માદળિ૦
નારી સવિ વશ હોયગી, મિટ ગઇ તુજ ઝંખના. હાંહાંરે મિટ૦ ૧૯.
પણ એ નારી જે કહે એએ રીતે ચલનાં; હાંહાંરે એ૦
જયાંહાં જાવે ઉહાં જાનદે, નવિ કરની ખલના. હાંહારિ નવિ૦ ૨૦.
નિત નિત રાગ વધત હુવે, એમ દિન એકવીશે; હાંહાંરે એમ૦
કર જોડી રહેગી સદા, સુણ વિશ્વાવીશે. હાંહાંરે સુણ૦ ૨૧.
યોગીક ઘર હે બડે, મત શંકા લાવો; હાંહાંરે મત૦
હમ તો રમતા રામ હે, ફેર વનમેં જાવે. હાંહાંરે ફેર૦ ૨૨.
રાય કહે દિન દસ લગે, હમ દરસન દેના; હાંહાંરે હમ૦
યોગિ કહે અમે વશ નહી, તેરિ ખાતર રેહેના. હાંહાંરે તેરી૦ ૨૩.
એમ કહેતાં ગગને ચલ્યા. નૃપ ઉંચું જોતાં; હાંહાંરે નૃપ૦
માહા વિદ્યા ભંડાર એ, એમ સહુને કેહેતાં. હાંહાંરે એમ૦ ૨૪.
રાતે રતિસુંદરી કણે, દોય મિત્ર તે જાવે; હાંહાંરે દોય૦
વાત બની તે સવી કહી, પછી એમ સમજાવે. હાંહાંરે પછી૦ ૨૫.
રાયશું મીઠી વારતા, કરજો જેમ રીઝે; હાંહાંરે કરજો૦
મુજ બાધા મુકયે થકે, તુમ કારજ સીજે. હાંહાંરે તુમ૦ ૨૬.
ઇત્યાદિક સાવિ શીખવી, ગયા કુંવરની પાસે; હાંહાંરે ગયા૦
બીજે દિન સુંદરી તણે, ગયો નૃપ આવાસે. હાંહાંરે ગયો૦ ૨૭.
ઉઠી સા આદર દિએ, કરે વાત તે મીઠી; હાંહાંરે કરે૦
નૃપ જાણે યોગી સ્વરે, કરી સાચી ચીઠી. હાંહાંરે કરી૦ ૨૮.
રાય ભણે તમે જે કહો, મંછા કરૂં પુરી; હાંહારિ મંછા.

સા કહે સુરગિરી જાતરા, બાધા છે અધૂરી. હાંહાંરે બાધા૦ ૨૯.
જો ઇચ્છા પૂરી કરો રે, તો રહેશું હજૂરી; હાંહાંરે તો૦
ચિંતે નૃપ યોગી વિના, એ વાત ન પૂરી. હાંહાંરે એ૦ ૩૦.
નૃપ જઇ યોગીને નમિ, કહે યાત્રા કરાવો; હાંહાંરે કહે૦
યોગી કહે ઘડી દોયમેં. યાત્રા કરી આવો. હાંહાંરે યાત્રા૦ ૩૧.
રચિ વૈમાન નરેશને, કહે સા જઇ બેસો; હાંહાંરે કહે૦
સુંદરીને નૃપ કહે કરો, વૈમાને વાસો. હાંહાંરે વૈમાને૦ ૩૨.
સા ભણે હું નવી એકલી, જઉં યોગી સાથે; હાંહાંરે જઉં૦
રત્નભુષણ પુત્રી બિહું, દિયો જો સંગાથે. હાંહાંરે દિયો૦ ૩૩.
મુજ કંચુક દેઇ પગ નમી, તુમ સાથ ચલીજે; હાંહાંરે તુમ૦
તો ચલું યાત્રા નહીં તદા, અસનાદિ તજીજે. હાંહાંરે અસ૦ ૩૪.
કંચુક આદે દેઇ નમી, નૃપ સજવા જાવે; હાંહાંરે નૃપ૦
શીષ્ય કહે ફોકટ હમું, નવિ સાથ ચલાવે. હાંહાંરે નવિ૦ ૩૫.
કોટી મુલ દોય હાર નૃપ, તસ દીએ કામાધિ; હાંહાંરે તસ૦
વૈમાને સહુને ઠવી, નિજ કારજ સાધી. હાંહાંરે નિજ૦ ૩૬.
નૃપ આવ્યા પેહેલાં ચઢી, ગગને એમ બોલે; હાંહાંરે ગગને૦
રાજાદિક સુણજો સહુ, મત ભૂલો ભોળે. હાંહાંરે મત૦ ૩૭.
નૃપ કન્યા દોય અપહરી, જઇશું પૂર બાહારે; હાંહાંરેજઇશું૦
રણ સંગ્રામે આવજો, ક્ષત્રીવટ ચારે. હાંહાંરેક્ષત્રીવટ૦ ૩૮.
સાંભળી કોલાહલ થયે, નૃપ સુભટજ આવે; હાંહાંરે નૃપ૦
ચંદ્રશેખર વિદ્યા બળે, સહુને થંભાવે. હાંહાંરે સહુને૦ ૩૯.
કનકપુરે જઈ સાસરે, કન્યા દોય ઠાવે; હાંહાંરે કન્યા૦
લગન લેઇ બિહુ મિત્રને, કન્યા પરણાવે. હાંહાંરે કન્યા૦ ૪૦.
બીજે ખંડે એણિ પેરે, કહો ચોથી ઢાળે; હાંહાંરે કહો૦
શ્રી શુભવીર કહે સુણો, શ્રોતા ઉજમાળે. હાંહાંરે શ્રોતા૦ ૪૧.

## દોહરા.

કુંઅર કહે નિજ મિત્રને, જાઓ તમે નિજ દેશ;
પીતર અમારા અમ ઘરે, કરતાં હોશે કલેશ. ૧.

ખબર અમારી કાઢવા, મોકલીયા તુમ દોય;
જઇ પાછા એમ વારતા, કરત સુખી સહુ કોય. ૨.
દેશાંતર દેખિ કરી, સાધિ વંછિત કામ;
રાજ રિદ્ધ લેઈ આવશું, માત પિતાને ગામ. ૩.
એમ કહિ ધન દેઇ બહુ, કુંવર વિસરજે જામ;
હાર દોય દોય રમણિને, ભૂષણશું દિએ તામ. ૪.
પરિકરશું વૈમાનમાં, બેસારી બલિ ભાત;
કાશીપુરી ગંગાતટે, મૂકિ વળ્યા પ્રભાત. ૫.
પગ પાળે પાછા વળ્યા, જોતાં વનગિરિ ઠામ;
સિંહ તણિ પરે મલપતો, પામ્યા સુંદર ગામ. ૬.
એક વને યક્ષાલયે, હૃદય ધરી અરિહંત;
નિશિથ સમય સૂતાં સુણે, નારી રૂદન કરંત. ૭.
મન ચિંતે દુખ ભર થકે, રોતી કુણ એ નાર;
દુખિઆનું દુખ ભાગવું, એ ક્ષત્રી આચાર. ૮.
ઇમ ચિંતિને ઉઠિયો, શબ્દ તણે અનુસાર;
પિત્રવને ઉભો જઈ, દેખી સુંદર નાર. ૯.

## ઢાળ ૫ મી.

( કુંવર ગંભારો નજરે દેખતાં જી—એ દેશી. )

સાહસિક વંત શિરોમણિજી, બુદ્ધિ ધીરજ બળ ભૂર રે;
ઉદ્યમ પ્રાક્રમ જસ હુવે જી, દૈવ રહે તસ દૂર રે. સાહસિક૦ ૧.
ચંદ્રશેખર કરૂણા નિધિ જી, દેખી રૂપની રેખ રે;
દિવ્ય ભૂષણ શુર સાટિકા જી, ભાલ તિલક સવિશેષ રે. સાહસિક૦ ૨.
કુંઅર કહે સુણ સુંદરી જી, રૂદન કરે શે કાજ રે;
વનમાં રહિ કિમ એકલી જી, નિજ કુળ વટ તજી લાજ રે. સાહસિક૦ ૩.
સા ભણે સુણ લઘૂ બાળકા જી, તુજને કહે શું થાય રે;
તનની વાત બાહિર પડે જી, દુખ કશું નવિ જાય. રે. સાહસિક૦ ૪.
બોલે કુંઅર લઘુ ગુરૂ તણું જી, બોલવું એ અસરાળ રે;
શલ્લા રતન અંતર જુઓ જી, ગાય વાળે તે ગોવાળ રે. સાહસિક૦ ૫.

ભજે કુલિસગિરી મોટકા જી, અકુંશ ગજ વશીકાર રે;
નજે અધિક તે ગુરૂ કહો જી, દીપક હરે અંધકાર રે. સાહસિક૦ ૬.
સા કહે તુમ વચનેં કરી જી, થઇ પરતિજ મુજ સાર રે;
પાકે સીથ ચાંપી લીયો જી, જનણિ એ ભટ આકાર રે. સાહસિક૦ ૭.
વાત સુણો એક માહારી જી, આ નગરે અમ વાસ રે;
મુજ પતિ નૃપ સેવા કરે જી, નિશ દિન રેહેતો પાસ રે સાહસિક૦ ૮.
શાસ્ત્ર રમણીનેં ભૂપતિ જી, થિરપણે કદી નવ હોય રે;
વાત પિશુન મુખ સાંભળી જી, રીસે ચડયો નૃપ સોય રે. સાહસિક૦ ૯.
હુકમ કરી કોટવાળને જી, સુળી ધરો મુજ નાહ રે;
અસન કરાવા નિશિ સમે જી, આવી ઇહાં ઉછાહ રે. સાહસિક૦ ૧૦.
ઉંચી સુળી પોંહોતી નહી જી, હું અબળા બળ રોય રે;
મુખ દેખી ભોજન કરૂં જી, ખંધ ચઢાવે કોય રે. સાહસિક૦ ૧૧.
મનિછા પુરણ મુજ શિર ચઢી જી, થિર થઇ કરો કહે રાય રે;
ખંધ ચઢી તવ સા તિહાં જી, કાતીએ કાપી મંશ ખાય રે. સાહસિક૦ ૧૨.
મંશ તણો ખંડ એક પડ્યો જી, કાપંતા નિજ ખંધ રે;
કુંઅર તે લેઇ નાસા ધરે જી, મંશ મૃતક દુરગંધ રે. સાહસિક૦ ૧૩.
તવ ઉંચું જોઇ ચિંતવે જી, હૈ હૈ વંતરી કોય રે;
છન્ન કરીનેં મુજ મારવા જી, ફંદ રચ્યો એ સોય રે. સાહસિક૦ ૧૪.
કુંઅર વદે રે પાપણી જી, જાણ્યું તુજ ચરિત્ર રે;
ખંધથી નાખી ભુતળે જી, હિંસક અસુરિ અપવિત્ર રે. સાહસિક૦ ૧૫.
ખડગ ગ્રહી જબ ઘા દિએ જી, નાઠિ લેઈ શરિર રે;
ગગનેં જતાં કુંઅરે ગ્રહિ જી, ખિંચિ લિયું તસ ચીર રે. સાહસિક૦ ૧૬.
સૂર મંદિર સૂતો જઇ જી, ચાલ્યો ઉઠી પરભાત રે;
જરણા પરણા ઉતરી જી, ચિત્રકૂટગિરિ જાત રે. સાહસિક૦ ૧૭.
તિહાં એક વનની કુંજમાં જી, દીઠો જૈન પ્રાસાદ રે;
કલ્પતરૂ મરૂ ભુમીએ જી, દેખી લહે આલ્હાદ રે. સાહસિક૦ ૧૮.
શાંતિનાથ પ્રભુ દેખિનેં જી, વંદ્યા ધરિય વિવેક રે;
રંગ મંડપ જબ આવિઆ જી, તવ દીઠો નર એક રે. સાહસિક૦ ૧૯.

કુંઅર પૂછંતાં તે કહે જી, મણિચુડ ખેટ નરેશ રે;
તસ સુત હું શંખચૂડ છું જી, ગુરૂ સુણી ઉપદેશ રે. સાહસિક૦ ૨૦.
જાત્રા જતાં ઇહાં આવિયો જી, ચૈત ઓલંઘ્યો અજાણ રે;
આકાશથી હું ભૂઇ પડ્યો જી, વિદ્યાની થઇ હાણ્ય રે. સાહસિક૦ ૨૧.
કુંઅર કહે શંખચૂડને જી, વિદ્યા લિઓ મુજ પાસ રે;
સાધો કહીને સધાવતા જી, વિદ્યા ફરી દેઇ તાસ રે. સાહસિક૦ ૨૨.
ખેટ વિમાન રચિ કરી જી, કુંઅરનો લહી ઉપગાર રે;
વિદ્યા વિધી બહુ રૂપણિ જી, દેઇ ગયો ગિરનાર રે. સાહસિક૦ ૨૩.
બિજે ખંડ રાસની જી, એ કહી પંચમી ઢાળ રે;
શ્રી શુભવીર કુંઅર તિહાં જી, સાધી વિદ્યા વિશાળ રે. સાહસિક૦ ૨૪.

## દોહરા.

સિંહ અને વળી પાંખર્યો, તિમ લહી વિદ્યા સાર;
મલપંતો મારગ ચલ્યો, એકણુ પીંડ કુમાર. ૧.
સાથ લેઇ પરિકર ઘણું, વરીયો એક સથવાહ;
પરવત નીકટ સરોવરે, ઉતર્યો દેખી સુછાંહ. ૨.
સારથપતિ ચિંતાતુરે, એહા તંબૂ ગેહ;
પૂછંતાં કહે કુમરને, છે અમ ચિંતા એહ. ૩.
ભિલ્લની પાલિ ગિરિ વચે, વસતા સબર અનેક;
ભીમ નામને પલ્લિપતી, લુંટંતો અતિરેક. ૪.
ખબર વિના આવી ચઢ્યા, હવે કુણુ કરવું કાજ;
તે ચિંતા ચિતમાં વશી, ઇહાં કિમ રેહેશે લાજ. ૫.
કિહાં જાઉં કુંઅર ભણે, જવું કરણાટક દેશ;
નૃપ કેહે નિર્ભય થઈ રહો, માં ધરો ભય ભિલ્લેશ. ૬.
કેસરીસિંહની આગળે, સબરા હરણ સમાન;
શેઠ વદે તુમ નજરથી, જિમ રવિ તિમિર વિતાન. ૭.
શેઠ વસુદત્ત ચિંતવે, ધૈર્ય બાળી નર એહ;
નમિ તેડિ સહુ ભોજને, રાતિ વસ્યા ધરિ નેહ. ૮.

## ઢાળ ૬ ઠી.

( સુણ મેરી સજની રજની ન જાયે રે—એ દેશી. )

લોક સકળ નિંદ્રા અનુસરતા રે, શેઠ સુભટશૂં ચોકી ફરતા રે;
ભિલ્લ ઘણા ગિરિથી ઉતરતા રે, વાનરપરેં કિકિઆટા કરતા રે. ૧.
એક પોહોર રાત્રિ જબ જાવે રે, મેઘ નિરજ્યું તિર વરસાવે રે;
સબર તિમિરભર ચિહુ દિશ ધાવે રે, ઘૂઅડ જ્યૂં ઘૂઘવાટા કરિ આવે રે. ૨.
દેખિકાર દિલ કંપાવે રે, બળિઆ સૂભટ તિહાં જુઝાવે રે;
બહુલી બળતી મશાલો કરતા રે, ભટ જૂઝંતાં પગ નવિ ઠરતા રે. ૩.
કાળા ભીલ્લ ને કાળી રાતે રે, બાવળ બદરી કંટક જાતે રે;
તે સાથે રણ કરિ ભટ જૂઝે રે, દેખી શેઠ તે ઉભા ધ્રુજે રે. ૪.
પલ્લિપતિ ભીમસેન તે આવે રે, સબર ઘણાને રણમાં લાવે રે;
શેઠના સુભટ રણેથી તુટે રે, ભિલ્લ હકાર્યાં સાથને લૂટે રે. ૫.
ચંદ્રશેખરને શેઠ જણાવે રે, તવ તે રણ મેદાને આવે રે;
કુંઅર ઉપર ભીમ બાણ તે સાંધે રે, નાગપાસથી નૃપ તસ બાંધે રે. ૬.
બહુ રૂપણી વિદ્યા ફોરવતા રે, રૂપ કપી જળ લાખ તે કરતા રે;
એક એક ભિલ્લને ચાંચમેં લેતા રે, ગગને ઉડી તે સવિ જાતાં રે. ૭.
ભૂતળ ભીલ રહ્યો નહિં કોઈ રે, સાથપતિ હરખ્યો તે જોઇ રે;
થિર કરિ લોકનેં રાતિ ગમાવે રે, પલ્લિપતિ સહ પંથે જાવે રે. ૮.
સઘળા પંખિને સંહારિઆ રે, ભિલ્લ દશોદશ ઝાંખરે પડિઆ રે;
ખંડિત દેહે નીજ ઘર પામે રે, પંખી દેખી ધ્રૂજતા ધામે રે. ૯.
ત્રીજે દિન કાંતિપૂર આવ્યા રે, સાથ સહૂ વનમાં ઉતરાવ્યા રે;
વિમળસેનપૂર સ્વામી આવે રે, મુક્તાફળે કુંઅરને વધાવે રે. ૧૦.
બોલે બાંધવ અચરીજ કીધું રે, પુન્યતણું ફળ પરીખ્ય લીધું રે;
કીધો બહુ જનને ઉપગાર રે, મારગ વેહેતો થયો સુખકાર રે. ૧૧.
એમ કહિ તુરંગ ચઢાવી તેહ રે, બહુ ઓછવશૂં લાવ્યો ગેહ રે;
નેહ ધરી કેતા દિન રાખે રે, પલ્લિપતિનેં કુંઅર તે ભાખે રે. ૧૨.
જો જીવીતની આશા રાખો રે, તો તસ્કરપણું દુરે નાંખો રે;
આપો પાકા તાસ જમાન રે, ફરિ ન કરવું એ તોફાન રે. ૧૩.

દેઈ જમાન તે નિજ ઘર જાવે રે, શેઠ રજા લેઇ પંથ સધાવે રે;
રાજા કુંઅરની ભક્તિ કરતા રે, દિન દિન તેહજ અધીકો ધરતા રે. ૧૪.
શ્રી શુભવીર કુંઅરશું મેળા રે, કરતા નવ નવ ભોજન ભેળા રે;
ચંદ્રશેખરનો રાસ રસાળ રે, બીજે ખંડે છઠ્ઠી ઢાળ રે. ૧૫.

**દોહરા.**

એક દિન રાજકચેરીએ, કુંઅરને નૃપ પૂછંત;
વિદ્યા રત્નનિધિ તમે, દેશ વિદેશ ફરંત. ૧.
મુજ માતુલ સુભગાપુરે, ચિત્રસેન છે રાય;
તસ કન્યા દો અપછરા, યોવન વય જબ આય. ૨.
એક યોગી દોય શિષ્યશું, આવી કિયો વનવાસ;
ત્રણ્યે ધુર્ત્ત શિરોમણી, રાયે કીયો વિશ્વાસ. ૩.
વેશ્યા તસ્કર અગનિ જળ, ઠગ ઠક્કર સોનાર;
એતાં નવિ હુવે આપણાં, મંકડ બકું બિલાડ. ૪.
વિશ્વાસે તે યોગિયા, લેઇ ગયા નિગ નાર;
ગામ ગામ ગિરિ જોવતાં, ન પડિ ખબર લગાર. ૫.
જો જાણો વિદ્યાબળે, ભાખો અમને તેહ;
કન્યા લેઇ ઘર આવિએ, જાય હૃદય સંદેહ. ૬.
તવ વળતું કુંઅર કહે, અપહરિ કન્યા દોય;
વરચિંતા: ટાળી અમે, પરણ્યા બાંધવ દોય. ૭.
રાય ભણે એ ક્ષત્રિનો, નહિ રૂડો આચાર;
પરનારી પરધન ભણી, અપહરતું નિરધાર. ૮.
કુંઅર કહે કન્યા તણા, સહસ ગમે ભરથાર;
જંબુવતી રૂખમણિ હરી, કૃશ્ને ક્ષત્રિ વિચાર. ૯.
પણ તુમ માતુલ વર પ્રિયા, હરતાં ગઇ તસ જાત;
મેં શઠશું શઠતા કરી, સાંભળજો તે વાત. ૧૦.

**ઢાળ ૭ મી.**

( સુતારિના બેટા તુંને વીનવું રે લો, મારે ગરબે માંડવડા લાવજો—એ દેશી. )
વયરિનું વચન નવિ વિસરે રે લો, અરિ કંટકની ગતિ દોય જો;

બળપાદ ત્રાણે સુખ ભાગીએ રે લો, નહિતો દૂર તજીએ સોય જો. વયરી० ૧.
લક્ષ્મીપુર અજીત નરેશરૂ રે લો, શેઠ ધનદ કરે નૃપ કામ જો;
દયાધરમ તિર્થ ધન વાવરે રે લો, ગુરૂદેવ ગુણે વિશ્રરામ જો. વયરી० ૨.
શ્રીમતિ વેશ્યા નૃપ સંસદી રે લો, કરે એક દિન નૃત્ય ઉદાર જો;
દાન માન નૃપતિ મંત્રિ દીએ રે લો, પણ શેઠ ન આપે લગાર જો. વયરી० ૩.
લોક બોલે તું સર્વને રંજતી રે લો, પણ ધનદત રંજ્યો જાય જો.
સુણિ ચિંતે ચતુર હું તો ખરિ રે લો, લેઉં ધન કરિ કોટિ ઉપાય જો. વયરી० ૪.
વળિ નૃત્યે રીજ્યો નૃપ એમ કહે રે લો, મુખ માગે તે આપું તુજ જો;
ભણે સા નિશિ સુપનેં શેઠે કહ્યો રે લો, લાખ દ્રવ્ય અપાવો મુજ જો. વયરી० ૫.
ભૂપ ભાસે શેઠ ધન આપિએ રે લો, ભણે શેઠ દીએ મહારાજ જો;
ઘર જઇનેં શોકાતુર ચિંતવે રે લો, કિમ રે'શે કયેરિએ લાજ જો. વયરી० ૬.
શૂક પૂછે શેઠ મુખથી સુણી રે લો, સુખદક્ષ મતિ દીએ તાસ જો;
લાખ મુલનું રત્ન લેઇ કરિ રે લો, ગયા શેઠ નરેશર પાસ જો. વયરી० ૭.
આદર્શ મુખે મણિ ધારીને રે લો, ભણે શેઠ વેશ્યાને એમ જો;
પ્રતિબિંબ રતન કર લિજિએ રે લો, વદે વેશ્યા લેવાએ કેમ જો. વયરી० ૮.
ભણે મંત્રિ સુપન પ્રતિબિંબમાં રે લો, નહીં ફેર ઇહાં લવલેશ જો;
ગઇ વળખિ ઘરે જનથી સુણ્યો રે લો, શૂકરાજનો એ ઉપદેશ જો. વયરી० ૯.
અન્યદા વેશ્યા નૃપ રીઝવી રે લો, કહે શેઠનો શુક દિયો મૂજ જો;
શેઠ પાસેથી રાયેં અપાવિઓ રે લો, લેઇ નિજ ઘર ગઇ અબુજ જો. વયરી० ૧૦.
લાખ દ્રવ્ય ગયો તુજ બુદ્ધિએ રે લો, ફળ દેખાડું તુજ પ્રત્યક્ષ જો;
પાંખ છેદિને દાસીને કહે રે લો, કરો શાકપાકમાં ભક્ષ જો. વયરી० ૧૧.
કહિ વેશ્યા ગઈ સખિને ઘરે રે લો, ગઇ દાસી કામવશ બાર જો;
શૂક હરખ્યો ભયે છાનો ચલી રે લો, એક પાંખે રહ્યો ખાળદ્વાર જો. વયરી० ૧૨.
આવિ દાસી જોતાં નવિ દેખિઓ રે લો, મંસ લાવી પકાવે શાક જો;
આવિ વેશ્યા ભોજન કરતી વદે રે લો, શુક પાપિનો એ ભલો પાક જો. વયરી० ૧૩.
સુણિ સૂડો ભયે મન ચિંતવે રે લો, જો જાણે તો હણશે એહ જો;
ખાળ મધ્યે અન્નાદિક ખાવતા રે લો, સજ પાંખ સહિત થઇ દેહ જો. વયરી० ૧૪.
શૂક ચિંતે વયર વાળું સહિ રે લો, કરિ બુદ્ધિ પ્રપંચ વિચાર જો;

જિમ સિંહને કૂપમાં પાડિયો રે લો, શશકે કરી બુદ્ધિ ઉદાર જો. વયરી૦ ૧૫.
ચિત ધારિને શુક ઉડિ ગયો રે લો, જઇ વિસ્નુમંદિર કરે વાસ જો;
નિત વેસ્યા તિહાં મજરો કરે રે લો, પછે જાય નૃપતિઆવાસ જો. વયરી૦ ૧૬.
એક દિન વેસ્યા હરિ મંદિરે રે લો, કરી નાટક માગે એમ જો;
મુજ વૈકુંઠનાં સુખ દિજિએ રે લો, મને વૈકુંઠ ઉપર પ્રેમ જો. વયરી૦ ૧૭.
હરિ પુંઠે રહી શુક ઉચ્ચરે રે લો, મુજ વાક્યનો જો વિશ્વાસ જો;
જીહાં દેવ દેવિ સેવા કરે રે લો, તે વૈકુંઠે તુજ કરૂં વાસ જો. વયરી૦ ૧૮.
ભણે વેસ્યા હરિથી ન વેગળી રે લો, શિર મુંડાવિ હરિ કહે આવ જો;
પછે મંત્ર દીયું તે જપો ધરે રે લો, રૂંડમાળા ગળે એક રાત જો. વયરી૦ ૧૯.
પછી નાચ કરી નૃપ આગળે રે લો, કહો જઇશું અમે વૈકુંઠ જો;
પછે નાચ કરત રાજમારગે રે લો, ગિત ગાતાં મનોહર કંઠ જો. વયરી૦ ૨૦.
બહુ લોકે વરિ ઇહાં આવજો રે લો, તુજ દેવું વૈકુંઠ નિવાસ જો;
મંત્ર આપો વદે સા સહુ કરૂં રે લો, સુણી મંત્ર દીએ શુક તાસ જો. વયરી૦ ૨૧.
ઓં રૂંડમુંડમુંડ ગડબડ ગોટી થાઓ મોહોટી નારાયણાયનમઃ ઠઠઠઠ સ્વાહા.
સોઇ મંત્ર ધરે મુંડાવિને રે લો, કરિ કિરિયા હરી ઘર આય જો;
નમી વંદિ કરી હરી પૂજતાં રે લો, કહે વૈકુંઠ ચલો હરિ રાય જો. વયરી૦ ૨૨.
શુક વૃક્ષે ચઢી તવ બોલિઓ રે લો, જિમ સાંભળે બાળગોપાળ જો;
રેરે મુંડા વૈકુંઠ રહ્યું વેગળું રે લો, ગયા વાળ ને થઇ વિકરાળ જો. વયરી૦ ૨૩.
શઠ સાથે અમે શઠતા કરૂં રે લો, દેઉ સયણને માન વિશેષ જો;
મુજ પાંખો વિછેદન તેં કરિ રે લો, તો મેં તુજ મસ્તક કેશ જો. વયરી૦ ૨૪.
શુક ઉડિ ગયો શ્રેષ્ટિ ઘરે રે લો, કરી ધર્મ ગયા દોય સર્ગ જો;
પિતા પુત્ર થઇ નર ભવ લહિ રે લો, હણિ કર્મ ગયા અપવર્ગ જો. વયરી૦ ૨૫.
કહે ચંદ્રશેખર સુણિ ભૂપતિ રે લો, સુણિ વાત ન રાખશો રોષ જો,
ખંડ બિજાની ઢાળ એ સાતમી રે લો, શુભવીરનો નહીં કાંઇ દોષ જો. વયરી૦ ૨૬.

**દોહરા.**

કુંઅર કથા કહી ચિંતવે, ઇહાં રેહેવું નહીં સાર;
એ નૃપ માતુલ કન્યકા, સમરે રિપુ હરનાર. ૧.
જિમ દ્વિજ સુત સમરણ કરે, પૂંછ છેદ અહિ શેષ;

ભાગે મનસી પ્રીતડી, તિણે જાવું પરદેશ. ૨.
ઇમ ચિંતિ દક્ષણ દિશી, કુંઅર ચલ્યા પરછન્ન;
ગિરિ પુર જોતાં પામિઆ, વિંધ્યાચળ ઉપવન. ૩.
ઉષ્ણકાળ ભૂતળ તપે, તપતો રવિ આકાશ;
કુંઅર તૃષાકુળ વન ગહન, પેઠો ધરી ઉલ્લાસ, ૪.
મુક્તાફળ જળકણતતી, પંકજ ભ્રમર ઉછાંહ;
ક્ષિર જળધી લધુ બંધુ સમ, સરોવર દીઠું ત્યાંહ. ૫.
શ્રમ તપતાપિત પંથીનેં, તરત ન પીવું નીર;
કર પદ મુખ નવિ ધોઇએ, કરવું ન સ્નાન શરીર. ૬.
એમ ચિંતિ વિસમી ઘડી, સ્નાન કરે જળપાન;
વૃક્ષ લતામાં જક્ષ ઘર, પેઠો કરિ બહુ માન. ૭.
જક્ષ શિરે મુક્તામયી, અરિહંત પડિમા દેખ;
ઉદક પખાલ કુસુમ દીજે, પૂજા કરત વિશેષ. ૮.
સર સન્મુખ દ્રષ્ટી ગઇ, ચૈત્યથિ વળતાં તાસ;
જળથી ઝળકે વિજળી, પ્રગટયો જાસ ઉજાસ. ૯.
કુંઅર વિલોકિ ચિંતવે, કોઇક કૌતક એહ;
યક્ષાલય પાછળ રહી, જોવે પરછન્ન દેહ. ૧૦.

## ઢાળ ૮ મી.

( શ્રીરોહિના સાળું હો કે ઉપર યોધપૂરીની ઢાળ છે—એ દેશી. )

સરોવર જળથિ હો કે નારિ નિસરી,
રૂપ અનોપમ હો કે તેજે ઉદ્યોત કરી;
ભૂષણ ચિવર હો કે ઝલકત અંગ ધરી,
કુંઅર તે દેખિ હો કે ચિંતે ચિત હરી. ૧.
સાગરપુત્રી હો કે વા વિદ્યાધરી,
સિદ્ધ વનિતા હો કે ઇંદ્રની અપછરી;
નાગ કુમારી હો કે અથવા વ્યંતરી,
વનની દેવી હો કે શ્રિલક્ષણ ભરી. ૨.
નયન કટાક્ષે હો કે નૃપ ચિંતા ઉતરી,

તેહની પૂંઠે હો કે વળી એક નિશારી;
દેવપુજાપો હો કે દોય કરમાં ધરી,
યક્ષને ચૈત્યે હો કે ગઇ અવનત કરી. ૩.
દેખી પુજા હો કે ક્રમણે આચરી,
સખિને પૂછે હો કે કિણે પૂજા કરી;
સા કહે પૂજત હો કે સબરાને સબરી,
સા ભણે ભીલની હો કે નહીં પૂજા ખરી. ૪.
તિણે કોઇ ઉતમ હો કે નર મન સંવરી,
પુજા કીધી હો કે જિન હ્રદયે ધરી;
ભુતળ રજમાં હો કે પગ શ્રેણી પરી,
સંખકજાંકુશ હો કે લક્ષણ રેખ ઠરી. ૫.
વાત કરંતી હો કે પૂજા પરહરિ,
કનકને કળશે હો કે સુરભી જળ ભરી;
જિન નવરાવી હો કે પૂજે પ્રેમ ધરી,
કર ધરિ વીણા હો કે ગીત સુકંઠ વરિ. ૬.
નાદે રીઝયો હો કે કુંઅર પ્રગટ થયો,
ઉઠી કુંઅરિએ હો કે તસ આદર દીયો;
સુરિ સાધરમિક હો કે લહિ નૃપ નતી કરે,
તવ લજવાણી હો કે તસ આસન ધરે. ૭.
બેસી પૂછે હો કે તુમે કુણ જાતિ છો,
એ સરોવરમાં હો કે વા વનમાં વસો;
યક્ષ દેવ થઇ હો કે કિમ જિન શિર ધરે,
સુણિ તે નારિ હો કે કુંઅરને ઉચરે. ૮.
જગનદત્ત દ્વિજ હો કે માકંદી પુરે,
દાળિદ્ર રાજા હો કે નિવસે તાસ ઘરે;
પ્રિયમતિ નારિ હો કે દુખમાં કાળ ગમે,
તસ મુખ આગે હો કે નંદન તેર રમે. ૯.
સોમ લઘુ સુત હો કે જ્યારે જન્મ થયો,

દ્વાદશ વરશા હો કે તામ દુકાળ થયો;
દાનની બુદ્ધિ હો કે લોકમેં દૂર ગઇ,
સ્ત્રી સુત વંચી હો કે ખાય એકાંત જઇ. ૧૦.
ધાન તે આઢું હો કે માઠું તેહ કરે,
બાળક નારી હો કે વેચી પેટ ભરે;
ઘર ને ઘરાણું હો કે ધાન નેં તુલ્ય દિએ,
પેટની વેઠ્યો હો કે કરિ દિન નિગમિએ. ૧૧.
ઘર તજિ લાજે હો કે જઇ પરદેશ ફરે,
વિખ ફસિ હો કે નર ને નારિ મરે;
નર શિરિ મંશજ હો કે ખાતાં ત્રાસ નહિ,
વિપ્ર વણિક જન હો કે અસુરના દાસ સહિ. ૧૨.
મિત્ર વિછોહી હો કે જાયે ભૂખ સરે,
મોહા મૂછાળા હો કે દીનપણું ધરે;
માતપિતા સુત હો કે ચઉદે મરણ કરે,
સોમ લઘુપર હો કે કરણા લોક ધરે. ૧૩.
ભિક્ષા વૃત્યે હો કે કાળ તે દૂર હરે,
યોવન વેળા હો કે દૂખે પેટ ભરે;
જૂગટિઆને હો કે ટોળે નિત્ય રમે,
સમશાન મોદક હો કે લાવિ નિત્ય જમે. ૧૪.
સૂરી આશાપૂરી હો કે દેહરે રાતિ ઠરે,
હેઠી નાંખી હો કે સૂરિનિ પૂઠપરે;
આટો મર્દન હો કે દીપક ઘૃત લેઈ,
ભોજન કરતો હો કે સુરિ શિર પગ દેઇ. ૧૫.
સોમની ઉપર હો કે એક દિન ક્રોધ ભરી,
રસના કાહાડી હો કે દીર્ઘ ભયંકરી;
સોમ તે ઉપર હો કે થુથુકાર કરે,
પાછિ રસના હો કે સુરિ નવિ સંહરે. ૧૬.
લોક પ્રભાતે હો કે દેખી ભય ધરતા,

ચિંતે નગરે હો કે અપ મંગળ કરતા;
લોક મળીને હો કે તસ નૈવેદ્ય કરે,
તો હે દેવી હો કે જીભ ન સંહરે. ૧૭.
સોમ લોકને હો કે કહે મુજ જો આલો,
શત સોનૈયા હો કે તો હરખે ચાલો;
શત એક પછી હો કે તિહાં રહે નિશિ ભરે,
કહે દેવીને હો કે રાંડ એ શું કરે. ૧૮.
પાખંડ છંડી હો કે જીભ તે સમવરૂ,
આ મુસળશું હો કે નહિતો ચૂરણ કરૂં;
દેવી બીહીની હો કે રસના સંહરે,
દેઈ સોનૈયા હો કે પુરજન હર્ષ વરે. ૧૯.
પામી ઉપાય હો કે એક દિન દેવિ ધરે,
પથ્થર મોહોટો હો કે લેઇ એમ ઉચરે;
ચૂર્ણ કરીશું હો કે તુજ મુર્તિ તણું,
નહિતર મુજને હો કે આપો દ્રવ્ય ઘણું. ૨૦.
ભય પામિને હો કે દેવિએ હાર દિયો,
હવે જો માંગીશ હો કે જાણજે પ્રાણ લિયો;
હાર લેઇને હો કે જાતો હર્ષવડે,
હાર સોનૈયા હો કે હાર્યો જુગટડે. ૨૧.
ચાલ્યો વિદેશે હો કે ધન આશા ભાવે,
કે તે કાળે હો કે વંધ્યાટવિ પાવે;
ભિક્ષાવૃત્યે હો કે ચિંતે ભવ ગયો,
સુખનો દાહાડો હો કે હજીઅ ન કાંઇ થયો. ૨૨.
ભુખ તરસમાં હો કે ઉષ્ણ ઋતુ કાળે,
અટવિ ભમતાં હો કે સર એક નીહાલે;
જળ ગળિ પીને હો કે વનફળ ખાવતો,
લવંગલતા ઘર હો કે દેખી જાવતો. ૨૩.
તિહાં લઘુ પડિમા હો કે રત્નની જ્યોતિ હશી,

પ્રથમ જિણંદની હો કે દેખી ચિત્ત વશી,
બીજે ખંડે હો કે આઠમી ઢાળ અશી,
શ્રી શુભવીરની હો કે વાણિ અમ્રતશી. ૨૪.

### દોહરા.

સોમદેવ મન ચિંતવે, માકંદી પુરી માંહી;
દીઠી હતિ પડિમાં ઇશી, આજ વશી દિલ માંહિ. ૧.
એહવા દેવ ન સેવીઆ, પરભવમાં એક ચિત્ત;
બીખંતાં આ ભવ ગયો, વ્યસને ન પામ્યો વિત્ત. ૨.
કોઈ સખા ઇન મુજ થયો, એકણુ પીંડ ભમંત;
કરૂણા કરી પરમેશ્વરે, દરશન દીધ એકાંત. ૩.
તાપસપરે આ વન રહી, કરૂં સેવા દિલ ધાર;
ભક્તિ વશે ભગવાન છે, ઊતારે દુખપાર. ૪.
નામ ગોત્ર નથિ જાણુતો, પણ એ પ્રભુ નિરધાર;
જળ કુસુમે પૂજ્યા પછે, કરશું ફળ આહાર. ૫.
ઇમ ચિંત પ્રભુને કહે, સાહીબ હું છું અજાણ;
સર વનફળીત સુથાનકે, છે તુમચુ રેહેઠાણ. ૬.
તો મુજને તુમ સેવના, ફળશે નિશ્ચય એહ;
એમ કહિ પ્રભુ ઉંચાસને, બેસારી ધરી નેહ. ૭.
નિત્ય પુજીને એમ ભણે, ચિંતામણિસમ દેવ;
તુમ પુજન ફળ જે હુવે, તે મુજ ફળજ્યો સેવ. ૮.

### ઢાળ ૯ મી.

( માહારી અંબાના હેઠ, ભર્યો રે સરોવરે હેલ્યો લે છે રે—એ દેશી. )

સોમદેવ કરે જિન સેવ, પણ અરિહાને ન ઓળખે રે;
ભદ્રક પણે ભક્તિ કરેવ, વનફળ માધુરતા ભખે રે;
નિશિદિન પ્રભુ ધરતો ધ્યાન, વન વસતો તપશી પરે રે;
જાણે પામ્યો પરમ નિધાન, મારા પ્રભુ રખે કો હરે રે. ૧.
એમ કેટલો કાળ ગમાય, વિષયવેળા ગઈ વિસરી રે;
એક દિન અતિઆહાર કરાય, મીઠાં વૃક્ષફળ સમવરી રે;

થઇ પેટ પીડ માહા શુળ, પણ મનથી પ્રભુ ન વિસરે રે;
તિણે મરણુ થયું અનુકુળ, ધ્યાન સમાધિ અંતે વરે રે. ૨.
થયો પ્રથમ નિકાએ યક્ષ, વ્યંતરની રાજધાનિએ રે;
લહે અવધિ નાણુ પ્રત્યક્ષ, રત્નશેખર નામે જાણિએ રે;
તિણે આવિ ઇહાં નિજ દેહ, અગન દહી સોચ તનુ કરે રે;
જિન આગળ વંદી તેહ, કર જોડી એમ ઉચરે રે. ૩.
દુનીયાએ કીધો દૂર, થાનક હાસ્યનાં લોકમાં રે;
ભટકતો દેશ વિદેશ, હું રેહેતો બહુ શોકમાં રે;
પામ્યો સુરની ઠકરાઇ, તે ઉપગાર પ્રભુ તુમ તણા રે;
એમ કહિ પૂજી જગનાથ, ચૈત્ય કરાવે સોહામણા રે. ૪.
નિજ પડિમા કરી થાપંત, ઉપગારિ પ્રભુ શિર ધરે રે;
જિનશેખર બીજું નામ, લોક માંહે તે ખ્યાતિ કરે રે;
હું કર્મ કરી છું તાસ, કનકપ્રભા નામ માહરૂં રે;
કહ્યું છે મુજ પૂજજો નાથ, સુંદર કામ એ તાહરૂં રે. ૫.
રત્નશેખરને આ દેશ, જિન ભગતિ ઇહાં આવતી રે;
લેઇ પુજાપો કરી સેવ, દાસીસ્યું ઘર જાવતિ રે;
વળી હું બહુલે પરિવાર, આવું ઊજળી પાંચમે રે;
કરૂં ઓછવ પૂજી નાથ, જુતેઇા દોય આઠમે રે. ૬.
રત્નશેખર બહુ પરિવાર, આવે દરશન કારણે રે;
નીજ મુર્તિ મુગટપર નાથ, દેખે ધ્યાનની ધારણે રે;
પ્રભુ ભક્તિ કરતાં મૂજ, કેતા વાસર વહિ ગયા રે;
ચંદ્રશેખર સાંભળી વાત, મન માંહે હરખિત થયા રે. ૭.
કહે કુંઅર મહા અચરિજ, મોહોટા નાથ નીહાળિઆ રે;
તુમ મુખ સુણતાં આ વાત, નયન કાન સફળા થયા રે;
માગો ઇચ્છા અનુસાર, બોલે સુરી તે તુમને દીયું રે;
ભણે સો જિનમેળા પ્રાંત, કાંઇ નથી જે માગી લિયું રે. ૮.
સા વદે તુમ જાવું દૂર, અટવિ પંથ વિખમો અછે રે;
કહિ કરથિ ઉતારી દીધ, વિધનહરા જડિ એક છે રે;

લેઇ દક્ષણ દિશ ઉદ્દેશ, જોતો ચલે તરુવન ગિરી રે;
મુક્તા ફળ જળ કલ્લોલ, રેવા નદી વચેં ઉતરી રે. ૯.
ચાલંત નદી દ્વિપમાં, ભીની રેત સુકોમાલી રે;
વાતાચૂ વિમળ પદ શ્રેણ, મધ્યે નારીપદ એક છે રે;
દેખી મન ચિંતે રાય, કિસ્સે કૌતક આગળે રે;
પગલાં અનુસારે જાય, શીઘ્રપણે જઇ ભેગો મળે રે. ૧૦.
સસલાં હરણાં કપિ વૃંદ, ટોળું દીઠું જતું મોજશું રે;
મધ્યે નવ યોવન નારિ, રૂપવંતી ચલે રીઝશું રે;
ને તાપસણિને વેશ, વલ્કલ પેહરીને ચાલતી રે;
એણીકા નામ કરાય, અંગ સુકોમળ માલતી રે. ૧૧.
તસ આગળ સુડો એક, ચાલે શાસ્ત્ર ભણ્યો ઠર્યો રે;
શુક સારીકા પરિવાર, જિમ ગુરૂ શીષ્યશું પરવર્યો રે;
ચિત ચિંતે દેખિ કુમાર, કૌતક આ નવિ વિસરે રે;
ઉપસમ પામી પશુ જાતિ, તાપસણીની સેવા કરે રે. ૧૨.
તરૂ હેઠે લતા ઘર પાસ, તે સરવે મળી બેશાયાં રે;
જઈ ભૂપ ભણે હે નારિ, તે પશુઆં કીમ ઇચ્છિયાં રે;
માણુસ ભયે ચંચળ નેત્ર, નાસંતાં શુક ઉચરે રે;
નહીં સ્વાપદ એ નરજાતિ, છે મનમાં ભયશું ધરે રે. ૧૩.
પંથ શ્રાંત સમાગત તેણ, આગત સ્વાગત કિજીએ રે;
તવ લાજ ધરી પૂછંત, પણ ભયથી તનુ ધ્રુજીએ રે;
ક્યાંથી આવ્યા કિઓ દેશ, જાઓ ક્ષણ ઉપવેસિએ રે;
તરૂ પલ્લવ બેશી કુમાર, કહે અમે દૂરથી આવિએ રે. ૧૪.
જવું દક્ષણ ઉતર પંથ, સુણિ શુક વાકયે સા જાવતી રે;
વનમાં મીઠાં ફળ સાર, જળ સાથે લેઇ આવતી રે;
ખાઇ પીવિ સમંત કુમાર, એણિકા શુકશં તિહાં રે;
બીજે ખંડે નવમી ઢાળ, શ્રી શુભવીરે ભાખી ઇહાં રે. ૧૫.

દોહરા.

કુંઅર કહે તમે કુણ છો, કિમ રહો પશુઆં પાસ;

લઘુ વય તાપસ વ્રત ધરો, વૈરાગે વન વાસ. ૧.
તવ સનમુખ સા નવિ જુવે, ન દિએ ઉત્તર જામ;
રાજકુંઆર તવ કુંઅરને, ઉત્તર દેવે તામ. ૨.
સુણિ ઉત્તમ અમ સ્વામિની, તુમથી બહુ લજવાય;
વળિ સંગતિ પશુ પક્ષિની, તિણે નરથી શંકાય. ૩.
પણ અચરિજ સુણવા ભણી, પૂછ્યા પ્રાર્થન રંગ;
તસ ઉત્તર જો નવિ મળે, તો હોય પ્રાર્થન ભંગ. ૪.
તિણે તુમને માંડી કહ્યું, મૂળ થકી અધિકાર;
ગુણિના ગુણ સુણવા ભણી, સજ્જનને બહુ પ્યાર. ૫.

## ઢાળ ૧૦ મી.

( સાબરમતિએ આવ્યાં છે જળ પૂર જો, ચારેને કાંઠે માતા રમિ વળ્યાં—એ દેશી.)

નદી નર્મદા દક્ષણ ત્રટે વિભાગે રે,
દેવાટવી નામે મહા અટવી વચ્ચે;
એક વડનો તરૂ શાખ પ્રશાખ વિશાળ જો,
તે વડમાં બહુલા શુક માળા રચ્યે;
તેહમાં એક મોટો શુકરાજ મચે. ૧.
જ્ઞાનીના મેળા મળવા દોહીલા,
મૂરખના મેળા પગ પગ સોહીલા. એ આંકણી.
તે શુક સુડીને સુત જન્મ્યો રૂડો રે,
સુડો રે યોવન વય મોહોટો ભયો;
ઉષ્ણ રૂતુને કાળે જળ અન પામે રે,
તાળુ કંઠ સોસે તિમ તરસ્યો થયો;
તરૂતળ શિત છાયા દેખિ તિહાં ગયો. જ્ઞાની. ૨.
આહેડી શુક ઝાલીને લેઈ ચાલ્યો રે,
પલ્લિપતિને જઇ તેણે ભેટ જ કર્યો;
રૂપે રૂડો સુડો નીલ નિહાળી રે,
રાજકિર નામ કરિ પંજર ધર્યો;
તેણે ભરૂઅચ ભૃગુ નૃપને ઘર મોકલ્યો. જ્ઞાની. ૩.

રાજકિર તે હું શુક આહીંયાં બેઠા રે,
રાજસુતા મદનમંજરી એક છે;
તેહને રમવા કારણ મુજને આપ્યો રે,
તેણિએ શીખાયો મુજ વિવેક છે;
થોડે દિન શાસ્ત્ર મતિ અતિરેક છે. જ્ઞાની. ૪.
થાવર જંગમ વિષ વિચિકિત્સા શીખ્યો જો,
હય હસ્તિ પુરૂષ સ્ત્રિ લક્ષણ ભર્યો;
નીતિ શાસ્ત્ર ભણાવી કર્યો ઉપગાર જો,
જૈન ધરમ પામી હું ભવજળ તર્યો;
એક દિન દેવ વૃંદ તે વનમાં ઉતર્યો. જ્ઞાની. ૫.
મુનિ કેવળ પામ્યા તસ ઓચ્છવ કરતા રે,
વનપાળક રાયને વાત જણાવતો;
કેવળ પામ્યા સ્વામી તુમારા તાત જો,
સાંભળીને રાજા વંદન જાવતો;
મુજ સાથે પુત્રીને પણ લાવતો. જ્ઞાની. ૬.
તિણે સમે આવિ નમિ વિદ્યાધર દોય જો,
પૂછંતા ભગવન સા કા એણિ પરે;
ભૃગુ નૃપ વિચમેં ખેટને કહે સા કુણ જો,
તે કહે જીનવંદી સમેતશિખર ગિરે;
વળતાં ને જતાં શત્રુંજય ગિરિવરે. જ્ઞાની. ૭.
રેવા નદિ દક્ષણ કુળ મૃગ ટોળામાં જો,
નારી એક દિઠિ યોવન મદભરી;
રે બાળા એકાકી રણ કિમ ભટકો જો,
મેં હાશે બોલાવિ રણમાં ઉતરી;
પણ અમને ન જોયા નાવ કાંઇ ઊચરી. જ્ઞાની. ૮.
ભયથી પશુઆંશું નાઠી જાય જો,
અમને રે જોતાં અદૃશ થઇ વળી;
લહી વિસ્મય આકાશ અમ ચાલંત જો,

સંશયભર આ વન દીઠા કેવળી;
સા કા એમ પુછ્યું જ્ઞાનીને મળી. જ્ઞાની. ૯.
એક સમયમાં જાણે તિકાલિક ભાવ જો,
તે વળિ સૂન જાણે પંડિત બાળના;
તે આગે શો વાત તણો વિસ્તાર જો,
મા આગે મુસાળ તણિ શી ચાસના;
સા કા એમ પૂછી સંશય ટાળના. જ્ઞાની. ૧૦.
કેવળિ ભખે એટ સુણો તે વાત જો,
ઉજેણીપૂરી વત્સાભિધ રાજિઓ;
વર્ધમાન સુત શ્રીમતિ પુત્રિ તાસ જો,
જયપુર રાજસુત સિંહ કુંવર તે પરણિયો;
વ્યસની જાણિ જનકે દેશવટો દિયો. જ્ઞાની. ૧૧.
સિંહ ને શ્રીમતિ વશિયાં જઇ એક ગામ જો,
પ્રેમભર્યાં દંપતિ કાળ ગમાવિએ;
શ્રીમતિ બાંધવ લહિ વૈરાગ વિશાળ જો,
જય ભૂષણ મુનિ પાસે દિક્ષા લિએ;
ગીતારથ થૈ વિચરે એકાકિ એ. જ્ઞાની. ૧૨.
માસખમણુનેં પારણે તે વીચરંત જો,
શ્રીમતિને ગેહે ગયા મુનિ ગોચરી;
દુરથી દેખિ સા મન ચિંતે એમ જો,
મુજ બાંધવ રાજ્ય તજી દિક્ષા વરી;
ધૂતારે ધુત્યો પાખંડે કરી. જ્ઞાની. ૧૩.
ચિર દરશન ઉતકંઠીત મન હરખતી જો,
ધરે તન બીડિ વળગી સા નેહે ભરી;
તસ પતિ આવત ચિંતે ચેષ્ટા દેખિ જો,
ઊભી કોઇ નરનું આલિંગન કરી;
નારી જાત રાખિ ન રહે પાંશરી. જ્ઞાની. ૧૪.
ક્રોધે ભર્યો કરે મુનિનો ખડગે ઘાત જો,

સો દેખી નિજ બાંધવને મારિયો;
મુસળ દેઇ કપાળે કંતને માર્યો જો,
સિંહે નારિ મારિ ખડ્ગે ઘા દિયો;
સાધુ સમાધિ પામિ મરિ સરગે ગયો. જ્ઞાની. ૧૫.
સૌ ધરમે સાગર આયુ ભવ છંડી જો,
ભરૂઅચ ભૂપ થઇને તે હું કેવળી;
સિંહ મરીને પેહેલી ન[illegible] પાંહોતો જો,
ક્રોધ ભરી ગઇ નરકે નારિ વળી;
રત્નપ્રભાયે સાગર આયુ બિહુ મળી. જ્ઞાની. ૧૬.
દસ વિધ વેદન છેદન ભેદ ન પામે જો,
પામે રે રિખિ હત્યા પાપ જ કરી;
બીજે ખંડે દસમી ઢાળ રસાળ જો,
અંતે ક્રોધ કરતાં શ્રીમતિ દુઃખ વરી;
શ્રી શુભવીર વયણાં જો નવ ચિત ધરી. જ્ઞાની. ૧૭.

**દોહરા.**

જે મુનિની નિંદા કરે, હેલે બહુ શ્રુતવંત;
મુનિ હત્યા પાપે કરી, પામે મરણ અનંત. ૧.
તિમ અંતે ક્રોધ જ કરે, જાય સમાધી દૂર,
પરમાધામી વશ પડે, પામે કલેશ પડૂર. ૨
સિંહકુમર હત્યા થકી, શ્રીમતિ ક્રોધ ભરાય;
એકજ નરકાવાસમાં, સાગર આય ખપાય. ૩
જ્ઞાની વિણુ કુણુ વાત એ, જાણે કરે ઉપગાર;
ચંદ્રશેખર શુકને ભણે, કહો આગળ અધિકાર. ૪

**ઢાળ ૧૧ મી.**

(ઉંચા મેહેલ ચણાવો ઝરૂખે માળિઆ, માહારા લાલ—એ દેશી.)

કેવળી કહે સુણુ ખેચર નરકથી નીસરી, માહારા લાલ.
સિંહકુંઅર નંદિપુર બ્રાહ્મણુ ભવ કરી; માહારા લાલ.
તપસિ ત્રિદંડિ અલ્પા યૂં મરણે ગયો, માહારા લાલ.

જ્યોતિષ ચક્રે દેવ ભયો નિરજર થયો. માહારા લાલ. ૧.
કોઇક કેવળી પાસે નિજ પરભવ સુણ્યો, માહારા લાલ.
ક્રોધે ભયોં મન ચિંતે પ્રિયાએ મુજ હણ્યો; માહારા લાલ.
દુરાચારણિ નારિ એ કિહાં જઇ ઉપની, માહારા લાલ.
હવે તે સુણજો વાત શ્રીમતિ નારી તણી. માહારા લાલ. ૨.
કોઇ ભવાંતર પુન્ય ઉદયથિ તિએ મળી, માહારા લાલ.
પાપતણા ફળ ભોગવિ નરકથી નીકળી; માહારા લાલ.
બાંધવ મુનિ દરશનથી નરગતિમાં ગઇ, માહારા લાલ.
પદ્મપુરે નૃપ પદ્મતણી કન્યા થઇ. માહારા લાલ. ૩.
દેખિ વિભંગે સિંહદેવ જનમી જિકા, માહારા લાલ.
લેઇ નાંખિ વંધ્યગિરિ વન બાળિકા; માહારા લાલ.
નિર્દય પાપીને નહિ કરૂણા એક ઘડી. માહારા લાલ.
કિસલય કોમળ પત્રે પુન્યથકી પડી. માહારા લાલ. ૪.
શીતળ પવનનિ લેહેરે સજક થૈ હતી, માહારા લાલ.
દુશ્મન ચિંત્યું ન થાય રતિ જસ જાગતી; માહારા લાલ.
એક સગર્ભા હરણિ તિહાં તવ આવતી, માહારા લાલ.
કન્યા પાસે પ્રસવ થયો પેટ વેદનવતી. માહારા લાલ. ૫.
જાણે જણ્યાં દોય બાળ મેં સા આર્જવવતી, માહારા લાલ.
બેહુને ધરી સ્તન નિચિ પડી ધવરાવતી; માહારા લાલ.
મોહોટાં કર્યાં દોય બાળ તિણે થાનક રહી, માહારા લાલ.
કન્યા પુન્ય પસાય થયો ભય કો નહીં. માહારા લાલ. ૬.
હરણાં વાનર બાળકશું ભેળી રમે, માહારા લાલ.
વનફળ ખાતી યોવન પામી તિમ ભમે; માહારા લાલ.
વન કુંજે ઘર શયન વિશાળ શિળા તળે, માહારા લાલ.
દેખી સંબરી અંગ ધરી પૂરે વલકલે. માહારા લાલ. ૭.
પંખિ પશુ સંગે રહે માણસથી નાસતી. માહારા લાલ.
તે તુમે દિઠિ કુરંગ ટોળામેં જાવતી; માહારા લાલ.
કેવળી કેહે અમ પરભવની એ સહોદરી, માહારા લાલ.

વિદ્યાધર દોય કેવળીને પૂછે ફરી. માહારા લાલ. ૮.
સ્વામિ કહો એ સમકિત પામશે કે નહીં, માહારા લાલ.
જ્ઞાની વદે આ ભવ સમકિત લેશે સહી; માહારા લાલ.
ખેટ ભણે કુણ એહનો ધર્મગુરૂ થશે, માહારા લાલ.
મુનિ કહે મુજથી કીર એ શુકથી પામશે. માહારા લાલ. ૯.
ચંદ્રશેખર નૃપ નંદ એણિ નામ ટાળશે, માહારા લાલ.
મદનમંજરી મૃગ સુંદરી દોયને પરણશે; માહારા લાલ.
મદનમંજરી કેવળી એમ મુખથી સાંભળે, માહારા લાલ.
સત્ય વચન દાદાનું કરણ મુજ મોકલે. માહારા લાલ. ૧૦.
તવ સુણ ઉત્તમ રાજકીર હું નીકળ્યો, માહારા લાલ.
વન ગિરિ ભમતાં રેવાતટ તસ જઈ મળ્યો; માહારા લાલ.
મૃગટોળે ભમતી આ દિઠિ એણિકા, માહારા લાલ.
શુક જાણિ મુજશું ધરે પ્રેમ એ બાળિકા. માહારા લાલ. ૧૧
ભક્ષાભક્ષ વિવેક મણુઅ વ્યવહારમાં, માહારા લાલ.
જૈન ધરમ સમજાવી સમકિત સારમાં; માહારા લાલ.
પુરવ ભવની વાત સુણાવી અદભુતા, મહારા લાલ.
પદ્મરાય પુત્રિ તું નહીં હરણી સુતા. માહારા લાલ. ૧૨.
પૂરવ ભવ પતિ વયરિએ વનમાં તજી, માહારા લાલ.
ભટકે કિશૂં વનવાસ પશૂ ભેળાં ભજી; માહારા લાલ.
યોવન વય વહિ જાય અરણ્ય જિમ માલતી, માહારા લાલ.
આ વનવાસ તજી નર વાસ કરો રતી. માહારા લાલ. ૧૩.
મદનમંજરિના મેળા કરાવું મોજમાં, માહારા લાલ.
ગીત વિનોદ તજી શું રેહેવું રોઝમાં; માહારા લાલ.
ચંદ્રશેખર પણ મળશે પુન્ય દિશા બળે, માહારા લાલ.
કેવળી વયણ ન જુઠું જો મેરૂ ચળે. માહારા લાલ. ૧૪.
રાજાની થઈ રાણિ સુખે લિલા કરો, માહારા લાલ.
ગુરૂમુખ ધર્મ સુણિ પરભવ સફળો કરો; માહારા લાલ.
એમ સુણિ સા કહે મુજને આ વન સુંદરં, માહારા લાલ.

ફાસુ મુળ ફળ પત્ર પડ્યાં લક્ષણ કરૂં. માહારા લાલ. ૧૫.
ચંપળ વિષય ખળ સંગતિ રેહેવું લોકમાં, માહારા લાલ.
વળી સંયોગ વિયોગે વસવું શોકમાં; માહારા લાલ.
એમ કેહેતિ રહે છે પશુમેં નત જે અક્ષું, માહારા લાલ.
શુક વદે નર તમે પુછ્યું તે મેં સવિ કહ્યું. માહારા લાલ. ૧૬.
નૃપ કહે ઉઠશું તુમ સાધર્મિક વંદિને, માહારા લાલ.
એણીકા ભણે રાજ ન જાવો છંડિને; માહારા લાલ.
વન તપ કરતાં સમકિતધર શ્રાવક મળ્યા, માહારા લાલ.
જિન પુજન વનવાસ મનોરથ મૂજ ફળ્યા. માહારા લાલ. ૧૭.
થઇ મધ્યાનની વેળા જળમંજન કરો, માહારા લાલ.
વન ચૈત્યે આદિશ્વર પૂજા અનુસરો; માહારા લાલ.
અમે પણ જિન પુજા કરશું વિધિએ ખરે, માહારા લાલ.
એમ કહિને બિહુ જણ જૈ જિન પૂજા કરે. માહારા લાલ. ૧૮.
નિશિહિ પ્રમુખ ત્રિક સાચવિને નીસરે, માહારા લાલ.
રાજ્ય કીર દરશિત તરૂ ઘરમાં સંચરે; માહારા લાલ.
એણિકા જળ ફળ લાવીને ભેટ જ ભરે, માહારા લાલ.
ખાનપાન ખિણ વિસમી એણી ઉચરે. માહારા લાલ. ૧૯.
સામુદ્રિક ભણિ તુમ લક્ષણ શુભ દેખીયાં માહારા લાલ.
લોહચમકપરે મુજ ચિતડાં સંહરિ લિયાં; માહારા લાલ.
એમ કહિ ભાષા કળા નીતિ શાસ્ત્ર કથાવતી, માહારા લાલ.
એણીકા તિહાં કીર કુંઅર મન રંજતી. માહારા લાલ. ૨૦.
એણિ કહે તુમ દેશ જાતિ કુળ વંશ શ્યો. માહારા લાલ.
સાધર્મિક આગે કેહેતાં અંતર કિશો; માહારા લાલ.
કુંઅર ભણે કાશીપતિ પુત્ર પિછાણજો, માહારા લાલ.
કેવળી વયણથિ નામ અમારૂં જાણજો. માહારા લાલ. ૨૧.
સુણિ વિસમિત શુક એણીકા આનંદિયાં, માહારા લાલ.
સમરિ કુંઅરે ત્રિલોચના દેવિ આવીયાં; માહારા લાલ.
વાત સુણિ વર ભૂષણ વસ્ત્ર મંગાવતી, માહારા લાલ.
મૃગસુંદરી ધરિ નામ એણીને પેહેરાવતી. માહારા લાલ. ૨૨.
વિરચી વિમાન સરવને લાસે પદમપુરે, માહારા લાલ.
આગળ જઇ નૃપ પદ્મને શુક વાત જ કરે; માહારા લાલ.

રાજા રાણી સજ્જન સન્મુખ આવીયાં, માહારા લાલ.
નયનાશ્રુ પીતરે પુત્રી નવરાવીયાં. માહારા લાલ. ૨૩.
ખોળે બેસારી માય હૃદય ભેટી મળે, માહારા લાલ.
જનમ વિયોગના મેળા ખિણમાં ના વળે; માહારા લાલ.
માત સુતા જનકાદિક બહુ પરે, માહારા લાલ.
ત્રિલોચના સમજાવિ લાવે તસ ઘરે. માહારા લાલ. ૨૪.
દિએ બહુ માન કુંઅરને નૃપ ભેળા જમે, માહારા લાલ.
ધૂપ દીપ નૈવેદ્ય સુરીને મન ગમે; માહારા લાલ.
જનમોચ્છવ કરે ઘરઘર તોરણ ભેટણાં, માહારા લાલ.
બંધિખાનાં છોડી દિએ દાન જ ઘણાં. માહારા લાલ. ૨૫.
રાજકિર ભરૂઅચ્ચ ભગુરાયને જઈ કહે, માહારા લાલ.
વાત સુણી શુક મુખથી હરખ ઘણો લહે; માહારા લાલ.
રાય સુતા લેઈ સાથ પદમપુર આવતા, માહારા લાલ.
પરમોચ્છવ કરી વરકન્યા બિહુ પરણાવતા. માહારા લાલ. ૨૬.
કુંઅરને હય ગય કંચન ગામ બહુ દિયાં, માહારા લાલ.
દેવિ ત્રિલોચના કુંઅરે વિસરજન કિયાં; માહારા લાલ.
છળ કરતાં સુરીનું લિઉં ચિર તે મોકલે, માહારા લાલ.
ત્રિલોચના રતિસુંદરીને આપી ચલે. માહારા લાલ. ૨૭.
કામદેવ રતિપ્રીતિશું જિમ સુખ વરે, માહારા લાલ.
કુંઅર ભુજાલ વિશાળ તિહાં લીલા કરે; માહારા લાલ.
પૂરણ બીજે ખંડ એ ઢાળ અગીઆરમી, માહારા લાલ.
શ્રી શુભવીરની વાણિ ચતુરને ચિત ગમી. માહારા લાલ. ૨૮.

## ચોપાઈ.

ખંડ ખંડ જિમ ઇક્ષુ ખંડ, ચંદ્રશેખરનું ચરિત્ર અખંડ;
શ્રી શુભવિજય ગુરૂથી લહ્યો, બીજે ખંડ તસ શીષ્યે કહ્યો. ૧.

**इति श्री तपागच्छाधिराज भट्टारक श्री विजयसिंह सूरि-संतानिय पंडित श्री शुभविजय गणिशिष्य भुजिष पंडित वीरविजय गणिभिर्विरचिते चंद्रशेखर चरित्रे प्राकृत प्रबंधे कंचुक सहप्रिया-वालन कन्याहरण विवाहद्वय मदनमंजरी मृगसुंदरी पाणिग्रहण वर्णनो नाम द्वितीय खंडः ॥**

# ખંડ ૩ જો.

## દોહરા.

શ્રી શુભવિજયજી મુજ ગુરૂ, સુરગુરૂ સમ વિખ્યાત;
સમરંતા સુખ સંપજે, જપતાં અક્ષર સાત. ૧.
બીજો ખંડ અખંડ રસ, પૂરણ હુવો મન રંગ;
ત્રીજો ખંડ કહું હવે, સુંદર શ્રોતા સંગ. ૨.
જો શ્રોતાજન મંડળી, વક્તા સનમુખ દત્ત;
ચંદ્ર થકી અમૃત ઝરે, કૈરવ વન પરત્યક્ષ. ૩.
મૂરખ શ્રોતા આગળે, વકતાનો ઉપદેશ;
પાઠક વયણ સુણિ કરે, વૃથા ચિત્ત કલેશ. ૪.
વિપ્ર ભણે વૃથા તમે, સમજી રૂવો છો કેણ;
મુજ પાડુ આરડિ મુઉં, રુખ તુમ પ્રગટે તેણ. ૫.
પડિકમણે ઠાઉં દેવશી, હું પણ ખીમસિ ઠાઉં;
ઝઘડે પડિકમણા વિના, બિહુ કહે નિજ ઘર જાઉં. ૬.
અંધા આગે આરશી, કરણ બધિર પુરગાન;
મૂરખ આગળ રસ કથા, એ ત્રણે એકજ તાન. ૭.
તિણે નિદ્રાદિક પરિહરિ, સુણજો શ્રોતા દક્ષ;
જાણ હશે તસ રીઝવું, બાણી ન ભૂલે લક્ષ. ૮.
એક દિન ભૃગુ નૃપ કુંઅરને, ભણે ભરૂઅચ મહારાજ;
આવો તો વંછિત ફળે, પુન્ય અમારાં આજ. ૯.
તે સુણી મૃગસુંદરિ કહે, રેહેજ્યો પિતરનિ પાસ;
જનમ વિયોગ મટ્યા પછે, સાસરે કરજો વાસ. ૧૦.
એમ કહિને સવિ સૈનશું, ભૃગુ નૃપ કુંઅર ચલંત;
રાજ્યકીર પંજર ધરી, ભરૂઅચ પુર આવંત. ૧૧.
મદનમંજરી વર દેખવા, લોક ઘણા હુંશિઆર;
તિણે નગરી શણગારિને, આવ્યા રાજદ્વાર. ૧૨.
વાસ ભુવન સુરભવનસમ, દીધું રેહેવા તાસ;

દંપતિ તિહાં સુખભર રહે, કરતાં લીલા વિલાસ. ૧૩.
એક દિન કુસુમોદ્યાનમાં, વિજયસેન સુરિરાય;
સમવસર્યા મુનિમંડળે, પૂરવધર કેહેવાય. ૧૪.
વનપાળક મુખથી સુણિ, કુંઅર નૃપાદિક જાય;
સુરિ વંદિ દેશના સુણે, બેસી યથોચિત ઠાય. ૧૫.

## ઢાળ ૧ લી.

( ઇડર આંબા આંબલી રે— એ દેશી. )

ધરમ પરમ ગુરૂ ભાખિયો રે, તત્વ રતનત્રયી સાર;
દુરગતિ પડતાં પ્રાણીને રે, ધરમ પરમ આધાર.
સુગુણ નર સમજો હૃદય મઝાર. ૧.
ધરમાવના પશુ પ્રાણિઆ રે, રોળે આ સંસાર;
સર્ણ વિહૂણા પરભવે રે, દુખિઆ દિન અવતાર. સુગુણ૦ ૨.
દાન શિયળ તપ ભાવના રે, સમકિત મૂળ વ્રત બાર;
મનવચકાએ સેવતાં રે, સ્વર્ગગતિ અવતાર. સુગુણ૦ ૩.
દાનાદિક ગુરૂ ભક્તિથી રે, સુખસંપદ શું વિશાળ;
ચિત્રસેન પદ્માવતી રે, વરિ શિવ વહૂ વરમાળ. સુગુણ૦ ૪.
ચંદ્રશેખર વિનયે કરિ રે, પુછે પરણમિ પાય;
તે પુન્યશાળી કુણ થયો રે, કહિએ કરિ સુપસાય. સુગુણ૦ ૫.
સુરિ ભણે આ ભર્તમાં રે, નામે કલિંગ દેશ;
વસંતપુર પાટણ ધણી રે, છે વિરસેન નરેશ. સુગુણ૦ ૬.
રતનમાળ રાણી સતી રે રૂપવંતી ગુણ માળ;
ચિત્રસેન તસ પુત્ર છે રે, દાતા વીર દયાળ. સુગુણ૦ ૭.
બુદ્ધિસાર મંત્રિસરૂ રે, વિનયી ન્યાઇ મતિવંત;
રાજકાજ ધૂરંધરૂ રે, ગુણમાળાનો કંત. સુગુણ૦ ૮.
રતનસાર સુત તેહને રે, જ્ઞાયક શાસ્ત્ર અનેક;
સુશિલ સત્ય ગુણે જયો રે, ધરતો વિનય વિવેક. સુગુણ૦ ૯.
રાય સચિવ દોય પુત્રને રે, પ્રીતિ રાગ વિશેષ;
નિરંકુશ નૃપ સુત ભમે રે, નગરે ઉદ્દભટ વેશ. સુગુણ૦ ૧૦.

રૂપવંતી પૂર નારિયો રે, રંજન કરતો તાસ;
ધન આપી ક્રીડા કરે રે, લેઇ જાય વનવાસ. સુગુણ૦ ૧૧.
પ્રજા લોક ભેગા મળી રે, વિનવતા જઇ રાય;
ચિત્રસેન ચિત્રક જિસો રે, દુનિયાને દુખદાય. સુગુણ૦ ૧૨.
પુત્રપરે પાળિ પ્રજા રે, સાહિબ તુમે ધરિ નેહ;
તુમ સુત જગ ઉનમાદથી રે, રહિએ કિણિપરે ગેહ. સુગુણ૦ ૧૩.
સુણિ નૃપ વચન સુધારસે રે, સિંચિ વિસર્જ્યા તેહ;
ચિંતે નૃપકુળ ઉજળો રે, મશિ કુર્ચક સુત એહ. સુગુણ૦ ૧૪.
રહિયત ઉદવેગે કરી રે, જાય વિદેશ નિદાન;
કંચનને શું કિજિએ રે, જેહથી ટૂટે કાન. સુગુણ૦ ૧૫.
આવ્યો કુંઅર નૃપ આગળે રે, બેઠો કરિય પ્રણામ;
બીડાં ત્રણ અવળે મુખે રે, રાજા આપે તામ. સુગુણ૦ ૧૬.
ચિત્રસેન વિસ્મય લહે રે, એહ કિશ્યો ઉતપાત;
ચિંતા ચિતમાં વ્યાપતી રે, જાણે વજરનો ઘાત. સુગુણ૦ ૧૭.
રાય કૃતાંત સમો કશો રે, રૂઠ્યો કરત વિનાશ;
એમ ચિંતિ બીડાં ગ્રહીરે, પોહોતો જનની પાસ. સુગુણ૦ ૧૮.
બીડાં ત્રણ તાતે દીયાં રે, શું કરવું હવે કાજ;
મા કહે દૂરે ટળો રે, તુમથી ગઇ અમ લાજ. સુગુણ૦ ૧૯.
એમ કહિ અંગજ મોહથી રે, રત્ન દિએ તસ સાત;
સંબળ દેઇ માતા કહે રે, રેહેશો નહિ પરભાત. સુગુણ૦ ૨૦.
ખડગ ઢાલ લેઈ નિકળ્યો રે, ચરણ નમી નિજ માત;
મિત્રને મળવા કારણે રે, રત્નસાર ઘર જાત. સુગુણ૦ ૨૧.
ત્રિજે ખંડે એ કહી રે, ઢાળ પ્રથમ રસ લેશ;
શ્રી શુભવીર કુંઅર તણો રે, પુન્ય ઉદય પ્રદેશ. સુગુણ૦ ૨૨.

**દોહરા.**

વાત સુણાવિ મિત્રને, કહે જઇશૂં પરદેશ;
ભુજબળથી લક્ષ્મી લહી, કરશું સકળ વિશેષ. ૧.
મુજ અવગુણ દેખી કરી, તાતે ન રાખ્યો હજૂર;

વ્યાધી વ્યસની વિષધરા, આગણથી સવિ દૂર. ૨.
આજ નિશાએ ચાલશું, સુખભર રેહેજો આંહિ;
મુજ માતાની સેવના, કરજ્યો નિત ઊછાંહિ. ૩.
રત્નસાર એમ સાંભળી, બોલે થઇ ઉજમાળ;
મિત્ર વિયોગે દેહ એ, ધરિએ કેતો કાળ. ૪.
સુખ દુખ માંહિ સખાઇ જે, તે જગ મિત્ર કહાય;
તુમ સાથે અમે આવશું, દેહ જિહાં તિહાં જાય. ૫.
કાર્યાકાર્ય વિચારણા, કરવી મિત્રને કામ;
પ્રીત કરીને જલાંજલી, દેશું સ્નેહને નામ. ૬.
બિહુ જણ એક મતો કરી, નિશિએ નિકળિયા દોય;
શાબ્દ શુકુન શાસ્ત્રે કહ્યાં, તે પણ સુંદર હોય. ૭.

## ઢાળ ૨ જી.

(તમે વસુદેવ દેવકીના જાયાજી લાલજી લાડકડા—એ દેશી.)

ભણ્યો શાસ્ત્રે શુકુન વિચાર જી, ચતુરો ચિત ચેતો.
સુણો લેશ થકી અધિકાર જી; ચતુરો ચિત ચેતો.
આપય વીસર્જય ગચ્છ જી, ચતુરો૦
સુણો જાઓ નિમુચ નિગચ્છ જી. ચતુરો૦ ૧.
કરો સિદ્ધ શબ્દ એ રૂડા જી, ચતુરો૦
વદે વિપરિત સાતએ ભુંડા જી; ચતુરો૦
તેલ મર્દન વમન મુંડાવે જી, ચતુરો૦
કરી મૈથુન રોતો જાવે જી. ચતુરો૦ ૨.
માછ પય મધ તક ને દારૂ જી, ચતુરો૦
તેલ ખાઇ ગામ ન ધાઇ જી; ચતુરો૦
પન્નગ દેખી મંજાર જી, ચતુરો૦
કરિ કલહ રજુસ્વાળા નારિ જી. ચતુરો૦ ૩.
ઘર બળતે વૃષ્ટી અકાળ જી; ચતુરો૦
શબ સુતક શિ પેટ બાળ જી; ચતુરો૦
કરિ સ્નાન રીસ મન ધારિ જી, ચતુરો૦

કરિ આક્રોશ નારિને મારી જી. ચતુરો૦ ૪.
કહે કોઇ જશો કિહાં ખાસ્યો જી, ચતુરો૦
વળગે વસ્ત્રે નવિ જાશો જી; ચતુરો૦
કંટક ભાગે પગ ઠેસ જી, ચતુરો૦
મળે સનમુખ વિરૂએ વેશ જી. ચતુરો૦ ૫.
જાય અન્ન તજી થઇ સૂરો જી, ચતુરો૦
ઘર ઓચ્છવ મેહેલી અધૂરો જી; ચતુરો૦
કેશ છૂટે નગન ને યોગી જી, ચતુરો૦
ઇંધણુ ભૂખ્યો ને રોગી જી. ચતુરો૦ ૬.
અંધ કૂબજા વંધ્યા કાણો જી, ચતુરો૦
દ્વિજ ધોબિ ને કુળ હિણો જી; ચતુરો૦
સન્મુખ આવંતાં ભુંડા જી, ચતુરો૦
હવે શુકન કહીશું રૂડા જી. ચતુરો૦ ૭.
કુંભ કન્યા દધિ ફળ ફૂલ જી, ચતુરો૦
કટીસુત નારી અનુકૂળ જી; ચતુરો૦
વચ્છ સંયુત ગૌ મદ્ય મંસ જી, ચતુરો૦
કરિ તુરગનો રથ પરસંસ જી. ચતુરો૦ ૮.
નિર્ધુમ અગનિ સિદ્ધ અન્નજી, ચતુરો૦
ધ્વજ મચ્છ યુગલ અવિપન્ન જી; ચતુરો૦
વેશ્યા માટી ગુરૂ ભુપ જી, ચતુરો૦
નાપિત કર અરિસો અનૂપ જી. ચતુરો૦ ૯.
કર દંડ જૈન મુનિ વેશ જી, ચતુરો૦
પંચ પરમેષ્ટી નિવેશ જી; ચતુરો૦
ખરશામ ચડી વામ બોલે જી, ચતુરો૦
કૌશિક વાયસ શિયાળે જી. ચતુરો૦ ૧૦.
પરભાતે તેતર વામ જી, ચતુરો૦
અપરાહ્ને દક્ષણ ઠામ જી; ચતુરો૦
ચીબડી કપિ દક્ષણ વાચા જી, ચતુરો૦

તિમ નીલ ચાસ પણ સાચા જી. ચતુરો૦ ૧૧.
મૃગ દક્ષણ શુભ પ્રભાતે જી, ચતુરો૦
સંધ્યાએ ડાબાં જાતે જી; ચતુરો૦
એક છીંકા કુતર કાન જી, ચતુરો૦
ગામ જાતાં ન મળે ધાન જી. ચતુરો૦ ૧૨.
શુદ્ર દ્વગ દોય વેશ્યા નાર જી, ચતુરો૦
નવ નારી ને ક્ષત્રિ ચાર જી; ચતુરો૦
ત્રણ બ્રાહ્મણ ભેગા જાવે જી, ચતુરો૦
ફરિ નિજ ઘર વાસ ન આવે જી. ચતુરો૦ ૧૩.
દોય મિત્ર શુકુન શુભ દેખિ જી, ચતુરો૦
ચાલ્યા વર પંથ ગવેખિ જી; ચતુરો૦
દિન કેતે અટવી પોહોતા જી, ચતુરો૦
સંધ્યાએ તરૂતળ સુતા જી. ચતુરો૦ ૧૪.
નૃપ સુત શ્રમ નિદ્રા લાગે જી, ચતુરો૦
નિશિ રત્નસાર તિહાં જાગે જી; ચતુરો૦
દેવગીત સુણી મન ભાવે જી, ચતુરો૦
પછે કુંઅરને તેહ જગાવે જી. ચતુરો૦ ૧૫.
કહે કુંઅર રહો મિત ઇહાં જી, ચતુરો૦
દેવ ગાય જશું અમે તિહાં જી; ચતુરો૦
મંત્રિ ભણે ભય નિશિ વેળા જી, ચતુરો૦
આપણ બિહુ જઇએ ભેળા જી. ચતુરો૦ ૧૬.
નહીં ભય ક્ષત્રિની જાતે જી, ચતુરો૦
કહી કુંઅર ચલ્યા દોય રાતે જી; ચતુરો૦
આદીશ્વર ચૈત્યે આવે જી, ચતુરો૦
જાહાં કિન્નર સુરગિત ગાવે જી. ચતુરો૦ ૧૭.
અઠાઇ ઓછવ મન સાચે જી, ચતુરો૦
સુર સુરી સંગિતબદ્ધ નાચે જી; ચતુરો૦
વિધિયુક્ત પ્રભુને નમિને જી, ચતુરો૦

સાધર્મિક વિનય કરિને જી. ચતુરો૦ ૧૮.
દો૰ બેઠા દેવ વિચાલે જી, ચતુરો૦
મંડપે એક પુતળી ભાલે જી; ચતુરો૦
રૂપે રંભા અવતાર જી, ચતુરો૦
મોહ પામ્યો રાજકુમાર જી. ચતુરો૦ ૧૯.
ગયા દેવ તે પાછલી રાતે જી, ચતુરો૦
કુંઅર ન ચાલે પ્રભાતે જી; ચતુરો૦
જોતાં તૃપ્તિ નવિ હોવે જી, ચતુરો૦
ભણે મિત્ર કિશું રૂપ જોવે જી. ચતુરો૦ ૨૦.
કહેશો કુણ રંભા નારિ જી, ચતુરો૦
ઘડી પુતળી જસ રૂપ ધારી જી; ચતુરો૦
તે કન્યા મુજ પરણાવો જી, ચતુરો૦
નહિતો ચય કાષ્ટ રચાવો જી. ચતુરો૦ ૨૧.
મિત્ર જંપે કિશું આ બોલો જી, ચતુરો૦
ચીતમાં કાંઇ વાત ન તોલો જી; ચતુરો૦
ભરો નભકજ લેવા બાથ જી, ચતુરો૦
મેરૂ શિખર પસાર્યો હાથ જી. ચતુરો૦ ૨૨.
ચંદ્રશેખર રાસ રસાળ જી, ચતુરો૦
ખંડ ત્રિજે બીજી ઢાળ જી; ચતુરો૦
મળે પુન્ય ઉદયની વેળા જી, ચતુરો૦
શુભવીરને વંછિત મેળા જી. ચતુરો૦ ૨૩.

**દોહરા.**

ઇણે અવસર વનખંડમાં, ચઉ નાણિ મુનિરાય;
રયણિ રહ્યા જાણી કરી, બિહુ જઇ વંદે પાય. ૧.
ધર્મ સુણી નમિ વિનયથી, પુછે મંત્રિ તામ;
કુણ કન્યા અનુમાનથી, એ પુતળીનું કામ. ૨.
મુનિ જંપે કંચન પુરે, વિશ્વ કરમ અવતાર;
ગુણસિરિ નારીશું રહે, ગુણદત એક સુત્રધાર. ૩.

તસ લઘુ નંદન પાંચમો, ગુણવંત સાગર નામ;
જૈન ધરમ રાતો સદા, સકળ કળાનું ધામ. ૪.
પતિ ચિંતાનુગામિની, કામિનિ છે તસ એક;
પતિવ્રતા વ્રત ધારણી, સત્યવતી સુવિવેક. ૫.

ઢાળ ૩ જી.

(હાંરે હું તો જળ ભરવાને ગઇ'તી યમુના તીર જો—એ દેશી.)

હાંરે હવે રતનપુરે પદારથ રાજા નામ જો,
તસ પદ્માવતી બેટી પેટી ગુણ તણિ રે લો;
હાંરે ચોસઠ કળાગમ વરસતી સરસતી ઠામ જો,
ચરણ તણિ ચંચળતા ગઇ નયણાં ભણિ રે લો. ૧.
હાંરે નિજ ઉદર અલઘુત. ગઇ કુચ દોય ઉતંગ જો,
રમત ખેલ વિરમી રમર ક્રિડા મન વશી રે લો;
હાંરે લઘુ બાળ કાજ હરિ લાજ ધરી ઉછરંગ જો,
વિનિમય યોવન વય વિકસી વલિજિસિ રે લો. ૨.
હાંરે એક દિવસે રાજકચેરી માંહી તેહ જો,
ધરિ શણગાર જનક અંકે ઊપવેશતી રે લો;
હાંરે નવ યોવન દેખી રાય ધરી બહુ નેહ જો,
ચિંતે મુજ પુત્રી સમ કુણ હોશે પતિ રે લો. ૩.
હાંરે કુળ શીલ રૂપ વય વિદ્યા દેહ સનાથ જો,
સાત ગુણે વર જોઈ નિજ દેઈ સુતા રે લો;
હાંરે પરદેશી નિરધન રોગી મૂરખ સાથ જો,
મોક્ષાર્થિ સુરને ન દીયું એ અદ્ભુતા રે લો. ૪.
હાંરે પુત્રી ગુણ રંજિત નૃપસુત રૂપ અનેક જો,
ચિત્રપટે મંગાવી સખિયોશું સુણે રે લો.
હાંરે તે કુંઆરી દેખી માને સહુ અવિવેક જો,
સ્નિગ્ધ ઘટે નવિ ભેદે જળ તિમ નવિ રચે રે લો. ૫.
હાંરે એમ રૂપ નિહુંચ્છી બહુ નર કેરાં તેહ જો,
પુરૂષ દ્વેષણી થઇ તેહથી પદ્માવતી રે લો;

હાંરે તવ રાણી દુખભર રોતી નંદની નેહ જો,
સજ્જન સાથે દુખ ધરતો વળિ ભૂપતિ રે લો. ૬.
હાંરે કંચનપુરથી સાગર નામે સુતાર જો,
નિજ નારિશું યાત્રા કારણ આવતો રે લો;
હાંરે શ્રી શાંતિનાથની પૂજા કરિ વિસ્તાર જો,
વંદન કરિ કાઉસગ્ગને ભાવના ભાવતો રે લો. ૭.
હાંરે તિણે વેળા પદ્માવતી કન્યા સવિ સાથ જો,
આગળ ભટ નર વેષ ધરી નારી તણા રે લો;
હાંરે હક હકારવ કરતા નરને અસિ હાથ જો,
ભય પામિ દિશિ ચારે નર નાઠા ઘણા રે લો. ૮.
હાંરે તવ સૂત્રધાર અંધારી મધ્ય પધ્ધઠ જો,
સા દેખી વ્યામોહ્યો તે ચિંતા કરે રે લો;
હાંરે સુરનાગ ખેચર કન્યાથી અધિક એ દીઠ જો,
વિધિએ રૂપ બનાવ્યું પણ દુષણ ધરે રે લો. ૯.
હાંરે થઇ પુરુષ દ્વેષણી તિણે નિર્થક અવતાર જો,
પુત્ર વિના કુળ દિપક વિણ મંદિર યથા રે લો;
હાંરે વિણુ રાજા નગરી શશી વિણુ નિશિ અંધાર જો,
કંત વિના સ્ત્રિ રૂપવંતિ શોભે તથા રે લો. ૧૦.
હારે પદ્માવતિ જિન વંદિને ગઇ નિજ ગેહ જો,
સાગર પણ યાત્રા કરિ નિજ નગરે ગયો રે લો;
હાંરે તિણે પૂતળી કીધી પદમાવતિ સમ એહ જો,
જ્ઞાની વયણ સુણિ ચિત્રસેન હરખિત થયો રે લો. ૧૧.
હારે તવ મંત્રિ મુનિને પુછે એ મુજ મિત્ર જો,
વિણુ દિઠે એ ઉપર રાગ દીશા ધરે રે લો;
હાંરે જંપે મુનિ સુણિએ પૂરવ ભવ વિચિત્ર જો,
ભવ પલટાએ રાગ દીશા નવિ ઓસરે રે લો. ૧૨.
હારે આ ભારતે ચંપાપુરિ છે દ્રાવિડ દેશ જો,
તિહાં ચંપા વન તરૂ ફળ પત્રે અલંકરૂ રે લો;

હારે તિહાં રમતા ચક્વા સારસ હંસ વિશેષ જો,
કમળે શોભિત સરોવર નિર્મળ જળ ભર્યું રે લો. ૧૩.
હારે એક દિવસે તિહાં કોઇક સારથવાહ જો,
સરતીરે મધ્યાને સાથસ્યું ઊતરે રે લો;
હરિ કરિ સ્નાન સરોવર જિન પુજી ઊચ્છાહ જો,
ભોજન વેળાએ અતિથિ મન સાંભરે રે લો. ૧૪.
હારે જોતાં ગોચરિએ માસ તપે અણુગાર જો,
વિનય કરિ તેડિ ભક્તિ પડિલાભતાં રે લો;
હારે તરૂ ઊપર બેઠાં હંસી હંસ તે વાર જો,
દેખિ અનુમોદન શુભ પુન્ય ઊપાવતાં રે લો. ૧૫.
હરિ તે હંસી આસન પ્રસવા જાણિ હંસ જો,
તે વનમાં વડ ઉપર કદિ માળો રહે રે લો;
હારે ઇંડાં ઠવિ સેવિ બાળ થયા દોય હંસ જો,
ચુણ લાવિ પોખંતાં રાગ ઘણો વહે રે લો. ૧૬.
હરિ તેહવે દાવાનળ ઝાસે વન દાહંત જો,
તાપાકુળ થઇ હંસ તે હંસલિને કહે રે લો;
હરિ જળ કારણ જા તું હું બાળક રાખંત જો,
હંસિ ભણે માતા વિણુ બાળક નહિ રહે રે લો. ૧૭.
હારે હું રાખુંછું જળ લાવો એમ સુણિ તેહ જો,
સર જઇ ચંચુ ભરિને હે મારગે વહે રે લો;
હારે તાપાકુળ હંસિ ચિંતે નર નિસ નેહ જો,
મુજ મુકિ નાઠો કાયર તે કિમ રહે રે લો. ૧૮.
હારે નિર્દય પાપી જગ પુરૂષની જાતિ અશેષ જો,
મુખ નવિ જોવું પડશો આ ભવ પરભવે રે લો;
હારે ચિંતવતાં લાગિ અગનનિ ઝાળ વિશેષ જો,
માળો બળતાં ત્રણ્ય તણાં મરણ જ હુવે રે લો. ૧૯.
હારે કરિ દાન પ્રશંસા મુનિ દર્શનપર ભાવ જો,
રતનપુરે નૃપ પુત્રી થઇ પદ્માવતી રે લો;

હાંરે પછી આવ્યો હંસ તે દેખી બળીયાં દાવ જો,
સુત નારિ અતિ રાગે છાતી ફાટતી રે લો. ૨૦.
હાંરે મુનિ દર્શન દાન પ્રશંસાથી મરી તેહ જો,
રાજકુંવર તું ચિત્રસેન નામે થયો રે લો;
હાંરે છે ત્રીજી ઢાળ તે ત્રીજે ખંડે એહ જો,
શ્રી શુભવીર મુનિ જ્ઞાનિ જગમાં જયો રે લો. ૨૧.

દોહરા.

મુનિ મુખ પૂરવ સુણિ, જાતિ સ્મરણ લહંત;
હરખિત થઇ ચઉ નાણિને, પુનરપિ એમ પુછંત. ૧.
કિમ મળશે પદ્માવતી, મુનિ કહે પટરૂપ દેખ;
કરત ઇહાપો પામશે, જાતિ સ્મરણ વિશેષ. ૨.
તવ મળશે પદ્માવતી, ફળશે વંછિત કામ;
મુનિ વાણિ અમૃત સમી, સાંભળી ઉઠ્યા તામ. ૩.
ચિત્રસેન કહે સચિવને, પરણતું કિણિપરે થાય;
તે વદે રત્નપુરે જઇ, કરશું સર્વ ઉપાય. ૪.
એમ નિશ્ચય કરિ ચાલિયા, જોતા કૌતક સાર;
દિન કેતે બિહુ આવિયા, રતનપુરીને બાર. ૫.
વાપિ કૂપ તડાગ વર, દેવાલય નરનાર;
વન તરૂ વાડિ વિલોકતાં, પોહોતા નયર દુવાર. ૬.
સંધ્યા સમયે બારણે, સુરધન જય પ્રાસાદ,
એકાંતે સૂતા બિહુ, પામિ ચિત્ત આલ્હાદ. ૭.

ઢાળ ૪ થી.

( સત્તરમું પાનનું થાન—એ દેશી ).

ધનંજય ચૈત્ય વિશાળ, ફરતું વનખંડ રસાળ;
શુકકેકી રમે સહ બાળ હો લાલ.
પુન્ય ઉદય ફળ જોજો. એ આંકણી. પુન્ય. ૧.
કાળી ચૌદશની રાતે, દોય મિત્ર કરંતાં વાતે;
રજનિ દોય પ્રહર તે જાતે હો લાલ. પુન્ય. ૨.

ભુત વ્યંતર ને વેતાળા, યક્ષ દેવી કિંનર ભેળા;
માસ માસે મળે તિહાં મેળા હો લાલ. પુન્ય. ૩.
તે રાત્રે નાટક થાવે, વિણાનાદ મૃદંગ બજાવે;
ગિત ગાન મનોહર ગાવે હો લાલ. પુન્ય. ૪.
દેખિ નાટકને કુમાર, ધરિ ધીરજ કર કરવાલ;
જઈ બેઠા દેવ વિચાલ હો લાલ. પુન્ય. ૫.
લહિ વિસ્મય સુર પરિવાર, કુણ અદ્ભુત રૂપ કુમાર;
માંહો માંહિ પુછે તે વાર હો લાલ. પુન્ય. ૬.
ધનંજય કરે પ્રકાશ, અતિથિપણે અમ ઘર વાસ;
પરૂણાગત કરવી તાસ હો લાલ. પુન્ય. ૭.
પાણી વાણી મધુરાસન, વળિ આદર સાથે અન;
એ દિજે ચાર રતન હો લાલ. પુન્ય. ૮.
ભકિત માંણુસ ઘર ભાખિ, નહિ દેવને એ કાંઇ દાખિ;
પણ શકિત યથારથ આપિ હો લાલ. પુન્ય. ૯.
થઇ તુષ્ટ ધનંજય બોલે, સુણો કુંઅર નહી તુમ તોલે;
પણ માગો ઇચ્છા અમૂલે હો લાલ. પુન્ય ૧૦.
એમ યક્ષનું વયણ સુણિને, થઇ ઊભો કુંઅર નમિને;
તિહાં બોલે મધૂ રસ લીને હો લાલ. પુન્ય. ૧૧.
આજજન્મ સફળથયો મારો,આજનોદિન સફલોસારો;
દીઠો દેદાર તમારો હો લાલ. પુન્ય. ૧૨.
તેથી અધિકું શું માગું, તુમ ચરણે મુજ ચીત લાગ્યું;
તુમ દરશનથિ દુઃખ ભાગ્યું હો લાલ. પુન્ય. ૧૩.
સુર તૂઠયો કહે વર લેજયો, મુજ વયણ પસાએ જોજો;
સંગ્રામે વિજય તુજ હોજયો હો લાલ. પુન્ય. ૧૪.
વર પામી કુમર તે આવે, નિજ મિત્રને તરત જગાવે;
પછે સઘળી વાત સુણાવે હો લાલ. પુન્ય. ૧૫.
દેવ દેવી નિજ ઘર જાત, રજનિ ગઇ હૂઓ પ્રભાત;
ચહૂટે દોય મિત્ર પ્રયાત હો લાલ. પુન્ય. ૧૬.

નૃપ નગરે પડહ વજાવે, નર જે કોઇ દક્ષ કહાવે;
મુજ નંદનિને સમજાવે હો લાલ. પુન્ય. ૧૭.
મંત્ર યંત્ર ને તંત્ર બનાવે, મર દૂષીપણું છંડાવે;
તસ રાયસુતા પરણાવે હો લાલ. પુન્ય. ૧૮.
વળિ રાજ અરધ તસ દેશે, જગ માંહે સુજશ વરસ્યે;
મન વંછિત મેળા લેશે હો લાલ. પુન્ય. ૧૯.
કોઇ પડહ છબે નહી લોક, નિત્ય પડહ વજાવે રોક;
રાજા મન ધારતો શોક હો લાલ. પુન્ય ૨૦.
ચિત્રસેન તે પડહ સુણિને, નિજ મીત્રસ્યું વાત કરીને;
વળિ જ્ઞાની વયણ સમરીને હો લાલ. પુન્ય. ૨૧.
ચિત્રકારને ઘર દોય જાવે, એક પટે રૂપ કરાવે;
વન સરવર પંખિ મેળાવે હો લાલ. પુન્ય. ૨૨.
વડ ઉપર પંખિ માળા, હંસ હંસલી બાળક ચાળા;
ફરતી લગી દીવની ઝાળા હો લાલ. પુન્ય. ૨૩.
રહી હંસી બાળની પાસે, ગયો હંસ ઉદકની આશે;
પડિ સા દવમાં શિશુ ત્રાસે હો લાલ. પુન્ય. ૨૪.
હંસચાંચ ભરી જળ આવ્યો,પ્રિયામરણે મોહે મુઝાવ્યો;
છાતિ ફાટિ શિખિ જંપાવ્યો હો લાલ. પુન્ય. ૨૫.
ચિત્રપટે સવિ આલેખી, દેખાવે લોક વિશેષી;
કરે વાત સકળ જન દેખી હો લાલ. પુન્ય. ૨૬.
કુંઅરિની સખિયો આવે, જોઇને તસ વાત સુણાવે;
પદ્માવતિ શીશ ધુણાવે હો લાલ. પુન્ય. ૨૭.
દાસીને કહે ઇહાં લાવો, નર દોય સુપટ દેખાવો;
મુજને જોવા મન ભાવો હો લાલ. પુન્ય. ૨૮.
સુણિને સખિયો તિહાં જાવે,ભણે સ્વામિની તુમને તેડાવે;
કહે સા ભયમાં કુણ આવે હો લાલ. પુન્ય. ૨૯.
વદે દાસી ભય નવિ ધરશો, ચિત્રસેન સુણિ મન હરષો;
ગયો કૂંપની પાસે તરશો હો લાભ. પુન્ય. ૩૦.

પદ્માવતિ પાસે આવે, સખિ હસ્તે પટ દેખાવે;
જોતાં મનમાં લય લાવે હો લાલ. પુન્ય. ૩૧.
ચિત્રસેન શું નજર વલાવે, ચિંતે નર ખેદ એ ખોવે;
પરભવને રાગે જોવે હો લાલ. પુન્ય. ૩૨.
પણ ચિત ઠરયૂં પટ સાથે, હંસ હંસલી બાળ સંગાથે;
વન દાવ જૂએ ધરિ હાથે હો લાલ. પુન્ય. ૩૩.
ચિંતે આમેં કિહાં દીઠું, જોઇએ તિમ લાગે મીઠું,
હંસ હંસી ચરીત ઉકિઠું હો લાલ. પુન્ય. ૩૪.
લહી મુર્છા નયણાં મીંચે, દોય ભયથી નાહ્યાઠા નીચે;
સખિયો શીતળ જળ સિંચે હો લાલ. પુન્ય. ૩૫.
મૂર્છા વળિ સખિયો ટોળે,લહિ જાય શરણુ એમ બોલે;
જગ નહિં [illegible] પુરૂષને તોલે હો લાલ. પુન્ય. ૩૬.
જે દેખી મનડું હીસે, પટધર નર તે નવિ દીસે;
ઇહાં [illegible] વિસવાવિશે હો લાલ. પુન્ય. ૩૭.
જોઇ સઘળે કેહેણી દાસી, પટ આપી ગયો તે નાશી;
સુણિ સા [illegible] ચિત્ત વિમાશી હો લાલ. પુન્ય. ૩૮.
ખંડ ત્રીજે નર ખેદ જાવે, ઢાળ ચોથી સરસ કહાવે;
શુભવીર [illegible] રસ ગાવે હો લાલ. પુન્ય. ૩૯.

## દોહરા.

કુમરી વિ[illegible] ચિત્તમાં, અહો જગ પુરૂષ દયાળ;
ચાંચ ભરી જળ લાવીયો, જીવાડણ મુજ બાળ. ૧.
ત્રણ મૃતક દેખી કર્યો, પાવક જંપાપાત;
હું નર ખેદ કરી મુઇ, પણ નર જગ વિખ્યાત. ૨.
હંસ જી[illegible] ધર હશે, જાણું છું મતિ સાર;
નહિતો પરભવ ચિત્ર એ, કોણ દેવે ચિત્રકાર. ૩.
મુજ ચિત [illegible] કિહાં ગયો,મુજ મનમાં ન સહંસ,
સખિઓ લાવો એહને, પુછો તસ કુળ વંશ. ૪.
પરદેશીશું [illegible], કહે સખિ તુમ ન કરીશ;

આવ્યો તિમ જાણે મળી, ઊભી હાથ ધરીશ. ૫.
એવા ધૂર્ત જગત ફરે, કરતા નવ નવા વેશ;
તુમ સમ આર્જવ પામિને, જૂઠ દિએ ઉપદેશ. ૬.
ધૂર્તનું મૃતક ન વિસરશો, તે ઊપર એક વાત;
સાંભળતાં મતિ ઊલસે, હોય ન કબહિ વિઘાત. ૭.

## ઢાળ ૫ મી.

(વાહાલોજી વાય છે વાંસળી રે—એ દેશી.)

જૂઠો મીઠો સંસારમાં રે, સાચો જગમાં ન સુહાય;
માન પરીક્ષક સાચને રે, જૂઠો જૂઠાને ગાય. જૂઠો. ૧.
વ્યવહાર પંથે સમાચરે રે, ન કરે તે જૂઠનો સંગ;
ધૂરત પાપે પેટ જ ભરે રે, તસ જૂઠા સાથે રંગ. જૂઠો. ૨.
વેશ્યા ચોર ને વાણિયા રે, પરદારક ને દ્યૂતકાર;
સ્વાર્થિ ધૂર્ત નિદ્રાળુઓ રે, એ જૂઠ તણા ભંડાર. જૂઠો. ૩.
ધુરત વાત મીઠી કરે રે, પાડે પેહેલો વિશ્વાસ;
હઇડા માંહે પેશી કરી રે, જાય દેઇ પછે ગળે પાસ. જૂઠો. ૪.
ખારોદકે તૃપ્તિ નહી રે, જૂઠ ધુરતની વાત;
સુણતાં ધર્મ દૂરે કરે રે, વળિ ધન જીવિતનો ઘાત. જૂઠો. ૫.
બાળક ચોર ને પારધિ રે, ગાંધી નૃપ નાગ ને તીડ;
વેશ્યા વૈદ્ય ધૂર્તાતિથિ રે, નવિ જાણે પરની પીડ. જૂઠો. ૬.
સુર્યપૂરે રતનાગર રે, નામ શેઠ અતિ ધનવંત;
અંગજએક વિમલાભિધ રે,એક દિન દોય વાત કરંત. જૂઠો. ૭.
શેઠ વદે બહુ ધન આપણે રે, જો જાણે ચોર ને રાય;
વળિ પિત્રાઇ ચાડી કરે રે,એક દિવસે સમુળું જાય. જૂઠો. ૮.
તે માટે એકાંતે જઇ રે, ધન ગોપવવું ઘટમાન;
દ્રવ્ય વિના રામચંદ્રને રે, વશિષ્ટ દિએ અપમાન. જૂઠો. ૯.
એમ ચિંતી પુત્ર પિતા મળી રે, ધન લેઇ ગયા સમશાન;
ધન ગાડંતાં કહે પૂતને રે, કરો નજર થઇ સાવધાન. જૂઠો. ૧૦.
મધ્ય નિશીની વેળા ગઇ રે, નવિ કરશો શોર બકોર;

પરધન લેવા ફરતા ઘણા રે, જગ ધૂર્ત ધૂત ને ચોર. જૂઠો. ૧૧.
તવ સુત ચારે દિશિ જોવતો રે, નર સુતો દીઠો એક;
બોલાવ્યો પણ બોલ્યો નહીં રે, પગ ઝાલી તાણ્યો છેક. જૂઠો. ૧૨.
પણ તે સાસ ઘૂંટી રહ્યો રે, તવ જાણ્યું મૃતક નીદાન;
શેઠ કહ્યાથી ખડ્ગે કરી રે, કાપ્યાં તસ નાક ને કાન. જૂઠો. ૧૩.
પુત્ર પિતા ધન દાટતાં રે, અહીં નાણું કરીશ વિશેષ;
મંદિર જઈને સુતા બિહુ રે, ન રહિ શંકા લવલેશ. જૂઠો. ૧૪.
પાછળ ધૂર્તે ધન કાહાડિયું રે, ચિંતે ગયા નાક ને કાન;
પણ જો દ્રવ્ય ઘરમાં હુશે રે, તો કરશે જગત બહૂ માન. જૂઠો. ૧૫.
કાળો કાણો ને કુબડો રે, જે નર અલંકરિયો આથ;
જગ કહે ભાઈ સોહામણા રે, પગ પગ નર ઝાલે હાથ. જૂઠો. ૧૬.
ધન સવિ લેઈ નિજ ઘર ગયો રે, વિલસ્યે વેસ્યાદિક સાથ;
મેળા ખેળા કરતો ફરે રે, ઘણા મિત્ર તે વલગ્યા હાથ. જૂઠો. ૧૭.
એક દિન શેઠ ધન કાહાડવા રે, ગયા સુતશું લેવા રોક;
ખાલી ખાડો દેખી કરિ રે, દોય મૂકે મોહોટી પોક. જૂઠો. ૧૮.
લહિ મૂર્છા વળી રોઈ કરી રે, આવ્યા નિજ ગેહે રાત;
વાહાલી નિદ્રા ગઈ વેગળી રે, ચિંતાએ થયો પરભાત. જૂઠો. ૧૯.
બિહુ જણુ ધારી નિરણય કિયો રે, નાક કાન ગયાં તે ચોર;
એહ નિશાનીએ ઝાલવો રે, નવિ કરવું અવશું જોર. જૂઠો. ૨૦.
નગરે જોતાં ગણીકા ઘરે રે, દીઠો વિલસંતો તેહ;
મહિપતિ માણુસે ઝાલિઓ રે, મળી કીધીનિશાનીજેહ. જૂઠો. ૨૧.
ભૂપ ભણે ધન કિમ લિયું રે, હસિ બોલે રાય હજૂર;
શેઠની પાસે મેં ધન લિયું રે, આપી કિંમત ભરપૂર. જૂઠો. ૨૨.
રાય કહે તેં શું આપિયું રે, કહે મેં દિયાં નાક ને કાન;
તે જો પાછા મુજને દીએ રે, કરિ દેવે હતાં તે સમાન. જૂઠો. ૨૩.
તો શેઠને ધન પાછું દિયું રે, નથી બીજી કાંઇ મૂલ્ય;
વાત સુણી નૃપ બોલિઆ રે, હુઆ ધૂર્ત તમો દોય તુલ્ય. જૂઠો. ૨૪.
શેઠ ગયા નિજ મંદિરે રે; ગયો ધૂર્ત વેસ્યા ગેહ;

ધૂર્ત વાત સુણિ સ્વામિની રે, પટધરસ્યું ન ધરશો નેહ. જૂઠો. ૨૫.
વાત વીનોદ અચરિજ ભર્યો રે, ચંદ્રશેખર રાસ રસાળ;
ત્રિજે ખંડે એ પાંચમી રે, શુભવીરે વખાણી ઢાળ. જૂઠો. ૨૬.

## દોહરા.

કુંઅરી કહે સખિ સાંભળો, વાત કહી તેં સાર;
પણ જાણ્યાવિણુ શું કરે, મુજ મન કેરો વિચાર. ૧.
ધૂરત તો ફરતા ઘણા, ધૂતે બાલિશ લોક;
સજ્જન રવિદર્શન વિના, મુજ ન હશે ચિત કોક. ૨.
નારિ ચરિત્રની આગળે, ધૂર્ત કળા અપ્રમાણ;
મહિલાએ મહિતળ વચ્ચે, રોળ્યા જાણ અજાણ. ૩.
તેમાં પણ સુશિલા સતિ, બુદ્ધિવતી જે નાર;
કનક કસોટીશે ઘસે, વરણવતાં સંસાર. ૪.
જિમ જગ રૂપવતિ સતિ, ધૂર્તાદિક સંયોગ;
યોગિ કર્યા જણ ચ્યારને, આપ વરી સુખભોગ. ૫.
કહે સખીયો અમને કહો, બુદ્ધિ પ્રપંચ વિચાર;
પદ્માવતિ વળતું કહે, તેહ તણો અધિકાર. ૬.

## ઢાળ ૬ ઠી.

(સખરેમેં સખરી કુણ જગતકી મોહની—એ દેશી.)

સુણ હો સખિ લખી વાત પુરાણી ગ્રંથમેં,
સતિ કુમતિ ભેદ વિનોદ બડા ગુણ પંથમેં; હાં હાં બડા ગુણ પંથમેં,
મેરી જાન બડા ગુણ પંથમેં.
કુડ કપટકી બાતમેં દૂષણ ડોલતે;
વિધિ ઓર નિષેધ રાજાદંત એકાંત ન બોલતે. હાં હાં એકાંત. મેરી. ૧.
વિશ્વપૂરે ગુણસાગર નામે શ્રેષ્ટિ સુતા,
ગુણવંતિ ગુણાવલી નામ સતીવ્રત અદ્ભુતા; હાં હાં સતી.
રૂપ અનૂપ નિહાળત લઘુતા ભઈ,
મેના ઓર રંભા ઉરવશી ઊર્ધ્વ ગતિ ગઈ. હાં હાં ઉર્ધ્વ. મેરી. ૨.
રાજપૂરે ધનવંત શેઠ ઘર સાસરા,

જયવંત કુમારકે સાથ ગમે સુખ વાસરા; હાં હાં ગમે.
એક દીન સારથવાહ ધનાભિધ આવતે,
તસ ગેહ ઉતારા કીધ રહે ખટ માસ તે. હાં હાં રહે. મેરી. ૩.
ગુણાવળી રૂપવંત નધાસેં દેખતે,
લગિ કામ નરેંદકી ચોટ ઊસેપર મોહતે; હાં હાં ઉસે.
માળણ દૂતી કે સાથ સદેવે કહાવતે,
સા નધાસે ન જોવે તાસ તથાપિ ઇહાંવતે. હાં હાં તથાપિ. મેરી. ૪.
આપકે દેશ જવાકી તૈયારી જબ રહે,
સોય તામ કહાવે તાસ અબે તૂં કયા કહે; હાં હાં અબે.
આજ મુકામ કરી તુજપર મરણો કીયો,
નહીતો અમ સાથ ચલો ધન માલ તુજે દીયો. હાં હાં ધન. મેરી. ૫.
દૂતીકા વયણ સુણિ કરી સા ચિંતે વસા,
કામી નર અંધ ન દેખે વાસર ને નિશા; હાં હાં વાસર.
દ્રવ્ય હરૂં મેં તાસ ઇસ્યા ફેર ના કરે,
યું ધારિ વિચારી વાત દુતિકું ઉચરે. હાં હાં દુતી. મેરી. ૬.
જાય ઊસે કહો એમ આવુંગી નિશા સમે,
હુઆ શેઠ ખુશી સુણિ વાત ચલ્યો સંધ્યા સમે; હાં હાં ચાલ્યો.
માળણ સાથ ગુણાવલી યક્ષ નમન ગઇ,
દૂતીને વિસરજી ગેહ ઉસે ભેળી ભઇ. હાં હાં ઉસ. મેરી. ૭.
સાંઢિ ચઢિ ભણે શેઠકું મોય વિસ્મૃત હુઇ,
ચલનેકી સતાબીસે ઝાંઝર એક મેં ભુલ ગઇ; હાં હાં એક.
આ નેઊર બિન ન ચલુંગી તુમ લાઓ જાઇ,
હઠ દેખી ગણુ તસ ગેહ પિછેસે કયા હુઇ. હાંહાં પિછેસ. મેરી. ૮.
વન મધ્યે એક તસકર સા દેખી કરી,
રૂપ ફેરે બાણે વિંધાણો રાગ દીશા ધરી; હાં હાં રાગ.
સાંઢિ ઉપર ચઢિ હલકારિ મારગ સરૂ,
સા કેહે ઝાલિ લગામ જોર મિલિ તું સુંદર. હાં હાં બોલી. મેરી. ૯.
બોલે સતી મંન વંચ્છિત ભાગ્ય દિશા ફળી,

હિરા માણુક મોતી ભર્યાં તુમસેં પ્રીતિ મળી; હાં હાં તુમ.
એક પૂર પરિસરે વન તરૂ હેઠ વિસામતી,
દેઇ વિસવાસ ને ભોજન કારણુ ભેજતી. હાં હાં કારણુ. મેરી. ૧૦.
વનપાળક તે દેખી વદે નૃપ આગળે,
યુવતી રૂપવંતી ભરી ધન એકલી ભાગળે; હાં હાં એકલી.
લંપટી સાંઢી સહ દ્રવ્ય નારી અણુાવહી;
કરભિ સહ ભૂપસેં બોલે હસંત ખડી રહી. હાં હાં હસંત. મેરી. ૧૧.
તુમકું સ્વયંવરનેકું હમુ ઇહાં આવિયા,
તુમે કાહેકું સેવક સાથ હમકું બોલાવિયા; હાં. હાં હમકું.
મંદીર દેઇ ઊતારી ખાનપાન મોકલે,
મન મેલણુ ખેલણુ તાકું બોલાવનસેં ચલે. હાં હાં બોલા. મેરી. ૧૨.
બોલે સતી રહો દૂર મેરી બાતાં સુણો,
કામદેવકે મંદિર યાત્રા કરણુકું જાવણો; હાં હાં કરણુ.
તુમ મુખ દરશન સુખભર મેં પાયા સહી,
જાઈ રાજપુરે સોય મંદિર પુજું ખડી રહી. હાં હાં પુજું. મેરી. ૧૩.
કોટી મુલ તુમ ભૂષણુ પેહેરી જાવણાં,
કરિ પૂર્ણ અભિગ્રહ સિદ્ધ પિછે ઇહાં આવણાં; હાં હાં પીછે.
માલ સહીત કરભીકું ઉહાં કરણી ખડી,
કામદેવ ચરણુ રજ તિલક કરૂ પાએ પડી. હાં હાં કરૂ. મેરી. ૧૪.
રાય સુણી નીજ સૈન્યક સાથે મોકલે,
કરભિ કરિ અગ્ર સુખાસન બેસી ચલે; હાં હાં સુખાસન.
રાજપૂરિ નગરી વન સેના ઊતરે,
કરભિ ભૂષણુ સુગણુાવળી ગઇ નિજ સાસરે. હાં હાં ગઇ. મેરી. ૧૫.
સૈન્ય વિલક્ષ જાઇ નૃપને કહેતા વળી,
તુમે સાસરવાસો કરીને તસ ઘર મોકલી; હાં હાં તસ.
રાજ્ય તજી તસ મોહે નૃપ યોગિ થયો,
રાખ ચોળી ધરિ કર ઝોળી વનેચરમેં ગયો. હાં હાં વને. મેરી. ૧૬.
ભોજન લાવત ચોર ન દેખી સા વને,

તવ રાગે વાલ્હો તે પણ વન યોગિ બને; હાં હાં વન.
સાથપતિ લેઇ ઝાંઝર દૂતિ હાથસેં,
વન મધ્ય નિહાળી શોકે ભયો તે અનાથસે. હાં હાં ભયો. મેરી. ૧૭.
દૂતીકું દેઇ ઝાંઝર તે રોતે ગયે,
નિજ અંગ વિભૂતી લગાય દુખે યોગિ ભયે; હાં હાં દુખે.
નારી ગઇ સુણિ તસ ધવ વૈરાગ્યે ભર્યો,
સગડી ધરી હાથ જયંત યોગીશ્વર થઇ ચલ્યો. હાં હાં યોગી. મેરી. ૧૮.
ચ્યાર યોગી થઈ ગામ વને ફિરતે ફરે,
એક દિન વન સરોવર પાળે તે ભેગા મળે; હાં હાં. પાળે.
પાઉ પરી એક એકકું અલક બોલતે,
યોગિઃ કુળ કેરા મંત્ર વિભૂતીકા ખોલતે. હાં હાં વિભૂતી. મેરી. ૧૯.
ધુણિ લગાઇ શખાઇસે રોટિ પકાવતે,
કેળ પત્ર સકોરે દાળસે ભોગ લગાવતે; હાં હાં ભોગ.
હોકા પાણી લે કર ગાંજા ચડાવતે,
ભંગકો રંગ કાહાડિ કરિ એક એકકું પાવતે. હાં હાં એક. મેરી. ૨૦.
બાત કરંતા ભાઇ યોગ તુંમે કિઊ લિયા,
કુંણુ ગુરૂ મિલિએ સાંઇ નામ તુમારા કયા દિયા; હાં હાં તુમારા.
સાથપતિ કહે ભાઇ મળી એક બાલિકા,
હિરા માણુક મોતિ લે ગઇ તત્ર ધરિ ઝોળીકા. હાં હાં તસ. મેરી. ૨૧.
ધરકા નખોધ વાળ કર ભસ્મ લગાવતે,
તીણે નામ નખોધપુરી કહિ દુનિયાં ગાવતે; હાં હાં દુનિયા.
નારીસેં ત્રાસત નાસત ઘર ઘર જાવતે,
માઇ માઇ કહિ કરિ ભિક્ષા લે કર ખાવતે; હાં હાં લેકર. મેરી. ૨૨.
ચોર કહે મેં સોર કરૂં કેઇ નારમેં,
મિજે મોહ લગાઈ ખરાબ કિયા સંસારમેં; હાં હાં કીયા.
કરભિ કે ઉપર પૈસા ભરેલા લે ગઈ,
વિશ્વાસે ભમાડી યોગિપણા આમ દે ગઇ. હાં હાં આમ. મેરી. ૨૩.
રાય ભણે સુણુ ભાય અમો તો રાજીયા,

આઇ નારી ગઇ લઇ કોક હમૂ તો લાજિયા; હાં હાં હમૂ.
સૈન્ય સુભટ જોતાં ગઇ સાસરે મોજમેં,
હમે યોગી હુવા તસ મોહે રહું રણુ રોજમેં. હાં હાં રહું. મેરી. ૨૪.

ચોથો વિચારે નારી મળી મુજ મહાસતી,
ભણે સોમ સુણો હમુ યોગી હુવા નારી વતી; હાં હાં હુવા.
એમ કહિ ઉઠી જયંત નિજ ઘર જાવતે,
સહી નારી ગુણાવળી સાથ કે પ્રેમ મિલાવતે; હાં હાં પ્રેમ. મેરી. ૨૫.

સદગુરૂ પાસે ધર્મ સુણિ વ્રત પાવતે,
દોય દંપતિ ગુરૂ ગુણભક્તિએ સ્વર્ગ સધાવતે; હાં હાં સ્વર્ગ.
ત્રીજે ખંડે ઢાળ એ છઠ્ઠી સંવરી,
શ્રી શુભવીર વિનોદ વચન રસમંજરી. હાં હાં વચન. મેરી. ૨૬.

## દોહરા.

પદ્માવતિ કેહે સુણુ સખી, નહિ પટધર એ ધૂત;
કરિય પરીક્ષા પરણશું, મંન વંછિત વરજૂત. ૧.

દાસી મુખે નરપતિ સુણિ, હર્ષ લહે સવિશેષ;
સ્વયંવરા મંડપ રચે, કરી સામગ્રી અશેષ. ૨.

ગામ નગરના ભૂપને, તેડે કરિ બહુ માન;
રાજસુતાને સ્વયંવરે, આવો સપુત્ર સયાન. ૩.

રૂદ્ધિ સહીત આવ્યા સવે, રત્નપુરિ ઉદ્યાન;
ગોરવ તસ ભૂપતિ કરે, તૃણુ અશનાદિ વિતાન. ૪.

થંભ ફટિકમય ઝગમગે, પૂતળી નાટારંભ;
પંચવરણુ ચિત્રામણે, સ્વર્ગ વિમાન અચંભ; ૫.

પંક્તિ સિંહાસન શોભતિ, ચંદરૂઆ ચોસાળ;
ધૂપઘટા ગગને ચઢી, દ્વારે કુસુમની માળ. ૬.

દેખી નૃપસવિ હરખિયા, મંડપ રચના સાર;
મહુરત અર તિહાં આવિને, બેઠા સહુ પરિવાર. ૭.

## ઢાળ ૭ મી.

( સોગટડાં તે માંડયાં સોળ રે—એ દેશી. )

રચી મંડપ માંહે કચેરી રે, છુટા નાંખ્યા ફુલ તે વેરી રે;
શોભા સ્વર્ગની રે.

કહે પદ્મરથ તે વેળા રે, નીભાઈ સર્વ મળ્યા ઈંહા ભેળા રે. શોભા૦૧.
મુજ ઘર એક ચાપ ઉદાર રે, નામ છે તસ વજ્જર સાર રે; શોભા૦
તસ પણછ ચઢી ન ત્રિલોકી રે, તે ઊપર દેવની ચોકી રે. શોભા૦૨.
કરિ પૂજા થાપ્યું કચેરી રે, જે ચઢાવે નર એક ફેરી રે; શોભા૦
પદમાવતિ પુત્રિ બાળા રે, તસ કંઠ ઠવે વરમાળા રે. શોભા૦૩.
સુણિ બોલે ગર્વભરેલા રે, એ કામ ચાહે શી વેળા રે; શોભા૦
કરિ પદમાવતિ શણગાર રે, સાથે સખિના પરિવાર રે. શોભા૦૪.
પાલખિએ બેસી ચલંતી રે, જાણે ઈંદ્રની પુત્રિ જયંતી રે; શોભા૦
હેમ કંબાકર ઝળકાર રે, ચલે આગળ દાસી ચ્યાર રે. શોભા૦૫.
દોય પંખાએ પવન કરેવે રે, દોય તાંબુલ બીડાં દેવે રે; શોભા૦
મંડપ છાયો અંધાર રે, તિહાં વિજળીનો ઝળકાર રે. શોભા૦૬.
વળિ સાથે સુભટ હજાર રે, મંડપ આવિ તિણિ વાર રે; શોભા૦
પણ મનમાં ચિંતા એક રે, પટધરની રહેજ્યો ટેક રે. શોભા૦૭.
એક બોલ્યો મંગળ પાઠ રે, સા શકુનનિ બાંધિ ગાંઠ રે; શોભા૦
ઊતરી સખિયોને વિચાલે રે, પૂરવ ભવ કંત નિહાળે રે. શોભા૦૮.
એક દિશ દોય મિત્ર તે બેઠા રે, રાજપુત્રિએ નયણે દીઠા રે; શોભા૦
દાસી વચને નૃપનંદ રે, ધરિ ધીરજ ઊઠે આનંદ રે. શોભા૦૯.
લાટદેશનો રાય અંગધ રે, ચાપ દેખી થયો તે અંધ રે; શોભા૦
લજવાણો ગયો અણુ ભાળી રે, સભા લોક હસે દેઇ તાળી રે. શોભા૦૧૦.
આવ્યો રાજા કરણાટ રે, નાગફણિએ પડયો ચત્તાપાટ રે; શોભા૦
જે જે નૃપ સુત ઉજમાળ રે, દેવ રૂઠ્યા સિખી કરે ઝાળ રે. શોભા૦૧૧.
નિચું જોઈ સવિ નૃપ બેઠા રે, મુનિરાજ્યું ધ્યાનમાં પેઠા રે; શોભા૦
હુઆ નૃપ ચિંતાતુર જામ રે, મિત્રસેન ઊઠ્યો ધર્મ નામ રે. શોભા૦૧૨.
વદે મિત્રને ધૈર્ય પ્રચંડ રે, તુમ સાહજ ધરું કો દંડ રે; શોભા૦

અસિ કર ધરી મિત્રને નમતો રે, ચિત્રસેન ધનુષને નમતો રે. શોભા૦૧૩.
ધનુ વેદ કળાએ દક્ષ રે, સમરતો ધનંજય યક્ષ રે; શોભા૦
તે શિઘ્ર સાન્ન્ય કરાવે રે, લીલાએ ધનુષ ચઢાવે રે. શોભા૦૧૪.
કુંવરી હરખિ તિણિ વેળા રે, તસ કંઠ ઠવે વરમાળા રે, શોભા૦
અજ્ઞાનકુળે નૃપ રહ્યા રે, સાયુધ રણ કરવા ઊઠ્યા રે. શોભા૦૧૫.
રે રાંક તું નહિ નૃપ બાળ રે, તજ્ય કંઠ થકી વરમાળ રે; શોભા૦
ભણે કુંવર તમે શિયાળ રે, હું કેસરીસીંહનો બાળ રે. શોભા૦૧૬.
કન્યાની યાચના સારી રે, નવી માગી આવે નારી રે; શોભા૦
પરનારી તણા અભિલાખી રે, પાપ પંકિલ દુરગતિ દાખી રે. શોભા૦૧૭.
મુજ કર અસિ ધારા ગંગ રે, કરો સ્નાને નિર્મળ અંગ રે; શોભા૦
એણે બોલે મચ્યો સંગ્રામ રે, સૂર સાન્નિધ્યથી નાઠા તામ રે. શોભા૦૧૮.
વીરસેન વસંત પુરિંદ રે, ચિત્રસેન જ્યો તસ નંદ રે; શોભા૦
અણુચિંતી અમૃત તોલે રે, બિરૂદાવળી માગધ બોલે રે. શોભા૦૧૯.
સુણિ નૃપ સહુ વિસ્મય પામે રે, બળવંત લહી શિર નામે રે; શોભા૦
વિસ્તારી વિવાહ કીધો રે, પદમરથ કારજ સીધો રે. શોભા૦૨૦.
ગજ વાજિ રથાદિક દીધાં રે, ચિત્રસેન કુમારે લીધાં રે; શોભા૦
વળી જાચકને બહુ દાન રે, રાય રાણાને બહુ માન રે. શોભા૦૨૧.
વિલસે આવાસ ઉતંગ રે, રસભર પદ્માવતિ સંગ રે; શોભા૦
પરભવની વાત સંભારે રે, રાગ પૂરવનો ન વિસારે રે. શોભા૦૨૨.
ગીત ને નાટક જોતાં રે, સુખભર વિત્યા દિન કેતા રે; શોભા૦
ખંડ ત્રિજે સાતમી ઢાળ રે, શુભવીર વચન રસાળ રે. શોભા૦૨૩.

**દોહરા.**

એક દિન મિત્રને ઇમ કહે, જઇશું હવે નિજ દેશ;
આસન વળ્યા સુખ સંપજ્યા, સદગુરૂને ઉપદેશ. ૧.
માતા મન આશિશથી, પામ્યો ઋદ્ધિ વિશાળ;
અભિષ્ટ સમરણ માત્રથી, જળમાં જીવે બાળ. ૨.
નાગિણ આલિંગન કરે, પન્નગ કુર્મ અદ્ભુત;
કુર્મિ આલોકન કરે, તિણે જળ જીવે પૂત. ૩.

તાત સ્નેહથી માતનો, લક્ષ ગુણો છે સ્નેહ;
ખેદ ભરી ગાળો દિએ, તોપણ ધૃતનો મેહ. ૪.
માતપિતા ચરણે જઇ, વિનયે નમું એક વાર;
માત તાત સેવન થકી, લહું શોભા સંસાર. ૫.
સસરા ઘર વસતાં થકી, નિરલજનો અવતાર;
પીયર ભલું નહિ નારીને, દુર્બળ વર ભરતાર. ૬.
આપ ગુણે ઉત્તમ કહ્યા, મધ્યમ જનકને નામ;
અધમ કહ્યા માઉલ ગુણે, અધમ અધમ આ ઠામ. ૭.
રત્નસાર સુણિને જઇ, કહે નૃપને તે વાત,
ઉત્કંઠા અમને ઘણી, મળવા માત ને તાત. ૮.
રાય સુણિ મન ચિંતવી, રાણી સાથ વિચાર;
સામગ્રી સવિ સજ કરે, પૂત્રિશું ધરિ પ્યાર. ૯.

## ઢાળ ૮ મી.

(વીર જીણંદ જગત ઉપકારી—એ દેશી.)

પુન્ય કરો જગમાં સહુ પ્રાણિ, પણ સદ્‌ગુરૂ ઉપદેશજી;
ગુરૂ ઉપદેશે આ ભવ સુખિઆ, પરભવ નહી દુખ લેશજી. પુન્ય૦ ૧.
ચિંતે રાય જે પૂત્રી જાઇ, જાણો નેટ પરાઇજી;
ઘેંશ શિરામણ છાલીદુ જાણું, જેવું બદામનું નાણુંજી. પુન્ય૦ ૨.
કાંસાકુટ કરે ધનની ગણતી, પ્રાહુણે ઘર કરે વસતીજી;
રક્ત ચણોઠીનો અલંકાર, પુત્રિનો પરિવારજી. પુન્ય૦ ૩.
રાજા રાણિ કરત સજાઇ, દેતા દ્રવ્ય અપારજી;
વસ્ત્રાભૂષણ રત્ન દિએ વળી, હય ગય રથ પરિવારજી. પુન્ય૦ ૪.
નૃપ રાણી બેટીને ભાખે, હેત શિખામણ સારજી;
સસરા સાસુનો વિનય કરજો, દેવ સમો ભરતારજી. પુન્ય૦ ૫.
દેવ ગુરૂની ભક્તિ કરજો, પાળજો વ્રત નેમજી;
સજ્જ સાહેલી કરે મિલાયા, પદ્માવતીશું પ્રેમજી. પુન્ય૦ ૬.
બોલાવી નૃપ પાછા વળિયા, કુંવર કરે પરીયાણુજી;
નવ નવ કૌતક જોતાં પામ્યું, મનોરમા ઉદ્યાનજી. પુન્ય૦ ૭.

વડ એક મોટો વિસ્તર શાખ, ચિહુ દિશ સૈન્ય વસાયજી;
દંપતિ મિત્ર રહ્યા વડ હેઠે, પામિ શિતળ છાંયજી. પુન્ય૦ ૮.
સૈન્ય સુભટ સૂતા સંધ્યાએ, શ્રમ હર ગઇ મધ્ય રાતિજી;
દંપતિ સૂતાં ભર નિદ્રાએ, બોલે વ્યંતર જાતિજી. પુન્ય૦ ૯.
મિત્ર ખડ્ગ કર ચોકી ભરતાં, સાંભળતો તે વાતજી;
ગોમૂખ યક્ષ ચક્કેસરી દેવિ, વૃક્ષે વસે દિન રાતિજી. પુન્ય૦ ૧૦.
દેશે રાજ્ય કિંવા નહી દેવે, આ નરને નીજ તાતજી;
દેવિ પુછે તે યક્ષ ભણે એમ, એ છે વિખમી વાતજી. પુન્ય૦ ૧૧.
આપણો એ સાધર્મિક જાણિ, વાત કહૂં ઉપગારજી;
કુંવર ચલ્યા પછી માતા એહની, મરણ ગઇ નિરધારજી. પુન્ય૦ ૧૨.
માત સપત્ની વિમળા નામે, વશ્ય થયો તસ રાયજી;
ગુણસેન નિજ સુત રાજ્ય થાપવા, કરતી બહુલ ઉપાયજી; પુન્ય૦ ૧૩.
ચિત્રસેનને હણવા કારણ, શીખવ્યો નૃપને એમજી;
આવે કુંવર તદા એ ઘોડો, બેસણ દેજ્યો પ્રેમજી. પુન્ય૦ ૧૪.
તુરગથી ન મરે તો દરવાજે, યંત્ર પ્રયોગે કીધજી;
હેઠળ જાતાં પડશે ઉપર, થાશે મનોરથ સિધજી. પુન્ય૦ ૧૫.
તેથિ ન મરે તો વિશમોદક, એ ત્રણ આ વળી જાસજી;
નારી પ્રેર્યો શુવંશ રવૈયો, કરે દધીની છાશજી. પુન્ય૦ ૧૬.
ચોથી આવળી સજ્યા સૂતાં, ભય છે ભૂજંગનો દેહજી;
જો મૂકાશે મંત્રિ મતિથી, તો થાશે રાજા એહજી. પુન્ય૦ ૧૭.
કરી ઉપગાર વાત જો કેહેશે, તો નિજ પથ્થર રૂપજી;
રત્નસાર સુર વાત સુણીને, ધારી ઠવે મન કૂપજી. પુન્ય૦ ૧૮.
પરભાતે સવિ સૈન્યશું ચલીયા, કરત અખંડ પ્રયાણજી;
આવ્યા નિજ પુર સાંભળી સનમુખ, આવે સજ્જન રાણજી. પુન્ય૦ ૧૯.
અશ્વથી ઉતરી તાતને નમતાં, દીયે આલિંગન રાયજી;
કૃત્રિમ સ્નેહે કુશળ તે પૂછી, દુષ્ટ તુરંગ ધરાયજી. પુન્ય૦ ૨૦.
મિત્રે બુદ્ધિ બળે કરી દૂરે, બીજે અશ્વે ચઢાયજી;
આચ્છવશું પોળ હેઠ આવત, હયમુખ દીએ મિત ધાયજી. પુન્ય૦ ૨૧.

પાછે પગે હય દૂરે જાતે, તતખિણ પોળ પ્રતાપજી;
મહુરત વેળા પડ્યો દરવાજો, લોકતણો થયો ઘાતજી. પુન્ય૦ ૨૨.
પાપ પ્રગટ થઇ નર મુખ બોલે, રાયે કીધ ઉપાયજી;
ચિત્રસેન જીવ્યા તે સુંદર, સ્નેહી મિત્ર પસાયજી. પુન્ય૦ ૨૩.
નિજ ઘર આવી તાતને વિનયે, રંજે શંખ નિરાશજી;
નિર્મળ જળ ખારે વસ્ત્રાદિક, જાય ન મળિનો પાસજી. પુન્ય૦ ૨૪.
વિમળા માત નમી સુખ પૂછી, દંપતિ નિજ ઘર જાયજી;
તે દિન વિમળા નિજ ઘર જમવા, તેડે કપટ ધરાયજી. પુન્ય૦ ૨૫.
રાય સ્વજન કુંવરાદિક બેઠા, જમવા ધરી ઉલ્લાસજી;
રત્નસાહાર દોય મોદક લાવી, છાના રાખે પાસજી. પુન્ય૦ ૨૬.
પીરસવા રાણિ લેઇ થાળ, મોદક ભરીયા સારજી;
રાજા લઘુ સુત ભેગા બેઠા, પીરસતી તિણિ વારજી. પુન્ય૦ ૨૭.
દોય મિત્ર ભેગા દેખીને, વિખ મોદક દિએ દોયજી;
મિત્ર દુર તજિ સાહાર તે ખાવે, જેરહ મરિઆ સોયજી. પુન્ય૦ ૨૮.
ખટરસ પાક જમીને બેઠા, તાંબૂળ બીડાં ખાયજી;
વસ્ત્રાભરણ લહી સનમાને, નિજ મંદિરિએ સધાયજી. પુન્ય૦ ૨૯.
પદ્માવતી સનમાની સાસુ, કરતી ગેહ વદાયજી;
શ્રી શુભવીરે ત્રીજે ખંડે, આઠમી ઢાળ કહાયજી. પુન્ય૦ ૩૦.

## દોહરા.

એક દિન નિશી નૃપ ચિંતવે, અહો મુજ બુદ્ધિ પળાય;
કુલ અવતંસ સુતો પરિ, કીધો મરણ ઉપાય. ૧.
ધિગ ધિગ મુજ પૌરૂષપણું, ધિગ ધિગ રાજ્યવિલાસ;
શ્રી વશ પુત્ર રતનતણો, ચિંતવ્યો ચિત્ત વિનાશ. ૨.
એમ વૈરાગ રસે ભર્યો, રવિ ઉદયે ભૂપાલ;
સમવસર્યા વનમેં તદા, વીર જિણંદ દયાળ. ૩.
દેવે સમવસરણ રચ્યું, તખત બિરાજે નાથ;
વનપાલક મુખ સાંભળી, આવે નૃપ સહુ સાથ. ૪.
વંદિ બેઇ પરખદામાં, બેઠા થયો ચિત્ત કામ;

પ્રભુ વાણી અમૃત સમી, સુણિ પામ્યા વિશરામ. ૫.
લહી વૈરાગ્ય ધરે જઇ, મેળવી મંત્રી સાથ;
ચિત્રસેન પદ થાપિને, લિયે દિક્ષા પ્રભુ હાથ. ૬.
વિમળા પણ સંયમ લીએ, ગણિ સંસાર અસાર;
ગ્રહણ આ સેવન શીખતાં, ભૂતળ કરત વિહાર. ૭.
ચિત્રસેન રાજા થયો, પાળે રાજ્ય મહંત;
પંચ સયાં મંત્રીશરે, રત્નસાહાર થાપંત. ૮.
દિન કેતે ત્રિત્યે થકે, રત્નસાહાર કરે ચિત્ત;
આવળી ત્રણ વળી ગઇ, પણ નહિ હુવા નચિંત. ૯.
કહે નૃપને પુન્ય જ કરો, પુન્યથી પાપ પળાય;
તુમ શિર કષ્ટ હે મોટકું, ટળશે તવ સુખ થાય. ૧૦.
તવ રાજા ગુરૂદેવની, ભક્તિ કરે એક ચિત;
જીવ અમાર પલાવતા, દાને દિએ બહૂ વિત. ૧૧.
પણ મંત્રી નૃપ પાસથી, ન રહે ક્ષણ એક દૂર;
ભોજન પણ ભેગા કરે, રાત્રે ચોકી હજૂર. ૧૨.

## ઢાળ ૯ મી.

( વ્રજના વાલાની વિનતી રે—એ દેશી. )

અન્ય દીને મધ્ય નિશા સમે રે, સુતા નિદ્રાએ રાયા લાલ;
મંત્રી ચોકી ભરતે થકે રે, દીઠી ચંચળ છાયા લાલ.
અમરની વાણિ અમોઘ છે રે. ૧.
ઉર્દ્ધ નજર કરી જોવતા રે, દીઠો પન્નગ કાળો લાલ;
ખંડોખંડ મંત્રી કરી રે, ગુપ્ત કર્યો લેઇ થાળો લાલ. અમરની૦ ૨.
રાણી ઝંધા ઉપર પડ્યો રે, રૂધિરનો બિંદુ એક દીઠો લાલ;
વસ્ત્રે મંત્રી લુહતાં થકાં રે, જાગત દેખિ નૃપ રૂઠ્યો લાલ. અમરની૦ ૩.
મંત્રીને કહે શું કરો રે, મંત્રી વિચારે ભય ભ્રાંતિ લાલ;
ઉતર શો દીઉં શંકા પડી રે, વધન દીને દ્રષ્ટાંતે લાલ. અમરની૦ ૪.
પથ્થર થાઉં સાચું વદે રે, જુઠે રાજા નવિ માને લાલ;
કૃત ઉપગાર દુરે કરી રે, દુર કરે કરિ અપમાને લાલ. અમરની૦ ૫.

પાવૈને નવિ પાનો ચઢે રે, સોં સોં બાળક રોવે લાલ;
જન્મ લગે જો સેવા કરે રે, રાજા મિત્ર ન હોવે લાલ. અમરની૦ ૬.

यतः

**काकेशौचं द्यूतकारेषु सत्यं ॥ क्लीबे धैर्यं मद्यपे तत्त्वचिंता ॥**
**सर्पे क्षांतिः स्त्रीषु कामोपशांतिः ॥ राजा मित्रं केन दृष्टं श्रुतं वा ॥**

પૂર્વ ઢાલ.

સતનો બેલી છે સાહિબો રે, જૂઠાનો જમરાય લાલ;
સાચૂં બોલવૂં મુજ ઘટે રે, દીઠું જ્ઞાનીનું થાય લાલ. અમરની૦ ૭.
મંત્રી કહે સાચું ભણ્યા થકી રે, થાઇશ હૂં પથ્થર રૂપો લાલ;
રાય વદે જૂઠ એ વારતા રે, ખાડ ખણે નહીં કુપો લાલ. અમરની૦ ૮.
સત્વ ધરી તવ મંત્રી ભણે રે, પદ્માવતીશૂં આવંતા લાલ;
વડ હેઠે તુમે નિદ્રા વરી રે, દેવી દેવ બોલંતા લાલ. અમરની૦ ૯.
આવળી જીવિત થાતની રે, ચ્યાર સૂણી તુમ કેરી લાલ;
જનનિ જતાં તાત રીપૂ થયો રે, વિમળાએ ચિત ફેરી લાલ. અમરની૦ ૧૦.
સઘળી વાત માંડી કહી રે, તેહમાં અશ્વની વાતે લાલ;
જાનુ સમાણો પથ્થર થયો, રે, કટિસમ પોળ નિપાતે લાલ. અમરની૦ ૧૧.
નૃપ દેખે પણ હઠથી કહે રે, બોલે આગળ ચૂંપે લાલ;
વિખમોદક ત્રિજી ભણે રે; કંઠલગે પથ્થર રૂપે લાલ. અમરની૦ ૧૨.
તોપણ નૃપ બોલે ચોથી કહો રે, જબ અહિબિંદુ કહેવાણો લાલ;
પથ્થરની પડિમા થયો રે, દેખી ભૂપ મુરછાણો લાલ. અમરની૦ ૧૩.
મૂર્છા વળી તવ રોતો ઘણું રે, મિત્ર તણા ગુણ સંભારી લાલ;
એ વિણ રાજને શૂં કરૂં રે, વાત પુરી ન વિચ્યારી લાલ. અમરની૦ ૧૪.
મરણ શરણ હવે માહરે રે, વચન સૂણીને પટરાણી લાલ;
ચિંતે હાર્યાજ સકળ ગયું રે, લોકમેં હાંસી ને હાણી લાલ. અમરની૦ ૧૫.
કરિએ કાળ ઉલંઘના રે, નૃપને કહે શું વિમાસો લાલ;
રાંકપરે શું રૂદન કરો રે, અવળો નાંખીને પાસો લાલ. અમરની૦ ૧૬.
કરિ ઉપાય સજ કીજીએ રે, મંડાવો દાનશાળા લાલ;
દેશી વિદેશી મંત્રે ભર્યા રે, કાનફટા જોગી જટા લાલ. અમરની૦ ૧૭.

અનમશે કેઇ આવશે રે, કરશે તે ઉપગારો લાલ;
તતખિણ દાનશાળા કરી રે, આવે લોક હજારો લાલ. અમરની૦ ૧૮.
ખાખી યોગી જે જે કહે રે, તે તે કીધ ઉપાયો લાલ;
પણ એક લેશ ગુણ નવિ થયો રે, તવ નૃપ શોકે ભરાયો લાલ. અમરની૦ ૧૯.
બેસે ન રાજ્ય કચેરીએ રે, ગીત ને નૃત્ય ન સુહાવે લાલ,
દંપતિ દોય ચિંતા ભરે રે, દિવસ નીશા નવિ જાવે લાલ. અમરની૦ ૨૦.
એક દિન ચિંતે એ દેવની રે, માયા દેવ સમાવે લાલ;
જઇ વડ હેઠે કરી વિનતિ રે, કરૂણાએ કાંઈ એ બતાવે લાલ. અમરની૦ ૨૧.
ઇમ ધારિ શુભ વેળા લહી રે, ચાલ્યો રાય એકાકી લાલ;
દિન કેતે વડ પામિયો રે, રાત્રે સૂતો તે પાંકી લાલ. અમરની૦ ૨૨.
અતિ ચિંતાએ નિદ્રા નહી રે, દેવી યક્ષને ભાખે લાલ;
કુણ દુખિયો નર એકલો રે, તવ સૂર ઉત્તર દાખે લાલ. અમરની૦ ૨૩.
મિત્ર વિયોગે એ દુઃખ ભર્યો રે, સા ભણે કીમ વિયોગી લાલ;
સો કહે પૂર્વે આવ્યા હતા રે, પત્નિ મિત્રશું ભોગી લાલ. અમરની૦ ૨૪.
તે દીન મેં તુજને કહી રે, એહને આવળી ચારે લાલ;
મિત્રે ટાળી તે આવળી રે, પણ મેં ના કહી તે વારે લાલ. અમરની૦ ૨૫.
તે લોપી નૃપ આગળે રે, વાત કરી તિણે તે હો લાલ;
દેવનું વાક્ય ન અન્યથા રે, પથ્થરમય થઇ દેહ હો લાલ. અમરની૦ ૨૬.
તાસ વિયોગે સૂતો ઇહાં રે, સુણિ દેવી તવ પુછે લાલ;
જિમ પાછો નર રૂપે હુવે રે, તે પ્રતિકાર કીસ્યો છે લાલ. અમરની૦ ૨૭.
જક્ષ કહે જે શિયળે સતિ રે, સુત ઉછંગે કર ફરસે લાલ;
તબ મંત્રી નર રૂપે હુવે રે, સુણિ રાજા મન હરશે લાલ. અમરની૦ ૨૮.
ઉઠી પ્રભાતે માર્ગે ચાલ્યો રે, પોહોતો વસંતપૂર ગેહે લાલ;
હર્ષે લોક પદ્માવતિ રે, દેખી રાયને નેહે લાલ. અમરની૦ ૨૯.
ગર્ભવતી સ્ત્રી વાતજ સૂણી રે, દિન દો ચ્યાર હર્ષ ભરાવે લાલ;
શુભ વેળાએ સૂત જન્મ્યો તદા રે, દિન દસ ઓચ્છવ થાવે લાલ. અમરની૦ ૩૦.
ધર્મસેનાભિધ થાપતા રે, ધર્મપસાએ સુખ પાવે લાલ;
સજ્જન સાથે દીન બારમે રે, દાનશાળાએ નૃપ આવે લાલ. અમરની૦ ૩૧.

મંત્રિ મૂર્ત્તિ તિહાં લાવીને રે, રાણી સ્નાન કરંતી લાલ;
સુત ઉછંગે ધરી બોલતી રે, પરમેષ્ઠિ સમરંતી લાલ. અમરની૦ ૩૨.
સુણજો સૂર્ય વૈમાનિકા રે, અંતર ને લોકપાળા લાલ;
મનવચ કાયા નિરમળપણે રે, જો મુજ શીળ ઝાકઝમાળા લાલ. અમરની૦ ૩૩.
નૃપ અરિ કેસરીની પ્રિયા રે, રાણી ચંપકમાળા લાલ;
શિયળ સુધારસ છાંટતાં રે, વિસમી પાવક ઝાળા લાલ. અમરની૦ ૩૪.
હું પણ એહવી જો સતી રે, તો મુજ હાથ ફરસંતે લાલ;
મંત્રી સાજા થૈ ઉઠજો રે, સજ્જન સર્વે વિકસંતે લાલ. અમરની૦ ૩૫.
સર્વાંગે ફરસે ઇમ કહી રે, ઉઠ્યા મંત્રી તે વેળા લાલ;
નર રૂપે જિમ નિદ્રા તજી રે, કરતા રાયને મેળા લાલ. અમરની૦ ૩૬.
ત્રીજે ખંડે નવમી કહી રે, શ્રી શુભવીરે એ ઢાળો લાલ;
ધર્મ થકી દુઃખ વેળા ટળે રે, પામે મંગળ માળો લાલ. અમરની૦ ૩૭.

**દોહરા.**

નોતન જન્મોચ્છવ કરે, દેતા જાચક દાન;
ચૈત અઠાઇ મહોચ્છવ, ધારતા ધર્મનું ધ્યાન. ૧.
તિર્થ નમન ગુરૂ વંદના, પદમાવતિ સંગાથ;
સાસન જૈન પરભાવતો, મેળે શિવપુર સાથ. ૨.
મંત્રી સહીત લીલા કરે, પાળે રાજ્ય મહંત;
કેતો કાળ ગએ થકે, ત્રિહુ વૈરાગ્ય ધરંત. ૩.
મનોરમ વનમાં તિણે સમે, કેવળિ શ્રીદમસાર;
આવ્યા સુણિ વંદન ગયા, પામી હર્ખ અપાર. ૪.
કેવળી મુખ દેશના સુણિ, લહી સંસાર અસાર;
ઘર જઇ નિજ નિજ પુત્રને, સુંપે રાજ્યનો ભાર. ૫.
નૃપ મંત્રી પદમાવતી, બીજે પણ બહુ સાથ;
કરી ઓચ્છવ લેતા સવે, દિક્ષા કેવળી હાથ. ૬.
ત્રિહુ એક ધર્મ સખાઇઆ, જ્ઞાન ક્રિયા તપ સાર;
અચ્યુત કલ્પે ઉપન્યા, કરી તિહુ એક અવતાર. ૭.
સ્વર્ગથી ચવિ નરભવ લહી, લેશે પદ મહાનંદ;
ભાવી કથા સુણિ ચિત ધરો, ચંદ્રશેખર નૃપ નંદ. ૮.

વિજયસેન સુરિ વંદિને, ચંદ્રશેખર ભુગુરાય;
ઘર આવ્યા સુરિ તેડિને, બહુ વિધ ભક્તિ કરાય. ૯.
એક દિન રાજ કચેરિએ, બેઠા કુંવર નરેંદ;
નર એક આવી તિણે સમે,કહે નમિ પદ અરવિંદ. ૧૦.
હું છું પદ્મરથ રાયનો, ભૃત્ય નામ હરિદાસ;
પદ્મપુરીથી મોકલ્યો, વિકટ કામ તુમ પાસ. ૧૧.
સપ્તમ માળે ખેલતી, મૃગસુંદરી સખી સાથ;
અપહરિ વ્યંતર ખેચરે, લેઇ ગયો અહિ હાથ. ૧૨.
ગામ વનાંતર જોઇ વળ્યા, ન જડી શુદ્ધિ કાંહી;
સાંઢિ ચડી એક રાતમાં, હું આવ્યોછૂં આંહી. ૧૩.

## ઢાળ ૧૦ મી.

( કામણગારો એ કૂકડો રે—એ દેશી. )

વનિતાશું ચિત વેંધીયૂં રે, વંઠી સાંભળી વાત;
વશા વશી જઇ વેગળી રે, વિષમી વજ્જરની ઘાત. ૧.
વિરૂઇ વેળા વિયોગની રે, વેધકને ન ખમાય;
વિજોગી વનમાં ફરે રે, જંપાપાત કરાય. વિરૂઇ૦ ૨.
જિમ ચકલો ચકલી બીહૂ રે, ઉષ્ણ ઋતુને કાળ;
તૃષાવંત વિલોકતા રે, સેહેતાં તાપની ઝાળ. વિરૂઇ૦ ૩.
ઉદક વિના રજની ગઇ રે, પડિયો વાદળ ઠાર;
કુશાગ્રે જળ બિંદુઓ રે, દેખંતાં તિણિ વાર. વિરૂઇ૦ ૪.
પ્રેમ વિયોગે દોય ચિંતવિ રે, એક એકને કહે ત્યાંહિ;
તું પી તું પી કરતાં પડયૂં રે, પવને જળ રજમાંહિ. વિરૂઇ૦ ૫.
મરણ ગયાં દોય નિરાશથી રે, એ નરનારી વિયોગ;
ઇંદ્ર રિસાણિ મનાવતા રે, જો છે બહુલા ભોગ. વિરૂઇ૦ ૬.
ચંદ્રશેખર મન ધ્યાવતા રે, રણથી મળીયૂં રતન;
રાંક તણે ઘર પાઠવ્યૂં રે, ન કર્યૂં કાંઇ જતન. વિરૂઇ૦ ૭.
ભોજન સજ્યા આસન વસુ રે,રાજ્ય રમણી ઘર પ્રાય;
સુનાં મૂકતાં એટલાં રે, અન્ય અધિષ્ઠિત થાય. વિરૂઇ૦ ૮.

એમ ચિંતિ નિજ ઘર જઇ રે, વાત કરિ વિશ્વાસ;
કરવા ગવેખણા આણી નરે, જઇસ્યું જ્ઞાનિને પાસ. વિરૂ૦ ૯.
ગગને ગયા ઘડી એકમાં રે, યશોમતિ યોગણી પાસ;
વંદિ નમિ પૂછત સા કહે રે, મ કરો ચિત્ત ઉદાસ. વિરૂ૦ ૧૦.
મનોવેગ વિદ્યાધરૂ રે, વિદ્યા સાધન હેત;
નારી પદ્મણી ખોળતો રે, ઠામ ઠામ ધરિ નેહ. વિરૂ૦ ૧૧.
તુજ નારી લહી પદ્મણી રે, હરીને ગયો હીમવંત;
અદ્રિમાં ગુફામાંહી જઇ ઠવી રે, કહે તસ નિજ વૃતાંત. વિરૂ૦ ૧૨.
સાંભળ નારી નિર્ભય થઇ રે, સાધવિ વિદ્યા દોય;
નગન થઇ સન્મુખ રહ્યો રે, જીમ એમ સિદ્ધિ હોય. વિરૂ૦ ૧૩.

અમોઘ બાણુને મોહની રે, સિદ્ધ થશે દિન બાર;
પટરાણી તુજને કરી રે, વિલસીશૂં સંસાર. વિરૂ૦ ૧૪.
સુણી મૃગસુંદરી મહા સતિ રે, પામી ચિત્ત કલેશ;
એટને સા એમ ઉચરે રે, ધિરજ ધરીય વિશેષ. વિરૂ૦ ૧૫.
લાવિ માત સહોદરી રે, નગન કરી એણે ઠાય;
વિદ્યા સાધિ કરો રાણીઓ રે, સહજ મેળાવા થાય. વિરૂ૦ ૧૬.
ફણિધરની મણી કુણ લિએ રે, વન્હીમેં ઘાલે હાથ;
કેસરી કેસરા કુણ ગ્રહે રે, હું રે સતી છું સનાથ. વિરૂ૦ ૧૭.
વાલ્હો વિદેશે નહી વેગળો રે, હરિ સમ મૂજ ભરતાર;
તુજ સરિખાં હરણાં ફરે રે, લંપટીને ધિકાર. વિરૂ૦ ૧૮.
પરમેષ્ટી મંત્ર મહા બળી રે, પાઠ સિદ્ધ મુજ પાસ;
જ્ઞાની ગુરૂજી પાસે લીયો રે, જેથી શત્રુ વિનાશ. વિરૂ૦ ૧૯.

જો મુજ સાથે તું બળ કરે રે, તો સતિ કેરે શરાપ;
બાળી ભસ્મ ક્ષણમાં કરૂં રે, રોશે પિયા મા બાપ. વિરૂ૦ ૨૦.
એટ સુણીને ક્રોધે ચઢી હું રે, બલી દીશાવે ભીત;
પણ સા નિશ્ચળ થઇ રહી રે, રાખી કુળવટ રીત. વિરૂ૦ ૨૧.
યોગણીનાં વચણાં સુણિ રે, ચાલ્યો ચંદ્રકુમાર;
પલક માંહે ગુફામાં પોંચિયો રે, તત્ર દીઠી નિજ નાર. વિરૂ૦ ૨૨.

કુંવર કહે રે પાતકી રે, પરનારી હરનાર;
રૂઠયો દૈવ તુજ ઉપરે રે, કુણ છંડાં રાખણહાર. વિરૂઈ૦ ૨૩.
સાંભળી ખેચર ઊઠિયો રે, લાગ્યો યુદ્ધ પ્રચંડ;
કુમર અજેય ખડ્ગે કરી રે, કીધો ખંડોખંડ. વિરૂઈ૦ ૨૪.
વિદ્યાબળે એક રથ કરી રે, બેશી દંપતિ દોય;
કૌતક જોતાં ગગને ચલે રે, પોહોતાં પદ્મપુર સોય. વિરૂઈ૦ ૨૫.
રાજા રાણી સજન સહુ રે, ભેટે સુતા જમાત;
ઘર લાવ્યા બહુ ઓચ્છવે રે, પુછો સકળ કહી વાત. વિરૂઈ૦ ૨૬.
રંગરસે તિહાં લીલા કરે રે, સુખભર દંપતિ નેહ;
કોઈ દિન સોવન સોગટે રે, રમતાં ધરિ બહુ નેહ. વિરૂઈ૦ ૨૭.
શાસ્ત્ર કથા ગીત ગાનમેં રે, કોઈ દિન નાટકશાળ;
દેવદુ ગુંદકની પરે રે, ભોગવે સુખ રસાળ. વિરૂઈ૦ ૨૮.
ચંદ્રશેખરતણા રાસનો રે, ત્રિજો ખંડ રસાળ;
શ્રી શુભવીરની વાણીએ રે, તેની દસમી ઢાળ. વિરૂઈ૦ ૨૯.

**દોહરા.**

એક દિન દંપતિ પરિકરે, પરીવરીયાં વન માંહિ;
કેળ કરંતા મોજશું, શીતળ વન તરૂ છાંયે. ૧.
મયુર કનકમઈ તિણે સમે, રમતો દેખી દૂર;
મૃગસુંદરિ મન મોહિયું, બોલિ આનંદપૂર. ૨.
મનમોહન મુજને દિયો, આણી એહ જ મોર;
રમવા કારણ દિલ લહ્યું, એ મુજ ચિતનો ચોર. ૩.
ચંદ્રશેખર તવ ચાલિયો, મયુરને લેવા કામ;
નાઠો મોર વનાંતરે, નૃપ પણ પૂંઠે તામ. ૪.
આંતરિયો તવ ઉડતાં, ઝાલ્યો મોર મહંત;
ઉપર અસ્વારિ કરી, તવ ગગને ઉડંત. ૫.
કુંવર વિચારે ચિત્તમાં, એહ કિશો ઉતપાત;
જોઉં કિહાં એ જાય છે, એ પક્ષી કુણ જાત. ૬.
વન ગિરિ ગામ ઓળંગિયાં, ક્ષણમાં કોસ હજાર;

यमुना नइ जळधि लही, नांखे तास मझार. ७.
कुंवर तरी कांठि जइ, करतो चित्त विचार;
खिणु संयोग वियोग मइ, सुतधर कहे संसार. ८.
मथुरांपुरि देखणु गया, तिहां जिन चैत्य निहाल;
पंच अभिगम साचवी, वंद्या जगत दयाळ. ९.
एक श्रावक मुखथी सुणि, तिहु नाणी अणगार;
मनोरम वनमां आविया, वंदन जात कुमार. १०.
वंदि नमी मुनिने स्तवी, बेठा धर्म सुणंत;
अवसर पामी विनयथी, इणि परे प्रश्न करंत. ११.

## ढाळ ११ मी.

( थांपर वारि मांका साहीबा काबेल मत जाजो—ए देशी.)

पूछे कुंवर मुनिराजने, कुण मोर रूपाळो;
कनकमइ पीछां झगे, गतिए लटकाळो. १.
विसमय वात न विसरे, जो चतुर निहाळे;
मधुर रसिक फळ ओषधि, मुखमां ओगाळे. विसमय० २.
देखि वने हूं शिर चढ्यो, घडि दोय खेलाव्यो;
नभ चढि नइ जळ नांखियो, फरि नजर न आव्यो. विसमय० ३.
ग्यानि कहे भव तेरमे, तुं सुरपुर वासी;
वसुदत नामे शेठियो, प्रिया च्यार विलासी. विसमय० ४.
तेहमां एक अणुमानिति, नवि नजरे जोवे;
दुखभर रेहेती वेगळी, दिन राते रोवे. विसमय० ५.
तप जप कष्टे भव भमि, थइ व्यंतर देवी;
भव भव ते तुजने नडि, घणी वात शूं केहेवी. विसमय० ६.
मृगसुंदरिशूं देखिने, आकाशे जाति;
पूरव वेर संभारतां, भरि खेदे छाति. विसमय० ७.
मोर रूप करी तुज हरि, सरितामां धरियो;
खेद घणो हणवा तणो, तुज पुन्ये सरियो. विसमय० ८.
क्लेश न धरवो नारिशुं, घरमां कोइ वेळा;

જો વંછે સુખ સંતતી, લક્ષ્મિના મેળા. વિસમય૦ ૯.
લલના લક્ષ્મીરૂપ છે, નરને ઘર માંહે;
રીસવતાં રીસાઇને, જાય અંતર દાહે. વિસમય૦ ૧૦.
નારિને ઘરથી કાહાડતાં, લક્ષ્મિને કાહાડી;
સુખ નવિ પામે તે કદા, વાવિ વિખની ઝાડી. વિસમય૦ ૧૧.
સંસાર દાહે ત્રણ છે, વિશરામની છાયા;
પુત્ર કલત્ર ને ગુણભર્યા, સજ્જનની માયા. વિસમય૦ ૧૨.
વળિ નિશિદિન નારી વડે, નહિં ઘરની ચિંતા;
ચાકર સત સેવા કરે, પણ નિજ નવા હુતા. વિસમય૦ ૧૩.
જગમાં દુર્લભ નારિયો, ગુણ ત્રણ્યે વખાણી;
સહસ દૂષણ દૂરે તજે, એ પંડિત વાણી. વિસમય૦ ૧૪.
સુત ઉત્પતિ નારિથી, ઘર ભાર ઉઠાવે;
પતિમરણે ભેગી બળે, તસ કિમ દૂહવાવે. વિસમય૦ ૧૫.
સરસ અશન દિએ કંતને, લુખું પોતે ખાવે;
દુખની વેળા સખાઇ છે, પણ દૂર ન જાવે. વિસમય૦ ૧૬.
તે સ્ત્રિ જો બળતી રહે, નહિ પુત્રના મેળા;
વેપારે લાભ ન નીપજે, રેહે દળદર વેળા. વિસમય૦ ૧૭.
વેર હૂવે અતિ આકરૂં, બહૂ ભવ દુખ પાવે;
વીર પ્રભૂને વ્યંતરી, શિતળ જળ છંટકાવે. વિસમય૦ ૧૮.
જે નર ઘરનારી તજી, કરે પરઘર મેળા;
ધન હાણી પ્રિયા સવી, તસ વંઠી વેળા. વિસમય૦ ૧૯.
એક ગામે એક રાજવી, તસ પુત્ર ભલેરા;
ખચ્ચર ઘોડી જનમિયો, ઘર મોહોટો વછેરો. વિસમય૦ ૨૦.
નામ ઊજાગરો તેહનું, ઘરે બાંધ્યો આવે;
મધુભટ વિપ્ર તે ગામમાં, પરીકરશું રેહવે. વિસમય૦ ૨૧.
ઊંધ નામે મહીષિ ઘરે, મણ દૂધ કરંતી;
તસ ઘૃત વિક્રયતા વશે, આજીવી ચલંતી. વિસમય૦ ૨૨.
ઘૃત વેચણ દરબારમાં, એક દિવસે જાવે;

ધૃત દેઇ નાણું માગસો, તે દૂર રહાયે. વિસમય૦ ૨૩.
નાખ્યા રૂકમ ઉંચા માળથી, અધ લાદિમાં પડિયા;
વેણી લેઇને આપતાં, દ્વિજ નજરે ચઢિયા. વિસમય૦ ૨૪.
પૂછતાં કુંવર ભણે ઇશું, લાદિ રૂકમ મઇ છે;
બહ વછેરા ભાગ્યથી, અમ લચ્છી ભઇ છે. વિસમય૦ ૨૫.
તે કહે બ્રાહ્મણને દિયો, તુમ પુન્ય જ હોવે;
નૃપસુત કહે આહીવિ દીયો, અમે તુમ હરિ દેવે. વિસમય૦ ૨૬.
વિપ્ર લોભ વશ શેરભી, દેઇ લિએ વછેરા;
ઘર જઇ સેવા કરે, દાણો દેઇ ઘણેરા. વિસમય૦ ૨૭.
આજિવિકા મૂળથી ગઇ, ઘર દુર્બળ કીધા;
મંદમતિ ઉંઘ વેચીને, ઉજાગરો લીધા. વિસમય૦ ૨૮.
નારીશું રસ પ્રેમથી, જગ શોભા વાધે;
થિર ચિતે ગુરૂ સેવતાં, શું એ ધર્મ તે સાધે. વિસમય૦ ૨૯.
એમ જ્ઞાનિ વયણાં સુણિ, ઉઠી કુંવર સધાવે;
નઇ ઉપકંઠ તરૂ ઘટા, વન જોતો જાવે. વિસમય૦ ૩૦.
દૂર વનાંતર આવતા, દ્રાખ રાયણ મીઠી;
એક તરૂ ડાળે ઝુલતી, તરવાર તે દીઠી. વિસમય૦ ૩૧.
કનક મૂઠ રતન જડી, લખી આહી નારી;
ચિંતે કુંવર કોઇ ખેચરે, વનમાં વિસારી. વિસમય૦ ૩૨.
અથવા ખડગ આ વન ધરી, કોઇ સુભટ પઇઠો;
એમ ચિંતી વનમાં ફર્યો, પણ કોઇ ન દીઠો. વિસમય૦ ૩૩.
આવિ ખડગ લેઇ જોવતો, જાણે મોતિનો હાર;
મેન રહિત કરી ઝગમગે, શ્વેત તેહની ધાર. વિસમય૦ ૩૪.
અળશી કુસુમસમ છે પ્રભા, વિજળી દૂર પેખ;
દેખી અચંબો પામિયો, લેઇ ખડગ વિશેષ. વિસમય૦ ૩૫.
જોવા પરિક્ષા તે ગયો, વાંકો વંસ છે થૂળ,
કુસુમ વિંટાણા પરસ્પરે, ઘન વંશનાં મૂળ. વિસમય૦ ૩૬.
વૈશાખ ઠાણે કુંવર રહી, છેદે જળ સાર;

પામી અસંભ ખડ્ગ જૂએ, દીઠિ રૂધિરની ધાર. વિસમય૦ ૩૭.
વંશ જાળ જોવે ફરી, ધુપ કુંડે ઘૃત પૂરે;
નર એક કર માળા રહી, પડયું મસ્તક દૂરે. વિસમય૦ ૩૮.
રૂધિર ઝરંતું દેખીને, કરે પશ્ચાતાપ;
વિણુ અપરાધી મારીયો, કરતો મંત્ર જાપ. વિસમય૦ ૩૯.
હાહાકાર કરતો ગયો, વન ખંડ વિચાલ;
ઉભી દીઠી યૌવના, વળગી તરૂ ડાળ. વિસમય૦ ૪૦.
સરોવર તીરે દેખિને, ચિત ચિંતે કુમાર;
વન રખવાળી દેવતા, વા વ્યંતર નાર. વિસમય૦ ૪૧.
અથવા જોવા કૂતરી, વિદ્યાધર બાળ;
ચંદ્રવન કાંતિ ઝઘે, હોઠ લાલ પરવાળ. વિસમય૦ ૪૨.
વા યમૂના જળ દેવતા, સરોવરમાં નાહી;
લીલ વિલાસે ખડી રહી, તરૂ શાખા સાહી. વિસમય૦ ૪૩.
એમ ચિંતી ધીરજ ધરી, ગયો તેહની પાસે;
સા તસ દેખી મોહી રહી, ચિત્ત પ્રેમ વિલાસે. વિસમય૦ ૪૪.
વળિ ચિત્ત ચોરી ચિંતવે, નર રૂપે રૂડો;
પણ સતિ નારી ચિત્તમાં, એ ભાંડથી ભૂંડો. વિસમય૦ ૪૫.
રાજકુંવર ભૂલો પડ્યો, આવ્યો એણે ઠામ;
ન ઘટે મુજ તસ પૂછવું, કુણુ દેશ ને ગામ. વિસમય૦ ૪૬.
પૂછે પ્રત્યુત્તર આપશું, તે પણ ન વિશેષ;
ગુણિ જન પૂછ્યાં બોલતાં, સતિ દોષ ન લેશ. વિસમય૦ ૪૭.
ચિંતી મૌનપણે રહી, નિમિ નયનની વાસ;
ચંદ્રશેખર તિહાં આવિને, બોલાવે તાસ. વિસમય૦ ૪૮.
ઉત્તમ સમ રસાળનો, ખંડ ત્રિજો વિશાળ;
શ્રી શુભવીરે તસ ભણિ, અગીઆરમી ઢાળ. વિસમય૦ ૪૯.

દોહરા.

કુંવર કહે સુણ સુંદરી, તું કુણ [illegible] જાત;
[illegible] નગર [illegible] તુજ, કુણ વળી આત ને તાત. ૧.

રહેવે તે સરોવર તટે, વન તરૂ કુંજ નિવેશ;
નિર્ભય ઊભી એકલી, યોવન બાળે વેશ. ૨.
મેં તુંજને વન દેવતા, જાણી આવ્યો પાસ;
ભૂપગ દગ ચળ જોવતાં, મનુષ્ય જાતિ વિશ્વાસ. ૩.
વળતું તવ સા એમ ભણે, સુણ ઉત્તમ ગુણવંત;
મૂળ થકી વિવરી કહું, સઘળો અમ વિરતંત. ૪.

## ઢાળ ૧૨ મી.

( સાહીબા મોતીડા અમારો—એ દેશી. )

મધુરસ બોલે અમૃત વયણે, વૈતાઢ્યે છે દક્ષણ શ્રેણે;
વિજયાપૂરિનો હરિબળ રાજા, જાતિ કુળે જસ બિહૂ પખ તાજા;
સાહીબા મન ગમતા મેળા, દોહિલા મળવા એણિ વેળા;
ભાગ્યને વશ્ય મેળા. સા૦ ૧.
રાણી ગુણાવળી ગુણની પેટી, દોય સુત ઉપર આઠ છે બેટી;
અડશીધી જસ વેંહચી દીધી, સૃષ્ટી વિધાતે એકાંતે કીધી. સા૦ ૨.
વિકસિત વયણે ફુલ ખરંતાં, લોચન જેહના અમિય ઝરંતાં;
પૂર્વ દિશા સમ ચંપકમાળા, સાત દિશા સમ સાત વિશાળા. સા૦ ૩.
બેટ ચતુર નૃપ ચોવિસ જાણી, કન્યા મોહ તણી રાજધાની;
ચોવિસ કન્યા શ્રીપૂરરાય, ગગન ગતિ નૃપની કેહેવાય. સા૦ ૪.
કન્યા આઠ સહોદરી માહરી, તાત અમારો રાય જિતારી;
ચંદ્રાવળી હું આઠે વડેરી, ચોસઠ જણની એક કચેરી. સા૦ ૫.
એક દિન ચંપકમાળા બોલી, આપણ ચોસઠ જણની ટોળી;
બાળપણાનાં પ્રેમ વિળુધાં, ઠામ ઠામ વરને જો દીધાં. સા૦ ૬.
તો પછે મળવું ન હોય કદાપિ, તિણે ઉઠ્યો એક વાત જ થાપી;
વર વરવો સર્વેને એક, જૈનમતી પૂન્યવંત વિવેક. સા૦ ૭.
શૂરવિર બહુ બુદ્ધિ બળિયો સહેજે જાય ન અટકળિયો;
જીવે તિહાં લગે પ્રેમ નીવાહે, તે વર વરવો સહુને ઉછાંહે. સા૦ ૮.
એકમતો કરિ ભેળાં જમિએ, વનજંગળ ક્રિડાએ નિત રમીએ;
એક દિન શંખપુરિનો રાય, મણિચુડનો તિહાં દૂત તે આય. સા૦ ૯.

હરિબળને કહે દેઈ તાપો, તુમ આઠ કન્યા અમને આપો;
જો ન દિઓ તો અમે રણ કરવા, સજ્જ અમે રણ કરવા હરવા. સા૦ ૧૦.
સુણુ હરિબળ કહે માગ્યું ન મળશે, અમ પુત્રિ ઈચ્છાવર વરશે;
દૂત મુખે સુણિ મણિચુલ આવે, સૈન્ય શું યુદ્ધ કરી જય પાવે. સા૦ ૧૧.
હરિબળ ગ્રહી નિજ પૂર જાવે, કારાગારમેં નિત્ય વસાવે;
એક દિન વિજયાપૂરિને બાર, આવ્યા ચૌ નાણિ અણગાર. સા૦ ૧૨.
રાણિ ગુણાવળી વંદન જાવે, દુઃખ ભરી ગુરૂને પ્રશ્ન કરાવે;
મુજ પુત્રિ આઠે ભરતાર, કૂણુ થાશે ભાગ્યવંત કુમાર. સા૦ ૧૨.
વળિ અમ પુન્ય ઉદય કીમ થાશે, મુજ પતિ શત્રુથી કિમ મુકાશે;
વળતું તસ ભાખે ચૌ નાણિ, રાણિ સુણે ચિત ધેરજ આણી. સા૦ ૧૪.
વિદ્યા વિહૂણા તુમ સુત દોય, ચંદ્રોદય વિણુ રજની જોય;
તે દોય બાંધવનો હણુનાર, જે નર તે હોશે ભરતાર. સા૦ ૧૫.
તુજ પતિને મુકાવશે તેહ, તુમ શત્રુનો કરશે છેહ;
નિજ તનુ છાયા લંધે જેહ, ભાવિ ભાવ મટાવે તેહ. સા૦ ૧૬.
સાંભળીને ખેદ હરખ ભરાણિ, મુની વંદી ઘર આવી રાણિ;
એક સમે અમે ચોસઠ બાળ, કામદેવ ઘર કરિ નૃત્યશાળ. સા૦ ૧૭.
સરોવર નાહી ચૈત્યે પેઠાં, તવ ભુષણુ વસ્ત્રાદિ ન દીઠાં;
ગુપ્ત રહ્યો નર ક્ષત્રી જાતે, વસ્ત્રાદિક તેણે લીધાં રાતે. સા૦ ૧૮.
પાછાં આપ્યાં તે અમે લેઈ, ખડગ રતનમણી કંચુક દેઈ;
કિધિ પરિક્ષા સાહસિક દેખી, ધાર્યું અમે કરૂં એહવો ગવેખી. સા૦ ૧૯.
અનુસારે લહુ તુમ જ એહ, કુંવર કહે અમે નહિં છું તેહ;
વળતું ભણે સા સુણુ ચિત લાઈ, ચંપકમાળાના દોય ભાઈ. સા૦ ૨૦.
શત્રુ હઠાવન વળી ઉનમત્ત, વિદ્યા સાધન કરે નીમિત્ત;
યમુના કિનારે મેહેલ બનાવી, રાખી નિજ બેહેનો ઇહાં લાવી. સા૦ ૨૧.
પદ્મણિ લાવિ ગિરિ દરી માંહે, વિદ્યા મનોવેગ સાધે ઉછાંહિ;
સાધે વાયુ વેગ ઇહાં વંશ જાળે, ચંદ્રહાસ્ય વિદ્યા ઉજમાળે. સા૦ ૨૨.
તે ખટ માસે સિદ્ધજ થાશે, તવ શત્રુને જીતણુ જાશે;
મોકલી મુજને ખબર જ લેવા, તુમ શું ઉભી વાત કરેવા. સા૦ ૨૩.

ચંદ્રશેખર સુણિ ચિંતે મનમાં, તે નર માર્યો મેં દરી વનમાં;
ધૈર્ય ધરિ નિજ ચિત્ત વિચારી, તે આગળ હોય વાત પ્રકાશી. સા૦ ૨૪.
ચંદ્રાવળી સુણિ દુઃખ ધરે મોટું, ચિંતે હદય મુનીવચન ન ખોટું;
શ્રી શુભવીર વચન્ન રસાળ, ત્રીજે ખંડે બારમી ઢાળ. સા૦ ૨૫.

દોહરા.

ખિણભર ખેદ ભરી થકી, સા ચિંતે તિણિ વાર;
વિખમી કર્મ તણી ગતિ, વિખમો આ સંસાર. ૧.
કુંવર વદે સુણ સુંદરી, મ ધરો મનમાં ખેદ;
જ્ઞાનીનું દીઠું હુવે, તિહાં નહિં કાંઇ વિભેદ. ૨.
સા કહે ઉત્તમ નર તુમે, રેહેજ્યો ઇહાં ખિણમંત;
ચંપકમાળાને જઇ, સંભળાવ્યું વીરતંત. ૩.
જો તુમપર રાગિ હશે, તો વેગે ધ્વજ રક્ત;
મંદિર ઉર્દ્ધ હલાવશું, પિત્ત ધજાએ વિરક્ત. ૪.
રેહેજ્યો રક્તે થીર થઇ; પિત્તે જાજો દૂર;
એમ સંકેત કરી ગઇ, ચંપકમાળા હજૂર. ૫.
તસ સંકેતે દોય ઘડી, તદગત ચિત્ત કુમાર;
ઉપશમ ગુણ ઠાણે ચઢી, થાવચ્ચે અણગાર. ૬.
પિલિ તામ પતાકિકા, હાલતી દીઠી ત્યાંહિ;
જાણી વિરક્તા નારિયો, શીઘ્ર ચલ્યો વન માંહિ. ૭.
કેસરી સિંહ જ્યૂં મલપતો, વન ફળ કરત અહાર;
કેતે દિવસેં પામિયા, દેવ અરણ્ય મઝાર. ૮.
શીતળ જળ નિરમળ ભર્યું, સરોવર દેખી તામ;
જળ પીને નિદ્રા લીએ, તિલક તરૂ તલ ઠામ. ૯.
પૂન્ય મિત્ર બળ જાગતે, ન કરે અનરથ કોય;
વન રણ ગિરિ અરિ જળધિએ, પણ મનવંચ્છિત હોય.

ઢાળ ૧૩ મી.

( જીરે દેરાના સુણિ પટ લાગરી—એ દેશી. )

જીરે જાગ્યો કુંવર જિસે તદા, જીરે દેખે રિદ્ધિ વિશાળ;

જીરે હય ગય સુભટ મળ્યા ઘણા, જીરે બોલે વચન રસાળ. ૧.
જીરે પુન્ય કરો જગ પ્રાણિઆ, જીરે પૂન્યે દાળિદ્ર દૂર;
જીરે મનવંચ્છિત મેળા મળે, જીરે પૂન્યે સુખ ભરપૂર. જીરે પૂ૦ ૨.
જીરે કરત પટાવત વિનતી, જીરે વૈતાઢ્યે રે ઠેઠાણ;
જીરે કુસુમપુરી વિમળાપુરી, જીરે અલકાપુરી સમ જાણ. જીરે પૂ૦ ૩.
જીરે રતન કનક ચૂલ બાંધવા, જીરે રાજ્ય કરે વર નિત્ય;
જીરે શ્રીમતિ ધીમતિ પટ પ્રિયા, જીરે અવરપ્રિયા ઘણી પ્રીત. જીરે પૂ૦ ૪.
જીરે પ્રીતિ પરસ્પર છે ઘણી, જીરે જીવન મચ્છ સરીસ;
જીરે કન્યા બિહુ જાયુની મળી, જીરે ખટ શત ને છત્રીસ. જીરે પૂ૦ ૫.
જીરે ચોમાસા દિન વિતતે, જીરે રાજકચેરી માંહિ;
જીરે શીતળજિન પધરાવીને, જીરે ઓછવ આઠ દિન ત્યાંહિ. જીરે પૂ૦ ૬.
જીરે કાર્તિક વદ પંચમ દીને, જીરે વિદ્યાધર મુનિરાય;
જીરે ગગન મારગથી ઉતર્યા, જીરે વંદે સહુ તસ પાય. જીરે પૂ૦ ૭.
જીરે દેવરચિત સિંહાસને, જીરે પ્રભૂ વંદી બેસંત;
જીરે રાય પ્રમુખ પ્રખદ ભણી, જીરે દેશના ધર્મ દિયંત. જીરે પૂ૦ ૮.
જીરે રતનચૂલ અવસર લહી, જીરે મૂનિને એમ પૂછંત;
જીરે અમ દોય બાંધવની સુતા, જીરે કોણ હોશે તસ કંત. જીરે પૂ૦ ૯.
જીરે કિમ મળશે કિમ જાણશું, જીરે કુણ થાનક મહારાજ;
જીરે ભૂચર ખેચર ભૂપતી, જીરે તવ ભાખે મુનિરાજ. જીરે પૂ૦ ૧૦.
જીરે દેવાટવિમાં સર તટે, જીરે સુતો તિલક તરૂ હેઠ;
જીરે બત્રિસ લક્ષણ કર પદે, જીરે છાયા અચ તનુ હેઠ. જીરે પૂ૦ ૧૧.
જીરે ખટ શત બત્રિસનો થશે, જીરે ભૂચર એક ભરતાર;
જીરે ક્ષત્રિ ત્રિખંડનો રાજવી, જીરે વિદ્યા બહુ ભંડાર. જીરે પૂ૦ ૧૨.
જીરે માત્રવ ઉજ્જળ પંચમી, જીરે લગન દિવસ ઉચ્છાહિ;
જીરે દસ ઘડી દિન ચઢતે થકે, જીરે જાઇ જોજ્યો વન માંહિ. જીરે પૂ૦ ૧૩.
જીરે પૂરવધર કહી ઉતપત્યા, જીરે વિચર્યા પંથ વિહાય;
જીરે ખેટ કન્યા મંડળી, જીરે બેઠ ઇહાં નિવસાય. જીરે પૂ૦ ૧૪.
જીરે આજ વાત તે સવિ મળી, જીરે આવ્યા પ્રભુ અસવાર;

જીરે કહિ એમ અશ્વ રતન ધર્યો, જીરે કુંવર ચલ્યા તિણિ વાર. જીરે પૂ૦ ૧૫.
જીરે આગળ જાતી વધામણી, જીરે આવ્યા સનમુખ રાય;
જીરે જંગલમાં મંગળ ભયો, જીરે મેહેલ રચ્યા તિહાં જાય. જીરે પૂ૦ ૧૬.
જીરે ચોરી ચિહૂ પખ ચીતરી, જીરે તેહજ રયણી માંહિ;
જીરે કરિ ઓછવ પરણાવતા, જીરે સઘળી કન્યા ત્યાંહિ. જીરે પૂ૦ ૧૭.
જીરે રસમંજરી ગુણમંજરી, જીરે તેહમાં વડેરી દોય;
જીરે વૈતાઢયે સહૂ તે ગયા, જીરે બિજે દીન સહુ કોય. જીરે પૂ૦ ૧૮.
જીરે ખેચર બહુ જોવા મળે, જીરે ખેચરી ગાવે ગીત;
જીરે નાટકશાળા નિત હૂવે, જીરે રાગ રંગ રસ રીત. જીરે પૂ૦ ૧૯.
જીરે સાસય ચૈત્ય જુહારતા, જીરે કરતા નવનવા ખેલ;
જીરે કુસુમ કદળી ધર ઓ ગણે, જીરે રમતાં જળ વન કેળ. જીરે પૂ૦ ૨૦.
જીરે નંદીસર દ્વિપે જતા, જીરે સાથે રમણીના વૃંદ;
જીરે સાય પડીમા વંદતાં જીરે પામે અતિ આણંદ. જીરે પૂ૦ ૨૧.
જીરે મેરૂ પમુહ સાસય જિના, જીરે જાત્રા કરિ ધર જાય;
જીરે બિહુ સસરા પાસે થકી, જીરે વિદ્યા બહુલ ગ્રહાય. જીરે પૂ૦ ૨૨.
જીરે પશુઆંને નરભવ કરે, જીરે નરને પશૂ અવતાર;
જીરે પર વિદ્યા છેદન તણી, જીરે એમ સવિ એક હજાર. જીરે પૂ૦ ૨૩.
જીરે નારીગણુ તિહાં સંઠવી, જીરે સુંદર નર પરિવાર;
જીરે પંચ તિરથ યાત્રા ભણી, જીરે ચાલ્યા વિયત કુમાર. જીરે પૂ૦ ૨૪.
જીરે સમત શિખર જઇ ઊતર્યો, જીરે વંદી વીસ જિણંદ;
જીરે શિતા નાળ નિહાળીને, જીરે મધુવન જાત નરિંદ. જીરે પૂ૦ ૨૫.
જીરે નંદન વન સમ મધુવને, જીરે મંડપ દ્રાખ રસાળ;
જીરે સીતાફળ દાડીમ તરૂ, જીરે જાંબુ ફળ હિતાળ. જીરે પૂ૦ ૨૬.
જીરે ફણુસાં લિંબુ હરીતકી, જીરે રાયણુ ને સહકાર;
જીરે કદળી કુસુમ સુરભિ તરૂ, જીરે રામ જામફળ સાર. જીરે પૂ૦ ૨૭.
જીરે અંજીર નારંગ કર્મદાં, જીરે કિંસુક ચંપક ફુલ;
જીરે કેતકી માલતી વિકસિયાં, જીરે પામિ તીર્થ અમૂલ. જીરે પૂ૦ ૨૮.
જીરે વડતરૂ મોહોટો એક છે, જીરે શાખા પ્રશાખા વિશાળ;
જીરે હંસ મોર શુક સારિકા, જીરે યુગલ વસે કરિ માળ. જીરે પૂ૦ ૨૯.

જીરે જાગતા ભૈરવ દેવનું, જીરે સુંદર ચૈત વિશાળ;
જીરે માનત માને તેહને, જીરે દિએ વંછિત તતકાળ. જીરે પૂ૦ ૩૦.
જીરે યાત્રિક પરદેશી જના, જીરે રેહવાના બહુ ઠાણુ;
જીરે કુંવર નિહાળી નિશિ વસ્યા, જીરે કરતા તિર્થ વખાણુ. જીરે પૂ૦ ૩૧.
જીરે સરોવર કૂપક વાવડી, જીરે પીધાં નિર્મળ નિર;
જીરે ત્રિજે ખંડે તેરમી, જીરે ઢાળ કહે શુભવીર. જીરે પૂ૦ ૩૨.

### દોહરા.

વડ તરૂ હેઠે મુનિવરા, ચ્યાર રહ્યા છે રાત;
લઘુ વય યોવન તપ કરે, ઉત્તમ ક્ષત્રિ જાત. ૧.
ચૌનાણી ગુરૂ પાસથી, ભણિયા સવિ સિદ્ધાંત;
કામ વિડંબણુ ચૂકિયા, ઊપસમ. શાંત પ્રશાંત. ૨.
ચંદ્ર કીરણુ અમૃત ઝરે, ઉજળી પૂનમ રાત;
દેખી શ્રાવક શ્રાવિકા, આવે તજી પરતાત. ૩.
મુનિ વંદી હોળી મળી, કરતા ઓછવ ત્યાંહિ;
ચંદ્રશેખર તે સાંભળી, આવિ નમત ઉછાંહિ. ૪.
મુનિ મુખ અમૃતની છટા, પામી પૂછે એમ;
લઘુ વય તુમ વૈરાગનું, કારણુ પ્રગટ્યું કેમ. ૫.
મુનિ કહે આ સંસારમાં, વિરૂઆ વિષય કખાય;
રાગ વિવશ જગ જીવડા, ચિહુ ગતિમાં રોળાય. ૬.
કુંજર ફરશેંદ્રિય વશી, બંધન પામે દીન;
ગજ પણુ અજ સરિખા હુવે, મરે રસનાએ મીન. ૭.
ભમર સુગંધિ કમળથી, નયને જળત પતંગ;
હરણુ મરણુ શ્રવણેંદ્રિએ, એક એક ઈંદ્રિ પ્રસંગ. ૮.
પાંચે ઇંદ્રિ વશ પડ્યા, તેહની શી ગતિ હોય;
કામ વિવશથી વેગળા, સુખિયા જગમાં સોય. ૯.
નવિ પલટાએ રાશિથી, માર્ગિ કદિય ન હોય;
અભિનવ કામગ્રહ કહ્યો, સહુને દિએ દુખ સોય. ૧૦.
શિયળવતી શિયળે સતી, સુણતાં તસ દ્રષ્ટાંત;
ભવ તજી સંયમ શ્રી વરી, આવશે અમ વ્રતાંત. ૧૧.

## ઢાળ ૧૪ મી.

( મન મળવા મુજ અલજ્યો—એ દેશી. )

નંદનપુર વર રાજિયો, અરિમર્દન ગુણ ધામ રે;
તિહાં રત્નાકર શેઠ છે, શ્રીદેવી પ્રિયા નામ રે. ૧.
રશિયા રસભર સાંભળો, સતિય તણા ગુણ સાર રે;
શત્રુપણું અમસ્યું કર્યું, પણ અમ તસ ઉપગાર રે. રશિયા૦ ૨.
શેઠે શક્તિ સુરી ભજી, તિણે પ્રગટ્યો સુત એક રે;
વિદ્યા શાસ્ત્ર કળા ભણ્યો, વિનયવંત સવિવેક રે. રશિયા૦ ૩.
અજિતસેન નામે થયો, પામ્યો યૌવન વેશ રે;
પણ કન્યા નહીં એ સમી, જોઇ દેશ વિદેશ રે. રશિયા૦ ૪.
એક દિન દેશાવર થકી, વાણોતર ઘર આત રે;
એકાંતે કહે શેઠને, કન્યા કેરી વાત રે. રશિયા૦ ૫.
હું આવ્યો મંગળાપૂરી, દત્ત શેઠ વસે તિહાંઇ રે;
ભોજન કારણ તેડિયો, તિણે મુજને ઘર માંહિ રે. રશિયા૦ ૬.
દેખી મેં તસ અંગજા, કન્યા કુણ તણી એહ રે;
પુછંતાં મુજને કહે, અમ પુત્રી ગુણ ગેહ રે. રશિયા૦ ૭.
શિયળવતી અભિધાન છે, ચોસઠ કળા નિધાન રે;
થળચર પંખી જીવની, વાચાનું જસ જ્ઞાન રે. રશિયા૦ ૮.
પણ એ સરિખો વર નહીં, વરતે ચિત્ત કલેશ રે;
સુણી મેં મિત્રપણે કહ્યું, મ કરો ચિંતા લેશ રે. રશિયા૦ ૯.
અમ શ્રેષ્ટી સુત એ સમો, અજિતસેન તસ નામ રે;
મુજ સાથે નર મોકલો, જો કરવું હોય કામ રે. રશિયા૦ ૧૦.
સાંભળિ નિજ સુત મોકલ્યો, મુજ સાથે ધરિ પ્રેમ રે;
શેઠ સુણિને આદર દિએ, તે કરે તિલક તે ઠામ રે. રશિયા૦ ૧૧.
પરિકરસ્યું સુત મોકલે, તે જિનશેખર સાથ રે;
વરઘોડે ચડી ચોરિએ, ઝાલ્યો કન્યા હાથ રે. રશિયા૦ ૧૨.
શિયલવતિશું નિજ ઘરે, આવ્યા પરણી તેહ રે;
સુખમાં કાળ ગમે સદા, સસરા સાસુને નેહ રે. રશિયા૦ ૧૩.

ભાગતિ રાત્રે અન્યદા, શિવા શબ્દ સૂણુંત રે;
પતિ નિદ્રાભર મેલીને, જળઘટ હાથ લિયંત રે. રશિયા૦ ૧૪.
શિયળવતિ ઘરથી ગઇ, એકલી પુર બહારે રે;
સસરે દીઠી જાગતાં, વળિ આવી ઘણું વારે રે. રશિયા૦ ૧૫.
શેઠ કહે નિજ નારિને, સાંભળો વહુનું ચરિત્ર રે;
આજ ગઇ મધ્ય રાત્રિએ, પરઘર રમવા વિચિત્ર રે. રશિયા૦ ૧૬.
કુળ મર્યાદા ગણે નહીં. તું નહીં જાણે કાંએ રે;
મેં નજરે દીઠી સહી, પરનર ભોગ પલાયે રે. રશિયા૦ ૧૭.
નારિ કહે કહેશો નહીં, કોઇ આગળ એ વાત રે;
ઘરનું છિદ્ર પ્રકાશતાં, થાશે કોઇની ઘાત રે. રશિયા૦ ૧૮.
આયુ ધન ઘર છિદ્રને, ઔષધ મૈથુનવંત રે;
દાન માન અપમાન એ, નવ નર દક્ષ ગોપંત રે. રશિયા૦ ૧૯.
રવિ ઉદયે સુતને કહે, સાંભળ તુજ વધુ વાત રે;
જળ ભરવા મસલું કરી, આજ ગઇ મધ્ય રાત રે. રશિયા૦ ૨૦.
એક પ્રહર પરઘર રહી, આવી પાછી ગેહ રે;
મેં દીઠિ નજરે સહી, મ ધરો એહ શું નેહ રે. રશિયા૦ ૨૧.
પુત્ર વીનીતે માનીયું, તાતનું વચન પ્રમાણ રે;
એમ કહિ તાત ચરણે નમી, પોહોતો તે નિજ ઠાણ રે. રશિયા૦ ૨૨.
મનસુબો કરિ શેઠ તે, વહુને કહે તુજ માત રે;
રોગે ગ્રહી મરવા પડી, આવી ખબર આજ રાત રે. રશિયા૦ ૨૩.
ચાલો તુમ સાથે ચલું, તેડાવે તુમ માય રે;
વયણ સુણિ સસરાતણું, માય મિલન મન થાય રે. રશિયા૦ ૨૪.
રથ બેશી દોય નીકલ્યાં, મારગ ચાલ્યાં જાય રે;
જળ વેહેતી નદિ દેખીને, રથથી બિહુ ઉતરાય રે. રશિયા૦ ૨૫.
શેઠ ભણે વછ સાંભળો, મોજડી જળ વિણસેઇ રે;
પગ પાળે નદી ઊતરો, મોજડીયો કર લેઇ રે. રશિયા૦ ૨૬.
સાંભળી સારથથી ગ્રહી, મોજડી પગ દોય પેહેરી રે;
વાળી ખડા નદી ઊતરી, જળ મોજડીનું વખેરી રે. રશિયા૦ ૨૭.

રથ બેશી ચલતાં થકાં, દેખી નગર વિખ્યાત રે;
શેઠ ભણે આ શેહેરમાં, રહો સુખમાં આજ રાત રે. રશિયા૦ ૨૮.
સા કહે ઊજડ ગામ એહ, નહિ વસ્તિ લવલેશ રે;
સો ચિંતે પક જડ વહુ, હિત શિક્ષા હુએ કલેશ રે. રશિયા૦ ૨૯.
હિત ઉપદેશે વાંદરે, સુગૃહિ નિગૃહિ કીધ રે;
ધારી એમ શેઠ તદા, ફરિ ઉપદેશ ન દીધ રે. રશિયા૦ ૩૦.
ચાલંતાં એક ગામડું, જિરણ કુટિર પંચાસ રે;
જોઇ સા વદે શેઠને, દેખો શેહેર આવાસ રે. રશિયા૦ ૩૧.
શિતળ છાયા વૃક્ષની, સુંદર માણસ જાતે રે;
રયણી એ વાસો વશી, ચાલિશું પરભાત રે. રશિયા૦ ૩૨.
એણે અવસર કૂપને તટે, જળ ભરવાને આઇ રે;
માતુલ પુત્રી દેખીને, તાતને દેતી વધાઇ રે. રશિયા૦ ૩૩.
માતુલ સનમુખ આવીને, તેડિ ગયો ઉછાંહિ રે;
આસન વસન ભક્તિ કરે, રાત વસ્યા સુખ માંહિ રે. રશિયા૦ ૩૪.
ચંદ્રશેખરના રાસનો, ત્રિજો ખંડ રસાળ રે;
શ્રી શુભવીરે તેહની, ભાખી ચૌદમી ઢાળ રે.

## દોહરા.

મામો મામી હરખસ્યું, શિયળવતીને દેખ;
ભક્તિ કરે નવ નવ પરે, શેઠની વળી વિશેષ. ૧.
ભાણેજીને પૂછતો, પિતર ઘરે કિમ જાત;
સા કહે મુજ માતા રૂજા, કાલ સુણિ મેં વાત. ૨.
સો કહે મિથ્યા વાત છે, પણ મળો જઇ ઉછાંહિ;
પાછા વળતાં આવવું, મુજ સંભારી આંહિ. ૩.
શિયળવતી તે સાંભળી, કરતી ચિત્ત વિચાર;
રાતની વાત ત્રિલોકીને, કપટ રચ્યું નીરધાર. ૪.
સાચી પણ અવસર વિના, વાત કરી વા ખાય;
જિમ સલ્યા સાયર તરી, ગીત કપી ગણુ ગાય. ૫.
ઊઠી પ્રભાતે ચાલતાં, મિલણા કરે સસ નેહ;
માતુલ વોળાવી વળ્યા, પંથ ચલંતા તેહ. ૬.

## ઢાળ ૧૫ મી.

( કપૂર હોવે અતિ ઉજળું રે—એ દેશી. )

વહુ સસરો રથ બેશીને રે, ચાલ્યા માર્ગ નિવાસ;
મગ ઉગ્યા એક ખેત્રમાં રે, દેખી પંથની પાસ રે.
રાજા સુણજો સતિ વડ ભાગ્ય, એમ પ્રગટે વૈરાગ રે. રાજા૦ ૧.
શેઠ ભણે આ ખેત્રમાં રે, થાશે મગ બહુ મૂલ;
સા ભણે હોશે ફોતરાં રે, ધાનની હોશે ધૂળ રે. રાજા૦ ૨.
વચન વદ્યાં તિહાં વહૂ રે, અવળી ને અવિનીત;
શેઠ ચલે ચિંતા ભરે રે, વહુ પરખે હિત ચિત રે. રાજા૦ ૩.
નર એક નજરે દેખીયો રે, લાગ્યા અંગ પ્રહાર;
શેઠ કહે આ સૂભટ વડો રે, સા વદે રાંક એ ધાર રે. રાજા૦ ૪.
છંડી રથ પગ ચાલતાં રે, દીઠી વડની શ્રેણ;
શેઠ ચલે વડ છાંયડી રે, સા ચલે તાપસ રેણ રે. રાજા૦ ૫.
શિતળ છાંયે બોલાવતાં રે, પણ ચલતી દેઇ પીઠ;
ફરતી ચચળ હંસલી રે, બોલતી નજરે દીઠ રે. રાજા૦ ૬.
હરખભરે રમે એકલી રે, હંસલી શેઠ વદંત;
સા ભણે શોકથી એ ફરે રે, રોતી વિલાપ કરંત રે. રાજા૦ ૭.
નર એક આવતો દેખીને રે, શેઠ વખાણે સોય;
સા કહે નહિ નર નારી છે રે, વેશ પુરૂષનો હોય રે. રાજા૦ ૮.
એક ગામે વન પરિસરે રે, યક્ષાલય રહી રાત;
રથ બેશી બિહુ જણ ચલ્યા રે, જવ પ્રગટ્યો પ્રભાત રે. રાજા૦ ૯.
કૂપકે જળ ભરતી સ્રિયો રે, દેખી ચકવી એક;
ઉંચ સ્વરે કરી બોલતી રે, ચકવાસહ અવિવેક રે. રાજા૦ ૧૦.
શેઠ કહે રવિ દેખીને રે, બિહૂ જણ હરખે લવંત;
સા ભણિ શોક ભરે બિહુ રે, કૂપકે રૂદન કરંત રે. રાજા૦ ૧૧.
પીહર ગામ હવે રહ્યું રે, વેગળું કોસ તે ચ્યાર;
પંથ વિચાલે દેખીયો રે, તરૂવર લિંબ વિશાળ રે. રાજા૦ ૧૨.
તેહ તળે રથ છોડીયો રે, ભોજન ભક્ષણ હેત;

બેઠા શેઠ તરૂ તળે રે, સા દૂર આસન કરેત રે. રાજા૦ ૧૩.
કરિ તરૂ મૂળ સોવતી રે, શેઠ લિંબતળ શ્રાંત;
વાયસ એક સતિ આગળે રે, વાણી મધૂર વદંત રે. રાજા૦ ૧૪.
વાયસ વાણી સાંભળી રે, શિયળવંતી ભણે એમ;
છાનો રહે તું મોકુલ્લી રે, પશુ વયણે નહીં પ્રેમ રે. રાજા૦ ૧૫.
સા કહે એકને વયણુ થયો રે, કંતની સાથે વિયોગ;
વળિ તુજ વયણુ ચિત્ત ધરૂં રે, તો મળે પૂરણુ ભોગ રે. રાજા૦ ૧૬.
પુછે શેઠ વચ્છ શું કહે રે, એ વાયસની જાત;
સા કહે સસરાજી સુણો રે, સત્ય વચન દુઃખ દાત રે. રાજા૦ ૧૭.
કુડકપટ છગ ભેદિયા રે, તેહને જુઠ સુહાય;
ગંગાજળસમ સજનાં રે, સત્ય વચન સુખદાય રે. રાજા૦ ૧૮.
કંટક તરૂ કરહા રૂચે રે, કરતા છંડી દ્રાખ;
મોકુલિ કુળ પિચૂ મંદ શૂં રે, તજી આંબા ફળ સાખ રે. રાજા૦ ૧૯.
શેઠ વદે સત્ય બોલિએ રે, ભૂલ ચૂક કરિ દૂર;
સા કહે લઘુ વય વિનયથી રે, રહિ ગુરૂ ચરણુ હજૂર રે. રાજા૦ ૨૦.
બાંધવ સાથે હું ભણી રે, કાકરૂતમુહ ગ્રંથ;
સુગુરૂ પસાએ મેં લહ્યા રે, પશુ પંખિ વચ પંથ રે. રાજા૦ ૨૧.
કાક કહે મુજને દિયો રે, ખાવા કરૂંબો ભક્ષ;
તો તુજને આપું સહી રે, કંચન વર દસ લક્ષ રે. રાજા૦ ૨૨.
શેઠ વચને તસ સા દિએ રે, કાક ભખી ભણે વાચ;
કરિર તરૂ તળ છે ચરૂ રે, કંચન કેરા સાચ રે. રાજા૦ ૨૩.
શિયળવંતિ વચને સુણિ રે, શેઠ ભણે શૂં સત્ય;
સા કહે શાસ્ત્ર ગીરા નહિ રે, હોયે કદાપિ અસત્ય રે. રાજા૦ ૨૪.
શેઠે ખણાવી ભુમિકા રે, લીધા ગણિ દસ લક્ષ;
શેઠ પ્રમોદ ઘણો ધરે રે, દેખિ કનક પરતક્ષ રે. રાજા૦ ૨૫.
રથમાં ઠવિ રથ વાળિયો રે, તવ સા ભણે સુણો તાત;
મુજ પીહર છે ઢુંકડું રે, પાછા વળિ કિમ જાત રે. રાજા૦ ૨૬.
તે કહે બેટા સાંભળો રે, વાંક ઘણો મુજ માંહિ;

આશી કરી ઘર આવીએ રે; વાત કહિશુ પછે ત્યાંહિ રે. રાજા૦ ૨૭.
તેં અમને સુખિયાં કર્યાં રે, તું ઘર લક્ષમી રૂપ;
તું તુઠી થકી જે દિએ રે; તે ન દિએ વર ભૂપ રે. રાજા૦ ૨૮.
નિજ અપરાધ ખમાવિને રે, રથે બેસારી તેહ;
કુળ દેવીપરે પૂજતાં રે, સુખભર આવ્યા ગેહ રે. રાજા૦ ૨૯.
ચંદ્રશેખરના રાસનો રે, ત્રિજો ખંડ રસાળ;
શ્રી શુભવીરની વાણીએ રે, પનરમી કહી ઢાળ રે. રાજા૦ ૩૦.

## દોહરા.

નિજ પત્ની સુત આગળે, શેઠે કહિ સવિ વાત;
હરખ્યાં વળિ સુખિયાં થયાં, સતિયપણે કરિ ઘાત. ૧.
અવસર પામી પૂછતા, નિશિથ સમય કિહાં જાત;
જળમાં પેહેરી મોજડી, નગરને ઉજડ ખ્યાત. ૨.
ગામને નગર તેં કિમ કહ્યું, ખેત્રે મગ નહીં થાય;
સુભટને કાયર કિમ કહ્યો, શિતળ છંડી છાય. ૩.
રોતી હંસી કિમ કહી, નરને કિમ કહી નાર;
ચકવા ચકવી રોવતાં, તરૂ તલ તજત આહાર. ૪.
એ એકાદશી પ્રશ્નનો, ઉત્તર આપો સાર;
પંડિતને પૂછ્યા વિના, પામે ન તત્વ વિચ્યાર. ૫.
એમ નિસુણિ સતિ સાસુને, સસરો કંત સુણંત;
મૂળ થકી વિવરો કરી, કેહેતી હર્ખ ધરંત. ૬.

## ઢાળ ૧૬ મી.

( મારા વાલાજી હો હું રે ન જાઉં મહી વેચવા રે લો—એ દેશી. )

મોરી સાસુજી હો સસરો ન સમજે સાનમાં રે લો. એ આંકણી.
દિયર દેરાણી દિવાનિયો રે લો, તુમને કાં નવિ સાન; મોરી૦ સસરો.
જે કુળવંતી માહા સતિ રે લો, રાત્રે ન જાયે રાન. મોરી૦ ૧.
રયણિએ રણમાં એકલી રે, જાય જો સહસની સાથ; મોરી૦
સતિને કોણ લોપી શકે રે લો, જો દિલ ઘોવે હાથ. મોરી૦ ૨.

વ્યવહારથી શોભે નહીં રે લો, નિશ્ચય કોઇક વાર; મોરી૦
વિધિ નિષેધ નવિ બોલતા રે, એકાંત જિન ગણધાર. મોરી૦ ૩.
તુમ ઘર સુખ કરવા ભણિ રે લો, શિવાનો શબ્દ સુણંત; મોરી૦
મધ્ય નિશાએ હું ગઇ રે લો, ઘટ એક હાથ ધરંત. મોરી૦ ૪.
કુંભવડે સરિતા તરી રે લો, જળથિ મૃતક થળ કિધ; મોરી૦
કટિએ ભુષણ હીરે જડ્યા રે લો, તે સવિ ઘટમાં લીધ. મોરી૦ ૫.
મૃતક શિયાળ લેઇ ગયાં રે લો, હું રે આવી નિજ ગેહ; મોરી૦
શુભ ભુષણ દાટર્યા હતાં રે લો, સાસુને દીધાં તેહ. મોરી૦ ૬.
શેઠ ખુશી થઇ બોલિયા રે લો, વહુએ કર્યો ઉદ્ધાર; મોરી૦
આળ દીધી મેં પાપીએ રે લો, ઘરજન સર્વ ગમાર. મોરી૦ ૭.
વહુ કહે નઇ જળ ઝાંખરાં રે લો, કંટક વેંધે પાય; મોરી૦
પછે મોજડી શા કામની રે લો, પંથ વિષમમેં રખાય. મોરી૦ ૮.
મોટે નગર નહિ સજના રે લો, જણ જણ પૂછે કુણ; મોરી૦
ઉજડ આપણા ચિત્તશું રે લો, માગ્યું મળે નહિ લુણ. મોરી૦ ૯.
ગામડે પણ મુજ માઉલે રે લો, કીધાં સુખિ એક રાત; મોરી૦
ગામ એ નગરથી મોટકું રે લો, પામ્યાં જિહાં સુખ સાત. મોરી૦ ૧૦.
કામળસંબા લેઇ ગયો રે લો, જંતુ પડ્યા પ્રતિકુળ; મોરી૦
મૂરખ માલધણી મળ્યો રે લો, તિણે કહી ધાનની ધૂળ. મોરી૦ ૧૧.
સુભટ તે સનમુખ ઘા લિએ રે લો, કાયર પૂંઠે ઘાય; મોરી૦
તીણે રંક નર મેં કહ્યો રે લો, નાહો કુટાયો જાય. મોરી૦ ૧૨.
વિષ્ટા કરે સ્ત્રિ મસ્તકે રે લો, વડપરે વાયસ હોય; મોરી૦
ભર્ત્તા મરે ખટ માસમાં રે લો, તાપે ચલત તિણે જોય. મોરી૦ ૧૩.
હંસ વિયોગે હંસલી રે લો, રોતી વચનભર શોગ; મોરી૦
વયણાં સુણી મેં ભાખિયું રે લો, જગતમેં ભુંડો વિયોગ. મોરી૦ ૧૪.
કોઇ કારણ વશ નારિએ રે લો, લીધો છે નરનો વેશ; મોરી૦
વામ સ્ત્રિ પગ આગળ ચલે રે લો, જાણ્યું મેં ગુરૂ ઉપદેશ. મોરી૦ ૧૫.
મુગતાહાર તારા ઝબે રે લો, સ્ત્રિમુખ ચંદ ત્રિલોક; મોરી૦
રાત્રિ દુરિ ભમણા ભજી રે લો, ચક્વી રૂએ ધરિ શોક. મોરી૦ ૧૬.

કાક શકુની લિંએ રહે રે લો, વિટ અહી ગરલ નિપાત; મોરી૦
તરૂ તળે અશન ન કીજીએ રે લો, એક દીન જીવિત ધાત. મોરી૦ ૧૭.
શિયળવતી મુખ સાંભળી રે લો, હરખ્યા સહુ અતિરેક; મોરી૦
વિદ્યાનિધિ પદવી વરે રે લો, સ્વામિની કીધી છેક. મોરી૦ ૧૮.
માતપિતા સ્વર્ગે ગયાં રે લો, અજિતસેન પદ ઠાય; મોરી૦
ઘરમેં હુકમ સતિનો વહે રે લો, માન દિએ નરરાય. મોરી૦ ૧૯.
પાંચસે મંત્રિ નૃપે કિયા રે લો, ઓછો છે મંત્રિ એક; મોરી૦
એક દિન રાજકચેરિએ રે લો, પ્રશ્ન કરે નૃપ છેક. મોરી૦ ૨૦.
રાયને જે પગથી હણે રે લો, કીજે કિશો તસ દંડ; મોરી૦
ઉત્તર કોઇએ ન આપિઓ રે લો, વાત થઇ પરચંડ. મોરી૦ ૨૧.
શેઠ પૂછે નિજ નારિને રે લો, ઉત્તર સ્યો શ્રીકાર; મોરી૦
સા કહે તેહને દિજિએ રે લો, રત્નતણો અલંકાર. મોરી૦ ૨૨.
અજિતસેને નૃપને કહ્યો રે લો, ભૂપતિ તૂઠ્યો અપાર; મોરી૦
મંત્રિમાં મુખ્ય મંત્રિ કર્યો રે લો, સુંપ્યા સકળ અધિકાર. મોરી૦ ૨૩.
સિંહસામંતને જીતવા રે લો, રાય ચલ્યા બળ લેત; મોરી૦
મુખ્ય સચીવ સાથે લિએ રે લો, શેઠ પ્રિયાને વદેત. મોરી૦ ૨૪.
એકલી ઘર તું કયું રહે રે લો, મુષકને ભય મંજાર; મોરી૦
વિદ્યા નૃપની નારી તિહું રે લો, થિર ન રહે નિરધાર. મોરી૦ ૨૫.
સા કહે કદિય ન લોપિએ રે લો, રાય હુકમ અહનિશ; મોરી૦
હું રે સતિ સતિઓ શિરે રે લો, જાણજો વિશ્વાવિશ. મોરી૦ ૨૬.
ઈંદ્ર સમર્થ નહીં કદા રે લો, મુજ શિળ કરે વિસરાળ; મોરી૦
તુમને પ્રતિત જો ના હુવે રે લો, તો દેઉં ફુલની માળ. મોરી૦ ૨૭.
કરમાએ પુલ માળા તણી રે લો, તવ જાણજો પડી ચૂક; મોરી૦
કંઠ માળા ધરી નીકળ્યો રે લો, સૈન્યમાં પોહોતો નિસૂક. મોરી૦ ૨૮.
ખંડ ત્રિજે કહી સોળમી રે લો, ઢાળ રસાળ શું રીત; મોરી૦
શ્રી શુભવીર સતિતણી રે લો, સાનિધ સૂર કરે નિત્ય. મોરી૦ ૨૯.

**દોહરા.**

સૈન્ય પડયું કુસુમાટવી, અરિશું બન્યો સંગ્રામ;

મંત્રિ ગળે માળા લહી, પૂછે ભૂપતિ તામ. ૧.
કુસુમમાળ નિત નવનવી, કંઠ ઠવો શે કાજ;
સો ભણે એ વાત જ કયેં, આવે મુજને લાજ. ૨.
ભૂપ ભણે મુજ અંતરે, રાખવો ન ઘટે તુજ;
પ્રિત પટંતર જ્યાં હુવે, ત્યાંહાં નવિ કહિએ ગુજ. ૩.
અજિતસેન વળતું કહે, મુજ સતિ નારી પ્રભાવ;
ફુલમાળ વિકસી રહે, સરસ સદા સદભાવ. ૪.
સાંભળી રાજા ચિંતવે, આ શી અદ્ભુત વાત;
સ્ત્રિ પુસ્તક ચોર્યા નહી, તો કિમ સતિની ખ્યાત. ૫.
કરીય પરિક્ષા તેહની, કરશું પછે તે વાત;
લોભે જગત વશી હુવે, તો પ્રેમદા કુણ માત. ૬.
ચિંતવિ એમ એક મંત્રવી, નામે અશોક કુમાર;
શિયળવ્રતીના શિયાળને, ભંશ કરી એક વાર. ૭.
આવો એમ કહિ મોકલ્યો, દેઇ કનક એક લક્ષ;
તે પોહોતો સતિ ઘરસમિપ, ગુપ્ત રહ્યો લહિ લક્ષ. ૮.

## ઢાળ ૧૭ મી.

( લાલ લાલ જૈસી તેરી અખિયાં રે, જૈસી જલતી મસાલ—એ દેશી. )

ઉદભટ વેશે જોવતો રે, ખીણખીણ કેઇ વાર;
સતિયાં ઉપર નજરાં કરે, તે અશોક ગમાર.
ધિગધિગ વિષયી લોકને. ૧.
તંબોળ બીડાં દાસિકું રે, દેઇ ભેજત સોય;
સાપિ ન લેવે પ્રેમસે, ફેર નજરે ન જોય. ધિગ૦ ૨.
ચિંતે સતિ સિંહ કેસરા રે, લેણુ ચાહત એહ;
નામ અશોક પણ શોકસેં, એહિ ધરતા હેં નેહ. ધિગ૦ ૩.
મેં બિ નચા ઉનસે કરૂં રે, જાને સાચોહિ પ્રેમ;
બુદ્ધિકો બળ કેતો કરે, ધઢ લેતા હે કેમ. ધિગ૦ ૪.
મૂઢકું કુડસે દેખતી રે, બહિરાગસે નેત;
તવ સો કુત્તિકું પાઠવે, સા એકાંતે વદેત. ધિગ૦ ૫.

ભદ્રેપતિ ગામાંતરે રે, ગણુ કીનો વિયોગ;
જાતી યોવન વયનિ ફૂળી, પિછે ક્યા સુખ ભોગ. ધિગ૦ ૬.
મંત્રિ અશોક તુમ ઊપરે રે, રાગ ધરતા હે ખાસ;
અવસર વેળા ન ભૂલણાં, કરો ભોગ વિલાસ. ધિગ૦ ૭.
સા ભણે કુળવંતિ નારિકું રે, નહી પરનર સંગ;
લક્ષ તથાપિ ધન જો દિએ, તવ કરિએ બીરંગ. ધિગ૦ ૮.
દુતિ અશોકકૂં જા કહે રે, મેંને કર્ણે મનાઇ;
લાખ સોવન સતાબિસે, દેત હોત સગાઇ. ધિગ૦ ૯.
લાખ દિયા લેઇ દુતિકા રે, દેઇ પાઊં લગીસ;
સા કહે પંચમ વાસરે, નિશિ આશા પુરીશ. ધિગ૦ ૧૦.
ઘરમેં અવટ ખોદિ કિયો રે, ઉપર સજ્યા બિછાય;
શિયળવતી દીન પાંચમેં, નિશિ ઊનકું બોલાય. ધિગ૦ ૧૧.
તાંબુલ દેઇ ઊપવેશિયો રે, પડ્યો કૂપ મઝાર;
ખાનપાન ચોથે દિને, રહે ચોકી તે ચ્યાર; ધિગ૦ ૧૨.
કેતે દિને નૃપ ચિંતવે રે, હજુ ન આવ્યા અશોક;
નિજ ઘર મોઝમેં જા રહે, હરામખોર હે લોક. ધિગ૦ ૧૩.
લાખ દેઇ રતિકેલિને રે, ફેર મોકલે રાય;
એ બી બડે કૂપમેં પડે, લાખ દ્રવ્ય ગમાય. ધિગ૦ ૧૪.
સુમતિ હરિદત્ત આ રીતે રે, કૂપે મેળા મિલાય;
જય કરિ રાજા આવિયા, પણુ શંકા ન જાય. ધિગ૦ ૧૫.
કુપે પડ્યાં રાંકાં કહે રે, હમ કાઢો હિ બાર;
સા ભણે હમેં કહ્યા જો કરો, હોવે છૂટક બાર. ધિગ૦ ૧૬.
અમે અથવા નૃપ પૂછતે રે, એવમસ્ત વદેત;
એમ શિખાઇ પિછે કંતને, સવિ વાત કહેત. ધિગ૦ ૧૭.
શુભ ભોજન કરિ રાયને રે, તેડે જમવાને તેહ;
ભૂપ અશન નહુ દેખતે, ભયા દિલમેં સંદેહ. ધિગ૦ ૧૮.
બહુ પરિકરસેં ભૂપતિ રે, બેઠે ભોજન હેત;
અવટે જઇ સતિ માગતી, બહુ ભોજન દેત. ધિગ૦ ૧૯.

ચ્યાર ભણે એવમસ્તુતે રે, રાજ વર્ગ સૂણુંત;
રસવતિ ઘરમેંસિ લાય કર, સબિ ભાણે ઠવંત. ધિગ૦ ૨૦.
ભોજન મન ગમતાં કરિ રે, નૃપ બેઠા સચિંત;
મંત્રિ તણે ઘર દેવતા, જાણું ભોજ્ય દિયંત. ધિગ૦ ૨૧.
વસ્ત્ર અલંકાર રાયકું રે, લિયા જે લખ ચ્યાર;
દેઈ વિસરજે ભૂપકું, તવ પુછે વિચ્યાર. ધિગ૦ ૨૨.
સા ભણે અમ ઘરમાં રહે રે, યક્ષ દેવ તે ચ્યાર;
અસન વસન માગ્યાં દિએ, કરૂં પૂજા ઉદાર. ધિગ૦ ૨૩.
લક્ષ પસાય સતિકું દિયો રે, ગણિ બેહેન સમાન;
રાય ભણે હમ દિજીએ, ચ્યાર યક્ષનું દાન; ધિગ૦ ૨૪.
બોલે સતિ તુમ આધિને રે, અમ જિવીત પ્રાણ,
યક્ષ તણી શી વારતા, કરૂં ભેટ વિહાણ. ધિગ૦ ૨૫.
ભૂપ ગએ નિજ મંદિરે રે, હુઆ જામ પ્રભાત;
ચ્યારે નિકાલ્યા કૂપસે, જળ સ્નાન કરાય. ધિગ૦ ૨૬.
ચંદન કેસર લેપિને રે, ફુલ પૂજા વિશેષ;
વંશ કરંડ બંધીએ, રથ મધ્યે નિવેશ. ધિગ૦ ૨૭.
વાજિત્ર ગીત મહોચ્છવે રે, રાજદ્વારે ચલંત;
સનમુખ આએ ભુપતિ, નિજ ઘરમેં થાપંત. ધિગ૦ ૨૮.
નૃપ કહે રસવતિ ના કરો રે, ભોજ્ય દેવેગા યક્ષ,
વેળાએ પૂજી માગતે, દિયો ખટરસ ભક્ષ. ધિગ૦ ૨૯.
બોલત તે એવમસ્તુતે રે, કછુ દિયા ન ધાન;
ભોજન વેળા વહિ ગઈ, હુઆ ભૂખે હેરાન. ધિગ૦ ૩૦.
ખોળી કરંડમેં દેખિયા રે, મુખ ફાટાં કૃશાંગ;
નૃપ વદે એ ચઉ રાક્ષસા, નહીં યક્ષનું અંગ. ધિગ૦ ૩૧.
તે ભણે યક્ષ અમે નહીં રે, અમો તુમચા દિવાન;
શિયળવતીએ બનાઇયા, રાંકા વિણુ ધાન. ધિગ૦ ૩૨.
દંપતિને નૃપ તેડિને રે, કરે બહુત પ્રશંસ;
સતકાર કરિ ઘર મોકલે, લહે ધર્મ નરેશ. ધિગ૦ ૩૩.

ચોનાણી મુનિ તિહાં આવિઆ રે, જઇ વંદે નરેશ;
ચો પણ ગએ લજ્જા ભરે, સુણિ ગુરૂ ઉપદેશ. ધિગ૦ ૩૪.
સતી પતી દિક્ષા લહી રે, ગએ પંચમ સ્વર્ગ;
નરભવ નૃપકુળ રાજવી, થઇ લહે અપવર્ગ. ધિગ૦ ૩૫.
વૈરાગ રંગે રંગીઆ રે, લિએ સંયમ ચ્યાર;
બહુશ્રુત હુઇ આએ ઇહાં, અમો સૌ અણગાર. ધિગ૦ ૩૬.
કુંવર સુણી મુનિને સ્તવી રે, કરે ભક્તિ ઉદાર;
સંસારે સંગતિ સાધુની, લહે પુન્ય વિશાળ. ધિગ૦ ૩૭.
પૂરણ ત્રીજા ખંડની રે, કહી સત્તરમિ ઢાળ;
વીર કહે શ્રોતા ઘરે, હજ્યો મંગળ માળ. ધિગ૦ ૩૮.

## ચોપાઇ.

ખંડ અખંડ મધુરતા ભરી, ત્રીજો ખંડ પુરણતા કરી;
શ્રી શુભવિજય ગુરૂ મુખ ઠરી, સાકર દ્રાખ સુધારસ જરી. ૧.

इत्याचार्य श्री सिंहसूरि संतानीय संवेगी शिररत्न पंडीत श्री शुभविजय गणीशिष्य भुजिष्य पं० वीरविजयगणिभिर्विरचिते चंद्रशेखर चरित्रे प्राकृत प्रबंधे चित्रसेन पद्मावति कथा कथन मृगसुंदरीहरणे खेटमारण द्वितीय खेटघातेन चंद्रहास्यखड्गप्रापन चंद्रावलि मुखात् खेटांगजा चतुःषष्ठी वार्ता श्रवण ६३६ खेटसुतापाणिग्रहण शाश्वत जिनयात्राकरण सहस्रविद्याग्रहण समेत द्वौचतुर्मुनि चरित्रे शियलवती प्रबंधवर्णनोनाम तृतीयखंडः ॥

---

## ખંડ ૪ થો.

---

### દોહરા.

સરસ વચન રસ વરસતી, મુખ તંબોળ રસાળ;
નયન યુગલ કજ્જળ કળા, કંઠે મુગતામાળ. ૧.
કાશમિર આરચ્યા ભાલમેં, કટિ તટ કાંચિ ધરાય.
હંસાસન કંકણ વલય, તિલક નૂપુર પાસ. ૨.

પુસ્તક વીણા ધારણી, પરણમિ સરસતિ માય;
શ્રી શુભવિજય સુગુરૂ તણા, પ્રેમે પ્રણમી પાય. ૩.
ત્રીજો ખંડ અખંડ રસ, પુરણ થયો સુપ્રમાણ;
ચોથો ખંડ કહું હવે, સુણજો શ્રોતા જાણ ૪.
જાણજ શ્રોતા આગળે, વકતા સફળ પ્રયાસ;
મુર્ખ સભામેં કવિ કળા, કુસુમ કુટંબી ગ્રાસ. ૫.
ક્ષુલ્લક કરથી ટોપરી, પડી સુણિ શબ્દ અગાઢ;
નિદ્રાએ ભરી દોકરી, કરે સહસિ હાડ હાડ. ૬.
હુંધે તે સુંઘે મહી, ચુંઘે નહીં રસ ઘુંટ;
સાકર દ્રાખને પરિહરી, કંટક રાતો ઉંટ. ૭.
વિકસિત નયન વદન કરી, પંડિત ગુણ પરખંત;
ભક્તિ રૂચી નિંદા તજી, શ્રોતા વિનય કરંત. ૮.
તે માટે સજ થઇ સુણો, આગળ વાત રસાળ;
મુનિ નમિ ચંદ્રશેખર સુએ, સુંદર ઠાણ નિહાળ. ૯.
રવિ ઉદયે ચલતા સર્વ, ગગને બેસિ વિમાન;
જિનવર ચૈત્ય નિહાળીને, ઉતર્યા રણ ઉદ્યાન. ૧૦.
વિમળ જિનેશ્વર વંદિને, કુંવર નિકળિયા બાહાર;
પાસે પંથ વિલાસમેં, દિઠા એક અણગાર. ૧૧.
કાઉસગ્ગ ધ્યાન દિક્ષા રહ્યા વંદિ બેઠા જામ;
જયપુર રાજા એકલો, આવી પ્રણમે તામ. ૧૨.
તે દેખી મુનિ પારિને, કાઉસગ ઇમ બોલંત;
આવ્યા વક્તા સ્વેહર્યો, તવ તે નૃપ પુછંત. ૧૩.

## ઢાળ ૧ લી.

( મધુબિંદુ સમો સંસાર, મુઝાણા માહાલતા—એ દેશી. )

ભર્યે વન વેળા સંજમ મેળા કિમ થયા,
હયોં અશ્વે હું જાણો કેમ કહીએ કરી દયા;
મુનિ ભાખે તુમારે નીમિતે અમે સંજમ લિયો,
હયો અશ્વ તેં જાણું આમ પુછે આહી થયો.
મધબિંદુ વિષય રસ લેશ ભવકૂપે પડિ;

સદગુરૂનો સુણી ઉપદેશ વિમાને નવી ચઢે. એ આંકણી. ૧.

જિન વણિકની નારી નણદિ ઉદુર મચ્છર ભરી,
ઉદવેગ લહી તે નંદ વોળાવે સહોદરી,
કપટે શકટે બેસારી સ્વસુર ગેહે ધરી,
જાણી વાત લહી મૂળ ઘાત રોતી સુંદરી. મધ૦ ૨.

યત:

ઘઉનું ગાડલું ને ગોળની ગોળી;
મુંજડી ગાય ને વાછડી ગોરી;
આઇજિને ચિંતવ્યું તે બાઇજિને થયું,
સાલ્લા સાટે મુળગું ગયું.

પૂર્વ ચાલ.

મોહે મુઝાણી સંસારિક કેરી ચેતના,
પાંચે વિષયારસ લીન નરકની વેદના;
યૌવન મદ મચ્છર મદીરા છાકને મેં તજ્યો,
ઘરવાસ થકી વનવાસ લઘુ વયમેં ભજ્યો. મધ૦ ૩.
ચંદ્રશેખર પુછે સ્વામિ કુણ એ ભૂપતિ,
થયો કિમ તુમ નિમિત એહ ચરણ મહાવ્રતી;
તવ બોલે મુનિવર એમ સુણો ખેચરપતિ,
મહીલાશું મુઝાણો મૂઢ વાત કહું છતી. મધ૦ ૪.
જયપુર નગરે જયરથ રાજા ત્યાંઇ વસે,
દંત મંત્રિ વડો છે તાસ મતિગુણ ઉલસે;
તસ પૂત્રિ અતિ રૂપવંતી શણગારમંજરી,
માતતાતનો બહુલ સ્નેહ રાજમદે ભરી. મધ૦ ૫.
વય પામિ જવાનિ દિવાનિ બની ઘર ખેલતી,
છે કુમારી પણ નર પંથ જાતાં વેધતી;
મરકટને મદિરા પીધ ને વૃશ્ચિક ડંશાયો,
શીશા ચેષ્ટા ન કરે એહ વળી ભૂત વળગિયો. મધ૦ ૬.
અસતિ જુઓ પુંઠ નૈ કેડ હબારત આસતી,

શણગારી રહે દિન રાત પુરૂષ હસાવતી;
જાય પરઘર નિશિ અંધારિએ પુરૂષ ધકાવતી,
એકલી ચહુટે ખડી પંથ પાન મંગાવતી. મધ૦ ૭.
નરને રાખે ગ્રહિ વસ્ત્ર ને દ્વારે ઊભી રહે,
ખેંચિ બાંધિ કુચ ખેર ખેર વળી હાથે ગ્રહે;
મારી કાંકરી નટવિટ નર સંકેત જણાવતી,
ઉંચે હાથે આળસ દેત તાળી વજાવતી. મધ૦ ૮.
મોચણુ કંદોઇ કુંભારણુ નાઇ સોનારણી,
સખીયો કરી નિત ઘર જાત નર ખુંખારણી;
ઘણું રેહેતી પિહર નિજ તનુ નરને દેખાવતી,
કર ઉંચા કરી ઘરબાર બાળ ખેલાવતી. મધ૦ ૯.
મુખ મચકોડી કર કંકણુ આસ્ફોટન કરે,
ડસે હોઠ બજાવે દંત અંચળો વા ધરે;
ઘર દેઇ બારણે સુતી ઝાંઝર ઝમકાવતી,
દેઇ ચૂંટી જગાવે કંત અંગ ધુજાવતી. મધ૦ ૧૦.
બાળ ચુંબી લગાવે કંઠ અધર શિર ઢાંકતી,
કરે ::કોગળા ઉભી ગોખ નરને છાંટતી;
એક દિન નિજ ગોખે ઉભી નજર ચિહુ દિશ જડી,
રયવાડિથિ વળિયો રાય તસ નજરે પડી. મધ૦ ૧૧.
રાગ લાગ્યો સચિવશું માગું કરી નૃપ પરણુતો,
સાત ભૂમિ આવ્યા શેઠવંત નૃપ નિત જાવતો;
પટરાણીને કરી દૂર રમે તેહશું અતિ,
તસ અવગુણુ નવિ દેખંત જાણે મહાસતિ. મધ૦ ૧૨.
શેઠ પુત્ર ધનંજય નામ મેહેલ અધ જાવતી,
દોય નયને નયન મિલંત પત્ર સા નાખતી;
ચિઠ્ઠિ વાંચિ કામાતુર તેહ ઘર જઇ ચિંતવી,
કરિ વનથિ સુરંગા એક તસ મેહેલે ઠવી. મધ૦ ૧૩.
ભુમિ મધ્ય ગતાગત કરતી રમતી તેહસ્યું,

સુખ માને ધનંજય નારિ મળિ મુજ નેહસ્યું;
રયવાડિ ગયો નૃપ દેખે શેઠસ્યું ખેલતી,
સા તતખિણ નિજ ઘર જાય ગોખે બેસતી. મધ૦ ૧૪.
નૃપ શંકાએ ઘર જાત તથાવિધ દેખતાં,
મન હરખ્યો વળિ દિન એક નાટક નાચતાં;
તિહાં પણ સા પરનર સંગે ભૂપતિ જોવતાં,
શંકિત ઘર દેખે તામ સજ્યાએ ઉંઘતાં. મધ૦ ૧૫.
નૃપ શંકા ટાળણ પ્રેમે વદે આંસુ ભરી;
એકલાં નવિ મુજ રહેવાય તુમે જબ જાઓ ઘરિ;
ખંતુરક ભક્ષો નરપરે નૃપ સાચું ગણી,
એક દિવસે દંપતિ જાત વન ક્રીડા ભણી. મધ૦ ૧૬.
નિશિ વેલડી મંડપ સુતાં સા સરપે ડસી,
કીધા ઉપચાર અનેક મુર્છા નવિ ખસી;
જનતા મળે સા સહ કાષ્ટ ભક્ષણ ભૂપતિ કરે,
જતો જાત્રા ખેચર એક દેખી ઉતરે. મધ૦ ૧૭.
કરૂણાએ નિષેધી ભૂપને તસ જળ છાંટીયો,
મંત્રબળથી કરિ સા સજ સહૂ ચિત હરખિયો;
સત્કાર કરી ખેચરને વિસર્જે નમિ કરી,
બિહૂ સુતાં નિશિ વન માંહિ નૃપ નિદ્રા પરી. મધ૦ ૧૮.
તિહાં આવ્યો ધનંજય દેખિ સા એમ વિનવે,
નૃપ ઉંઘતાં સુખ હેત ચલો દેશ પુર નવે;
સો ભણે સુણ ભોળિ નારિ નરેશ્વર જીવતાં,
નવિ રહિ શકિએ પરદેશ પગેરૂ કાઢતાં. મધ૦ ૧૯.
સુણિ સા કર ધરિ તરવાર ભૂપાળને મારતી,
તવ લેત પડાવિ શેઠ ઉગાર્યો ભૂપતિ;
ચિત ચિંતે ધનંજય પાવકમાં પ્રેમે વસે,
કરિ પટરાણી હણે તાસ માહારી કિમ થશે. મધ૦ ૨૦.
વૈરાગ લહી જઇ દૂર અમે વ્રતધર થયા,

શણુગારમંજરિસ્યું રાય પ્રભાતે ઘર ગયા;
વડેલી સાથ વિલાસેં વર્ષ કેતાં રહ્યો,
અમે સદગુરૂ સંગે ધ્યાન જ્ઞાન આહી લહ્યો. મધ૦ ૨૧.
અરિ ભેટ કરી વક્રાશ્વે હર્યો એ આવિયો,
સંયમનું નિમિત એ રાય મુજને ભાવિયો;
ચંદ્રશેખર પૂછે નારી મરી એ કિંહાં જશે,
મુનિ બોલે નરક મઝાર ભવ બહૂલા થશે. મધ૦ ૨૨.
નૃપ પૂછંતો મુજ આગળ ભવ હોસ્યે કસ્યો,
જંપે મુનિ આ ભવ માંહિ તમે મુગતિ જશો;
ખંડ ચોથે પેહેલિ ઢાળ સુણી ચિત ધારિએ,
શુભવીર વિવેકી લોક વિષય નિવારિએ. મધ૦ ૨૩.

દોહરા.

જયરથ કહે ભવ નાટકે, વિષયિને ધિક્કાર;
ગુરૂ ઉપદેશ લહ્યા વિના, રોળે આ સંસાર. ૧.
નારી અસારી રાગથી, મેં ભવની ફળ કીધ;
તુંમે મુજને જીવિત દિયો, સાધુવંચ્છિત સિદ્ધ. ૨.
વિષય તરૂસમ સંસાર એ, તજવો મુજ નિરધાર;
આપ સવારથ સાધશું, લેઇ સંજમ સાર. ૩.
પણ પટરાણી એક છે, વનમાળા અભિધાન;
ગુણવંતી દૂરે તજી, પામી કાચ નિધાન. ૪.
પણ તસ કન્યા દોય છે, રઇ પીઇ સુંદરિ નામ;
રૂપકળા ગુણ આગળી, લવણિમ લીલા ધામ. ૫.
પ્રાકૃત સંસ્કૃત શાસ્ત્રમાં, શબ્દવેધ અનેકાંત;
નિપુણ થઇ પણ નિપુણ વર, મળતાં સુખ અત્યંત. ૬.
ચતુરાને મૂરખ મળે, વિણુ પરખ્યો ભરતાર;
જાય જન્મારો ઝૂરતાં, તોડળ રાગ વિચ્યાર. ૭.
ચતુરા ચતુર મિલાવડો, અહનિશ કરતાં ગોઠ;
પય માંહે સાકર ભળી, કથનિ નાવે હોઠ. ૮.

તે માટે મુજ પુત્રિએ, કીધિ પ્રતિજ્ઞા એમ;
પ્રશ્નોત્તર દિએ તસ વરૂં, બીજે વરવા નેમ. ૯.
તે પરણાવ્યા વિણુ લિઉં, જો હું સંજમ ભાર;
તો સંસારે હેલણા, કરતા અધમ ગમાર. ૧૦.
દયા કરિ મુજને કહો, કુણ હોશે તસ કંત;
મુનિ કહે એ બેહા ગુણી, ચંદ્રશેખર મતિવંત. ૧૧.
આવ્યું સૈન્ય તિણે સમે, પગલાને અનુસાર;
ઉઠી રાજા કુંવરને, વિનવે કરિય જુહાર. ૧૨.
દયા કરિ મુજ ઘર ચલો, મ કરો યાચના ભંગ;
કુંવર વિચટે મોકલે, ખેટ હતા જે સંગ. ૧૩.

## ઢાળ ૨ જી.

(સાંભળ રે તું સજની મોરી રજનિ કિહાં રમિ આવિજી રે—એ દેશી.)

નિજ પરિવાર વિદાય કરીને, નૃપશું કુંવર સધાવેજી રે;
બેશિ સુખાસન સૈન્યશું ચલતાં, જયપુર નગરે આવે.
જગ જયવંતાજી રે, પુન્યતણા ફળ જોય. એ આંકણી. ૧.
રાજદ્વારે ઉતારો કરતાં, એક દિન રાજ સભાએજી રે;
મંત્રિ સેનાપતિ શેઠ પ્રમુખ સવિ, સજ્જન ભેળાં થાયે. જગ૦ ૨.
રાજા રાણી તખત બિરાજે, ગાયન નર ગીત ગાવેજી રે;
સોળ શણગાર સજી ગતિ પ્રીતિ, સખિયો સંયુત આવે. જગ૦ ૩.
જોશી પંડિત શાસ્ત્ર વિશારદ, સઘળી સભા પુરાણિજી રે;
પંચપચોલી તેર તિલંગ, આવ્યા ઉલટ આણી. જગ૦ ૪.
કન્યાએ પ્રશ્નો જે પૂછ્યા, ઉતર કો નવિ થાયેજી રે;
સૌ બોલે પરમન દ્રહ મોહોટો, તાગ કહો કુણ પાવે. જગ૦ ૫.
તેજ જળામળ ભાણુ સરીખો, કુંવર સભામાં બેઠોજી રે;
તે દેખી દોય કન્યા અંગે કામ, અનંગી પેઠો. જગ૦ ૬.
કુંવરને પૂછે નજર હસંતે, સૌને અંતર પાડીજી રે;
ઘરડો બ્રાહ્મણ શાસ્ત્ર ભણેલો, કરતો ખેતર વાડી. જગ૦ ૭.
જમના નામે ગ્રંથ ભણેલો, પુન્ય વિહુણો નારીજી રે;

ખિપ્ર ચટી લેઇ પાત્ર ભરેલી, આવી તક્ર સમારી. જગ૦ ૮.
પંદર પ્રશ્ન કર્યાં તત્ર પતિએ, ખીચડી કિમ બહુ રાંધીજી રે;
આજ મધુરિ મા તક્રે થોડી, તુજ તનુ આજ સમાધી. જગ૦ ૯.
સમશ્રવતિ પાડોશણુ ઘર છે, મહિષી સગર્ભા જાતાજી રે;
કંઠોઠાં શાકે કિમ આખાં, આજ તમે તળિલાંતાં જગ૦ ૧૦.
આ કિંમ કુતરિ પેટ દેખાવે, વેણી સજી કહો કાંતાજી રે;
સત્રાગારે દાન દિએ છે, પંથ ચલતસ્યું શ્રાંતા. જગ૦ ૧૧.
પાણી પ્રચુર ઈહાં કિમ આવે છે, કુંડળ ન ધર્યાં કાનેજી રે;
પંથે નાપિતનું ઘર દીઠું. લિઓ આ ફળ બહુ માને. જગ૦ ૧૨.
પુર બાહિર બકરીનું ટોળું, કહો ગણિ સંખ્યા કેતીજી રે;
એ પંદરનો એકપદે ઉત્તર, પાલી નથી સા કહેતી. જગ૦ ૧૩.
યમુના કથિત પદ અરથ જ કરવા, યમુના તરી ઉતરવુંજી રે;
કુંવર કહે સુણો રાજકુમારી, પદ ઉત્તર ચિત ધરવું. જગ૦ ૧૪.
કણમાપુ કરવાની પાલી, ન જડી ઘરમાં ખોળીજી રે;
ખિપ્ર ચટીકામાં ન વિહૃણી, તિણે રંધાણી ઓહળી. જગ૦ ૧૫.
કર કંધુ બાવળની પાલી, વિણુ મીઠી શી છાસજી રે;
પાલી નથી આજ તાત્રચતુર્થની, તિણે મુજ તન સુખ વાસ. જગ૦ ૧૬.
ઘરે નવિ પાલી નામે પાડોશણ, મહિષિ સગર્ભા પાળીજી રે;
તનથિ લવણાં પાળિ છુરિ વિણુ, શાક કરૂં સ્યે મોળી. જગ૦ ૧૭.
પાલી શુનિ તસ ભક્ષણુ પાલી, તે વિણુ પેટ દેખાવેજી રે;
પાલી નામ ખટપદી નથિ મસ્તકે, વેણિ સજિત નિત ભાવે. જગ૦ ૧૮.
દાનશાળાએ દાનની પાલી, આજ નથી નવિ દેતાજી રે;
ગાડિ મળિ બેશી આવી પગપાળી નથિ જિણે શ્રાંતા. જગ૦ ૧૯.
પાળી નથિ સરોવર તિણે ફાટસું, વર્ષા જળ ઇહાં આવ્યાંજી રે;
કર્ણલતિકા પાળી નથિ તેણે કુંડળ દો ન ધરાવ્યાં. જગ૦ ૨૦.
પાળી કહેતાં ચિન્હ લખ્યા વિણુ, નાપિત ઘર નવિ દિઠાજી રે;
પાળી તે ઉછંગ નથિ તિણે કિહાં રાખું ફળ મીઠાં. જગ૦ ૨૧.
પાળી શબ્દે શ્રેણી કહિજે, તે નહી પ્રાતઃકાળેજી રે;

ઘરઘરથી બહુલી નિકળતી, અજ ગણુતી નવિ હાલે. જગ૦ ૨૨.
એમ પદ અર્થ સુણી દોય કન્યા, કુંવર ગળે વરમાળાજી રે;
ઠવતાં પુલની વૃષ્ટિ ગગનથી, દેવ કરે ઉજમાળા. જગ૦ ૨૩.
દેવી દેવતા પરગટ આવી, સોવન ચોરી બનાવીજી રે;
અનુપમ ઓછવમોછવ કરિને, બેઉ કન્યા પરણાવી. જગ૦ ૨૪.
દેવદુષ્ય ચિવર ને ભૂષણ, રત્નજડિત દિએ દેવાજી રે;
ભૂપતિ હય ગય રથ ભટ દેવે, દાસી દાસ કરે સેવા. જગ૦ ૨૫.
વાસ ભૂવનમાં સુખ વિલસતાં, દોગુંદુક સુર જેમજી રે;
દેવ ગયા અદ્રશ થઇ ગગને, જુએ કૌતક જન એમાં. જગ૦ ૨૬.
ચોથે ખંડે બીજી ઢાળે, સુંદર રાસ રસાળજી રે;
શ્રી શુભવીર વિવેકી દેવા, અવસર સમય નિહાળે. જગ૦ ૨૭.

## દોહરા.

શણગારમંજરીને હવે, નૃપે તેડાવી હજૂર;
કહે તુમ ચરિત્ર સુણી થયો, વૈરાગ અમ ભરપૂર. ૧.
માતપિતા ઘર જઇ રહો, સુખભર કુળવટ રીત;
એમ કહી એકલી મોકલી, શુભ વાત દોય ચિત્ત. ૨.
ચંદ્રશેખર રાજ્ય સિદ્ધ, નવ નવ ગોઠ કરંત;
વાત વિનોદ છે શાસ્ત્રની, રસભર કાળ ગમંત. ૩.
ગીત ને શાસ્ત્ર વિનોદથી, સજ્જન કાળ ગમંત;
મૂરખ નિદ્રા કલહથી, વ્યસને દિન નિગમંત. ૪.
દોય ચ્યાર પંડિત મળે, ધર્મ વાત શુભ વાત;
દોય ચ્યાર ગદ્ધા મળે, વિકથા લાતોલાત. ૫.

## ઢાળ ૩ જી.

( ચોપાઈની દેશી. )

એક દિન રાય ને ચંદ્રકુમાર, કેલ કરંત ચલ્યા પુર બહાર;
શિતળ જળ નદિ આવ્યું પૂર, લોક જૂએ બહુલા રહી દૂર. ૧.
તારૂ લોકની ન ચલે હામ, ઉછળે જળ કલોલ ઉદ્દામ;
જાણે વસુમતિ ડૂબાવશે, શ્રીફળ લેઇ પૂજન જન ધસે. ૨.

કુંવર નૃપ જોવે તિણે સમે, સરિતા પૂર તદા ઉપસમે;
રાય ભણે નર એકને ત્યાંહિ, નાવા વર એક લાવો આંહિ. ૩.
તે પણ લાવ્યા બેઠા દોય, નદિ જળક્રીડા કરતા સોય;
નદિ પુર સનમુખ જળમાં એક, દિવ્યાભરણ વિભૂખિત છેક. ૪.
નર જાતો દેખિ નૃપ ભણે, એહને ઝાલિ લિયો આપણે;
નાવ હંકારી જિમ જિમ ધાય, તિમ તિમ તે નર દૂરે જાય. ૫.
રાયતણે મન વિસ્મય થયો, કુંવર કહે સુર ક્ષોભ ન ભયો;
કેટલો પંથ તે નાવા ગઇ, તવ ઉભો રહ્યો તે થિર થઇ. ૬.
તે નરની પુઠે નૃપ રહી, વેણિ ડંડ નિજ હાથે ગ્રહી;
ઉંચે ખેંચીને લાવિયો, તવ કેવળ મસ્તક આવિયો. ૭.
અંગ ઉપાંગ ન દિઠું જિસે, મસ્તક જળમાં નાંખ્યું તિસે;
પુનરપિ શિર સંયુત દેખિયો, પણ દોય મસ્તક યુત તે થયો. ૮.
લહિ વિસ્મય શંકા મન વશી, દેવ વિના શક્તિ નહિ ઇશી;
કુણ તમે છો પૂછે ભૂપ, એક શિર કહે અમે દેવ સ્વરૂપ. ૯.
બિજું શિર કહે તું કુણ થાય, નૃપ વદે હું નગરિનો રાય;
નર ભણે નૃપ થઇ વિણ અન્યાય, મુજ વીણા ગ્રહિ કિમ ખેંચાય. ૧૦.
ધર્મી તપસી એકલિ નાર, વૃધ અનાથ ને દુર્બળ બાળ;
તાસ પરાભવે નૃપ રખવાળ, દયાવંત પંચમ લોકપાળ. ૧૧.
રાજા અન્યાયે અનુસરે, તાસ બૂમ કુણ આગળ કરે;
સાંભળી નૃપ ધમ્મિલ્લ મુકિયો, તવ તે નર ગજ રૂપે થયો. ૧૨.
ઊપર નૃપ અસ્વારી થયા, ચંદ્રશેખર પણ સાથે ગયા;
વારણ ઉત્પતિયો આકાશ, સસરો જમાઇ બેઠા પાસ. ૧૩.
લોક સવે વાચા ઊચરી, જાય જમાઇ સ્વસુર અપહરી;
કૌતક જોતાં સર્વ નગરી, એક વને સામેજ ઊતરી. ૧૪.
હસ્તી ગયો બિહુને તિહાં ઠવી, દોય જૂએ વન લીલા નવી;
ધર્મઘોષ દેખી મુનિરાય, વંદિ બેઠા શીતળ છાંય. ૧૫.
પુછે ગુરૂને સંશયભર્યાં, સ્વામી અમને કુણે સંહર્યાં;
ગજ રૂપે ઇહાં મુકિ ગયો, તવ તે દેવ પ્રગટ પણ થયો. ૧૬.

સાધુ કહે સુણુ જયરથ રાય, એ સુર તુજ ગુરૂ બાંધવ થાય;
દેશવિરતિ લહિ દેવ એ હુઓ, શ્રાવક ધર્મનો મહિમા જુઓ. ૧૭.
અવધિ નાણે તુજને દીઠ, વિષય પ્રમાદે રક્ત વિશીઠ;
રખે સહોદર નરકે જાય, પ્રતિબોધન લાગ્યો અમ પાય. ૧૮.
ઘણા દિવસ તુમ ગેહે રહી, દોય સુતા પરણાવી સહી;
કન્યાદાન વિશેષે દિયો, બાંધવ જાણી નચિંતો કિયો. ૧૯.
દેવ કહે સંજમ સાધશો, તો અમથી પણ સુખિઆ થશો;
સાંભળી એમ નૃપ દિક્ષા લિએ, વેશ ઉપાધિ સઘળી સુર દીએ. ૨૦.
ગુરૂકુળવાસે બહુશ્રુત થયા, કામ વિડંબણ ચૂકી ગયા;
કેવળ પામી વિચર્યાં બહુ, સાદિ અનંત વર્યાં શિવ વહુ. ૨૧.
જયપુર આવિ દેવ કુમાર, રાજ્યે નૃપસુત થાપ્યો સાર;
દેવ અદ્રશ થયો તિણિવાર, કુંવર ગયા નિજ મેહલ મઝાર. ૨૨.
રૂપ કુંવરનું દેખી વિશાળ, કવિ ઉપમા દેવે તતકાળ;
મકરધ્વજ રહે સર્ગ મઝાર, તેહને છે રતિ પ્રીતિ નાર. ૨૩.
કામદેવ વંઠયો જગ ભમે, દેવ નરાતિરી ઘર ઘર રમે;
અંગ વિહુણો પંડિત કહે, એ સાથે ઘર કિમ નીરવહે. ૨૪.
રતિ પ્રીતિ પતિ કલેશે કરી, રોશભરી ઘરથી નીસરી;
ખાર સમુદ્રે ઝંપા કરી, જયરથ રાજકુળે અવતરી. ૨૫.
અનંગ તાસ વિયોગે ભર્યો, નંદનવન જઇ બહુ તપ કર્યો;
કાશી તિર્થે સહ્યો અવતાર, કામદેવ રૂપ ચંદ્રકુમાર. ૨૬.
ચંદ્રશેખરનં રાસ રસાળ, ચોથે ખંડે ત્રીજી ઢાળ;
શ્રી શુભવીર વચન રસભર્યાં, શ્રોતા લોક સુણિ ચિત હર્યાં. ૨૭.

### દોહરા.

સુખ વિલસંતાં કુંવરને, આવ્યો વર્ષા કાળ;
વાદળ ગર્જારવ કરે, વીજળિઓ ઝળકાર. ૧.
શામ ઘટા ગગને ચઢી, વરસંતો જળ ધાર;
વસુધા નવપલ્લવ થઇ, મોર કરે ટહુકાર. ૨.
પંખિ માળા તરૂવરે, પંથિ નિજ ઘર જાય;

ખેતી કરતાં કરસણી, સુખિયા સુખ વિલસાય. ૩.
ચિત્રશાલીએ તિહ્ જણાં, ખેલંતા સુખવાસ;
વર્ષા ત્રિત્યે આવિયો, શારદ આસો માસ. ૪.
દંપતિ રમતાં એક દિને, સોગટબાજી વિશાળ;
નગર તણી રચના જુએ, બેઠાં સપ્રેમ બાળ. ૫.
તેહવે ગગનથિ ઊતર્યો, તાપસ એક જુવાન;
કુંવરે આદર બહુ દિયો, તે દિએ આશિષ દાન. ૬.

પૂછે કુંવર કિહાં થકી, આવ્યા કહો કુણ કાજ;
જોઇએ તે માગો વળી, નવિ ધરસ્યો કાંઇ લાજ. ૭.

વળતું પરિવ્રાજક કહે, ભદ્રદત્ત મુજ નામ;
વિશ્વદત્ત મુજ ગુરૂ તણું, ગંગાતટ વિશ્રામ. ૮.
ગુરૂદત્ત ઔષધિ કલ્પ છે, ઓળખાણ મુજ સાર;
મલયકૂટ ગિરિ ઉપરે, છે તે વિવિધ પ્રકાર. ૯.
સાધન વિધિ મેં બહુ કરી, નવિ થઇ સિદ્ધિ લગાર;
ક્ષેત્રપાળ કરે વિઘન તે, એ ગિરિનો રખવાળ. ૧૦.

શત જોજન પયલેપથી, ગુરૂ ફરતા આકાશ;
ગુરૂ આજ્ઞાએ હું કરૂં, જોજન એક સરાસ. ૧૧.
એક એક ઉત્પાતથી, વસુધા માંહિ ભમંત;
જસ કિર્તિ તુમચી સુણી, આવ્યો આશ ધરંત. ૧૨.

શત જોજન ગિરિ દૂર છે, સાધન છે દિન સાત;
અષ્ટમિ આદ પૂરણ દિન, કૃષ્ણ ચતુર્દશી રાત. ૧૩.
કૃષ્ણ ચતુર્થી આજ છે, જો ચાલો મુજ સાથ;
વિશ્રામે પોહોંચી શકું, જો ઝાલો મુજ હાથ. ૧૪.
કુંવર કહે જાઓ સુખે, સાતમ નિશિ તુમ પાસ;
આવિશું એમ વચન તે, લેઇ ગયો આકાશ. ૧૫.
નારીને કહી સાતમે, ગિરિ જઇ મળિ કહે એમ;
મુજ સાનિધ નિર્ભય જપો, મુનિ પણ જપનો તેમ. ૧૬.

## ઢાળ ૪ થી.

(ઘોડી તો આઇ થારા દેશમાં મારૂજી ॥ પરણી દે પાછી વાલ હો નણદીરા વીરા ॥
ચાસયુ નહીં બોલું મારૂજી—એ દેશી. )

ચંદ્રશેખર પૂરે સાધુધે રાજાજી, વાણી હુએ આકાશ હો;
ગુરૂ લોપીને વંછિત નહીં ફળે રાજાજી,
ભુતેષ્ટા રાત્રિ સમે રાજાજી, ભિષ્મ અટ્ટ કીયો હાસ હો. ગુરૂ૦ ૧.
ઉત્તર સાધકને ભખું રાજાજી, અથવા સાધક ભક્ષ હો; ગુરૂ૦
કુંવર કહે પથ્થર ભખો રાજાજી, પગ પગ પડીયા લક્ષ હો. ગુરૂ૦ ૨.
મૃગ સિંહને ન ભખે કદા રાજાજી, મુજપર ઇંદ્રિ નિરાશ હો; ગુરૂ૦
તુજ જીતવાની શી કથા રાજાજી, ફરિ થઇ વાણિ આકાશ હો. ગુરૂ૦ ૩.
પર હેતે મુરખ મરે રાજાજી, દેવ ન જીત્યા જાય હો; ગુરૂ૦
તજિય રહે તું વેગળો રાજાજી, અપરાધ વિણ કોણ ખાય હો. ગુરૂ૦ ૪.
મુજગિરિ ઔષધી ચોર હો રાજાજી, નિશ્ચય હણસ્યું તાસ હો; ગુરૂ૦
કુંવર સુણી હશિને કહે રાજાજી, ફોગટ બળ પરકાશ હો. ગુરૂ૦ ૫.
અદશ થઇ ગગને લવો રાજાજી, વીરપણું જુઓ મુજ હો; ગુરૂ૦
યુદ્ધ કરો ઇંહાં ઊતરી રાજાજી, દેખું દેવપણું તુજ હો. ગુરૂ૦ ૬.
ક્રોડ રૂપ ધરી ઊતર્યો રાજાજી, કુંવર સુઅર રૂપ ક્રૂદ્ધ હો; ગુરૂ૦
ઘર ઘુરાવે ગાજતા રાજાજી, બિહુનું બન્યું બહુ યુદ્ધ હો. ગુરૂ૦ ૭.
દંતિ નખે હણતાં બિહુ રાજાજી, ઊડે પડે ગિરી કંપ હો; ગુરૂ૦
દંતિ હણ્યો સુર ભાગતા રાજાજી, ગજરૂપ ધરતો અજંપ હો. ગુરૂ૦ ૮.
કુંવર કરી રૂપે જુજતો રાજાજી, નાઠો સુર થયો સિંહ હો; ગુરૂ૦
નૃપ સિંહરૂપે હારવ્યો રાજાજી, રૂપ પિશાચ ધરેહ હો. ગુરૂ૦ ૯.
ઊંચો તાડ થુલ જંઘ હો રાજાજી, પેટ ગુફા કશ ખંધ હો; ગુરૂ૦
કુદ્દાલરદ નયનાગ્નિભા રાજાજી, વટ શાખા ભુજ દ્વંદ હો. ગુરૂ૦ ૧૦.
ફણિ મણિધર કંઠે ધર્યાં રાજાજી, મોગર કરકર વાસ હો; ગુરૂ૦
જંપે મુઢ કામુધા મરે રાજાજી, નહિ જસ મુજ હણ્યે બીલ હો. ગુરૂ૦ ૧૧.
નૃપ ભણે લઘુ ગુરૂ સ્યું કરે રાજાજી, ગજ અંકુશને ન્યાય હો; ગુરૂ૦
સુણિ સુર ક્રોધારૂણ થઇ રાજાજી, કરિ કિકિયાટો ધાય હો. ગુરૂ૦ ૧૨.

કુંવર સવાઇ તે રૂપે રાજાજી, યુદ્ધ ભયંકર કીધ હો; ગુરૂ૦
સહસવ વિદ્યા સમરણુ કરી રાજાજી, કુંવરે જીતી લીધ હો. ગુરૂ૦ ૧૩.
તેજ પરાક્રમ દેખિને રાજાજી, તુઠો કહે સુણુ સંત હો; ગુરૂ૦
તુજ માથે બલ કુણુ તણું રાજાજી, જાસ બલે બલવંત હો. ગુરૂ૦ ૧૪.
ચંદ્ર કહે ગુરૂ દેવનું રાજાજી, બલ સમકિત રૂપ ધર્મ હો; ગુરૂ૦
પરમેષ્ટી મંત્રે કરી રાજાજી, જીતું સુરાદિક પમં હો. ગુરૂ૦ ૧૫.
ધર્મ સુણી સુર બુજિયો રાજાજી, બોલે તજી મિથ્યાત હો; ગુરૂ૦
હું શ્રાવક પરભવ હતો રાજાજી, સુણિ મિથ્યાતની વાત હો. ગુરૂ૦ ૧૬.
વિરાધકપણે સુર થયો રાજાજી, તુમથી લહ્યો પ્રતિબોધ હો; ગુરૂ૦
બાંધવ મિત્ર ગુરૂ તમે રાજાજી, પામ્યો સમકિત શુદ્ધ હો. ગુરૂ૦ ૧૭.
કાંઇક વર માગો મુદા રાજાજી, નૃપ કહે આપી એક હો; ગુરૂ૦
ઔષધી સાધકને સવે રાજાજી, તો રહે મારો ટેક હો. ગુરૂ૦ ૧૮.
સુર ભણે સાંભળ સાહીબા રાજાજી, એ છે ગુરૂનો ચોર હો; ગુરૂ૦
ધૂરત છલભેદી ઘણો રાજાજી, લંપટી હરામખોર હો. ગુરૂ૦ ૧૯.
જુઠો ગુરૂનો નંદકી રાજાજી, વિશ્વાસઘાતી એક હો; ગુરૂ૦
નીચ મુરખ સંગે ચરે રાજાજી, પંડિત શું નહી નેહ હો. ગુરૂ૦ ૨૦.

યતઃ

लोभी मच्छरिणांगमूखकपरो नीचप्रसंगी सदा,
छिद्रान्वेषकवद्गुरोरविनयी द्वेषी गुरूणामपि;
धूर्त्तालस्य प्रजल्प लंपटखलस्नेयी कुमार्गव्ययी,
तेषांयंत्रक मंत्रसाधनविधिःसिद्धंतिनो कर्हिचित्.

પૂર્વ ચાલ.

લઘુપણાથી મોટો કર્યો રાજાજી, ગુરૂએ ઉછેર્યો સાપ હો; ગુરૂ૦
અવિનય દેખી ઊપનો રાજાજી, ગુરૂને અગ્નિ પરિતાપ હો. ગુરૂ૦ ૨૧.
ઔષિધી કલ્પ ગુરૂકને રાજાજી, છાનો ઉતારી લીધ હો; ગુરૂ૦
ગુરૂએ પરસન થઇ કદા રાજાજી, મંત્રાદિક નવિ દીધ હો. ગુરૂ૦ ૨૨.
મહા તપસી ગુરૂ લોકમાં રાજાજી, પૂજ્ય પદે કરી ગાય હો; ગુરૂ૦
ચંદ્રને વળગ્યો રાહુઓ રાજાજી, એમ સવિ લોક કરાય હો. ગુરૂ૦ ૨૩.

અહનિશિ ગુરૂને સેકણું રાજાજી, પૂરવ ભવને પાપ હો; ગુરૂ૦
ગુરૂ તજિ સ્વેચ્છાએ નીકલ્યો રાજાજી, ગુરૂને મટ્યો સંતાપ હો. ગુરૂ૦ ૨૪.
ભિક્ષા ભમે ચોરી કરે રાજાજી, ધૂતી હરે પરવિત્ત હો; ગુરૂ૦
ઘર કરી રાખી ભીલડી રાજાજી, તસ ઘર ભરતો નિત્ય હો. ગુરૂ૦ ૨૫.
ગુરૂ લોપી મહા પાપિયો રાજાજી, પંડિત એમ ઉપરાય હે; ગુરૂ૦
તુચ્ય વચને મેં ઔષધી રાજાજી, દીધી પણ ન ફળાય હો. ગુરૂ૦ ૨૬.
ચોથે ખંડે ઢાળ એ રાજાજી, ચોથી ચતુરને શિખ હો; ગુરૂ૦
શુભ ગુરૂ વચનથી વેગળા રાજાજી, ઘરઘરથી માગે ભીખ હો. ગુરૂ૦ ૨૭.

## દોહરા.

ગુરૂ દૂષી અતિ લોભીઓ, ધરે મિથ્યા મુનિ વેશ;
ગુરૂએ અયોગ્ય કરી તજ્યો, યોગ્ય નહિ ઉપદેશ. ૧.
કપટે લોકના ધન હરી, સબરી ઘર સંતાપ;
કરશે સા પૂરણ ધને, વેગે એહનો ઘાત. ૨.
જીમ અતિલોભે અંગદત, પડિયો જલધિ મઝાર;
ધરમ વિહૂણો દુર્ગતિ, પામ્યો બહુ અવતાર. ૩.
રાજકુંવર કહે તે કહો, કુણ એ દુરગતિ શેઠ;
દેવ વદે સુણો મૂલથી, કહું દ્રષ્ટાંત જ ઠેઠ. ૪.

## ઢાળ ૫ મી.

(એણે અવસર તિહાં શું બનું રે—એ દેશી.)

રોહણપુર નગરે વસે રે, અંગદત્ત એક શેઠ રે,
ચતુર નર, બત્રીસ કોડ સોવન ધણી હો લાલ;
તોહે વણીજ કરે બહુ રે, કરે પરાઇ વેઠ રે,
ચતુર નર, ધાસે ન કોયને ખાપણી હો લાલ. ૧.
નંદન ચ્યાર છે તેહને રે, તાસ વધૂ છે ચ્યાર રે,
ચતુર નર, શેઠ કૃપણ અતિશે ઘણો હો લાલ;
રાત્ર દિવસ નિદ્રા નહિ રે, લોભ તણો નહી પાર રે,
ચતુર નર, ધરમની વાત ન ચિત્ત રૂચે હો લાલ. ૨.
જૈન મુનિ ઘર નહિ કદા રે, દાન માન સનમાન રે,

ચતુર નર, પંથે દેખી દુર ટળે હો લાલ;
વસ્ત્ર જીરણ વહુરો ધરે રે, ભોજન લુખું ધાન રે,
ચતુર નર, પૂર્વે સગા નવિ ઘર જુએ હો લાલ. ૩.
બ્રાહ્મણ સરવણ કાપડી રે, ભિક્ષાચરની જાત રે,
ચતુર નર, ઘરમાં પ્રવેશ ન કો કરે હો લાલ;
ખડકીએ અડકી જતાં રે, યષ્ટિયે કરત વિઘાત રે,
ચતુર નર, ત્યાગ ભોગ વારતા કશી હો લાલ. ૪.
પંચ દાન શેઠ નિત દીએ રે, હસ્ત કપોલ ને ગાલ રે,
ચતુર નર, દોય કમાડ ને અરગલા હો લાલ;
કરપી ત્રિહુ ઉપગારિયા રે, નૃપ ચોર અગ્નિઝાળ રે,
ચતુર નર, અદર્શ રૂપ સિદ્ધિ વરિ હો લાલ. ૫.
દાતા જસ કરપી વદે રે, વંછે દિવસ જબ રાત રે,
ચતુર નર, ફરસેં ન ઘર જિમ મ્લેચ્છનું હો લાલ;
યમ સમ દૃષ્ટિ ધન હરૂ રે, વક્રગતિ અહિ જાત રે,
ચતુર નર, અવગુણનો મેળો મળ્યો હો લાલ. ૬.
ઘરથિ ઘેંસ ભખિ નીશર્યો રે, વળગી ઘેંસ મુખ શ્વાન રે,
ચતુર નર, આવ્યો શેઠ લુશી લિએ હો લાલ;
લુહીને મુખ ધોવતાં રે, શ્વાન તે વળગ્યો કાન રે,
ચતુર નર, રૂધિર જરંત મુકાવિયો હો લાલ. ૭.
એક દિન ગગનથી યોગણી રે, ઊતરી ધરીય સ્નેહ રે,
ચતુર નર, ત્યારે વહુ પાયે પડિ હો લાલ;
ભોજન ભક્તિ કરાવિને રે, પૂછતી તુમ અમ ગેહ રે,
ચતુર નર, સસરો દ્વાર કિમ આવિયા હો લાલ. ૮.
સા કહે ગગનથી ઊતર્યા રે, વિસ્મય પામી ત્યાર રે,
ચતુર નર, ભક્તિ કરી રોઇ પડિ હો લાલ;
પુછે પુત્રિ કિમ રૂઓ રે, સા ભણે દુઃખ અપાર રે,
ચતુર નર, સા સુણિ કરૂણા ચિત ધરિ હો લાલ. ૯.
વિદ્યા આકાશગામિની રે, પાઠ સિદ્ધ તસ દિધ રે;

ચતુર નર, ભૂષણ દેઇ વિનયે ગ્રહિ હો લાલ;
યોગણ ગગને ઉતપતી રે, એક મતો નિશિ કીધ રે,
ચતુર નર, કાષ્ટે ચઢી ચઉખે વહી હો લાલ. ૧૦.
દિન ખેદે નિશિ શ્રમ ભરે રે, નિદ્રા ભરપતિ જાણુ રે,
ચતુર નર, રયણ દીવ જઇ ખેલતી હો લાલ;
શેષ નીશા ઘર આવિને રે, સુતી નીજ નીજ ઠાણ રે,
ચતુર નર, એણિપેરે દિન કેતા ગયા હો લાલ. ૧૧.
કાષ્ટ ઠાણ ભ્રંશ દેખીને રે, જે ઘરનો મુખ્ય દાસ રે,
ચતુર નર, જાગતો રાત્રિ વિલોગતો હો લાલ;
કાષ્ટ કોટરે એક દિન રહ્યો રે, વહુ સાથે આકાશ રે,
ચતુર નર, સોવન દ્વીપે જઇ ઠવે હો લાલ. ૧૨.
ચ્યાર જણી રમવા ગઇ રે, નવનવ ખેલ તે કીધ રે,
ચતુર નર, દાસ વિસ્મય લહિ નિકળ્યો હો લાલ;
તિણે પાછા વળતાં થકાં રે, દોય સોવન ઇંટ લીધ રે,
ચતુર નર, ઘર આવી સૂતો સુખે હો લાલ. ૧૩.
નિર્ધન ધન થોડે મળે રે, માને જગત તૃણભૂતરે,
ચતુર નર, તિણે તે ગર્વરસે ભર્યો હો લાલ;
કામવશે પ્રેર્યો થકો રે, બોલે થઇ ઉનમત્ત રે,
ચતુર નર, શેઠની આણા નવિ ધરે હો લાલ. ૧૪.
શેઠ ઇસ્યું મન ચિંતવે રે, દાસની પાસે વિત્ત રે,
ચતુર નર, દ્રવ્ય છાક મંદિરા છક્યો હો લાલ;
ઉત્તર ન દિએ પાંસરો રે, ફરતો ફરે ચલ ચિત રે,
ચતુર નર, મીઠે વયણે તસ પશુ કરૂં હો લાલ. ૧૫.
અવસર પામી પૂછતો રે, વચ્છ સુણો એક વાત રે,
ચતુરનર જાય ન કિમ પશુ ચારવા હો લાલ;
તે કહે હું પણ તુમ સમો રે, થોડે દિન વિખ્યાત રે,
ચતુર નર, ચારે પશુ ગોવાળિયા હો લાલ. ૧૬.
ચાર સુહેર સોવન અછે રે, નહિ કોઇની ઓશિયાળ રે,

ચતુર નર, ધનવંત થયો એક રાતમાં હો લાલ;
મેવા મીઠાઇ જમાડિને રે, પૂછતા તતકાળ રે,
ચતુર નર, વાત સકળ માંડિ કહી હો લાલ. ૧૭.
શેઠ અતિ લોભે કરી રે, ચિંતે જવું એક વાર રે,
ચતુર નર, વહુના ચરીત્ર વિલોકશું હો લાલ;
કાષ્ટ કોટર પેશી ગયો રે, તેહિજ રયણી મઝાર રે,
ચતુર નર, રયણદ્વીપ ચઊ ખેલતી હો લાલ. ૧૮.
શેઠ નિકળી વસુધા ખણે રે, રત્ન જડીયા એકવીસ રે,
ચતુર નર, વહુશું લેઇ ઘર આવિયો હો લાલ;
એક દિન સોવન દ્વીપમાં રે, કાષ્ટાંતર ઉપવીસ રે,
ચતુર નર, ચહુ તો વહૂ રમવા ગઇ હો લાલ. ૧૯.
પાછળ નીકળી જોવતો રે, સોવન માટી દીઠ રે,
ચતુર નર, સરજળ શું ઇંટયો કરી હો લાલ;
કાષ્ટ કોટર ભરી લે સહૂ રે, શેઠ પ્રદેશ પઇઠ રે,
ચતુર નર, કષ્ટે કરી વળગી રહ્યો હો લાલ. ૨૦.
વન ફરી જળક્રીડા કરી રે, પાછી આવી ચાર રે,
ચતુર નર, કાષ્ટે ચડી ગગને ચલિ હો લાલ;
જલધિ વચાલે આવતાં રે, થયો અતિ ઘણો ભાર રે.
ચતુર નર, વેગે કાષ્ટ વહે નહિ હો લાલ ૨૧.
ધનસિરિ કહે વહૂરો સુણો રે, કાષ્ટ ન ચલે એક ધાર રે,
ચતુર નર, ચિંતિ લઘુ ત્રણ એમ ભણે હો લાલ;
બહુ કાલનું જીરણ થયું રે, નાંખો સમુદ્ર મજાર રે,
ચતુર નર, એક દિન સુખીર પવન ભર્યું હો લાલ. ૨૨.
વળગી અંગૂલી વ્યોમે ચલ્યો રે, આપણું નગર ન દૂર રે,
ચતુર નર, કાષ્ટ નવું વળિ લાવશું હો લાલ;
ચારે એકમતો કર્યો રે, સાંભળી શેઠ હજૂર રે,
ચતુર નર, ચિંતે વણખૂટે મુઆ હો લાલ. ૨૩.
વાહાલી ચઉ વહુરો સુણો રે, શેઠ કહે તજિ લાજ રે,

ચતુર નર, કાષ્ટ સમુદ્રે ન નાંખશો હો લાલ;
તુમ આભૂષણ કારણે રે, હું આવ્યો છું આજ રે,
ચતુર નર, બહુ કનકે કોટર ભર્યું હો લાલ. ૨૪.
ચારે ત્રિમાસે ચિત્તમાં રે, દીઠો આપણો ખેલ રે,
ચતુર નર, છેડ્યો સાપ ન છોડિએ હો લાલ;
કેશ સમારણ મસ્તકે રે, નાપે ટીપું તેલ રે,
ચતુર નર, નવિન ભૂષણ આશા કિશી હો લાલ. ૨૫.
રોવું કુટવું નવિ પડે રે, ખારે જલે ખસ જાય રે,
ચતુર નર, ચિંતિ જળધિ તજિ ઘર ગઇ હો લાલ;
શૃંગદત્ત અતિ લોભથી રે, મરણ સમુદ્રે થાય રે,
ચતુર નર, તિમ પરિવ્રાજકની ગતિ હો લાલ. ૨૬.
દેવ વચન સુણીને બિહુ રે, પોત્યા સાધક પાસ રે,
ચતુર નર, તાપસને સુર એમ કહે હો લાલ;
ચંદ્રશેખર સુપસાયથી રે, ઔષધિ લિઓ સુવિલાસ રે,
ચતુર નર, ફળશે ગુરૂ ભક્તિ જિશી હો લાલ. ૨૭.
અવસરે મુજને સંભારજ્યો રે, કુંવરને કહિ ખેત્રપાલ રે,
ચતુર નર, ચાર ઔષધિ આપી ગયો હો લાલ;
ચોથે ખંડે પાંચમી રે, બોલી ઢાળ રસાળ રે,
ચતુર નર, શ્રી શુભવીર વિનોદથી હો લાલ. ૨૮.

## દોહરા.

ઓષધી આપી ગુરૂપદે, અમરે કુંવરને જેહ;
તાસ પ્રભાવ સુણો હવે, ભાખું વિવરી તેહ. ૧.
જંગમ થાવર વિષ હરે, જાય જનમના રોગ;
ઔષધિ નામ વિરોચની, પામે વંચ્છિત ભોગ. ૨.
ચક્ષુ જનમની જસ ગઇ, દિવ્ય નયન હોય તાસ;
રસ ભરી પાટો બાંધતાં, બીજી બુદ્ધિ પ્રકાશ. ૩.
જીવ અજીવને શિર ધરે, વંચ્છિત બોલ દિયંત;
સજીવા બુદ્ધિ અજીવને, વન તરૂ ફળ વિકસંત. ૪.

તુરિય પશુ તિરજંચને, સુંઘે મણુ અકરંત;
પુનરપિ મણુઅને સૂંઘતાં, તિરજંચ રૂપ ધરંત. ૫.
ચ્યારે ઔષધિ લેઇને, ઉતરિયા ગિરિ હેઠ;
ભૂતલ ચલતાં પામિયા, ભુત અટવી વન ઠેઠ.

## ઢાળ ૬ ઠી.

( મદનમંજરી મુખ મોહિ રહ્યો—એ દેશી. )

તિહાં તરૂ શાખા અવલંબને, એક બાંધી હીંચોળા ખાટ;
હીંચતી દીઠી અપછરા, નૃપ ચિંતે કિસ્યો એ ઘાટ;
મોહની મુખરસ મોહી રહ્યો. એ આંકણી. ૧.
અનોપમ કુંવરી અમરી સમી, ચંદ્રવદની નયન વિશાળ;
ચંપક સમ તનુ વર્ણ છે, વળી અધર અરૂણ પરવાળ. મોહની૦ ૨.
ગજ કુંભ અંકુશ કુંડળ ધ્વજા, મેરૂ છત્ર કમલ ચક્ર જોય;
દસમો તુરંગ જસ કરતળે, તે સ્ત્રિ નૃપ રાણી હોય. મોહની૦ ૩.
દોય લક્ષણ હોય કરપદ તળે, થયો નિર્દ્ધન ઘર અવનાટ;
પણ પટરાણી નૃપ ઘરે, હોય તોરણ ગઢ આકાર. મોહની૦ ૪.
મોર છત્ર રેખા હોય હાથમાં, સુર પુત્ર પ્રથમ જણે નાર;
મૃગ મીન નયનોદરતણું, મૃદુ ધનવંત હુએ ભરતાર. મોહની૦ ૫.
શિર રોમ સુંઆળા પાતળા, નાભિ દક્ષણ વલયે જાસ;
સુગોળ લાંબી કરાંગુલી, રૂપવંત પતિ ચિરવાસ. મોહની૦ ૬.
હરતા નિલવટ સાથિયો, પતિ ઘર ગજ ઘોડાશાળ;
મસ તિલ બહૂ ડાબે ગળે, સુત પ્રથમ જણે સા બાળ. મોહની૦ ૭.
ઉરૂ કેલ અરોમ પગ હાથ છે, સ્વેદ રોમ ને નિદ્રા અહાર;
અલ્પ વિનયી કટી પાતળી, ભાલ છે અર્ધચંદ્રકાર. મોહની૦ ૮.
ઉર ઉંચું પચ્છિમ ભાગ પૃષ્ટતાં, પ્રિયા લક્ષ્મી ભરે ઘરબાર;
અધમ લક્ષણ હવે બોલીએ, પ્રતિપક્ષે ગુણનો પ્યાર. મોહની૦ ૯.
પ્રિયા સાથળ હોઠ પયોધરે, રોમ રાજી બહુલિ દૃત;
જસ મુખ પલિએ પંડુરૂં, વિધવાપણું શિઘ લહંત. મોહની૦ ૧૦.
પગ જંઘા જાડી જેહની, તે વિધવા અથવા દાસી;
કે દુખણી દારિદ્રણી, રામા હૃદયે વિમાસી. મોહની૦ ૧૧.

## ચોપાઈ.

જેહને પુંઠે હોય આવર્ત્ત, તે મારે ભરતાર મહંત;
નાભિ તણા આવર્ત્ત વિચાર, માને દેવ સમો ભરતાર. ૧.
કટિ આવર્ત હુવે જેહને, તે છંદે ચાલે આપણે;
લંબ લલાટ ઊદર ભગ જાસ, સસરો દિયર કંત વિનાશ. ૨.
લંબ હોઠ જીભ કાળો છરો, પીળિ આંખ ને સાદ ઘોઘરો;
અતિ ગોરી અતિ કાલી નાર, નિશ્ચે વરજવી તે ઘરબાર. ૩.
ફરતાં ગાલે ખાડા પડે, રામા રંગે પરનર ચડે;
ચાલતાં ભુકંપ અપાર, કામણ ઊચાટ ન કરનાર. ૪.
પાય તણી વિચલી આંગુલી, ટુંકી ભૂ સાથે નવિ મળી;
તે દો ભાગણિ જાણો સહી, અસતિ નારી શિરોમણી કહી. ૫.
અનામિકા પગની અંગુલિ, જાય કનિષ્ઠા પાસે મળી;
તે ટુંકી ને ઉન્નત રહે, કંત હણીને અનેરો લહે. ૬.
અંગુઠાને પાસે અટી, કે ટુંકી કે ઉંચી ચડી;
તે અંગુલિનો એહ વિચાર, નારી નવિ માને ભરતાર. ૭.
કદિ કનિષ્ઠા ચિંટાંગુલી, ઉન્નત ભુમિ ન ફરસે વળી;
જારનિ સાથે રમતી તેહ, મનમાં નવિ આણે સંદેહ. ૮.
અતિ ઉંચિ ને નિચિ વળિ, અતિ જાડિ ને અતિ પાતળિ;
અતિ રોગી અતિ વક્ર નાર, તે નારી તજિએ ઘરબાર. ૯.
વાયસ જંઘા નારી મ રાખ, ઘોઘર સ્વર ને પીળિ આંખ;
પરણી ઘર લાવે ઊચ્છાંહિ, પતિ મારે દસ માસ જ માંહિ. ૧૦.
અંગ અઘોર નાક વાંકડું, જાણે રોમ રાયનું થડું;
ઉભિ રાખા ભ્રુસીત્રા જુએ, એ વનિતા ઘર વેરણ હુએ. ૧૧.
પીળું વદન ને દેહ ભૂતડું, છાપર પગ ને મુખ સાંકડું;
રાય તણે ઘર જાઇ હોય, પણ દાસીપણું પામે સોય. ૧૨.
લાંબે દાંતે લાડી મળી, કાક સ્વર ને ઉછાંછળી;
હાથ પગે ટુંટી પાંગળી, મુછાલી રાંડે વેહેલી. ૧૩.
થોયર પાય અને થોબડી, બાંગડ બોલી ને બોબડી;

બાડી કાણી અધર મોકળી, એઠ નાક મ પરણો વળી. ૧૪.
હડ હડ હસે ભૂંડણી જ્યું ભસે, દુરગંધી પરસેવો જસે;
સુખ પામી જે દૂરે રહ્યા, નિરભાગી સ્ત્રિ લક્ષણ કહ્યાં. ૧૫.

**પૂર્વ ચાલ.**

ઊતમ લક્ષણવતિ હીંચતી, ધર્યો વલકલ યોવન વેશ;
કુસુમ દડે રમતી થકી, થઇ કુંવરને ચિત્ત પ્રવેશ. મોહની૦ ૧૨.
ચતુરાએ ચતુર ચિત્ત ચોરીયું, ચોરની પરે નાઠી તામ;
કુંવર બોલાવણ આવતો, કુંવરીની પાસે જામ. મોહની૦ ૧૩.
વન તરૂ ઘેરે અદશ થઇ, તસ પગલે ચડ્યો કુમાર;
તાપસણી ફુલ ચૂંટતી, કુંવરી સહ દીઠી ચ્યાર. મોહની૦ ૧૪.
પ્રણમી પૂછે આ બાલિકા, લઘુ વય તપ સાધે કેમ;
સા ભણે કુલપતિને જઇ, પૂછો અમ કહેવા નેમ. મોહની૦ ૧૫.
તવ વૃક્ષ અનેક નિહાળતો, દીઠી તપસી વસ્તી ત્યાંહી;
પાંચસેં તાપસ આશ્રમા, તિહાં પોહતો ચિત ઊછાંહિ. મોહની૦ ૧૬.
એહ્વા સુઅર એક ટોળીએ, કરે સેવા તાપસ વૃંદ;
વિસ્મય પામી તિહાં ગયો, દેખી તાપસ લહે આનંદ. મોહની૦ ૧૭.
આવો આવો કુંવર સુત રાજવી, તુમ દરશને અમૃત નેત;
એમ કહિ સંભ્રમે ઊઠીયા, તપસી આલિંગન દેત. મોહની૦ ૧૮.
ધરિ પ્રીતિ બેસાર્યા આસને, તવ પુછે કુંવર કરિ પ્રેમ;
થઇ તપસી કોડ સેવના, કર્યાં શું તમે છે નેમ. મોહની૦ ૧૯.
વળી સુઅર તમને નવિ હણે, કિમ પ્રતિબોધ્યો છે એહ;
અથવા મંત્રબળે કરી, વશ કરિ રાખ્યો ધરી નેહ. મોહની૦ ૨૦.
એ વાત સકલ અમને કહો, વળી આવતાં દીઠી એક;
બાલ કુંવારી તાપસી, કિમ પ્રગટ્યો તાસ વિવેક. મોહની૦ ૨૧.
તવ તપસી કહે એ વાતનો, છે મોટો અતિ વિસ્તાર;
ભોજન કરિ થિર થઇ સુણો, અમે કહિશું સકળ અધિકાર. મોહની૦ ૨૨.
એમ કહિ ગૌરવ બહુધા કરી, જળ સ્નાન કરાવે સાર;
ભોજન મીઠાં ફળ વળી, કદળી ફલ દ્રાખ રસાળ. મોહની૦ ૨૩.

રણુ ગો મહિષી પય પાયવી, પરમાન તાપસણિ દેત;
જમતાં અવર પંખા કરે, દિએ જલ કુસુમે વાસિત. મોહની૦ ૨૪.
પછે બેસારિ વર આસને, તપસી વીરસેન જુવાન;
કહે પૂછી વાત સવે કહે, સુણજ્યો મૂલચૂલ વિધાન. મોહની૦ ૨૫.
ચંદ્રશેખરના રાસમાં, ખંડ ચોથો છઠ્ઠી ઢાળ;
શ્રી શુભવીર કહે હજ્યો શ્રોતા ઘર મંગળ માળ. મોહની૦ ૨૬.

## દોહરા.

વીરસેન કહે કુંવરને, કરમ ગતિ અસરાળ;
ચિંતિત ચિત મનોરથા, કરમ કરે વિસરાળ. ૧.
એક વનમાં તરૂ ઊપરે, માળો કરિ વિલસંત;
પંખિ કપોત કપોતિકા, બાલક દો પ્રસવંત. ૨.
કંતને કેહેતિ કપોતિકા, આવ્યો તુમ કુળ અંત;
વ્યાધચાપ સર સંધિ અધ,સકરો ઊર્ધ્વ ભમંત. ૩.
આહેડી સાપે ડશો, છુટ્યું ધનુષ્યથિ બાણ;
લાગ્યું સંકરાને તદા, બિહુ પામ્યા નીરવાણ. ૪.
રવિ ઉદયે નિશિ નિરગમે. જઇશું કજ વિકસંત;
ભમર મનોરથ કોશગત, ગજ કજ આહાર કરંત. ૫.
તિમ અમ પ્રગટી વાત જગ,કેહેતાં આવે લાજ;
પણ સજ્જન પૂછે થકે, કેહેવું કરવા કાજ. ૬.

## ઢાળ ૭ મી.

( સુંદર પાપ થાન તજો સોલમું—એ દેશી. )

સુંદર રાજપુરીનો રાજીયો, સૂર્યકાંત અભિધાન હો;
સુંદર રૂપ ધીરજ બળ વૈભવે, શોભે શક્ર સમાન હો; ૧.
સુંદર વાત વિવેકી સાંભળો. એ આંકણી.
ત્રીશિખરો મણી તેહને, વીરસેન પ્રધાન હો.
સુંદર રાયને સ્નેહ અતિ ઘણો, જ્ઞાનિને જિમ જ્ઞાન હો. સુંદર વાત૦ ૨.
મંત્રી નૃપ આણા લહી, જાત્રા ગયા ગિરનાર હો;
સુંદર તિરથ સકલ પ્રણમી કરી, ખરચી દ્રવ્ય અપાર હો. સુંદર વાત૦ ૩.

વળતા વિજયપૂરે ગયા, ઉતરિયા ઉદ્યાન હો;
સુંદર તસપુર બળ રાજા તણો, જયમતિ નામે પ્રધાન હો. સુંદર વાત૦ ૪.
મલણા કરી ઘર તેડિયા, જમવા કારણ તેહ હો;
સુંદર વાત વિનોદે બેસતાં બેહુને બન્યો અતિ નેહ હો. સુંદર વાત૦ ૫.
અતિ આગ્રહ કરિ રાખિયા, પક્ષ લગે નિજ ધામ હો;
સુંદર નિજ ઘર કન્યા એક છે, રૂપાળી તસ નામ હો. સુંદર વાત૦ ૬.
યોવન વયતનુ જગજગે, વર ચિંતા દિન રાત હો;
સુંદર વીરસેન દેખી કરી, ધારી મનમાં વાત હો. સુંદર વાત૦ ૭.
પુત્રી દેઇ સગપણ કરૂં, વધશે પ્રીત અત્યંત હો;
સુંદર જયમતિ અવસર પામીને, મંત્રિશ્વરને વદંત હો. સુંદર વાત૦ ૮.
અમ પુત્રી પરણો તમે, જાચના કરો ભંગ હો;
સુંદર એમ કહિ તિલક વધારતી, લગ્ન લઇ મન રંગ હો. સુંદર વાત૦ ૯.
ઓછવ કરી પરણાવતાં, ગજ રથ ધન બહુ દામ હો;
સુંદર કર મોચન વેલા દિયે, દાન પણ પુર ગામ હો. સુંદર વાત૦ ૧૦.
કેતા દિન તસ ઘર રહ્યા, રૂપાળી ભર નેહ હો;
સુંદર મંત્રિ કહે સસરા પ્રત્યે, જાવું અમે હવે ગેહ હો. સુંદર વાત૦ ૧૧.
જયમતિ મહુરત લેઇને, કરત સજાઇ જામ હો;
સુંદર રૂપાળી માંદી પડી, શૂળ રોગ કરિ તામ હો. સુંદર વાત૦ ૧૨.
માત પિતા ઓષધ કરે, તિમ તિમ પીડા વિશેષ હો;
સુંદર જીવ અભવ્યને ગુણ નહી, અરિહાનો ઉપદેશ હો. સુંદર વાત૦ ૧૩.
કપટ સ્વભાવિક નારીનું, કોવિદ કળિય ન જાય હો;
સુંદર તારા ગણ ગણતિકરા, નારિ ચરિત્રે મુંજાય હો. સુંદર વાત૦ ૧૪.
વીરસેનને એમ કહે, દંભ ધરી મન માંહી હો;
સુંદર મુજ ભાગ્યે ઉત્તમ તમો, મળતાં વાધ્યો ઉછાંહ હો. સુંદર વાત૦ ૧૫.
પણ માંદી પડિ આ સમે, ઉપચાર લાગ્યો ન કાંઇ હો;
સુંદર સસરા સાસુને જઇ નમું, જો મુજ સાતા થાય હો. સુંદર વાત૦ ૧૬.
મન ઇચ્છા મનમાં રહી, એમ કહિ રૂદન કરંત હો;
સુંદર મંત્રિ સાચું સદહે, રૂપે મોહ્યા અસંત હો. સુંદર વાત૦ ૧૭.

ભોજન છંડી સુઇ રહે, ન સકે ઊઠી જામ હો;
સુંદર જયમતિ કહે જામાતને,રેહેસ્યો કેતા દિન આમ હો. સુંદર વાત૦ ૧૮.
સાતા થએ અમે કહાવશું, તેડી જજો તિણિ વાર હો;
સુંદર વીરસેન સજિ સૈન્યશું, કરતા પંથ વિહાર હો. સુંદર વાત૦ ૧૯.
દૂર ગયા જબ જાણિયા, તવ થઇ સાજી તેહ હો;
સુંદર નિજ ઘરના ગોવાળશું, લાગ્યો પૂરવ નેહ હો. સુંદર વાત૦ ૨૦.
કામ ક્રીડા રસ રંગશું, રમતી તેહની સાથ હો;
સુંદર ખટરસ ભોજન તસ દિએ, બોલાવે કહી નાથ હો. સુંદર વાત૦ ૨૧.
ધાત મુંજે સ્ત્રી ચરિતમાં, અવર રચું જાણો વાત હો;
સુંદર હોય વિષય આસક્તમાં, સુખ માને દિન રાત હો. સુંદર વાત૦ ૨૨.
તસ તાતે જામાતને, તેડાવ્યા તિણિ વાર હો;
સુંદર રૂપે મોંઘો આવિયો, વીરસેન પરિવાર હો. સુંદર વાત૦ ૨૩.
જયમતિ આદર બહુ દિએ, સા પણ પ્રણમે પાય હો;
સુંદર કહે સ્વામી સાતા થઇ, તે સહુ તુમ પસાય હો. સુંદર વાત૦ ૨૪.
પૂછે શ્યામમુખી થઇ, ચિંતે આવ્યો પિશાચ હો;
સુંદર કનક સમો ગોપાલ છે, કંતને માને કાચ હો. સુંદર વાત૦ ૨૫.
બાહ્યથી નેહ દેખાવતી, કામ ક્રીડા રસ રંગ હો;
સુંદર પતિરંજન બહુધા કરે, જિમ ન લહે કાંઇ વ્યંગ હો. સુંદર વાત૦ ૨૬.
લિધું મહુરત જાવા તણું, તવ થઇ ઘેહેલી તેહ હો;
સુંદર મુખ લવરી બહુલી કરે, ભસ્મ લગાવે દેહ હો. સુંદર વાત૦ ૨૭.
હાસ્ય કરે શિર ધૂણતી, નયણે બિહાવે લોક હો;
સુંદર ભાજન ભાગતી ફોડતી, ધરતિ ખિણમાં શોક હો. સુંદર વાત૦ ૨૮.
ગુરૂ લઘુને ગાળો દિએ, વસ્ત્રે ન ઢાંકે અંગ હો;
સુંદર વિણુ હેતુ રોવે હસે, ગાય ગીત નૃત્ય રંગ હો. સુંદર વાત૦ ૨૯.
ક્ષણમાં દક્ષ થઇ કહે, શું થયું મુજને એહ હો;
સુંદર સ્નાન કરી ભોજન કરે, ખિણમેં ચાળા તેહ હો. સુંદર વાત૦ ૩૦.
જનક ખેદભર ચિંતવે, કામણ વા વળગાડ હો;
સુંદર મંત્રિ વિદ્યાધર તેડિયા, જોવે કરિ આછાડ હો. સુંદર વાત૦ ૩૧.

દોષ દેવી દેવ ભૂતડાં, સાકિણી પ્રેત લગંત હો;
સુંદર હોમ હવન કરતા ઘણા, જ્યોતિષી ગ્રહ ચારંત હો. સુંદર વાત૦ ૩૨.
દેવ દેવી બહુ માનીયાં, પણ ન થયો ગુણ તાસ હો;
સુંદર દિન કેતે મંત્રિ ઘરે, લાજ સ્વસુર કૂળ વાસ હો. સુંદર વાત૦ ૩૩.
ચોથે ખંડે સાતમી, નારી ચરીત્રની ઢાળ હો;
સુંદર શ્રી શુભવીર વચન સુણી, છંડો એ જંજાલ હો. સુંદર વાત૦ ૩૪.

## દોહરા.

પાર ન આવ્યો રોગનો, સાસરિયે રહેંદાણ;
રાયની આણા પાળવી, એક હાંસી ને હાણ. ૧.
વહુ પિયર નર સાસરે, સંજમિયાં સહવાસ;
એતાં હોય અળખામણાં, જે મંડે થિર વાસ. ૨.
રૂપવતી ને મહાસતી, પ્રિય વચ રાગ ધરાય;
તસ મહા કષ્ટ દશા પડી, દેખી મુજ ન સકાય. ૩.
જાઇશું પાછા નિજ ઘરે, મુખ દેખાડીશ કેમ;
મિત્રાદિક હાંશી કરે, આવ્યા એમના એમ. ૪.
એકે દિશિ સુજે નહીં, પણ જાવું નિરધાર;
દેવ નચાવે તિણિ પરે, નાચવું આ સંસાર. ૫.
સસરાને કહે જાઇશું, જબ ખરી સાતા થાય;
તવ કાલાંતર આવશું, એમ કહિ પંથ ચલાય. ૬.
દિન કેતે નિજ પુર જઇ, રૂપે મોહ્યો તેહ;
કુળ દેવાદિક માનતા, પૂજા કરે સતિ નેહ. ૭.
સકુનિક જોશી લોકને, પછી કરાવે જાપ;
મુખ માગ્યું તસ ધન દિયે, દષ્ટિ રાગનો વ્યાપ. ૮
પગપગ પૂછંતો ફરે, કામગ્રહે પીડેલ;
કુકડવેલીને નરગહિલ, માને મોહન વેલ. ૯.
મિત્ર રવિદત્ત વણિકને, પૂછે નારી વિચાર;
તે ભણે પરનર લંપટી, નારિ ઉપર શો પ્યાર. ૧૦.
તુમ દેખત માંદી પડે, વળતાં હોવે સજજ;

રક્ત થઇ રહેશો નહિ, એ અસતી નિર્લજ્જ. ૧૧.
નારી ભમાડ્યા જે ભમ્યા, તે દુખિયા સંસાર;
અસતી ચરિત્ર કરે ઘણા, લેશ સુણો અધિકાર. ૧૨.

## ઢાળ ૮ મી.

( ગોવાળીયા રમો મારગડો મેલ્હીને—એ રાગ. )

સુણ સજ્જન શીખામણ કહું, અતિ સરલપણું નહિ સાર;
રસીલા રમો રમણી રસ મેહેલીને. એ આંકણી.
નર સરલ સકળ જન છેદતાં, તો કિમ કરિ માને નાર; રસીલા રમો૦ ૧.
કવિ વાંચે કથા ઊંઘે સભા, તે સવિ વક્તાનો વાંક; રસીલા૦
કિમ હોવે નારી પતિવ્રતા, જેહનો છે માંટી રાંક. રસીલા રમો૦ ૨.
ગુણ દેખી પરીક્ષા કીજીએ, શું કરિએ કુળ રૂપ જાતિ; રસીલા૦
સ્નેહાલીસ સંભ્રમ દીઠીએ, વળિ જોવી જનમની રાતિ. રસીલા રમો૦ ૩.
જિનમાર્ગી જતિ દ્વિજ મૂરખો, બાળરાજ ને કપટી મિત્ર; રસીલા૦
નારી ભરજોવન અન્યરતી, નરને નવિ ધરવા ચિત્ત. રસીલા રમો૦ ૪.
એક તિલકપુરે વાડવ વસે, નારાયણ નામે સાર; રસીલા૦
તસ કુલટા કોટિ કપટભરી, છે પદ્મા નામે નાર. રસીલા રમો૦ ૫.

### યદુક્તં

**अश्वप्लुतं माधवगर्जितं च ॥ स्त्रीणां चरित्रं भवितव्यता च ॥**
**अवर्षणंचातिहिवर्षणंवा ॥ देवो न जानाति कुतो मनुष्याः ॥१॥**
**एते वारिकणान् किरंति पुरुषान् कर्षंति नांभोधराः ॥**
**शैलाशाड्वलमुद्गमनंति न सृजंत्येपूनरानायकान् ॥**
**त्रैलोक्येतरवः फलानि सुवतेनैवारभंमेजनात् ॥**
**धातः कातरमाल पापी कुलटा हेतोस्त्वयार्कि द्रुतं ॥ २ ॥**

### પૂર્વ ચાલ.

એક દિન પરદેશે દ્વિજ ચલ્યો, રહિ નારી ઘર નિશંક; રસીલા૦
એક નરશું રંગરસે રમતી, ગમતી નિશિ શયન પલ્યંક. રસીલા રમો૦ ૬.
તસ પાડોસણ લાલી નામે, નિત શિખામણ દિએ તાસ; રસીલા૦
તું અવગા એને ખ્યાલ ઘણા, કોઇ દિન હોય તુજ વિનાશ. રસીલા રમો૦ ૭.

પણ શિખ ન માને કોઇ તણી, જે વ્યસની થયાં નરનાર; રસીલા૦
એ તું પયપાનથી ઓસરે, શિર લાગે ડંડ પ્રહાર; રસીલા રમો૦ ૮.
દોય વરસે પતિ ઘર આવિયો,સ્નાન ભોજન ભક્તિ વિધાય; રસીલા૦
કટિ બાળ નિશિ વેળા ચલી, નામ પિયર સુરાલય જાય. રસીલા રમો૦ ૯.
પૂર્વે સંકેતિત જાર તિહાં, મળિયા આવી એકાંત; રસીલા૦
સુત ભુમિ ઠવિ તેહની સાથે, રંગભોગ વિલાસ કરંત. રસીલા રમો૦ ૧૦.
સા કામાંધી પાછી વળતાં, રમે બાલક પડિમા સાથ; રસીલા૦
તજી પુત્રને પડિમા કર ગ્રહી, ઘર આવિ જુએ નિજ હાથ. રસીલા રમો૦ ૧૧.
તવ પૂછે પતિ પ્રતિમા ક્યાંસિ, સા બોલી વિચારી એમ; રસીલા૦
તમો દેશાંતર જબ ચાલિયા, તવ મેં કરિ માનતિ પ્રેમ. રસીલા રમો૦ ૧૨.
સુરદેવ યક્ષને એમ કહ્યું, આવશે જ્યારે પ્રાણનાથ; રસીલા૦
સુરતિ મેળો કરશું જ્યારે, પૂજા કરશું પતિ સાથ; રસીલા રમો૦ ૧૩.
પણ અસુર થયું તમે શ્રમ ભર્યા, તિણે મેં જઇ પૂજા કીધ; રસીલા૦
પૂજારે ઘરાણે સુત લિયો, તુમ પૂજન પડિમા દીધ. રસીલા રમો૦ ૧૪.
તુમે પડિમાની પૂજા કરો, પછે જઇ સુત લાવું ગેહ; રસીલા૦
પાછી પડિમા તસ આપીએ, કરી વિપ્રે પૂજા નેહ. રસીલા રમો૦ ૧૫.
હવિ પડિમા પુત્રને લાવતી, જુઓ નારી ચરિત્ર અથાહ; રસીલા૦
દ્વિજ જાણે રાગી મહાસતિ, મુજ ઉપર શી છે ચાહ. રસીલા રમો૦ ૧૬.
વંઠેલીશું સુખ માનતો, ગયો એક દિન વનફળ કાજ; રસીલા૦
તિહાં થંભ પડ્યો એક કાષ્ટનો, દીઠો લીધો શિર સાજ. રસીલા રમો૦ ૧૭.
વળિ ચુઅ ફળ લેઇ ઘર આવિયો, રમે ઘરમાં જારશું નાર; રસીલા૦
બોલાવી આવી તતખીણે, ઘર મધ્ય છુપાડી જાર. રસીલા રમો૦ ૧૮.
દ્વિજ બેઠો ઘરને બારણે, ચિંતાતુર ગઇ સખી પાસ; રસીલા૦
લાલીની શિક્ષા ચિત ધરી, થઇ ગેહલી રચિયો પાસ. રસીલા રમો૦ ૧૯.
મસ્તક ઉઘાડે નાચતી, વળી હસતી દેતી ગાળ; રસીલા૦
જિમ તિમ મુખથી લવરી કરે, ફરે ગાથા કહે દેઇ તાલ. રસીલા રમો૦ ૨૦.
કોઇ લાલી કહેતી બાપડી, તું અવળા ખ્યાલ મ ખેલ; રસીલા૦
અથ્યા જ્યાંહાંથી લાવ્યો લાકડું, તિહાંનું તિહાં જઇ મેલ. રસીલા રમો૦ ૨૧.

દ્વિજ ચિંતાતુર વિસ્મય થયો, લક્કડ ભૂત વળગ્યું હરામ; રસીલા૦
લોક વયણે કાષ્ટ ઉપાડીને, ગયો મુકવા તે વન ઠામ. રસીલા રમો૦ ૨૨.
પદમાએ જાર નસાડીઆ, ભટજી આવ્યા નિજ ગેહ; રસીલા૦
દિન બીજે ચામૂંડા ચૈત્યે, સા પૂજી કુસુમે તેહ. રસીલા રમો૦ ૨૩.
કર જોડીને એમ માગતી, મુજ કંતને કરજો અંધ; રસીલા૦
નિત નિત પૂજે જઇ એમ કહે, દ્વિજ ચિંતે સ્યો પ્રતિબંધ. રસીલા રમો૦ ૨૪.
ચામુંડા પૂંઠે જઇ રહ્યો, દ્વિજ ગુપ્તપણે દેખંત; રસીલા૦
સા આવી કુસુમે પૂજતી, તવ સ્વર ભેદે સ વદંત. રસીલા રમો૦ ૨૫.
હું પદ્મા નિત્ય મુજ ભક્તિ કરે, હું તુઠી તું વર માગ; રસીલા૦
ભણે સા મુજ પતિ અંધ કરો, મુજ જારનો ફાવે લાગ. રસીલા રમો૦ ૨૬.
કહે દેવી પુત્રી સાંભળો, પતિને દેજ્યો ધૃત શુદ્ધ; રસીલા૦
જીમ જીમ ધૃત ખાવે બહુ બહુ, તિમ તિમ થાશે તે અંધ. રસીલા રમો૦ ૨૭.
સુણિ ઘર જઇ નિત બહુ ધૃત દિએ,ભોજન માંહી ધરી પ્રેમ; રસીલા૦
તિમ દિન પ્રતે દ્વિજ કહે નારિને, નયને નવિ સુજે કેમ. રસીલા રમો૦ ૨૮.
નારિ હર્ષે ચામૂંડા નિત પૂજે,દ્વિજ પણ ધૃતથી બળ સાર; રસીલા૦
એક દિન કહે અંધ થયા અમે, નવિ દેખાયે ઘરબાર. રસીલા રમો૦ ૨૯.
સા જારશું રમે નિત રંગસ્યું, નિશિ દિન આવે ને જાય; રસીલા૦
નિદ્રાભર નિશિ બહુ એકદા, દ્વિજ ડંડ લેઇને ધાય. રસીલા રમો૦ ૩૦.
ડંડ ડંડે કરીને હણ્યો, શબ નાખ્યું ગોખને હેઠ; રસીલા૦
ભણે નારિને એમ કરસ્યો ફરી, તુમને પણ કરશું ઠેઠ. રસીલા રમો૦ ૩૧.
એક દિવસે ભિક્ષા કારણે, આવ્યો યોગીસર એક; રસીલા૦
સા ભિક્ષા દેતાં મોહિ રહી, દેખી રૂપે અતિરેક. રસીલા રમો૦ ૩૨.
યોગી જાતાં સા સાતમે, માળે ચઢી જોવે તાસ; રસીલા૦
પૂર બાહીર ટેકરી ઉપરે, દીઠો યોગી રેહેવાસ. રસીલા રમો૦ ૩૩.
નિશિ કંતને નિદ્રાવશ કરી, ગઇ રાત્રે સા તસ પાસ; રસીલા૦
પ્રાર્થન કરતાં યોગી ભણે, આવી પણ જાઓ નિરાશ. રસીલા રમો૦ ૩૪.
સા કહે શામાટે એમ વદો, ભણે યોગી તું પરનાર; રસીલા૦
અમે ઘરનારીથી વેગળા, વશિ તપ કરિએ સંસાર. રસીલા રમો૦ ૩૫.

સા પાછી ઘર આવી કરી, તરવારે કંત હણુંત; રસીલા૦
યોગી પાસે જઇ એમ વદે, હું પર સ્ત્રિ નહિ તમે કંત. રસીલા રમો૦ ૩૬.
ભણે યોગી કીણિ રીતે કહો, મેં માર્યો વદે ભરતાર; રસીલા૦
સો ભણે તુજ મુખ જોવું ન ઘટે, જગમાં તું પાપણિ નાર. રસીલા રમો૦ ૩૭.
વલખી પછી ઘર આવીને, કરે રોતી શોર બકાર. રસીલા૦
બહુ લોક મળ્યા તવ બોલતી, પિઉ મારી નાઠો ચોર. રસીલા રમો૦ ૩૮.
પરભાતે સતિ થઇ નીકળિ, સુતને ઠવી પીયરવાસ; રસીલા૦
ચેહમાં પતિશું ભેગી બળી, જુઓ નારીચરિત નર પાસ. રસીલા રમો૦ ૩૯.
ચોથે ખંડે કહી આઠમી, એ ઢાળને લહિ આસ્વાદ; રસીલા૦
શુભવીર વિવેકી પ્રાણીયા, ધરજ્યો કુલવટ મર્યાદ. રસીલા રમો૦ ૪૦.

## દોહરા.

મિત્ર વચન હિત શિખનાં, ન રૂચ્યાં ચિત મજાર;
દ્રષ્ટી રાગ વશ પ્રાણીયા, માને નહિ સંસાર. ૧.
વિજયપુરે રૂપાળીને, કહું સુણજ્યો અધિકાર;
વીરસેન ગયા પછે, આપે થઇ હુંશિઆર. ૨.
માતપિતા હરખિત થયાં, પણ પડખે બહુ કાળ;
જબ દ્રઢ નિરૂજા થાય સ્યે, તેડાવશું તતકાળ. ૩.
એણે અવસર એક યોગણી, આવી ભીક્ષા હેત;
રૂપાળી અતિ ભક્તિશું, સુંદર ભોજન દેત. ૪.
એમ નિત નિત ઘર તેડતિ, રીજવીને પૂછંત;
માય પસાય કરી દિયો, જિમ હુએ દુશમન અંત. ૫.
સુણી યોગણુ રાગે કરી, લોહનું વલયું કીધ;
અરક મઘા યોગે ઘડી, મંત્રિને તસ દીધ. ૬.
એ વલયું નરનારિને, કંઠ ધરે કપિ હોય;
રૂપાળી લેઇ હરખશું, ગુપ્તપણે ઠવે સોય. ૭.
દિન કેતે જયમતિ હવે, તેડાવે જામાત;
આવ્યા આદર બહુ દિએ, સહુને હરખ ન માત. ૮.

## ઢાળ ૯ મી.

( કરમ ન છુટે રે પ્રાણીયા—એ દેશી. )

રૂપાળીશું રે મોહિયો, વીરસેન પ્રધાન;
પીતલ સોવન સમ ગણી, કાચ તે હીરા સમાન. ૧.
ધિગધિગ વિષયી રે જીવને, રાગ રમાડવો નાગ;
નારી નાગણુ જે ડસ્યા, ગારૂડિ મંત્ર ન લાગ. ધિગ૦ ૨.
કામ ક્રીડા સમે કંતને, રીજવતી ભણે એમ;
વાહાલીને કરી વેગળી, દિવસ ગયા બહૂ કેમ. ધિગ૦ ૩.
સ્વામી વિયોગ અગ્નિ બળી, અંતર દુખ ભરપૂર;
વિરહ વ્યથાએ રે દૂબળી, અન્ન ઉદક થયાં દૂર. ધિગ૦ ૪.
તુમ સરિખો પતિ પામીને, મુજ મન મોદ ભરાય;
લોક ભણે એ ઘેહેલી થઈ, ખિણ લાખીણી આ જાય. ધિગ૦ ૫.
મંત્રી સાચું તે સદ્દહે, વશિયો વશ થઈ તાસ;
ચાલો ઘર કેહે અન્યદા, જોઇ મહૂરત ખાસ. ધિગ૦ ૬.
પણ પ્રીતમ એક સાંભળો, અમ ઘર દક્ષ ગોપાલ;
માંગી લેજ્યો છે કામનો, સવિ કામે ઉજમાળ. ધિગ૦ ૭.
પંથે મારગ ભૂમિયો, શીઘ્ર પમાડશે ગામ;
ભક્તિવંત સાહેબ તણો, ગોવિંદ એહનું નામ. ધિગ૦ ૮.
નીકળતાં મુજ તાતની, પાસે માગજો એહ;
લેઇ સાથે તે ચાલશું, માન્યું મિત્ર એ તેહ. ધિગ૦ ૯.
મહૂરત શિર સસરાદિકે, કીધો બહુ સતકાર;
વસ્ત્રાભૂષણ હય ગજે, દાશિ દાસ પરિવાર. ધિગ૦ ૧૦.
તિણિ વેળા કહે મંત્રિજી, અનુચર અમ દિઓ એક;
ગોવિંદ ગોવાળ છે તુમતણો, અમ કામે શું વિવેક. ધિગ૦ ૧૧.
સાંભળી તેડિને તસ કહે, જા રે જમાઇની સાથ;
નિશિ દિન સેવા મ ભૂલજે, આજથી એ તુજ નાથ. ધિગ૦ ૧૨.
નિસુણી તે પણુ હરખિયો, કહે તુમ વચન પ્રમાણ;
વેદે મન ગમતું કહ્યું, કરતો સાથે પ્રયાણ. ધિગ૦ ૧૩.

રૂપાળીને રે ચાલતાં, વસ્ત્રાદિક અલંકાર;
આપી માતા પિતા દિએ, હેત શિખામણ સાર. ધિગ૦ ૧૪.
પતિવ્રતા વ્રત પાળજ્યો, ભર્ત્તા દેવ સમાન;
સસરા સાસુની સેવના, નણંદ દિયર બહુ માન. ધિગ૦ ૧૫.
જમજ્યો જમાડીને સર્વને, શોક્ય સહોદરી જાણ;
એમ અમ કુળ અજુઆળજ્યો, સ્ત્રિને લજ્જા મંડાણ. ધિગ૦ ૧૬.
પુત્રી સ્વૈરિણી જાણતાં, પણ શિક્ષા રીત આણ;
વરસ્યે ઘન અતિજળ ભર્યો, ન લુએ ઠાણ કુઠાણ. ધિગ૦ ૧૭.
જોડી હાથ રૂપાળીકા, સીખ ધરે નમી માત;
વંચે જગતને જે વશા, તેહને કુણ માત તાત. ધિગ૦ ૧૮.
મલણા લેતાં તે ચાલતાં, પંથ શિરે હુશીઆર;
વોલાવીને પાછા વળ્યા, સસરાદિક પરીવાર. ધિગ૦ ૧૯.
બહુ અસવારે રે પરિવર્યો, મંત્રી સાથ સામંત;
રૂપાળી રથ બેસતી, વેગે ગોપ હાંકંત. ધિગ૦ ૨૦.
ત્રીજે દિન નિશિ ઉતર્યાં, શંખલપૂરણક ગામ;
વન તરૂ સુંદર જોઇને, સૈન્યે કીયો વિરામ. ધિગ૦ ૨૧.
ચંદ્ર કિરણ રજની જગે, ફરતાં જંપતી જામ;
તરૂતલ જાતાં પન્નગ ડસ્યો, નારી પડી તેહ ઠામ. ધિગ૦ ૨૨.
હાહાકાર મંત્રી તણો, સુભટ સવે તિહાં આય;
રાગે મંત્રી મુર્છા લહે, શીતળ જળે સજ થાય. ધિગ૦ ૨૩.
બોલે મંત્રી રેહા પ્રિયે, મેહેલી મુજ રણ માંહિ;
પ્રાણ આધારી તું કિહાં ગઇ, મરવું નિશ્ચય આંહિ. ધિગ૦ ૨૪.
રોતા સુભટ સકળ તિહાં, કેઇ કરતા ઉપચાર;
મંત્ર મણી જડી ઔષધિ, ન પડ્યો ફેર લગાર. ધિગ૦ ૨૫.
એહ ખડકી લેઇ નારિને, મંત્રી બળવાને ધાય;
અણે સમે વનમાં સાધુ રહ્યા, કરતા સુત્ર સજાય. ધિગ૦ ૨૬.
સાર સુણી મુનિ આવિયા, બોલે મ કરો રે દાહ;
ગરૂ લોવવાઈ સૂત્ર જ ગણે, આવિયો ગરૂડ ઉચ્છાહ. ધિગ૦ ૨૭.

દેવે નાગ બોલાવિયો, ચુશી લિયું વિખ તાસ;
સજ થઇ સહુ ચિતશું, મંત્રિ પામ્યો ઉલ્લાસ. ધિગ૦ ૨૮.
મુનિ ચરણે નમી દંપતી, રાતિ વસ્યા વન માંહિ;
રવિ ઉદયે સહુ ચાલિયા, નારી ગળે ધરિ બાંહિ. ધિગ૦ ૨૯.
અરધે મારગ આવિયાં, દીઠાં નિરમળ નીર;
નઇ જળ વેહેતા પ્રવાહથી, તરૂ ગહ્વર સુસમીર. ધિગ૦ ૩૦.
ભોજન વેલા રે દેખિને, સૈન્યે ડેરા તે દીધ;
ભોજન સામગ્રી સહુ કરે, દંપતિ ભોજન કીધ. ધિગ૦ ૩૧.
રૂપાલી કહે કંતને, ચાલો નઇ તરૂ વૃંદ;
ક્રીડા કારણ એકલા, કરશું મેળા આનંદ. ધિગ૦ ૩૨.
સૂણી મંત્રી રથ જોડીને, સારથી સાથે ગોવાળ;
બીજા ભટ નઇતટ રહ્યા, લજ્જા ભય લહી તાલ. ધિગ૦ ૩૩.
દંપતિ નઇજળ ખેલતાં, રથ ગોવિંદને હાથ;
જળ ખેલી વન કંદરે, પેઠા કોઇ ન સાથ. ધિગ૦ ૩૪.
રથ ચઉદિશિ ગોપ ફેરવે, દંપતી ખેલે એકાંત;
એક પહોર જબ વહિ ગયો, ચિંતા સુભટ કરંત. ધિગ૦ ૩૫.
હજિય લગે નવિ નીકળ્યા, આ અટવિ ભયકાર;
રમતા મુગ્ધરસે ભર્યાં, ખમિએ કેતી તે વાર. ધિગ૦ ૩૬.
શંકિત ચિત સુભટ થઇ, ગોપને કરત પોકાર;
તિણુ જાણુ માંહે એક જણે, ઉત્તર નાપ્યો લગાર. ધિગ૦ ૩૭.
સુભટ સવે વન પેસીને, પાદપ નઇ જળ જોય;
દંપતિ હય રથ સારથી, દીઠાં સુભટે ન કોય. ધિગ૦ ૩૮.
મંત્રિ ખડગ પડી ભૂતળે, લીધી શંકિત ચીત;
ગોપ ગવેખ્યો ન દેખિયો, જાણ્યું નબળું ચરિત. ધિગ૦ ૩૯.
કરત વિકલ્પ સુભટ મળી, જોતા પગલા તે માંહિ;
પંખિ પગજ્યું ન પેખિયા, સૌચત નિશિ રહ્યા ત્યાંહિ. ધિગ૦ ૪૦.
ત્રીયામાં શત યામજ્યું, વીતિ પ્રગટ્યો વિભાત;
સૈન્ય શોકાતુર ચાલતાં, રાજપુરે સહુ જાત. ધિગ૦ ૪૧.

વાત બનિ કહી ભૂપતે, કરતા નૃપ બહુ ખેદ;
ગામ ઠામ ભટ મોકલ્યા, પણ ન જડ્યો કાંઇ ભેદ. ધિગ૦ ૪૨.
બાળ સ્નેહી વિયોગથી, કરતો રાય વિલાપ;
મંત્રી કુટંબ રૂદન કરે, પ્રગટ્યા પૂરવ પાપ. ધિગ૦ ૪૩.
દિન કેતે હવે ભૂપતિ, થાપિ અવર પ્રધાન;
રાજ્ય કાજ સહુ ચાલવે, ગાવે મંગળ ગાન. ધિગ૦ ૪૪.
ચોથે ખંડ દેખાડિયો, નવમી ઢાળે અનંગ;
શ્રી શુભવીર વચન સુણી, છંડો કુલટાનો સંગ. ધિગ૦ ૪૫.

**દોહરા.**

વીરસેનને ભૂપતિ, સંભારે દિન રાત;
સમરંતાં ઉપગાર તસ, વીત્યાં વરસ તે સાત. ૧.
બાજીગર એક અન્યદા, ગીત કળા નૃત્યકાર;
વાનર ટોળું લેઇને, આવ્યો નયરિ મઝાર. ૨.
રાજ કચેરીએ માંડિઓ, નાટક કપિનું સાર;
વાનર વાનરી નાચતાં, અંતરે હું હુંકાર. ૩.
વાજા વજાવે કપિ મળિ, મિલણાં યુદ્ધ કરંત;
ચુંબન આલિંગન કરે, નવ નવ વેશ ધરંત. ૪.
રાજસભા રંજિત થઇ, દિએ નૃપ વંછિત દાન;
મુખ્ય કપિ વિકસિત નયન, રાયને કરતો આન. ૫.
આંસુ ધારા વરસતે, ભૂપને ચરણ નમંત;
વાર વાર પય વળગતો, વિસ્મય રાય લહંત. ૬.
નર વાચા નવ દિસકે, ધિક પશુનો અવતાર;
દયા કૈતક વિક્રય લિયું, ટોળું નિજ દરબાર. ૭.
શિક્ષા રક્ષા કારણે, અધિકારી ઘર દીધ;
અવસરે નાચ નચાવિને, ગ્રાસ અધિક તસ દીધ. ૮.
નવ નવ ભૂષણ કપિ તણા, નિજ ઘર કરિ સોનાર;
ભેટ કરી જઇ રાયને, નૃપ કરે તસ સતકાર. ૯.
નિજ હસ્તે કપિ મુખ્યને, અંગ ધરે અલંકાર;

લોહ વલય તવ દેખિયું, કંઠ ધરંત જબ હાર. ૧૦.
નૃપ વચને તે સોનિએ, ભાગી કાઢ્યું જામ;
વિરસેન પ્રગટ્યા તદા, કરે નૃપને પરણામ. ૧૧.
વીસ્મય સર્વ સભા થઇ, તાસ કુટંબ મલંત;
મંત્રિ રોતો નવિ રહે, નૃપ તસ કંઠ લગંત. ૧૨.
થિર કરિ આસન થાપિયો, વાજે મંગળ તૂર;
નૃપ કહે આ અચરિજ કિસ્યો, તે ભણે રાય હજૂર. ૧૩.

## ઢાળ ૧૦ મી.

( તોરણથી રથ ફેરવી હો લાલ—એ દેશી. )

વીરસેન કહે રાયને હો રાજ, કરમ ગતિ અસરાળ મેરે સાંહિબા;
તિરિયપણું કરમે લહ્યું હો રાજ, કીધો તમે ઉદ્ધાર. મેરે૦ તિરિય૦ ૧.
દાતા કૃપણને ધનપતિ હો રાજ, નીચ ઊંચ નરનાર; મેરે૦
ક્ષત્રિ વણિક દ્વિજ નૃપ પુરે હો રાજ, હું કરમે નૃત્યહાર. મેરે૦ તિરિય૦ ૨.
અગોચર સત મનોરથે હો, કવિ વયણે નાવંત; મેરે૦
આવે સ્વપનમાં કોઇ દિને હો, ખિણમાં દેવી કરંત. મેરે૦ તિરિય૦ ૩.
સહુ સગ વિંટોણા વચ્ચે હો, વળગે જિમ વછ માય; મેરે૦
તિમ પૂરવકૃત કર્મજે હો, કરતાને વલગાય. મેરે૦ તિરિય૦ ૪.
કરમ ગતિ મુજ સાંભળો હો, સુભટ મુખે સુણિ વાત; મેરે૦
નઇ અંતર વનગત લગે હો, કહું આગલ જે થાત. મેરે૦ તિરિય૦ ૫.
ગહન વને નૌતન પ્રિયા હો, જાણી સતિ સ્નેહાળ; મેરે૦
મીઠે વયણે મોહિયો હો, મલયાનીલ સુખકાર. મેરે૦ તિરિય૦ ૬.
તરૂ પલ્લવ વર વેલડી હો, સુરભિ સુમન નવરંગ; મેરે૦
કોકિલા ટહુકા કરે હો, મુજ મન વ્યાપ્યો અનંગ. મેરે૦ તિરિય૦ ૭.
મીઠે વયણે તવ સા કેહે હો, ખિણભર રમિયે સ્વામ; મેરે૦
આવો દ્રાખને મંડપે હો, તુમ અમ મન વિસરામ. મેરે૦ તિરિય૦ ૮.
તસ વયણે બિહુ તિહાં ગયાં હો, પલવ કરિય પથાર; મેરે૦
સુરત ક્રિડા સુખ ભજી હો, બેઠિ ચિંત સવિચાર. મેરે૦ તિરિય૦ ૯.
તે હવે તિહાં કપિ દેખિને હો, ભાખે મુજને એમ; મેરે૦

માંહી તજી તમે જબ ગયા હો, બીજી વાર ધરિ પ્રેમ. મેરે૦ તિરિય૦ ૧૦.
સજ થઇ તુમ વિરહથી હો, ખેદ ભરે રહું જામ; મેરે૦
મુજ ઘર ભિક્ષા કારણે હો, આવી યોગણિ તામ. મેરે૦ તિરિય૦ ૧૧.
ગાંઠે ઔષધી બહુવિધા હો, દીઠી તેહની પાસ; મેરે૦
વિદ્યા વિધિ લહિ મેં દિયો હો, ભોજન ભક્તિ વિલાસ. મેરે૦ તિરિય૦ ૧૨.
આદરથી નિત્ય આવતી હો, પ્રીતિ બની તે સાથ; મેરે૦
પૂછંતા મેં ભાખિયું હો, છે મુજ નેહી નાથ. મેરે૦ તિરિય૦ ૧૩.
મેળો કિમ દિન સંપજે હો, રોગ કરે અંતરાય; મેરે૦
એહવું કાંઇ દિલ ધરી હો, દંપતી સુખભર હોય. મેરે૦ તિરિય૦ ૧૪.
વળિ મુજ પિઉને કોઇનો હો, ઉપદ્રવ નવિ થાય; મેરે૦
તવ સા પૂરણ પ્રીતિયે હો, વયણે એમ ઉચરાય. મેરે૦ તિરિય૦ ૧૫.
સરવ કામ હું કરિ શકું હો, મુજ શિર હાથ ધરંત; મેરે૦
કહે તુજ રોગ ન કદિ હુવે હો, વળી તુજ સુખિયો કંત. મેરે૦ તિરિય૦ ૧૬.
પણ વન રણ અરિ સંકટે હો, વાઘ અહિ ભયનાશ; મેરે૦
હેતે વલય દેઈ એમ કહે હો, તુજ પતિ કંઠ વિનાશ. મેરે૦ તિરિય૦ ૧૭.
મંત્રશું ગર્ભિત ઔષધિ હો, છે અવયવ લઘુ ખાસ; મેરે૦
શિવવંછું તુમને સદા હો, બીજી નહિ મુજ આશ. મેરે૦ તિરિય૦ ૧૮.
શીતળ વન નિદ્રા કરો હો, હું બેઠી તુમ પાસ; મેરે૦
વિઘન હરણ વલયું ઠવો હો, ઓસાંસે સુખવાસ. મેરે૦ તિરિય૦ ૧૯.
પ્રેમ વચન રાગે જડ્યો હો, સાચું માની તામ; મેરે૦
સૂરત શ્રમ સુતો તદા હો, પામ્યો નિદ્રા જામ. મેરે૦ તિરિય૦ ૨૦.
ઠવતી સા મુજ કંઠમેં હો; લોહનું વલયું તેહ; મેરે૦
સર્વઘાતી પયડી કહી હો, વૈરણી નિદ્રા એહ. મેરે૦ તિરિય૦ ૨૧.
જાગ્યો કપિ રૂપે થયો હો, દીઠી કપિની દેહ; મેરે૦
એ દવ લાગ્યો ચિહું દિગે હો, જોતાં ન દીઠી તેહ. મેરે૦ તિરિય૦ ૨૨.
મેં જાણ્યું ગઇ છેતરી હો, કીધો કપિ તિરિ પક્ષ; મેરે૦
મિત્રની શિક્ષા ન શિર ધરી હો, ફલ પામ્યો પરતક્ષ. મેરે૦ તિરિય૦ ૨૩.
તસ પગલે ધાઇ મળ્યો હો; બેઠી રહ્યા સહગોપ; મેરે૦

દેખી દીન જયું જોઈ રહ્યો હો, તવ સા ભણે ધરિ કોપ. મેરે૦ તિરિય૦ ૨૪.
રે મુઢ કપિ થઇ શું જુએ હો, એકપખો શો નેહ; મેરે૦
પિશાચ થઈ કેડે પડ્યો હો, પામ્યો તસ ફળ એહ. મેરે૦ તિરિય૦ ૨૫.
જનમથી એ મુજ સાહિબો હો, તનમન સુંપ્યા સનાથ; મેરે૦
ચોરપરે ચકિરી વિચે હો, તેં એક ઝાલ્યો હાથ. મેરે૦ તિરિય૦ ૨૬.
સ્વેચ્છાચારણી હું સદા હો, નહિ તુજ વશ રેહેનાર; મેરે૦
વિશ્વાસ દેવા કુટુંબને હો, તુજશું નેહ ઉપચાર. મેરે૦ તિરિય૦ ૨૭.
પ્રગટ મંદ અથીલ થઇ હો, કાઢ્યો તને દોય વાર; મેરે૦
જોગણિ દત મંત્રે કરિ હો, કીધો તિરિ અવતાર. મેરે૦ તિરિય૦ ૨૮.
શીખામણ લાગી હવે હો, ભટકો વાનર માંહિ; મેરે૦
અમે ધન લેઇ તાતનું હો, ભોગવશું સુખ છાંહિ. મેરે૦ તિરિય૦ ૨૯.
જારે કપિ શું જોઇ રહ્યો હો, રાય ગોવીંદ તું રાંક; મેરે૦
ત્રિજી વાર શિક્ષા જડી હો, નથી અમારો વાંક. મેરે૦ તિરિય૦ ૩૦.
એમ કહી રથ જોડિયો હો, કોઇક દિશિ ઉદ્દેશ; મેરે૦
રોસે પ્રાલ ભરિ દોયને હો, નખે વિદાર્યા વિશેષ. મેરે૦ તિરિય૦ ૩૧.
ગોપે શિર અસિ ધા દિયો હો, હું મુર્છિત ભૂપાત; મેરે૦
શિત પવન નિશિ ઉઠ્યો હો, જાણું ન પંથની વાત. મેરે૦ તિરિય૦ ૩૨.
યુથપતિ હણિ હું થયો હો, વાનરનો શિરદાર; મેરે૦
બાજીગરે એક દિન ગ્રહ્યો હો, કુટપાસ રચનાર. મેરે૦ તિરિય૦ ૩૩.
નિત્ય શિખાવી બહુ કળા હો, નચવી ગામોગામ; મેરે૦
તુમ પાસે આવ્યે થકે હો, પામ્યો નર ભવ ઠામ. મેરે૦ તિરિય૦ ૩૪.
દસમી વીષમી એ કહી હો, ચોથે ખંડે ઢાળ; મેરે૦
શ્રી શુભવીર સુખી સદા હો, ન પડે જે મોહ જાલ. મેરે૦ તિરિય૦ ૩૫.

**દોહરા.**

સચીવ વ્યથા સુણી નૃપ ભણે, ખેદ ન કરવો કોય;
ભાવિ પદારથ આગળે, ઉદ્યમ નિષ્ફળ હોય. ૧.
પણ તું પૂરણ આઊખે, આવ્યો નિજ ઘરવાસ;
રૂઠી નારી રાક્ષસી, જીવિતની શી આશ. ૨.

જેહ રમાડે નાગને, તે અગ્નિથી ન ડરંત;
જે વછનાગને નિત ભખે, ધંતુર કાંએ કરંત. ૩.
પ્રીત બની જસ જેહસ્યું, તે વિણુ તે ન રહંત;
રાગ ધરે તિહાં એકપખો, તે નર દુઃખ લહંત. ૪.
જેહનો મેળો જિહાં લખ્યો, તિહાં મળવું નસ જોય;
કુંવર સુદર્શનની કથા, સુણતાં અચરીજ હોય. ૫.

## ઢાળ ૧૧ મી.

( ઝુમખડાની દેશી. )

ધનપુર નગર નરસિંહ રાજા, પુત્ર સુદર્શન તાસ;
મનોહર મિત્ર સુણો:
દાનશાળે એ દાન દીએ નિત, તિણે થયો જગત પ્રકાશ. મનોહર૦ ૧.
નંદિ શેઠની નંદની પદ્મા, નામે રૂપની રેખ; મનોહર૦
શાસ્ત્રકળા ભણવા નિત જાવે, ઉદ્યમ જાસ વિશેખ. મનોહર૦ ૨.
દાનશાળાએ નૃપ સુત બેઠા, જાતાં દીઠી તેહ; મનોહર૦
દિલ ઉલ્લસ્યું એક એકને દેખી, નયણે લાગ્યો નેહ. મનોહર૦ ૩.
કરપલ્લવિ કરિને સમજાવી, કુંવરે તેહ કુંવારી; મનોહર૦
દરવાજા બાહિર વડ હેઠે, સંધ્યા વેળા ધારી. મનોહર૦ ૪.
મેળા મેળા બહુ જણુ આપણ, કરશું મળજ્યો ત્યાંહિ; મનોહર૦
ચતુરને ચતુરસ્યું વાત કરંતાં, સમજે બિહું સાન માંહિ. મનોહર૦ ૫
એમ સંકેત કરીને પરસ્પર, બિહુ જણ નિજ ઘર પેઠાં; મનોહર૦
કામનાં બાણુ પરસ્પર લાગત, ઘાયલ થઇને બેઠાં. મનોહર૦ ૬.
શણુગાર સોળ ધરી પદ્માવતિ, લેઇ જલઘટ વટ જાવે; મનોહર૦
નૃપસુત પણ તંબોળ પ્રમુખ લેઇ, સંકેત થાનકે આવે. મનોહર૦ ૭.
પ્રેમરસે રસ વાત વિનોદે, સુતાં વડતલ જામ; મનોહર૦
વડ તરૂ કોટર પન્નગ ફરતો, પદ્માને ડશિયો તામ. મનોહર૦ ૮.
વિખ વેગે મૂર્છિત થઇ પદ્મા, અંગ સકળ થયું શામ; મનોહર૦
મૃતક સમી દેખીને સુદર્શન, રોતા ખેદ ભર તામ. મનોહર૦ ૯.
મધ્ય નિશા દારૂક કરિ ભેળાં, ચય કરિ માંહિ સુઆરી; મનોહર૦

દૂર વિલોકી અગની લેવા, તીહાં ગયો દુખ ભારી. મનોહર૦ ૧૦.
વન્હિ પ્રજ્વલિત યોગી દેખી, પાવક માગ્યો જામ; મનોહર૦
બત્રિસ લક્ષણવંત કુંવરને, દીઠો યોગીએ તામ. મનોહર૦ ૧૧.
સોનાનો ફરસો કરૂં એહનો, એમ ચિંતી કહે યોગી; મનોહર૦
એ અપવિત્ર છે સમશાન અગ્નિ, નવિ લેવી સુણ ભોગી. મનોહર૦ ૧૨.
બેસો ઇહાં બીજી દેઉં આણી, અગ્નિ પણ સુણ વીર; મનોહર૦
રાત્રે ભૂતાદિક ઉપસર્ગ, રક્ષા કરૂં તો શરીર. મનોહર૦ ૧૩.
એમ કહિ દવરક કાળો મંત્રી, તસ ગળે બાંધી નિહાળે; મનોહર૦
નૃપ સુત સર્પ થયો તિણ વેળા, યોગી ઘટમાં ઘાલે. મનોહર૦ ૧૪.
ભૂતલ ખાડ કરિ ઘટ મેહેલી, ઉપર પથ્થર દાબે; મનોહર૦
ફરસો કરવા હેમને કારણ, ઔષધી લેવા જાવે; મનોહર૦ ૧૫.
મઠમાં ઔષધી જોતાં પન્નગ, ડંસ્યો મરણ લહે યોગી; મનોહર૦
તેહવે નગરે ઉપદ્રવ ચાલે, મરકી બાળક ભોગી. મનોહર૦ ૧૬.
સાકિણિ નિગ્રહ કરવા કારણ, ચિહું દિસ સુભટ ફરંતા; મનોહર૦
વળિ રાજકુંવર ગયો તસ શોધન, રાયના સુભટ ભમંતા. મનોહર૦ ૧૭.
એણે અવસર પદ્માવતિ ચયમાં, કાષ્ટ ઘણાં નિશિ ખડક્યાં; મનોહર૦
નગદમની જડી વેલડી પલ્લવ, સૂતાં તસ તનુ અડક્યાં. મનોહર૦ ૧૮.
વિખનો વેગ ગયો તસ દૂર, આનંદ પૂરે ઉઠી; મનોહર૦
કુંવરને જોયો પણ નવિ દીઠો, તવ જળ ભરવા પઇઠી. મનોહર૦ ૧૯.
જળ ઘટ શિર ધરિ પુરમાં પેસતાં, પ્રત્યુષ વેળા કાળી; મનોહર૦
સાકિણી જાણી સુભટે બાંધી, બંધીખાને ઘાલી. મનોહર૦ ૨૦.
નયન પટે કર બાંધી પ્રભાતે, રાય હજૂરે આણી;—મનોહર૦
ભટ કહે સ્વામી મરકી ઝાલી, પેસતિ પુરમાં જાણી. મનોહર૦ ૨૧.
આકૃતિ સુંદર વેશ લહી નૃપ, ચિંતે ન મરકી દુષ્ટા; મનોહર૦
નયન પટાદિક બંધન છોડી, વચન મધુરસે પ્રષ્ટા. મનોહર૦ ૨૨.
સા ભણે તાતજી હું નહિ મરકી, નહિ શેઠની બેટી; મનોહર૦
કામ વિશેષે જળ ભરવા ગઇ, દ્વાર જડ્યાં થઇ છેટી. મનોહર૦ ૨૩.
શેષ નિશાએ જળ ભરી આવતિ, તુમ ભટે ઝાલી આણી; મનોહર૦

ઇહાંલગે આવત હુઇ કલંકી, લોકે સાકિણિ જાણી. મનોહર૦ ૨૪.
વળી તુમ સંશય એહો ટળશે, તિણે મુજ ધીરજ કરાવો; મનોહર૦
દુક્કર ધીજ કરૂં રવિ સાખે, અગ્નિ ભુજંગ મિલાવો. મનોહર૦ ૨૫.
રાય હુકમ ભટ પન્નગ લેવા, ફરતા પૂર વન જાવે; મનોહર૦
કાકતાલી ન્યાયે મઠ જોતાં, તેહ જ પન્નગ લાવે. મનોહર૦ ૨૬.
ઇષ્ટદેવ સમરી સા ઘટમાં, કર ધરિ નાગ નિકાળે; મનોહર૦
ફૂલ માળા પરે કંઠ ધરતાં, દેખે શામ નિહાળે. મનોહર૦ ૨૭.
ચિત ચકિતા સા શંકા ભરાણું, દોરો દૂર કરંતી; મનોહર૦
નૃપસુત પ્રગટ્યો સહુ જન દેખે, અભ્ર પડલ રવિ કાંતિ. મનોહર૦ ૨૮.
વિસમય પામી ભૂપતિ પૂછે, એકાંતે તેય લાવી, મનોહર૦
પાય છબાવ્યા તવ તે મિહુએ, સાચી વાત સુણાવી. મનોહર૦ ૨૯.
રાય વિચારી શેઠ તેડાવી, મોકલે તિલક વધાવી; મનોહર૦
પદ્માવતિ કરી ઓચ્છવ નિજ ઘર, લાવ્યા નૃપ પરણાવી. મનોહર૦ ૩૦.
ચંદ્રશેખરને રાસ રસાળે, ચોથે ખંડ વિલાસી; મનોહર૦
અગીઆરમી ઢાળે શુભવીરે, દૈવગતિ પરકાશી. મનોહર૦ ૩૧.

યતઃ

सुगज जंग विहंगम बंधनं ॥ शशिदिवाकरयोः ग्रहपीडनं ।
मतिमतां च निरीक्ष दरिद्रतां ॥ विधिरहो बलवानतुमे मतिः ॥१॥

દોહરા.

વીરસેનને નૃપ કહે, નિસુણિ સુદર્શન વાત;
ચિતથી ચિંતા પરિહરો, જો વંછો સુખ સાત. ૧.
નારી સુશીલા લાવશું, જોઇ જાત ખુનિયાત;
સુખ વિલસો ઘરમાં રહી, ન કદા હુએ ઉતપાત. ૨.
એણે અવસર એક આવિયો નૈમિત્તિક શિરદાર;
લોકદેવ અભિધાન તસ, જ્ઞાન રતન ભંડાર. ૩.
પૂરવધર પરમાદથી, પડિ ગૃહી વેશ ધરંત;
વૃત્તિ નિમિત્ત બળે કરી, નહિ શ્રુત ધન વિણસંત. ૪.

રાજસભામાં આવિયો, નૃપ દિએ આદરમાન;
જ્ઞાની રાજાથી વડો, પામે જગ બહુ માન. ૫.
ભૂપતિ પૂછે તેહને, એમ મંત્રીની નાર;
ગોપની સાથે રથ ચડી, ગઇ કંપિ કરી ભરતાર. ૬.
કિણે દેશે જઇ તે રહી, સકળ કહો તે વાત;
જો તુમ વિદ્યા છે ખરી, ટાલો સંશય વાત. ૭.

## ઢાળ ૧૨ મી.

( ગજરામારૂજી ચાલ્યા ચાકરી રે—એ દેશી. )

જ્ઞાની જ્ઞાન ઊપયોગથી રે, સુત નજર કરી નિરધાર;
નિમીતીઓ ભણે સાંભળો રે, કુલટા રૂપાળી નાર રે. કુલટા૦ ૧.
નઇ તટ જઇ ઉભી રહી રે, વન તરૂથી લેઇ ફુલ;
નઇ જળ દેવા વધાવીને રે, ભણે માત હજ્યો અનુકુળ રે. ભણે૦ ૨.
વલગણુ મુજ પીશાચનું રે, મેં તુમ સાખે કર્યું દૂર;
ગોવિંદશું તુમ સાનિધે રે, સુખ વિલસીશું ભરપૂર રે. સુખ૦ ૩.
એમ કહી વાંદરને તજી રે, રથ બેઠી ડાભડો લેઇ;
ધનુષ તીર તરકસ ગ્રહિ રે, ગોવિંદ તુરંગ ચલેઇ રે. ગોવિંદ૦ ૪.
દક્ષણ દિશિ ભણી ચાલંતા રે, પણ તેહ જ અટવી મઝાર;
વડ તરૂ હેઠે ઊતરી રે, તરૂ ફળ કરત આહાર રે. વન૦ ૫.
સંધ્યા પડી રયણી રહ્યા રે, રથ સુતી રૂપાળી નાર;
તસ ચિહું દિશ ચોકી ભરે રે, ગોવિંદ લેઇ તરવાર રે. ગોવિંદ૦ ૬.
મધ્ય નિશિ તિહાં ભિલ્લની રે, પડી ધાડ કરી કિકિયાટ;
રથ ચિહું દિશ વીંટી વળ્યા રે, નાસવાનો નહિ કાંઇ ઘાટ રે. નાસવાનો૦ ૭.
ગોવિંદ નાઠો એકલો રે, રથ વાળી ગયા ભીલ નેટ;
રૂપવતી સા દેખીને રે, કરી પલ્લિપતિને ભેટ રે. કરી૦ ૮.
ભૂષણ ડાભડો સહુ ગયો રે, રહિ રોતી એકલી તેહ;
પલ્લિપતિ કહે શે રૂઓ રે, તુમે રાજધણી ધરો નેહ રે. તુમે૦ ૯.
પલ્લિપતિ ઘર સા રહિ રે, દિન કેતા ધરી આનંદ;
એક દિન તસ ઘર આવિયો રે, ભિક્ષાવરતે ગોવિંદ રે. ભિક્ષા૦ ૧૦.

ભીખ દેઇ સમજાવિયો રે, રહ્યો ચંડિસુરિ ઘર નાથ;
રયણી સમે અમે આવસ્યું રે, લેઇ પલ્લિપતિને સાથ રે. લેઇ૦ ૧૧.
ગોપ સુણી સુરી દેહરે રે, જઇ રાત્રિ રહ્યો એકાંત;
રૂપાળી ઉદરે વ્યથા રે, શૂળ ચૂંકનો રોગ વરંત રે. શૂળ૦ ૧૨.
પોકાર કરતી બહુ પરે રે, ન શમે કિયા બહુત ઉપાય;
પલ્લિપતિ અતિ રાગશું રે, દુખ ધરતો ઘણું વિલખાય રે. દુઃખ૦ ૧૩.
તવ સા સહસા બોલતિ રે, સુણો ચંડિ દેવી એક વાત;
દુખ મટશે તો દંપતિ રે, કરશું પૂજા આજ રાત રે. કરશું૦ ૧૪.
એમ કેહતાં પીડા ટળી રે, લહે પલ્લિપતિ વિશ્વાસ;
તેહ જ રાત્રે બિહુ જણા રે, ગયા ચંડિકા આવાસ રે. ગયા૦ ૧૫.
પૂજા કરિ નમી સા કહે રે, લાવો ખડ્ગ દીયો મુજ હાથ;
અષ્ટાંગનતિ નીર્ભય કરો રે,કરૂં રતન જતન તુમે નાથ રે. કરૂં૦ ૧૬.
ખડ્ગ દેઈ શિર નામતે રે, માર્યો પલ્લિશ દેહ અસિ ઘાત;
ગોવિંદશું મળી ચાલતી રે, હરખે રણમાં લેઈ રાત રે. હરખે૦ ૧૭.
ખાવા પીવા ના મળે રે, અને ધિંગાણા બહુતેર;
નારી નદિ નિચ ગામની રે, તજી ભૂપ સમા સમશેર. તજી૦ ૧૮.
માત પિતાને વંચિને રે, જે લાવી હતી ધન કોડ;
વ્યસનીથી ધન વેગળું રે, રહ્યાં રણમાં રાંકની જોડ રે. રહ્યાં૦ ૧૯.
તોયે કૂલક્ષણ ના ગયું રે, કર્મહીણ ને અવળી રે બુદ્ધિ;
નીચમતિ નિચ સંગતે રે, કોઈ કાલે ન પામે શુદ્ધિ રે. કોઇ૦ ૨૦.
ચોથે દિન ચિકુરા નદી રે, જળ વેહેતાં જિહાં ભરપૂર;
નદી તરૂતલ હેઠળે રે, દોય વશિયાં આનંદ પૂર રે. દોય૦ ૨૧.
નિદ્રા વૈરણી વશ થયાં રે, જબ રયણી ગઇ એક યામ;
નઇ તટ શાર્દુલ આવિયો રે, ગયો ગોવિંદને લેઇ તામ રે. ગયો૦ ૨૨.
થરથર ધ્રૂજતી સા ચઢી રે, પાદપ શિર શાખા ધીર;
રોતી પશુ રોવરાવતી રે, વળી રાત્રિ ઘોર અંધાર રે. વળી૦ ૨૩.
તિણે સમે બીજે નઈ તટે રે, સનમુખ એક યોગી વસંત;
સુખ સુંદર પગે પાંગળો રે, લેઇ તંબૂર ગીત ગાવંત રે. લેઇ૦ ૨૪.

યત:

સુખિનિ સુખનિદાનં, દુ:ખિતાનાં વિનોદ;
શ્રવણહૃદયહારી, મન્મથઃ સાગ્રદૂતઃ;
રણરણકવિ ધત્તઃ, વલ્લભઃ કામિનીનાં;
જયતિ જગતિ નાદઃ પંચમશ્ચોપવેદઃ ॥ ॥ ૧ ॥

પૂર્વ ચાલ.

કંઠ મધુર ગીત સાંભળી રે, રોતાં ચિત વેંધ્યું રે તાસ;
ઊતરી નઇ તરી સા ગઇ રે; ધુણી જળકત યોગી પાસ રે. ધુણી૦ ૨૫.
દેખી યોગીને મોહી ગઇ રે, કહે મરણ ગયો ભરતાર;
ચિત શોધે તુમને વરી રે, હવે આ ભવ તું આધાર રે. હવે૦ ૨૬.
યોગી ભણે સત્ય તેં કહ્યું રે, પણ હું છું પંગુળ દેહ;
કંત અવર કરો કામિની રે, પાંગુળ નરશું શો નેહ રે. પાંગુળ૦ ૨૭.
લોક અશન આણિ દિએ રે, પછે તુજ દેખી ઉભગંત;
સા ભણે ભૂષણ વેચીને રે, ખાઇશું ન કરો મન ચિંત રે. ખાઇશું૦ ૨૮.
તે પછે તુમને શિર ધરી રે, ગામ નગર જઇશું મહારાજ;
મધુર ગીતે લોક રીજશે રે, તજી લાજ ત્યાં મોટું રાજ રે. તજી૦ ૨૯.
નયન વચન રૂપ દેખીને રે, યોગીએ ઝાલ્યો રે હાથ;
સા કહે મુજ ભાગ્યે કરી રે, મુજ મળિયા મોહોટા નાથ રે. મુજ૦ ૩૦.
જળ લાવો તૂંબી ગ્રહી રે, અમ લાગી બહુત પિપાસ;
તુંબડું જળ ભરી લાવિને રે, દિએ હરખે રૂપાળી તાસ રે. દિયે૦ ૩૧.
તવ યોગી ટુકડા દિએ રે, દિન દોયના ઠીકર માંહિ;
ચાર નયન ભેગાં કરી રે, દોય ખાય પિએ ઉછાંહિ રે. દોય૦ ૩૨.
પાંચ વરસ ખરચી ચલી રે, પછે ભરણો લાવત એક;
માંહે બેસાડી યોગીને રે, શિર ધરિ ચાલે બહુ ટેક રે. શિર૦ ૩૩.
ગામ નગર ચહુટે ધરિ રે, નરમાદા ગાવે રે ગીત;
લોક સુણી તેહને દિએ રે, અશનાદિક વર કરી પ્રીત રે. અશના૦ ૩૪.
યોગી જુલ્લમપૂરી તણી રે, થઇ યોગણી ઇચ્છા નામ;
ભાંગ પિએ હોકા ભરે રે, ફરે વન રહે ગામોગામ રે. ફરે૦ ૩૫.
વિષયીને સુખ નહિ કદા રે, કામી નર જગતનો દાસ;

કામી સગો નહી કોઇનો રે, કરે વિશ્વાસીનો નાશ રે. કરે૦ ૩૬.
નિમીતીયાના મુખ થકી રે, સુણી કુલટા કેરી વાત;
નૃપ સત્કાર કરી ઘણો રે, વિસરજ્યો નિમીતીયો જાત રે. વિસર૦ ૩૭.
ચોથે ખંડે બારમી રે, ઢાળ ભાખે શ્રી શુભવીર;
વિષયથી વસિયા વેગળા રે, તે પામ્યા ભવજળ તીર રે. તે૦ ૩૮.

### દોહરા.

મંત્રી—નૃપ એમ સાંભળી, વિસ્મય પામ્યા ચિત્ત;
આ ભવ કામી દુખ લહે, પરભવ નરકની ભીત. ૧.
મંત્રી ભણે સુણુ સાહીબા, પુરવે તમે કહિ વાત;
નવિ પરણી સુખ ભોગવો, લાવીશું બુનિયાત. ૨.
તુમ બેઠા દુક્કર નહીં, જે કરવું મુજ કામ.
પણ હું ભય પામું ઘણો, નારિનું દેતા નામ. ૩.
સર્વ રમણી દૂરે તજી, તપ કરશું વન માંહિ;
ઇહ પરભવ સુખ પામસ્યું, જ્ઞાન આનંદ ઊછાંહિ. ૪.

### ઢાળ ૧૩ મી.

( નહિ યમુનાકે તીર ઉડે દો પંખીયા—એ દેશી. )
મંત્રી વયણ સુણી રાય તિહાં મન ચિંતવે,
રાજ્ય તજી વનવાસ લિએ સુખ સંભવે;
સૈન્ય સબળ મુજ ગેહ સનેહિ એ સહી,
અબળા કૃત દુઃખ ઊદ્ધરવા શક્તિ નહિ. ૧.
આ સંસારે શરણ રહિત સવી જીવડા,
વિવિધ કરમ સંતાપે પીડ્યા બાપડા;
દેવ તિરિ અવતારને ચકિ નરક ભવે,
ઠાકર ચાકર ધનવંતો નિર્ધન હુવે. ૨.
સુભગ દોભાગી નિરોગી સરોગીપણું વરે,
રૂપવંત કદરૂપ સુખી દુખિયો કરે;
ભવ ભવ કર્મ નચાવે તિણિ પેરે નાચવું,
રહિએ સદા સુખમાં જગ ઠામ ન એહવું. ૩.

આતપિતાદિક સર્વથી સ્રીને અધિક ગણે,
નારી આહેડી નર હરણા પાસે હણે;
રમણિને રાગે કાષ્ટ ભક્ષણ કીધાં જીણે,
તે પતિને કપિ કીધ ખડ્ગે વાહ્યા તિણે. ૪.
એક રમણીથી મંત્રી દુઃખ પામ્યો ઘણું,
માહરે બહુ નારી નહિ ઉગરવાપણું;
એણિ પેરે વૈરાગ રંગે રાજા વાશિયો,
તિણે સમે ભૂપને આવી બોલે દાસીયો. ૫.
શિર ધરિ ભરણે યોગી યોગણી આવિયાં,
ગાતા દેખી તાસ અમે ઇહાં લાવિયાં;
એમ કેહતાં સા આવી ટોપલો ભૂ ધરે,
નરમાદા ગીત ગાન મધુર કંઠે કરે. ૬.
મંત્રી કહે નૃપને નિમિતિયે જે કહી,
દેખો નજરે વાત એ આ સનમુખ રહી;
અંગિત આકારે કરિ મેં ઓળખી સહી,
કપિ રૂપ કરિ ગઇ મુજ તિણે એ ઓળખે નહીં. ૭.
રાય કહે તું પંગુને શિર ધરી કિમ ફરે,
પંગુ તજી ભરતાર અવર કિમ ના કરે;
સા વદે પંચની સાખે જે પીતરે દિયો,
હું રે સતી તેણે દેવ કરીને માનીયો. ૮.
પતિવ્રતા વ્રત ધર્મ ન લોપું હું કદા,
યાચના વૃત્તિએ કંત જમાડી જમું સદા;
શિયલ વિભૂષણ શોભા છે મુજ જેહવી,
સુરપતિ નરપતિને ઘર નારી ન એહવી. ૯.
એહને છંડી અવરશું નજર ન હું ધરૂં,
અલકનું ઘર ઉજ્જવલ કિમ મેલું કરૂં;
અશન વસન ભરપૂર દેઇ ભણે ભૂપતી,
સકલ સભાજન દેખો યોગણી મહાસતી. ૧૦.

પરણ્યો પ્રીતમ પેહલો વાંદરો તસ કર્યો,
કરિ અસિધા થઇ નિર્દય રણુવગડે ધર્યો;
ગોવાળશું ગઇ પલ્લિપતિ ચૈત્યે હણ્યો,
ગોપ હણ્યો રથ્થુ વાધે તરૂ તંબુર સુણ્યો. ૧૧.
પાંગળો યોગી કિયો પતિ નિશિ નઇ જળ તરી,
ચ્યાર કિયા ભરતાર અવર મનમાં ધરી;
પતિવ્રતા વ્રત ધર્મ ભલો તું પાળતી,
નિજ કુલ અલક ઘર અજુઆલણુ તું સતી. ૧૨.
મુખપર વસ્ત્ર ધરી પુર બાહિર નીકળો,
ભગવો વેશ ધર્યો તિણે દંડ ન આકરો;
સુણી ચલી ગઇ ગામોતર લજ્જા અવઠાણી,
તિણે સમે દીએ વન પાલક નૃપને વધામણી. ૧૩.
સ્વામી ગોવિંદ જટી તાપસ ટોળે વર્યા,
તુમ પૂર બાહિર ઉત્તર વનમેં સમોસર્યા;
તાપસ ભક્તિ ભૂપ સુણી હરખિત થયો,
પટરાણી વીરસેનશું તિહાં વંદન ગયો. ૧૪.
નમતાં આશિષ પામી સુઠામે બેસતાં,
આ સંસાર અસાર ગુરૂ ઉપદેશતાં;
પૂર્વે વિરક્ત સુણિ થઇ અધિક ઉદાસીએ,
રાજ્યે ઠવી સુત મંત્રી નૃપ દિક્ષા લિએ. ૧૫.
પટરાણી પ્રતિબોધ લહી થઇ તાપસી,
વિઘન ભયે નિજ ગર્ભ વાત ન કહિ કશી;
સોવન જટી ગુરૂ નામ દિએ નૃપને મુદા,
મિથ્યાત ધરમે તપ કરિએ તિહુ જણ સદા. ૧૬.
પાંચસે તાપસ ભેળા ગુરૂ આ વન વસે,
રાણી દિનદિન ગર્ભ વધે તન ઉલસે;
પૂછતાં સુણિ સાચું તપસ્વી હરખિયો,
સમયે સુલગ્ને સચિ સમ પૂત્રી જનમ થયો. ૧૭.

તાપસી લાલતી પાલતી વર લક્ષણ ભરી,
કનકવતી ઠવ્યું નામ અતિ રૂપે કરિ;
આઠ વરસની થઇ ભલિએ જિન શારદા,
તાતે સનેહે શિખાવી કળા ચોસઠ મુદા. ૧૮.
પલ્યંક વિદ્યા સધાવી સોવન જટી થાપિયા,
નિજ પાટે ગુરૂ ગોવિંદ સરગ સધાવિયા;
કુલપતિ સ્વર્ણ જટી પુત્રી તપસીને પાળતાં,
પલ્યંક બેસી અડસઠ તિરથ વંદતાં. ૧૯.
યોવન વય પામી નિજ પુત્રી દેખતાં,
સમવર જોવા પલ્યંક બેસી ગવેખતા;
એક દિન કોઇક રાજકુમરને જોઇને,
આવ્યા પલ્યંક બેસી સૂઅર રૂપ લેઇને. ૨૦.
દેખી ભય લહિ તાપસ નાસે દશો દિશે,
દંતીએ ભુમી લખીને સરવને વિશ્વસે;
દેઇ સરાપ કીયો મુજ સુકર નિરજરે,
ધર્મ તત્વનો જાણ આવે તો સજ કરે. ૨૧.
વાંચી વિચારે ધર્મજાણ કો નહિ અમ સમા,
મંત્ર જંત્ર અમે કિધાં પણ વિલયંગમાં;
સોગત સાંખ્ય ઉપાય સવે નિષ્ફળ થયા,
બ્રહ્મ વને વૃધ તાપસ પાસે સવે ગયા. ૨૨.
તેહ વિભંગે નિહાળિ કહે દિન આઠમે,
આવશે તાત્વિક તે એ રૂપને અપગમે;
જાણિએ તાપસ લોકને ભાગ્યે ભાવિયા,
અષ્ટમ વાસર આજ તમે પણ આવિયા. ૨૩.
કુલપતિ રૂપ કરણ જો શક્તિ તુમ પુરે,
તો કરો એ ઉપગાર કદાપિ ન વિસરે;
ચોથે ખંડે ઢાળ રસાળ એ તેરમી,
શ્રી શુભવીર વિવેકી સભામેં ચિત ગમી. ૨૪.

## દોહરા.

વીરસેન મુખ એમ સૂણી, કુંવર કહે કરૂં કામ;
પણ સવિ તાપસ જૈન મત, ધરસ્યો કહો ધરિ હામ. ૧.
સુણિ સઘળા તાપસ ભણે. તુમે ગુરૂ તુમહિ જ વાચ;
કુલપતિ સાથે જૈન મત, આદરશું એ સાચ. ૨.
વસ્તુ મિલાવે કુંવર તવ, આડંબર બહુ કીધ;
હોમ અગ્નિ મંત્રાદિકે, ખેત્રપાળ બળિ દીધ. ૩.
તસ દત જડી સુંધાવતાં, કુલપતી રૂપ કરંત;
તાપસ દેખી હરખતાં, નિજ ગુરૂ પાય નમંત. ૪.
કુળપતિ કુંવરને પ્રણમીને, કહે કીધો ઉપગાર;
ચિંતામણી સમ મુજ દિઓ, માણુસનો અવતાર. ૫.
નૃપ સુત તાપસ પૂછતાં, કહે કુળપતિ નિજ વાત;
ગિરિપર ચલત ગગન થકી, પલ્યંક સહ ભૂપાત. ૬.
જન મુનિ તિહાં ધ્યાનસર, ગિરિ સુર કરતો સેવ;
મુજ ગુરૂ માથે તું ચલે, ફળ પામે કહે દેવ. ૭.
સુઅર રૂપ તારૂં હજ્યો, પલ્યંકમેં બખસાય;
દેવ સરાપે સુઅર બન્યો, આવ્યો હું એણે ઠાય. ૮.
પણ તે દેવે એમ કહ્યું, જે કરસ્યે મુળ રૂપ;
કન્યા દેજ્યો તેહને, તે છે મોહોટો ભૂપ. ૯.
તિણે પરણો મુજ કન્યકા, દિયો જિનમત ઉપદેશ;
તવ કુંવરે ઓળખાવિયો, દુવિધ ધરમ સુવિશેષ. ૧૦.
સુણી પ્રતિબુજ્યા તાપસો, અણુવ્રત સરવ ધરંત;
પછે સવિ તાપસણી મળી, ગીત ધવળ ગાયંત. ૧૧.
ખેત્રપાળ તિહાં આવિયા, સરવ સામગ્રી મિલાય;
કન્યા સણગારી કરી, ઓછવશું પરણાય. ૧૨.
પલ્યંક દિએ કરમોચને, સુર કરે આવાસ;
કુંવર પ્રિયાશું તિહાં રહે, સુખભર મન ઉલ્લાસ. ૧૩.
ખેત્રપાલ અદ્રશ થયા, એક દિન સપ્તમ માળ;
નિશિ અંબરથી ઊતરી, કન્યા રૂપ રસાળ. ૧૪.

પૂછે કુંવર તેહને, આવ્યાં તુમે કિણુ હેત;
નામ ઠામ તુમે કુણુ છો, સુણી સા એમ વદેત. ૧૪.

## ઢાળ ૧૪ મી.

( છેલ છબીલા નંદના કુંવર છેલ જો—એ દેશી. )

રંગ રસીલા રસિયા સુણુ એક વાત જો,
દેશ વિદેશ જુઓ ફરતા દિન રાત જો;
પણ હિમવંત ગુફાએ જાવું કિમ પડ્યું જો. ૧.
કુંવર કહે સુણ છેલ છબીલી નાર જો,
કારણુ વિણુ પરઘર નવિ જાએ ગમાર જો;
કામ વિશે હિમાચલ અમ જાવું થયું જો. ૨.
જાવું થયું તો પરવત નઇ વન ભાળ્યાં જો,
ચતુરપણે કરિ સુરવર ચૈત્ય નિહાળ્યાં જો;
મનુવેગ વિદ્યાધર સાધક કિમ મારિયો જો. ૩.
માર્યો તે મેં જાણી ખેટને ચોર જો,
નારિ હરિ તસ સુણિયો સોર બકોર જો;
મુકાવતાં થયો સામો ન તજી નારિને જો. ૪.
એમ નારીયો કેઇ વિદ્યાધર લાવે જો,
ક્ષત્રિ ઘણા જગ છે પણ નવિ છોડાવે જો;
સગપણુ વિણુ નર રત્ન હણિ પાપ જ લિયો જો. ૫.
પાપ ન હોવે હણુતાંને જો હણિએ જો,
મુજ પરણી તે નારિનું સગપણુ ગણિએ જો;
પશુ પંખી પણુ નારી પરાભવ નવી ખમે જો. ૬.
નવી ખમે તે જેહને એક જ નારી જો,
તમે બહુ પરણી ગામોગામ વિસારી જો;
તેહમાં ગઇ એક તે સંભારવી નવી ઘટે જો. ૭.
નવી ઘટે તો ઇંદ્રને ઘર નહિ ખોડ જો,
સતીયો ઝાઝી બાવિસ કોડાકોડ જો;
એક રીસાઇ મનાવે તસ શેં કારણે જો. ૮.

કારણ વશિ યમુના નદિય કનાર જો,
તમે ગયા'તા તિહાં વન ખંડ મઝાર જો;
વંશ જાળમાં વિદ્યા સાધક કિમ હણ્યો જો. ૯.
કીમ હણ્યો પૂછો છો બીજી વાર જો,
પારકી વાતે રસિયા સહુ સંસાર જો;
પરનરની વાતો રે સતિયો નવિ કરે જો. ૧૦.
નવિ કરે સતિયો પરનરનો સંગ જો,
નજર મિલાવે વ્રતનો થાએ ભંગ જો;
લીંબની વાત કરે મુખ કડુઓ નવિ હુવે જો. ૧૧.
હોવે તુમ અણુગમતો અમ ઉપદેશ જો,
જાણું કાંઇક સગપણ લાગે વિશેષ જો;
પગ તળ બળતા વિણુ કો નવિ પૂછે ઘણું જો. ૧૨.
ઘણું પોકારે નિજ ઘર બળતું દેખી જો,
પરઘર બળતે પંથે જાય ઉવેખી જો;
સગપણ અંતર દાહે તુમને પૂછિએ જો. ૧૩.
પૂછે ભલે તો ઉત્તર તમને દેસ્યું જો,
પણ બોલો તુમ સગપણ શું છે એહશું જો;
જે અંતરનો ઘા લાગ્યો તુમને અતિ જો. ૧૪.
અતિશે જન્મથી એશું રાગ ધરાય જો;
આદસહોદરિ બાએ બે બાંધવ થાય જો;
માડી જાયા ભાઇ કહો કિમ વિસરે જો. ૧૫.
વિસરે નહિ પણ પુછણુ આવિ શી વેળા જો,
એકલડાં ફરવું ને ઝેર ભરેલાં જો;
કુળવંતિ નારિને કહેવત છે એ કારણે જો. ૧૬.
કારણે ચાલ્યાં અમે સારી રાત જો;
વિદ્યાચારણ મુનિ પણ રાત્રે જાત જો;
ખેચરી વિજળી ફરતાં કુણુ વારી શકે જો. ૧૭.
વારી શકે એક નારિને ભરતાર જો,

વિજળી પુંઠે ગર્જારવ ભયકાર જો;
પુરૂષ જુઆરી નારી કુમારી નવિ ડરે જો. ૧૮.
નવિ ડરે તુમ સરખા નિર્દય જાત જો,
વિણ અપરાધે હણ્યો થઇ ક્ષત્રી નાત જો;
વાત કહો તો સંશયથી ટળિયે અમો જો. ૧૯.
અમો ગયા યમુના વન ખંડ મઝાર જો,
દિઠી તરૂ લટકંતિ વંર તરવાર જો;
મેં જાણ્યું વિદ્યાધર કોઈ વિસરી ગયો જો. ૨૦.
વિસરિયો તે ફરી કિમ લેવા નાવે જો,
મણિ રયણે જડિ ખડગ અમુલ સુહાવે જો;
સ્વામિ એકાંત રહેલો એમ નવિ ચિંતવ્યું જો. ૨૧.
ચિંતવ્યું જોયું પણ નવિ દીઠો કોઇ જો,
લેઇ ખડગને ધાર પરીક્ષા જોઈ જો;
વંશનું મુળ કટંતાં સાધક શીર ગયું જો. ૨૨.
ગયું અમારૂં ન ગયું તમારૂં કાંઇ જો,
વાયુ વેગ ગયો મરી પરભવ તાંઇ જો;
પણ તુમ ચિતમાં નવિ કાંઇ પરિતાપતા જો. ૨૩.
તાપ ભિતાપ થયો મુજ પશ્ચાતાપ જો,
વિણુ અપરાધી મારી લીધું પાપ જો;
ચિંતા ઝાળ ઉઠી તે જાણે કેવળી જો. ૨૪.
કેવળી દીઠા સર્વ પદારથ થાવે જો,
પણ દોય ભાઇ ગયા તે પાછા નાવે જો;
આઠસહોદરી વાત સુણી રૂદન કર્યું જો. ૨૫.
કર્યું એ નબળું કામ થયો ઓશિયાળો જો,
પણ નથી વાંક અમારો ચિત્ત નિહાળો જો;
ભૂલ ચુક કરિ માફી વેર ન રાખવું જો. ૨૬.
રાખવું વેર નથી તુમશું ચિત સાખે જો,
જ્ઞાની ગુરૂના સમકી વયણ વિશેષે જો;

ભાઇ થકી સ્ત્રી વંછે કુશળ તે કંતને જો. ૨૭.
કંત તુમારે કીહાં છે કન્યા વેશ જો,
જ્ઞાની ગુરૂનો શો સુણિયો ઉપદેશ જો;
આઠસહોદરી બાંધવ કિહાં રહો છો તુમે જો. ૨૮
તુમે જાણો છો સઘળી વાતો મનમાં જો,
ચંદ્રાવળિ મુખ સાંભળી જે મળી વનમાં જો;
નબળું કામ કરીને પુછો કૂડમાં જો. ૨૯.
કૂડ કપટ છળ ભેદ ઘણાં સ્ત્રી માંહિ જો,
નવી દિઠા કોઇ દિન તુમને વળિ ક્યાંહી જો;
જગત અજાણી નારી કિમ વિસવાસિએ જો. ૩૦.
વિસવાસી નારી છે કપટ ન લેશે જો,
વાંઢો નર પરઘર જઇ કોઇ ન પેસે જો;
અણુવિસવાસી નર ભડકણુ બીકણુ બહુ જો. ૩૧.
બહુ બિકણુ ભડકણુ અમને કિમ જાણો જો,
થોડું બોલો ન કરો તાણાતાણો જો;
પરતિત નવિ આવે તુમ જુઠા બોલડે જો. ૩૨.
જુઠા બોલ્યાનો અમને છે નેમ જો,
ચંદ્રાવળી વયણા સુણી ધરિયો પ્રેમ જો;
દોય ઘડિમાં નાઠાં કિમ નવિ થિર રહ્યાં જો. ૩૩.
રહ્યા અમે સા ગઇ હાથે દેઇ કોલ જો,
પછે ગયા તે દેખી અવળો બોલ જો;
નર મોટા મહિલાશું કિમ ઝગડો કરે જો. ૩૪.
ઝગડો કરતાં વિઘરે અંતર હેત જો,
શો કીધો ચંદ્રાવળીએ સંકેત જો;
સાચ વદો તો અમે પણુ અંતર ખોલિએ જો. ૩૫.
ખોલી ચિત્ત કહ્યું રાગીએ રક્ત હલાવ્યું જો,
તો રહેવું ધજ પીળે દુરે જાવું જો;
દેખી ગયા ધજ હલાવ્યો પિત ચંદ્રાવળી જો. ૩૬.

ચંદ્રાવળી મુખની સુણી બાંધવ ઘાત જો,
પણ નવી ચિંત્યો કોઇએ તુમ ઉપઘાત જો;
ગુરૂ વયણાં સંભારી ઉપસમ ધારિયો જો. ૩૭.
ધાર્યું અમે હણ્યો બાંધવ પ્રગટ્યા ચોર જો,
વાત સુણી ભરખેદે પડિયો ઘોર જો;
મુજ સંકેતે પીળો ધજ હલાવ્યો સહી જો. ૩૮.
સાદિરે હરખી ચોસઠ જણની ટોળી જો.
ભાગ્ય મુઆ સહુને પતિ મેળો મળી જો;
હર્ષ દિવાની ચંદ્રાવળી ભૂલી ગઇ જો. ૩૯.
ભૂલી ગઇ તો અમને લાભ વિશેષ જો,
નવનવ ગામ નગર દિઠા બહુ દેશ જો;
સાસય ચૈત્ય નિહાળિ બહુ યાત્રા કરી જો. ૪૦.
જાત્રા કરી તો ભલે કરી મહારાજ જો,
અમે પણ યાત્રા કરીને આવ્યાં આજ જો;
તુમ દરશન દેખીને મન વંછિત ફળ્યા જો. ૪૧.
ચોથે ખંડે ભાખી ચઉદમી ઢાળ જો,
એક એક ગાથા અંતર વચન રસાળ જો;
શ્રી શુભવીર કુંવરી આદે કુંવર પછે જો. ૪૨.

દોહરા.

રતિમાળને કુંવર ભણે, નહિ આમ એક જ ઠામ;
ખબર પડી કિમ અમતણી; આવ્યા તાપસ ગામ. ૧.
વળી યમુના વન મેહલમેં, ત્રેસઠ નવસેં ત્યાંહિ;
એકણુ પીડે કિમ તમો, નિકળી આવ્યાં આંહિ. ૨.
કામદેવ મંદિર નિશિ, ચોસઠ કરી નૃત્યશાળ;
વિનયે નમિ વર માગતી, સુંદર ચંપકમાળ. ૩.
કંચુક ખડ્ગાદિક દિયાં, વળતાં વયણ વદંત;
જાઇશું અમે નિજ મંદિરે, અવસરે મળશું સંત. ૪.
એમ કહિને તમે ઘર ગયાં, અમે ચાલ્યા પરદેશ;
તે દિન મેળા સંપજે, જે દિન લખિત વિશેષ. ૫.

## ઢાળ ૧૫ મી.

( ફતેમલની દેશી. )

ચિતહર રતિમાળા કહે તામ, સાંભળો સહિય મનરૂળી;
ચિતહર તુમને કરી સંકેત, ચંદ્રાવળી આવિ મળી. ૧.
ચિતહર સાંભળી બાંધવ ઘાત, શોકાતુર સ્નાન જ કર્યો;
ચિતહર સાચો ગુરૂ ઉપદેશ, તાસ વચન ચિત સાંભર્યા. ૨.
ચિતહર બંધુ ગયા નાવંત, ચંપકમાળા ચિંતવે;
ચિતહર સાહિરો કરો પતિ શોધ, કંત વિના દુખિયાં હવે. ૩.
ચિતહર કુણ બંધુ હણનાર, બોલાવો પ્રેમ જ ધરી;
ચતહર ચંદ્રાવળી કહે તામ, મેં રાખ્યો છે થિર કરી. ૪.
ચિતહર તેડી લાવું સમજાવી, હર્ષ દિવાની થઇ ચલી;
ચિતહર પીળો હલાવ્યો કેત, દેખી તમે નાઠા વળી. ૫.
ચિતહર વક્ર ગતિ ગ્રહ થાય, તુરત ન રાશી તે ભજે;
ચિતહર પાછો આવે ઠામ, કાલાંતર ગત તે તજે. ૬.
ચિતહર ચંદ્રાવળી ગઇ ત્યાંહિ, વન તરૂખંડે જોય વળી;
ચિતહર દીઠા ન તુમને ક્યાંહિ, પાછી આવી અમ મળી. ૭.
ચિતહર કીધ વિચાર તે સાથ, હાથ વિછુટો હાથિયો;
ચિતહર સંકેતમાં કાંઇ ભૂલ, દેખી દેશાવર ગયો. ૮.
ચિતહર પૂછ્યા પછે કહિ વાત, ધજ સંકેત કર્યો હતો;
ચિતહર હરખે પડિ મુજ ભૂલ, પીત ધજાએ તે જતો. ૯.
ચિતહર સુણિ કહે ચંપકમાળ, હાથે ખેલ બગાડિયો;
ચિતહર હુકમ દિયો મુજ એમ, જુઓ ગિરિ પુર વન વાડીયો. ૧૦.
ચિતહર હું ફરી દેશ વિદેશ, યમુના કિનારા જોઇ વળી;
ચિતહર જાતાં એક ગિરિશૃંગ, તિહાં ખેચર ટોળી મળી. ૧૧.
ચિતહર અષ્ટાપદ ગિરિ જાય, અમિત ગતિ ટોળી પતી;
ચિતહર હું પણ ગઇ તે સાથ, કરિ અરિઆને જઇ નતિ. ૧૨.
ચિતહર ભરત ભરાવ્યાં ચૈત્ય, ચઉઆઠ દશ દોય વંદીયા;
ચિતહર ચારણ મુનિવર દોય, તિહાં એક દિશિ ઉપવેશીયા. ૧૩.

ચિતહર વિનયે નમી તસ પાય, મેં ચિત ભાવતે પૂછીયો;
ચિતહર ચઉનાણી મુનિ એક, કરૂણા કરી ઉપદેશીયો. ૧૪.
ચિતહર મુનિ ભણે સાંભળ વચ્છ, ચંદ્રશેખર નૃપસુત જયો;
ચિતહર પીળી ધજા ચલ દેખ, દેવ અટવિ સરોવર ગયો. ૧૫.
ચિતહર તિલક તરૂ તળે નિંદ, લેવે અચળ છાયા ઠરી;
ચિતહર જાગ્યો દેખે તામ, ઊભા સુભટ ખેટ ખેચરી. ૧૬.
ચિતહર સાંભળી વિનતિ તાસ, સાથે ગયા તુરંગે ચઢી;
ચિતહર પૂર્વે કરી રહ્યા ખેટ, રણમાં મેહેલ કનક ઘડી. ૧૭.
ચિતહર આવ્યા કુંવર દોય રાય, તિહાં ઓછવ તે દિન કીયા;
ચિતહર કન્યા છસેં છત્રીસ, પરણી વૈતાઢ્ય ગિરિ ગયા. ૧૮.
ચિતહર નંદીસર વર દ્વીપ, મેરૂ પ્રમુખ નતિ આચરી;
ચિતહર પુનરપિ તીરથ પંચ, સમતશિખર યાત્રા કરી. ૧૯.
ચિતહર જયપુર જયરથ રાય, પુત્રી રતિ પ્રીતિ સુંદરી;
ચિતહર પરણાવ્યા ધરી નેહ, સુરદેવીએ ઓછવ કરી. ૨૦.
ચિતહર તાપસવિદ્યા સિધ, કરણ ઉત્તર સાધક થયા;
ચિતહર ક્ષેત્રપાળ વશ કીધ, તાપસ ગામે પછે ગયા. ૨૧.
ચિતહર કુળપતિ સૂકર રૂપ, દેખી કરૂણા બહુ ધરી;
ચિતહર ઔષધી બળાવ્યા તાસ, કુળપતિને રૂપે કરી. ૨૨.
ચિતહર રાજા રાણી સાથ, વૈરાગે તાપસ ભયો.
ચિતહર રાણી સગર્ભા ત્યાંહિ, પુત્રી સુરૂપા જનમ થયો. ૨૩.
ચિતહર તે કુલપતિ નિજ રૂપ, દેતાં રાગ વધ્યો ઘણો;
ચિતહર મેના રંભા તુલ્ય, પૂત્રી લહી યોવન પણો. ૨૪.
ચિતહર કુંવરને દીધી તેહ, ક્ષેત્રપાળે પરણાવતો;
ચિતહર સુંદર મંદિર દીધ, અશન ચિરાદિક પૂરતો. ૨૫.
ચિતહર કનકવતીને નેહ, ગેહે રહ્યા રસશું ભલી;
ચિતહર મુનિ મુખ સાંભળી વાત, આવી ઇહાં ઊતાવળી. ૨૬.
ચિતહર દેખી તુમ મુખ ચંદ, દુખના દાડા દૂરે ટળ્યા;
ચિતહર અમિએ વરસ્યા મેઘ, મુખમાગ્યા પાસા ઢળ્યા. ૨૭.

ચિતહર ચોથે ખંડે ઢાળ, પંદરમી મુનિ સૂચવ્યાં;
ચિતહર શ્રી શુભવીરે તાસ, મેળા વખૂટા મેળવ્યા. ૨૮.

## દોહરા.

રતિમાળા વયણાં સુણી, કનકવતી કહે એમ;
નર ભમરા ફરતા ફરે, ઘર ઘર નવ નવ પ્રેમ. ૧.
પણ હું જૈન મતી થઇ, ન કરી યાત્રા એક;
સંપ્રતિ સિદ્ધાચળ તણી, યાત્રા કરાવો છેક. ૨.
તવ રતિમાળા કુંવરને, કહે ન કરૂં અંતરાય;
હું લઘુ એ ગુરૂ બેહનની, ઇચ્છા સફળ કરાય. ૩.
દોય માસમાં આવીને, ગેહેજો કુલપતિ ગામ;
વાટ જુએ સહુ માહરી, દેશું વધામણી તામ. ૪.
ભગનિ સવિ હરખિત કરી, જાઇશું જનની પાસ;
વાત કહી સમજાવિને, કરશું શોક વિનાશ. ૫.
સ્વજન વરગ ભેળા કરી, લાવું યમુના પાસ;
લગન સમય રહેશે સહુ, નિજ નિજ કરિ આવાસ. ૬.
દુગમાસાંતર તેડવા, આવશે ખેચર આંહિ;
તેહની સાથે પધારવું, બેસી વિમાને ત્યાંહિ. ૭.
નિશ્ચય કર કોલજ કરી, રાતિ વશી તિણે ઠાય;
પરભાતે જઈ વેગશું, બેહનને દેત વધાય. ૮.
લેઇ કુંવર કનકાવતી, બેશી નિજ પલ્યંક;
જાત્રા કારણ ચાલીયાં, ગગને દોય નિશંક. ૯.
જાતાં ભીમાટવિ વચે, છે વટવૃક્ષ વિશાળ;
અગ્નિ કુંડ દીઠો તિહાં, ધૂપ ઘટા લગી ઝાળ. ૧૦.
ઝગડા કરતા એક દિશે, દીઠા યોગી આઠ;
અરચિત શિર લઘુ બાલિકા, તે પણ રોતી આઠ. ૧૧.
કૌતક દેખી ઊતર્યાં, કરી નારી નર રૂપ;
યોગી સર્વ બોલાવીને પૂછંતાં ધરિ ચૂંપ. ૧૨.

## ઢાળ ૧૬ મી.

( રાગ બંગાલ; કિસકે ચેલે કિસકે બે પૂત—એ દેશી. )

કુંવર ભણે તુમે યેગી જાત, કાહેકું કલેશ કરો દિન રાત;
શિષ્ય સાંભળો, મોટો રોગ કલહ કાચ કામલો. ટેક.
કલેશે વાસિત હૈ સંસાર, કલેશ રહિત ચિત્ત ભવ નિસ્તાર. શિષ્ય. ૧.
તુમકું નહિ જગ કોઇકી આશ, સંસાર છોર રહો વનવાસ; શિષ્ય.
સંસાર વિષયભોગી ભોગ, દૂર તજી લિયા સુંદર જોગ. શિષ્ય. ૨.
ઝગડા કરતે તુમ કુણ કાજ, વેંહચી લેણા હૈ કયા રાજ્ય; શિષ્ય.
અંતર ખોલી બોલો તેહ, કુંવારિકા કીમ લાવ્યા એહ. શિષ્ય. ૩.
યોગી વિચારે બેશી એકાંત, ન મળ્યો બત્રિસ લક્ષણવંત; શિષ્ય.
ઇનકું ભોળવી અંતર દેઇ, સોવન પુરસે હવન કરેઇ. શિષ્ય. ૪.
ચિંતી કુંવરને ભાખે એમ, તુમ મુખ દેખી લાગ્યો પ્રેમ; શિષ્ય.
હમેરી પાસે વસ્તુ આઠ, ચોપડીમેં હૈ તસ વિધિ પાઠ. શિષ્ય. ૫.
મંત્ર જાપ કિયા તે વિધિ જોત, ફળદાયક એક નવિ હોત; શિષ્ય.
મિલિયા હમકું કપાલી એક, તીણે બતાયા એહ વિવેક. શિષ્ય. ૬.
આઠ કુંવારિકા હવન કરંત, આઠ દિશાકું ભોગ દિવંત; શિષ્ય.
જાપ જપે અઠ વસ્તુ સિદ્ધ, પ્રથમ કહે કરો ભાગ પ્રસિદ્ધ. શિષ્ય. ૭.
તિન કિએ માગત ભાગ શ્રીકાર, ઓરકું આવે ભાગ ન સાર; શિષ્ય.
બાત લડાઇકી ભાખી એહ, ભાગ કરી દિયો અમને તેહ. શિષ્ય. ૮.
તુમ નજરે હોય હવન પ્રયોગ, તો સવી વસ્તુકો સીજે યોગ; શિષ્ય.
તુમ પિછે ઉત્તર સાધક જોત, સોવન પુરસો તતખિણ હોત. શિષ્ય. ૯.
તુમકું વંછિત દેઇ એમ, પિછે કરણા હમ પ્રેમ; શિષ્ય.
કુંવર ભણે દેખાવો વસ્ત, તે દિએ આઠે લાવી સમસ્ત. શિષ્ય. ૧૦.
પાવડી કંથા પાત્ર ને ડંડ, કંબાહુદ્દ બુટી અંચલ ખંડ; શિષ્ય.
ગુટકો લેઇ બોલાવી બાળ, સમઅડ વરસની છે સુકુમાળ. શિષ્ય. ૧૧.
નામ લખી કિયા યોગી દૂર, પૂછે કુંવારિયો કરિ હજૂર; શિષ્ય.
વિમળાપુરી ભણે તે હમ તાત, તાત રહે બ્રાહ્મણની જાત. શિષ્ય. ૧૨.
નૃપ સુણિ યોગીને વાંદર કીધ, આઠ વરસની અવધિ દીધ; શિષ્ય.
હુકાહુક કરતા વન જાત, કુંવરી પલ્યંક ધરી કુંવર પ્રયાત. શિષ્ય. ૧૩.

જોયણુ ગતવન દીઠો એક, વૃદ્ધ યોગી રોતો અતિરેક; શિષ્ય.
ઉતરી પૂછત બોલે વૃદ્ધ, મેં ઢુંઢણે વન યોગી સિદ્ધ. શિષ્ય. ૧૪.
અવિનિત ચેલા મળિયા દુષ્ટ, અડચીજ લેઇ ગણુ દેઇ કષ્ટ; શિષ્ય.
કુંવરે સુણાવી વાત અશેષ, હરખ લહે ગુરૂ રાય વિશેષ. શિષ્ય. ૧૫.
સર્વ ચિજ દિએ કુંવર જ તાસ, કુંવરને દિએ ડંડ કંથા વાસ; શિષ્ય.
કંથા દિએ સત પંચ દિનાર, ડંડ કરે શત્રુ સંહાર. શિષ્ય. ૧૬.
પાઠ સિદ્ધ લેઇ વંદી ચલંત, વિમળાપુરી વનમાં આવંત; શિષ્ય.
દિએ શણગારી બાળા પ્રભાત, હર્ખે પિતર ઘરે સાંભળી વાત. શિષ્ય. ૧૭.
તિણે સમે પડહો વાજે ત્યાંહી, પૂછે કુંવર જન બોલે ઉછાંહી; શિષ્ય.
વસુ નૃપ પૂત્રી વિમળા નામ, અંધપણું પામી ગુણ ધામ. શિષ્ય. ૧૮.
નયન દિએ કાઇ તેજ પ્રકાશ, નૃપ દિએ કન્યા પુરસિરિ તાસ; શિષ્ય.
પડહ છબે સુણી તામ કુમાર, રાયે તેડ્યા નિજ દરબાર. શિષ્ય. ૧૯.
સજ કરી પરણી દોવિ ત્યાંહિ, સિદ્ધાચળ દોય પહુતાં ઉછાંહિ; શિષ્ય.
રીખભદેવ વંદી ભગવંત, લાખીણી એક પૂજા રચંત. શિષ્ય. ૨૦.
પૂજે પગલાં પંચ સ્નાત્ર, ધજા ધરે દવે ચામર છત્ર; શિષ્ય.
દેઇ પ્રદક્ષણા ગઢ ગિરનાર, જાત્રા કરી વળિયા નરનાર; શિષ્ય. ૨૧.
અનુક્રમે આવ્યા તાપસ ગામ, તેડવા આવ્યા ખેચર તામ; શિષ્ય.
તે સાથે ગયા જમુના તીર, જળ ઝીલી પિએ શીતળ નીર. શિષ્ય. ૨૨.
વધામણી ગઇ મેહેલ મન્નર, ચંપકમાળા થઇ હુંશિયાર; શિષ્ય.
સજ્જન સન્મુખ તેડું કીધ, જાનીવાસે ઉતારો દીધ. શિષ્ય. ૨૩.
છસેં છત્રીસ બેટી તાત, સાંભળી આવ્યા સહુ એક રાત; શિષ્ય.
વરની તરપતે કરતા કામ, ચોરી ચીત્રી કન્યા ઠમ. શિષ્ય. ૨૪.
વરઘોડે ચઢી તોરણ સાહી, સાસુ પુંખી લિએ માહિરા માંહિ; શિષ્ય.
ચોરી એક રમે લાવો કીધ, ચોસઠ કન્યા દાનજ દીધ. શિષ્ય. ૨૫.
મંગળ વાજે પરણી ત્યાંહિ, આવ્યા વિજયાપુર ઉછાંહિ; શિષ્ય.
ચોથે ખંડે સોળમી ઢાળ, શ્રી શુભવીર રહે સુખ વિશાળ. શિષ્ય. ૨૬.

**દોહરા.**

ચંદ્રજસા જસ ઝગમગે, વસંત વિજયપુર માંહિ;
ચોસઠ નારીશું રમે, વનજળ ક્રીડા ત્યાંહિ. ૧.

એક દિન સા સુગુણાવળી, કુંવરને કહે ધરિ પ્રેમ;
શત્રુ ઘરે સસરો રહે, નવી છોડાવો કેમ. ૨.
વળતું જંપે કુંવર તે, મ ધરો દુઃખ લગાર;
હરિબળ નિજ ઘર આવશે, મણીચુલ જમ દરબાર. ૩.
કુંવરે શિખાવી મોકલ્યો, દૂત ગયો તેણી વાર;
શંખપુરે મણિચૂલ નૃપ, પાસે કરત ઉચ્ચાર. ૪.
સુરનર જસ કીરતી કરે, કિન્નરી જસ ગુણ ગાય;
ભૂચર ખેચર તુમ સમા, પ્રણમે જેહના પાય. ૫.
હરિબળની અઠ કન્યકા, છપ્પન રાજકુમારી;
લીલાએ વરી જેહને, તેજે કિરણ હજારી. ૬.
શીતળતાએ ચંદ્ર સમ, ચંદ્રશેખર તસ નામ;
તિણે મુજને ઈહાં મોકલ્યો, કરણ તુમારૂં કામ. ૭.
હરિબળ રાયને તેડીને, તુમે ચાલો મુજ સાથ;
ચંદ્રશેખર ચરણે નમો, તુમે પણ થાસ્યો સનાથ. ૮.
સાંભળી મણિચુલ કોપિયો, બોલ્યો ધરી અભિમાન;
બાલ મતે તુજ મોકલ્યો, ચંદ્રશેખર નાદાન. ૯.
નટ વિટ શું કરતો ફરે, જાણું ભસે એ શ્વાન;
પણ હવે હડકવા હાલિયો, આવ્યું મરણ નિદાન. ૧૦.
દૂતને હણવો નવી ઘટે, તિણે તું જા સુખમાંહિ;
જેહવું આવે નજરમાં, તેહવું કેહજ્યો ત્યાંહિ. ૧૧.
પાછો આવી દૂત તે, કુંવરને વાત કરંત;
કાને કડુઆ તે સુણી, સૈન્ય સકળ મેલંત. ૧૨.
સસરા સાળા બિહુ મળ્યા, ત્રિક અક્ષોહિણિ સંગ;
ઉચ્ચ ભુમી તટની તટે, જઈ દીએ તંબુ ઉત્તંગ. ૧૩.

**યતઃ**

**सा सेनाक्षोहिणी नाम, खखाष्टैकद्विकैर्गजैः ( २१८०० ) ॥ ६५४००**
**रथैश्चैभ्यो हयैस्त्रिघ्नैः, १९६२०० पंचघ्नैश्च ९८१००० पदातिभिः १४.**

## ઢાળ ૧૭ મી.

( કડખાની દેશી. )

મુદિત મંદાર વરમાલ મૌલીધરા, બંધૂરા સીંધૂરા રૂધ વિકસે;
ભટ વિકટકું કુભારૂણુ વસન વિગ્રહાલંકૃતિ શસ્ત્ર પૂજંત નિકસે. મુ૦ ૧.
શંખપુર ભૂપ મણીચૂલ પ્રતિકૂલ થઇ, ચ્યાર અક્ષોહિણી સૈન્ય લેવે,
આવિયો નિકટ ભટવિકટ રણભૂમિએ,ઝકટ કરિ દોય રણથંભ દેવે. મુ૦ ૨.
મણિચૂલ સૈન્યે રણજીત સેનાપતિ, ચંદ્રશેખર તણે વિજયમલ્લો;
દોય સેનાપતિ હુકમ ભટરણ મચે, જીમ નચે નટુવા વાદિ મલ્લો. મુ૦ ૩.
ભેરીકા હલ પટહ નાદે દિશિ ગાજતે, વાજતે તૂર રણ સૂર ચડતા;
બંદી બિરૂદાવળિ બોલતે ડોલતે, અમલ આરોગતે સુભટ લડતા. મુ૦ ૪
હસ્તીએ હસ્તી તુરંગે તુરંગ રથ રથી, ખડગે ખડગગ્રહી કૂંત ભાલા;
બાણે બાણાવળી દોય સૈન્યે મળી, યૂધ ચિરકાલ કરતા યુધાલા. મુ૦ ૫.
ક્ષણ શસ્ત્રે ભુજા ડંડ મુષ્ટી યુધે, ચરણ ચરણે હણે દંત કેશા,
નખ નખે મસ્તકે સુર નરકે ચના, મોખરે ભજતાં રથ વિશેષા. મુ૦ ૬.
ગિરિશિખરજ્યું ગદાઘાતે ગજ નિપતતિ, અશ્વને પદ ગ્રહિ ખે ફિરાળે;
સુભટ મુર્છિત પડ્યા ગૃધ્રવ પક્ષાનિલે, સજ્જ થઇ યૂધ કરતાં સફાળે. મુ૦ ૭.
પતિત પતિ કરિ અશ્વરથ ભાગતે, રણ ભુદુશ્વર થઈ પ્રેત નાચે;
ભાગતું સૈન્ય લહિ ચંદ્રશેખર તણો,સૈન્યપતિ વિજયમલ ધનુપ ખેહેંચે. મુ૦ ૮.
સજ્જ તસ સૈન્ય ભટ વીર વલયા ધરી,આવતાં દેખી રણજીત ઊઠે;
દોય સેનાપતિ યૂદ્ધ કરતા લહી, ગગન વ્યંતરતણા દેવ તૂઠે. મુ૦ ૯.
સૈન્ય નિજ ભાગતે મણિચુલ ઊઠિયો, સ્વસુર સહ ચંદ્રશેખર સરોષ;
ધાવિયો સન્મુખે તીર તરકસ સંગ્રહી, વદતિ મણિચૂલ ક્રોધાભિવેશે. મુ૦ ૧૦.
અમ પ્રિયા આઇ યમુના તટે તસ્કરી, તસ્કરા જીવ લેતા ન મુકૂં;
ચંદ્ર કહે મેં વરી નારિ થઈ સીંહની,જંબુકા પાપી મરણે ન મુંકૂં. મુ૦ ૧૧.
વદત ક્રોધે બિહુ દુર ધરારથ ચઢી, પણહ બાણ વરસે ઝગંતા;
ઉભય બાણાવળી ગગને મંડપ ભયો, અપર રણ ભટને છાયા તપંતા. મુ૦ ૧૨.
ભણુત મણિચૂલ સ્વસુરાદિ પરબલ તપે,વાલુ કાંકરે તપી કિયતિ વેળા;
ચંદ્ર કહે વન્હિતાપિત અયસ ગોલકીમું,ન દહે તૃણ પુંજ ગંજી ભરેલા. મુ૦ ૧૩.
ભટ ભૂજા સ્ફોટાગજ ગર્જ હય દેખીને, તુર્ય રવવીર હક ગગન ભેદે;

ચીર ત્રિહુ ઊજળે સૈન્યપતિ બિહુ તદા, એક એક સરધનુરથ છેદે. મુ૦ ૧૪.
રણજિત સૈન્યશું યુધ કરતો ચીર, વિજયમલ સૈન્ય પણ નવિય થાકે;
યોગી દત ડંડ રથ થાપી મૂકયો તદા, શત્રુ સૈન્યાદિ ભટ ધૂળ ફાકે. મુ૦ ૧૫.
સુભટ નાઠા પડ્યા દેખિ મણિચૂલ સત, રૂપ કરિ કુંવરને વેંટી લેવે;
કુંવર પણ લક્ષ રૂપ બની શત ઘણા, ખંડ ભરિ ભૂત બળિદાન દેવે. મુ૦ ૧૬.
ચંદ્રશેખર તણો જગ જશ વિસ્તર્યો, ફૂલની વૃષ્ટિ કરિ સુર વધાવે;
વિજય મંગળ રવે શંખપુરિ સંચરી, સ્વસુર ચરણે જઇ શિર નમાવે. મુ૦ ૧૭.
તાતજી ચાલિએ ઘર જઈ મ્હાલિએ, એમ કહી હસ્તિ સિર તાસ થાપે;
હરિબળ રાયની આણ વર્તાવી તિહાં, પુનરપિ રાજ્ય તસ સુતને આપે. મુ૦ ૧૮.
વિજયડંકા કરિ વિજયપુર આવિયા સાસુએ મોતી થાળે વધાવ્યા;
ભેટ બહુ કન્યકા લાવી પરણાવતા, દક્ષણ શ્રેણી હુકમે જમાવ્યા. મુ૦ ૧૯.
અન્યદા આવી કહે દેવી ત્રીલોચના, સમતશીખર જતાં કાશી પોહતી;
નિશિ વરે દુખ ભરે સાંભળી મંદિરે, માત તુમ નારી મેં જાણી રોતી. મુ૦ ૨૦.
તે પાસે જઇ થિર કરી પુછિયું, તવ તુમ વિરહનું દુખ પ્રકાસ્યું;
મેં કહ્યું માસ એકમાંહે લાવુ ઈહાં, દુખ મ ધરસ્યો અમે ત્યાંહિ જાઈસ્યું. મુ૦ ૨૧.
નામે ત્રીલોચના હું તુમ સુત તણી, દેશ પરદેશ સાનિધકારી;
એમ કહી આવતાં રોતી મૃગસુંદરી, દેખી બોલાવી આસ્થાએ હારી. મુ૦ ૨૨.
વિરહ વલ્લભ તણો નારીને દુખ ઘણો, રજનિ દિન વન્હિવિણ દાહ પડતો;
શંકરે સમર દહ્યો વૈર શિવસેં રહ્યો, ભ્રાંતિએ રમણીને કામ નડતો. મુ૦ ૨૩.

**યદુક્તિ:**

**जटानेयं वेणी कुसुमशिरासिनो शशिकला,**
**गले कस्तूरीयं न च जलाधि जातं च गरलं;**
**इयंनांगे भूति प्रियविरहजाता धवलि मां,**
**पुरारातो भ्रांत्या कुसुमशर मां किं व्यथासि. १.**
**चंद्रश्चंद्र कियायते मृदुगतिर्वातोपि वा जायते,**
**माल्यः शूचि कुलायते मलयजो लेपस्फुलिंगायते;**
**रात्रिः कल्प शतायते विधि वशाद्देहोपि भारायते;**
**हाहं मे प्रमदावियोगसमये किं किं न दुःखायते. २.**

## પૂર્વ ચાલ.

આવિ તુમને કહું આપ સુખમાં પાયા, માતનેતાત મેલ્યાં વિસારી;
શિઘ્ર વેગે ચલો પિત્રને જઈ મળો, રત્ન રતે પિતરને સૌખ્યકારી; મુ૦ ૨૪.
સત્તરમી ઢાળ એ ખંડ ચોથે ભણી, દેશી કડખા તણી રાગ વિશમી:
શ્રી શુભવીર સુણી.ચિત્ત ઉત્કંઠિયો, નવિ વિસરે જનનીને જન્મભૂમી. મુ૦ ૨૫.

## દોહરા.

સાંભળી નયનાશ્રુભર્યો, ચિંતે ચિત્ત કુમાર;
હું આવિ નિત માબાપને, દુખદાયક ધિક્કાર. ૧
હરિબળ આદે સ્વસુર ઘણા, મેળવી પૂછે એમ:
મુજને વોળાવો તાકિદે, પિતરને મળિએ જેમ. ૨.
માતપિતાની રજા વિના, નીકળિયો પરદેશ;
પૂત્ર વિયોગે પિતરને, અહનિશ હોવે કલેશ. ૩.
તે માટે અમે ચાલસ્યું, મ કરો ઘડિય વિલંબ;
એમ કહી વર મહુરત લિયું, મળવાને નિજ અંબ. ૪.

## ઢાળ ૧૮ મી.

( સાહેલાં હે-એ દેશી. )

સાહેલાં હે સાસુ હવે વડી તીન,બીજી પણ સાસૂ મળિ હો લાલ; સાહેલાં.
દીકરિયોને એમ, શીખામણ દેતી વળી હો લાલ. સાહેલાં. ૧.
સાસુ સસરા સેવ, પતિવ્રતા વ્રત પાળજો હો લાલ; સાહેલાં.
બેટ સુતા તજી ગર્વ, તાતનું કુળ અજુઆળજો હો લાલ. સાહેલાં. ૨.
સોકય સહોદરી તુલ્ય, જાણી રહો પ્રીતિ ઘણે હો લાલ; સાહેલાં.
ચંદ્રશેખરને એમ, સસરા મળી પ્રેમે ભણે હો લાલ. સાહેલાં. ૩.
પુત્રી જીવિત પ્રાય, તુમ હાથે થાપણ ઠવી હો લાલ; સાહેલાં.
સર્વસ્યું ધરજ્યો પ્રેમ, જો પણ પરણો નવી નવી હો લાલ. સાહેલાં. ૪.
એમ કહી ભૂષણ રત્ન, વસ્ત્રાદિક દિએ દાનમાં હો લાલ; સાહેલાં.
કુંવર સકળ સ્ત્રી સાથ, બેસે જઇ વૈમાનમાં હો લાલ; સાહેલાં. ૫.
નવશત ઉપર સોળ, ખેચરી પરણી સવી મળી હો લાલ; સાહેલાં.

અક્ષોહિણી એક સૈન્ય, દાસી દાસ પરિકર વળી હો લાલ. સાહેલાં. ૬.
મોકલે ઠામો ઠામ, ખેચર એકદસ દાસીયો હો લાલ; સાહેલાં.
મૃગસુંદરીને ગામ, મેલજ્યો ભૂચર નારિયો હો લાલ. સાહેલાં. ૭.
વેગે કુંવર ચલંત, બહુલ વિમાને પરિવર્યો હો લાલ; સાહેલાં.
પદ્મપુરે આવંત, મૃગસુંદરી મેળો કર્યો હો લાલ; સાહેલાં. ૮.
નિજ નિજ સૈન્યે મળંત, રતિસુંદરી આદે બહુ હો લાલ. સાહેલાં.
બીજા પણ તિહાં રાય. ભેટણાં કરિ નમતાં સહુ હો લાલ; સાહેલાં. ૯
દેવિ વિસરજી ત્યાંહિ, ત્રિલોચના કાશી ઘરે હો લાલ; સાહેલાં.
ભરૂઅચ રાય સમેત, ચાલંતા સવિ અંબરે હો લાલ. સાહેલાં. ૧૦.
કાશી વન પામંત, વધામણી નૃપને ગઈ હો લાલ; સાહેલાં.
મહસેન મુદિત નરેશ, આવ્યા સહુ ઉચ્છક થઈ હો લાલ. સાહેલાં. ૧૧.
જનકના નમતા પાય, ભૂતલ કુંવર ઊતરી હો લાલ; સાહેલાં.
નયરી વાણારશી તામ, શણગારી કરી સૂરપુરી હો લાલ. સાહેલાં. ૧૨.
રત્નવતી નિજ માય, પ્રથમ પ્રિયા ગુણસુંદરી હો લાલ; સાહેલાં.
ત્રીલોચના દિએ તાસ, રત્ન ભુષણ પેટી ભરી હો લાલ. સાહેલાં. ૧૩.
દિવ્ય બનાવી મેહેલ, ત્રીલોચના ગઇ નિજ ઘરે હો લાલ; સાહેલાં.
શણગારી ગજ રત્ન, બેસી પુરમાં સંચરે હો લાલ. સાહેલાં. ૧૪.
નૃત્ય મહોચ્છવ સાથ, રાજ કચેરીએ ઊતરે હો લાલ; સાહેલાં.
વિદ્યાધર સહુ સાથ, જમવાને ઘર નૂતર્યા હો લાલ. સાહેલાં. ૧૫.
જનની ચરણ સરોજ, નમતા કુંવર હરખભર્યા હો લાલ; સાહેલાં.
પુત્રને દેઇ આશિશ, માતા શિર ચુંબન કરે હો લાલ. સાહેલાં. ૧૬.
વહુરો પાય પડંત, સાસુને પ્રથમ પ્રિયા તણે હો લાલ; સાહેલાં.
નવ નવ ભેટ કરંત, પંથની વાત સકળ ભણે હો લાલ. સાહેલાં. ૧૭.
સાસુ વહુને દેઈ મેહેલ, સસરાદિકને વિસર્જતા હો લાલ; સાહેલાં.
ધન સાગર નિજ ગેહ, સર્વ વધૂને તેડતાં હો લાલ. સાહેલાં. ૧૮.
ગણિ નિજ પુત્રી સમાન, ખટરસ પાકે જમાડિયે હો લાલ; સાહેલાં.
વસ્રાદિક બહુ માન, સાસરવાસો બહુ દિએ હો લાલ. સાહેલા. ૧૯.
સુરપરે સુખ વિલસંત, કેતો કાળ ગમાવતા હો લાલ; સાહેલાં.

થાપી કુંવરને રાજ્ય, મહસેન સ્વર્ગ સધાવતાં હો લાલ. સાહેલાં. ૨૦.
પૂર્વ વચન સંકેત, રવિશેખરને તેડાવતા હો લાલ. સાહેલાં.
કરી તસ મંત્રી સૂર, દેવ સેનાપતિ થાપતાં હો લાલ. સાહેલાં. ૨૧.
મંત્રી સેનાપતિ સૈન્ય, સાથે ડંડ રતન ગ્રહી હો લાલ; સાહેલાં.
ત્રણ્ય ખંડના રાય, સાધી ઘર આવ્યા સહી હો લાલ. સાહેલાં. ૨૨.
થાપી સોલપટ નારી, ભૂચરી અઠ અઠ ખેચરી હો લાલ; સાહેલાં.
સાસુને વશિ ચિત્ત, ચરિત સુણી મૃગસુંદરી હો લાલ. સાહેલાં. ૨૩.
ખિણ એક ન રહે દૂર, લાગ્યો રાગ અતિ તેહસ્યું હો લાલ; સાહેલાં;
નિજ હાથે શણગાર, સાસુ ધરાવે નેહસ્યું હો લાલ. સાહેલાં. ૨૪.
ભેળાં જમે કરે વાત, રત્નવતી મૃગસુંદરી હો લાલ, સાહેલાં.
માત સુતાથી અધિક, રાગ દિશા બની આકરી હો લાલ. સાહેલાં. ૨૫.
ચોથે ખંડે એહ, ભાખી ઢાળ અઢારમી હો લાલ; સાહેલાં.
શ્રી શુભવીર વિનોદ, ગુણ સંગત ગુણીને ગમી હો લાલ. સાહેલાં. ૨૬.

## દોહરા.

રાજ્ય નિકંટક પાળતા, બહૂલાં વર્ષ ગમંત;
એક દિન માળી સભાંતરે, આવી વધાઈ દિયંત. ૧.
વિમળનાથ સંતાનિય, વિમળમતી અણગાર;
કેવળ નાણી તુમ વને, આવ્યા મુનિ પરિવાર. ૨.
સાંભળી રાય વધામણી, દેઇ સજી તિણિ વાર;
હયગય રથસ્યું નીકળ્યા, નમત જ્ઞાન ભંડાર. ૩.
સરવ વધુસ્યું રત્નવતિ, સામૈયું સજી જાય;
કેવળી ચરણ નમી કરી, બેસે યથોચિત્ત ઠાય. ૪.
સુણવા વંછે ધર્મ નૃપ, ગુરૂ સન્મુખ સુવિનીત;
સુરિ પણ તેહને દેશના, દિએ નય સમય વદિત. ૫.

## ઢાલ ૧૯ મી.

( ચિત્ત ચેતો રે—એ દેશી )

પ્રાણી જિનવાણી સુણી ચિત ચેતો રે,
જ્ઞાન દિશા દિલધાર; ચતુર ચિત ચેતો રે.

મોહની છાકે જે છકયા, ચિત૦ તે રઝળે સંસાર. ચતુર. ૧.
સંસાર ચરમ જલધિ સમો, ચિત૦ શ્રોતા વરત વિભેદ; ચતુર.
ભૂજલ જલણ અનિલ તરૂ, ચિત એ ભવ રસના છેદ. ચતુર. ૨.
નિષ્કામ નિર્જરા જોગથી, ચિત૦ વિગલ પણ જાત; ચતુર.
નાસા નયન શ્રુતિ વિણ ભમ્યો, ચિત૦ લહિ અજ્ઞાનનો ઘાત. ચતુર. ૩.
પંચેંદ્રિય તિરિ નારકી, ચિત૦ પરભવ દુખિયા દીન; ચતુર.
વિરાત હીન ગતી દેવની, ચિત લોભ વિષય આધીન. ચતુર. ૪.
દસ દ્રષ્ટાંતે દોહ્યલો, ચિત૦ લહિ માનવ અવતાર; ચતુર.
ગિરિ સરિ દુપલના ન્યાયથી, ચિત૦ ચરમોદધિનો કરનાર. ચતુર. ૫.
તેર મોહાદિક તસ્કરા, ચિત૦ સંગે વળિ ફરિ જાય; ચતુર.
સુગુરૂ ગિરા નો લોકતાં ચિત૦ કેતા નયન ઠરાય. ચતુર. ૬.
ભક્તિએ ગુરૂ વયણાં સુણી ચિત૦ તત્વ રમણતા થાય; ચતુર.
મિથ્યાત બંધ શિથિલ હુવે, ચિત૦ મોહનો છાક તે જાય. ચતુર. ૭.
સમકિત લક્ષણ દિલ ધરી, ચિત૦ તત્વ ત્રયી ફરસંત. ચતુર.
દેશ સરવ વ્રત પોતામાં, ચિત૦ નિરતિ ચારે ચઢંત. ચતુર. ૮.
જ્ઞાન દિશાએ જોવતાં, ચિત૦ દેખે દોય તે પંથ; ચતુર.
હેય જ્ઞેય ઉપાદેયથી, ચિત૦ શ્રાવકને નિગ્રંથ. ચતુર. ૯.
જ્ઞાન ક્રિયા શિવ સાધને, ચિત૦ પણ ક્રિયા નિર્દોષ; ચતુર.
દગ્ધ શ્રુતીય અવીધિ તજો, ચિત૦ અતિ પરવૃત્તિ પોખ. ચતુર. ૧૦.
નિશ્ચય નજર હૃદય ધરી, ચિત૦ પામે જે વ્યવહાર; ચતુર.
સ્વર્ગાદિક સુખ અનુભવી, ચિત૦ પામે ભવનો પાર. ચતુર. ૧૧.
દાન શિયળ તપ ભાવના, ચિત૦ ધર્મના ચ્યાર પ્રકાર; ચતુર.
તેહમાં મુખ્ય તે દાન છે, ચિત૦ જ્ઞાન દાન અણગાર. ચતુર. ૧૨.
જ્ઞાનોપયોગે કેવળી, ચિત૦ શિવ સમયે સાકાર; ચતુર.
કર્મનો ક્ષય જ્ઞાને હુવે, ચિત૦ જ્ઞાની વડો સંસાર. ચતુર. ૧૩.
નવવિધ પૂન્ય ગૃહસ્થને, ચિત૦ બીજે અંગ વિચાર; ચતુર.
અશન વસન આદે કહ્યાં, ચિત૦ સંબંધી અણગાર. ચતુર. ૧૪.
જિમ હરિ નંદન રાજવી, ચિત૦ દાન સુપાત્રે દીધ; ચતુર.

વ્રત ધરી સુર સુખ અનુભવી, ચિત૦ પરભવ રીદ્ધિ લીધ. ચતુર. ૧૫.
પૂછે નૃપ તુમ મુખ ચઢયો, ચિત૦ કુણ હરિનંદ નરેશ; ચતુર.
ચઊવિહ વાણી એ કેવળી, ચિત૦ દેતા તવ ઊપદેશ. ચતુર. ૧૬.
હરી નંદરાય તિલક પૂરે, ચિત૦ રાણી છે તસ સાત; ચતુર.
સુભદ્રા ને ધારણી, ચિત૦ લક્ષ્મી લિલાવતી ખ્યાત. ચતુર. ૧૭.
વિજયા જયા ને સુલોચના, ચિત૦ રાયને સહુસ્યું સ્નેહ; ચતુર.
સાતે રાણીસ્યું એકદા, ચિત૦ વન ક્રીડાગત તેહ. ચતુર. ૧૮.
તિણે સમે વનમાં સમોસર્યા, ચિત૦ ધર્મગોખ સુરિરાય; ચતુર.
પંચ સયાં પરીવારસ્યું, ચિત૦ નૃપ બેસે નમી પાય. ચતુર. ૧૯.
ધર્મ સુણી નૃપ રીઝીયો, ચિત૦ સમકિતસ્યું વ્રત બાર; ચતુર.
રાણીયો સાથે ઊચરી, ચિત૦ પૂછંતો તિણિ વાર. ચતુર. ૨૦.
હેતુ કિસ્યે સ્યા તપ કરે, ચિત૦ સુરિ ભણે અરિહા ધ્યાન; ચતુર.
મોહરાયને મારવા, ચિત૦ કરતા મંત્ર વિધાન. ચતુર. ૨૧.
મમતા માયા નિવારીને, ચિત૦ તપ તપતા ધરી હામ; ચતુર.
મણિ મોતિ કનકનાં ભૂષણાં, ચિત૦ સમથાપન તપ નામ. ચતુર. ૨૨.
કનકાવળી રતનાવળી, ચિત૦ મુક્તાવળી દોય મોય; ચતુર.
ચક્રવાલ એકાવળી, ચિત૦ સીંહ નિકળિયા દોય. ચતુર. ૨૩.
પડિમાધર આદે ઘણા, ચિત૦ જંગમ તીરથ એહ; ચતુર.
સાંભળી નૃપ ભક્તિ કરી, ચિત૦ સુરિ પધરાવ્યા ગેહ. ચતુર. ૨૪.
લક્ષ કનક ચરણે ધરે, ચિત૦ રાણીયો પણ લખ સાત; ચતુર.
પડિલાભ્યા મુની પાંચસે, ચિત૦ અશન વસન બહુ જાત. ચતુર. ૨૫.
પુણ્ય અનંતૂં બાંધિયું, ચિત૦ સાધારણ સહુ સાથ; ચતુર.
વનમાં વિસરજ્યા ઓછવે, ચિત૦ વળિયા નમિ ગુરૂનાથ. ચતુર. ૨૬.
શ્રાવકનાં વ્રત પાળતાં, ચિત૦ જીવદયા ધરી ચિત; ચતુર.
અતિથિ વ્રતે સુપાત્રને, ચિત૦ દાન દીએ બહુ નીત. ચતુર. ૨૭.
જીવ અપાર સ્વદેશમાં, ચિત૦ વીત્યા કેટલા કાળ; ચતુર.
આઊખે સહુ ઊપના, ચિત૦ સોહમ સર્ગ વિશાળ. ચતુર. ૨૮.
સુલોચના ચવી સ્વર્ગથી, ચિત૦ ચંપાપુરી નૃપ ગેહ; ચતુર.

પુત્રી થઇ મુનિ સંદિધે, ચિત૦ લિએ દિક્ષા ધરી નેહ. ચતુર. ૨૯.
દેવી ત્રીલોચના તે થઈ, ચિત૦ ચરણ વિરાધક જેણ; ચતુર.
કાલાંતર રાજા ચવી, ચિત૦ ચંદ્રશેખર તમો તેણ. ચતુર. ૩૦.
ગુણસુંદરી રતીસુંદરી, ચિત૦ સુભદ્રા ધારણી જીવ; ચતુર.
ચંપકમાળા ખેચરી, ચિત૦ લીલાવતીનો જીવ. ચતુર. ૩૧.
લખમી ને જયસુંદરી, ચિત૦ બેહેનો રતિ પ્રીતિ હોય; ચતુર.
પનર પ્રશ્નોત્તર કરી, ચિત૦ જે તુમે પરણ્યા દોય. ચતુર. ૩૨.
કનકાવતી તપસી સુતા, ચિત૦ થઇ વિજયાનો જીવ; ચતુર.
દેખી તમે વન હિંચતી, ચિત૦ લાગ્યો રાગ અતીવ. ચતુર. ૩૩.
પરભવ દાનાદિક થકી, ચિત૦ વિદ્યા રીદ્ધિ બનાવ; ચતુર.
ગુરૂમુખ સુણી સાતે લહ્યા, ચિત૦ જાતીસમરણ ભાવ. ચતુર. ૩૪.
ચોથે ખંડે ઢાળ એહ, ચિત૦ ઓગણીસમી કહી ખાસ; ચતુર.
શ્રી શુભવીર નરંદને, ચિત૦ પ્રગટ્યો જ્ઞાનપ્રકાશ. ચતુર. ૩૫.

**દોહરો.**

એણીપેરે દેઈ દેશના, જામ રહ્યા મુનિરાય;
તામ નરેસર વિનવે, વિનયે પ્રણમી પાય. ૧.
ચરણ ધરણ શક્તિ નહીં, મુજને સુણો મહારાજ;
ઉચિત કરણ તિણે ઉપદિશો, જિમ સવી સીજે કાજ. ૨.
જ્ઞાની કહે સુણ રાજવી, આ ભવ ચરણ ન હંત;
દ્વાદશવિધ વ્રત પાળતાં, વળી મુનિ દાન દિયંત. ૩.
દેવલોક દશમેં જશ્યો, સકળ ધરમ સહકાર;
તિણે પનર પટરાણીયો, તે પણ ત્યાંહાં અવતાર. ૪.
નર શુર અંતર ભવ કરી, સાતમે ભવ શિવવાસ;
એણે સમે મૃગસુંદરી ભણે, ભૂપને ધરી ઉલ્લાસ. ૫.
આ સંસાર દાવાનળે, નહિ સુખનો લવલેશ;
મુનિ સુખિયા સંસારમેં, ચિત્ત વશ્યો ઉપદેશ. ૬.
હું નહિ રહું સંસારમેં, આપો રજા એણે ઠાય;
સાસુ રત્નવતિ તદા, આવિ એમ ઉચરાય. ૭.

## ઢાળ ૨૦ મી.

( સાહેલડિયાની દેશી. )

વચ્છ સુકોમળ લઘુ વયે, સુણો સુંદરી, સંયમ કીમ લેવાય; ગુણ મંજરી.

વદન મદન દશને કરી, સુણો૦ લોહ ચણા ન ચવાય. ગુણ. ૧.
કાચી પાંખે ઉડવું, સુણો૦ ધરવો મેરૂ ભાર; ગુણ.
તરવો અંતીમ જળનીધિ, સુણો૦ તેહવા મહાવ્રત ચાર. ગુણ. ૨.
સંયમ અવસર જવ થસ્યે, સુણો૦ પુત્રાદિક પરિવાર; ગુણ.
તમે અમે તવ લેઇસ્યું, સુણો૦ સાથે સંયમ ભાર. ગુણ. ૩.
મૃગસુંદરી કહે સાસુને, સુણો૦ કાળ ભમે તનુ છાય. ગુણ.
ડાભ અણી જળ બિંદુઓ, સુણો૦ ચંચળ નરનું આય. ગુણ. ૪.
સુખમાં વિઘન કરે નહીં, સુણો૦ સાચા સજ્જન નેહ; ગુણ.
પંખી પણ વરષા સમે, સુણો૦ સુંદર તરૂ કરે ગેહ. ગુણ. ૫.
સંબર વિણ નવિ સંચરે, સુણો૦ પંથે પંથી ગમાર; ગુણ.
નિશિ તરૂ મેળો પંખીનો, સુણો૦ પ્રાત દશો દીશ ચાર. ગુણ. ૬.
જેમ તીરથ મેળો મળે, સુણો૦ જન વાણિજની ચાહ; ગુણ.
કેઈ ટોટો કેઈ લાભને, સુણો૦ લેઇ લેઇ નિજ ઘર જાહ. ગુણ. ૭.
પંથ શિરે પંથી મળે, સુણો૦ કરે પરસ્પર પ્રેમ; ગુણ.
રાતી વસે પ્રહ ઉઠ ચલે, સુણો૦ નેહ નિવાહે કેમ. ગુણ. ૮.
માત પિતા સુત બાંધવા, સુણો૦ મેળો સ્ત્રી ભરતાર; ગુણ.
નહિ કોઈ કોઇનો સગપણે, સુણો૦ સ્વારથિયો સંસાર. ગુણ. ૯.
ધન ઘર નારી વિસામણે, સુણો૦ સજ્જન ઠરે સમસાન; ગુણ.
ચયતનુ આખર એકલો, સુણો૦ પરભવ જાય નિદાન. ગુણ. ૧૦.
સંસાર માયા કારમી, સુણો૦ વિરૂઆ વિષય વિકાર; ગુણ.
જનમ જરા મરણાદિકે, સુણો૦ શરણ નકો સંસાર. ગુણ. ૧૧.
ભવ ભયથી હું ઉભગી, સુણો૦ લેસ્યું સંયમ સાર; ગુણ.
બળિયાને અવલંબતાં, સુણો૦ ઊતારે ભવ પાર. ગુણ. ૧૨.
નિશ્ચય લહી નૃપ સજ્જના, સુણો૦ ગુરૂ વંદી ઘર જાય; ગુણ.

તિરથોદક જળ લાવીને, સુણો૦ દિક્ષાભિષેક કરાય. ગુણ. ૧૩.
મૃગસુંદરી માત પિતા, સુણો૦ તેડાવે તિણીવાર: ગુણ.
નિશિદિન વેગે ચાલતા, સુણો૦ સયણ વરગ પરિવાર. ગુણ. ૧૪.
સૈન્ય સહિત તે ઉતર્યા, સુણો૦ ગંગા નઈ ઉપકંઠ; ગુણ.
પુત્રીસ્યું માતા મળી, સુણો૦ રોતી મોકળે કંઠ. ગુણ. ૧૫.
મૃગસુંદરી કહે માયને, સુણો૦ આ ભવ કેરી સગાઈ; ગુણ.
ભવ ભવ સગપણ બહુ કર્યાં, સુણો૦ માતા સુતા શી નવાઈ. ગુણ. ૧૬.
માત પિતા સમજાવીને, સુણો૦ આવી સાસુ પાસ; ગુણ.
અઠ્ઠાઈ મહોચ્છવ જીનઘરે, સુણો૦ નાચ પુજા શુભવાસ. ગુણ. ૧૭.
શિબિકા સુંદર રચી, સુણો૦ લગ્ન દિવસ શ્રીકાર; ગુણ.
સામંત શેઠ પટાવતની, સુણો૦ ત્રણસેં છત્રીસ નાર. ગુણ. ૧૮.
ઘર ઘરથી ઓચ્છવ કરી, સુણો૦ આવી રાજદુવાર; ગુણ.
ચંપકમાલાદિક ધરે, સુણો૦ મૃગસુંદરી શણગાર. ગુણ. ૧૯.
શાસનદેવી અપછરા, સુણો૦ ગાવે ગીત ઉછાંહિ; ગુણ.
સાસુ રોતી કર ધરી, સુણો૦ બેસારે શિબિકા માંહિ. ગુણ. ૨૦.
બહુ શિબિકાએ પરવરી, સુણો૦ જંગમ મોહનવેલ; ગુણ.
અષ્ટ મંગળ આગલ ચલે, સુણો૦ લોક જુએ રંગરેલ. ગુણ. ૨૧.
છાબ ભરી ઉપગરણની, સુણો૦ માંહે રહે લેઇ નાર; ગુણ.
ખેચરી દો ચામર કરે, સુણો૦ એક અરીસા ધાર. ગુણ. ૨૨.
પૂર્ણ કળશ જળ ઝારીયો, સુણો૦ ઊંચી કરી વિજ્યંત; ગુણ.
ઈંદ્ર ધજા પાવડી ધરા, સુણો૦ દાસી દાસ ચલંત. ગુણ. ૨૩.
લષ્ટિ કુંત ખડ્ગધરા, સુણો૦ ચામર ચાપ ને પાસ; ગુણ.
પુંગી ફળ તાંબુળ ગ્રહા, સુણો૦ ભાજન તૈલ સુવાસ. ગુણ. ૨૪.
ચિત્ર ફલક હાસી કરા, સુણો૦ મોર પીંછ વેહ નાર; ગુણ.
વીણા વાજિંત્ર ગાયના, સુણો૦ યોગી જટા ધરનાર. ગુણ. ૨૫.
કૌતકિ ચારણ દૂશીયા, સુણો૦ જય જય શબ્દ કરંત; ગુણ.
કુંતિલ હય ગય રથ ચલે, સુણો૦ ઇગ સય અડસવિ તંત. ગુણ. ૨૬.
ઘંટ ધજા તોરણ ધરા, સુણો૦ વાજે બહુ વાજિંત્ર: ગુણ.

પગ પગ ગૂડી ઉછળે, સુણો૦ બીરૂદ પઢંતે છાત્ર. ગુણ. ૨૭.
રાજેશ્વર ઇભ્ય તલવરા, સુણો૦ શેઠ સેનાપતિ દૂત; ગુણ.
સહસ ગમે રથ સોકયના, સુણો૦ ચાલે ભટ રજપૂત. ગુણ. ૨૮.
કેતા નર કર વીંજણા, સુણો૦ પાત્ર નાચે રહી પાટ; ગુણ.
સુખ મંગળિક નરા ભણે, સુણો૦ મૃગસુંદરી ગુણ ઘાટ. ગુણ. ૨૯.
યાચક દાન અતુલ લિએ, સુણો૦ ધુપ ઘટા મહકંત; ગુણ.
કંસ તાલ ઝલ્લી ધૂમતાં, સુણો૦ આગે નિશાન ઝગંત. ગુણ. ૩૦.
કાશી માંહી ચાલતાં, સુણો૦ જોતાં સુણતાં લોક; ગુણ.
કર જોડીને પ્રણમતાં, સુણો૦ નરનારીના થોક. ગુણ. ૩૧.
સાસુને ચંપકમાળા, સુણો૦ ઢાળે ચામર દોય; ગુણ.
ખેચર જણ મુગતા ફળે, સુણો૦ વધાવતા મુખ જોય. ગુણ. ૩૨.
દેવ દેવી ગગને જુએ, સુણો૦ પગ ધરવા નહિ ઠામ; ગુણ.
વરઘોડો જઇ ઊતર્યો, સુણો૦ જિહાં મુનિ વન વિશરામ. ગુણ. ૩૩.
રાયશાબિથી ઊતારીને, સુણો૦ કેવળીને વંદંત; ગુણ.
રત્નવતી ગદ ગદ સ્વરે, સુણો૦ કેવળીને ભાખંત; ગુણ. ૩૫.
રાજ્યધાની ત્રણ ખંડની, સુણો૦ મધ્યે રત્ન એ નાર. ગુણ.
તુમ હાથે થાપણ હવી, સુણો૦ લેવા ચરણ હુશિયાર. ગુણ. ૩૬.
નિજ હાથે ઊતરતી, સુણો૦ ભૂષણ વસ્ત્ર અશેષ; ગુણ.
મહતરિકા સવી તે લિએ, સુણો૦ દેતી શુભ ઊપદેશ. ગુણ. ૩૭.
વેશ દિએ શાસન સુરી, સુણો૦ ઉચરે મહાવ્રત ચ્યાર; ગુણ.
વાસખેપ કરે કેવળી, સુણો૦ સાસુ આંસુ ધાર. ગુણ. ૩૮.
કેવળીને એમ વિનવે, સુણો૦ ઈહાં રહો પંચ રાત; ગુણ.
પલક કરી નથી વેગળી, સુણો૦ વિરહ ખમ્યો નવિ જાત. ગુણ. ૩૯.
મૃગસુંદરી ચરણે નમે, સુણો૦ ચંદ્રશેખર નૃપ સાથ; ગુણ.
કોઇ દીન દર્શન આપજયો, સુણો૦ નૃપ વદે જોડી હાથ. ગુણ. ૪૦.
સાસુ કહે વચ્છ સાંભળો, સુણો૦ તું દેહે સુકમાળ; ગુણ.
ફુલનો ભાર ન શિર ધરે, સુણો૦ કિમ વહો મેરૂ ભાર. ગુણ. ૪૧.
પણ તું ત્રિહુ પખ ઊજળી, સુણો૦ ચોથો ગુરૂકુળ વાસ; ગુણ.

દિક્ષા તુજ દુક્કર નહીં, સુણો૦ ઘણુ મુજ કીધ નિરાશ. ગુણ. ૪૧.
તું નિસનેહી થઇ ચલી, સુણો૦ મુજ તરછોડી હાથ; ગુણ.
જાઇશ ઘર કેમ એકલી, સુણો૦ ભોજન કરૂં કિણી સાથ. ગુણ. ૪૨.
નિરાગી થઈ નીકળ્યાં, સુણો૦ પણુ વરસે એક વાર; ગુણ.
રતનવતી મુજ સાસુ છે, સુણો૦ સંભારજ્યો ધરી પ્યાર. ગુણ. ૪૩.
આ વનમાં નથી આવવું, સુણો૦ શત્રુ સમ વન એહ; ગુણ.
જોતી ને રોતી વળી, સુણો૦ વહુરો શું ગઇ ગેહ. ગુણ. ૪૪.
પણ રતિ ન લહે એક ઘડી, સુણો૦ જઈ સમજાવે નરેંદ; ગુણ.
તોપણ ભોજન નવિ કરે, સુણો૦ નાઠી નયણે નીંદ. ગુણ. ૪૫.
રાતિ સમે ચિત ચીંતવે, સુણો૦ ગઈ મૃગલી વનવાસ; ગુણ.
ભુમિ શયન શીત ભોજને, સુણો૦ નહિ કોઈ સેવક પાસ. ગુણ. ૪૬.
બાલપણે એ ગુણવતી, સુણો૦ દુક્કર સાધન કીધ; ગુણ.
વૃદ્ધપણે હું ઘર રહી, સુણો૦ અવસર ચરણ ન લીધ. ગુણ. ૪૭.
લીલા જવ અજ ભક્ષણે, સુણો૦ સૂકો ગાયને ઘાસ; ગુણ.
ગાય સવચ્છા સુખ ભજે, સુણો૦ પામ્યો છાગ વિનાશ. ગુણ. ૪૮.
ગાય સમી મૃગસુંદરી, સુણો૦ ફાસું ખાશે ધાન; ગુણ.
સ્વર્ગ તણાં સુખ પામસ્યે, સુણો૦ હું અજપરે દુખખાણ. ગુણ. ૪૯.
રાગ કરી અંતે તજી, સુણો૦ મુજને પડો ધિઃકાર; ગુણ.
રવી ઉદયે ભેગી મળું, સુણો૦ લેશું સંજમ સાર. ગુણ. ૫૦.
ચિંતવી રાયને તેડીયા, સુણો૦ કહે સુણો મુજ વાત; ગુણ.
કરો સજાઇ ચરણની, સુણો૦ અમે ઇહાં આજ રાત. ગુણ. ૫૧.
એહ અમ હુકમ ન ફેરવો, સુણો૦ જો છો પુત્ર સુજાત; ગુણ.
ગામ વહુ સહુ જાગીયા, સુણો૦ પસરી સઘળે વાત. ગુણ. ૫૨.
પરભાતે ઓચ્છવ કરી, સુણો૦ માતાએ દિક્ષા લીધ; ગુણ.
પૂર્વ દિક્ષિત સહુ પરિકરે, સુણો૦ ગુરૂએ વડેરી કીધ. ગુણ. ૫૩.
ગુરૂકુળ વાસે વિચરતા, સુણો૦ તપ જપ જ્ઞાનને ધ્યાન; ગુણ.
બિહુ જણુ સમ સંયમ ક્રિયા, સુણો૦ એક સુરત દોય કાન. ગુણ. ૫૪.
ઉપશમ શ્રેણીએ બિહુ ચઢયાં, સુણો૦ કાલાંતર કરી કાળ; ગુણ.

સર્વારથ સિધ્ધે ગયા, સુણો૰ પામ્યા સુખ વિશાળ. ગુણ. ૫૧.
નૃપ પણ પૂરણ આઉખે, સુણો૰ પામ્યા પ્રાણુંત સર્ગ; ગુણ.
કેવળી વચને પામસ્યે, સુણો૰ ચરણ ધરી અપવર્ગ. ગુણ. ૫૬.
ચોથે ખંડે પૂરણ થયે, સુણો૰ વિસમી ઢાળ રસાળ; ગુણ
શ્રી શુભવીર વચને હજ્યો, સુણો૰ ઘર ઘર મંગળ માળ. ગુણ. ૫૭.

### દોહરા.

ચંદ્રશેખર નૃપની કથા, ભાખી શ્રી જીનવીર;
જીવ ભવિક સુણી વ્રત ધરી, પામ્યા ભવજળ તીર. ૧.
સભા વિસરજી લોક સહુ, પોહતા નિજ નિજઠાણુ;
પ્રભુ પણ વિચર્યા ભૂતળે, ભવિકજ વિકસન ભાણુ. ૨.

### કલશ.

( તુઠો તુઠો રે મુજ સાહિબ જગનો તુઠો—એ દેશી. )

સેવો સેવો રે સંખેશ્વર સાહિબ સેવો,
પુરિસાદાણિ પાસ કહાવે; દુનિયાંમાં દેવ ન એવો,
સુરસેના જીતી લઘુ વયમાં; માય કહે ચિરંજીવો રે. સંખેશ્વર. ૧.
યાદવ લોકની જરા નિવારી, જબ પ્રગટ્યો જગદીવો;
રોગ વિઘન હરવા સુખ કરવા, નામ સુધારસ પીવો રે. સંખેશ્વર. ૨.
સિદ્ધસેન સુરી વિક્રમ બોધન, અવર પ્રભૂ સ્તવન ખેવો;
શિવપીંડી ફાટી સ્તવન કરતાં, પાર્શ્વ પ્રભુ પ્રગટેવો રે. સંખેશ્વર. ૩.
જળનિધિ સુરવૈમાનિક પૂજી, કેતા કાલ નાગદેવો;
કાલ અસંખ્ય થયો પડિમાને, પણ મહિમા છે તેહવો રે. સંખેશ્વર. ૪.
જિન ગુરૂજનની સરસતિ સમરી, પાસજી પંચમ લેવો;
એ પાંચે પરમેષ્ટી પસાયે, ઉદ્યમ કૃત્ય સફળેવો રે. સંખેશ્વર. ૫.
રયણ કથા કોશે જ્ઞાનસાગર, સુરી રચનાએ ભરેવો;
અલ્પ લઘુત ચરિત મનોહર, દેખી ચિત ઉલસેવો રે. સંખેશ્વર. ૬.
ચરમ રતન ચક્રિ કર ફરસે, દ્વાદશ જોજન ચાવો;
હય ગય રથ ભટ સુખમાં માહલે, હોવે સૈન્ય જમાવો રે. સંખેશ્વર. ૭.
એણિ વિધિ શ્રુતપદ ઉક્તિશું યુક્તિ, ફરસને વિસ્તર થેવો;

શ્રવણ રસિક શ્રોતા મન હીસે, તો શ્રમ સફલ ગણેવો રે. સંખેશ્વર. ૮.
એક શ્રુતપદનો અર્થ અનંતો, ભાખે ગણધર દેવો;
પંચાંગી પરમાણે સાચો, ભવ ભીરૂ મન લાવોરે. સંખેશ્વર. ૯.
મંદમતી એ મૂરખ ટોળો, બોલે કનક ભખી જેવો,
ત્રિપદિથીકિમ ગણધર રચીયાં, આગમ અમરતમેવોરે. સંખેશ્વર. ૧૦.
ટીકા ચૂરણ ભાષ્ય નિર્જુતિ, ગ્રંથ ચરીત્ર બનાવો;
કરતા સુરિ પંડિતને લોપે, તાસ નિગોદ વસાવોરે. સંખેશ્વર. ૧૧.
પંડિત રચના બાલી સહેલે, અજ્ઞાન ગર્વ ભરેવો;
કંચુકી કારણે નિંદે કૃશાંગી, જાણે ન ગર્ભ ધરેવોરે. સંખેશ્વર ૧૨.
જિમ કપિગૂંજા પુંજ કરીને, અગ્નિજયું શીત મટેવો;
પણ નર દક્ષ કપિ કુળ સંગે, શીતાર્તે ન ગમેવોરે. સંખેશ્વર. ૧૩.
ગ્રંથે ન કુશળ મુશળ મતિ બોલે, માણકમૂલ નહાવો;
બહુશ્રુત સુવિહિત નયણે જોશ્યે, તવ અમ શ્રમસફળેવોરે સંખેશ્વર. ૧૪.
પંડિત આગે શ્રોતા રાગે, સુંદર શાસ્ત્ર સુણે રે.
વિસ્તરશ્યે વટ શાખા પુણ્યની, લેશો શિવફળ મેવોરે. સંખેશ્વર. ૧૫.
પુણ્યમારગ શ્રુત સુણતાં જાણે, જાણે પાપ ફળેવો;
જાણે ઉભય સદગુરૂ મુખથી તિહાં, શુભ ફળદાયક સેવો રે. સંખેશ્વર. ૧૬.

## પ્રશસ્તિ.

(રાગ ધન્યાશ્રી.)

તપગચ્છ નંદન દેવ તરૂપમ, વિજયદેવ સુરિ રાયાજી;
નામ દિગેદિશ જેહનું ચાવું, ગુણિજન વંદે ગાયાજી.
વિજયસિંહ સૂરિ તસ પટધર, કુમતિ મતંગજ સિંહોજી;
તાશિષ સુરિ પદવી લાયક, લક્ષણ લક્ષિત દેહોજી. ૧.
સંઘ ચતુર્વિધ દેશવિદેશી, મળિયા તીહાં સંકેતજી;
ત્રિવિધ મહોચ્છવ કરતાં દેખી, નિજ સુરિપદને હેતેજી.
પ્રાયશિથિલ મૂનિ બહુ દેખી, મન વૈરાગે વાશીજી;
સૂરિવર આગે વિનય વિરાગે, ચિત્તની વાત પ્રકાશીજી. ૨.

સુરિ પદવી નથિ લેવી સ્વામી, કરશ્યું કિરિયા ઉધારજી;
સુરિ ભણે આ ગાદીછે તુમ શિર, તુમ વશ ગછ અણુગારજી.
એમ કહિ સ્વર્ગ સધાવ્યા સુરિવર. સંઘને વત સુણવીજી;
સત્યવિજય પન્યાસની આણા, મુનિ ગણમાં વરતાવીજી. ૩.
સંઘની સાથે તિણે નિજ હાથે, વિજય પ્રભસુર થાપીજી;
રંગિત વસ્ત્ર લહી જગ વંદે, ચૈત્ય ધ્વજાએ લક્ષીજી.
સુરિ પાઠક રહે સનમુખ ઉભા, વાચક જસ તસ પક્ષીજી. ૪.
મુની સંવેગી ગૃહી નીરવેદી, ત્રીજો સંવેગ પાખીજી;
મુગતિ મારગ એ ત્રણે કહિએ, જીહાં સિધાંત છે સાખીજી.
આર્ય સુહસ્તી સુરિ જીમ વંદે, આર્ય માહાગિરિ દેખીજી;
દો તિન પાટા રહી મર્યાદા, પણ કલિયુગતા વિશેખીજી. ૫.
અહી લજ લાસી જનતા પાસી, નૃપ મંત્રી પણ ભળિયાજી;
સત્યવિજય ગુરૂ શિશ બહુ શ્રુત, કપુરવિજય મતિ બળિયાજી.
તાસ શીષ્ય શ્રી ખીમાવિજય બુધ, વિદ્યાશક્તિ વિશાળીજી;
જાસ પસાયે જગતમાં ચાવો, કપુરચંદ ભણસાળીજી. ૬.
તસ શિષ્ય શ્રી સુજશ વિજયબુધ, તાસ શિષ્ય ગુણવંતાજી;
શ્રી શુભવિજય વિજય જસ નામે, જે મહી માંહી સહંતાજી.
પંડિત વીરવિજય તસ શિષ્યે, ચિત્રની વૃત્તિ ઉલ્લાશેજી;
ચંદ્રશેખર નૃપ ગુણ મણિમાળા, ગુંથી છે આરાશેજી. ૭.
સંવત ઓગણીસ સય દોય વરષે, વિજયાદશમ પ્રસિદ્ધિજી;
રાજનગરમાં રહિ ચોમાસુ, રાસની રચના કીધીજી.
વિજય દેવેંદ્ર સુરી સામ્રાજ્યે, ભાખ્યો વ્રત આચારોજી;
દક્ષ પરિક્ષક નર જો સુણશ્યે, તો શ્રમ સફળ અમારોજી. ૮.
જીમ સોહમપતિ ઇંદ્રને નંદન, નામે રાય જયંતાજી;
તિમ રાજેશરી શેઠ હેમાભાઈ, તસ નંદન ગુણવંતાજી;
છે યુવરાજ પદે પદ લાયક, પ્રેમાભાઈ બિરાજેજી;
રાસતણી મેં રચના કીધી, તેહને સુણવા કાજેજી. ૯.
શ્રવણ સફળતા શ્રવણે સુણતા, ભણતાં સફળ તે જીહાંજી;
ગુણિજન ગોઠે ગુણી ગુણ હોઠે, સફળ જનમ તે દીહાજી;

જે ભાવે એ ભણસ્યે ગણસ્યે, શ્રવણે ધરી સાંભલસ્યેજી;
સરધા ભાણુ ન તત્વ રમણ રસ, ચિંતન વ્રત તરૂ ફળસ્યેજી. ૦.
દેહ નિરામય સ્નેહિ સુખાશ્રય, અસન સુધામય કરશેજી;
મંદિરિએ પગપગ ઝળકંતી, કમળા ચપળા હરસ્યેજી;
પુત્ર પવિત્ર કલત્ર વિચત્ર, નેત્રાનંદે વિચરશેજી;
વાજી રાજી વિરાજીત બંધુ, સિંધર ચઢી સંચરશેજી. ૧.
રત્નમેહલમે સેહેલ કરસ્યે, જીન ગુરૂ ગીત ગાન નૃત્યશાળા;
આનંદ મંગલ ધરશેજી, મંગલિક માળા વરસ્યેજી;
ભવ તરસ્યે હરશે વિપાતિક, સ્નાતક પદ અનુસરસ્યેજી.
સુખભર શિવ સુંદરી વરમાળા, વિમળા કંઠે ધરસ્યેજી. ૧૨.

इति श्रीमत्तपागच्छेभट्टारक श्री विजयसिंह सूरिसंतानीय पंडित श्री १०८ पंडित श्री शुभविजयगणिशिष्य भुजिष्य पंडित श्री वीरविजयगणि विरचिते श्री चंद्रशेखर चरित्रे प्राकृत प्रबंधे पंचदश प्रश्नोत्तरार्थ कथनेन रति सुंदरी प्रीतिसुंदर्योः करग्रहण क्षेत्रपाल वशीकरण शृंगदत्त कथाश्रवण द्विजपत्नि कुलटाप्रबंधकथन सुदर्शन कुमारोपनयप्रकाशन तापसपुत्री कनकावति विमला पाणीग्रहण शत्रुंजय जात्राकरण चतुषष्टी खेटसुता करग्रहण त्रिलोचना वचनेन मातृपितृ मिलन स्वर्गगमन संज्ञायंचतुर्थ खंडः समाप्तस्तत्समाप्तौ चंद्रशेखर रासोयमपि परिपूर्णः

